# કચ્છના કળાધરો અથવા ચન્દ્રવંશચરિત્ર.

## ઉપોદ્‌ઘાત.

---

"Be mine to follow with no timid step
Where knowledge leads me; it shall be my pride
That I have dared to tread this holy ground."

Wordsworth.–Postscript (to Preface) (1835).

**આ** 'કચ્છના કળાધરો અથવા ચંદ્રવંશચરિત્ર' નામક ગ્રંથના નિર્માતા ભાઇશ્રી દુલેરાય એલ કારાણીએ કચ્છના ઐતિહાસિક દેશકથાત્મક સાહિત્યને પ્રકાશમાં લાવવાના જે અવિશ્રાંત આયાસો અત્યારસુધીમાં કર્યા છે તે માટે એ ભાઇશ્રીને જેટલા પણ ધન્યવાદો સમર્પવામાં આવે તેટલા ધન્યવાદો સ્વલ્પ થવાનોજ સંભવ છે. એમનાં લખેલાં 'કચ્છનાં રસઝરણાં' આજથી સાત વર્ષ પૂર્વે (ઇ. સ. ૧૯૨૮) માં મુંબઇમાં પ્રકટ થતા 'સ્વદેશ' પત્રના ગ્રાહકોને વાર્ષિક ભેટ તરીકે સમર્પાયાં હતાં અને એમનો 'કચ્છી કહેવતો'નો સંગ્રહ ઇ. સ. ૧૯૩૦ માં પ્રકટ થયો હતો. એ એમના સાહિત્ય વિષયક પ્રયત્નો લઘુ સ્વરૂપના હતા અને આ પ્રયત્ન બૃહદ્સ્વરૂપનો છે. અહીં પાઠકો તથા પાઠિકાઓએ એ વાર્તાને અવશ્ય સ્મરણમાં રાખી લેવાની છે કે અત્યારની ઘટિકા પર્યન્ત તો કચ્છનો ઇતિહાસ લોકકથાઓની ચતુસ્સીમામાંજ બદ્ધ થયેલો છે; અને જ્યાંસુધી કોઈ સુયોગ્ય કચ્છી ઇતિહાસલેખક તથા પુરાતત્ત્વવેત્તા પુરુષ દ્વારા તેને સપ્રમાણ ઇતિહાસના સ્વરૂપની પ્રાપ્તિ નહિ થાય ત્યાં સુધી તો તે લોકકથાની સીમામાંજ, તેવા કોઈ ઇતિહાસલેખક તથા પુરાતત્ત્વવેત્તાની તેમજ યોગ્ય અવસરની પ્રતીક્ષા સહિત, બદ્ધ રહેવાનો છે. પરંતુ એથી લોકકથાઓની મહત્તા ઓછી છે અથવા તો લોકકથાઓમાં ઇતિહાસનો સર્વથા અભાવ છે, એમ કોઇપણ વ્યક્તિયે કદાપિ, એક નિમેષમાત્રને માટે પણ માની લેવાનું નથી; કારણ કે, જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો જેવી રીતે વિશાળતમ વૃક્ષની ઉત્પત્તિ બીજમાંથી થાય છે તેજ પ્રમાણે જેને પ્રમાણભૂત ઇતિહાસના નામથી ઓળખવામાં આવે છે તે પ્રમાણભૂત કિંવા પ્રમાણિક ઇતિહાસની આદિમજનની (જન્મદાત્રી માતા) તો પ્રાચીન લોક કથાજ છે; કારણ કે, કોઇપણ દેશના ઇતિહાસનું પૂર્વ સર્જન લોકકથાના સ્વરૂપમાંજ થતું રહે છે અને ત્યારપછી ઐતિ-

હાસિકોના અન્વેષણદ્વારા એ લોકકથાઓના ગર્ભમાંથી જ ઇતિહાસરત્નનો સંભવ થતો રહે છે એ સત્ય નિયમને હવે સર્વ ઇતિહાસવેત્તા તથા ઇતિહાસ લેખકોએ એક વાક્યતાથી સ્વીકારી લીધેલો હોવાથી લોકકથાઓએ પણ ઇતિહાસમાં પોતાનાં વિશિષ્ટ આસન તથા મહત્ત્વને નિર્વિવાદ પ્રાપ્ત કરી લીધાં છે. સારાંશ કે, ઇતિહાસના પ્રદેશમાં લોકકથાની એટલી સીમા પર્યન્ત મહત્તા છે કે વિશ્વના કોઇપણ મહાપ્રચંડથી પણ પ્રચંડતર બુદ્ધિ ધરાવનાર ઇતિહાસલેખકથી જો કોઇપણ દેશ, ધર્મ, રાજવંશ અથવા સમાજના ઇતિહાસ નિર્માણના કાર્યને તેણે આરંભ્યું હોય તે ઇતિહાસનું તે વિશિષ્ટ દેશ, ધર્મ, રાજવંશ કિંવા સમાજના સંબંધમાં વંશપરંપરાગત ચાલતી આવેલી લોકકથાઓ તથા માન્યતાઓની સહાયતા અને અને તે પણ વિપુલ સહાયતા લીધા વિના કદાપિ નિર્માણ કરી શકાય એ ઘટના કેવળ અશક્ય નહિ, કિન્તુ સર્વથા અસંભવનીય છે અને તેથી જ લોકકથા ઇતિહાસનું આદિ સ્વરૂપ છે.

જેના નામનો આપણા પ્રાચીનતમ ' વેદ ' નામક ગ્રંથમાં પણ ઉલ્લેખ મળી આવે છે તેમજ પુરાણોમાં પણ જે દેશના સંબંધમાં અનેકવાર નાનાવિધ ગૌરવગાયક ઉલ્લેખો કરાયલા છે તે પ્રાચીનતમ કચ્છ નામક પવિત્ર ભૂમિ તથા તે પવિત્ર ભૂમિના પ્રથિતયશ જાડેજાવંશી રાજ્યકર્તાઓના શાસનના સંબંધમાં રચાયલી વિપુલ પદ્યાત્મિકા લોકકથાઓ અદ્યાપિ કચ્છની જનતાના કંઠમાં, ચારણોના ચોપડાઓમાં, ભાટરાજાઓના ભંડારમાં તથા વહીવંચાઓની વહીઓમાં અદ્યાપિ વર્તમાન હોવા છતાં અત્યારના સમયમાં સમસ્ત જનતાના જોવા તથા જાણવામાં આવી શકે તેવા એક પ્રચંડ સંગ્રહના સ્વરૂપમાં સિંધીમિશ્રિત કચ્છીભાષાનાં પદ્યોના સરળ ગુજરાતી અર્થ તથા વિવેચન સહિત એ લોકકથાઓને કોઇથી પણ અત્યારસુધી પ્રકાશિત કરી શકાઈ ન હોતી. મારા આ કથનનો કોઇએ એવો અર્થ સમજી લેવાનો નથી કે એ લોકકથાઓને એવી રીતે અર્થ તથા વિવેચન સહિત પ્રકાશિત કરી દેવાના કચ્છી કવિજનો તથા અન્યાન્ય લેખકોદ્વારા કોઈ પણ પ્રકારના પ્રયત્નો કદાપિ નથી જ થયા; અર્થાત્ કચ્છીઓ દ્વારા એ લોકકથાઓને અર્થ તથા વિવેચન સહિત પ્રકટ કરવાના અનેકવાર પ્રયત્નો થયા છે અને એવા પ્રકારના પ્રયત્નકારોના અગ્રગામી પ્રયત્નકાર તરીકેનું માન સ્વર્ગીય કવીશ્વર જીવરામ અજરામર ગોર મહાશયને જ આપણે આપવું જોઇએ; કારણ કે, તેઓ શ્રીમાને આજથી લગભગ છત્રીસ કે સાડત્રીસ વર્ષ પૂર્વે

પોતાના 'સરસ્વતી શૃંગાર' નામક માસિક પત્રદ્વારા કચ્છની એવી ઐતિહાસિક લોકકથાઓને અર્થ તથા વિવેચન સહિત પ્રકાશિત કરી દેવાના પ્રયત્નો કર્યા હતા. અને ત્યારપછી એવી કેટલીક લોકકથાઓનું ગુજરાતી પત્રના દીપોત્સવી અંકોમાં પણ પ્રકાશન કરાવ્યું હતું; પરંતુ દુર્ભાગ્યવશાત્ તેઓ શ્રીમાન્ અકાળ કાળધર્મને વશ થઇ જતાં એ કાર્ય અપૂર્ણ અવસ્થામાંજ રહી ગયું હતું. સ્વ. કવીશ્વર જીવરામ અજરામર ગોરની લેખિનીથી સંશોધાયલી એ લોકકથાઓમાંની દશ કથાઓ "કચ્છની જૂની વાર્તાઓ (ઐતિહાસિક લોકકથાઓ)" નામથી પુસ્તકના રૂપમાં કવિશ્રીના ચિરંજીવી રાજારામભાઈએ ઈ. સ. ૧૯૨૯માં છપાવીને પ્રગટ કરેલી છે. એ ઉપરાંત કવિ ગૌરીશંકર જયશંકર વોરા સાતે "કચ્છદેશની જૂની વાર્તાઓ" (ઈ. સ. ૧૯૨૪) અને લાલજી મૂળજીભાઇ જોશીએ 'કચ્છની લોકકથાઓ' નામક ગ્રંથોમાં પણ એ કથાઓમાંની જ અમુક કથાઓને પોતાની વિશિષ્ટ ભાષામાં પ્રકાશિત કરેલી છે. આમાં સ્વ. કવીશ્વર જીવરામભાઈ ગોરનો પ્રયત્ન અધિકતર યશસ્વી તથા સફળ હતો; બાકીના બે ગ્રંથો સામાન્ય કોટિના છે. ભાઈશ્રી દુલેરાયભાઇ કારાણીએ વર્ષો પર્યન્ત અવિશ્રાંત પરિશ્રમ કરીને કચ્છની એ ઐતિહાસિક લોકકથાઓના સંગ્રહને વિવેચનાત્મક અર્થ સહિત પ્રચંડ સ્વરૂપમાં આજે પ્રકાશિત કરી બતાવ્યો છે એટલે એથી એ યશ વિધાતાની લેખિનીદ્વારા એમના જ ભાગ્યમાં, એમના જ લલામભૂત લલાટમાં લખાયલો હતો અને તેથીજ એ કાર્ય એમના હસ્તથી નિર્વિઘ્ન સમાપ્ત થઈ શક્યું છે, એ વાર્તાને અવશ્ય સ્વીકારવી જ પડે છે.

આજથી આશરે માસ પૂર્વે જ પ્રકાશિત થયેલી અને કચ્છના ઇતિહાસ સાથે સંબંધ ધરાવનારી મારી લખેલી 'કચ્છની પદ્મિની અથવા પુંઅરો અને રાજૈ, નામક ઐતિહાસિક નવલકથાના અંતમાં જે ત્રણ ઐતિહાસિક પરિશિષ્ટો લખેલાં છે તેમાંના પ્રથમ ઐતિહાસિક પરિશિષ્ટમાં જે એક વિશિષ્ટ વિષયને મેં વિસ્તારપૂર્વક ચર્ચેલો છે તે વિષયને આ સ્થાનમાંય કિંચિત્ પરિમાણમાં ચર્ચવાની આવશ્યકતા મને અનિવાર્ય જણાય છે. તે વિષય એ છે કે આપણા કચ્છ દેશનો પ્રથમથી જ સિંધુ દેશ સાથે બહુધા પ્રત્યેક વિષયમાં ઘનિષ્ટ સંબંધ સંધાયલો હોવાથી અને અત્યારે જેમને કચ્છની ઐતિહાસિક લોકકથાઓ તરીકે સ્વીકારવામાં આવે છે તેમાંની બહુસંખ્ય ઐતિહાસિક લોકકથાઓ બહુધા સિંધના ઇસ્લામ પ્રચારક સૂફી મુસ્લિમ ફકીરો, શાયરો તથા અન્યાન્ય કવિયોદ્વારા મૂળ સિંધી ભાષામાં રચાયલી

હોવાથી તેમજ જે લોકકથાઓ કચ્છી શાયરોની રચેલી હોય તે લોકકથાઓના રચનારા કચ્છી શાયરો પણ વિશેષતઃ મુસ્લિમ મહાશયો જ હોવાથી એ લોકકથાઓમાં હિન્દુઓ માટે વિઘાતક થઇ પડનારાં તત્ત્વો વિપુલ પરિમાણમાં આપણા જોવામાં આવ્યાં કરે છે અને એ ઇસ્લામી તત્ત્વોએ કચ્છની એ ઐતિહાસિક લોકકથાઓને સારા જેવા પરિમાણમાં વિકૃત, અસત્યમૂલક તથા ભ્રષ્ટ કરી દીધી છે, એ વાર્તાને સ્વીકાર્યા વિના છૂટકોજ નથી. અર્થાત્ એ લોકકથાઓનો ઇતિહાસના નિર્માણમાં ઉપયોગ કરતી વેળાએ નિષ્પક્ષપાતિની દૃષ્ટિથી તેમનામાંનાં એ ઇસ્લામી તત્ત્વોને તેમજ સત્ય ઇતિહાસની લેખનપદ્ધતિ ઐતિહાસિકતાની દૃષ્ટિથી જે તત્ત્વોને સ્વીકારી શકતી ન હોય તેવાં અન્યાન્ય પૌરાણિક અંશોને બહિષ્કૃત કરી દેવાની સાવધાનતા તથા વિચારશીલતા જો ન દર્શાવવામાં આવે, તો એ લોકકથાઓના આધારે કચ્છના સત્ય તથા વાસ્તવિક ઇતિહાસનું નિર્માણ કદાપિ કરી શકાય તેમ નથી, એ એક ઇતિહાસાભ્યાસી તથા ઇતિહાસલેખક તરીકે મારી દૃઢ માન્યતા છે અને મારી એ માન્યતાને જેમ અતઃપૂર્વે અનેકવાર મેં પ્રકાશિત કરેલી છે તેમ આ સ્થળે પણ મારી એ માન્યતાને પ્રસંગ અનુસાર હું પ્રકાશિત કરી રહ્યો છું. ઉદાહરણ તરીકે આ ગ્રંથના ૧૩ મા પૃષ્ઠમાં જાડેજા અસપત ( અશ્વપતિ ) ના ઇસ્લામ સ્વીકારની જે કથા આપવામાં છે તે સર્વથા કાલ્પનિક તથા કેવળ હજરત મુહમ્મદ પયગંબરના તથા ઇસ્લામના મહત્ત્વને વધારવાના આશયથી જ કોઇ મુસ્લિમ શાયરે લખી દીધી છે; કારણકે, હજરત મુહમ્મદ પયગંબર ઇસ્લામના પ્રચાર માટે સ્વયં આપણા ભારતવર્ષમાં આવ્યા હોય એવો કોઇ પણ પૂરાવો મુસ્લિમ સાહિત્યમાં પણ વિદ્યમાન નથી, તો પછી હિન્દુઓના સાહિત્યમાં તો એવો પૂરાવો ક્યાંથીજ મળી શકે વારુ? એના સંબંધમાં રા. કારાણી મહાશયે પાદટિપ્પણમાં પોતાનો જે અભિપ્રાય દર્શાવ્યો છે તે એ કે "મહંમદ સાહેબ જાતે અહીં આવેલા હોય એ વસ્તુનો ચારણોના ચોપડા સિવાય અન્ય પુરાવો નથી. બાકી મોટા અસપતને તેમણે મુસલમાન બનાવ્યો એ વાત ઐતિહાસિક સિધ્ધ છે." પરંતુ આ વિધાનની વાસ્તવિકતાની સિદ્ધિ માટે ઇતિહાસનાં પ્રમાણો એજ સ્થળે વિદ્યમાન હોવાં જોઇએ; એટલે કે આ વાર્તા ઇતિહાસનાં પ્રમાણોની અત્યંત આવશ્યકતાદર્શક અપેક્ષા કરી રહ્યો છે. હું પોતે તો કચ્છની લોકકથાઓમાંનાં આવાં તત્ત્વોને સર્વથા અસત્ય, કાલ્પનિક, નિર્મૂલ તથા અવિશ્વાસપાત્ર જ માનું છું. અસ્તુ.

મનુષ્યમાત્ર ન્યૂનતાને પાત્ર છે અને અન્યૂન, પરિપૂર્ણ તથા સર્વથા નિર્દોષ તો એક ઘટઘટવ્યાપક પરમાત્માજ છે; ભાઈ દુલેરાય કારાણી કાંઈ સંપૂર્ણતાનો દાવો કરતા પણ નથી; કોઈ પણ વિચારશીલ મનુષ્ય સંપૂર્ણતાનો દાવો નજ કરી શકે; એટલે જો આવી સામાન્ય ન્યૂનતાઓને વર્જ્ય કરવામાં આવે, તો ભાઇશ્રી કારાણીનો આ ગ્રંથ એક એવો ઉપયુક્ત ગ્રંથ છે કે કચ્છના ભાવી ઇતિહાસલેખકને એ કચ્છની ઐતિહાસિક લોકકથાઓના કોષરૂપ ગ્રંથમાંથી લોકકથાઓની વિપુલ સામગ્રી મળતી રહેશે અને અનેક સ્થાનોમાંથી આ લોકકથાઓને ખોળવા, શોધવા તથા ગોતવાના તેના પરિશ્રમો બહુ મોટા પરિમાણમાં ઓછા થઇ જશે અથવા બહુધા ટળી જશે એ વાર્તા સર્વથા નિર્વિવાદ છે. અર્થાત્ ભાઇશ્રી કારાણીએ આ ગ્રંથના લેખન તથા પ્રકાશનદ્વારા કચ્છભૂમિની, કચ્છના રાજવંશની અને કચ્છના પ્રાચીન કચ્છી સાહિત્યની જે અનન્ય સેવા કરી છે, તે સ્વયંચિરસ્મરણીય થઇને ભાઇશ્રી કારાણીને પણ ચિરસ્મરણીયતા સમર્પનારી છે એમાં કોઇ પણ પ્રકારની શંકા છે જ નહિ, અને હોવાનો સંભવ પણ નથી.

મારા પોતાના પ્રત્યક્ષ અનુભવથી હું કહી શકું છું કે આપણા કચ્છના નામદાર મહારાવશ્રી મીરજા મહારાવ ખેંગારજી બાવા મહાબુદ્ધિશાળી, વિદ્યાવિલાસી તથા સાહિત્યાનુરાગી હોઇને આવા પ્રકારના કચ્છી સાહિત્ય પ્રતિ તેઓ શ્રીમાન્‌નો પક્ષપાતયુક્ત અનુરાગ હોવાથી તેમ જ કચ્છના અત્યારના શ્રીમાન્ દીવાન સાહેબ શ્રી સૂર્યશંકર દેવશંકર મહેતા, બૅરિસ્ટર-ઍટ્-લૉ પણ એક સાહિત્ય તથા ઇતિહાસના પુરસ્કારક તથા વિદ્વજ્જનો પ્રતિ મદ્ભાવ ધરાવનારા પુરૂષ હોવાથી જો ભાઇશ્રી કારાણીના હસ્તથી યોગ્ય પ્રયત્ન થશે તો કચ્છરાજ્ય તરફથી તેમના આ ગ્રંથનો અવશ્ય ઉત્તમ સત્કાર થશે, અને નામદાર યુવરાજશ્રી માધુભા સાહેબ પણ વિદ્યાવિલાસી તથા ઉદારાત્મા પુરૂષ હોવાથી તેમની સહાનુભૂતિ તથા સહાયતાને પણ ગ્રંથકાર મહાશય અવશ્ય મેળવી શકશે. એ પછી કચ્છવાસિની જનતા આ ગ્રંથનો કેટલા પરિમાણમા સત્કાર કરશે, એ પ્રશ્ન, ગંભીર તથા મહત્ત્વશીલ પ્રશ્ન અવશિષ્ટ રહે છે? કારણ કે, જો સામાન્ય જનસમાજમાં આવા ગ્રંથોનો અધિક પ્રચાર થાય, તો જ ગ્રંથકારના પરિશ્રમની સફળતા તથા સાર્થકતા થયેલી મનાય છે. આ વિષયને ચર્ચતાં ભાઇશ્રી કારાણીકૃત 'કચ્છી કહેવતો' નામક ગ્રંથની પ્રવેશિકાના આરંભમાંજ મારા દ્યોતિબંધુ,

વિદ્વાન્ તથા વાચાળ મિત્ર અને એક અગ્રગણ્ય પુરૂષ રા. રા. માવજી ગોવિન્દજી શેઠની લેખિનીમાંથી જે શબ્દો સ્વાભાવિક ટપકી પડ્યા છે તે શબ્દોનું મને અચાનક સ્મરણ થઇ આવે છે. તે શબ્દો આ છે "કચ્છી લોકસાહિત્યના ક્ષેત્રમાં રા. દુલેરાય એલ. કારાણીએ બહુ સુન્દર કામ કર્યું છે. ગણ્યાગાંઠયા અપવાદો સિવાય અર્વાચીન કચ્છીઓ સાહિત્ય પ્રદેશ પરત્વે ઉદાસીન છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ગુર્જર સાહિત્યના વિકાસમાં કચ્છીઓનો ફાળો નહિ જેવોજ છે. વ્યાપારપ્રેમી પ્રજા પોતાનું બધું મનોબળ વ્યાપારી જીવનમાં જ સમાપ્ત કરતી હોય એવું દીસે છે." આ શબ્દો અક્ષરશઃ સત્ય છે અને હું ઇચ્છું છું કે ભાઇશ્રી દુલેરાય કારાણીના ગ્રંથમાં એ શબ્દો અક્ષરશઃ અસત્ય સિદ્ધ થાય, સાહિત્યપ્રદેશ પરત્વે ઉદાસીન અને વ્યાપાર પ્રેમી કચ્છી પ્રજા પણ આ ગ્રંથના સત્કારથી પોતાના એ કલંકને ટાળી દેવાને તત્પર થઇ જાય અને વ્યાપારપ્રેમ સાથે પોતાના કચ્છી સાહિત્યવિષયક પ્રેમનો પણ પરિચય કરાવી દે।

આ વિષય એટલો તો ગહન છે કે એ વિષયને આટલા સંકુચિત સ્થાનમાં વિસ્તારપૂર્વક ભાગ્યેજ ચર્ચી શકાય તેમ છે અને તેટલા માટે આ વિષયની આટલી અલ્પ ચર્ચાને જ પર્યાપ્ત માની લેવાની આ ગ્રંથની કચ્છી તથા અન્યદેશવાસી પાઠકસમુદાયને પ્રાર્થના કરીને તથા ભાઇ શ્રી કારાણીના હસ્તથી કચ્છી સાહિત્યની ભવિષ્યમા સતત અભિવૃદ્ધિ થતી રહે એવો ભાઇશ્રી કારાણીને અંતઃપૂર્વક આશીર્વાદ આપીને હુ મારા આ લઘુ ઉપોદ્ઘાતને અહીં જ સમાપ્ત કરવાની આજ્ઞા ઇચ્છું છું. ઇતિ શમ્.

| | |
|---|---|
| સંવત્ ૧૯૯૦, ભાદ્રપદ<br>શુકલા (ગણેશ) ચતુર્થી:<br>તા. ૧૨ સપ્ટેંબર ૧૯૩૪.<br>બુધવાર. | ભવદીય<br>**નારાયણ વિસનજી ઠક્કુર.**<br>**કચ્છ નખત્રાણા નિવાસી, હાલ મુંબઇ.** |



# આદિ વચન

વર્ષોની ઝહેમત અને સતત્ સંશોધન પશ્ચાત્ "કચ્છના કળાધરો અથવા ચંદ્રવંશ–ચરિત્ર" નામક ઇતિહાસ અને સાહિત્યની એકતા સાધતું આ પુસ્તક કચ્છી જનતાને ચરણે ધરતાંઅંતર આનંદાવેશથી થનગની ઊઠે છે.

લોકહિતકારી સાહિત્યમાં ઐતિહાસિક સાહિત્યનું સ્થાન ઉંચું છે. સમસ્ત જગત ચડતી–પડતીના કાળચક્રમાં સપડાયલું તો છે જ. આપણા દેશ અને પ્રજાની સ્થિતિ પૂર્વે કેવી હતી, અને આજે કેવી છે, તેનું જ્ઞાન ઐતિહાસિક સામગ્રી વડે જ આપણને પ્રાપ્ત થઇ શકે છે. દેશ અને પ્રજાએ એક સમયે પ્રાપ્ત કરેલી જાહોજલાલી તેમણે કયાં સાધનો અને કારણો વડે મેળવી હતી, કેવી રીતે તેને ટકાવી રાખી હતી, અને કયાં કારણોએ તેનો નાશ કર્યો હતો, એ સઘળી બાબતો ઐતિહાસિક સાહિત્ય દ્વારા જ જાણી શકાય છે. અને તે પરથી અત્યંત હિતકર બોધ ગ્રહણ કરી શકાય છે. જગતભરના ઐતિહાસિક સાહિત્યમાં સ્વદેશનું ઐતિહાસિક સાહિત્ય શ્રેયસ્કર ગણાય છે. સ્વદેશના સૌભાગ્ય તેમજ દુર્ભાગ્ય ઉભયનો ઇતિહાસ તેનાં વર્તમાન સંતાનો માટે ઘણોજ ઉપદેશપ્રદ તેમજ માર્ગસૂચક નીવડે છે. ઉન્નતિ અને અવનતિનાં સાધક અને બાધક તત્વો તેમાં સ્પષ્ટપણે જોઈ શકાય છે.

ઇતિહાસ એટલે ભૂતકાળની આરસી. ભૂતપૂર્વ પૂર્વજોના પ્રતાપ અને પરાક્રમોમાંથી પ્રેરણા પાનાર ઐતિહાસિક સાહિત્યનો જે પ્રજામાં અભાવ છે તે પ્રજા જીવવાને લાયક છે કે કેમ, તે પણ એક શંકાજ છે. કોઈ દેશની પ્રજાને પોતાની તાબેદાર–સદાની તાબેદાર બનાવવી હોય, ત્યારે જીતનાર પ્રજા જીતાયલી પ્રજાના સાહિત્યનો પ્રથમ નાશ કરે છે. અને તેમ કરીને તે પ્રજાના શૌર્ય અને વીર્યને સદાને માટે કચડી નાખે છે. આથી પરાધીન બનેલી પ્રજામાં સાચું સ્વત્વ જાગૃત થવા પામતુંજ નથી. અને તેના પર સહેલાઇથી નવી સંસ્કૃતિની છાપ પાડી શકાય છે. આ નીતિ લક્ષમાં રાખીને જ યુનાનના મહાન્ સિકંદરે જ્યારે ઇરાન જીત્યું, ત્યારે પ્રથમ ત્યાંના ગંજાવર પુસ્તકાલયને ભસ્મીભૂત કરી નાખ્યું હતું. આયર્લૅંડના લોક–સાહિત્યથી ત્યાંની પ્રજાને અંધકારમાં રાખવા પરાક્રમી બ્રિટને આવીજ રીતીઓનું અનુકરણ કર્યું હતું. આ પરથી સ્પષ્ટ જોઈ શકાશે, કે પ્રજાને સબળ બનાવવામાં લોકસાહિત્યની કેટલી અગત્ય છે।

કચ્છમાં ઐતિહાસિક લોકસાહિત્યનો ભંડાર અખૂટ છે. માત્ર સંશોધન અને ઉત્તેજનના અભાવે એ અણમોલું ઐતિહાસિક સાહિત્ય કાળના ગાઢ થરો નીચે દટાતું જાય છે. કચ્છનું આવું કેટલુંએ સાહિત્ય ભાટ-ચારણોના અવસાનની સાથે અવસાન પામ્યું હશે એનો હિસાબ કોણ કહાડે ? આ લોકસાહિત્ય કાળાંતરે વિસ્મૃત થઇને લુપ્ત ન થઇ જાય, તે માટે જો તે સંગૃહિત કરીને પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવે તો નષ્ટ થતું બચી જાય, એ ઉદ્દેશેજ આ પુસ્તકનું પ્રકાશન છે. ભાટ-ચારણોના જુના ચોપડાઓ પરથી, હસ્તલિખિત પુસ્તકો પરથી અને અન્ય કંઠસ્થ સાહિત્ય પરથી આ ગ્રંથ તૈયાર કરવામાં આવેલ છે. આ ગ્રંથ કચ્છના વિશુદ્ધ અને સ્વતંત્ર ઇતિહાસનો દાવો નથી કરતું, એ વાતનો હું ખુલ્લી રીતે સ્વીકાર કરી લઉં છું. કચ્છનો નિષ્પક્ષ વિશુદ્ધ અને સ્વતંત્ર ઇતિહાસ લખાવો તો હજુ બાકીજ રહ્યો છે. એમ છતાં એવા વિશુદ્ધ કચ્છી ઐતિહાસિક ગ્રંથની તૈયારી માટે આ પુસ્તકમાં પુષ્કળ સામગ્રી ભરેલી છે, એટલો મને સંતોષ છે.

લોક સાહિત્ય અને ચારણી સાહિત્ય વિષે ઘણું લખી શકાય તેમ છે. અત્રે હું માત્ર અંગુલિ-નિર્દેશ જ કરીશ.

લોકકથાઓ અને ભાટ-ચારણોની ઐતિહાસિક વાતો વિશુદ્ધ ઇતિહાસની રચનામાં અગ્ર ભાગ ભજવે છે. આ વિષે ઉલ્લેખ કરતાં કર્નલ ટૉડસાહેબ લખે છે, કે "Bards may be regarded as the primitive historians of mankind. Befor fiction began to engross the attention of poets, or rather before the province of history was dignified by a class of writers, who made it a distinct department of literature, the functions of the bard were doubtless employed in recording real events and in commemorating real personages.

ઇતિહાસ લેખનની સામગ્રી તરીકે ચારણી સાહિત્યની કેટલી ઉપયોગીતા છે તે આ ઉપરથી સ્હેજે સમજી શકાય તેમ છે. કચ્છના ઇતિહાસ પટ પર દૃષ્ટિ કેંકતાંજ જોઇ શકાય છે, કે ઘણીવાર આવા વાચાળ ભાટ-ચારણો પોતાના આશ્રયદાતાને પણ કડવાં લાગે એવાં સત્યો-નગ્ન સત્યો સંભળાવી દે છે. એ વિષે ઇશારો કરતાં ટૉડ સાહેબ લખે છે, કે "Still however these chroncleres dare utter truths sometimes most unpalatable to their masters."

ચારણી શક્તિએ ઇતિહાસોમાં મહત્વનો ભાગ ભજવ્યો છે. એમની તેજસ્વી કલમે રાજ્ય-વ્યવસ્થામાં કેટલાંએ પરિવર્તનો આણ્યાં છે. આ સંબંધમાં "Annals of Rajstan" માં એક સ્થળે લખેલું છે, કે "Many a resolution has sunk under the lash of their satire, which has condemned to eternal ridicule names that might otherwise have escaped notoriety. The "Vish" or poison of the bard is more dreaded than the steel of the foe" શત્રુની તલવાર કરતાં ભાટ-ચારણોની કલમ કેટલી તેજસ્વી છે તેનો આ પુરાવો છે.

ભાટ-ચારણોના હસ્ત લિખિત ગ્રંથોમાં એક અતિ મહાન ન્યૂનતા એ હોય છે, કે તેમાં બહુધા વીર યોદ્ધાઓની વીરતા અને રણભૂમિના રણ-રંગનોજ વૃતાંત હોય છે. આવા પ્રસંગો વીરજાતિઓના વિનોદાર્થેજ લખેલા હોવાથી, તેમાં તે સમયની રાજ્ય-વ્યવસ્થા, કળા-કૌશલ્ય આદિનો કશો ઉલ્લેખ કરવામાં આવેલો હોતો નથી. પ્રેમ અને યુદ્ધ એજ આ લોકોના પ્રિય વિષય હોય છે.

ઘણીવાર એમ પણ બને છે, કે ભાટ-ચારણો અને કવિઓ રાજ-શાસનની પ્રત્યેક કાર્યવાહીથી અભિજ્ઞ હોવા છતાં, તેઓ માહોમાહેના ઝગડા અને રાજ્ય-પ્રપંચોનાં કાર્યોમાં એટલા ગુંચાયલા હોય છે, કે તેઓ રાજકીય વિષયો પર યથાર્થ મત પ્રકટ કરવામા ભાગ્યેજ શક્તિવાન થાય છે.

આવા દોષો છતાં ભાટ-ચારણો અને કવિઓનાં કાવ્યો દ્વારા સામાજિક અને ધાર્મિક મત્ય તત્વો તેમજ અનેક મહત્વની વસ્તુઓનું જ્ઞાન થાય છે એ વાત નિઃસંદેહ છે. તત્સંબંધમાં ટૉડ સાહેબ લખે છે, કે "The works of the native bards afford many valuable data, in facts, incidents religious opinions and traits of manners".

આ પુસ્તકમા દરેક સંપૂર્ણતાનો મારો દાવો નથી. કોઇતો પણ ન જ હોય. માનવ-કાર્ય સર્વાંગસંપૂર્ણ ન જ હોઈ શકે. આથી આ ગ્રંથમાં રહી ગએલી ત્રૂટીઓ માટે જે કંઈ સુધારા-વધારા અને અન્ય ઉપયોગી સામગ્રી શુભેચ્છક અનુભવીઓ તરફથી પુરી પાડવામા આવશે તેનો આભાર સહિત બનતો લાભ પુનરાવૃત્તિ પ્રસંગે લેવાશેજ.

મને વિદિત છે કે આ ગ્રંથમાં કેટલીક બાબતો એવી છે, કે તે મારે પાઠ-

કોએ મને ક્ષમા આપવી પડશે. બુદ્ધિને ગમ્ય નહિ એવા કેટલાક ચમત્કારી પ્રસંગો (Miracles) મારે આ ગ્રંથમાં એટલા માટે દાખલ કરવા પડ્યા છે, કે એ પ્રસંગો કચ્છમાં એટલા બધા વ્યાપક અને અતિ પ્રચલિત બની ગએલા છે, કે તેમના ઉલ્લેખ વગર આ ગ્રંથ અપૂર્ણજ ગણાત. રાજસ્થાનના ઇતિહાસમાં પણ આવી અનેક લોકકથાઓનો ઉલ્લેખ કરવામાં આવેલ છે. કચ્છ તો શું પણ કોઇપણ દેશ એવી ચમત્કારી લોકકથાઓથી મુક્ત નથી. એવી ઘટનાઓનો વૈજ્ઞાનિક અર્થ કરવાનો મેં પ્રયાસ કર્યો નથી. એમાંના સત્યાસત્યની તુલના કરવાનું કાર્ય હું પાઠકગણ પરજ છોડું છું. રાસમાળાનો ઉપોદ્ઘાત લખતાં જોન ડબલ્યુ વોટસન સાહેબ જણાવે છે, કે " Though professing to be a mere collection of legends, or garland of chronicles, the Rasmala is in fact the first and most important epitome of the history of Goozerat hitherto made. " અર્થાત્ આ ગ્રંથને લેખક લોકકથાઓના સંગ્રહ તરીકે અથવા જનઘટનાઓની માળા તરીકે ઓળખાવે છે છતાં વાસ્તવિક રીતે જોતાં એ અત્યાર લગી તૈયાર થએલા ગુજરાતના ઐતિહાસિક ગ્રંથોમાં પ્રથમ અને મહત્વપૂર્ણ છે.

શ્રીમાન્ વોટસન સાહેબનો ઉપરોક્ત અભિપ્રાય ટાંકવાનો ઉદ્દેશ એ છે કે ઐતિહાસિક દષ્ટિએ લોકકથાઓનું મહત્વ લેશ પણ ઓછું નથી.

કચ્છના ભવ્ય ભૂતકાળનો ઇતિહાસ ખરેખર ગૌરવવંતો છે. એનાં આત્મ-બલિદાનો અજોડ છે. સ્વાતંત્ર્ય અને સ્વહક્ક માટે સતત કેટલીએ પેઢીઓ લગી રણરંગ મચાવતા રહેવું, ધર્મ અને દેશની રક્ષા માટે પોતાની પ્રિયમાં પ્રિય વસ્તુની આહુતિ આપી દેતાં પણ અચકાવું નહિ, અને કોઈપણ પ્રકારનાં પ્રલોભનોમાં નહિ ફસાતાં પ્રાણાન્ત લગી સ્વધર્મ અને સ્વદેશની રક્ષા કરવી, આ સર્વ મળીને એક એવું હૃદયભેદક ચિત્ર ખડું થાય છે, કે જેનો ખ્યાલ માત્ર કરતાં પણ રોમાંચ ખડાં થઈ જાય છે. અને જ્યાં આવી ઘટનાઓ બની ગએલી હોય છે, ત્યાં ઉભા રહી, ગઈ કાલની આખ્યાયિકાઓ અને કાવ્યકૃતિઓનું સ્મરણ કરતાં મારું હૃદય જે અદ્ભુત ડોલન અનુભવે છે, તેનો એક અંશ પણ જો પાઠકોના હૃદયમાં હું પેદા કરી શકીશ, તો મારા અનેક વર્ષોના આ સંશોધનની સાર્થકતા સમજીશ.

કચ્છી સાહિત્યકારોને અનેક મુશ્કેલીઓમાંથી પસાર થવું પડે છે. પ્રથમ તો કચ્છમાં ઐતિહાસિક સંશોધન માટે પુરતાં સાધનોનો અભાવ છે.

છતાં મહામુશ્કેલીએ જે સાધન સામગ્રી પ્રાપ્ત થઇ શકે છે, તેને પ્રકાશનમાં લાવવાની ખર્ચાળ અને કડવી ફરજ પણ તેના લેખક પરજ આવી પડે છે. આવા સંજોગોમાં કચ્છી લેખકોને ઘણીવાર નિરાશ બનવું પડે છે. કચ્છી સાહિત્યકારોને આવી વિષમ પરિસ્થિતિમાથી ઉગારી લેવા માટે કચ્છના દાનવીર શ્રીમંતોએ આ પ્રશ્નને શીઘ્ર ઉપાડી લેવાની અનિવાર્ય આવશ્યકતા છે.

આ પુસ્તકના સંબંધમાં પણ લગભગ એવુંજ છે. દશેક વર્ષના સતત સંશોધન પછી આટલી સામગ્રી એકઠી થઈ શકી છે. લેખકનું નામ પડતાંજ ભડકીને ભાગતા આજના ભાટ ચારણોને મહામુશ્કેલીએ મનાવી, પટાવી, રીઝાવી, ફોસલાવી આ સાહિત્યનો સંગ્રહ કરવામાં આવ્યો છે. અનેક પ્રવાસો અને પ્રયાસોને અંગે અનેક અડચણો વચ્ચે આટલી સામગ્રીની પ્રાપ્તિ થઈ શકી છે. પરંતુ સંશોધન પછી આવ્યું પ્રકાશન આ ગ્રંથના પ્રકાશન વચ્ચે આર્થિક મુશ્કેલી ડોળા ધુરકાવી ઉભી હતી. આવા એક દળદાર પુસ્તકનું પ્રકાશન એકલે હાથે પોતા પરજ કરવું, એ એક સાહસજ ગણાય. છતાં એ સાહસની ઉંડી ખીણમા મેં તો આખો બંધ કરીનેજ ભૂસકો માર્યો. કચ્છી સાહિત્યના ચાહક પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી કલ્યાણચન્દ્રજી સ્વામિ, અને મારા પૂજ્ય શુભેચ્છક યોગનિષ્ઠ મહાત્મા વેલજીભાઇ ઠાકરસીની મારા પ્રત્યેની મીઠી દ્રષ્ટિથી અને પ્રભુની કૃપાથી હું એ મુશ્કેલીની ભયંકર ખીણ ઓળંગી ચૂકયો છું. તે માટે તેઓશ્રીનો જેટલો આભાર માનુ તેટલો ઓછો જ છે. વળી કચ્છ આસંબીયાના વિદ્યા-વિલાસી અને દાનવીર શ્રીમંત કોરશીભાઇ વિજપાળે આ ગ્રંથની એકી સાથે એકાવન કોપીઓ અગાઉથી ખરીદીને મને જે પ્રોત્સાહન આપ્યું છે, તે માટે તેમનો તથા જે અન્ય સજ્જનોએ આ ગ્રંથના અગાઉથી ગ્રાહક બનીને મારા કાર્યમાં સહકાર આપ્યો છે તેમનો પણ આ સ્થળેથી હું આભાર માનવાની તક લઉં છું

અને મારા સ્નેહીઓ તથા શુભેચ્છકોનું તો કહેવુજ શું ? મારા સાહસને વધાવી લઇને મને સહાયભૂત થવા મારા સ્નેહીઓએ કચ્છમા, મુંબઇમા તેમજ રંગુનમા સતત્ મહેનત લઇને મને ઉપકારના ભાર તળે એવો દબાવી દીધો છે, કે તે યાદ કરતાજ મારું હૃદય લાગણીઓથી ભરાઇ જાય છે. મુંબઇમા એક સાધારણ કચ્છી ભાઇથી માંડીને મોટા કચ્છી મહાજનો અને નેતાઓએ મને પોતાના પ્રેમથી ભીંજવી નાખ્યો છે. હુ બધી નામાવલિ રજુ કરું તો પણ ઘણા નામો રહી જાય, એ ભયે એ સર્વે ભાઇઓનો આ સ્થળેથી અંતઃકરણપૂર્વક આભાર માની લઉ છું.

ઉપરાંત અંકાળે કરમાયલા કચ્છના તેજસ્વી યુવક મારા મહુંમ મિત્ર ભાઈ પુરૂષોત્તમ મળજી શેટે કચ્છી સાહિત્યનો પોતાનો તમામ ભંડાર મારા પર ફાળવી દઈને આ કાર્યમાં મને જે કીમતી મદદ આપી છે, તે માટે તેમનો ઉપકાર માનવાનું પણ મારે આ સ્થળે ચૂકવું ન જોઇએ.

સિવાય કચ્છના આશાવંત અને ઉગતા ચિત્રકાર ભાઈશ્રી મનુભાઇ ભીમરાવ પાંધીએ પોતાની નબળી તબિયત છતાં અવિશ્રાંત શ્રમ ઉઠાવીને આ પુસ્તક માટે જે ચિત્રો તૈયાર કરી આપેલા છે, તે માટે તેઓ શ્રીમાનનો પણ હું અતિ આભારી થયો છું.

વિશેષમાં કચ્છના અને હિંદના ઇતિહાસના પ્રખર જ્ઞાતા શ્રીમાન નારાયણજી વિસનજી ઠક્કુરે પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપીને અને ખાસ પરિશ્રમ ઉઠાવીને ઇતિહાસ અને લોકકથાના ગાઢ સંબંધનો સુંદર પરિચય કરાવતો જે વિદ્વતાપૂર્ણ ઉપોદ્દઘાત લખી આપેલો છે તે માટે તેઓ શ્રીમાનનો પણ હું અંત:કરણપૂર્વક આભાર માનું છું.

આ ગ્રંથમાંની છેવટની હકીકત માટે શ્રી૦ આત્મારામભાઈ કૃત કચ્છદેશનો ઇતિહાસ, શ્રી જયરામદાસ નયગાધીકૃત કચ્છનો બૃહદ્ ઇતિહાસ તથા સ્વદેશનાં પ્રકાશનોનો આશ્રય લેવામાં આવેલ છે. આ ગ્રંથ ધારવા કરતાં વધુ દળદાર થઈ જવાથી છેવટની હકીકત અત્યંત ટુકાવી લેવી પડી છે, એ વાત હું દીલગીરી સાથે કબુલ કરૂં છું. અને તે માટે વાચક વર્ગની ક્ષમા પણ યાચું છું. ભવિષ્યમાં દ્વિતીયાવૃતિનો પ્રસંગ પ્રાપ્ત થશે તો આ સઘળી ત્રૂટીઓ દૂર કરવા બનતો પ્રયત્ન કરવામાં આવશે.

અંતમા આ ગ્રંથ હું વિનમ્ર ભાવે કચ્છરાજ્ય અને કચ્છી પ્રજાને ચરણે ધરૂં છું. અને લેફટેનન્ટ કર્નલ જેમ્સ ટૉડ સાહેબના શબ્દો ટાંકી મારૂં આદિ વચન સંપૂર્ણ કરૂં છું. "I offer this work as a copious collection of materials for the future historian, and am far less concerned at the idea of giving too much than at the apprehension of suppressing what might possibly be useful"

ૐ શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!

આશ્વિન શુકલા પ્રતિપદા
સંવત્ ૧૯૯૨ કચ્છી.

દુલેરાય એલ. કારાણી.
કચ્છ–ગુંદિયાળી.

( )

# અનુક્રમણિકા.

## પ્રથમ ખંડ.

## દ્વિતીય ખંડ.

# આશાપુરા–સ્તવન.

## દોહરો.

પ્રગટ હુઈ આશાપુરા, થાન કચ્છમેં થઇ;
કાને કુંડળ સોહિયે, માથે સોહે મુગટ.

## છંદ ત્રિભંગી.

માથે મુગટાળી કાનેવાળી, મા મછરાળી મતવાલી,
ઝાક ઝમાલી દાક દમાલી, ચડતાં વાલી ચૂડાળી,
તું હીં ત્રિશૂળાળી વીશ ભુજાળી, દીન-દયાળી જગ-જાણી,
આશાપુર રાણી કચ્છ-ધણિયાણી, બાલકુમારી બ્રહ્માણી,
જી બાલકુમારી બ્રહ્માણી.

ખળહળ ભુજચૂડ ઉજળ અતિ ખળકત, કુંડલ પ્રબલ પ્રકાશ કર,
ઝળહળ મુખ જ્યોત પ્રબળ અતિ ઝળકત, ભળહળ ભળહળ-
તેજ ભળં,
ઝાંઝર અતિ ઝમકત ઠમઠમ ઠમકત, રાસ રમંતી રસરાણી,
આશાપુર રાણી કચ્છ-ધણિયાણી, બાલકુમારી બ્રહ્માણી,
જી બાલકુમારી બ્રહ્માણી.

---

## દોહરો.

જય જય જય ! આશાપુરી, આદ અગમ અવતાર,
જય દેવી કચ્છદેશરી, ત્રિભુવન તારણહાર.





॥ ॐ ॥

# કચ્છના કળાધરો

અથવા

# ચંદ્રવંશ–ચરિત્ર.

## પ્રથમ ખંડ.

### પ્રકરણ ૧ લું.

### પ્રાચીન કચ્છની રૂપરેખા.

કચ્છનું રાજ્ય-સિંહાસન જાણે જાડેજા–વંશનીજ રાહ જોઇ રહ્યું હોય, તેમ કચ્છ-પ્રદેશની રાજ્ય–લગામ એ વંશના હસ્તમાં આવવા પહેલાં અહીં અનેકાનેક રાજકીય ઉથલપાથલો અને પરિવર્તનો થતાં રહ્યાં હતાં. અત્યારલગી કચ્છ પ્રદેશના રાજ્યાસન પર આરૂઢ થઇ ગએલા કોઇપણ રાજવંશીઓ, કચ્છના વર્તમાન રાજ્યાધિકારી જાડેજા–વંશ જેટલી સ્થિરતા પ્રાપ્ત કરી શકયા નથી. કચ્છ-પ્રદેશ અને જાડેજા-વંશનો જાણે કોઇ પરાપૂર્વનો સમ્બન્ધ હોય એવું આ ઉપરથી સ્પષ્ટપણે સિદ્ધ થઈ શકતું નથી વારૂ ?

શ્રીરામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર અને પાંડવ–બન્ધુઓનાં પુનિત પગલાંથી પાવન બનેલી એ પુણ્ય–ભૂમિ; પ્રાચીન બર્હિષના પુત્ર દશ

પ્રચેતાઓ, યોગેન્દ્ર મત્સ્યેન્દ્ર, વીરલક્ષ્મણના અવતાર રૂપ મનાતા દાદા મેકણ, શાહબુખારી, ઈત્યાદિ અપરિમિત્ત સંત-મહંતોની તપશ્ચર્યાના યોગે પવિત્ર બનેલી એ તપ ભૂમિ; અને મહાન જગડુ જેવા જગતોદ્ધારક દાન-વીરોથી દીપી ઉઠેલી એ દાન-ભૂમિ; આજ પર્યંત અનેક આસ્માની-સુલ્તાની ચક્રોમાંથી પસાર થઈ ચુકી છે.

એક વખત, ઉભરાઇ જતા પશુ-ધનથી સમૃદ્ધ બની રહેલી આપણી કચ્છ ધરા, માત્ર પશુ-પાળકો અને તેમના પશુ-ધનથીજ ભરપૂર હતી. ભૌગોલિક દૃષ્ટિએ પણ કચ્છભૂમિ, અન્ય પ્રદેશોથી વિભિન્ન જણાતી હોવાથી, પ્રગતિમાન જગતથી એકાદ બે સદી કદાચ પાછળ ચાલતી હોય તો તેમાં નવાઇ નહિ. પરંતુ તેથી જગતના ઐતિહાસિક પટ પરથી તેની મહત્તા લેશ માત્ર પણ ન્યુન થાય તેમ નથી.

શ્રી મહાભારત, ભાગવત અને પુરાણોમાં પણ કચ્છ ધરાનું મહત્વ કંઇ ઓછું નથી! ભારતવર્ષના ચાર પુરાણ-પ્રસિદ્ધ મહા સરોવરોમાંનું એક નારાયણ સરોવર[૧] કચ્છ મધ્યેજ આવેલું છે.

અહીંથી અર્ધાક કોશના અંતરે આવેલું શ્રી કોટિલિંગેશ્વર અર્થાત્ કોટેશ્વર મહાદેવનું તીર્થ ધામ પણ છેક રામ અને રાવણના સમય લગીનું પુરાતન છે.

કોટેશ્વર-મહાત્મ્યમાં કહે છે, કે રાવણ જ્યારે કૈલાસમાં તપશ્ચર્યા કરી, મહાદેવનું વરદાન મેળવીને, શિવ-લિંગની સ્થાપના લંકામાં કરવા માટે લઇ જતો હતો. ત્યારે દેવતાઓએ તે મુકાવવાને એવી યુક્તિ આદરી, કે બ્રહ્મા ગાયનું રૂપ લઇને રસ્તાપરના એક ખાડામાં પડી રહ્યા, અને અન્ય દેવતાઓ તેને દોરડું બાંધીને ખેંચવા લાગ્યા. અહીંથી જ્યારે રાવણ પસાર થયો, ત્યારે દેવતાઓ તેને ગાયને બહાર કહાડી આપવા આગ્રહ કરવા લાગ્યા. રાવણ પણ શિવ-ભક્ત હતો. ગાયની દુઃખદ સ્થિતિ જોઇને તેને દયા આવી. તેણે એક હાથમાં

૧ પ્રથમ અહીં એક વગર બાંધેલ તળાવ હતું. તેની સંવત ૧૩૫૫ માં નારાયણસરજીએ પાળ બંધાવીને ત્યાં શ્રી આદિનારાયણની સ્થાપના કરી પાછળથી સંવત ૧૭૮૨ માં રાઓશ્રી મોટા દેશળજીનાં વાઘેલીરાણી બાઈ ગુન્ત્યાએ અહીં ત્રીકમરાય તથા લક્ષ્મીનારાયણના મંદિરો બંધાવેલાં છે.

શિવ-લિંગ પકડયું, અને બીજે હાથે પેલું દોરડું ખેંચવા લાગ્યો. પરંતુ આ મહેનત નિષ્ફળ જતાં તેણે આવેશમાંજ શિવ-લિંગ જમીન પર મૂકી દીધું, અને બંને હાથે દોરડું પકડીને તેને પોતાના સઘળા બળથી ખેંચવા લાગ્યો. આથી ગાય તો બહાર નીકળી. પરંતુ જ્યાં શિવલિંગ મૂકેલું હતું. ત્યાં એકને બદલે કોટિ શિવલિંગ થઇ પડ્યાં. તેમાંથી પોતાનું કયું, તે ન ઓળખી શકવાથી વરદાન પ્રમાણે શિવલિંગ ત્યાંજ રહ્યું. અને રાવણ નિરાશ થઈ ત્યાંથી ચાલવા લાગ્યો.

આ કોટિ લિંગ પરથી અહીં કોટેશ્વર મહાદેવની સ્થાપના કરવામાં આવેલ છે.

કચ્છદેશ જુદા જુદા સમયે જુદા જુદા નામોથી ઓળખાતો હોવાનું ઇતિહાસ સિદ્ધ છે.

યાદવાસ્થલી વખતે કચ્છ ભોજકટના નામથી ઓળખાતું. એના સમ્બન્ધમાં ભાગવતમાં એવી કથા વર્ણવાયલી છે કે વિદર્ભદેશના ભીમક રાજાની કુંવરી રૂકિમણીનું વાગ્દાન પ્રથમ ચેદી દેશના રાજા શિશુપાળ જોડે કરવામાં આવેલું હતું. પરંતુ રૂકિમણીનો પ્રેમ દ્વારિકાપતિ શ્રી કૃષ્ણ પ્રત્યે ઢળેલો હોવાથી, શિશુપાળ જ્યારે પરણવાને આવ્યો ત્યારે રૂકિમણીએ શ્રી કૃષ્ણને ગુપ્ત પત્રિકા પાઠવીને બોલાવ્યા. આથી શ્રી કૃષ્ણ તરત આવી પહોંચ્યા અને સંકેત પ્રમાણે જ્યારે દેવીના મંદિરમાં રૂકિમણી દર્શન માટે ગયાં, ત્યારે ત્યાંથી શ્રીકૃષ્ણ તેમનું હરણ કરીને નાઠા આ બનાવથી રૂકિમણીના ભાઇ રૂકિમયાએ એવું પણ લીધું, કે જો રૂકિમણીને હું પાછી તેડી ન લાવું, તો વિદર્ભદેશનું અન્ન-જળ લઉં નહિ એટલુંજ નહિ પરંતુ અહીં પાછો પણ ફરૂં નહિ આવી પ્રતિજ્ઞા લઇ રૂકિમયો સૈન્ય સાથે શ્રીકૃષ્ણ પાછળ પડ્યો પરંતુ લડાઇ થતાં તેમાં તેની હાર થઈ. આથી તે પાછો વિદર્ભદેશ તરફ ન ફરતાં, કચ્છદેશમાં રાજ્ય સ્થાપના કરી રાજ્ય ચલાવવા લાગ્યો. આ સમયમાં કચ્છનું નામ ભોજકટ હોવાનું જણાય છે.

યાદવાસ્થલીના સમય પશ્ચાત્ સિકંદરના આગમન લગીનો કચ્છદેશનો ઇતિહાસ કાળનાં ઘાડા અંધારાં વચ્ચે ગરક થઇ ગયો છે. એ સમયની "કચ્છની પરિસ્થિતિ જાણવા યોગ્ય સાધન-સામગ્રીના

અભાવ હોવાથી, એ સમયના કચ્છના ઇતિહાસ પર કોઈ રીતે પ્રકાશ પડી શકતો નથી.

ત્યારબાદ પર-દેશો અને પર-પ્રજાઓ જોડે કચ્છનો ધાર્મિક, સામાજિક અને રાજકીય સંબંધ સંધાયલો હોવાથી, તે દેશો અને પ્રજાઓના ઐતિહાસિક ગ્રંથોમાંથી કચ્છ વિષયક કેટલીક વીગતો આપણને પ્રાપ્ત થઈ શકે છે.

સિકંદરના સમય પછી અર્થાત્ ઇસ્વીસન પૂર્વે સો, બસો, કે ત્રણસો વર્ષ દરમિઆન મૌર્ય-વંશ, શુંગ-વંશ અને ગ્રીક સત્તા પણ કચ્છ પર પોતપોતાનો અમલ ચલાવી ગએલ છે.

તત્પશ્ચાત્ ઇસ્વીસનના પ્રથમ શતક અગર શાલિવાહનના સમયમાં શક રાજાઓ માળવા, લાટદેશ, સૌરાષ્ટ્ર અને અનુપદેશ પર રાજ્ય સત્તા ચલાવતા હતા. એવું કેટલાક સિક્કાઓ અને શિલાલેખો પરથી સિદ્ધ થાય છે. આ અનુપદેશ એજ કચ્છદેશ હોવો જોઇએ તેનાં પ્રમાણો પણ મળી શકે છે.[૧]

શક લોકોને હરાવીને કચ્છની સત્તા વિક્રમાદિત્યે પોતાના હસ્તમાં લીધી. અને ત્યારબાદ શાહવંશ, ગુપ્તવંશ, અને વલ્લભીવંશ અનુક્રમે કચ્છ પર સત્તા ધરાવતા થયા હતા.

વલ્લભી સત્તાના અસ્ત પછી ચાવડા અને સોલંકી સત્તાનો ઉદય થયો. ચાવડા જયશિખરીએ ગુજરાત, સૌરાષ્ટ્ર, અને કચ્છ પર પોતાની સત્તા જમાવી, કચ્છના રણને કાંઠે પંચાસરમાં રાજ્યગાદી સ્થાપી હતી.

જ્યારે ભુવડ સોલંકીએ ઈ. સ. ૬૯૬ માં પંચાસર પર ચડાઇ કરીને જયશિખરીને હરાવ્યો, ત્યારે કચ્છનો કબજો તેના હાથમાં આવ્યો હતો.

ઇસ્વીસનના નવમા સૈકામાં કચ્છમાં વાઘેલા, સોલંકી, ચાવડા અને કાઠીઓનો જુદે જુદે સ્થળે અમલ ચાલતો હતો, જ્યારે મોડ

---

૧ શક રાજાઓમાંના જયદામા, રૂદ્રદામા, ઈત્યાદિના સિક્કાઓ સ્વર્ગવાસી મહારાઓ શ્રી દેશળજીની શોધખોળથી તેમને મળી આવેલા હતા, એમ કહેવાય છે. આ સિક્કાઓ પૈકી કેટલાક હાલ ભુજના સંગ્રહસ્થાનમાં છે.

અને મનાઈ સિંધમાંથી ઉતરીને કચ્છમાં આવ્યા, ત્યારે તેમણે આ બધી સત્તાઓને નબળી પાડી, અને ધીમે ધીમે સમસ્ત કચ્છ પર તેમણે પોતાની સત્તા કાયમ કરી દીધી.

આમ કચ્છમાં એકવાર સમાવંશની સત્તાનું સ્થાપન થયા પછી, જામ પુંઅરાના મૃત્યુ પછી કચ્છ પર ફરી થોડો સમય લગી ચાવડા અને સોલકીની સત્તા આવવા પામી હતી.

ત્યારબાદ જામ ઉન્નડના વંશમાંથી લાખો અને લાખીયાર એ બે જોડીઆ ભાઇઓ સિંધમાંથી ઉતરીને કચ્છમાં આવ્યા. અને લાખીયાર વીયરામાં રાજ્ય-ગાદીની સ્થાપના કરી. આમ આ બંને ભાઇઓએ કચ્છ પર જાડેજા સત્તાનું બીજ રોપ્યું, જે અદ્યાપિ ચાલે છે.

ઉપરોક્ત કથાનાનુસાર કચ્છ પર આજ લગી અનેક સત્તાઓનાં ઉદયાસ્ત થવા પામ્યાં છે.



## પ્રકરણ ૨ જું.

### મિશ્રપતિ દેવેન્દ્ર. (૧૩૫).

શ્રી આદ્યનારાયણના નાભિ-કમલમાંથી પુરાણ મતાનુસાર બ્રહ્મા પેદા થયા. બ્રહ્માના અત્રિ અને અત્રિના ચંદ્રરાજા થયા. એ ચંદ્રરાજાના વંશજો ચંદ્રવંશીના નામથી ઓળખાય છે. શ્રી આદ્યનારાયણની દશમી પેઢીએ યદુરાજા થયો. આ યદુરાજાના વંશજો યાદવોના નામથી પ્રસિદ્ધ થયા. એજ વંશમાં ચોપનમી પેઢીએ યદુવંશાવતંશ શ્રી કૃષ્ણચંદ્ર થયા. શ્રીકૃષ્ણના પુત્ર અનિરૂદ્ધ જોડે મિશ્રદેશ (ઇજીપ્ત) માં આવેલા શોણિતપુરના રાજા બાણાસુરે પોતાની કન્યા ઉષા (ઓખા)નાં લગ્ન કર્યાં. આ વખતે બાણાસુરના પ્રધાન કૌભાંડની પુત્રી રમા પણ શ્રીકૃષ્ણના પુત્ર સાંબને વરી. તેથી તેને ઉષ્ણિક નામક પુત્ર થયો. ઉષ્ણિક યાદવાસ્થલી સમયે પોતાને મોસાળ શોણિતપુર હોવાથી બચી ગયો.

મિશ્રનો રાજા બાણાસુર નિર્વંશ જતાં તેનું રાજ્ય તેના પ્રધાન કૌભાંડે કબજે કરી લીધું. આ કૌભાંડને પણ કશી સંતતિ ન હોવાથી તેની પાછળ મિશ્રદેશનું રાજ્ય તેના દોહિત્ર, અને શ્રીકૃષ્ણસુત સાંબના પુત્ર ઉષ્ણિકને મળ્યું.*

ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં શ્રી આદ્યનારાયણના વંશનો એકસો પાંત્રીસમો, અને ઉષ્ણિકના વંશનો ઓગણ્યાએંશીમો રાજા દેવેન્દ્ર મિશ્રની ગાદીએ આવ્યો. આ દેવેન્દ્રને ચાર કુંવર હતા.

દુહો—**પુત્ર થેઆ દેવેન્દ્રજા, ચોખા ભાવર ચાર,**
**અસપત, ગજપત, નરપત, ભૂપત ભલ ભૂપાર,**

ભાવાર્થ—અસપત, ગજપત, નરપત, અને ભૂપત નામે દેવેન્દ્રના ચાર કુમાર થયા.

આ અરસામાં અર્થાત્ ઇસ્વીસનના છઠ્ઠા સૈકામાં નબી મહંમદ

---

* કેટલાક ભાટ ચારણોનું એવું કથન છે, કે હાલના જાડેજા વંશની ઉત્પતિ સાંબના વંશમાંથી નહિ, પરંતુ અનિરૂદ્ધના વંશમાંથીજ છે.

સાહેબે મૂર્તિપૂજાના વિરોધનો ઝંડો ઉઠાવી લીધો હતો. એ વેળા આખું અરબસ્તાન મૂર્તિપૂજક હતુ. પરંતુ મહંમદ સાહેબની મૂર્તિ-પૂજા વિરૂદ્ધની સતત ચળવળથી અરબસ્તાનના અરબો મૂર્તિપૂજાનો ત્યાગ કરી, નબી સાહેબનો કલમો ભરી દિન પ્રતિદિન ઇસ્લામનો અંગીકાર કરતા જતા હતા.

અરબસ્તાન ઉપરાંત બીજા મુલ્કોમાં પણ મહંમદ સાહેબે ઇસ્લામનો બહોળો ફેલાવો કરવાની હીલચાલ શરૂ કરી દીધી હતી. જ્યારે તેમને જણાયું, કે મિશ્રદેશમાં હિંદુધર્મનો ઘણો ફેલાવો છે, અને ત્યાંનો રાજા પણ હિંદુ છે, ત્યારે તેઓ તરતજ પોતાના અનુયાયીઓ સાથે ત્યાં ગયા અને ઈસ્લામનો પ્રચાર કરવા લાગ્યા. તેઓ પોતાના સઘળા સાથીઓ સાથે મિશ્રદેશાધિપતિ દેવેન્દ્ર પાસે આવ્યા, અને ઈસ્લામનો સ્વીકાર કરવા તેમને સમજાવવા લાગ્યા +

મિશ્રપતિ દેવેન્દ્ર પરાપૂર્વથી ચાલ્યા આવતા પોતાના હિંદુધર્મને માટે મગરૂર હતો. કોઇપણ ભોગે તે પોતાના ઇષ્ટિધર્મથી ચ્યુત થવા ઇચ્છતો ન હતો. આથી તેણે મહંમદ સાહેબની માગણીનો ખુલ્લો અસ્વીકાર કરી દીધો.

મહમદ સાહેબની અનેક પ્રકારની સમજાવટો અને ચોવટો છતાં તે પોતાના નિશ્ચયમાં જેવો ને તેવો અડગ-અચળ રહ્યો. તેને ધર્મ-ભ્રષ્ટ કરવા ચાહનારાઓને તેણે ખુલ્લા શબ્દોમાં જણાવી દીધું કેઃ—

દુહો—કલમું નં-ચાં કુલંભમેં, ઇ મુંકે ન સુહાય,
જિકીં સુહીંજી આય, સે નિભાઇંધોસ નેહસેં.

ભાવાર્થ—હું કદી પણ મારા અંતરથી કલમો ભરવાનો નથી. કેમકે તે, મને સોહાતો નથી. બાકી જે મારૂં છે તેનેજ હું સ્નેહપૂર્વક નિભાવીશ.

આમ દેવેન્દ્ર પોતાના આર્ય પૂર્વેજોના ધર્મમાં મેરૂ સમાન

---

+કચ્છમા જ્યાં જ્યા ભાટ ચારણોના જુના ચોપડા જોવામાં આવે છે, સા ત્યા મહમદ સાહેબને દેવેન્દ્રના ભત્રીજા તરીકે બતાવવામાં આવેલ છે. ખુદ જાડેજાઓના ભાટોના ચોપડામા પણ દેવેન્દ્ર અથવા અણુશામને મહમદ સાહેબના કાકા કહેવામા આવેલ છે. પરંતુ આ વસ્તુને ઐતિહાસિક પ્રમાણોનો ટેકો ક્યાંએ મળતો નથી.

અડગ રહ્યો. દેવેંદ્ર એક પરાક્રમી, અને વિશાળ લાગવગ ધરાવતો રાજ્યાધીશ હોવાથી, મહંમદ સાહેબ તેને વિશેષ આગ્રહ કરવાનુ મુલતવી રાખી પાછા ચાલી નીકળ્યા.

આ ઘટના ઘટવા બાદ થોડા સમયે દેવેંદ્રનો સ્વર્ગવાસ થયો. દેવેંદ્રના સ્વર્ગવાસના સમાચાર મહંમદ સાહેબને પ્રાપ્ત થતાંજ તેમણે વિચાર્યું, કે હવે દેવેંદ્રનો કાંટો ખસી જતાં, તેના કુંવરો સહેલાઈથી ઈસ્લામનો સ્વીકાર કરી લેશે. આમ ધારી તેઓ ફરીથી મિશ્ર તરફ આવવાને ઉપડ્યા.

આ સમયે ઈસ્લામનો પ્રચાર પૂર જોર-શોરથી થવા માંડયો હતો. ઈસ્લામનો સ્વીકાર ન કરનારને ઘણીવાર ભયમાં ઉતરવાનો કે કત્લ થઈ જવાનો પ્રસંગ પણ આવી પડતો. મિશ્રમાંના દેવેંદ્રની આસપાસના સઘળા નાના મોટા સરદારો ઈસ્લામ તરફ ઢળી પડ્યા હતા. દેવેન્દ્રે માત્ર પોતાના પ્રતાપ અને પરાક્રમથી હિંદુત્વને ટકાવી રાખ્યું હતું. પરંતુ તેના અવસાનથી સ્થિતિ સઘળી પલટી ગઈ.

હવે દેવેન્દ્રના ચારે કુમારો આ વણસેલી બાજી જોઇને અકળાવા લાગ્યા. તેમણે વિચાર્યું, કે હાલ જ્યારે આપણી આજુ બાજુનું સઘળું વાતાવરણ પલટી ગયું છે, એવા બારીક સમયમાં સલામતી સાચવવી મહા મુશ્કેલ છે.

જ્યારે તેમણે જાણ્યું કે મહંમદ સાહેબ તેમને મુસલમાન બનાવવા માટે ઉપડી ચુકયા છે, ત્યારે તેમના ગભરાટનો પાર રહ્યો નહિ. ચારે બાજુથી ઉભા થએલા વિરોધી વાતાવરણ વચ્ચે ધીરજ ધારણ કરીને શાન્ત બેસી રહેવું, એ તેમને માટે અશકય થઇ પડયું. આથી આ ચારે ભાઇઓ પોતાની સાથે માત્ર જરૂર જોગી વસ્તુઓ લઇને, ચુપચુપ રાજ્યધાનીનો ત્યાગ કરી ગયા.

ચાલતાં ચાલતાં આ ચારે જણ જ્યારે દરિયા કિનારે આવી પહોંચ્યા, ત્યારે એક નાનકડી હોડી પર તેમની દૃષ્ટિ પડી જાણે પરમાત્માએજ તેમને માટે આફતના સમયે આ સાધન મોકલ્યું હોય, એવુંજ તેમને જણાયું. આ વખતે કંઈ પણ વિચાર ન કરતાં ચારે ભાઇઓ હોડી પર ચડી બેઠા.

આ સમયે દૂરથી કોઈક વ્યકિત તેમના તરફ દોડતી આવતી

હોય, એવો તેમને આભાસ થયો. તેને જોઇને પ્રથમ તો આ ચારે જણને ધાસ્તી પેઠી. પરંતુ જ્યારે નરપતે તેને ઓળખ્યો, કે એ તો તેમનો મિત્ર માણુકુરેશી છે ત્યારે તેમનાં હૈયાં હેઠાં થયાં.

માણુકુરેશી આ ચારે ભાઇઓનો મિત્ર તેમજ એક સ્વામિભક્ત સેવક હતો. જ્યારે તેણે આ ચાર જણની ચાલ્યા જવાની વાત સાંભળી, ત્યારે તેને ઘણો ખેદ થયો. અને પગ લેતો લેતો તે પણ તેમની પાસે પહોંચી આવ્યો. માણને જોઈ આ ચારે જણ ખૂબ ખુશી થયા. અને તે કેમ આવ્યો, તેનું કારણ પૂછવા લાગ્યા. આ સાંભળી માણ બોલ્યો, મારૂં તો જીવન-મરણ તમારી સાથેજ છે માટે જ્યાં તમે ત્યાંજ હું.

માણુકુરેશીનો આ ચારે ભાઇઓ સાથે જવાનો નિશ્ચય મક્કમ હતો. તેમની ઘણી સમજાવટો છતાં તે એક ટળી બે ન થયો. આથી તેમણે એને પણ પોતાની સાથે હોડીની અંદર બેસાડી દીધો. આ પાંચે જણને લઇને હોડી સમુદ્રનાં ઉછળતાં મોજાં વચ્ચે પોતાનો રસ્તો કાપવા લાગી.

દુહો—ભાબલ બેડી નિંગેઆ,[૧] અચી વિઠા પાણ;
ઇ પરતા તુંહીં કે, તેંજી રખ તુંહીં કે જાણ.

ભાવાર્થ—બાબલ બેડી પર ચડીને આ ચારે જણ નીકળી પડયા. હે ઇશ્વર! એની સપુરત તને છે. તુંજ એમની સંભાળ લેજે.

દુહો—ડીંય તતો ને ડવ બરે, ઝલેં જંગલ ઝાડ;
રખે રખણહાર, તપ નં-અચે તિનીં કે.

ભાવાર્થ:—દાવાનળ લાગ્યો હોય, જંગલો અને ઝાડો સળગી ઊઠયા હોય, અને દિવસ પણ તપ્ત બની ગયો હોય એવા સમયમાં પણ બચાવનાર જેને બચાવે તેને ઊની આચ પણ ન આવે.

ઉપરોક્ત કથનાનુસાર દેવેન્દ્રના ચાર કુમારો અને પાંચમો માણુકુરેશી જે હોડીમાં કૂદી પડયા હતા, તે હોડી મહાસમુદ્ર ઓળંગીને આખરે કાઠિયાવાડના કિનારે આવી પહોંચી.

---

૧ નિંગેઆ=નીકળ્યા. ( આ શબ્દ જુની કચ્છી ભાષાનો જણાય છે )

અહીં દૂરથી તરતા આવતા એક તુંબડા[1] પર આ પાંચે જણની દૃષ્ટિ પડી. તુંબડું પણ ઘડીકમાં મોજાંના શિખર પર, અને ઘડીકમાં નીચે પટકાતું તેમની તરફ આવી રહ્યું હતું. તુંબડાને છેક તેમની

---

૧ આ તુંબડા વિષે અને ચારણોની ઉત્પત્તિ વિષે કચ્છના ભાટ ચારણોના ચોપડામાં એવી દંતકથા આપવામાં આવેલી છે, કે ચારણીયો કરીને એક શંકરનો પૂજારી હતો તે આખો દિવસ ગાયોને ચારવાનું કાર્ય કરતો હોવાથી લોકો તેને ચારણીયાના નામે ઓળખતા. એક વખત જંગલમાં ગાયો ચારતા તેણે એક સરોવરમાં વિહાર કરવા આવેલી અપ્સરાઓને દીઠી. એ અપ્સરાઓના શરીરનું અદ્ભુત સૌન્દર્ય જોઈને ચારણીઓ તેમના પર મોહિત બની ગયો. જંગલમાંથી પાછો આવીને તે, તેના ઇષ્ટદેવ શંકર પર આહાર-પાણીનો ત્યાગ કરીને ભારે તપ કરવા બેઠો. આમ સાત દિવસ વીતી ગયા છતાં હઠે ચઢેલો ચારણીયો કેમે કરીને તપશ્ચર્યાનો ત્યાગ કરે નહિ. ચારણીયાની આકરી તપશ્ચર્યા જોઈને શંકર ભગવાન તેના પર પ્રસન્ન થયા, અને તેને વરદાન માગવા કહ્યું. ચારણીયો બોલ્યો, મારે તો અપ્સરાને પરણવું છે. એની આ માગણી ભારે પડતી હતી. છતાં શંકરનું વચન, તે મિથ્યા કેમ થાય ? મહાદેવનું વચન પાળવા આવડ નામની એક અપ્સરા ચારણીયાને પરણી. પરંતુ તેની સાથે કોઈ દિવસ પણ બોલવું નહિ, એવો એનો કરાર હતો.

આવડ અપ્સરા ચારણીયાના ઘરમાં ઘણી મુદત રહી. એને પેટે નવ છોકરાનો જન્મ થયો ત્યાં લગી તે તેની સાથે એક શબ્દ પણ કદી બોલી ન હતી. અને શંકરના વરદાનને માન આપીને ચારણીયાએ પણ કદી તેને બોલાવવા પ્રયત્ન કર્યો ન હતો.

લોકોમાં આ વાતની ચર્ચા ચાલવા લાગી, કે ચારણીયાના ઘરમાં અપ્સરા છે, પણ તે કદી તેની સાથે વાત કરતી નથી. ચારણીયાને પણ જેમ જેમ વખત જતો હતો તેમ તેમ આ વાત વધુ સાલતી હતી. એક દિવસ તેણે પોતાના મિત્રોને આનો કંઈ ઈલાજ કરવા કહ્યું. તેના મિત્રોએ તેને પૂછ્યું, કે તમારી ભેંસો કોણ દોહે છે ? ચારણીયો કહે હું પોતેજ. પેલાઓએ કહ્યું ત્યારે એક રસ્તો છે. આજ જ્યારે તું ભેંસો દોહવા બેસે, ત્યારે તાંબડી ગુદા પર ઉંધી વાળી તેની તરફ જોયા વગર તું દોહવા માંડજે. આ ઉપાય એવો સરસ છે, કે તારી સ્ત્રી આ જોઈને જરૂર ભૂલી જશે અને બોલી ઉઠશે. આ ઉપાય ચારણીયાને પણ ઠીક લાગ્યો. તે દિવસે તેણે તેમજ

હોડીની બાજુમાં આવેલું જોઇને અને તેમાં ડાગળી દીધેલી જોઇને; આ ચારે જણને પેલું તુંબડું ઉપાડી તેની અંદર શું છે, તે જોવાની

કર્યું. અવળી તાંબડી બે ગુડા વચ્ચે ઠરાવી તે તેના તળીયા પર દૂધની શેડો ઠોકવા લાગ્યો. આવડ અપ્સરાએ જ્યારે આજનો આ વિચિત્ર ખેલ જોયો, ત્યારે તેણે વિચાર્યું, કે ચારણીયાને આજ શું થયું છે? તે ભાંગ કે ગાંજો તો નથી ચડાવી આવ્યો? ચારણીયો તો અવળી તાંબડી પર શેડો માર્યે રહ્યો હતો, અને તાંબડીની બંને તરફથી દૂધ વહીને જમીન પર પડયે જતું હતું. હવે આવડથી રહેવાયું નહિ. તે બોલી ઉઠી, મૂર્ખ! આ શું કરી રહ્યો છે? દૂધ તો તાંબડીમાં પડવાને બદલે જમીન પર ઢોળાય છે. તે જોતો કેમ નથી?

આવડ અપ્સરાના મ્હોંમાંથી ઉપરોક્ત શબ્દો નીકળતા સાંભળીને ચારણીયાના હર્ષનો પાર રહ્યો નહિ. તે ઉભો થઇ નાચવા લાગ્યો, અને આવેશમાં બોલી ઊઠયો, કે બસ! મારે એટલુંજ જોઇતું હતું. ઘણા દિવસની તારી ચુપકી આજે મેં મારી યુક્તિથી કેવી તોડાવી? આમ કહી તે ખૂબ રાજી થઇને કૂદવા લાગ્યો.

ચારણીયાની દગાખોરી જોઇને આવડ અપ્સરાને ઉલટો ક્રોધ ચડયો. ચારણીયાએ તેનું બિરદ તોડાવેલું હોવાથી તે એકદમ તેની કનેથી ચાલતી થઈ. અને જતાં જતાં તેને શાપ આપ્યો કે તેં મારાથી કપટની રમત કરી, તો તારા વંશની સ્ત્રીઓ તારા વંશજોને ગણકારશે નહિ. આવો શાપ આપી તે એકદમ ચારણીયાનો ત્યાગ કરી ગઈ.

આ વખતે આવડ અપ્સરાના પેટમાં ગર્ભ હતો. એ ગર્ભનું શું કરવું તેનો વિચાર કરતાં તેણે એક યુક્તિ ખોળી કાઢી. તેણે પોતાનું પેટ ચીરી ગર્ભને બહાર કઢાડયો. અને એક તુંબડાને ડાગળી આપી, તેમાં એ નાના બાળકને સુવાડી, પાછી તે તુંબડાની ડાગળી બંધ કરી દીધી. તેમા હવાની આવ જા માટે થોડી જગ્યા રાખીને, તેણે તે તુંબડાને દરિયાના પાણીમાં વહેતું છોડી દીધું.

આ તુંબડું મિશ્રદેશથી નીકળેલા દેવેન્દ્રના ચાર કુમારો જેઓ હોડીમાં બેસીને હિંદુસ્તાન તરફ આવતા હતા તેમના હાથમા આવ્યું. એમાના બાળકને બદલે દેવેન્દ્રના એક કુમાર નરપતે તેના ભારોભાર સુવર્ણ પોતાના ભાઇઓને આપી તે બાળકને તેણે પોતા પાસે રાખી લીધું. આ બાળક તુંબડામાંથી નીકળેલુ હોવાથી તેના વંશજો 'તુમેર-ચારણ' કહેવાયા.

ઇચ્છા થતાં, તેમણે તુંબડું દરિયામાંથી ઉંચકી લીધું. અંદર જુએ છે તો તરતનું જન્મેલું એક બાળક તેમના જોવામાં આવ્યું. કુદરતની આ અકળ લીલા જોઇને તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમણે વિચાર્યું કે આ છોકરાને ઉછેરીને મોટો કરીશું અને જો એ નસીબ જોગે જીવતો રહેશે, તો આપણને કામ આવશે એમ ધારી તેઓએ તુંબડામાંના બાળકની બરદાસનું કામ માણને સોંપ્યું.

હવે હોડી પર ચારને બદલે છ જણા થયા. આ છએ જણને લઇને હોડી દરિયામાં રસ્તો કાપવા લાગી. આ બનાવ પછી થોડીજ વારે દૂરથી જમીન દેખાવા લાગી. અને ઇશ્વરને આધારે ઉપાડેલી પેલી બાબલ બેડી તરતજ કાઠિયાવાડને કિનારે આવીને અટકી.

ધરતી માતાનાં આમ અણધાર્યાં દર્શન થતાં સૌને એમ થયું, કે આ બાળકને લીધેજ આપણે ઉગરી શકયા છીએ. આથી તેઓ એ બાળકની ઘણીજ સંભાળ લેતા હોડી પરથી ઉતરીને આગળ ચાલવા લાગ્યા.

જ્યારે તેઓ કાઠિયાવાડના ઓસમના ડુંગર[૧] પાસે આવી પહોંચ્યા ત્યારે તેમને સમાચાર મળ્યા, કે ઓસમના ડુંગર પર હીંગળાજ માતાનું મંદિર આવેલું છે આ સાંભળી આ ચારે જણા હીંગળાજ દેવીનાં દર્શનાર્થે ઓસમના ડુંગર પર ચડવા લાગ્યા

ઉપર જઇને આ સઘળા અત્યંત ભક્તિભાવથી હીંગળાજ માતાની પ્રાર્થના કરવા લાગ્યા. આ લોકોની ખરા અંતરની સ્તુતિથી માતાજી પ્રસન્ન થયાં. આ ચારે જણને તેમણે આશીર્વાદ આપ્યા, અને માણ કુરેશી તથા તુંબડામાંથી નીકળેલા ચારણપુત્રને વંશ પરંપરા પાળવા તેમને આજ્ઞા કરી.

માતાજીની પ્રસન્નતાથી આ ચારે જણના આનંદનો પાર રહ્યો નહિ. તેમણે માણકુરેશીને માતાજીનો મેરૈયો[૨] બનાવ્યો. અને આ બન્ને જણના વંશજોને પરંપરા પાળવાનો જામ નરપતે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો.

---

૧ ઓસમનો ડુંગર કાઠિયાવાડમા આવેલો છે

૨ મેરૈયો=અર્પણ થએલો. માણ કુરેશીના વંશજો આજ પણ મેરૈયાની ઓળખથી ઓળખાય છે.

દેવીનાં દર્શન કરી, આ ચારે જણ ઓસમના ડુંગરપરથી નીચે ઉતરવા લાગ્યા. એટલામાં રસ્તામાં તેમને અચાનક મહંમદ સાહેબનો ભેટો થઇ ગયો.[૧] મહંમદ સાહેબને અહીં પણ આવી પહોંચેલા જોઇને આ ચારે જણાના મનમાં પ્રથમ તો ભય પેઠો. છતાં હિમત ધરી તેઓ મહંમદ સાહેબની સન્મુખ આવી પહોંચ્યા.

મહંમદ સાહેબ આ ચારે જણને ઇસ્લામનો અંગીકાર કરવા સમજાવવા લાગ્યા. છતાં આ લોકો પોતાના નિશ્ચયમાં મક્કમ હતા. તેમણે ઇસ્લામનો સ્વીકાર કરવા લેશ પણ ઇચ્છા જણાવી નહિ. પરંતુ મહમદ સાહેબ બોલ્યા, કે તમો ચાર ભાઇઓમાંથી એક જણને તો ઇસ્લામનો સ્વીકાર અવશ્ય કરવો પડશે. આ સાંભળી સૌથી મોટો ભાઇ અસપત મુસલમાન બનવા તૈયાર થયો. અસપતને ઇસ્લામી મજહબ સ્વીકારવા તૈયાર થએલો જોઇને મહમદ સાહેબને આનંદ થયો, અને તેઓ બોલ્યા.

**દુહો—અસપત ભરતું કલમું, ઝલ નબીજી બાંઇ,**
**ત ચગદા-પાતસાઇ, નબી ચે નક્કી ડીયાં.**

ભાવાર્થ—મહમદ સાહેબે અસપતને કહ્યું, કે તું કલમો ભર, અને મારો હાથ ગ્રહણ કર, તો હું જરૂર તને ચગદા-પાદશાહી અપાવું.

**દુહો—અસપત ભરેઓ કલમું, ઝલેં નબીજી બાંઇ;**
**ત ચગદા-પાતસાઇ, અચી અસપત કે જુડઇ.**

ભાવાર્થ—અસપતે કલમો ભર્યો, અને નબીનો હસ્ત ગ્રહણ કર્યો, તો તેને ચગદા પાદશાહી પ્રાપ્ત થઈ.[૨]

આ રીતે મોટો ભાઇ અસપત મહંમદ સાહેબ સાથે મિસર ગયો. અને આ ત્રણે ભાઇ અહીંથી આગળ ચાલવા લાગ્યા.

---

૧ મહંમદ સાહેબ જાતે અહીં આવેલા હોય એ વસ્તુનો ચારણોના ચોપડા સિવાય અન્ય પુરાવો નથી. બાકી મોટા અસપતને તેમણે મુસલમાન બનાવ્યો એ વાત ઇતિહાસ સિદ્ધ છે.

૨ અસપતના વંશના ચગદા સમા અર્થાત મોગલ થયા એમ કહેવાય છે.

આ ત્રણે ભાઇઓએ પણ અહીંથી છુટા પડવાનો વિચાર કરેલો હોવાથી, માણ કુરેશી અને તુંબડામાંથી નીકળેલા તુમેર ચારણની સપુરત કોને કરવી, તેનો તેઓ વિચાર કરવા લાગ્યા ત્યારે માણુ કુરેશી બોલ્યો, કે મારી મહોબ્બત તો પ્રથમથીજ એટલે મિસર શામથીજ નરપત સાથે છે અને હું નરપતની સાથેજ રહેવા માગું છું. આથી માણુની સોંપણુ નરપતને કરવામાં આવી બાકી રહ્યો તુમેર ચારણ ઓસમના ડુંગર પર સૌએ મળીને એનું નામ સામૂર નક્કી કરેલું હતું. એ સામૂરની સોંપણુ કોને કરવી, એજ હવે સવાલ રહ્યો હતો એ છોકરા માટે છેવટ એવું નક્કી કરવામાં આવ્યું, કે જે ભાઈ એની વધારે કિંમત આપે તે એ છોકરાને રાખે. ગજપત અને ભૂપત પાસે તો કંઇ પણ દ્રવ્ય ન હતું પરંતુ મિસર શામથી રવાના થતી વખતે નરપતે પોતાની સાથે એક સોનાની ચક્કી રાખી લીધી હતી. એ સુવર્ણ-ચક્કી વજનમાં પણ બરાબર એ તુમેર બાળક જેટલીજ હતી તેથી નરપતે પોતાના બંને ભાઇઓ વચ્ચે એ સુવર્ણની ચકકી આપી, અને તેના બદલામાં તેણે સામૂર તુમેરને પોતાની સાથે રાખી લીધો. તે દિવસથી માણુ મેરૈયો અને સામૂર ચારણ, નરપતના માંગણુહાર થઇને રહ્યા.

દુહો—બાઅલ ચડી ઉખતો, માણુ મંગણુહાર;
સમેં સોન ભાર, તુમેર કે તોરે રખ્યો.

ભાવાર્થઃ—નરપતે માણુ માગણુહારને પોતાની સાથે બેડીમાં બેસાડ્યો અને પોતાનો કરી રાખ્યો. તેમ તુમેર ચારણને પણ તેણે સોના ભારો ભાર તોળી પોતાની પાસે રાખ્યો.

આ વખતે બાળક તુમેર ચારણની જીહ્વા પર સરસ્વતીએ વાસ કર્યો, અને તે નરપતને આશીર્વાદ આપતાં બોલ્યો—

દુહો—સજો સોન ભાર, તેં તોર્યો તુમેર;
થીધા થધા પેર, સુખ પસને સામત.

ભાવાર્થઃ—હે જામ નરપત, તેં તુમેર ચારણને સુવર્ણ ભારોભાર તોળી રાખ્યો, માટે તું જ્યાં જઇશ ત્યાં તને શાન્તિ પ્રાપ્ત થશે, અને ઇશ્વર તને સુખી કરશે.

જામ નરપત, માંણુ માંગણુહાર અને સામૂરચારણુને લઇને મજલ દર મજલ કરતો આગળ ચાલવા લાગ્યો. અને તેના ભાઇઓ ગજપત અને ભૂપત પણુ પોત પોતાને રસ્તે પડી ગયા. અહીંથી આ ચારે ભાઈઓ છુટા પડી ગયા પરંતુ આ ચારે ભાઇઓ પૂરે-પૂરા ભાગ્યશાળી હોવાથી તેઓ પોતાના ભાગ્ય-બળે જુદી જુદી રાજ્ય-ગાદીના માલીક થઇ પડ્યા.

**દુહો—અસપત દિલ્લી રાજીયા, નરપત નગર ભેર;**
**ગજપત જા ગિરનારમેં, ભૂપત જેસલમેર.**

ભાવાર્થ—અસપતના વંશવાળાએ દિલ્હી પર રાજ્ય કર્યું નરપતના વંશના નગરસમૈમા, ગજપતના વંશના ગિરનારમાં, અને ભૂપતના વંશના જેસલમેરમા રાજ્ય અમલ ચલાવવા લાગ્યા *.

---

* ભાટ ચારણોના કથન મુજબ ઓમમના ડુંગર પર નરપતને દેવીએ જાડામા અર્થાત મ્હોમા સંતાડયો, તેથી તેના વંશના જાડેજા કહેવાયા ગજપતને ચુડામા સંતાડયો, તેથી તેના વંશના ચુડાસમા કહેવાયા. ભૂપતને ભેટમાં સંતાડયો, તેથી તેના વંશના ભટ્ટી કહેવાયા. અને અસપતને ચકળા નીચે સંતાડયો, તેથી તેના વશજો ચકતા અર્થાત મોગલ થયા, પરંતુ આ વાત બુદ્ધિમા ઉતરી શકે તેવી જણાતી નથી.

# પ્રકરણ ૩ જું.

## ભૂપતનો ભટ્ટીવંશ

અથવા

## જામ આજી અને પુનરાજી.

### (૧)

### શિઆણકોટનો કબજો.

દેવેન્દ્રનો ચોથો કુમાર ભૂપત, ઓસમના ડુંગરપરથી ચાલતો થઈને, સીધો અણુવલવાડ આવ્યો. અહીં આ સમયે પવર-વંશની સત્તા જામેલી હતી પવર-રાજના દરબારમાં જઈને, ભૂપતે પવર-સરદારની નોકરી કરવાની પોતાની ઇચ્છા બતાવી ભૂપતનો તેજસ્વી અને રાજવંશી ચહેરો જોઈને, પવરોનો પાગેરો[1] પ્રસન્ન થયો. અને તેને તેણે પોતાની ફોજની એક ટુકડીનો સરદાર બનાવ્યો. અહીં ભૂપતે પવર સરદાર પર પોતાનાં પરાક્રમોની એવી સુંદર છાપ પાડી, કે તેણે તેની બહાદુરી અને ખાનદાનીની કદર કરીને, તેને પોતાની કન્યા પણ પરણાવી.

દુહો—હલી નિંગેઓ[2] હેકલો, કુલ્લે ધિજી કમાણ;
અચી થેઓ જામ, પવરેં ઘર પણેઓ.

ભાવાર્થ—ખભે ધનુષ્ય-બાણ ભેરવીને ભૂપત એકલો નીકળી પડયો, અને પવરોના રાજ્યમા આવીને તે પરણ્યો, અને જામની પદવી પ્રાપ્ત કરી.

અણુવલવાડાની નજદીકમાંજ જરકાછાનો પ્રદેશ આવેલો હતો. અહીં પણ પવર-સરદારોનીજ એક શાખાની સત્તા ચાલતી હતી પરંતુ આ બંને શાખાઓ વચ્ચે ઘણા જુના સમયથી વૈમનસ્ય ચાલતું હતું. આ કારણથી આ બંને પક્ષ સામસામા ફેરફાંટા[3] કરી રહ્યા હતા અને તેમની વચ્ચે અવાર નવાર નાની મોટી ઝપાઝપીઓ, પણ ચાલી રહી હતી.

---

૧ પાગેરો=મુખી. ૨ નિંગેઓ=નીકળ્યો. ૩ ફેરફાંટા=ટુરકાટ.

આ સમયે પવર–રાણીના પેટે ભૂપતને છ પુત્રોની પ્રાપ્તિ થઇ હતી. આ છ જણા પણ પૂરા જવાંમર્દ હોવાથી, તેમણે પોતાની બહાદુરીથી પવરોના લશ્કરની જુદી જુદી ટુકડીઓ પર સરદારી મેળવી લીધી હતી. અને તેમના લશ્કરી બળને પણ એમણે ખૂબ વધારી દીધું હતું. આથી અણુવલવાડાના પવરોએ વિચાર્યું, કે જરકાછાવાળા આપણને રાત–દહાડો સુખે બેસવા દેતા નથી. માટે આપણેજ તેમના પર મોટું કટક લઈ જઇએ, અને તેમને મારી લઇએ, તો જીંદગી ભરની પીડા ટળે. એમ ધારી તેઓ સૈન્ય એકઠું કરવા લાગ્યા. અને પોતાનો જથ્થો બરાબર જમાવીને, તેઓ જરકાછાવાળા પર ચડી ગયા આ સમયે ભુપતના છ એ કુમારો સૈન્યની જુદી જુદી ટુકડીઓના સરદાર હતા.

આ લોકોને ચડી આવેલા જોઇને, જરકાછાવાળાએ પણ પોતાની તૈયારી કરી લીધી. બંને ફોજોનો મુકાબલો થયો. આ લડાઇમાં ભૂપતના કુમારોની કુનેહ અને તેમના પરાક્રમથી અણુવલવાડાના પવરોનો વિજય થયો. અને જરકાછા વાળાનો પરાજય થયો.

આમ જરકાછો સર તો થયો, પરંતુ જરકાછાના જામની પાઘડી કોને બંધાવવી, તે બાબતમાં તેમના વચ્ચે તકરાર થઈ પડી. એક કહે હું બાંધું, બીજો કહે હું. આ તકરાર વધવા લાગી. આ વખતે કેટલાક ડાહ્યા માણસોએ વિચાર્યું, કે આ ઝગડો નુકસાનકારક હોવાથી, તેનો કોઇ ત્રીજો રસ્તો કહાડવો જોઇએ. આમ વિચારી, તેમણે એવી ગોઠવણ ઉતારી, કે જરકાછાના જામની પાઘડી બીજા કોઇને ન બંધાવતાં, તેના જુદા જુદા વિભાગ કરી, તેની સત્તા ભૂપતના છ કુમારો, જેઓ આપણા ભાણેજ થાય છે તેમને સોંપવી.

આ રસ્તો સૌને પસંદ પડતાં, તેમણે તકરારનો અંત આણવા, જરકાછાના છ વિભાગ કરી, તેનો કબજો ભૂપતના છ કુમારોને સોંપી દીધો.

દુહો—ચિનો[૧] મોડ[૨] ભદુઆ[૩], લીંબા[૪] અંજ[૫] ભાંદ્રામ[૬],
થેઆ જરકાછેજા જામ, બેઆ રાણા રાજીઆ.*

* ૧ થી ૬ સુધીનાં નામ ભૂપતના પુત્રોનાં છે.

ભાવાર્થ—ચિના, મોડ, ભદુઆ, લીંજા, અંજા, અને ભાદ્રામ નામક ભૂપતના ૭ કુમારો જરકાછાના જામ થયા.

આ રીતે જરકાછાની રાજગાદી ઉપર ભૂપતનો ભટ્ટીવંશ આવ્યો. એ વંશના ઉપર કહેલા છ પથર અર્થાત છ પાંખડી થઈ. તેમાંથી બીજી પાંખડીઓ કાળક્રમે ઘસાઇ ગઇ. માત્ર ભદુઆ અને ભાદ્રામનો વંશ રાજ-વંશ તરીકે આગળ ચાલ્યો. એ ભદુઆના વંશવાળા બધા ભદુઆ કહેવાયા. અને ભાદ્રામના વંશજો ભાદ્રામની ઓળખથી પ્રખ્યાત થયા. આગળ જતા આ બે પાંખડીમાંથી ભદુઆની પાંખડીમાં પાગારો આજી નામનો થયો અને ભાદ્રામ વંશનો પાગારો પુનરાજી થયો.

આ સમય દરમિઆન એક વખતે જરકાછામાં વરસાદ તાણુ કરી ગયો. ત્રાસલના જમાનામાં લોકોની સઘળી માલમત્તાનો સમાવેશ પશુધનમાંજ થઈ જતો હોવાથી, ભદુઆ અને ભાદ્રામની મોટી મોટી આથો[1] ઘાસ-ચારાના અભાવે ભૂખે મરવા લાગી. ત્યારે આજી ભદુઆએ પુનરાજી ભાદ્રામને કહ્યું, કે હવે અહીં જરકાછામાં આપણા ઢોરોનો નિભાવ થવો મુશ્કેલ છે માટે જ્યાં પુષ્કળ ચાર-પાણીની સગવડ હોય, એવા કોઇ સારા સ્થળે જઈએ, તોજ આપણી આથો આ દુકાળના ડાચામાંથી ઉગરી શકે આજીની આ વાત પુનરાજીને પણ યોગ્ય લાગી અને ભદુઆ-ભાદ્રામના સઘળા વંશવાળા, પોતપોતાનાં ઢોરોનાં જંગી ટોળાં લઈને, જરકાછાનો ત્યાગ કરી, ઘાસ ચારાવાળા કોઈ પ્રદેશની શોધમાં નીકળી પડ્યા

આ બંને પાંખડીઓ બળવાન હોવાથી, અને એમની સાથે અસંખ્ય ઢોરોની આથ હોવાથી, રસ્તામાં તેઓ કોઇના રોક્યા રોકાતા નથી. પોતાનાં ઢોરોને ગમે ત્યાં ચારતા આવે છે. જ્યાં પડે છે, ત્યાં "મક્કડ"ની ફોજની માફક મેદાન કરી મૂકે છે અને જો કોઈ પોતાની સીમ કે હદ માટે કંઈ બોલે છે, તો તેમની સાથે લડવા તૈયાર થઇ જાય છે. તેમની સંખ્યા અને શક્તિ જોઇને, તેમની સામે થવા કોઈ હિંમત કરી શકતું નથી. મુલક મુલકની સીમો ચારતું, આ ગંજાવર ટોળું આગળને આગળ ચાલ્યું આવે છે. એમ

[1] આથ—ગાયો, ભેંસો, સાંઢણીઓ આદિ ઢોરોનું મોટું ટોળું.

કરતાં તેઓ સ્યાણુ અથવા [૧]શિઆણુકોટની પાદરે આવી પહોંચ્યા. અહીં સ્યાણુમાં સોરસીપીયાનું રાજ્ય છે. અને એ પણ બળમાં કોઇનો ગાંજ્યો જાય એવો નથી.

ભદુઆ અને ભાદ્રામાની વાંઢ તો સ્યાણુની સીમના ઉભા મોલ ચારતી આવે છે તેમનાં ઢોરોને જો કોઈ પોતાના ખેતરમાંથી હાંકી કાઢે છે, તો તેના ત્યાને ત્યાંજ ખાર વગાડી દે છે. એમની પાસે કોઈ ધા દેવા આવે, તો તેને પણ પુરો કરી નાખતા, આ લોકો અચકાતા નથી. આમ ભદુઆ અને ભાદ્રામાએ સ્યાણુની સીમમાં ચારે બાજુએ ત્રાસ વર્તાવી મૂકયો.

આવા અનહદ જુલ્મોથી ત્રાસી જઇને, સ્યાણુના ખેડુતો સ્યાણુ ધણી સોરસીપીયા પાસે ગયા, અને પાદર પડેલી વંઢના જુલમની કહાણીથી તેને વાકેફ કર્યો.

સ્યાણુના ખેડુતોનો આ પોકાર સાંભળીને, સોરસીપીયાને અત્યંત ક્રોધ ચડ્યો. અને તેણે તેજ વખતે ભદુઆ અને ભાદ્રામાને પોતાની સીમ છોડી જવાનું ફરમાન મોકલાવ્યુ.

પરંતુ આ લોકો કોઈપણ ફરમાનને ગણકારે એવા કયાં હતા? સોરસીપીયાના ફરમાનને ફેંકી દઇને, એમણે તેને સાફ કહેવડાવ્યું, કે "અમારી આથો અમે અહીં ધરાર ચારીશું. તમારાથી જે થાય, તે કરી લેજો"

આ લોકોની આપખુદી જોઇને, સોરસીપીયાના ક્રોધનો પાર રહ્યો નહિ તરતજ એણે નગારચીને[૨] હુકમ કર્યો, કે યુદ્ધનું નગારૂં પણ કરો અને ભેર પણ કરો એનો એવો ધારો હતો, કે જ્યારે માત્ર સિરબધીઓજ ચડવાના હોય, ત્યારે એકલું નગારૂંજ કરવામાં આવતુ. પરંતુ જ્યારે સોરસીપીયો પોતે પણ સાથે ચડવાનો હોય, ત્યારે નગારૂં અને ભેર બન્ને વગાડવામાં આવતાં હતા આથી ભેર અને નગારાના ગડગડાટથી આખુ શહેર ગાજી ઊઠ્યું. સોરસીપીયો પોતાની મોટી ફોજ સાથે ભદુઆ અને ભાદ્રામની વાંઢ પર ચડી ગયો

જ્યારે આજી અને પુનરાજીને સમાચાર મળ્યા, કે સોરસીપીઓ

---

૧ શિઆણુકોટ તે પંજાબનો સિઆળકોટ હોવા સંભવ છે.

૨ નગારચી=નગારૂં વગાડનાર.

પોતાના લશ્કર સાથે ચડી આવે છે અને સોરસીપીયાની ફોજ તેમના મુકાબલામાં અત્યંત જંગી છે, ત્યારે તેમણે વિચાર્યું, કે આમ ખુલ્લી લડાઇ કરવાથી આપણે જીતી શકીએ તેમ નથી હવે કોઇ પણ રીતે સલાહ થાય તો ઠીક. એમ ધારી, તેમણે [illegible] સદેશા ચલાવવા માંડ્યા. અને પોતાની ભૂલ માટે દીલગીરી જાહેર કરી આ લોકોને નમી પડેલા જોઇને, સોરસીપીયાએ વિચાર્યું, કે આવા માણસો સાથે દુશ્મનાવટ કરવી, એ ઠીક નહિ તેથી તે પણ સુલેહ ઉપર આવ્યો, અને કહ્યું, કે જે થયું તે થયું. હવે તમે તમારી આથીને લઇને, જેમ બને તેમ તરત મારી નવાઈ મૂકી જાઓ આજી અને પુનરાજીએ આ વાત માન્ય રાખી, અને કહ્યું કે અમે તો જવાને તૈયાર છીએ, પણ તમે તાકડે આવ્યા છો, તે અમારી વાંઢની છાશ પણ પીતા જાઓ. વળી કહ્યુ કે તમે છાશ તો ઘણી જોઇ હશે, પણ અમારી વાંઢીયાર લોકોની છાશનો સ્વાદ તમે કદી પણ નહિ જોયો હોય. આમ કહી આજી અને પુનરાજી સોરસીપીયાને છાશ પીતા જવાનો આગ્રહ કરવા લાગ્યા. આમ જ્યારે રોકનાર રોકે ત્યારે જનારથી શી રીતે જવાય? સોરસીપીઆએ વિચાર્યું, કે તડકો પણ તપી ગયો છે, અને આજી તથા પુનરાજી આટલી બધી એંચતાણ કરે છે, તો હવે છાશ પીનેજ ચાલીએ તો વધારે સારૂં. એમ સમજી તેમણે પણ આજી અને પુનરાજીના મેલાણ પાસે આવેલા એક મોટા વડના ઝાડ નીચે પોતાની છાવણી નાખી અને થોડીજ વારમાં વાઢમાંથી છાશના ગોળા એક પછી એક આવવા લાગ્યા. અંદર સળી નાખીએ, તો તે પણ ઉભી રહી જાય, એવી વાંઢની ઘાટી મધ જેવી છાશની તાંસળીએ તાંસળીઓ ભરાવા લાગી. અને સોરસીપીઆની છાવણીમાં જવા લાગી. આજની છાશનો સ્વાદ પણ કંઈ અજબ હોવાથી, સોરસીપીઆના સૈન્યના તમામ માણસો તે હોંસે હોંસે પીવા લાગ્યા. સૌ પેટ ભરી ભરીને, છાશની તાંસળીઓ ઝાપટવા લાગ્યા

વાંઢીયારોની છાશના સાત પ્રકાર કહેવાય છે.

(૧) ગ્રંધ, (૨) ગિરણુ, (૩) લીલાગુરૂ, (૪) નિંધર, (૫) આપલ, (૬) દેપલ, અને (૭) પલપલ

આ સાત પ્રકારની છાશમાંથી આજી અને પુનરાજીએ સોર

સીપીઆને અને તેના આખા લશ્કરને નીંદર નામની છાશ ખૂબ પીવડાવી. આ છાશનો એવો ગુણ છે, કે તે પેટની અંદર જતાંજ શરીરમાં એટલી બધી સુસ્તી ઉત્પન્ન થાય, કે તેના પીનારને ઊંઘ આવ્યા સિવાય રહેજ નહિ આથી છાશ પીતાંજ સોરસીપીઆનું લશ્કર આળસમાં ઘેરાવા લાગ્યું. અને થોડીજ વારમાં સઘળાને નિદ્રાદેવીએ પોતાના ખોળામાં લઈ લીધા સોરસીપીઆના બધા માણસોને નીંદર છાશના પ્રતાપે ઊંઘ ઝાપટી ગઈ.

આ વખતે પુનરાજીએ આજીને કહ્યુ, કે હવે આખી ફોજ ઊંઘમાં ઘેરાઇ ગઈ છે અને આવો સમય ફરીફરીને કદી પણ નહિ આવે માટે હમણાંજ જો સઘળા લશ્કરને ભોંય ભેળું કરી દઇએ, તો બધી ઉપાધી મટી જાય.

આ સાંભળીને, આજી બોલ્યો, કે એવીરીતે સૂતેલા પર ઘા કરવો, એ મરદની રીત નથી પણ આપણે જો એ લોકોને પૂરાજ કરવા હોય, તો એક બીજી યુક્તિ આદરીએ. અને તે એ, કે આપણે જાણે હમણાંજ ચાલવાના હોઇએ, તેમ ગાંસડા પોટલા બાંધવા માંડીએ એ લોકો ઊંઘમાથી ઊઠશે, અને આપણને હમણાંજ ચાલ્યા જતા જોશે, તો જરૂર અટકાવશે ત્યારે આપણે પણ તેમને રોકી લેવા અને પછી તો જેની શક્તી તેની વહેશે.

આવી રીતની ગોઠવણ ઉતારીને, આજી અને પુનરાજીએ પોતાના લશ્કરને કૂચ કરવાનો હુકમ આપી દીધો અને સૌ પોતપોતાનો સામાન સમેટવા લાગ્યા ઉંટ, ઘોડા અને પોઠીયા પર સઘળો ઉચાળો લદાવા લાગ્યો.

થોડીવારે જ્યારે સોરસીપીઓ અને તેનું લશ્કર છાશના ઘેન-માંથી જાગૃત થયા, ત્યારે આ લોકો તો ત્યાંથી ઉપડવાની તૈયારીમાં તલ્લીન બની રહ્યા હતા. એ લોકોને હમણાંજ ઉપડી જતા જોઇને, સોરસીપીઆએ આજી અને પુનરાજીને બોલાવીને કહ્યુ, કે તમારે આજને આજ અહીંથી ઉપડવાની કશી જરૂર નથી. અહીં તમારૂં જે કંઈ કામકાજ હોય, તે પરિપૂર્ણ કરી, બે ચાર દિવસ રહીને જશો તો પણ કશી હરકત નથી. ત્યારે આજી બોલ્યો, કે જો અમને રોકવાનીજ આપની ઈચ્છા હોય, તો આપ પણ સઘળા અહીં આજની

રાત્રિ રોકાઇ જાઓ. એટલે આપણે બધા આજની રાત આનંદ કરીએ, અને આવતી કાલે સવારમા આપણે બધા આપણે રસ્તે પડી જઇએ. આમ કહીને તેની સાથે આજી ભડુઆએ એટલો બધો આગ્રહ કર્યો, કે સોરઠીપીઆને તે માન્યા વગર ચાલ્યું નહિ સૌએ ભેળા મળીને એ રાત આનંદ ગમ્મતમાં પસાર કરવાનો નીરધાર કર્યો.

આજી અને પુનરાજીના માણસો કરતાં સોરઠીપીઆના માણસો બરાબર બમણા હતા આથી તેમણે એવી ગોઠવણ ઉતારી, કે રાત પડતાં તેમની વાઢમાંના દરેક જણાએ જુદી જુદી રસોઈ બનાવવી, અને એકેક જણાએ સોરઠીપીઆના બબ્બે માણસોને જમાડવા અને જ્યારે નગારૂ થાય, ત્યારે દરેક જણાએ, એ બન્નેને કાપી નાખવા આજી અને પુનરાજીએ પોતાના દરેક માણસને આ ગોઠવણથી વાકેફ કરી દીધા.

રાત્રિ પડતાં, સૌના ઘોડાઓને આજી અને પુનરાજી તરફથી આવેલ જોગાણ ચડી ગયા દારૂની બદકો ભરાવા લાગી પ્યાલી ચાલવા લાગી અને ચારે તરફ આનંદ-ગમત અને ગાન-તાનના શબ્દો સંભળાવા લાગ્યા આજી અને પુનરાજીએ સોરઠીપીઆ સહિત તેના તમામ લશ્કરને શરાબના કેફમાં ચકચુર બનાવી દીધા

એટલામાં જમવાની હાકલ પડી અને સોરઠીપીઆના લશ્કરના તમામ માણસો બબ્બે જણ થઇને, વાંઢવાળા ભડુઆ-ભાદ્રામના માણસો વચ્ચે જમવા વખતે વહેચાઈ ગયા સોરઠીપીઓ પોતે આજી અને પુનરાજી સાથે તેમના તંબુએ ગયો તે પોતે પણ દારૂના નિશામા લૂંટ હતો તે પણ આજી અને પુનરાજી જોડે જમવા બેઠો. ભાણું આવતાં, જેવો તેમા હાથ નાખવા જાય છે, કે તરતજ આજીએ તેના મસ્તક પર તલ્વારનો ઘા કર્યો, અને તેજ વખતે તેનું માથું ધડ ઉપરથી છુટું થઇને, તેના ભાણામાં આવીને પડ્યુ. આ વખને સઙ્કેત મુજબ લડાઈનું નગારૂં ગડગડવા લાગ્યુ. અને તેજ ક્ષણે, સોરઠીપીઆના દરેક માણસને આજી અને પુનરાજીના માણસોએ પોતપોતાને ઉતારે ઠાર કર્યા સોરઠીપીઆનો એક પણ માણસ સ્થાણમા સંદેશો પહોંચાડવાને જીવતો રહ્યો નહિ. આ વખતે આજી બોલ્યો:—

દુહો—રાજ ન હુયેં રૂંધલેં કે, જિનીં જુલમ નં-કે આ;
કેઢી કટારા ભેઠજા, સુડ઼સેં ગિડ઼ા મથા.

ભાવાર્થ—રોઇ બેસનારને, અને પરાક્રમ ન કરનારને કદી પણ રાજ મળતાં નથી. વીર મર્દોએ ભેટમાંથી કટારીઓ બેંચી કહાડી દુશ્મનોનાં માથાં વાઢી નાંખ્યા છે.

હવે આજી અને પુનરાજીએ, સોરસીપીઆના અશ્વો પોતાના માણસોને સોંપી દીધા અને તેજ વખતે ત્યાંથી ચાલતા થઇને, સઘળા સ્યાણના દરવાજા પર આવીને ઉભા. દરવાજા પર દરવાણીને હાકલ મારતાં તેણે 'કોણ છે?' એમ પૂછયું. તેના જવાબમાં આજી બોલ્યો, કે સ્યાણપતિ સોરસીપીઓ વાંઢ પર ચડી ગયા હતા, તે ફત્તેહ કરી આવ્યા છે, માટે જલ્દી દરવાજો ખોલ. આ વાત ખરી માનીને, દરવાણી આંખો ચોળતો ઉઠયો, અને જેવો દરવાજો ખોલ્યો, કે સઘળા ઘોડેસ્વારો અંદર દાખલ થઇને સ્યાણપર ત્રૂટી પડ્યા. તેમણે મુખ્ય મુખ્ય સ્થળો સત્વર કબજે કરી લીધા.

સવાર પડતાંજ, તેમણે રાજ્યનો બંદોબસ્ત કરવાની વ્યવસ્થા કરવા માંડી. સ્યાણના પેટામાં એકસોએંશી ગઢધણી અને એકસો નવ ગામધણી હતા, તેમણે વિચાર્યું, કે ભદુઆ અને ભાદામ મહા જોરાવર હોવાથી આપણે માથું ઉંચુ કરશું તો તેઓ રહેવા દેશે નહિ, માટે આપણેજ તેમની સલામ કરી આવીએ. આમ વિચારી, સ્યાણના તાબાના સઘળા નાના-મોટા ગરાસીઆ ભેળા થઇને આવ્યા. અને આજી તથા પુનરાજીની સલામ કરી કહ્યું, કે અમારે તો 'લંકા બેસે તે રાવણ' માટે અમે તમારા સલામી-અર્થાત્ તાબેદાર છીએ. સ્યાણનો ધણી તે અમારો પણ ધણી. આ પ્રમાણે આજી તથા પુનરાજીએ પોતાના બાહુબળે સમસ્ત સ્યાણનો કબજો કરી લીધો.

દુહો—એંસી-સો કોટડાં, નોં-સો સ્યાણ વટ મેં;
મારે સેઆણાં, ગઢ ગિડ઼ાંઉં સિપિએ.

ભાવાર્થ—એકસો એંસી ગઢપતિ અને એકસોનવ ગામધણીને નમાવી, ત્યાંના સિપીઆ સરદારોને મારી, આજી અને પુનરાજીએ સ્યાણનો ગઢ કબજે કરી લીધો.

આમ સ્યાણના તાબાના સૌ ગઢપતિ તથા ગામધણી આજી

અને પુનરાજીની સલામ લઇ, નજરાણું કરી, તેમની સત્તા સ્વીકારીને પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા. અને ભદુઆ તથા ભાદ્રામ સ્યાણુકોટમાં નિર્વિઘ્ને રાજ્ય ચલાવવા લાગ્યા.



## ( ૨ )
## કાબુલના પાદશાહની કુટિલ નીતિ
અથવા
## વિરોધનો પાયો.

ભદુઆ અને ભાદ્રામની સત્તા સ્યાણુકોટ પર દિવસે દિવસે જામતી જતી હતી. પરંતુ આ સમયે સ્યાણુના રાજપર મોટી સત્તા કાબુલના પાદશાહની હતી. સ્યાણુનો ધણી સોરસીપીઓ પણ કાબુલના પાદશાહનો ખંડીઓ હતો. આથી જ્યારે કાબુલના પાદશાહને ખબર પડી, કે સોરસીપીઆને મારીને, સ્યાણુનો કબજો આજી અને પુનરાજીએ લઇ લીધો છે ત્યારે પાદશાહે તેમને કહી મોકલાવ્યું, કે "સ્યાણુકોટ પાદશાહી સત્તા નીચે હોવા છતાં તમે કોની પરવાનગીથી સ્યાણુના સરદાર બનીને બેઠા છો, તે સમજી શકાતું નથી માટે આ હુકમ દેખત તમારે સ્યાણુકોટનો ત્યાગ કરી જવો અથવા પાદશાહી સૈન્યનો સામનો કરવા તૈયાર રહેવું."

પાદશાહનો આ સંદેશો સાંભળીને આજી અને પુનરાજીના મનમાં ધાસ્તી પેઠી શાહી સલ્તનત સામે ટક્કર ઝીલવાને તેઓ શક્તિમાન ન હતા તેમણે વિચાર્યું, કે આમ કરતાં તેમના બાપ દાદાનો મુલક જરકાછો પણ કદાચ ગુમાવવો પડશે. વળી જરકાછામાં પડેલા દુકાળનો સમય વીતી જવાથી, ત્યાંના લોકો પણ હવે આજી અને પુનરાજીને યાદ કરી રહ્યા હતા અને સ્યાણુકોટના સરદાર બનવાથી તો "લેને ગઈ પૂત ઓર ખો આઈ ખસમ" એના જેવુંજ ક્યાંક બની જવાની ધાસ્તી હોવાથી, હવે શો રસ્તો લેવો, તેનો આ બન્ને ભાઇઓ વિચાર કરવા લાગ્યા. છેવટે એમણે નક્કી કર્યું, કે આજીએ પાંચસો ઉંચી કિસમના વછેરા કાબુલના પાદશાહના નજરાણા માટે લઇ જવા, અને પાદશાહના ફરમાન

પ્રમાણે અમલ કરવા આજી ભદુઆએ ઉંચી જાતના પાંચસો વછેરા એકઠા કરી લીધા. અને તે લઇને તે કાબુલનો પાદશાહ પાસે જવા નીકળ્યો.

કાબુલ જઇને તેણે પાંચસો વછેરા પાદશાહને નજરાણે કર્યા, અને પોતાની સઘળી વાત તેને કહી સંભળાવી. વછેરા જોઇને પાદશાહ ખુશી થયો. અને આજીની કઈ ઇચ્છા છે કે કેમ, તે તેને પૂછવા લાગ્યો. આજી અને પુનરાજીએ તો પ્રથમથીજ નક્કી કરી લીધું હતું, કે સ્યાણુકોટની તાબેદારી ભરેલી સરદારી ભોગવવા કરતાં, પોતાના બાપ-દાદાના મુલક જરકછામાં જવું એ વધારે વ્યાજબી છે. આ કારણથી આજીએ સ્યાણુકોટમાં રહેવાની પોતાની ઇચ્છા ન દર્શાવતાં, જરકછે જવાની પોતાની ધારણા પાદશાહને જણાવી.

આજી સાથે વાતચીત કરતાં પાદશાહને સાફ જણાયું, કે આ લોકો કોઈક વખતે શાહી સત્તાને પણ આડા આવે એવા જણાય છે. આથી તે ઠંડે પાણીએ ખસ કહાડવાનો કોઇ રસ્તો શોધવા લાગ્યો. છેવટે તેને એક યુક્તિ સૂઝી આવી તેણે આજી અને પુનરાજી માટે બે ઉત્તમ પ્રકારની પહેરામણીઓ તૈયાર કરાવી પરંતુ આજીની પહેરામણી ઘણી ભારે કિંમતની, અને પુનરાજીની જરા હલકી તૈયાર કરાવી તેણે વિચાર્યું, કે બંને ભાઇઓને એક સરખી પહેરામણી આપીશું, તો કોઇ કંઈ બોલશે નહિ. પરંતુ જો તે કમી-જાસ્તી હશે, તો એમનામાં જરૂર ફૂટ પડશે; અને કદાચ પોતપોતામાંજ કપાઇ જઇને કમજોર બની જશે આમ વિચારી તેણે આજીના વિદાય થવા વખતે, તેને ઉંચી જાતની પહેરામણી અર્પણ કરી, અને પુનરાજીને આપવાની તે કંઇક ઉતરતી પંક્તિની આપી.

પાદશાહની પહેરામણીઓ લઇને આજી પાછો ફર્યો, થોડા દિવસમાં તે સ્યાણુ આવી પહોંચ્યો અહીં આવીને તેણે પાદશાહ તરફથી મળેલી પોશાકો પુનરાજીને બતાવી

પાદશાહની બાજી સફળ થઇ. પોશાકો જોઇને, પુનરાજીને આજી પ્રત્યે સંદેહ ઉત્પન્ન થયો આથી તેણે આજીને કહ્યું, કે આપણે બંને સરખા છીએ જેટલા માણસો તમારા છે, તેટલાજ મારા છે. કોઇએ પણ વધુ પરાક્રમ કરી બતાવ્યું નથી તો પછી પાદ-

શાહને પહેરામણીઓ આપવામાં આટલો ભેદભાવ રાખવાનું શું કારણ હતું ?

આજી નિખાલસભાવે બોલ્યો, કે પાદશાહે આમ કેમ કર્યું તેનું કારણ તો હું પોતે પણ સમજી શકતો નથી વગી પાદશાહને ભારે પોશાક આપવા કહેવુ એ યોગ્ય નહિ, એમ ધારીને તેણે આપેલી પોશાકોનો મેં સ્વીકાર કર્યો છે.

આજીના આ ખુલાસાથી પુનરાજીના મનનું સમાધાન થયું નહિ તેણે વિચાર્યું, કે આજી પાદશાહની સન્મુખ થઇ આવ્યો, તેથી તેણે મને પોતાના કરતા જરૂર હલકો પાડેલો હોવો જોઇએ, અને તેનું જ આ પરિણામ.

આ પ્રમાણે પુનરાજીના મનમાં આજીને માટે અંટસનો કાંટો પેસી ગયો. તેણે આ વિષયમાં આજીને વધુ કઇ પણ ન કહેતા, આ વાત પોતાના મનમા રાખી લીધી

થોડા દિવસમાં પાદશાહનો સુબો ચામુંગલ સ્થાણનો કબજો લેવાને આવી પહોંચતાં આજી તથા પુનરાજીએ સ્થાણની સઘળી સત્તા તેને સોપી દીધી અને સરહદ, રસમો વગેરે વહીવટની તેને માહિતી આપી દીધી. ત્યાર પછી આ બન્ને ભાઇઓ પોતાના માલ-અસબાબ, ઉંટો, પોઠીયા અને ગાડાં પર ભરી પોતાના બાપ-દાદાના મુલક જરકાછામાં જવાને તૈયાર થયા.

સ્થાણકોટથી વિદાય થઇને, આજી અને પુનરાજી પોતાની મોટી આથો સાથે પાછા જરકાછે આવી પટોસ્થા રાજધાનીનું શહેર આવી પહોંચતાં, તેમણે એવો પ્રબંધ કર્યો, કે તેમના કુટુંબ કબીલાએ તેમના સઘળા સામાન સાથે શહેરમાં જવું, અને આજી તથા પુનરાજીએ પોતાના લશ્કર સાથે રાત્રિના સમયે મશાલોના પ્રકાશમા વાજતે-ગાજતે સામૈયા સાથે આવવું. આમ વિચાર કરી, તેમણે પોતાના તમામ રસાલાને શહેરમા મોકલી દીધો, અને પોતે બહાર આવેલા એક બગીચામાં મેલાણ નાખ્યુ.

જ્યારે ભોજન-સામગ્રીની તૈયારી થવા લાગી, ત્યારે આજીએ પુનરાજીને કહ્યુ, કે આજે આપણે શિકાર કરી આવેલા ન હોવાથી, આજના ભોજનમાં આપણને ખરો આનંદ આવી શકે તેમ નથી.

આ સાંભળીને પુનરાજીએ કહ્યુ, કે એમ છે તો તમારા અને અમારા બંને માણુસોની એક એક ટુકડીને મોકલાવો, તો હમણાંજ તેઓ જોઇએ તેટલો શિકાર કરી લાવશે

આથી પચાસ માણુસો આજીના પક્ષના અને પચાસ માણુસો પુનરાજીના પક્ષના પોતપોતાના હથિયારો ધારણ કરી, શિકાર કરવાને ઊપડી નીકળ્યા.

મોરથરીની ભિટ્ટ પાસે આવેલી તળાવડી પાસેથી આ લોકો જુદા પડ્યા એક બાજુએ આજીના માણુસો અને બીજી બાજુએ પુનરાજીના માણુસો શિકારની શોધમાં ચાલવા લાગ્યા

આ લોકોનો એવો ઠરાવ હતો, કે શિકાર કરીને પાછા એ તળાવડી ઉપરજ બધાએ ભેળા થવુ. અને સૌએ સાથે મળીને મેલાણુમાં જવુ.

હવે બનવા કાળ છે, તે પ્રસગ એવો બન્યો, કે પુનરાજીના માણુસોને શિકારમા બાર જાનવરો હાથ લાગ્યા, જ્યારે આજીની શિકારી ટોળીને એક પણ પ્રાણી ન મળતાં તેઓ ઠાલે હાથે અહીં આવ્યા આ કારણુથી આજીના માણુસોનાં મોઢાં કાળાં ધબ! પડી ગયાં હતાં. એક પક્ષના માણુસો જ્યારે બાર જાનવરો લઈ જાય, ત્યારે બીજા પક્ષના માણુસો ખાલી હાથ ઝુલાવતા જાય, એ વિચાર તેમને શરમાવનારો હતો તેમાં વળી હમણાં તો હરિફાઇનો સમય ચાલતો હોવાથી, આજીના બધા માણુસોના મોઢાંપરનુ નૂર જાણે ઊડી ગયું હતું.

આ વખતે આજીના એક માણુસે પુનરાજીના માણુસોને કહ્યું, કે તમે કોઈપણ શરતે અમને તમારા શિકારમાથી ભાગ આપી શકો ખરા?

"જરૂર આપીએ પણ એક શરતે" પુનરાજીના એક માણુસે પેલાની મજાક કરતા કહ્યુ

"અને તે કઇ શરત?"

"શરત તમારાથી પાળી શકાય તેવી નથી"

"ગમે તેવી આકરી શરત પણ હું કબુલ કરવાને તૈયાર છું." પેલાએ જણાવ્યુ.

"ત્યારે સાંભળો." પુનરાજીના માણુસે કહ્યુ "જો આ *રોઢા-

---

* રોઢા=ઢોરની ડોકે બંધાતી જાડી લાકડી.

ની તપેલી કડીનો તારા કપાળ પર ડામ દેવા દે, તો આ બધો શિકાર અમે હમણાંજ આપી દેવાને તૈયાર છીએ."

પુનરાજીના માણસે તો આ શરત માત્ર ગમ્મત ખાતર કહી હતી; પણ પેલાએ તે સ્વીકારી લીધી, અને શિકારના બદલામાં તે પોતાના કપાળ પર ડામ દેવરાવવા તૈયાર થયો.

શરત બહોલ રહી. પુનરાજીના માણસે પોતાના રોઢામાંથી એક કડી કહાડીને, તેને તપાવવા માંડી. જ્યારે તે તપીને લાલચોળ બની ગઈ, ત્યારે તેણે તે ચીપીઆ વતી ઉપાડીને, ડામ દેવડાવવા તૈયાર થએલા આજીના માણસના કપાળ ઉપર ચાંપી દીધી. ચડ! ચડ! ચડ! કરતી તેના કપાળની ચામડી બળી ગઈ. ઠરાવ પ્રમાણે પુનરાજીના માણસોનો બધો શિકાર તેણે લઇ લીધો, અને સઘળા મેલાણ તરફ ચાલતા થયા.

આજીના માણસો શિકારને લઈને દોડવા લાગ્યા, તે થોડીજ વારમાં પહોંચી ગયા.

આ વખતે મેહફિલ જામેલી હતી. શરાબની પ્યાલીઓ ઉડી રહી હતી. અને અગમ-નિગમની વાતો ચાલી રહી હતી. આજી અને પુનરાજી દારૂમાં ચકચૂર હતા.

આજી પોતાના માણસોને પુનરાજીના માણસોથી પહેલાં શિકાર કરી આવતા જોઈને ખૂબ ખુશી થયો, અને બધા માણસોને શાબાશી આપી દરેકને એકેક પ્યાલી શરાબની ભરી આપી.

એટલામાં પુનરાજીના માણસો પણ આવી પહોંચ્યા. તેમને બધાને ઠાલા હાથે આવતા દેખીને, આજી દારૂના કેફમાં પુનરાજીને કહેવા લાગ્યો, કે "જુઓ, તમે તો કહો છો, કે આપણે બંને સરખા છીએ, અને લડાઈમાં પણ આપણા માણસો સરખાજ લડે છે. એ વાતનું આજ પ્રત્યક્ષ પારખું જોઇ લ્યો."

આજીની આ વાત સાંભળીને પુનરાજીને ગુસ્સો ચડયો. તે બોલ્યો, એમાં એટલી બધી બડાશનું કંઇ કારણ નથી. આતો આયડાનું [1] કામ છે તેથી કોઇવાર હાથમાં શિકાર આવે પણ, અને કોઇ

[1] આખેડો-શિકાર.

વાર ન પણ આવે. પરંતુ તેથી શું ? આપણા માણસો કાંઈ સિંહના શિકારે નહોતા ગયા, કે જ્યાં શૂરાતનની કદર થાય.

આ બધી વાતચીત પુનરાજીના માણસો સાંભળી રહ્યા હતા. શિકાર તેમણે કરેલો હતો, છતાં આજીને મૂછો મરડતો જોઇને, તેમને ભેદનો પડદો તોડી નાખવાની ઇચ્છા થઈ.

જેણે આજીના માણસને કપાળે લોઢાની ધગધગતી કડી ચાંપી હતી, તેનાથી પણ પેલાઓની ખોટી બડાશ સહન થઈ શકી નહિ. પોકળ બધું ફોડી દેવાને, અને ખરી વસ્તુ સ્થિતિથી બધાને માહીત કરવાને, તે ઊઠીને ઉભો થયો.

આ જોઇને પેલા આજીના માણસે વિચાર્યું, કે ભુંડી થઇ ! આ જો હમણાંજ વાત ફોડશે, તો બધી આજી ધૂળ મળી જશે. આ કારણથી તેણે તેને બેસી જવાની ઈશારત કરતાં તેનું પોતા તરફ ધ્યાન ખેંચવા એક કાંકરો ઉપાડીને તેના તરફ ફેંકયો. પરંતુ થવા કાળ છે, તે એ કાંકરો પેલાની આંખમાં વાગ્યો. કાંકરો અણીદાર હતો. તેની અણી આંખની વચ્ચોવચ્ચ વાગી તે આંખપર હાથ મૂકીને બેસી ગયો.

આજીના માણસોને આમ ઊલટા 'કાંકરીચાળો કરતા' જોઇને, પુનરાજીના એક માણસને ગુસ્સો ચડયો. અને તેણે તલ્વારથી પેલા કાંકરાનો ઘા કરનારના મસ્તક પર તલ્વારનો ઝાટકો માર્યો. બાજી બગડી ગઈ.

આજી તથા પુનરાજીના મનમાં એક બીજા પ્રત્યે ઉત્પન્ન થએલ અસંતોષની લાગણી એકાએક સળગી ઊઠી

બંને પક્ષના માણસો તલ્વાર તાણી તૂટી પડ્યા. રંગમાં ભંગ પડ્યો.

દુહો—ખડગ વીર ભાદામજી, ભડુએ અચી લગી;
રણમેં રત ખરૅરેઆ, મુડસેં હકલ વગી.

ભાવાર્થ—ભાદામ વીરાની તલ્વાર ભડુઆ પર ચાલવા લાગી. લોહી વહેવા લાગ્યા. અને મરદોની હાકલ ગાજવા લાગી.

આમ બંને તરફના માણસો ધીંગાણામાં કૂદી પડ્યા તલ્વારોની ઝપાઝપીઓ ચાલવા લાગી.

આ વખતે લંગો મેહફિલમાં સરણાઇ વગાડી રહ્યો હતો, તેણે પોતાની સરણાઇ બંધ કરી દીધી.

લંગાની સરણાઇ એકાએક બંધ પડતાંજ તેની સ્ત્રી, જે રાજ મ્હેલાતમાં બાઇઓ સાથે બેઠી હતી, તેણે વિચાર્યું, કે સરણાઇ રાગની અધવચે અટકી, તેનું કંઇક ખાસ કારણ હોવું જોઈએ. તે સિવાય સરણાઇ આમ ઓચીંતી અટકે નહિ. આમ વિચારી, તેણે રાજ મહેલની અગાસી ઉપર ચડીને જોયુ, તો બાગમાં તલ્વારની ઝડ મચી રહી હતી. આનંદની મેહફિલને બદલે લડાઇનું મયદાન જામી રહ્યું હતું. તે એકદમ નીચે ઉતરી, અને બાઇઓને કહેવા લાગી.

દુહો—સરો કટોરો ન ફિરે, લંગો ન લીલાએ,
ભાડામેં ને ભદુએં, અજ અનેરી આએ.

ભાવાર્થ—મેહફિલમા શરાબની સુરાહી તથા પ્યાલી ફરતાં નથી, તેમ લંગો પણ સરણાઇના તાનમાં ડોલતો નથી. માટે ભાડામા અને ભદુઆ વચ્ચે આજ કંઇન નવિન ઘટના ઘટી જણાય છે.

દુહો—તારીએં મિંજા તૂત, કાછો કુવાયો,
દાનવ વિઢ્યા દૂત, ભાડામા ને ભદુઆ.

ભાવાર્થ—આનંદ ગમ્મતમાંથી ધીંગાણું થઈ પડયું. જરકાછો પાયમાલ થવા વખત આવ્યો. કારણકે ભાડામાને ભદુઆ દાનવ જેવા બનીને, પોતપોતામા લડવા લાગ્યા છે.

આમ કહીને લંગીએ રાજધાનીમાં દોટ મૂકી, અને મોટા મોટા પ્રતિષ્ઠિત લોકોને તેડીને, ધીંગાણાની જગ્યાએ પહોંચી ગઈ. આ લોકોએ વચ્ચે પડીને, મહા મુશ્કેલીએ ધીંગાણાનો અંત આણ્યો.

આ ઝપાઝપીમાં આણી ભદુઆના ઘણા માણસો માર્યા ગયા. તે પોતે પણ જખમોથી ચકચૂર બની ગયો હોવાથી, તેને ઝોળીમાં નાખીને ઘેર લાવવામાં આવ્યો.

૭ મહીને આણી સારો થયો, ત્યારે તેણે માથે પાણી નાખી ઘુઘરીઓ વહેંચી, અને કસુંબો પણ કાઢયો. [૧]આ કસુંબાના દાય-

[૧] લડાઇમા ઘાયલ થએલો યોધ્ધો જ્યારે સાજો થાય, અને માથે પાણી નાખે, ત્યારે બાઇયા પણ અને ચણાની ઘુઘરીઓ વહેંચવાનો રિવાજ હતો.

રામાં પુનરાજી ભાદ્રામ પણ આવ્યાં હતા. બંને ભાઇઓ મળ્યા, રામ રામ કર્યા, પણ બેમાંથી એકના પણ દિલનો ડંખ હજુ દૂર થયો ન હતો.

આ તરફ પુનરાજીના માણસો જીત-રંગીયા હોવાથી, એમનું બળ દિવસે દિવસે વધતું ચાલ્યું. અને આજીનો પક્ષ નબળો થવા લાગ્યો. તેના મોટા મોટા યોદ્ધાઓ તો ધીંગાણામાં ખપી ગયા હતા. અને હવે તો તેના પક્ષમાં માત્ર જુવાનીઆ અને છોકરાઓજ રહ્યા હતા. જે બે પક્ષો વચ્ચે વૈમનસ્ય ચાલતું હોય, તેમાંનો એક નબળો, અને બીજો સબળો હોય, તો સબળો નબળાનો નાશ કરે એમાં નવાઈ નહિ. આથી આજીએ વિચાર્યું, કે માથું નીચું કરીને અહીં પડ્યા રહેવા કરતાં, જર કાછાનો ત્યાગ કરી જવો તેજ વધારે સારૂં છે. આમ વિચારી, તે પોતાના પક્ષના સઘળા માણસોને લઇને, જર કાછાનો ત્યાગ કરી, ત્યાંથી થોડે દૂર 'કંજર કાછા' નામનું એક જુનું પાદર જે ઊજડ પડયું હતું, તે વસાવીને ત્યાં પોતાના પક્ષને સબળ બનાવવાના પ્રયત્ન કરવા લાગ્યો.



## ( ૩ )
## વૈરની આગ અને આજીનું મૃત્યુ.

આજી ભદુઆએ ભાદ્રામાના દરરોજના ઉપદ્રવથી ત્રાસીને જર કાછાનો ત્યાગ કર્યો, અને કંજર કાછાનું પાદર વસાવ્યું. અહીં તેણે પોતાના પક્ષના યુવાનોને લશ્કરી તાલીમ આપવા માંડી. આ યુવાનો આખો દિવસ મરદાની રમત ગમતો કરે, અને આજી પાસેથી લડાઇની કેળવણી લે. પાંચ સાત વર્ષ વ્યતીત થતાં તો આ બાળયુવાનોએ મૂછે વળ નાખ્યા, અને જુવાન જોધ બની ગયા. આજી ભદુઆને ખાતરી થઈ, કે હવે તેનુ મંડળ દિવસે દિવસે બળવાન બનતું જાય છે યુદ્ધને માટે તલસતા આ વીર યુવકોને જોઇને, આજી ભદુઆની છાતી ગજગજ ફુલાવા લાગી.

આ સમયે જર કાછામાં પુનરાજી ભાદ્રામનો એક લંગો હતો આ લંગો આજી ભદુઆના લંગાને ઘેરથી પરણેલો હતો. આજી ભદુઓ પોતાના સઘળા રસાલા સાથે કંજરકાછે ગએલો હોવાથી,

આ લંગાની સ્ત્રી પણ તેના માવિત્રોને ત્યાં કંજરકાછામાંજ હતી. ભદુઆ અને ભાદ્રામા વચ્ચે દુશ્મનાવટ ચાલતી હોવાથી, આ લંગો બીકનો માર્યો આજ લગી પોતાની સ્ત્રીને તેડવાને જઈ શકયો ન હતો. આ વાતને ચાર પાંચ વર્ષ વીતી ગએલા હોવાથી, પેલા લંગાએ વિચાર કર્યો, કે હવે બને પક્ષ શાન્ત પડી ગએલા જણાય છે. માટે મારી સ્ત્રીને તેડી આવું તો ઠીક. નહિતો ભવિષ્યમાં જો ફરી લડાઈ જાગી ઊઠશે, તો વળી કોણ જાણે શું થશે ? આમ વિચારી, આ લંગો પોતાની સ્ત્રીને તેડવાને કંજરકાછે જવા ચાલતો થયો

તે જ્યારે કંજર કાછાની પાદરમાં આવી પહોંચ્યો, ત્યારે ભદુઆ જુવાનડાઓ પાદરમાં ' ખરખરીની '[1] રમત રમી રહ્યા હતા. આ રમતમા નિશાન તાકવાનું હોય છે. તેથી નિશાન તાકવા વખતે તેઓ એમ બોલતા, કે "ખરખરી, નિશાનમાં એવી વાગજે, કે જેવી પુનરાજીની છાતીમાં વાગે "

જુવાનીયાઓના આ શબ્દો સાંભળીને લંગો ડરવા લાગ્યો. તેણે વિચાર્યું, કે આ લોકોના અંતરમાં હજુ પુનરાજી ભાદ્રામને માટે આગ સળગી રહી છે હવે આગળ જવું કે નહિ, તેનો વિચાર તે કરી રહ્યો હતો એટલામાં એક જુવાનની દૃષ્ટિ તે લંગા પર પડી. પોતાના પાદરમાં નવિન માણસને જોઇ તે જુવાને લંગાને સ્વાભાવિક કુતુહલથી પૂછ્યું " કોણ છે તું ? "

"લંગો છું અન્ન દાતા!" ધ્રૂજતાં ધ્રૂજતાં તે બોલ્યો,

"કોનો લંગો ?" પેલા જુવાને જરા કડક અવાજે, કહ્યું.

"ભાદ્રામાનો " લંગાના મોંમાથી અણધાર્યા સાચા શબ્દો નીકળી પડ્યા.

ભાદ્રામાનું નામ સાંભળી, રમત કરનારા બધા યુવાનો ચમકી ગયા તેમનો જુસ્સો ઉકળી ઊઠયો ભાદ્રામાના લંગાને કંઈક નિશાની આપ્યા વગર જવા ન દેવો એવું વિચારી, તેઓ લંગાની સમીપમા જવા લાગ્યા પરંતુ ડરપોક લંગો તેથી પહેલાં પામી ગયો હતો, કે આ લોકો હવે તેને જીવતો છોડે તેમ નથી આથી તે એકદમ મૂઠીઓ વાળીને નાસવા લાગ્યો અને એની પાછળ સઘળા

---

[1] એક જાતની જુની મર્દાનગી ભરેલી રમત.

ભદુઆ સુવાનો 'મારો મારો' ના પોકાર કરતા દોડવા લાગ્યા. લંગો પોતાનો જીવ બચાવવાને કંજરકાછાના વસ્તીવાળા ભાગ તરફ નાસવા લાગ્યો. તેના કિસ્મત સંજોગે પહેલુંજ ફળીયું લંગાનું આવ્યું. એજ લંગાની સાસુ તે વખતે બહાર નીકળી હતી. જમાઇને હાંફળો ફાંફળો બનીને દોડતો આવતો જોઇ તેને નવાઈ લાગી. તે દોડીને તેનો હાથ પકડી શાન્ત પાડવા લાગી. અને શું બન્યું છે તે પૂછવા લાગી.

બીકથી થરથરતો લંગો બોલ્યો, મને મારવાને કેટલાએ જણા પાછળ દોડ્યા આવે છે! માટે ક્યાંક સંતાડો! નહિ તો એ લોકો મને મારવા વગર છોડે તેમ નથી!

લંગાની સાસુ ફળીયા બહાર આવીને જુએ છે, તો 'માર પછાડ' કરતું ભદુઆ જુવાનોનું ટોળું ધસ્યું આવે છે. લંગી તેમની સામે ગઇ. અને સમજાવવા લાગી, કે એ તો મારો જમાઇ છે. આ વાત સાંભળીને, પેલાઓ ઠંડા પડ્યા, અને પાછા ચાલ્યા ગયા.

આજી ભદુઆએ જ્યારે જાણ્યું, કે પુનરાજીનો લંગો અહીં આવ્યો છે. ત્યારે તેણે તેને તેડાવીને પુનરાજીના રાજ વહીવટ વિષે વાતે ચીત પૂછવા માંડી. લંગો બીકણ હતો, પરંતુ તે પોતાના માલીકનું ભુંડું વાંછનાર ન હતો. આથી તેણે એ વિષયમાં કશું ન કહેવા માટે આજી ભદુઆની માફી માગી. લંગાનું આ "સાગઇપણું" જોઇને આજી ભદુઓ ખુશી થયો. અને તેને દરરોજ કચેરીમાં આવવા જણાવ્યું.

થોડા દિવસે જ્યારે લંગો પોતાની સ્ત્રીને તેડીને પાછો જવા લાગ્યો, ત્યારે આજી ભદુઆએ, ભાદ્રામા વચ્ચે પોતાની દાનવીરતા બતાવવા, તે લંગાને અઢારસેં ઊંટ દાનમાં આપીને ખૂબ રાજી કર્યો.

લંગો આજી ભદુઆની દાનવીરતાનાં ગુણ ગાન ગાતો, અઢારસેં ઊંટની કતાર લઇને, ચાલતો થયો જ્યારે તે જરકાછાની પાદરે આવ્યો, તે વખતે ગઢના કોઠા ઉપર પુનરાજી અને તેનો મુખ્ય કારભારી વાઢીયો ભાદ્રામ બેઠા હતા. ગઢ પાસેથી પસાર થતી ઊંટોની કતારને, અને લંગાને જોતાં, પુનરાજીએ લંગાને પૂછ્યું, કે તું વળી કોને મારીને આ આખી આથ લઇ આવ્યો છે? લંગો બોલ્યો, અન્નદાતા! એ આથનો દાતા આજી ભદુઓ છે.

આ સાંભળીને; વાછીયો ભાદ્રામ પુનરાજીને કહેવા લાગ્યો, કે- જેનું આવું દાન છે, તે લડવે પણ તેવાજ હશે. એના મનમાં આપણું વેર જરૂર ખટકતું હશે. માટે તમે પણ આજથી જાગ્રત રહેજો.

લંગા સાથે ચાલી આવતી તેની સ્ત્રીએ આ શબ્દો સાંભળી લીધા. તેણે વિચાર્યું, કે આ તો ભુંડી થઈ! સવળી કરતાં અવળી થઈ! આથી રખે આજીને કંઇ અવળું આવે, એમ સમજીને તે બોલી:-

દુહો:—વડો થેં વાછીયા, તોજી સડેં વઇ સાન,
જિકીં હુવા જુવાન, સે ભડ ભાદ્રામેં મારેઆ.

ભાવાર્થ—હે વાછીયા! તું હવે સાઠ વરસનો ઘરડો થએલો હોવાથી, તારી બુદ્ધિ બ્હેર મારી ગઇ છે. ભદુઆમાં જે જે વીર જુવાનો હતા, તેમને તો ભાદ્રામાએ કતલ કરી નાખ્યા છે. અર્થાત્ ભદુઆમાં હવે લડાઈ કરે એવા જુવાનો કોઈ નથી.

આમ કહીને લંગી ત્યાંથી પસાર થઈ ગઇ.

વાછીયા ભાદ્રામની વાતથી પુનરાજીના અંતરમાં જાગેલી વેર-વૃત્તિ લંગીના શબ્દોથી શાન્ત પડી ગઇ પુનરાજીએ એ વાત પ્રત્યે ત્યાર પછી ઝાઝું લક્ષ આપ્યું નહિ.

આ તરફ ભદુઆ જુવાનો હવે યુદ્ધ માટે તલસી રહ્યા હતા. તેઓ યુદ્ધની તૈયારી કરવાને રોજ રોજ આજી ભદુઆને સતાવવા લાગ્યા. જ્યારે આજીને ખાતરી થઇ, કે હવે જુવાનો લડાઇને માટે ખરે-ખરા લાયક બન્યા છે, ત્યારે તેણે પણ પોતાના સઘળા વાસમાં લડા-ઈની સામગ્રીની તૈયારી કરવાનો હુકમ આપી દીધો.

દુહો:—અટો પીસજે જંધ્ર, ઘી ભરજેં ઘલીયેં,
હિન ડિસાંધે ચંધ્ર, કુંવર કટકાઈયું કંધા.

ભાવાર્થ—ઘંટીઓમાં લશ્કરી મોદીખાના માટે લોટ દળાવા લાગ્યા અને ઘડીઓમા ઘી ભરાવા લાગ્યા. કારણ કે આવતા ચંદ્ર પછી ભદુઆ કુમારો લડાઇને માટે ઉપડી જનાર છે.

સઘળી તૈયારી સમ્પૂર્ણ થઇ જતાં, આજી પોતાના નવજવાનોના જંગી સૈન્ય સાથે ડંકો ગડગડાવતો ચડ્યો અને મોરથરીની ધાર પાસે આવીને, ત્યા મેલાણ નાખ્યું.

અહીં આવીને આજીએ પોતાના માણસોને પૂછ્યું, કે હવે શત્રુઓની સ્થિતિની બાતમી મેળવવા માટે શહેરમાં કોણ જાય છે? આ સાંભળીને એક બોલ્યો હું જાઉં, ને બીજો કહે હું. આ રીતે તેઓ પોતપોતામાં તકરાર ચલાવવા લાગ્યા.

કાર્ય કરવાને માટે તલપાપડ થઈ રહેલા પોતાના નવજવાનોને જોઈને આજીના હર્ષનો પાર રહ્યો નહિ તે બોલ્યો, કે હવે આજનું દ્દતપણું તો હુંજ કરવાનો છું. તમે સઘળા અહીંજ રહો. અને દુશ્મનોની હકીકતથી વાકેફ થવાને હુંજ જાઉં છું.

આજી ભદુઆને જતો અટકાવવા માટે બધા અતિ આગ્રહ કરવા લાગ્યા. પણ આજી એકનો બે થયો નહિ. તે એક તુરીઆનો[૧] વેશ લઈને ત્યાંથી ચાલતો થયો, અને એ છુપાવેશથી ભાદ્રામાની રાજધાનીમાં પેસી ગયો.

અંદર દાખલ થતાંજ પહેલી તુરીયાવાડ આવી. અહીં તુરીઆનો પટેલ મિઠાઈયો ઢેરી[૨] ઉભો હતો.

આજી ભદુઆને અહીંથી પસાર થતો જોઇને, તેને પોતાની જાતનો સમજી તેણે બોલાવ્યો ને કહ્યું, કે તું કોણ છે, કયાંથી આવ્યો છે, અને તારી જાત કેવી છે? ત્યારે આજી બોલ્યો:—

દુહો—ઢૅારી જાત ખરી, આંઉં જાત નં-જાણાં કો બ્યો,
મા-પે વેઆ મરી, આંઉં હલી અચાંતો હેકલો.

ભાવાર્થ—મારી જાત ઢેરીની છે તે સિવાય બીજી કોઇપણ જાત હું જાણતો નથી. મારા માતા પિતા મરી ગએલા હોવાથી, હું એકલોજ અહીં ચાલ્યો આવું છું.

આ સાંભળીને મિઠાઈયાએ વિચાર્યું કે એ પણ મારી જાતનો ઢેરી છે. અને માતા પિતા હીન છે. તેથી કામમાં ઉપયોગી થઇ પડશે. એમ ધારીને તેને પોતાને ત્યાં રાખવા, તે તેને પોતાને ઘેર તેડી ગયો તેની સ્ત્રી પણ આ છોકરાને જોઇને રાજી થઈ અને તેને પૂછ્યું, કે તારૂં નામ શું છે?

---

૧ વણકરનું કામ કરનાર એક હલકી જાત.
૨ ઢેરી અને તુરીઆ એ એકજ જાત છે.

આજી બોલ્યો મારૂં નામ ઠકુ છે, અને મારૂં સગું કોઈપણ ન હોતાં તદ્દન નિરાધાર છું.

મિઠાઇયા કોરીની દીકરી જુવાન હતી તેથી તેણે વિચાર્યું કે આ છોકરો સારો છે. માટે તેને આપણી દીકરી પરણાવશું અને આપણે ત્યાંજ રાખશું.

મિઠાઈયા કોરી પાસે વણવાનું કામ હમણા હમણાં ઘણું આવતું હતું. તેની એક સાળ હતી પણ એક સાળથી તે બધા કામને પહોંચી શકતો નહિ. આથી તેણે વિચાર્યું, કે હવે નવો છોકરો આવેલો હોતાં તેને સાળ કરી આપું, તો ઘરાકોનું બધું ચડત કામ થોડા દિવસમાંજ પૂર્ણ થઇ શકે. આમ વિચારી તે નવી સાળ માટે ખાડો તૈયાર કરવા બેઠો. અને એક કોશ આજીના હાથમાં આપીને તેને પણ ખાડો ખોદવા કહ્યું. આજી હાથમાં કોશ લઇને ખાડો ખોદવા બેઠો. પણ તેના રાજવંશી શરીરથી એવું કાર્ય થઇ શકે તેમ ન હતું. તેના હાથમાંથી લોહીની ધાર વહેવા લાગી.

આ વખતે આજીની લંગી જે પુનરાજી શાહ્રામના લંગાને પ રહેલી હતી, તે પોતાનાં કપડાંની ઉઘરાણી કરવા અહીં આવી અને કપડું જલ્દી નહિ વણી આપવા માટે મિઠાઇયા કોરીને ધમકાવવા લાગી. ત્યારે મિઠાઇયો બોલ્યો, કે આજ સુધી તો કામ કરનાર હું એકલો હતો, પણ હવે અમે બે જણ થએલા હોવાથી તમારૂં કામ તરત કરી આપીશું. જુઓ આ બીજી સાળ પણ તૈયાર કરી રહ્યો છું. લંગી બોલી બીજો કોણ છે? મિઠાઇયો કહે, અમારો નાઠી* છે, બિચારો નમાવતરો છે. પણ છોકરો બહુ સારો જણાય છે તેથી આપણી દીકરી ઉલુમ પણ એને જ પરણાવવા મારો વિચાર થાય છે. આમ કહી મિઠાઇયા કોરીએ દૂર બેઠેલા આજીને બતાવ્યો.

ચાલાક લંગી ચેતી ગઈ, કે એ કોરી નહિ પણ તેનો અન્નદાતા આજી ભદુઓ પોતેજ છે. પાસે જઇને જુએ છે, તો તેના હાથમાંથી લોહીની ધાર વહી જાય છે. આથી તે અચંબો પામીને બોલી ઉઠી:—

દુહો—ખણી ખો હથ કરે, સિવણ સિહો સારુ;
અમીરાણે હથરે, હલઇ રતજી ધાર.

ભાવાર્થ—હાથમા કૅંચ લઇને, તું સાળ ખોદવા માટે બેઠેલો છે; પણ તારા અમીરી ભોગવેલા સુંવાળા હાથમાથી લોહીની ધાર ચાલી જાય છે.

આ સાંભળી આજીએ વિચાર્યું, કે લંગી હમણાંજ બધો મામલો બગાડી દેશે. તેથી તેણે તેને ચુપ રહેવા ઇશારત કરી. ચતુર લગી સમજી ગઇ, કે કંઈ રાજખટપટના કારણે આજીએ આ વેશ ધારણ કરેલો હોવો જોઇએ. આથી તે, તે વખતે તો કંઇ પણ બોલ્યા વગર પોતાને ઘેર ચાલી ગઈ; પણ તે દિવસથી તે દરરોજ આજીની તપાસ રાખવા લાગી. આજી કયાંક બહાર જાય, તો પણ તે તેની પાછળ જતી. આમ તે આજીને જરા પણ નજર બહાર જવા દેતી નહિ. રાજભક્ત લગી આજીને કઈ ઇજા ન થાય, તેની ખૂબ સંભાળ રાખવા લાગી

મિઠાઇયા કૅારીએ જ્યારે સાળ તૈયાર કરી લીધી, ત્યારે તેણે આજીને તે પર વણવાને બેસાડ્યો. આજીએ પોતાના પગ સાળના ખાડામાં ઉતાર્યા, તે જાણે તેણે ઘોડાના પાગડા પર મૂક્યા હોય તેમ, અને પોતે જાણે ઘોડા પર બેઠો હોય, એવી રીતે સાળ પર બેઠો. અને સાળ પર કપડું વણવાનો 'નડો' હાથમાં લઇ, જાણે દુશ્મન પર બરછીનો ઘા કરતો હોય, તેમ તેણે તે સાળ પર ઉછાળ્યો. 'નડો' તો સોંસરો નીકળીને પણામાંથી બહાર જઇને પડ્યો. અને મિઠાઇયો કૅારી જુએ છે, તો તેનો તાણો-વાણો સર્વે તૂટી પડ્યો. આ જોઈ મિઠાઇયો અને તેની સ્ત્રી બને હાથે માથું પીટવા લાગ્યાં, જે આ નાઠીએ તો સત્યાનાશ વાળ્યો

દુહો—હથ હયે હિકડો, તં તાણાં છિન્યા ત્રીય;
કૅારી-કૅારીયાણી પાણમેં, ચેંતર કરણું કીંય

ભાવાર્થ—કોરી અને તેની સ્ત્રી પોતામા વાતો કરે છે, કે એણે તો એકજ ફેરામા બધા તાણા તોડી નાખ્યા. હવે શું કરવું ?

મિઠાઇયા કૅારીએ આજીને સાળ ઉપરથી ઉઠાડી લીધો, અને કહ્યું, કે તું એક વાર મારી પાસેથી વણતાં શીખજે, અને પછી એકલો વણવાને બેસજે. તે દિવસથી આજી મિઠાઇયા પાસે સાળનું કામ શીખવા લાગ્યો.

એક દિવસ આજી કંઇ કામસર મિઠાઇયા કૅરીના ઘરમાંથી નીકળીને બહાર જતો હતો. ત્યાં રસ્તામાં ભાદ્રામના છોકરા પણ ખરખરી રમતા હતા ખરખરીની રમતમાં નિશાન મારતી વખતે દુશ્મનનું નામ લેવાનો સાધારણ રિવાજ હોવાથી તેઓ ખરખરીનો ઘા કરતાં બોલ્યા, કે "ખરખરી નિશાનમાં એવી વાગજે, કે જેવી આજીની છાતીમાં વાગે."

આજી પોતાનું નામ સાંભળીને, ત્યાં ઉભો રહી રમત જોવા લાગ્યો ત્યાં નિશાન મારતી વખતે, ફરીથી છોકરાઓએ એજ શબ્દો કાઢ્યા.

આ સાંભળીને તેનાથી રહેવાયું નહિં, તે છોકરાઓને પૂછવા લાગ્યો, કે આજી વળી કોણ છે? અને એની છાતીમાં મારવાનું તમે શા માટે બોલો છો?

આ નવિન માણસને આજીની સિફારસ કરવા તૈયાર થએલો જોઇ, બધા છોકરાઓ તેની આસપાસ ફરી વળ્યા, અને તેને મારવા તૈયાર થયા.

આજીની લંગી તેને બહાર નીકળતો જોઇને, તેની પાછળ આવી પહોંચી હતી તેણે પેલા છોકરાઓને કહ્યું, કે તમે આ નિર્દોષ માણસને મારવાને શા માટે તૈયાર થયા છો? એ તો મારી સાંઢણીઓને ચારનાર મારો આડુ[1] છે, માટે એને છોડી દો!

. રાજની લંગીની આ વાત સાંભળીને, બધા જણા શાન્ત પડી ગયા. અને આજી ભડુઆને લંગી પોતાને ઘેર તેડી ગઇ.

આજીએ લંગીને કહ્યુ, કે તેં મારા પર આટલા ઉપકાર કર્યા છે, તો એટલી પણ તપાસ કરી આપ કે ભાદ્રામની આયોર[2] ક્યાં ક્યાં રહે છે.

લંગી બોલી તે તો હું પણ જાણતી નથી. પણ આજ ભાદ્રામા વંશમાં એક મરણું થયું હોવાથી બધા પથર (ભાયાતો) રાત્રે ત્યાં સવાને આવે છે, અને હું પણ ઓસારવા[3] માટે ત્યાં જાઉં છું.

૧ આડુ=ઢોરો ચારનાર. ૨ આયોર=ઢોરોના ટોળા.
૩ ઓસારવું=મરણીપામાં મરનારના ગુણ ગાવા તે.

ત્યાં તમે રાત્રે આવો, તો હું બધી તપાસ કરીને તમને ખબર આપી દઉં.

આજી ભદુઓ હવે અત્યંત અધીરો બન્યો હતો. તે પોતાનો એક દિવસ પણ ખોટી કરી શકે, તેમ ન હોવાથી, તે તેજ રાત્રે લંગી સાથે જવાને તૈયાર થયો. અને રાત પડતાં જ્યારે લંગી ભાદ્રામાની ડેલીએ ગઇ, ત્યારે આજી ભદુઓ પણ પોતાના ગુપ્ત વેશે ત્યાં પહોંચી ગયો. ભાદ્રામાના ચાકર વર્ગ સાથે તે પણ ડેલીના એક ખુણામાં પડી રહ્યો.

લંગી તો રાજપૂતાણીઓ પાસે રણવાસમાં પહોંચી ગઈ. અને તેજ રાત્રે તેણે ભાદ્રામાની મોટી મોટી આથોની સઘળી માહીતી મેળવી લીધી.

મધરાત વીતી જઇને, જ્યારે વહેલી પરોડનો સમય થયો, ત્યારે લંગીએ બધી રાજપૂતાણીઓને જગાડી. અને તરતજ આ રમણી-મંડળ મરનારનો આજો[1] લેવા તૈયાર થઈ ગયું.

મરનારનાં પરાક્રમો અને સદ્‌ગુણો સંભારી સંભારીને લંગી પોતાના તીણા અને કરૂણ અવાજથી ઓસારવા[2] લાગી, અને રાજપૂતાણીઓ એ લંગીની ઓસાણીમાં પોતાનો અવાજ પૂરતી "ધડૂસ! ધડૂસ!" કરતી પીટવા લાગી. વહેલી પરોડના શાન્ત સમયે આ કરૂણ રૂદનનો પડઘો આખા ગામને ગજાવી રહ્યો.

હવે લંગીને વિચાર થયો, કે આમને આમ જો સવાર પડી જશે, તો આજી ભદુઆને વળી નવી મુશ્કેલીમાં આવવું પડશે માટે હમણાંજ એને બધી માહીતી આપી દઉં. એમ ધારીને, તે મરનાર ભાદ્રામના ગુણગાન ગાવા સાથે આજી ભદુઆને બાતમી પણ આપવા લાગી. અને રાજપૂતાણીઓ લંગીની ઓસાણીને છેડે "હાય! બાવા, હાય!" એ શબ્દોનો ઉમેરો કરતી, પીટવા લાગી.

ચાલાક લંગી આજી ભદુઆને ભાદ્રામાની આથોની એક પછી એક બાતમી આપવા લાગી:—

---

૧ આજો=મરનારને પીટવું તે.

૨ લંગી મરનારના ગુણગાન ગાય તે. જૂના સમયમાં રાજપૂતોમાં મરનારને બાર દિવસ લગી વહેલી પરોડે આમ પીટવાનો રિવાજ હતો.

દુહો—તડે તું ન આવેં, જડેં માતંગ મૈયું મિડન,
વડા વટાઇ વન, પૈયું કાંઠો ઉકરી.

ભાવાર્થ—જે વખતે હાથીના જેવી જંગી ભેંસો દૂઝતી હતી, ત્યારે તો તું ન આવ્યો, પણ હવે તો તે મોટા જંગલો પસાર કરી જરકાંઠો ઓળંગી ગઈ છે.

થોડીવાર રહીને લંગી બીજો દુહો બોલી.

દુહો—ખુર, સિંગ, પુછ રૂપારીઉં, સેણું જેંજી સિક્ક,
હજારૂં ત્યું હૂબકેં, જિત ચોરેંજી લિક્ક.

ભાવાર્થ—ખરી, શીંગડાં, અને પુછડાં સહિત જે સર્વાંગે સુંદર છે, અને જેને માટે સૌ ચાહના ધરાવે છે, એવી હજારો રિંઢ-બકરીઓ જ્યાં ચોરોને સંતાવાનું સ્થાન છે, ત્યાં ઉભરાય છે.

વળી લંગી બોલી—

દુહો—ઘણણણ વજે ઘંટડી, વાંઢ વિઠી આઅે,
વડે વડ સાંભાયં, ધાય સુત્તા વછડા.

ભાવાર્થ—જેની કોટમાં બાંધેલી ઘંટડીઓ ઘણણણ અવાજ કરી રહી છે, એવી ગયોની વાંઢ 'મોટા વડ' પાસે બેઠેલી છે, અને તેમનાં વાછરડાં પણ તેમને ધાવીને ત્યાંજ સુતેલાં છે.

ત્યારપછી સાંઢણીઓનાં વખાણ કરતી તે બોલી:—

દુહો—થુઆ જિનીંજા અકડા, ફૂંરીસેં ફિરેં,
કોટ-કિલ્લા ઠેકી વિંઞેં, વિંગ કંધ વરેં.

ભાવાર્થ—જેના ૮થુઆ પોળા છે, જે ઘણીજ સ્ફૂર્તિથી ફરતી રહે છે, એવી વાંકી ગરદન વાળી સાંઢણીઓ કોટ અને કિલ્લા પણ કૂદી જાય છે.

પછી એ સાંઢણીઓનું સ્થાન બતાવતાં તે બોલી.

દુહો—વિંગ કંધ્યું હીંગોર નય, સૂરેંજી સુજાણ,
વેં તિડાંઉં ભડુઆ, તોજી ભલી ડિસજે રેઆણ.

ભાવાર્થ—એવી વાંકા કાંધવાળી સાંઢણીઓ, શરવીરો જેને બરાબર જાણે છે એવી હીંગોર નદી પર રાખેલી છે. માટે હે આજી ભડુઆ, તું ત્યાં જા. અને તારા ત્યાં જવામાં મને શુભ શુકન જણાય છે.

---

૮ થુઆ=ઊંટની પીઠ વચ્ચે ઉંચો ભાગ હોય છે તે.

આ રીતે લંગીએ એક પછી એક દુહા કહીને, આજી ભદુઆને ભાદ્રામાની સઘળી આથોની માહીતી આપી દીધી આ વખતે વાછીઓ ભાદ્રામ પણ ડેલીમાં સૂનેલો હતો. તેની વૃદ્ધાવસ્થા થએલી હોવાથી, વહેલી પરોડેજ તે નિદ્રામાંથી 'જાગૃત બની ગયો હતો. તેની ઉંચા પ્રકારની શ્રવણ શક્તિ અને તિક્ષ્ણ બુદ્ધિએ લંગીના શબ્દનો ભાવાર્થ ઝીલી લીધો આટલો વખત તો તે શાન્તિથી બધું સાંભળી રહ્યો હતો પણ હવે તેની ધીરજ ખુટી ગઈ. આથી તેણે પુનરાજીને અને અન્ય ભાદ્રામા સરદારોને જગાડવા માંડ્યા, અને કહ્યું, કે આ તો ભુંડી થઈ! લંગીએ આપણી તમામ માયાનો ભેદ ખુલ્લો કરી દીધો. માટે આજી ભદુઓ અથવા તેનો કોઇ ભેદુ જરૂર આટલામાંજ ક્યાંક હોવો જોઇએ.

વાછીઆ ભાદ્રામની આ વાત સાંભળીને, સઘળા જાગી ઊઠ્યા. અને મશાલો સળગાવીને આજીને શોધવા લાગ્યા. પરંતુ આજી ભદુઓ તો આ ગરબડનો લાભ લઇને, વહેલોજ અહીંથી પલાયન કરી ગએલો હોવાથી, શોધનારા તેને શોધી શકે તેમ ન હતું.

ભાદ્રામા જુવાનો આજી ભદુઆને શોધતા સઘળે સ્થળે ફરી વળ્યા, પરંતુ તેનો પત્તો લાગ્યો નહિ છતાં વાછીયા ભાદ્રામને તેથી શાન્તિ વળે તેમ ન હતું. તેણે સઘળા ભાદ્રામને ભેગા કરીને કહ્યું, કે આપણી સાંઢણીઓ અને બીજી આથોની આપણે તરત વ્હાર નહિ કરીએ, તો તે સઘળી હવે ગઇ સમજવી

દુહો—વડો કેં વિનાણુ, લંગી પરાયે કાજડે,
ઉઠી પાણુજી હાણુ, કાં ગિડી કાં ગિજનીઉં.

ભાવાર્થ—લગીએ પરને કાજે આપણુ મોટું નુકસાન કરી નાખ્યું. અને આપણી સાઢણીઓ કા તો ગઈ હશે, કા અત્યઘડીએ જાશે. માટે સત્વર તૈયારી કરી લો

આ સાંભળીને લંગીએ વિચાર્યું, કે માર્યા! આ તો બધી ઘડી મારા ઉપરજ ઢોળાણી તેથી તે આગળ આવીને કહેવા લાગી.

દુહો—વડા થેં વાછીયા, તાજી કો ન સુણંધો ધાં;
અસીં વિઠે ઓસારેઆ, કુરો કેઆ વિનાણુ. ?

ભાવાર્થ—હે વાઘીયા ! તું હવે ઘરડો થઇ ગયો છે, તેથી તારી આવી વાતો કોઈ પણ સાંભળે તેમ નથી. અમે તો મરનારને ઓસારવામાં પડયાં હતાં, તેમા તને શું નુકસાન કરી નાખ્યું ?

વળી લંગીને વિચાર આવ્યો, કે આજી હજુ કદાચ આટલામાંજ ક્યાંક હશે, તો તેના પર આફત આવી પડશે. આથી તે ભાદ્રામાના બળનાં વખાણ કરતી બોલી.

દુહો—સાંગું જિન સુદેરીઉં, મુછ ઉભતા વાર;
ભાદ્રામાણા ભાર, છાલ કિનીં તં મ-છણે.

ભાવાર્થ—કુહાળી જેની સાગો છે, અને જેની મૂછો પર ઉભા વાળ છે એવા ભાદ્રામાની કરડી નજરનો ભાર છાલ કોઈ પર પણ પડે નહિ. અર્થાત એમના શત્રુઓને એ કદી જીવતા છોડેજ નહિં.

આ પ્રમાણે લંગી વાતને બદલાવવા લાગી. છતાં તેથી વાઘીયા ભાદ્રામના મનનું સમાધાન થયું નહિ. તેણે પુનરાજીને ચોકખું કહી દીધું, કે આ લંગીનો હવે વિશ્વાસ કરવો યોગ્ય નથી. એ કેવી નીમકહરામ થઇ છે, તેની હમણાંજ સૌને ખાતરી થશે માટે ઘોડા પર કાઠાં કરી તૈયાર થઇ જાઓ! અને આપણી આથોની વ્હાર કરવા હમણાજ ઉપડી નીકળો! એમાં જેટલો વિલંબ થશે, તેટલું આપણા હકમાંજ નુકસાન થશે.

આ સાંભળીને પુનરાજીને પણ વાઘીયા ભાદ્રામની શંકાનો અંત લેવાની ઈચ્છા થઇ. અને તેણે સઘળી ફોજને તૈયાર થવાને હુકમ કરી દીધો. થોડાજ સમયમાં ભાદ્રામા વીરોનું સૈન્ય શસ્ત્ર-સજ્જ થઈ તૈયાર બની ગયું. અને પોતાની આથોની સંભાળ લેવાને કૂચકદમ આગળ વધવા લાગ્યું.

આ તરફ આજી કંજરકાછામાંથી નીકળીને પ્રથમથીજ શહેર બહાર રખાવેલા ઘોડા પર સવાર થઇ, વાયુ વેગે મોરથરી ભિટ્ટ પાગે જ્યાં તેના લશ્કરની છાવણી પડેલી હતી, ત્યાં પહોંચી ગયો. અને તરતજ ઘોડા માણસોની ટુકડી તૈયાર કરી, લંગીએ બતાવેલાં સ્થાનો તરફ ઉપડી નીકળ્યો. તેને ખાતરી હતી, કે ભાદ્રામાની ફોજ પણ હમણાંજ આવી પહોંચવી જોઇએ. આથી તે રાતની રાતમાંજ

ત્વરાથી ધારેલા સ્થળે પહોંચી ગયો. અને ગફલતમાં રહેલા પુનરાજી ભાદ્રામના માણસોને ઠાર કરીને તેણે ગાયો-ભેંસો, ઘેટાં-બકરાં વગેરે સઘળી આથો પોતાના કબજામાં લઈ લીધી. ત્યાર પછી તે જ્યાં સાંઢણીઓને રાખવામાં આવેલી હતી, ત્યાં આવી પહોંચ્યો અહીં સાંઢણીઓના રક્ષણાર્થે મથેરો ભાદ્રામ થોડા માણસો સાથે પડ્યો હતો. તેને પણ આજી ભદુઆએ કત્લ કરીને, સઘળી સાંઢણીઓને વાળી લીધી.

દુહો—કાંઇયો, કુડધર, સુરવો, આગરીયો લુવાર,
ઠઈ ભાલેજો ભાર, મથેરે કે મારેઓ. ૧

દુહો—કાંઈયો, કુડધર, સુરવો, બરવંત બાંભણીઉં,
ઉઝલે અણીયું, મથેરે કે મારેઓ. ૨

આમ આજી ભદુઆએ ભાલાની અણીયો વડે, મથેરા ભાદ્રામને અને એના સંગાથીઓને મારી નાખીને, પુનરાજી ભાદ્રામની સઘળી આથો તેણે પોતાને હસ્તક કરી લીધી માત્ર ઉંટોના ચારનાર એક રબારીને મારી ન નાખતાં, તેના બન્ને કાન કાપી લીધા અને તેની સાથે ભાદ્રામને સંદેશો મોકલ્યો.

દુહો—મોગા ડીજ તુ ધાં, વિંઝીં પુનરે જામકે,
વેધા સે લમાં, જિની આથું વારયું.

ભાવાર્થ—હે મોગા, (રબારી) તું જઇને પુનરાજી જામને ધા દેજે, અને કહેજે કે અમારી પાસેથી હવે જે આથો વાળવાને આવશે તે પાછો જીવતો નહિ ફરે.

કપાયલા કાનમાંથી વહેતા રક્તવડે તરબોળ બનેલો પેલો રબારી તેજ ક્ષણે સાંઢણી પર સવાર થઇને ચાલતો થયો. તે જ્યારે પુનરાજી પોતાના લશ્કર સાથે બહાર નીકળતા હતા, તે વખતે ત્યા જઈ પહોંચ્યો, અને બનેલી સઘળી બીના તેને કહી સંભળાવી. પુનરાજીએ પૂછ્યું, કે સામા લશ્કરવાળા કેટલાક હતા? ત્યારે ભદુઆ વીરોના ડરથી ભડકી ગએલો રબારી આજી ભદુઆની ફોજનાં વખાણ કરતો બોલ્યો—

---

૧-૨. ભાવાર્થ સહેલ છે.

દુહા—કન-ખૂટી તેં બરછીયું, હથ ગેંઢજી ઢાલ,
લેખો ન થીએ તિર્નાંજો, ઘોડેં અત ન પાર.

ભાવાર્થ—કાનની ખૂટ સુધી જેની બરછીઓ છે, અને હાથમાં ગેંડાની ઢાલો છે, એવા એના લશ્કરનો અને ઘોડાઓનો પાર આવે તેમ નથી.

રબારીની વાત સાંભળીને, પુનરાજીએ તેજ વખતે પોતાના લશ્કરને આજી ભદુઆની ફોજની પુંઠ પકડવા ફરમાન કરી દીધું. ભાદ્રામા વીરો આજી ભદુઆની આપખુદીનો જવાબ વાળવા વાયુ વેગે ત્યાંથી ઉપડી નીકળ્યા.

આજી ભદુઓ જ્યારે પુનરાજી ભાદ્રામની આયોનું હરણ કરીને જતો હતો, ત્યારે 'હંજડો' કરીને તેનો એક લંગો, આજી ભદુઆનાં પેટ ભરીને ગુણગાન ગાતો, અને તેના પરાક્રમના દુહા-સવૈયા લલકારતો તેની સાથે ચાલ્યો આવતો હતો.

આજી ભદુઓ જેવો પરાક્રમી હતો તેવો ઉદાર પણ હતો. લંગાની કવિત્વ શક્તિ પર તે પ્રસન્ન થયો અને તેને ઘેટાં-બકરાંનું એક ટોળું તેણે બક્ષીસ આપી દીધું.

આજી ભદુઆનું ઇનામ લઈ લંગો તેની 'જય' પોકારતો પોતાના ઘોડા પર સવાર થઇને આગળ ચાલવા લાગ્યો.

થોડુંક ચાલતામાંજ તેનો ઘોડો એકાએક અટકી ગયો, અને તે એવો અડીયલ બની ગયો, કે કેમે કરતાં એક ડગલું આગળ ભરે નહિ. લગો ઘણી મહેનત કરે, પણ તેનો ઘોડો તો આગળ વધવાને બદલે ઉલટો પાછો હટવા લાગ્યો ઘોડાની આવી હઠી લાઈ જોઇને લંગો ગુસ્સે થઇ બોલ્યો:—

દુહા—વેંઢારે વડો કેઓ, તું ઘોડો કે ચિરાખ?
અહ્ના કડેં કરીંધો, હિન ઘર-બારેજો ઘરાક?

ભાવાર્થ—મેં ઉઠેરીને મોટો કર્યો, છતાં તું તે ઘોડો છે કે ચિ-રાખ+ છે? આ ઘર બાળનાર ઘોડાનો ઘરાક પ્રભુ કોણ જાણે ક્યારે કરશે?

---

+ કચ્છમા જુના વખતથી એક એવો વહેમ ચાલતો આવે છે, કે કાળી ચૌદશની રાત્રે બધી ડાકણો પોતપોતાના ચિરાખને બોલાવીને,

લંગાએ ઘોડાને ચલાવવાને કેટલીએ એડીઓ પછાડી, કેટલાએ ચાબુક લગાવ્યા, અને કેટલીએ ઝહેમત કરી, છતાં તે અડીયલ પ્રાણીએ એક ડગલું પણ આગળ ભર્યું નહિ. અને આગળ ડગલું તે ભરે પણ કેમ? પુનરાજી ભાદ્રામના 'માર-માર' કરતા ધસ્યા આવતા લશ્કરની દૂરથી ચમકી રહેલી બરછીયો અને ભાલાની અણીયોએ, એ ભીરૂ લંગાના ભીરૂ ઘોડાને ભડકાવી દીધો હતો. એક ડગલું પણ આગળ ભરવાની તેની બધી હિંમત ખેંચાઇ ગઇ હતી.

થોડીવારમાં પુનરાજીના પૂરપાટ દોડ્યા આવતા લશ્કરની ઘોંખડ લંગાની દૃષ્ટિએ પડી. સૂર્યના તેજથી ચમકતી તલ્વારોના ચમકારા જોઇને, તેની પણ સઘળી હિંમત ભાંગી પડી. એટલામાં પાછળથી આજી ભદુઓ પણ પોતાના સૈન્ય સાથે આવી પહોંચ્યો.

લંગાના ઘોડાને થંભી ગએલો જોઇનેજ, આજી ભદુઓ તેનું કારણ સમજી ગયો હતો. છતાં તેણે લંગાને રમુજમા કહ્યું, કે "તારો ઘોડો કેમ ચાલતો નથી? શું આટલીવારમાંજ થાકી ગયો?"

લંગાએ પોતાના ઘોડાની નામર્દાઈ છુપાવીને કહ્યું, કે "હું તો આપને ચેતવણી આપવાને ઉભો રહ્યો છું, કે પુનરાજી ભાદ્રામની વાર પવનવેગે ધસતી આવે છે! માટે જે કંઇ તૈયારી કરવી હોય, તે કરી લ્યો! જો હું ચાલ્યો જાઉં, તો કાલેજ કદાચ તમે કહો, કે લંગો નામર્દ બની નાસી ગયો. માટે હું અહીં અટકી ઉભો છું."

લંગાની આ ઠાલી શેખાઇ જોઇને, આજીને, હસવું આવ્યું. તે લંગાની બડાશને ભાંગી નાખતા બોલ્યો, કે "મને તો એમજ લાગે છે, કે તારો ઘોડો ભાલાની અણીઓ દેખીને ભડકી ગયો છે. રજપુતનો ઘોડો હોય, તો તે આમ પાછો હઠે નહિ. પણ આ તો લંગાનો ઘોડો ખરોને!"

---

એકવાર ચિલા અથવા પુડલા ખવરાવે છે. અને ત્યાર પછી તે તેના પર બેસીને, ભાજડા ડુંગર પર સાધના કરવાને માટે જાય છે, પણ એ ચિરાખને જો પેટ ભરીને ચિલા ખવડાવવામા ન આવે, તો તે તેને ચડવા દેતો નથી. અને આગળ ચાલતો પણ નથી. આ કારણને લીધે અડ્ડરતા ઘોડાને ચિરાખની ઉપમા આપેલી જણાય છે,

આજી ભદુઆનો આ બોલ લંગાને જરા ખૂંચ્યો. તે જરા મોં-ચડાઉ પણ હતો. આથી પોતાના બીકણપણાનો કૃત્રિમ બચાવ કરતાં તે બોલ્યો, કે એમ તો તમે રજપુતો પણ વખત આવે નાસી શકાય, માટે ઘોડા પર સવાર થઇનેજ લડો છો ને? જો ખરા ચા-ચડા હો, તો જમીનપર પગપાળાજ લડી બતાવો!"

લંગાનું આ મ્હેણું સાંભળીને, આજીની મરદાઇનો જુસ્સો તેના અંતરમાં ઉછળવા લાગ્યો. આવું મ્હેણું સહન કરવાને તે અશક્ત હતો. આવેશમાં ને આવેશમાં તે તેજ ક્ષણે, અને તેજ સ્થાને, પોતાની "નીરફરી" ઘોડી પરથી નીચે ઉતરવા લાગ્યો. પરંતુ તે એટલા જુસ્સાથી ઉતર્યો કે ઘોડીનો તંગ તૂટી ગયો, અને આજી ભદુઆનો પગ એક જાળામાં આવીને પડ્યો.

કુદરતની ગતિ વિચિત્ર છે! દુશ્મનો સાથે પગપાળાજ બાથ ભીડવાની હોંસવાળા આજી ભદુઆના પગમાં, જાળાની અંદર પડેલા એક કાળા નાગે દંશ માર્યો. આવેશને લીધે ઉછળી રહેલી છાતી-વાળો આજી ભદુઓ સર્પદંશથી લાચાર થઇને જમીનપર ઢળી પડ્યો.

દુહો—છટકયો છિકી મિંજ, તંગ તુટો નીરફરી,
ઍરૂ બુથ મિંજ, ડસેઓ ડાડ હુણી.

ભાવાર્થ—આજી ભદુઓ, જોરથી છલંગ મારીને જેવો તેની નીરફરી ઘોડીપરથી ઉતરવા જાય છે તેવોજ તેનો તંગ તૂટયો, અને જાળામાં બેઠેલા એક નાગે આજીના પગમાં દંશ માર્યો.

આજી ભદુઆને ઘોડાપરથી ગબડી પડતો જોઇને, સઘળા ભ-દુઆ વીરો દોડી આવ્યા. આજીને સર્પદંશ થએલો જોઇને, સઘ-ળાની હિંમત હણાઇ જવા લાગી. આજી ભદુઆની દોરવણી વગર બાદ્રામાના સૈન્ય સાથે લડવાને તેઓ અશક્ત હતા. જાળામાં પડે-લા સાપને જોઇને તેઓ બોલ્યા.

દુહો—અચીં મીંડી સંધમેં, ઍરૂ લધાસીં;
બાદ્રામેંસેં ઝગડો, હાણેં ન કંધાસીં.

ભાવાર્થ—જાળાની ડિંડાણમાં પડેલો સાપ અમે જોઇ લીધો છે, અને હવે અમે બાદ્રામા સાથે ઝગડો કરવાના નથી.

પોતાને શાપ કરડવાથી નાહિંમત બની ગએલા ભદુઆ વીરોને જોઇને, આજીના દુઃખનો પાર રહ્યો નહિ. તે તેમને અનેક રીતે સમજાવવા લાગ્યો. છતાં મોળા પડેલા ભદુઆ સરદારોને પાનો ચડ્યો નહિ. વખત કટોકટીનો હતો. એક બાજુ ભાદ્રામાનું સૈન્ય ધસારાબંધ દોડતું આવતું હતું. અને બીજી બાજુ આજીભદુઓ સર્પ દંશથી પળે પળે બેહાલ બનતો જતો હતો આવા બારીક સમયમાં શો નિર્ણય કરવો, એનો વિચાર કરવામાં બેશુદ્ધિને કિનારે પહોંચેલો આજી ભદુઓ અટવાઇ ગયો. થોડી વાર વિચાર કરીને, તરતજ તેણે પોતાના સરદારોને સઘળી આથો સાથે કંજરકાછે પહોંચી જવા હુકમ કરી દીધો. પોતાની પાસે માત્ર એક લંગાને રહેવા દઇને, તેણે સઘળાને ત્યાંથી તેજ ક્ષણે વિદાય કરી દીધા.

હવે અહીં આજી ભદુઓ અને લંગો એમ માત્ર બે જણ રહ્યા. ભાદ્રામાનું સૈન્ય વધુ ને વધુ નજદીક આવતું હતું. આજીએ વિચાર્યું, કે મરતાં પહેલાં દુશ્મનોને બે હાથ બતાવી દઉં, તો શાન્તિથી મૃત્યુને ભેટી શકાય; આથી તેણે થોડે દૂર જમીનમાં ખૂંતેલી એક ખાંભી* પાસે પોતાને લઈ જવાને લંગાને કહ્યું. લંગો આજીના કહેવા પ્રમાણે તેને ખાંભી પાસે લઈ ગયો, અને ખાંભીને ઓઠું ભરાવીને તેને વીરાસન વાળીને બેસાડ્યો.

બેસવાનું બરાબર ફાવી જતાં, આજી ભદુઆએ પોતાનું તીર કામઠું લાવવાનો લંગાને હુકમ કર્યો.

ધનુષ્ય-બાણ હાથમાં લઈ, તીરનાં ભાથાં ખભે ચડાવીને, આજીએ લંગાને સરણાઇમાં સિંધુડો ગાવાની આજ્ઞા કરી દીધી. સિંધુડાના વીર સ્વરે મરણકાંઠે આવેલા આજી ભદુઆના રોમેરોમમાં વીર-રસ રેડી દીધો. સર્પના ઝેરને તેનો વીર-રસ ઘડીભર જાણે ગળી ગયો. સિંધુરાગના શૂરાતનભર્યા ધ્વનિથી દિશાઓ ગાજી રહી.

આજી ભદુઆએ ભાદ્રામાના સૈન્ય પર એકલે હાથે તીરનો મારો ચલાવવા માંડ્યો. આજીની કમાનમાંથી વિદ્યુત્ વેગે છૂટતાં બાણોએ થોડાજ સમયમાં પુનરાજીના સૈન્યમાં ત્રાસ વર્તાવી દીધો.

* ખાંભી=પાળીયો.

પગલે પગલે તેના માણસો આજીના બાણોથી ટપોટપ જમીન પડવા લાગ્યા.

પુનરાજનું સૈન્ય, આ ઝેરી બાણોના મારથી બચવાને થો વાર થંભી ગયું.

આ તરફ આજીના શરીર પર સર્પના ઝેરનો હુમલો વધ જતો હતો. ઝેરની અસર તેના રક્તના બિન્દુએ બિન્દુએ ફેલા ગઈ હતી. તેના વીરત્વનું બળ હવે કાતીલ ઝેર સામે ટક્કર ઝી વાને અશક્ત બન્યું હતું. આમ છતાં આજી બહુઓ પોતાના સઘ બળથી દુશ્મનોના લશ્કરમાં એક પછી એક બાણો ફેંકયે જતો હતે

આજીના જીવનની છેલ્લી પળ પણ હવે પરિપૂર્ણ થવા આ હતી. હજુએ ખાંભીને ઓઠે વીર આસન મારીને તે જેવોને તે જ બેઠો હતો તે છેલ્લું તીર ચડાવીને જેવો કસીસ[૧] ભરવા જ છે; કે તેજ ક્ષણે તેના પર ઝેરની અસરે એકદમ હુમલો કર્યો, અ તેનો દમ ઊડી ગયો તીરની કમીસ હાથમાં ભરેલી છે; એજ સ્થિ તિમાં આજીના હાથને મડાગાંઠ[૨] આવી ગઈ. આથી તે મરણ પ પણ ચડી કમાને ખાંભીને પીઠ લેરવીને, જેમનો તેમ બેઠેલો રહ્યો

મૃત પ્રાણીઓને ગીધડાં કોણ જાણે કઇ રીતે પારખી લે છે આજીને મરેલો જોઇને, એક ગીધ એના મસ્તક પર આવીને બે અને ચાંચ મારવા જાય છે એટલામાં લગાની દૃષ્ટિ આજી પર મર જુએ છે, તો આજીનો આત્મા તો કયારનોય પરલોકમાં પહોંચ ગયો છે આ દૃશ્ય જોઇને લંગાને હીલો[૩] આવી ગયો ને તે બોલ્યોઃ-

દુહો—રતે ગલે ગ્રિજડી, મોડે મ'ખ્ખા મા;
રેખડીયારા જામ, રણમેં રેંધા રાતડી.

ભાવાર્થ—હે લાલ ગળા વાળી ગીધડી, તુ એનું મોંમ તોડી ખાઇશ નહિ. આ પરાક્રમી જામ આજ રણમાજ રાત રહેવાનો છે.

વળી લંગાના હૃદયમાં લાગણી થઈ આવવાથી તે બોલ્યોઃ—

---

૧ કમાનમા તીરને ચડાવીને ખેચવું તે.

૨ મડાગાંઠ=મૃત મનુષ્યના અંગ જકડાઇ જાય તે.

૩ હીલો=હૃદયમાં ઉત્પન્ન થએલી દુઃખની લાગણી.

દુહો—ઈ નર ઝૂંઝારા, જીવ જિનીંકે ન-વલા;
ખિલણ કરે ખારા, રણમેં રેંધા કન.

ભાવાર્થ—એ એવા શૂરવીર નર છે, કે જેને પોતાનો જીવ જરા પણ વહાલો નથી. સઘળી મોજ મઝાનો ત્યાગ કરીને એ રણના મેદાનમાં ઝૂંઝનારા વીર છે. માટે ઓ ગીધ, તું એના શરીરનું નામ લઈશ મા.

આમ કહી આજીના મૃતશરીર પરથી ગીધને ઉડાડીને તે આજીની ઘોડી નીરૂફરી પર સ્વાર થઈ, પુનરાજીની ફોજમાં ગયો. અને આજીના મૃત્યુના વર્તમાન પુનરાજીને આપ્યા

આજીના મૃત્યુના સમાચાર સાંભળીને, પુનરાજીને અત્યંત ખેદ થયો. તે પોતાના સૈન્ય સાથે આગળ ચાલવા લાગ્યો.

ભાદ્રામાનું લશ્કર જરા આગળ ગયું, ત્યારે સૌથી આગળ ચાલતા એક ઊંટીસ્વારની નજર આજી ઉપર પડી. આજી ભદુઓ તો હજુ પણ કમાનમાં કસીસ ભરીને જાણે વીરરસમાં હોય તેમ બેઠો હતો. તે જોઇને પેલા ઊંટીસ્વારના મ્હોંમાંથી 'દગો દગો' એવા શબ્દો નીકળી પડ્યા તેણે વિચાર્યું, જે આ લંગો દગાની રમત રમે છે આજી તો હજુ જેવોને તેવો તૈયાર થઇને બેઠો છે. દગાની બૂમ સાંભળીને, આખું લશ્કર અટકી ગયું. ભાદ્રામાના મનમાં શંકા આવેલી જોઇને લંગો બોલ્યો, કે હું દગાની રમત કરૂં, તો મારૂં મસ્તક તમારા હાથમાં છે. માટે જરા પણ શંકા વગર આગળ ચાલો. લંગાની ખૂબ સમજાવટ છતાં ભાદ્રામાઓએ તેની વાત સાચી માની નહિ. અને તેમની ફોજ ત્યાંજ અટકી ગઈ. આજીની અજબ જેવી ધનુર્વિદ્યાએ સઘળાને ડરાવી દીધા હોવાથી, તેમનામાંથી કોઇ એક ડગલું પણ આગળ ભરવાની હિંમત કરી શક્યું નહિ.

આમ ઉનાળાનો પાંચ પહોરનો આખો દિવસ પસાર થઈ ગયો, છતાં આજી પાસે જવા કોઈ તૈયાર થયું નહિ.

દુહો—સિર-ભર કેસર સીં, વારે કાંભ વેઆરેઓ,
પંજ પૉરો ડીં, ભડ ભાદ્રામેં રોકેઆ.

ભાવાર્થ—સિર કિંવા પાળીયાને ઓઢું બેરવીને, અને કાચ કસીને બેઠેલા મૃત આજીએ પણ ભાદ્રામાને પાંચ પહોર સુધી રોકી રાખ્યા.

આમ આખો દિવસ નીકળી જવા આવ્યો, ત્યારે ગીધડાં ઉડી ઉડીને આજી ભદુઆના શરીર પર પડવા લાગ્યાં. આ જોઇને ભાદ્રામા વીરોને ખાતરી થઇ, કે આજી જીવતો નથી, પરંતુ મૃત્ અવસ્થા માંજ બેઠેલો છે. હવે ત્યાં જવામાં કશી હરકત નથી એમ સમજીને તેઓ બધા આગળ ચાલવા લાગ્યા.

જ્યારે ભાદ્રામાનું લશ્કર આજીની નજદીક આવી પહોંચ્યું, ત્યારે એક ગીધે તેના હાથપર એવી ઝપટ મારી, કે તેના હાથમાંથી કમાનની જે કસીસ ભરી હતી તે છૂટી ગઈ. અને કમાનમાંથી તીર વછૂટયું, તે નવ જણના શરીરમાંથી સોંસરવું બહાર નીકળી ગયું.

દુહો—બળીયે વિંધ્યો બાણ, બાણે નાં બળીયા ગિડા,
મોય મુંગાણાં પાણ, ભલી ભજતઇ ભદુઆ.

ભાવાર્થ—બળીયાએ બાણ છોડયુ, અને એ બાણથી એણે નવ જણને લીધા હે આજી ભદુઆ, તેં તો મુઆ પછી પણ ભલી ભજાવી.

આજીના એકજ બાણે ફરી ભાદ્રામાના લશ્કરમાં હોકારો મચાવી દીધો. તેજ વખતે લશ્કરના પગ છૂટી ગયા પરંતુ ગીધે આજી ભદુઆ પર છેલ્લી ઝપટ એવી મારી હતી, કે તેનુ વીર–આસન છૂટી ગયું, અને તે જમીન પર ઢળી પડ્યો

આ જોઇને ભાદ્રામાનું ભાગતું લશ્કર પાછું ફર્યું, અને બધા આજી ભદુઆ પાસે આવી પહોંચ્યા. આજીની અતૂલ બહાદુરી જોઇને, તેના દુશ્મનોના મ્હોંમાંથી પણ પ્રશંસાના અવાજ નીકળી પડ્યા તેમણે માનપૂર્વક આજીના શબને ઝોળીમા લઇ લીધું. અને પુનરોજી ભાદ્રામ પણ સૌ સાથે આંસુ વરસતી આખે પાછા જરકાછામાં આવ્યા આજીના શબને વિધિપૂર્વક અગ્નિ–સંસ્કાર કરી, સર્વે પથર (ભાયાતો) બાર દિવસ સુધી ત્યાં સૂતા આજી ભદુઆની સઘળી મરણ ક્રિયા પુનરાજીએ પોતાને હાથેજ કરી કારણ કે ખરા રજપૂતો મરણ પછવાડે વેર રાખતા નથી. આજી ભદુઆને સભારતાં ઘણીવાર પુનરાજી ભાદ્રામની આખો આસુથી છલકાઇ જતી.

---

( ૪ )

# મોડ ભદુઓ.

આજી ભદુઆની ફોજ ભાદ્રામાની આથો વાળીને આવે છે, એવા વર્તમાન કંજરકાછામાં ફેલાઈ જતાં સઘળી રજપૂતાણીઓ રાજમહાલયની અગાસી પર ચડીને, દૂરથી આથો સાથે આવતા ભદુઆ વીરોને ઓળખવા ઓળખાવવા લાગી.

જુદી જુદી ટુકડીઓ, જુદી જુદી આથોને લઇને, કંજરકાછા તરફ ધસારાબંધ ચાલતી આવતી હતી. જેમ જેમ તેઓ નજદીક આવતા હતા, તેમ તેમ તેમને ઓળખી ઓળખીને રજપૂતાણીઓ હર્ષ પ્રફુલ્લિત બનતી હતી કોઇ પોતાના પતિને, કોઈ પુત્રને અને કોઇ પિતાને કે બન્ધુને નીરખીને ખુશાલીના પોકારો કરતી હર્ષિત થતી હતી, અને અન્યોને ઓળખાવતી હતી. તેમજ કેટલીક વ્યગ્ર ચિત્તે, અને તીક્ષ્ણ આંખે, પોતપોતાના સંબંધીને આવતા ટોળામાંથી ઓળખી કાઢવા પ્રયત્ન કરી રહી હતી.

આ લોકો જરા વધારે નજદીક આવી પહોંચતાં નાના મોટા સઘળાને રાજમહાલયની અગાસીએ ઉભેલી રજપૂતાણીઓએ ઓળખી લીધા. પરંતુ ભદુઆઓનો સરદાર આજી ભદુઓ હજુ કોઈના જોવામાં આવ્યો ન હતો. વળી હંમેશ મુજબ આજ ઢોલના ધુબાકા અને સરણાઇના તીણા સ્વરો પણ સંભળાતા ન હતા. આથી રજપૂતાણીઓના મનમાં અનેક તર્ક વિતર્ક ચાલી રહ્યા હતા.

આજીભદુઆની રાણી, જે અત્યાર લગી એક પણ શબ્દ બોલ્યા વગર લાંબી દૃષ્ટિ નાખી, આંખોને તાણી તાણીને દૂર દૂર જોઇ રહી હતી, તેની ધીરજ પણ હવે ખૂટવા આવી. તેણે પોતાની દાસીને આવતા સવારોની સામે મોકલીને પૂછાવ્યું, કે આજી ભદુઓ કયાં છે? સવારોએ જવાબ આપ્યો, કે સરદાર પાછળ છે. આજી ભદુઆને નાગ દંશવાની ભયંકર વાત કહેવાની કોઇની હિંમત ચાલી નહિ.

એક ટુકડી આવી, બીજી આવી, ત્રીજી આવી, છતાં આજી ભદુઆના સમાચાર કોઇએ આપ્યા નહિ. સત્ય હકીકત જાહેર ક૨-

વાને કોઇની જીભ ઉપડતી ન હતી. સૌ પોતપોતાના મનની અંદર મુંઝાઇ રહ્યા હતા.

જ્યારે બધી ટુકડીઓ પહોંચી આવી, અને દૂરથી આવતી કોઇ ટુકડીનું નિશાન પણ ન દેખાયું, ત્યારે આજીની રાણીના મનમાં અનેક અમંગળ કલ્પનાઓ ઊઠવા લાગી તેણે પાસે ઊભેલી રજપૂતાણીઓને નિરાશ-હૃદયે કહ્યું:—

દુહો—લોડીં આવેયું, લોડાઉ ન આવેઆ,
આધું આવેયું, આજી જામ ન આવેઆ.

ભાવાર્થ—લોડી અર્થાત વાળેલી ગાયો ભેંસો આદિનાં ટોળાં તો આવ્યાં, પણ એમને વાળનાર-લોડાઉ આજી ભદુઓ હજુ આવ્યો નહિ.

એટલામાં દૂરથી ધૂળ ઉડતી જણાઇ. અને સૌના મનમાં નવી આશા બંધાઇ કે એ તો જરૂર આજી ભદુઓજ હોવો જોઇએ. સૌની આંખો એકી સાથે આ નવી આવનારી ટુકડી પર ચોંટી ગઇ.

ટુકડી જરા નજદીક આવી, અને સઘળી આંખો આજી ભદુઆની શોધ માટે વ્યર્થ ફાંફાં મારી રહી. આંખોને તાકી તાકીને રજપૂતાણીઓ આજીને ઓળખી કાઢવા યત્ન કરવા લાગી.

થોડીજવારમાં જાણે આજી ભદુઆની ઘોડી નીરૂફરી આવતી હોય, એવો દૂરથી આભાસ થતાં, આજીની રાહ જોવામાં ઉત્કંઠિત બનેલી રજપૂતાણીઓના હર્ષનો પાર રહ્યો નહિ. પરંતુ ઘોડી જેમ જેમ નજદીક આવતી ગઇ, તેમ તેમ તેમની શંકા મજબૂત બનતી ગઇ, કે ઘોડીનો સ્વાર આજી ભદુઓ નહિ, પણ કોઇ અન્યજ જણાય છે. આ શંકા અસહ્ય હતી. છતાં તેની સત્યતા પળે પળે વધુને વધુ સિદ્ધ થતી જતી હતી. થોડા સમયમાં તેમને ખાતરી થઇ, કે આજીની ઘોડી પર તેનો લંગો હંજરો સવાર થઇને આવે છે. આ જોઇ આજીની સ્ત્રીના મુખમાંથી અચાનક ઉદ્‌ગાર નીકળી ગયા, કે:—

દુહો—હૂ ઘોડી નીરૂફરી, મથે ન ભદુઓ જામ,
સુઠીયું સુસજુહાર, રખે કારા કનીયું કપડા.

ભાવાર્થ—પેલી નીરફરી ઘોડી દેખાય છે, પણ તેના ઉપર ભદુઓ જામ દેખાતો નથી. માટે બેનો આપણે સુહાગો રખે કપડાં કાળાં કરવાનો વખત આવે!

આ રીતે રજપૂતાણીઓ આજી વિષે શંકા-કુશંકા કરતી ઉભી હતી. એટલામાં લંગો છેક નજદીક આવી પહોંચ્યો. તેને બેબાકળી બનેલી રજપૂતાણીઓ આજી ભદુઆના સમાચાર પૂછવા લાગી લંગો બોલ્યો, કે આટલા બધા સવારો આવ્યા, તેમણે શું તમોને કંઈ પણ સમાચાર આપ્યા નહિ? રજપૂતાણીઓ બોલી, કે એ લોકો તો સઘળા એમજ કહેતા આવ્યા છે, કે આજી પાછળ આવે છે. આ સાંભળીને લંગાએ આજી ભદુઆના મરણના દુઃખદાયક વર્તમાન સંભળાવ્યા.

દુહો—પાગારો પુજી વેઓ, સાંઈ જે દરબાર;
મુઠીયું મુસણહાર, વેઓ વટાજી ભદુઓ.

ભાવાર્થ—પાગારો અર્થાત આપણો મુખી તો ઇશ્વરના દરબારમાં પહોંચી ગયો. તમારા પર મહાસંકટ આવી પડયું ભદુઓ સરદાર તો આપણી વચ્ચેથી વિદાય થઇ ગયો.

આજી ભદુઆના મૃત્યુના વર્તમાન સાંભળીને કંજરકાછામાં હાહાકાર થઈ રહ્યો. ભદુઆ સુવાનો આજી રૂપી એક મહાન છત્રથી વિહીન બની ગયા.

આજી ભદુઆને સંતાન ન હોવાથી, એની પછવાડે જામની પાઘડી એના પીતરાઇ મોડ ભદુઆના મસ્તક પર મૂકવામાં આવી.

આજી ભદુઆના અવસાન પછી ભદુઆ સરદારો અત્યંત નિર્બળ બની ગયા. અને ભાદ્રામાનું બળ દિવસે દિવસે વધતું ગયું. તેમને ખાતરી હતી, કે હવે ભદુઆમાં કોઈ પણ મોં-કઠો માણસ રહેલ નથી. આથી તેઓ ગાયો, ભેંસો, સાંઢણીઓ વગેરેની મોટી આથોને ગળે ઘંટડીઓ બાંધી, છડે ચોક ભદુઆની રખાલમાં તેમને ચારવા લાગ્યા. ભાદ્રામાની આથો રાત્રિ-દિવસ ત્યાં ચરી રહી છે. એમની સામે આંગળી ઉંચી કરવાની પણ કોઈ ભદુઆમાં તાકાદ રહી નથી.

એક વખત રાત્રિનો સમય હતો મધરાત વીતી ગઇ હતી. ચારે તરફ શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. આ સમયે ભદુઆની રખાલમાં ભાદ્રામાની આથો ચરી રહી હતી. તેમની ટોકે

બાંધેલી ઘંટડીઓનો ‘ ગણુગણુ ’ કરતો અવાજ મધરાતના વાતાવરણને ભેદી રહ્યો હતો એ ઘંટડીઓનો રણકાર આજી ભદુઆની રાણીના કર્ણપટ પર અથડાયો. અને તે ઊંઘમાંથી એકાએક ઝબકીને જાગી ઊઠી. એક આજી ભદુઓ જતાં ભાદ્રામાની આથો જરા પણ ધાસ્તી વગર છડેચોક ચરે છે, એ વિચારે રાણીનું હૃદય દુઃખની લાગણીઓથી ઉભરાઈ ગયું. એક આજી જતાં સાવ ઊજડ વળી ગઇ, તે વિચારે તેનું અંતર દ્રવી ઊઠયું, અને તેની આંખોમાંથી ચોધારાં નીર ચાલવા લાગ્યાં. તે મોટે સાદે આજી ભદુઆના પાર[૧] ઉપાડીને રડવા લાગી.

દુહો—જડે વેઓ મરી, ભાજ ભરૂકો ભદુઓ,
રેઆ ઢંઢ ચરી, અજ ભાદ્રામાણાં વછડા.

ભાવાર્થ—જ્યારે બાહુએ બળવાન આજી ભદુઓ મરી ગયો ત્યારે આજ ભાદ્રામાનાં ઢોર અહીં નિર્વિઘ્ને ચરી રહ્યા છે.

દુહો—કો જાણાં ઊ કિત વઇ, કોડીલી કમાન,
સુડસેં કે જે મારેઆ, મોથ પુંગાણાં પાણ.

ભાવાર્થ—આજી ભદુઆની એ કોડીલી કમાન કોણ જાણે ક્યાં ગઈ, કે જેણે આજીના મરણ પાછળ પણ અનેક મર્દોના પ્રાણ લીધા.

આમ આજી ભદુઆની રજપૂતાણી એક પછી એક પાર ઉપાડીને, કરૂણ સ્વરે રડવા લાગી. તેનો દુઃખદ અવાજ આજુબાજુના વાતાવરણને દુખ અને કારૂણ્યની લાગણીથી ધ્રૂજાવી રહ્યો.

આ અવાજ ભદુઆ વંશના નવા સરદાર મોડના કાન પર પડવાથી તે જાગી ઊઠયો આજીની રાણીનો અવાજ ઓળખીને તે તરત તેની પાસે ગયો અને અત્યંત વિનયથી કહેવા લાગ્યો, કે માતાજી, આ મધરાતને સમયે કૃપા કરીને રડવાનું છોડી દો! અને હું આજ પ્રતિજ્ઞા લઉં છું, કે જ્યારે એ ભાદ્રામાનો મદ ઉતારીશ, ત્યારેજ ખરી શાન્તિ પ્રાપ્ત કરીશ આમ વીનવી વીનવીને, અને ભાદ્રામાનું વેર વાળવાની પ્રતિજ્ઞા કરીને, મોડ ભદુઆએ આજીની રાણીને મહા મહેનતે શાન્ત કરી.

૧ પાર=મરનારને સંભારી સંભારીને મોટે સાદે કરુણસ્વરે રડવું તે.

આ મોડ ભદુઓ, એક મહાન દાતાર હતો. તેની દાતારીની એક એવી વાત ચાલે છે, કે એક વખત મોડ ભદુઓ સવારમાં વહેલો ઊઠીને નદીએ નાહવા ગયો હતો. અને જે છીપર પર બેસીને રોજ આજી ભદુઓ નાહતો, તેજ છીપર બેસી તે સ્નાન કરવા લાગ્યો. હવે આજીનો એવો રિવાજ હતો, કે એકવાર તે ગીધડાંઓને માંસ નાખતો, અને ત્યારપછી નાહતો. આ કારણથી આજીના આવતાં વેંતજ તેના મસ્તક પર ગીધડાં ભમવા માંડતાં. આજી માંસના કકડાઓના આકાશમાં ઘા કરતો, અને ગીધડાં તે અદ્ધર ઝીલી લેતાં. આ પ્રમાણે કરવાનો તેનો હંમેશનો રિવાજ હતો.

આજ મોડને અહીં આવેલો જોઇને, ગીધડાંઓએ તેને આજી ભદુઓ ધારી લીધો. અને તેઓ તેના માથા પર આકાશમાં ચક્કર ચક્કર ફેરા મારવા લાગ્યા. પરંતુ આજીના કાર્યક્રમની વાત મોડ ભૂલી ગએલો હોવાથી, તેનું જરા પણ લક્ષ ગીધડાં પ્રત્યે દોરાયું નહિ. આમ થતાં તે બધાં નિરાશ થઇને ઉડી ગયાં. માત્ર બેજ ગીધ એક ખીજડાના ઝાડ પર બેસી રહ્યાં. મોડ જ્યારે નાહીને ઊઠયો, ત્યારે તે બે ગીધ પણ પેલા ખીજડા પરથી ઉડવા લાગ્યાં. અને તેમના આચકાથી ખીજડાની એક સૂકેલી ડાળી ભાંગીને મોડના મસ્તક પર આવીને પડી. આ વખતે આજીની વાત મોડને યાદ આવી. પરંતુ તે પોતાની સાથે માંસ લાવેલો ન હોવાથી, હવે શું કરવું, તેનો વિચાર કરવા લાગ્યો. જે સાચો દાતાર હોય છે, તે કદી પણ માંગણને નિરાશ વળવા દેતો નથી આથી તેણે ઉડી જતાં ગીધને દૂરથી હાકલ કરી.

દુહો—રતે ગલે ગ્રિજડી, મોડે ડાર મં-ભંજ,
કંધે મોડ કટકાઇયુ, તાં તું પણ ગિનંધી વિંઝ.

ભાવાર્થ—હે લાલ ગળ વાળી ગીધડી, તું ડાળીને મરડીને, ભાગ મા. આ મોડ જ્યારે લડાઇ પર ચડશે, ત્યારે તો તને ખૂબ ખાવા મળશે; પણ ત્યાં સુધી અહીં આવીને આ લેતી જા.

ગીધડાં પ્રથમથીજ હળેલા હોવાથી, મોડની હાકલ સાંભળીને, તેઓ પાછાં વળ્યાં મોડે તરતજ પોતાની છરી ઉપાડી લીધી, અને તે વડે પોતાની પીંડીઓ તથા સાથળોમાંનું માંસ કાપી કાપીને તે

ગીધડાંઓને ફેંકવા લાગ્યો. આ દૃશ્ય જોઇને, બીજાં ગીધડાં પણ આવી પહોંચ્યાં, અને મોડના મસ્તક પર ભમવા લાગ્યાં. મોડની દાતારી કોઇને પણ નિરાશ કરીને વાળે તેવી ન હતી તે જાણે ગાજર કે મૂળા કાપતો હોય, તેમ પોતાના શરીરનું માંસ કાપી કાપીને તેના ઘા કરવા લાગ્યો. આમ જ્યાં સુધી મોડ મૂર્છિત થઇને છીપર પર ઢળી પડ્યો, ત્યાંસુધી તેણે પોતાના શરીરનું માસ ગીધડાઓને ફેંકયાજ કર્યું મોડના બને પગોમાંથી રક્તની ધારાઓ વહેવા લાગી. અને નદીનુ પાણી પણ જાણે લોહીવર્ણું બની ગયું. મોડ ભટ્ટઓ તો બેભાન બનીને નદીના પત્થર પર જેમનો તેમ પડી રહ્યો.

મોડ ઘણો સમય થયા છતાં પાછો ફરેલો ન હોવાથી, જનાનખાનાની બાનડીઓ તેની ખબર કાઢવા દોડી આવીને બાનડીઓ જુએ છે, તો બેભાન બનેલો મોડ લોહીલોહાણ થઇને પાણીમાં પડયો છે. અને લોહીનો પ્રવાહ નદીમાં દાખલ થઇ પાણીને રંગી રહ્યો છે ઉપર ગીધડાં ચક્કર ચકકર ઘૂમી રહ્યાં છે.

આ દેખાવ જોઇને બાનડીઓ ગભરાઇ ગઇ. એક જણીએ દોડી જઇને, સઘળી હકીકત કંજરકાંઠામાં જાહેર કરી. થોડીજ વારમાં ભટ્ટઆ જવાનો પણ આવી પહોચ્યા, અને મોડને ઝોળીમાં ઉપાડીને ગામમાં લઇ આવ્યા

મોડની દાતારી સંભારીને, આજ પણ ચારણો કહે છે કે—

દુહો—મોડ મહા દાતાર, જે અંગજો આલો-મા,
કાતી વાય વઢે ડિને, ગિરજે કે કે ઘા.

ભાવાર્થ—મોડ એ મહાન દાતાર હતો. તેણે પોતાના અંગનું માંસ છરી વડે કાપીને, ગીરજોને તેના ઘા કર્યા હતા.

મોડ ભટ્ટઓ પોતાના શરીર પર થએલા જખ્મોને પરિણામે છ માસ લગી પથારીવશ રહ્યો. પરંતુ આ મુદત્ત દરમિઆન ભાદ્રામાનું જોર અત્યંત વધી ગયુ. ભટ્ટઆના રહ્યા-સહ્યા વીરો પણ ભાદ્રામાના જુલ્મોના ભોગ બની ગયા હતા. આમ ભટ્ટઆની સત્તા ફરી એકવાર નિર્બળતાને પહોંચી ગઇ હતી.

જ્યારે મોડ જામે માથે પાણી નાખ્યું, અને કચેરી ભરી, ત્યારે સઘળા ભદુઆઓ જે બાકી રહ્યા હતા તે એકઠા થયા, અને હવે કયો રસ્તો લેવો તેનો વિચાર કરવા લાગ્યા. ભદુઆઓ ફરી બળવાન બને એટલો વખત રાહ જોવાનો સમય ન હતો. કારણ કે એવી રીતે રાહ જોઇ બેસવામાં હવે તેમના નિર્મૂળ થઇ જવાનો સંભવ વધારે હતો

આમ મોડ ભદુઆને જ્યારે તેની પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરવાનો એકે સંભવ દેખાયો નહિ, ત્યારે તેણે કાબુલના પાદશાહ પાસે પોતાની સ્થિતિ રજુ કરવાનો પોતાનો વિચાર સૌને જણાવ્યો.

સમય અને સંજોગો જોતાં, બીજો એક પણ ઇલાજ શિલકમાં ન હોવાથી, સઘળા ભદુઆઓએ મોડની વાતને અનુમતિ આપી.

થોડા દિવસ રહીને, મોડ ભદુઓ ઉત્તમ પ્રકારના પાંચસો ઘોડાને લઇને કાબુલ જવા નીકળ્યો. અને પાદશાહ પાસે જઇ, પોતાની સઘળી હકીકત તેને નિવેદન કરી. ભદુઆ અને ભાદ્રામા વચ્ચે પાદશાહે વાવેલા કુસંપના એક નાનકડા બી માંથી કેવું વિશાળ વૃક્ષ બની ગયું તે જોઇને, પાદશાહ પોતાના મનમાં ખૂબ હર્ષિત થયો. આટલો સમય સ્વતંત્ર ગણાતા જરકાછામાં પોતાનો પગપેસારો થવાની લાલચે પાદશાહ મોડને મદદ આપવાને તૈયાર થયો.

દુહો—ચડ્યો ચામુંગલ જંગ, જિકીં ધમામેં ધોંસ ડઇ,
ભ્યો ન લગો બંગ, જડેં મથારે મોંહજો.

ભાવાર્થ—જ્યારે બહાદુર મોડનો બીજો એક પણ ઈલાજ કારગત નીવડયો નહિ. ત્યારે તે પાદશાહના સુબા ચામુંગલ સાથે યુદ્ધનો ડંકો કરીને ચડયો.

મોડ ભદુઓ કૂચ કદમ કરતી પાદશાહી ફોજ સાથે જરકાછે આવી પહોંચ્યો, અને જરકાછાના ગઢને ચારે તરફથી ઘેરો ઘાલ્યો.

હવે પુનરાજીએ વિચાર્યું, કે પાદશાહની અસંખ્ય ફોજને પહોંચી વળવું મુશ્કેલ હોવાથી, હાલ કિલ્લાના દરવાજા બંધ કરીને બેસવું, એમાંજ શ્રેય છે. કિલ્લો અત્યંત મજબુત હોતાં, પાદશાહી

ફોજનું કંઈ ચાલી શકે તેમ ન હોવાથી, તેણે ટપોટપ બધા દરવાજા બંધ કરાવી દીધા.

પાદશાહી ફોજ કિલ્લામાંથી એક ચકલું પણ બહાર ફરકી શકે નહિ, એવો સખ્ત બંદોબસ્ત રાખીને પડેલી હતી. પુનરાજીએ પ્રથમથીજ ઘાસ-દાણાનો સંગ્રહ અત્યંત સારો કરી રાખેલો હોવાથી, તેમણે બાર માસ તો જેમ તેમ કરીને ખેંચી કાઢ્યા. પરંતુ હવે વધારે વખત એજ સ્થિતિમાં કાઢવાનું કાર્ય મુશ્કેલ હતું. કારણ કે હવે ઘાસ ચારાનો સંગ્રહ ખૂટવા આવ્યો હતો. વળી પાદશાહી ફોજ તરત ઊઠે એવો સંભવ પણ જણાતો ન હોવાથી, પુનરાજીની અકળામણ દિવસે દિવસે વધતી જતી હતી.

આમ કરતાં જ્યારે માત્ર બે ચાર દિવસનો ખોરાક શેષ રહ્યો, ત્યારે "ભૂખે મરવાથી ભાલે મરવું સારૂં" એમ વિચારી, સઘળા ભાદ્રામાએ મરણીયા થઇને બહાર મયદાનમાં પડવાનો નિશ્ચય કરી લીધો. હવે તો 'આ પાર કે પેલે પાર' નો નિશ્ચય કરી, પુનરાજી લડાઈની તૈયારી કરવા લાગ્યા.

વાઢીયો ભાદ્રામ હવે અત્યંત વૃદ્ધ થયો હતો. પરંતુ તેની અક્કલનો ખજાનો હજુ લેશ માત્ર પણ ન્યુન થયો ન હતો. લડાઇને બદલે એક નવિન યુક્તિ અજમાવવા તેણે પુનરાજીને કહ્યું. વાઢીયા ભાદ્રામની કોઇ પણ વાત પુનરાજી પાછી ઠેલે તેમ ન હતું. તેમણે વાઢીયાને તેનો નવો ઈલાજ અજમાવવાની કબુલાત આપી. વાઢીયાએ પાંચ-દશ માણસો જમી શકે તેવી ઉંચામાં ઉંચા પ્રકારની દરેક જાતની રસોઇ તૈયાર કરાવી. પછી તે દૂધ, પુરી, દાળ, શાક, શીરા વગેરે દરેક રસોઈ હજાર બારસેં પત્રાવળી અને પડીયાં પર ચોપડીને, તે પત્રાવળીઓ તથા પડીયાં કિલ્લાની બહાર ફેંકાવી દીધાં.

વાઢીયા ભાદ્રામનો આ નવો અખતરો કારગત નીવડ્યો. પાદશાહી લશ્કરે જ્યારે આ પત્રાવળીઓ અને પડીયાં જુદી જુદી રસોઇથી ખરડાએલા દીઠાં, ત્યારે પાદશાહી સુબા ચાસુંગલને ખાતરી થઇ, કે બાર માસ લગી કિલ્લાને સખ્ત ઘેરો ઘાલીને બધા રસ્તા બંધ કર્યા, છતાં અંદરના લોકોને ખોરાકની જરા પણ તાણ પડેલી જણાતી નથી. ઉલટા એ લોકો તો જે રસોઇ આપણને પણ નથી

મળતી, એવી ભાત ભાતની રસોઇ જમીને આનંદ કરી રહ્યા છે. આથી આગુંગલ સુબાએ વિચાર કર્યો, કે અમસ્તા અહીં બેસી રહેવા કરતાં ઘેરો ઉઠાડી લેવો, એજ ઉત્તમ માર્ગ છે. આમ સમજી પાદશાહી સુબાએ કૂચના નગારાનો હુકમ કરી દીધો. અને પાદશાહી ફોજ પાછી કૂચ કરવા લાગી. પુનરાજી ભાદ્રામ કિલ્લા પરથી પાદશાહી ફોજને કૂચ કરતી જોઇ, વાછીયા ભાદ્રામને તેની અજબ યુક્તિ માટે અનેક ધન્યવાદ દેવા લાગ્યા.

હવે જે લંગીએ આજી ભદુઆને ભાદ્રામાની સઘળી માલ મત્તા સમસ્યામાં બતાવી દીધી હતી, તે લંગી ભાદ્રામાના મનમાં કાંટાની પેઠે ખટકી રહી રતી. આથી આજીના મૃત્યુ પછી જ્યારે પુનરાજી ભાદ્રામ પાછા ફર્યા, ત્યારે સૌથી પ્રથમ તેમણે આ લંગીને દ્રોહી માનીને તેને કતલ કરાવી હતી. આ લંગીનો પતિ, જે ભાદ્રામાનો લંગો હતો, અને જેને આજી ભદુઆએ મોટી આથો દાનમા આપી દીધી હતી, તેને આ બનાવથી અત્યંત માઠું લાગ્યું હતું. અને તે કોઈ પણ રીતે, ભાદ્રામાનું કાસળ કાઢવાને તત્પર બન્યો હતો. જરકાછાને પાદશાહી ફોજે ઘેરો ઘાલેલો હોવાથી, હવે ભાદ્રામાનું આવી બન્યું છે, એમ ધારીને તેને આનંદ થતો હતો. કિલ્લામાં ખોરાક ખૂટવા આવ્યો હતો, એ વાત પણ તેના લક્ષ બહાર ન હતી. પરંતુ જ્યારે વાછીયા ભાદ્રામની તદબીરથી છેતરાઇને પાદશાહી લશ્કર પાછું ફરવા લાગ્યું, ત્યારે આ લંગાના મનમાં અત્યંત ખેદ થવા માંડ્યો. બધી બાજી ધૂળ મળી જાણી હવે શું કરવું, તેનો તે વિચાર કરવા લાગ્યો. એટલામાં તેને એક બીજી યુક્તિ સૂઝી.

પાદશાહી ફોજ કૂચ કરતી હોવાથી, આખા શહેરમાં આનંદના પોકારો થઇ રહ્યા હતા. બાળકથી કરીને વૃદ્ધ સુધી સઘળા આજ એક જાતના કેદખાનામાંથી મુક્ત થએલા હોવાથી, આનંદિત જણાતા હતા. આ વખતે એ લંગો પણ પુનરાજી ભાદ્રામ પાસે પહોંચી ગયો, અને ઘેરો ઊઠવાની ખુશાલીમાં ગઢ પરના નગારખાનામાં સરણાઈ વગાડવાની તેમની પાસે પરવાનગી માગવા લાગ્યો. લંગાની માગણી યોગ્ય જાણીને, પુનરાજી ભાદ્રામે તેને સરણાઇ વગાડવાની રજા આપી.

લંગો તેજ વખતે દોડતો દોડતો કિલ્લા પર આવેલા નગારખાનામાં ગયો, અને સરણાઇ છેડવા લાગ્યો. સરણાઈ બજાવવામાં આ લંગાએ અપાર કૌશલ્ય પ્રાપ્ત કર્યું હતું. સરણાઇમાં તે ખરેખરા શબ્દો બોલાવી શકતો. સરણાઇના શબ્દો બરાબર સમજી શકે, એવોજ ભદુઆનો એક ઉસ્તાદ લંગો પાદશાહી ફોજમાં છે, એવી તેને ખબર હોવાથી, તેણે પોતાની સઘળી ચાતુરી વાપરીને, સરણાઈમાં ગાવા માંડ્યું:—

દુહો—સૌણાઇયે સડ કરે, લંગા કોર મિંજા,
અજાઇયે ગાંઇયે ખીર થણે, રજે નીલો ઘા.

ભાવાર્થ—લંગો તમોને સઘળાને સાદ કરીને કહે છે, કે અહીં દૂધ તો, માત્ર વગર જન્મેલી ગાયોના આંચળમાં છે. અર્થાત નથી. અને લીલા ઘાસને બદલે અહીં ધૂળ છે.

ભાદુઆનો લંગો સરણાઇના શબ્દો સાંભળીને થંભી ગયો. તેણે મોડ ભદુઆને અને ચામુંગલ સુમાને ઉભા રાખીને કહ્યું, કે આ સરણાઇ વગાડનાર લંગો અમારો ભાયાત છે. તે કહે છે, કે અહીં કિલ્લામાં અનાજ કે ઘાસ કશું નથી. છતાં તમે બધા અમસ્તા શામાટે ચાલ્યા જાઓ છો ?

લંગાની આ વાતની ખાતરી કરવા, સૌને ઇચ્છા થવાથી તેમણે ત્યાંજ મેલાણ નાખ્યું. અને બીમાર માણસનો બરાબર ઢોંગ કરી શકે, એવા બે કાબેલ જાસુસોને તેમણે તપાસ માટે મોકલ્યા. આ બંને જણ ત્યાંથી દોડતા દોડતા તરત કિલ્લાના દરવાજા પાસે પહોંચી ગયા, અને બીમારીનો ઢોંગ કરીને ત્યાં પડી રહ્યા.

પાદશાહી ફોજ કૂચ કરી ગઇ છે એવી પૂરી ખાતરી થતાંજ, પુનરાજી ભાદ્રામે બાર માસથી બંધ રાખેલા કિલ્લાના બધા દરવાજા ઉઘડાવી નાખ્યા. કિલ્લામાંનો ખોરાક સઘળો ખૂટી ગએલો હોવાથી અને અનાજની ખાણો શહેર બહાર હોવાથી, દરવાજે ઉઘડતાંની સાથેજ સઘળા ભાદ્રામા ખાણોમાંથી અનાજ લઇ આવવાને ઉલટી પડ્યા પુનરાજી અને વાઘીઓ ભાદ્રામ પણ તેમની સાથેજ હોવાથી, આખા શહેરમાં જાણે સુનકાર વ્યાપી ગઈ હતી. બાળકો, યુવાનો,

અને વૃદ્ધો, એમ બધા માણસો પોતપોતાના ઘરને માટે અનાજ લઇ આવવાને જ્યાં ખાણો ખોલાતી હતી, ત્યાં ચાલ્યા ગયા. વાઘીયા ભાદ્રામની મહા વિચિક્ષણ બુદ્ધિ પણ આનંદ અને ઉલ્લાસના પૂરમાં કુદરતના યોગે કયાંક તણાઈ ગઇ હતી.

આવી પોલનો લાભ લેવાનું પેલા પાદશાહી જાસુસો ચૂકે તેમ ન હતું. આ બેમાંનો એક જણ તરત ત્યાંથી મુઠીઓ વાળીને દોડવા લાગ્યો. અને જરકાછામાં વ્યાપેલી શૂન્યતાની વાત ત્યાં જઇને તેણે જાહેર કરી.

આ સાંભળીને તેજ વખતે પાદશાહી ફોજ યુદ્ધનું નગારૂં પણ કર્યા વગર પાછી ચુપચુપ ચડી. તે થોડાજ સમયમાં જરકાછે આવી પહોંચી. દરવાજા સઘળા ખુલ્લાજ પડેલા હોવાથી, કંઇ પણ હરકત વગર સઘળું લશ્કર કિલ્લામાં પેસી ગયું. અને સુના બની ગએલા જરકાછામાં ચારે તરફથી લુંટફાટ ચલાવવા લાગ્યું.

ગામમાં જે થોડા ઘણા ઘરડા માણસો અને બાળકો હતાં, તેમને પાદશાહી લશ્કરે કતલ કરી નાખ્યાં. અને દરેક કીમતી વસ્તુ પોતાને કબજે કરી લીધી. પોતાનું શિયળ સાચવવા માટે કેટલીક સ્ત્રીઓ આત્મહત્યા કરી મરણ પામી. અને કેટલીકને પાદશાહી ફોજે પોતાની સાથે લઇ લીધી. આમ જરકાછો ઉજ્જડ કરી, તેને આગ લગાડીને પાદશાહી ફોજ પાછી ફરી.

પુનરાજી ભાદ્રામની ઓરમાન માતા, તથા તેની રાણી, અને પુત્રીને પણ પાદશાહી સુબાએ પોતાની સાથેજ લીધી હતી

જ્યારે પુનરાજી ભાદ્રામે દૂરથી શહેરમાંથી ધુમાડો નીકળતો દીઠો, ત્યારે તેમને શંકા થઈ, કે જરૂર કંઈક નવા જુની બની હોવી જોઇએ. આથી તેમણે તરતજ પોતાની ઘોડીને શહેર તરફ મારી મૂકી.

પુનરાજીને આમ એકાએક ચાલ્યા જતા જોઇને, તેમનો ભાણેજ આમર પણ તરતજ ઘોડે સ્વાર થઈ તેમની પછવાડે ચાલવા લાગ્યો. મામો-ભાણેજ પોતાના અશ્વોને વાયુવેગે કૂદવતા થોડાજ સમયમાં જરકાછે આવી પહોંચ્યા. અને જુએ છે, તો ચારે બાજુએ

સુનકારનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. શહેરમાં જાણે રાક્ષસ ફરી વળ્યો હોય, તેમ પુનરાજીને જવાબનો દેનાર પણ કોઈ મળ્યો નહિ. ચારે તરફ ભડ! ભડ! કરતી આગ અને ધુમાડાના ગોટેગોટ ઉછળી રહ્યા હતા.

જરકાછાની ઘોડારમાં નીરૂફરીનો એક વછેરો હતો. તેને ભોંયરાની અંદર બાંધવામાં આવતો હતો. શહેરમાં લૂટફાટ ચાલતી, વખતે એ વછેરાનો સાણી[1] વછેરા પાસે ભોંયરાની અંદર ભરાઈ ગએલો હોવાથી તે બચી ગયો હતો. જ્યારે તે બહાર નીકળ્યો, ત્યારે આખા જરકાછાની ઉજ્જડ વળી ગએલી જોઇને, તે બાગ જેવો બની બેઠો હતો. એટલામાં પુનરાજી ત્યાં આવી પહોંચ્યા. અને આ શું બની ગયું, તે સાણીને પૂછવા લાગ્યા. સાણીએ જે બન્યું હતું, તે કહી સંભળાવ્યું. આ સાંભળીને પુનરાજીની આંતર-વેદનાનો પાર રહ્યો નહિ. તેમના જનાનખાનાની રજપૂતાણીઓ પણ હરાઈ ગએલી હોવાથી, પુનરાજીએ તરતજ સાણીને નીરૂફરીનો વછેરો તૈયાર કરવાની આજ્ઞા આપી. વછેરો હજુ ચડીને માટે બરાબર લાયક થયો નહતો. છતાં તે નીરૂફરીનો વછેરો હોવાથી, આજના બારીક સમયે તે ધાર્યું કામ દેશે, એવી પુનરાજીને પૂરી ખાતરી હતી.

સાણી ભોંયરામાંથી વછેરાને બહાર લઈ આવ્યો, અને ઉપર પલાણ મૂકવા જાય છે, ત્યાં તો વછેરાએ કૂદાકૂદ કરવા માંડી. તે કેમે કરતાં સાણીને પલાણ મૂકવા દેતો ન હતો. આ જોઇને પુનરાજી બોલ્યા.

દુહો—પ્યારા ઝલ પલાણ, મં-કર હમ્મર ઈતરો,
તોં માસી સું મા, બય વિંઝોંતું બાનિયું.

ભાવાર્થ—વ્હાલા, તું પલાણ મૂકવા દે. આટલો બધો ગુસ્સો કર નહિ. કારણ કે તારી માસી (નીરૂફરી ઘોડીની બેન) અને મારી માતા એ બન્નેને દુશ્મનો ઉપાડી જાય છે.

વછેરાની કૂદાકૂદ હજુ જેવીને તેવી ચાલુ હતી. ત્યારે ફરીથી પુનરાજી ભાદ્રામ બોલ્યા

---

[1] સાણી=અશ્વપાળ.

દુહો—પ્યારા ઝલ પલાણ, મ'-કર ડમ્મર ઈતરો,
જિત ભાલેંજા ઢાણ, તિતે તોંકે ઢાઇયાં.

ભાવાર્થ—હે વ્હાલા ! તું પાલણ મૂકવા દે, અને આટલો ક્રોધ મ કર. કારણ કે તને તો જ્યાં ભાલાના વરસાદ વરસતા હશે, ત્યાંજ ઉભો રાખીશ.

આ સાંભળીને નીરૂફરીનો વછેરો શાન્ત બની ગયો. અને સાણીએ તે પર પલાણ માંડી તૈયાર કર્યો. પુનરોજી વછેરા ઉપર સવાર થયા. અને નીરૂફરીનો વછેરો વીજળીની ગતિએ ઉછળતો ચાલવા લાગ્યો. પાછળ પુનરાજીનો ભાણેજ આમર પણ વછેરાની લારે પોતાના ઘોડાને દોડાવતો ચાલતો થયો.

વગર સંકોચે ચાલતી પાદશાહી ફોજને પહોંચી જવા નીરૂફરીના વછેરાને કેટલો વખત લાગે ? તે થોડાજ સમયમાં ફોજની લગોલગ થઇ ગયો.

સંધ્યાનો સમય થવા આવ્યો હતો. અને પાદશાહી લશ્કર સઘળું ઉત્સાહથી આગળ વધી રહ્યું હતું. તેમની વચ્ચે આ બે જણાએ પણ પોતાના ઘોડા ચલાવી દીધા. પુનરાજી લશ્કરના માણસોથી આગળ થયા, તો એક વેલમાં તેમની ઓરમાન માતા બેઠેલી તેમના જોવામાં આવી. પુનરાજીની માતાએ પણ પુનરાજીને ઓળખી લીધેલા હોવાથી તે વેલમાંથીજ બોલી:—

દુહો—સામું ઉભી સીંય કે, તું સોસે ગિનેં સા,
પણ આઉં મતરઈ મા, ભાદ્રામાણી પુનરા.

ભાવાર્થ—હે પુનરા ભાદ્રામ, તું સિંહની સામે થઇને તેના પ્રાણ પણ શોષી લે એવો છે. પણ હું તો રહી ઓરમાન મા એટલે મારી સંભાળ કોણ લે ?

માતાનું આ મ્હેણું સાંભળીને પુનરોજી બોલ્યા:—

દુહો—ભલી કરે ડિને, મતરઇ મુંકે મીયણું,
મારે મુગલ વારીયાં, ત ભાદ્રામાણી પુનરો.

ભાવાર્થ—હે ઓરમાન માતા, તેં મને મ્હેણું પણ ભલે આપ્યું. જો મોગલોને મારીને તમને પાછાવાળું, તોજ હું ભાદ્રામાણી,પુનરો ખરો!

પુનરાજી વળી આગળ ચાલ્યા, ત્યાં બીજી વેલમાં તેમની રાણી બેઠેલી જણાઈ. પુનરાજીને જોઇને તે પણ બોલી:—

દુહો—ઘોડે મથે ગોટ, ડિસજે બેઓ પુનરો,
તોંકે લિખઇ ખોટ, અસાં લિખેઓ ઇતરો.

ભાવાર્થ—ઘોડા ઉપર ગોટ (વરરાજા) જેવો શોભતો તું જાણે બીજો પુનરોજી હોય, એવો દેખાય છે. આ ખોટ તારે માટે પણ લખેલી હશે, અને અમારા માટે પણ એટલું લખેલું હશે.

આગળ જતાં ત્રીજી વેલ પુનરાજીની દીકરીની આવી. તે પણ પિતાને જોઇને બોલી:—

દુહો—બાવલ ન બરૈયાસ, કાલ લગીંધી કાછડો,
તોં ડિસંધે ન મુઇયાસ, ભાદ્રામાણી પુનરા!

ભાવાર્થ—હે બાપ, હું બળી પણ ન મુઈ કારણ કે આવતી કાલે મારે જરકાછાની ભૂમિ પણ છોડી જવી પડશે. વળી આવી સ્થિતિમા તમે મને જુઓ તે પહેલા હું મરી પણ નહિ.

માતા, સ્ત્રી, અને પુત્રીને આમ પારકા હાથોમાં તરફડતી જોઇને, પુનરાજીનું હૃદય કાબુમાં રહ્યું નહિ છતાં તેણે પોતાના ઉછળતા અંતરને દાબીને આગળ ચાલવા માંડયું. થોડે દૂર જતાં મોડ ભદુઓ પોતાના પાંચસે ઘોડેસ્વારોથી આનંદ અને ઉત્સાહથી આગળ વધી રહ્યો હતો

મોડને જોઇને પુનરાજી તેની આડા ફર્યા. અને ઘોડાને સામો ફેરવીને ઉભા રહ્યા. મોડ ભદુઓ આ વખતે પુનરાજીને જોઈને અજબ થયો સહસા તેના મ્હોંમાથી નીકળી ગયું "કોણ પુનરોજી?"

પુનરાજીએ મોડને શાન્ત રહેવા ઇશારત કરી અને તેની પાસે જઇને ધીમેથી બોલ્યા, કે "મોડ! તેં તો ભારે કરી! આપણા કુળમાં તું તો ખરેખર કરમી જાગ્યો! કારણ કે તેમ ન હોય, તો

મારી માતા, સ્ત્રી, અને પુત્રી આજ 'બાન' બને નહિ આવું કામ તો તારાથીજ થાય! ભાઇ! તારા વગર બીજો કોઇ આવું ન કરે. તેં તો આપણા કુળની કીર્તિપર કળશ ચઢાવ્યો!"

"રત ઠીકરામાં પણ તપી જાય." એ ન્યાયે પુનરાજીનું ઉપરોક્ત કથન સાંભળીને, મોડના મનમાં પણ લાગણી થઇ આવી. પુનરાજીની સ્થિતિ જોઇને, તેની આંખોમાં પણ ઝળઝળીઆં આવી ગયાં.

પુનરોજી ફરી બોલ્યા, "ભાઈ! ત્રાહીતને હાથે મારી આવી દશા તારે કરાવવી ન હતી. આપણે તો ભાઇઓ છીએ. આજે લડાઇ કરીશું, તો આવતી કાલે ભેળા બેસીને ભોજન પણ લઇશું. પરંતુ બેની લડાઇમાં ત્રીજાને ખાઈ જવાનો અવસર તારે આપવો નહતો. જો તું સમજે, તો હજુ પણ સમય હાથમાંજ છે. પછી તો જેવી તારી મરજી."

મોડને હવે આંખો આવી ગઇ હતી. તેણે વિચાર્યું, કે ખરેખર, આતો બેની લડાઇમાં ત્રીજોજ ખાઈ જાય તેમ છે. આમ વિચારી, મોડ ભદુઆએ પુનરાજીને પૂછ્યું, કે હવે કયો રસ્તો લેવો આપણે માટે સલામત છે.

પુનરોજી બોલ્યા "તું માત્ર એકજ કામ કરે, તો આપણો બેડો પાર થઇ જાય!"

"કયું કામ?" મોડે પૂછ્યું.

"એટલુંજ કે તારે પાદશાહી પ્યાદલ અને ઘોડેસ્વાર લશ્કરને પેલા બે ડુંગરોની વચ્ચેના રસ્તા પરથી લાવવા. અને તેમ થશે, તો પછી હું એકલો એ સઘળા લશ્કરને પહોંચી વળીશ."

મોડ ભદુઆએ પુનરાજીની ગોઠવણ માન્ય રાખી. અને કહ્યું, કે "તમે ખીણને મોઢે તૈયાર થઇને ઉભા રહો. અને હું આપણી યોજના મુજબ અમલ કરું છું."

આ સાંભળીને પુનરાજીનું હૈયું આનંદથી નાચી ઊઠયું. તે તરતજ પોતાના ભાણેજ આમર સાથે સઘળી ફોજ્ની આગળ નીકળી જઇને, પેલી ખીણના મોઢા આગળ ઉભો રહ્યો.

મોડ ભદુઆએ સઘળા લશ્કરને પર્વતોની વચ્ચેથી ચાલતા સેરડાનો રસ્તો લેવાનું ફરમાન કરી દીધું. બીજો રસ્તો ફેરાવાળો હોવાથી, સઘળાને આ વાત પસંદ પડી અને લશ્કર તે તરફ વળ્યું. આ રસ્તો એવો હતો, કે ત્યાંથી માત્ર એક એક માણસ માંડ પસાર થઇ શકે આવી સાકડી ખીણની અંદર લશ્કર દાખલ થઈ ગયું. એક એક માણસ જેવો ખીણના મોઢામાથી બહાર નીકળતો જાય છે, તેવોજ તે પુનરાજીની તેજીલી તલ્વારથી કતલ થતો આવે છે એમ કરતાં કરતા લગભગ આખું લશ્કર પુનરાજી અને આમરની તલ્વારની ધારથી કતલ બની ગયું છેવટે આમરની તલ્વારથી માડ બચેલો એક મોગલ પાછો ફર્યો, અને લશ્કરને છેવાડે આવતા ચામુગલ સુમાને આ સઘળી વાતથી વાકેફ કર્યો ચામુંગલે વિચાર્યું, કે હવે આ દગાથી કોઈપણ રીતે પહોચી શકાય તેમ નથી આથી તે પુનરાજીની પુત્રી સોનલને પોતાની સાથે લઇને, બીજે રસ્તેથી પલાયન થઇ ગયો

આ તરફ પુનરાજી અને આમરજી ખીણમાંથી જે બહાર ની કળે, તેના પર પોતાની તલ્વારનો મારો ચલાવતા, એક રાત અને એક દિવસ સુધી ખાધા પીધા વિના એકજ સ્થાને અખંડ ઉભા હતા. ભાદ્રામા અને ભદુઆના માણસોને બાદ કરી, બાકી જે આ વતો તેના એકજ ઝાટકે બે કટકા થઇ જતા. આમ કરતા કરતાં આખુ લશ્કર આવી ગયું, પરંતુ હજુસુધી પાદશાહી સૂમો ચામુ-ગલ આવેલો ન હોવાથી પુનરોજી હવે તેની વાટ જોતા ઉભા હતા.

એટલામાં મોડ ભદુઆનો લગો પચાસ પ્યાદલ મોગલો સાથે આવી પહોચ્યો સૌથી આગળ લગો હતો મોડ અને પુનરાજીની પેરવીથી તે વાકેફ હોવાંથી, આ લોકોને બચાવવાના ઇરાદાથી, તે તેમને પોતાની સાથેજ લાવેલો હતો આથી તે આગળ આવીને પુનરાજીને કહેવા લાગ્યો ।

દુહો—સુણ તુ પુનરા જામ, હિકડી અરજ હાણ,
પાખરીયા તોં મારીઆ, પણ પ્યાદા એં પાં-સાણ.

ભાવાર્થ—હે પુનરા જામ, તું એક અરજ સાભળ તે ઘોડે-સ્વાર તો સઘળા મારી નાખ્યા પણ આ પ્યાદા આપણી સાથે રહેવા માગે છે તો એમને મારીશ મા ।

લંગાએ પુનરાજીને કહ્યું, કે તમારે જે કંઇ સરત કરવી હોય, તે કબુલ કરવાને આ લોકો તૈયાર છે. માત્ર એમની જીવતદાનની ઇચ્છા છે.

પુનરાજી બોલ્યા, જે કોઇ મારી લાંગ હેઠેથી નીકળશે, તેનેજ હું મારો શરણાગત સમજીને જવા દઇશ તે સિવાય એકપણ મારી તલ્વારથી બચવા પામે તેમ નથી.

પુનરાજીની સરતનો સ્વીકાર કરીને આ પચાસે મોગલો એક પછી એક તેમની લાંગ નીચેથી નીકળી ગયા. અને પુનરાજીએ તેમને શરણાગત માનીને જીવતદાન આપ્યું. તે દિવસથી આ પચાસે મોગલોના વંશવાળાને લાંગાયની[1] ઓળખ લાગી છે.

આમ એક પછી એક સઘળી લશ્કરી ટુકડીઓ અને મોડ ભદુઓ પણ પોતાના માણસો સાથે આની પડોંચેલો હોવા છતાં, હજુ લગી ચામુંગલ સુબો આવેલ ન હોવાથી તેની તપાસ કરવાને પુનરાજી ભાદ્રામે પોતાના થોડાક માણસોને તેના સામે મોકલ્યા. તેમણે તપાસ કરીને સમાચાર આપ્યા, કે ચામુંગલ સોનલ કુમારીને લઇને, બહારને રસ્તેથી ચાલ્યો ગયો છે.

આ સાંભળીને, પુનરાજી અને મોડ બંને ક્રોધથી રાતા ચોળ બની ગયા. તેમણે તેજ વખતે થોડાક કાબેલ ઘોડેસ્વારોને સુબાને પકડી લાવવા દોડાવ્યા.

આ ઘોડેસ્વારો એ રસ્તાના પગેપગના માહીતગાર હોવાથી, તેઓ થોડાજ સમયમાં સોનલ કુમારીને હરી જતા ચામુંગલ સુબાને પકડી લાવ્યા.

આવતાં વેંતજ આ પાદશાહી સુબો પુનરાજીને શરણે થયો. અને પુનરાજીએ તેને શરણાત જાણી ક્ષમા આપી.

પુનરાજી ભાદ્રામે પોતાની માતા અને રાણીની વેલોને તેડાવી લીધેલ હતી માત્ર સોનલ કુમારીની તેને ચિંતા હતી તે પણ ક્ષેમ-

---

[1] આ લાગાય ઓળખવાળી જાતિ આજ કચ્છમા પણ જોવામા આવે છે.

કુશળ આવી પહોંચવાથી, હવે ચિંતાનો એ બોજો પણ તેના મગ પરથી દૂર થઈ ગયો હતો.

અહીંથી સઘળા વાજતે ગાજતે ગઢકાછા તરફ ચાલતા થય અને પોતાના બાહુબળથી ત્યાં નવી રાજ્યધાની સ્થાપીને ભદુઅ અને ભાદ્રામ એ ઉભય વંશના વંશજો સંપ-સલાહથી રાજ્ય-અ મલ ચલાવવા લાગ્યા.

પુનરાજીએ પોતાની કુમારી સોનલનાં લગ્ન પોતાના ભાણેજ આમરજી વેરે ઘણીજ ધામ ધૂમથી કરી દીધાં.* આમ ગઢકાછાનું રાજ્યતંત્ર નિર્વિઘ્ને ચાલવા લાગ્યું.

* કેટલીક હિંદુ નાતિઓમા આજ પણ મામાની દીકરી ભાણેજ પરણી શકે એવો રિવાજ છે.

# પ્રકરણ ૪ થું.

## પીંગળનાં પરાક્રમ
## અને
## જેયસલમેરની સંસ્થાપના.

### (૧)
### માંજુ ભાદ્રામ.

ભૂપતના વંશની બે મોટી પાખડી, ભટ્ટુઆ અને ભાદ્રામ વચ્ચે થએલી સંધિ આપણે ગત પ્રકરણમાં જોઇ ગયા પરંતુ કુદરતના અચૂક કાર્યક્રમ અનુસાર ચડતી-પડતી, સુખ-દુઃખ, કે સંધિ-વિગ્રહ એક સરખા ટકતા નથી તેથી ભટ્ટુઆ અને ભાદ્રામ વચ્ચે વળી વૈમનસ્યના બીજ રોપાવાની શરૂઆત થઇ.

પુનરાજી ભાદ્રામનો કુંવર માણેક અને માણેકનો માંજુ ભાદ્રામ થયો અને ભટ્ટુઆનો જે વંશ ચાલ્યો, તેમા મોડ ભટ્ટુઆનો થયો જુણો, અને જુણાનો પીંગળ ભટ્ટુઓ થયો આ બંને પાખડીઓ વચ્ચે ત્રણ પેઢી સુધી તો ઠીક ચાલ્યું. પરંતુ પાછળથી ભાદ્રામ વંશની માનકુઆ નામની એક નાનીશાખા સાથે ભટ્ટુઆ વંશને એક દિવસ કંઇ સેડા-સંધા ઉપરથી બોલચાલ થઇ અને આ બોલચાલે આગળ જતા વૈરનું સ્વરૂપ પકડી લીધું ભટ્ટુઆ વંશ હવે જોરાવર થઇ ગએલ હોવાથી, તેમના સરદાર પીંગળ ભટ્ટુઆએ ભાદ્રામ વંશની માનકુઆ નામની એક નાની શાખાને મારી હઠાવી

દુહો—જુગ જુણેજો ઉપનુ, જે ભડ વજાઇ ભેર,
મારે માનકુઆ કઢે, ને વડો ખએં વેર

ભાવાર્થ—જુણેજો આગર જુણાનો દીકરો પીંગળ બહુ જબરો થયો. તેણે લડાઇ કરીને માનકુઆને મારી કાઢીને મોટું વેર વહોરી લીધું.

આ ઘટના પછી ભટ્ટુઆ અને ભાદ્રામા વચ્ચે પાછું વૈર-બંધન

થયું. બંને વચ્ચે અવાર નવાર વાતની વાત પરથી હથિયારો ઉપડે અને પાંચ-પંદર માણસો પડયા વગર રહે નહિ હવે ભટુઆ સરદારો જોરમાં આવી ગયા હતા, અને ભાદ્રામા નબળા પડી ગયા હતા. માંઝુ ભાદ્રામ એક ડાહ્યો અને સ્વમાનશીલ માણસ હતો. તેણે વિચાર્યું, કે આમ નીચું મસ્તક કરીને અહીં પડયા રહેવા કરતાં, કોઇ બીજો પ્રદેશ શોધી લેવો એજ બહેતર છે. આથી તે પોતાના સઘળા સરદારો સહીત, તથા પોતાનાં બાલ બચ્ચાં અને માલ-અસબાબ સાથે, ગઢકાછાને છેલ્લી સલામ કરીને, પોતાની આથો સાથે ચાલી નીકળ્યો

ચાલતાં ચાલતાં તેઓ પંજાબના સલભાણ[1] શહેરની સીમમાં આવી પહોંચ્યા

આ સ્થળે ઘાસ-ચારાની પુષ્કળતા હોવાથી, સઘળાએ અહીંજ પોતાનો પડાવ નાખ્યો

સલભાણમાં આ વખતે કેરભાટ નામનો રાજા હતો તેની સલામ કરવાને માંઝુ ભાદ્રામ પોતાના પચાસેક માણસો સાથે તેની કચેરીમાં ગયો અને કેર રાજાને પોતાની સઘળી હકીકત કહી જણાવી. આ લોકોની અડગતા અને તેમનું શૌર્ય જોઇને, કેર રાજા તેમના પર ખુશી થયો, અને તેમની આથને પોતાની સીમમાં ચારવાની પરવાનગી આપી.

આ રીતે સલભાણની સીમમાં ભાદ્રામ વંશના સરદારોએ ધામા નાખ્યા. પાંચ આઠ દિવસે માંઝુ ભાદ્રામ પોતાના સરદારો સાથે કેર ભાટની સલામે જાય છે. ત્યાં કસુંબા પીએ છે, અને આનંદ કરે છે. આમ માંઝુ ભાદ્રામ અને કેર ભાટ વચ્ચે ગાઢ સ્નેહ બંધાઈ ગયો. સઘળા ભાદ્રામ વીરો સુખચેન પૂર્વક પોતાના દિવસો પસાર કરવા લાગ્યા.



---

૧ સલભાણ શહેર એ આજનું લાહોર હોય એમ માનવામા આવે છે.

## ( ૨ )
## પીંગળ ભદુઓ.

ગત પ્રકરણની ઘટના અનુસાર આઝી ભદુઆની ઘોડી નીરૂફરી, જે તેની સ્ત્રીએ લંગાને દાનમાં આપી હતી, તે ઘોડી નીરૂફરીના વંશની એક વછેરી, એ લંગાના વંશમાંજ હતી. લંગો તો ગમે તેમ તોયે માંગણ જાત રહ્યો, એટલે નીરૂફરીની વછેરીને રોજ અનજરના તલમાં ચરવાને છૂટી મૂકી દે ઘોડી આખો દિવસ તલમાં ચરે, પીએ, અને સાંજે લંગાને ઘેર ચાલી જાય. ગઢ કાછામાં હવે પીંગળ ભદુઆની હાક પણ એવી જામી ગઇ હતી, કે કોઈ કોઈનું પડયું પચાવે નહિ. કોઇનું રેઢું ઘોડું, કે ચોપું કોઇથી લઇ શકાય નહિ. આ કારણથી નીરૂફરીની વછેરીનો લંગાને ચિંતા ન હતી.

એક દિવસ એ નીરૂફરી ઘોડીની વછેરી તલ* ઉપર ચરી રહી હતી એ વખતે પીંગળ ભદુઆની ખાસ સવારીનો પાણીપંથો ઘોડો, અકસ્માત તબેલામાંથી છૂટો થઇને, તલ ઉપર આવી ચડયો. આજુ બાજુમાં કોઇપણ ન હોવાથી, નીરૂફરીની વછેરીને પીંગળ ભદુઆના ઘોડાથી ગર્ભ રહી ગયો, ઘોડીનો માલીક લંગો તેની કોઇક વખતેજ સંભાળ લેતો હોવાથી, આ વાત તેના લક્ષ બહારજ રહી ગઈ.

હવે એક વખતે એવું બન્યું, કે એ ઘોડી જ્યાં તલમાં ચરતી હતી, ત્યાંજ તેણે ઠાણ આપ્યું. અને તેજ વખતે દૂરથી જંગલી ખરનું એક મોટું ટોળું જે તલ પર પાણી પીવાને દોડતું આવતું હતું, તેને જોઇને આ તેજદાર ઘોડી એકદમ ચમકી. અને બચ્ચાને જમીન પરજ પડયું રહેવા દઇને, તે દૂર નીકળી ગઇ.

આ ખરના ટોળામાં એક ખરી[1] હતી. તેણે પણ તેજ દિવસે ઠાણ આપ્યું હતું. પણ એ ટોળામાંના એક મારકી[2] ખરે તેના બચ્ચાને મારી નાખ્યું હતું. ખરનું ટોળું તલની નજદીક આવી પહોંચતાંજ મેલી ખરી, નીરૂફરીના વછેરાને પોતાનું બચ્ચું સમજીને તેની પાસે ઉભી રહી. ખરનું ટોળું પાણી પીને ચરવા લાગ્યું. પણ આ ખરી તો જ્યાં ઉભી હતી, ત્યાંજ ઉભી રહી અને તે નીરૂફરીના વછેરાને

---

* તલ=જ્યા બારે માસ પાણી અને ઘાસ રહેતું હોય એવી જગા.

૧ ખરી=ખરની માદા. ૨ મારકી=બીજાઓને મારી નાખે તેવા.

પોતાનું બચ્ચું સમજી ધવડાવવા લાગી. થોડીજ વારમાંજ વછેરો શકિતવાન થયો, અને જ્યારે ખરનું ટોળું પાછું જવા લાગ્યું, ત્યારે તે પણ પેલી ખરી સાથે ચાલતો થયો.

એ વછેરો ત્યારપછી ખરના ટોળામાંજ ફરવા લાગ્યો અને દિવસે દિવસે મોટો થવા લાગ્યો નીરૂફરી જેવી દેવી શકિતવાળી ઘોડીના વંશમાં પીંગળ ભદુઆના તેજસ્વી અશ્વથી ઉત્પન્ન થએલો એ વછેરો જરા મોટો થયો, ત્યાં તો તેનામાં કંઇ અજબ જેવી શકિત આવી ગઈ હતી. આંખના એકજ પલકારામાં તે કયાંનો કયાં નીકળી જાય, એવી અપૂર્વ તેની ઝડપ હતી ખરના ટોળામાં તે એક રાજાની માફક સૌથી આગળ ચાલતો, અને આખું ટોળું તેની પછવાડે ચાલતું.

આગળ ચાલતાં ગઢકાછાના એક લોધીને[1] ખબર પડી, કે એક ખરનું ટોળું અવાર નવાર તલ ઉપર પાણી પીવાને આવે છે તેણે વિચાર્યું કે એ ટોળામાંના બે ચાર ઉંચી કિસમના ખરોને પકડીને જો પીંગળ ભદુઆને નજરાણું કર્યું હોય, તો સારૂં ઇનામ મળે એમ વિચારી તે બે ચાર શિકારીઓ સાથે પેલા ખરોને પકડવાને તલ ઉપર ગયો. અને ત્યાં ફાંસલો[2] ગોઠવીને તે બધા સંતાઇને બેઠા.

જ્યારે ખરનું ટોળું પાણી પીવાને આવ્યું, ત્યારે સૌથી પહેલો નીરૂફરીનો વછેરો કંઈ અનુપમ છટાથી ચાલ્યો આવતો હતો. ફાંસલાને જોઇને ખરનું ટોળું બીજે રસ્તે ચાલવા લાગ્યું. પણ આ વછેરાએ તો એવી છલંગ મારી, કે તે એક ક્ષણમાંજ જાણે પખીની માફક ફાંસલો કુદાવીને બીજી તરફ પડયો શિકારીઓએ વિચાર્યું કે આ ફાસલો ઠેકી જનાર ખર નહિ, પણ કોઇ ઉમદા વંશનો અશ્વ હોવો જોઇએ કેમકે તે ખર હોય, તો તેની આવી બ્લાંગ[3] હોઈ શકે નહિ જો આવો ઘોડો, કોઈ કુશળ સવારની રાહેઠળ હોય, તો તે શું ન કરે? આમ વિચાર કરી, તેમણે તેને પકડવાને ઘણી તજવીજ કરી, પણ એ વાયુને વીટનો વછેરો કોઈપણ ઉપાયે તેમના હાથમાં આવે એવો સંભવ જણાયો નહિ તેમણે વિચાર્યું, કે એ વછેરાના માત્ર સમાચાર પણ જો આપણે પીંગળ ભદુઆને આપીશું,

---

૧ લોધી=શિકારી. ૨ ફાસલો=ફાસી ૩ બ્લાગ=ફાળ

તોપણ આપણને સારૂં ઇનામ મળશે. આથી તેઓ દરબારમાં ગયા, અને પેલા વછેરાની સઘળી હકીકત પીંગળ ભદુઆને જણાવીને કહ્યું, કે જો આવો વછેરો આપના હાથમાં આવે, તો આપનું નામ મુલ્કે મુલ્કમાં પંકાઈ જાય. અનેક ઇલાજો લેવા છતાં તે કોઇરીતે અમારા હાથમાંજ આવતો નથી.

દુહો—અસીં વિંઝીં જિત, ખોડીયું કાઠ ખરેં લા,
તાણ ઠેકી તિત, ઊંનું ગિડી અચ્છ પીએ.

ભાવાર્થ—અમે ખરોને પકડવાને જ્યારે ફાંસલો નાખીએ છીએ, ત્યારે એ ઘોડો તેને કૂદાવી જઇને ઉંડા પાણીમાં જઇને પાણી પીએ છે. પણ તે અમારા હાથમાં આવતો નથી.

વછેરાના અત્યંત વખાણ સાંભળીને, તેને પ્રાપ્ત કરવાની પીંગળ ભદુઆને તાલાવેલી લાગી. એને પકડવાને સઘળો સરંજામ તૈયાર કરી, અનજરના તલ ઉપર મોટી મોટી ફાંસીઓ ગોઠવીને તે પણ બીજે દિવસે ત્યાં પહોંચી ગયો. અને એક અશફીલાના[1] ઝાડ ઉપર બીજા શિકારીઓ સાથે ચઢી બેઠો. પેલો વછેરો દરરોજ એ ઝાડ નીચે જરાવાર વિશ્રાંતિ લેવાને ઊભો રહેતો હોવાથી, તે ઝાડ પરથી તેને બરાબર જોઇ શકાશે એમ વિચારી, સઘળાએ તે ઝાડ ઉપરજ પોતાનું સ્થાન લીધેલું હતું.

બરાબર મધ્યાહ્નનો સમય થયો, ત્યાં ખરનું ટોળું અનજરના તલ ઉપર પાણી પીવાને આવતું દેખાયું. ટોળાને મોખરે એજ વછેરો જાણે લશ્કરનો સરદાર હોય, તેવી છટાથી ચાલ્યો આવતો હતો. એની ચાલ, એના શરીરનો દેખાવ, અને એની છટા જોઇને, પીંગળ ભદુઆએ પોતાના મન સાથે નિશ્ચય કરી લીધો, કે આ ઘોડો તો રાજદરબારનેજ લાયક છે. માટે કોઇપણ પ્રકારે તેને મેળવવોજ. તે આમ વિચાર કરે છે, એટલામાં તો ખરનું ટોળું નજદીક આવી પહોંચ્યું. આજ તલની ચારે બાજુ ફાંસલા ગોઠવેલા હોવાથી, કેટલાક ખર તે જોઇને ઉભા રહી ગયા, કેટલાક બીજે રસ્તે ચાલ્યા, અને એક-બે ફસાઈ પણ ગયા. પણ આ વછેરો તો જેમ

[1] કોઈ ઝાડનું નામ હોવું જોઇએ.

કમાનમાંથી તીર છૂટે, તેમ ત્યાંથી કૂદીને પાણીમાં જઈ પડ્યો. ત્યાં પેટ ભરી પાણી પીને, પાછો એજ રીતે આ તરફ કૂદી આવ્યો. ઘોડાની આવી અતૂલ ઉડ્ડુન-શક્તિ જોઇને, પીંગળ ભડુઓ તેના પર આફ્રીન થઇ ગયો, અને તેને કઈ યુક્તિથી કબજામાં લેવો તેનો વિચાર કરવા લાગ્યો.

વછેરો પોતાના હંમેશના નિયમ મુજબ જે ઝાડ પર પીંગળ ભડુઓ ચડી બેઠો હતો, તેની નીચે આવીને ઉભો રહ્યો. એ અનુપમ અશ્વને નજદીકમાંજ આવી ઉભેલો જોઇને, પીંગળ ભડુઆના મનમાં અનેક વિચારોની ઘટમાળા ચાલવા લાગી. તેને વિચાર થયો કે આવી સુંદર તક ફરીથી હાથમાં આવવી મુશ્કેલ છે. ઘોડાને જોઇ તેનું હૈયું હાથમાં રહ્યું નહિ. તે પેલા ઝાડની ઉંચી ડાળીઓ પરથી વધુને વધુ નીચી ડાળીઓ પર ઉતરવા લાગ્યો. ઘોડો પાંદડાના ખડખડાટથી પણ ભડકી જતો હોવાથી એક પાંદડું પણ ખડખડે નહિ, એવી કાળજીથી તે છેક નીચામાં નીચી ડાળી પર ઉતરી આવ્યો. ઘોડો હવે બહુ દૂર રહ્યો ન હતો; પીંગળ ભડુઆએ કોઇ પણ ભોગે તેને પ્રાપ્ત કરવાનો નિશ્ચય કરી લીધો હતો. નીચામાં નીચી ડાળી પકડી, બરાબર ઘોડા પર નિશાન માંડી, તેણે હળવે રહીને તેના પર એકદમ ઝુકાવી દીધું. કોઈ દિવસ નહિ, ને આજે પીઠ પર વજન આવી પડવાથી, ઘોડાના શરીરમાં જાણે વીજળી આવી ગઇ. તે એકદમ છલંગો ભરતો વાયુના ગોળાની પેઠે નાસવા લાગ્યો. ખાડા-ખાંચા, ઊંચાણુ-નીચાણુ કે ડુંગરા-ટેકરા કંઇ પણ જોયા વગર તે એકજ શ્વાસે આગળને આગળ વધવા લાગ્યો. આ વખતે જો બીજો કોઇ સવાર હોત, તો આ ઘોડાની અપાર ઝડપથી તેના પરથી ઉડી જઇને ક્યાંક છૂંદાઇ ગયો હોત. પણ પીંગળ ભડુઓ તો અશ્વ-સવારીમાં એક્કો હતો. આજ સુધીમાં તે અનેક અશ્વો પર ચડ્યો હતો; પણ આજનો અનુભવ તેણે કોઇ દિવસ પણ મેળવ્યો ન હતો. તે કેશવાળી પકડીને અશ્વની પીઠ પર જાણે ચોંટીજ ગયો હતો-લપેટાઇ ગયો હતો ઘોડો તો એકજ ગતિએ ઉછળતો જાણે હવામાંજ ઉડી રહ્યો હતો.

સાંજ થઇ, રાત્રિ પડી, પણ ઘોડાની ગતિમાં હજુ ફેર પડ્યો ન હતો. જ્યારે છેક પરોઢ થવા આવી ત્યારે તે થાક્યો, અને

શ્રમિત થઇને એક ઠેકાણે ઉભો રહ્યો. ઘોડો ઉભો રહ્યો છતાં પીંગળ ભદુઆનું મસ્તક હજુ ચક્કર ચક્કર ફર્યા કરતું હતું. કયો સમય અને કયું સ્થાન છે તેનું તેને ભાન ન રહ્યું. તેના પગ જાણે ઘોડાની પીઠ પર જડાઇ ગયા હતા. કેટલીએ વાર તે જરા પણ હાલ્યા ચાલ્યા વગર તેના પર સ્થિર બેસી રહ્યો. છેક અજવાળું થતાં તેનું મગજ કંઇકિ શાન્ત થયું. ઘોડાપરથી ઉતરી તેની કેશવાળી પકડી, તેણે જરા વિશ્રાન્તિ લીધી. અને વળી પાછો સવાર થઇ તે ઘોડાને ખલકારતો, અને પંપાળતો ધીમે પગલે આગળ ચલાવવા લાગ્યો.

પીંગળ ભદુઓ જાણતો ન હતો, કે ઘોડો તેને કયાં લઇ આવેલો છે. જે ભાદ્રામા સરદારો પર પીંગળ ભદુઆએ અથાગ જુલ્મો ગુજાર્યો હતા, જેની અનેક આથો તેણે વાળી લીધી હતી, અને જેના અસંખ્ય માણસો તેણે મારી લીધા હતા તે ભાદ્રામાની વાંઢમાં આજે તે એકલોજ આવી ચડ્યો હતો.

દુહો—જોર કરેને જિત, પીંગર પગ રખેઓ;
ખણી આવેઓ ઉત, વિધેં વેરીએં વિચમેં.

ભાવાર્થ—પીંગળ ભદુઆએ જેવો ઘોડા ઉપર પગ મૂકયો, તેવો જ તે ઉપડ્યો. અને વેરીઓની વચમાં લાવી મૂકયો.

પીંગળ ભદુઓ થોડુંક આગળ ચાલ્યો, એટલામાં તેની દૃષ્ટિ વાછરડાં ચારી રહેલ એક છોકરા પર પડી. આ છોકરો અન્ય કોઇ નહિ, પરંતુ ભાદ્રામાનો ચાકર મોલ ગાભારીઓ હતો. તેના પર નજર પડતાંજ પીંગળ ભદુઓ ચમકી ગયો. છતાં પૂરી ખાતરી કરવાના ઇરાદાથી તેણે મોલ પાસે જઇને તેને પૂછ્યું.

દુહો—કે-કીં ખોટ ખીરજી, કે ખુટી વઈ છાય;
હેડેં નીલેં ઘાંય, ગાભાર ગાભા ડૂબરા.

ભાવાર્થ—કાં તો તમોને દૂધની ખોટ છે, અથવા તો છાશની તાણ છે, નહિ તો જ્યાં આવાં હરિયાળાં ઘાસ હોય, ત્યાંનાં વાછરડાં આવાં દુબળાં કેમ હોય ?

પીંગળ ભદુઆના પ્રશ્નનો ઉત્તર આપતાં મોલ ગાભારીઓ બોલ્યોઃ—

દુહો—નં-કી ખોટ ખીરજી, નં-કી ખુટી છાય;
ઇની સંધી માંય, પીંગર હઇયું પાણસેં.

ભાવાર્થ—અમોને દૂધની ખોટ નથી, તેમ છાશની પણ તાણ નથી. પણ એ વાછરડાંઓની માતાને પીંગળ ભદુઓ દરી ગએલો હોવાથી તે આવાં દુબળાં પડી ગયાં છે.

ગાભારીઆનાં આ વચનો સાંભળીને, પીંગળના મનની શંકા દૃઢ થઇ ગઇ. અને આ તરફ ગાભારીઆને પણ પીંગળનો ચહેરો જોઇને વહેમ પડવાથી તે બોલ્યો:—

દુહો—અલાંણેયો-અણુકસ્યો, અણઘડ઼ ઘોડ઼ો હેઠ;
તૉજી તૅડ઼ી ડેઠ, જૅડ઼ી પીગર ભદુએ.

ભાવાર્થ—જેના પર કોઇએ સવારી કરેલ નથી, એવો અણુકસેલ અને અણઘડ તમારો અશ્વ છે. પરંતુ તમારો દેખાવ પીંગળ ભદુઆના જેવોજ જોવામાં આવે છે.

આ સાંભળીને પીંગળ ભદુઆએ વિચાર કર્યો, કે માર્યા! આ દુશ્મનના માણસે તો ઓળખી લીધો! હવે કંઇક યુક્તિ કરૂં, એમ વિચારીને તે બોલ્યો:—

દુહો—પીંગર પિંજાએં ચડ઼ે, બધે સત હથિયાર,
કીંય ભુલેં ગાભાર! પીંગર કિત હિન પટ મેં?

ભાવાર્થ—પીંગળ તો પચાસ ઘોડેસ્વારો વગર ચડતો નથી. અને સાત સાત હથિયાર બાંધે છે. તો પછી હે ગાભારીઆ! તું ભૂલે છે કેમ? આ જમીનમાં પીંગળ ક્યાંથી હોય?

ગાભારીઓ કહે તમે ગમે તેમ કહો, પણ પીંગળ ભદુઆ તો તમે પોતેજ છો. પીંગળે વિચાર્યું કે ભુંડી થઇ! હવે આ માણસ ભાદ્રામા પાસે વાત કરવા વગર રહેશે નહિ, અને ભાદ્રામા મને જીવતો જવા દેશે નહિ. માટે આ ગાભારીઆનેજ અહીં કાપી નાંખુ, તો હુકે પતે એમ વિચારી તેણે પોતાનો હાથ તલ્વારની મૂઠ પર મૂક્યો.

પીંગળના મનની ભાવના ગાભારીઓ સમજી ગયો. તે બોલ્યો.

દુહો—હકલ સુણુંધા હિકડી, ત હાજર થીંધા હજાર,
ભાદ્રામા સરદાર, પીંગર અજ વરંધા પુજી.

ભાવાર્થ—મારી એકજ હાકલ સાંભળતા હજારો ભાદ્રામા સરદારો હાજર થઈ જશે અને તે આજે તમને પહોચી વળશે.

આ સાંભળીને પીંગળ નરમ પડયો. તેણે વિચાર્યું, કે દુશ્મનોના પંજામાંથી છટકવા માટે હવે કોઇ નવો રસ્તો શોધવો જોઇએ. તેથી તેણે હવે શું કરવું, એ બાબતમાં મોભ ગાભારીઆની સલાહ લેવા માંડી.

પીંગળને નમેલો જોઇને મોભ બોલ્યો:—

દુહો—વેં તિડાં તું ભદુઆ, જિત નારીં ખુતી લો,
માંજુ મેમાણેંજા, વઠા ખમે તો ડો.

ભાવાર્થ—હે પીંગળ ભદુઆ, જ્યા લોઢાની નાળો ખૂતી છે, ત્યાં તું જા. એ માજુ ભાદ્રામનું મકાન છે. અને માંજુ ભાદ્રામ પોતાના મેમાનોના મોટા મોટા દોષો પણ સહન કરે તેવો છે.

ગાભારીઆની વાત સાંભળીને પીંગળના મનનું સમાધાન થયું નહિ. તેણે વિચાર્યું, કે જેને મેં પાયમાલ કરી નાખ્યો છ, તે માંજુ ભાદ્રામના હાથમાં જો હું આવી જાઉં, તો તે મને કોઇપણ રીતે છોડે તેમ નથી. એમ ધારી તેણે કોઇ બીજો રસ્તો બતાવવા મોભને કહ્યું

માંજુની ઔદાર્ય-વૃત્તિથી મોભ અજ્ઞાન ન હતો. તેણે ખાતરી આપી, કે માંજુ ભાદ્રામ પોતાને ઘેર ચાલી આવેલા દુશ્મન ઉપર પણ કદી ઘા કરે તેમ નથી. માટે સઘળો સંદેહ છોડી દઇને, તમે માંજુ ભાદ્રામની મહેમાની ચાખી જુઓ.

પીંગળનું મન હજુ ડગમગતું જોઇને, મોભ પોતે તેની સાથે જવા તૈયાર થયો.

મોભ અને પીંગળ બને માંજુ ભાદ્રામને ત્યાં જવા ચાલતા થયા. માંજુ ભાદ્રામ ખરેખર એક ઔદાર્યની મૂર્તિ સમાન હતો. પીગળને દૂરથી જોતાંજ તેણે તેને ઓળખી લીધો. તેને પોતાને ત્યાં ચાલી આવતો જોઇને, માંજુ ભાદ્રામના અંતરમાં હર્ષનો ઉભરો

આવી ગયો. તે ત્યાંથી ઊઠીને તેમની સામે ગયો, અને પોતાના એક વખતના કટ્ટા શત્રુને ઉલટભેર ભેટી પડ્યો

માંજુ ભાદ્રામની અનહદ નિખાલસતા જોઇને પીંગળ અત્યંત આનંદિત થયો ભાદ્રામા પર જુલમ ગુજારવા માટે તે પોતાના મનમાં શરમાવા લાગ્યો.

બંને જણ અઈ–ગુજરી ભૂલી જઇને ખુલ્લા હૃદયે વાર્તાલાપ કરવા લાગ્યા

તે દિવસથી પીંગળ ભદુઓ માંજુ ભાદ્રામનો મહેમાન બનીને રહેવા લાગ્યો.

બીજે દિવસે પીંગળ ભદુઆનો ખવાસ કાજળીયો પણ ઘોડાના પગ લેતો લેતો અહીં આવી પહોંચ્યો.

---

## (૩)
## કોર કુમારી.

દશેરાનો દિવસ હતો. સલભાણનો સત્તાધીશ કેરભાટ પોતાના કીમતી માલે અસબાબ અને લશ્કરી સરંજામના દમામથી સવારીએ ચઢ્યો હતો સલભાણનો ધણી જ્યારે સવારીમાં ચઢતો, ત્યારે તેનું પાળેલુ ગરૂડપક્ષી પોતાની વિશાળ પાંખો વડે એના પર છાયા કરતું ઉડતું હતું એ રીતે આજ પણ આ ગરૂડ રૂપી છત્રધારીની છાયા હેઠળ સલભાણનો સ્વામિ ઘોડેસ્વાર બનીને ચાલ્યો આવતો હતો. ચાલતાં ચાલતાં તેની સવારી માંજુ ભાદ્રામના રહેઠાણ પાસે આવી પહોંચી અહીં તમામ સવારી જરા વાર ઊભી રહી લંગાઓ શરણાઈમા જુદી જુદી ઉસ્તાદી ચીજો ગાવામા ગુલતાન બની ગયા હતા કેર ભાટ આ મધુર સંગીત શ્રવણ કરવામાં તલ્લીન બની ગયો હતો. સવારી ઉભી રહેવાથી આકાશમાં ઉડતું પેલુ ગરૂડ પક્ષી પણ પોતાના માલીક ઉપર છાયા કરતું આસ્માનમા સ્થિર થઇ ગયુ હતુ આ વખતે એક અજબ ઘટના ઘટી

માંજુ ભાદ્રામની સાળી કોર જેનું સગપણ આજી ભદુઆના વંશવાળા પીંગળ ભદુઆ જોડે થયું હતું, તે આ વખતે પોતાના

સ્નાનાગારમાં સ્નાન કરી રહી હતી! સ્નાનાગાર, ઉપરથી ખુલ્લું હોવાને લીધે કોરની નજર આકાશમાં ઉંચે ઉડતા ગરૂડ પક્ષી પર પડી. ગરૂડને જોઈને તેને શંકા પડી, કે કદાચ આ પક્ષી મારા પર ચરક નાખશે, તો મારૂં સ્વચ્છ શરીર અસ્વચ્છ બની જશે કોર ધનુર્વિદ્યામાં અત્યંત કુશળ હતી. ધારેલું નિશાન તે ભાગ્યેજ ચૂકતી તેણે તરતજ બહાર ઉભેલી દાસીને પોતાનાં તીર-કમાન લાવવા આજ્ઞા કરી દીધી. દાસીએ ધનુષ્ય તથા બાણ લાવીને કોર-ના હાથમાં મૂકયાં. કોરએ તીર ચડાવી કસીસ ભરી.* અને બાણ-ને આકાશમાં ઉડી રહેલા પેલા ગરૂડ પક્ષી પર છોડી દીધું. કોરની ચીંધ જવલ્લેજ નિષ્ફળ જતી. તેના બાણે ગરૂડ પક્ષીને વીંધી નાંખ્યું. ગરૂડ ધબ! દઇને કેરભાટની નજદીકમાંજ તેના ઘોડા પાસે આવીને પડયું.

દુહો—ગરૂડ કરે છાંયડો, ચડેયો કેર રા;
કોર તીર છડેઓ, પેએ આવી ધરા.

ભાવાર્થ—ગરૂડ જેના પર છાંયડો કરે છે એવો કેર રા સવારી-માં ચડયો, અને ગરૂડને કોરનું તીર વાગવાથી તે જમીન પર આ-વીને પડયું.

પોતાના માનીતા પંખીને તીર વડે વીંધાયલું જોઇને, કેર ભાટની આંખ ફાટી ગઈ એ નિર્દોષ પંખી પર તીરનો ઘા કરનાર કોણ છે, તેની તરત તપાસ કરવા તેણે પોતાના માણસોને હુકમ કર્યો. સવારીમાંના કેટલાક માણસો કોરની તીરંદાજીથી વાકેફ હતા. તેમણે કહ્યું, આ ગરૂડ પર ઘા કરનાર બીજું કોઈ નહિ, પણ કોર જ હોવી જોઇએ.

"એ કોર કોણ છે?" સલભાણના ધણીએ પૂછ્યું.

'નામદાર! એ બીજી કોઈ નહિ, પરંતુ આપના માનીતા મિત્ર માંજી ભાદામની સાળી છે" તેમણે પ્રત્યુત્તર આપતાં જણાવ્યું.

"પરણી છે?'

"હજુ કુમારી છે પરંતુ ધનુર્વિદ્યામાં આપણા મોટા મોટા

---

* ધનુષ્ય પર બાણ ચડાવી તેને એંચવું તે

નિશાનબાજોને આંટી જાય એવી કુશળ, અને અપ્સરાઓને શરમાવે એવી સૌન્દર્યવાન છે."

કોરૂની પ્રશંસા સાંભળીને, કેર ભાટના મનમાં મોહ જાગ્યો. તેણે વિચાર કર્યો, કે આવું કૌશલ્ય ધરાવતી કન્યા સાથે લગ્ન કર્યાં હોય, તો તેના પેટે જે કુમાર થાય તે કુળને અજવાળે એવો શૂરવીર થાય તેમાં શંકા નહિ. કેર ભાટે મનમાને મનમાં કોરૂ સાથે પોતાનાં લગ્ન કરવાનો નિરધાર કરી લીધો.

સવારીમાંથી પાછા ફરીને, તેણે તરતજ માંજુ ભાદ્રામ પાસે કોરૂના હસ્તની માગણી કરી. માંજુએ કોરૂનું સગપણ થઈ ગએલું હોવાથી પોતાની લાચારી બતાવી અને તેના અપરાધની ક્ષમા માગી. પણ સલસાણુનો સ્વામિ એમ સ્હેજમાં સમજે તેમ ન હતું. કોરૂ જેવી કુશળ તીરંદાજ કન્યાને પરણવા તેને હવે તાલાવેલી લાગી હતી. તેણે છેલ્લો હુકમ સંભળાવી દીધો, કે કાં તો કોરૂનાં મારી સાથે લગ્ન કરો, અથવા હમણાં ને હમણાં મારો મુલક છોડીને ચાલતા થાઓ.

કેર ભાટનો ભયંકર નિર્ણય સાંભળીને, માંજુ ભાદ્રામ મુંઝવણમાં પડ્યો. તેણે ઘેર આવી, પોતાના ભાયાત મગળા ભાદ્રામાને ભેળા કર્યા; અને હવે શું કરવું તેની સલાહ માગી.

મુશ્કેલીની વાત તો એ હતી, કે એક તરફ કોરૂ અને પીંગળ ભદુઆનાં લગ્નનો દિવસ પણ નિશ્ચિત થઈ ગયો હતો, જ્યારે બીજી તરફ સલસાણુનો ધણી કોરૂને વરવા માટે માંજુ ભાદ્રામને મુંઝવી રહ્યો હતો આ વખતે પીંગળ ભદુઓ પોતે તો અહીં હાજર ન હતો, પણ તે પોતાની પાછળ પોતાના ચાકર કાજળીઆ ખવાસને રોકી ગએલો હોવાથી, આ વસ્તુસ્થિતિની જો તેને જાણ થાય, તો વળી પીંગળ ભદુઆ સાથે નવી સવી દુશ્મનાવટ ઉભી કરવા સિવાય ચાલે તેમ ન હતું ભાદ્રામા વીરોની સ્થિતિ હમણાં સૂડી વચ્ચે આવેલી સોપારી જેવી થઈ પડી હતી એક બાજુ પીંગળ ભદુઆની તલ્વાર ઝઝુમી રહી હતી, અને બીજી બાજુ કેર ભાટનું દબાણ તેમને દબાવી રહ્યું હતું આ ધર્મસંકટમાંથી સહીસલામત રસ્તો શી રીતે શોધવો તે કોઈને સૂઝ્યું નહિ. તો પણ

કેટલીક ચર્ચા પછી આખરે સૌએ નિર્ણય કર્યો, કે પીંગળ ભદુઆનું વેર સાંધવા જતાં સલભાણના સ્વામિ સાથેની શત્રુતા ભારે પડી જાય તેમ હોવાથી, કોરૂ કુમારીનો હસ્ત કેરભાટને સુપરત કરવો, એમાંજ સૌની સલામતી સમાયલી છે. આ નિર્ણય તેમણે સલભાણપતિને જણાવી દીધો. ભાદ્રામા સરદારોને આમ નમી પડેલા જોઇને, કેર ભાટના આનંદનો પાર રહ્યો નહિ. બસ, તેજ દિવસથી કોરૂ કુમારીના લગ્ન-સમારંભની ભવ્ય તૈયારીઓ ચાલવા લાગી.

આ સમાચાર જ્યારે કોરૂના કર્ણપટ પર પડ્યા ત્યારે તેના હૃદયમાં અત્યંત દુઃખ થયું. તે પોતે તો તન-મનથી પીંગળ ભદુઆનેજ વરી ચૂકેલી હતી. આ તરફ લગ્નનો સમય વધુ ને વધુ નજીક આવતો જતો હોવાથી, કોરૂનું મન મુંઝાવા લાગ્યું. જેની પાસે તે પોતાનું ઉભરાતું અંતર ઠાલવી શકે, એવો અહીં એકજ માણસ હતો, અને તે પીંગળ ભદુઆનો ખવાસ કાજળીયો. આથી લગ્નના આગલા દિવસે તેણે કાજળીયા ખવાસને બોલાવ્યો, અને પોતાના અંતરની વાત તેની આગળ રજુ કરી. કાજળીયાના મનમાં પણ આ વાત કાંટાની પેઠે ખટકી રહી હતી. ત્યાં તો કોરૂને જાતેજ તેની સલાહ લેતી જોઇને, તેને અત્યંત હર્ષ થયો. બન્ને જણાએ આજ રાત્રિના સમયે અહીંથી ગુપ્ત રીતે ઉપડી જવાનો નિશ્ચય કરી લીધો.

આવી ગોઠવણ ઉતારી કોરૂએ તેજ વખતે પોતાની મુસાફરી પૂરતી તાત્કાલિક તૈયારી કરી લીધી.

રાત્રિ પડી જ્યારે અર્ધરાત્રિ વ્યતિત થઈ ગઈ, અને સૌ કોઈ નિદ્રાદેવીના સુખમય અંકને શરણે પડ્યાં, ત્યારે કોરૂ કુમારી પોતાની એક વિશ્વાસુ દાસી સાથે પુરૂષ-વેશ ધારણ કરીને કાળી રાત્રિને ચીરતી બહાર નીકળી પડી

થોડીજ વારમાં તેઓ નિશ્ચિત સ્થળે આવી પહોંચ્યાં અહીં કાજળીઓ ખવાસ ભાદ્રામાની સાંઢણીઓના ટોળામાંથી બે ઝડપી ગતિવાળી સાંઢણીઓ લઇને હાજર થઈ ચૂકયો હતો.

કોરૂ કુમારી આવી પહોચતાંજ એકે સાંઢણી પર કાજળીઓ ખવાસ અને બીજી સાંઢણી પર કોરૂ અને તેની દાસી સવાર થઈ ગયાં. પવનવેગી સાંઢણીઓ તેજ ક્ષણે કંઈ અજબ ઝડપે ઉપડી ચૂકી.

---

## (૪)

## અછીયો પંવાર.

હવે હકીકત એમ બની હતી, કે કાજળીઆ ખવાસે બને સાંઢણીઓના એક પગનો ગૂડા બાધીને તેમને જમીન પર બેસાડી રાખી હતી પરંતુ કોરૂ કુમારી આવી પહોચતા તે એટલા ઉત્સાહમા આવી ગયો, કે સાંઢણીઓના ગૂડા બાધેલા છે કે નહિ, તેનુ તેને ભાન રહ્યુ નહિ ત્રણે જણા ઉતાવળમા ને ઉતાવળમા સાંઢણીઓ પર ચડી બેઠા, અને વાયુ-પુત્રી સમી સાંઢણીઓ ત્રણ પગેજ રસ્તો કાપવા લાગી.

આખી રાત આમ ત્રણ-પગી સાંઢણીઓ પર વીતાવીને, જ્યારે પ્રભાતના સમયે એક સાંઢણીએ ગોથુ ખાધુ, ત્યારેજ કાજળીઆ ખવાસની આંખ ઉઘડી, અને તેને પોતાની ભૂલ સમજાઇ. ત્રણ પગે હોવા છતાં એકજ ઝડપે રસ્તો કાપતી સાંઢણીઓને જોઇને, સૌ આશ્ચર્ય-મુગ્ધ બની ગયા. તરતજ સાંઢણીઓને ઝુકાવવામા આવી, અને કોરૂએ પોતાની તીક્ષ્ણ તલવાર વડે તેમના ગૂડાના બધ કાપીને, તેમને મુક્ત કરી બિચારા અબોલા પ્રાણીઓએ એક છુટકારાનો દમ મૂક્યો

સવારનું અજવાળું થયુ છતાં તેઓ કયાં આવી પહોચ્યા હતા, તેનું કોઇને ભાન ન હતુ આ કારણથી ખરો રસ્તો શોધવાની અત્યત આવશ્યકતા હોવા છતા આજુબાજુમા કોઈપણ મનુષ્ય પ્રાણી દૃષ્ટિગોચર થતુ ન હોવાથી, આ ત્રણે જણ હવે શુ કરવુ તેનો વિચાર કરતા ઉભા રહ્યા.

થોડેક દૂર ઘેટા બકરાંનું એક ટોળુ ડુંગરામા ચરતું તેમની નજરે પડયુ ત્યાં જરૂર કોઇક માણસ હશે એમ ધારી, તેને રસ્તો

પૂછવાના ઇરાદાથી આ ત્રણે જણાં પોતાની સાંઢણીઓ સહીત તે તરફ ચાલવા લાગ્યાં.

ઘેટાં બકરાંના ટોળાને ચારનાર અછીયો પંવાર[૧] હતો. આ અછીયો પંવાર પણ એક અજબ મૂર્તિ હતો. એના નામની આસપાસના પ્રદેશમાં હાક વાગતી. રાક્ષસ જેવો તે બળવાન હતો. એના જેવો જોરાવર પુરૂષ કયાં શોધ્યો જડે તેમ ન હતું. છતાં ઘણાએક બળવાનોની માફક આ અછીયો પંવાર પણ જરા બીકણ હતો. સામેથી આવતી સાંઢણીઓ અને માનવ વ્યક્તિઓને જોઇને, તેના નિર્બળ હૃદયમા ધાસ્તી પેઠી. તરતજ તેણે પોતાનો મોટો ચોફાળ જમીન પર પાથર્યો. અને બધાં ઘેટાં-બકરાને તે ચોફાળમાં નાખીને, તેને ખભે ઉપાડી આગળ ચાલવા લાગ્યો. થોડીજ વારમાં તે જ્યાં સાંઢણીઓ ન આવી શકે એવી એક ખીણમાં જઈ પહોંચ્યો, અને ચોફાળમાંથી પેલાં જાનવરોને બહાર કાઢીને ત્યાં તેમને નિરાંતે ચારવા લાગ્યો.

અછીયા પંવારનું અનહદ બળ જોઇને, કાજળીઓ ખવાસ અને કોરૂ કુમારી વગેરે સૌ અજબ થયાં. સાંઢણીઓ હવે અછીયા પંવાર પાસે પહોંચી શકે તેમ ન હોવાથી, કોરૂ પોતે અછીયા પંવારને રસ્તો પૂછવા માટે તેના તરફ ચાલવા લાગી પરંતુ જ્યારે તે તેની નજદીક આવી પહોંચી, ત્યારે એક કાંટાળા ઝાડની ડાળી તેના મસ્તક પરની પાઘડીમાં અટકવાથી પાઘડી જમીન પર પડી ગઈ. અને કાળા નાગ જેવા તેના શ્યામ બાલ છુટા થઇ જતાં, તે તેના પગોમાં આવીને પડ્યા. આ જોઇને અછીયો પંવાર જાણે એકદમ ઊંઘમાંથી ઝબકીને જાગ્યો હોય તેવો દેખાયો. અત્યાર લગી ભયથી થરથરતા તેના હૃદયમાં હિંમત આવી ગઈ. તેને ખાતરી થઈ, કે આગંતુક વ્યક્તિ પુરૂષ નહિ, પણ એક સ્ત્રીજ છે. અછીયો પંવાર જેવો શરીરે મજબુત હતો, તેવો બુદ્ધિનો પણ જાડો હતો. તેણે વિચાર્યું, કે આ અપ્સરા જેવી ઓરત જરૂર મારા પર મોહી પડીને મને પરણવા માટેજ આવે છે આમ વિચારી તે ખુંખારો ખાઇને, જરા સ્વસ્થ બની બેઠો, અને બોલ્યો:—

---

૧ પંવાર=ઘેટાં બકરાં ચારનાર.

દુહો—સામી આવઇ સુંદર, અછીયે ડીયાં અપછરા,
મું તેં કરીએ મેર, ત કરીયું ગુજન્યું ગાલીયું.

ભાવાર્થ—આ સુંદર સ્ત્રી, તું મારી તરફ ચાલી આવે છે, તેમ જો મારા પર મહેરબાની કરે. તો અમે બંને અંતરની વાતો કરીએ.

આ સાંભળીને કોરૂ ચમકી ગઈ. અછીયા પંવારની હૃદય-ભાવના તે પામી ગઈ. તેણે વિચાર્યું, કે આતો ઊલામાંથી નીકળીને ચૂલામાં પડવા જેવુંજ થયું. આવા બળવાન અને જંગલી માણસના હાથમાંથી છૂટવું મુશ્કેલ હોતાં હવે યુક્તિથી કામ લેવું જોઈએ, એમ ધારીને તે અછીયા પંવાર પાસે આવી બેઠી અને બોલી, કે બહાદુર જવાન, હું તો તારી અપાર શક્તિ જોઇનેજ તારી સેવા કરવા આવી છું. પણ તારૂં ઘર વગેરે કયાં છે ?

કોરૂની વાણી સાંભળી અછીયો પંવાર તો પાણી પાણી થઇ ગયો. તે બોલ્યો—

દુહો—કિરદ માંજી માડીયું, થુવર માંજા કોટ,
અછીયે જેડા ગોટ, કડેં ડિસનીયેં કામની ?

ભાવાર્થ—આ કેરોના ઝાડ મારી મેડીઓ છે, અને આ થુવરનાં ઝાડ તે મારા કિલ્લા છે. હે સુંદર સ્ત્રી, તું આ અછીયા જેવો ભરથાર બીજે કયે ઠેકાણે પામી શકીશ ?

કોરૂં બોલી, તારી આ મેડીઓ અને કિલ્લા તો ખરેખર જોવા જેવા છે. પણ અહીં તું મને ખાવાને શું આપી શકીશ ? તારી પાસે તો ખાવા લાયક કશુંએ જણાતું નથી તો હું તારા ઘરમાં રહીને શું કરૂં ? કોરૂનાં આવાં વચનો સાંભળીને અછીયો પંવાર બોલ્યોઃ—

દુહો—બેરે જ બે બકરીયું, તું ડિકરમેં ઠારી,
ત ભાણું ભીંગારી, થઈ પંવારે ઘર પુજે.

ભાવાર્થ—જો તું બકરીના દૂધની બળી ઠીકરામા ઠારીને એકજ વખત ચાખી જુએ, તો તે તને એવી તો સ્વાદિષ્ટ લાગે, કે તું ભમરી બનીને અમો પંવારોને ઘેર પહોંચી આવે.

કોરૂએ વિચાર્યું, કે "ભૂત ન દેખા હોય તો દેખ ભરવાડા" એવા આ ભૂત જેવા ભરવાડના હાથમાંથી છૂટવાને કોઇ નવો રસ્તો શોધી કાઢવો જોઇએ. પણ તેને કોઈ સચોટ ઉપાય સૂઝતો ન હતો. અછીઓ પંવાર તો એને જોઇને એટલો મોહાંધ બની ગયો હતો, કે તે તેને કોઈપણ પ્રકારે છોડી દે તેમ ન હતું. તેણે આગળ આ-વીને કોરૂનો હાથ પકડી, તેને પોતાની પાસે બેસાડી. અને તેની સાથે તે મૂર્ખાઈ ભરેલો વાર્તાલાપ કરવા માંડયો. આ વખતે ચાલાક કોરૂને તરતજ એક સુંદર ઇલાજ સૂઝી આવ્યો. તે બોલી, હે પંવા-રોના સરદાર, હું તારી સાંઢણી અને તારા સ્વરૂપ પર આફ્રીન થઈ ગઇ છું. અને ખાસ તારા ઘરમાં બેસવાના ઇરાદાથીજ અહીં સુધી ચાલી આવી છું. પણ મને હમણાં બહુજ ભૂખ લાગેલી હોવાથી થોડું દૂધ દોહી આપ. આ સાંભળીને અછીયા પંવારના હર્ષનો પાર રહ્યો નહિ. પોતાનું માટીનું વાસણ લઇને તેણે દૂધ દોહવાને દોટ મૂકી. આ જોઇને કોરૂ બોલી, પંવાર વીર, આવો ઉતાવળો થામા. તારૂં માટીનું વાસણ મને કામમાં આવી શકે તેમ ન હોવાથી, હું હમણાંજ મારો લોટો લાવી આપું છું. એમ કહીને કોરૂ જ્યાં સાંઢ-ણીઓ ઉભેલી હતી, ત્યાં લોટો લેવા ગઈ, અને પોતે એ જંગલી ભૂંડના હાથમાં કેવીરીતે સપડાઈ ગઇ, તે વાત સંકેતમાં કાજળીયા ખવાસને સમજાવી દીધી. અને પોતે તેને કેવો બેવકુફ બનાવે છે, તે જોતા રહેવાનું તેમને કહી, તે લોટો લઇને આગળ ચાલી. તેણે લાગ જોઇને, લોટાને તળીઆમાં તીરથી એક છિદ્ર પાડી દીધું અને એ કાણો લોટો અછીયા પંવારની પાસે આવીને તેને આપ્યો. અ-છીયો પંવાર લોટો લઇને ઘેટાં-બકરાંના ટોળામાં આવ્યો, અને ઝડપથી દૂધ દોહવા લાગ્યો પરંતુ લોટાને તળીએ છિદ્ર હોવાથી તેમાંનું સઘળું દૂધ તે છિદ્ર વાટે જમીન પર વહી જવા લાગ્યું. મૂર્ખ ભરવાડની બધી મહેનત નકામી જવા લાગી. ખરેખર, कामान्धो नैव पश्यति એ લોકોક્તિ વ્યર્થ નથી.

અછીયા પંવારે આમ કેટલીએ બકરીઓ દોહી છતાં તેના હાથમાંનો લોટો અધુરોને અધુરો રહ્યો એક તો મૂળે તે જાડી બુદ્ધિનો, અને હમણાં તો વળી કોરૂના પ્રેમમાં પાગલ બની ગએલો હોવાથી, તેની વિચારશક્તિ બીલકુલ નાશ પામી ગઇ હતી. ઘણી

બકરીઓ દોહતા છતાં લોટો ખાલી ખમ રહેલો હોવાથી, તેણે વિચાર્યું, કે આ બકરીઓ પણ મારા પ્રેમની અદેખાઇ કરે છે. ગરીબ બિચારી બકરીઓ પર અઢીયા પંવારનો પૂર્ણ પ્રકોપ ઉતરી પડ્યો. તેની આંખો વિકાર અને ક્રોધની વિક્રિયાથી લાલચોળ બની ગઇ. દરેક બકરી દોહ્યા પછી અધુરો રહેલો લોટો જોઇને, તે કોપાયમાન બની જતો. અને તે બકરીનું માથું બીજી બકરીના માથા સાથે અફાળી, તે બનેને મારી નાખીને ફેંકી દેતો. આમ કરતાં કરતાં જ્યારે બકરીઓનું આખું ટોળું નાશ પામ્યું, અને એક પણ બકરી બાકી રહી નહિ, ત્યારે તેણે ઉંચું જોયું, તો કોરૂ કે સાંઢણીઓ કશુંયે ન મળે! તેની મૂર્ખતાનું તેને હવેજ ભાન આવ્યું. બધી બકરીઓને મરણ પામેલી જોઇને, તે બંને હાથે પોતાનું માથું પીટવા લાગ્યો. કોરૂએ તેની સાથે ભયંકર દગો કરેલો જાણીને, તેના ક્રોધનો જ્વાળામુખી એકદમ ભભૂકી ઊઠ્યો. તે મુઠીઓ વાળીને પેલી સાંઢણીઓના પગ લેતો લેતો તેમની પછવાડે પોતાના સઘળા બળથી દોડવા લાગ્યો

કોરૂ કુમારી અને કાજળીબા ખવાને સાંઢણીઓને પૂર વેગમાં છોડી દીધી હતી આખી રાત્રિ ત્રણ પગે દોડેલી સાંઢણીઓને ચારે પગે ચાલવાની સરળતા પ્રાપ્ત થવાથી, તેઓ પણ જાણે ગતિમાં એક બીજાની હરિફાઇએ ચડી હોય, એમ મોટી મોટી છલંગો મારતી ઉછળતી જતી હતી બહુ દૂર નીકળી જવા છતાં કોરૂના મનમાંથી અઢીયા પંવારની ધાસ્તી હજુસુધી નાબુદ થઇ ન હતી આ કારણથી તે વારંવાર પાછળ જોયા કરતી હતી તેને ખાતરી હતી, કે અઢીયા પંવાર જેવા એક મૂર્ખ બળવાનને દુશ્મન બનાવેલો હોવાથી, તે તેનું વેર વાળવાને બનતા પ્રયત્નો કરતા ચૂકશે નહિ

કોરૂ કુમારી હજુ આમ વિચાર કરી રહી છે, એટલામાં તો જાણે કોઇ હાથી પૂરપાટ દોડયો આવતો હોય, એવી રીતે અત્યંત ઝડપી ગતિએ દોડતો આવતો અઢીયો પંવાર તેની દૃષ્ટિએ પડયો. અઢીયાને આવતો જોઇને કોરૂ ઘડી ભર ગભરાઇ ગઇ છતા તે મરદોને પણ શરમાવી દે, એવી એક હિંમતવાન સ્ત્રી હતી તેની પીઠ પરનું તીરનુ ભાથું બાણોના જથ્થાથી ચીકાર ભરેલું છે, એવી સ્મૃતિથી તેનો સઘળો ગભરાટ તેજ પળે જાણે હવામાં ઉડી ગયો.

તરતજ તેણે ખભે ભેરવેલા ધનુષ્યને પોતાના હાથમાં લઈ લીધું. અને તીરના ભાથામાંથી એક તીર ખેંચી કહાડી, તેને ધનુષ્યની પ્રત્યંચા પર ચઢાવીને તૈયાર કરી રાખ્યું

અલ્પ સમયમાંજ રાક્ષસ જેવો અછીયો પંવાર કોરૂની સાંઢણીથી પણ આગળ થઈને સામો આવી ઉભો રહ્યો. તેની આંખો રાતી બની ગઇ હતી, અને તેનું આખું શરીર ક્રોધથી ધ્રૂજતું હતું. તડકામાં ખૂબ દોડવાથી તેના મોઢામાંથી ફીણ છૂટતું હતું.

કોરૂની સાંઢણી અછીયા પંવારની નજદીક આવી પહોંચતાંજ અછીયાએ પોતાની જાડી ડાંગને દૂર ફેંકી દીધી, અને દોડતી આવતી સાંઢણીની ગરદન પર બાઝવા તેણે એકદમ કૂદકો માર્યો.

સમય કટોકટીનો હતો. પણ ચાલાક કોરૂ પ્રથમથીજ ચેતી ગએલી હતી. સાંઢણીની ગરદન પર અછીયા પંવારનો હાથ આવી પડે, તે પહેલાં તો કોરૂની કમાનમાંથી છૂટેલા તીરે તેનો જમણો ખભો વીંધી નાખ્યો. અછીયો પંવાર ધબ! દેતો જમીન પર પટકાઈ પડ્યો. બંને સાંઢણીઓ એકવાર ફરીથી તેનાથી આગળ નીકળી ગઇ. થોડાજ સમયમાં અછીયા પંવારને કળ વળી. તેનો એક હાથ જુઠો થઈ ગયા છતાં, તેના બંને પગ હજુ આબાદ હતા. તે તેજ ક્ષણે પાછો ઊઠીને ઉભો થયો. અને ડાબા હાથે ડાંગ ઉપાડીને, કોરૂની સાંઢણીને આંતરવા લાગ્યો.

ચતુર કોરૂ ચેતી ગઈ હતી, કે જો આ રાક્ષસ સાંઢણીની ગરદન પર ડાંગનો ઘા કરશે, તો સાંઢણી તેનો ઘા સહન ન કરી શકતાં તેજ પળે જમીન પર પટકાઇ પડશે આમ આગમચેતી વાપરીને સાંઢણીના કાંધ પર ડાંગનો ઘા કરવા પહોંચી આવેલા અછીયા પંવારના ડાબા હાથ પર કોરૂએ તીરનો બીજો ઘા કર્યો. અછીયાના બંને હાથ જીવન વિહીન થઇને લબડી રહ્યા.

અછીયો હવે જીવ પર આવ્યો હતો. કોરૂના કાવત્રાનો બદલો વાળવા તેનું મન તલપાપડ થઈ રહ્યું હતું. કોરૂની સાંઢણીને પીઠ ભરાવી, તેને પાડી નાખીને, પોતાના વેરની વસુલાત કરવા તેણે પોતાના મન સાથે નીરધાર કરી લીધો. આ કારણથી તે વળી પાછો

પોતાની સઘળી શક્તિ ખરચીને દોડવા લાગ્યો. અઢીયાને દોડતો આવતો જોઇને કોરૂને વળી ભય પેઠો. તેણે વિચાર્યું, કે સાપને બાંડો કરવા કરતાં તેનો નાશ કરવો એજ વધારે ઉચિત છે. આથી તેણે વળી ધનુષ્ય તૈયાર કર્યું. અને બીજાં બે ત્રણ બાણ ફેંકીને અઢીયા પંવારના બંને પગ ભાંગી નાખ્યા. અઢીયા પંવારે પગ ભાંગતાંજ આકાશ ફાડી નાખે, એવી એક તીણી ચીસ પાડી. અને એક ડુંગરની પેઠે તે જમીન પર ઢળી પડ્યો. તેની ચીસથી આખું જંગલ ગાજી ઉઠ્યું. તેના ઢળી પડવાથી ધરણી ધમધમી ઉઠી.

કોરૂનું મન હવે કંઇક શાન્ત થયું. એક પાપનો અંત આવ્યો જાણી, તેનું અંતર ઘડીભર નાચી ઉઠ્યું. હવે તેને માત્ર એકજ ચિંતા હતી. અને તે સલશાણના ધણીની વાર આવી પહોંચવાની. આ કારણથી જેમ બને તેમ જલ્દી પહોંચી જવાના ઇરાદાથી તેણે સાંઢણીઓને ત્વરિત ગતિએ ગઢકાછાને માર્ગે મારી મૂકી.

---

## (૫)

## મિલન.

પાણીપંથી સાંઢણીઓ વાયુને વીંટતી જાણે ઉડવા લાગી. રસ્તામાં લેશ પણ સમય વ્યર્થ ન ગુમાવતાં, અને એકજ ગતિએ આગળ વધતાં બરાબર મધરાત લટકયા પછી, તેઓ ગઢકાછાની પાદરે આવી પહોંચ્યાં. કોરૂના મનને હવેજ સાચી શાન્તિ પ્રાપ્ત થઇ. ગમે તેટલું કષ્ટ વેઠીને પણ આખરે ધારેલ સ્થળે આવી પહોંચવાથી તેનું અંતર અવર્ણનીય આનંદથી વ્યાપ્ત થઇ ગયું હતું. આખો દિવસ કોઇએ કંઇ પણ ભોજન લીધેલું ન હોવાથી, કોરૂ કુમારીએ કાનજીઆ ખવાસને અને તેની દાસીને ઝટ રસોઇ તૈયાર કરી લેવાની આજ્ઞા આપી. અને પોતે આખા દિવસના શ્રમથી શ્રમિત થએલી હોવાથી, થોડો સમય વિશ્રાંતિ લેવા અર્થે આડે પડખે પડી.

આ તરફ ગઢકાછામાં જ્યારે પીંગળ બહુઆએ જાણ્યું, કે બાદામા, કોરૂનો હસ્ત સલશાણના ધણીને સુપરત કરવા તૈયાર થયા છે, ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે તેજ વખતે

યુદ્ધનું નગારું વગડાવ્યું. અને સઘળું લશ્કર સલભાણુ પર ચઢાઈ લઈ જવા સજ્જ બની ગયું. જે રાત્રે કોરૂ કુમારી અને કાજળીઓ ખવાસ ગઢકાછાની પાદરે આવી પહોંચ્યાં હતાં, તેજ રાત્રે પીંગળ ભદુઓ પણ પોતાના સૈન્ય સાથે ગઢકાછાની બહાર નીકળી ચૂક્યો હતો. પરંતુ દરવાજા બહાર પગ મૂકતાંજ એમની સાથે જે શુકનાવળી હતો તે શુકન જોઇને બોલ્યો, કે જો આજની રાત્રિ આપણે અહીંજ થોભી જઇએ, અને સવાર પડતાં અહીંથી કૂચ કરવાનો ઇરાદો રાખીએ, તો મને શુકનમાં એવું જોવામાં આવે છે, કે આજ રાતની રાતમાં આપણે કંઇક વધામણીના વર્તમાન અવશ્ય પ્રાપ્ત કરી શકીએ. પીંગળ ભદુઆને શુકનાવળીની શુકન વિદ્યા પર સમ્પૂર્ણ શ્રદ્ધા હતી. અને એ કારણથીજ તે લડાઇ જેવા મહત્વનાં પ્રસંગોમાં પણ તેને હમેશાં સાથે રાખતો. શુકનાવળીની સૂચના અનુસાર તેણે ગઢકાછાની પાદરમાંજ મેલાણ નાખવાનો લશ્કરને હુકમ કરી દીધો.

જે ઠેકાણે પીંગળ ભદુઆની છાવણી પડેલી હતી, તેથી થોડે દૂરજ કોરૂ અને કાજળીઆ ખવાસે પોતાનો મુકામ કર્યો હતો.

ઉજાગરા અને થાકની અસરથી કોરૂની આંખ હમણાંજ જરા મળી હતી. કોરૂની દાસી અને કાજળીઓ ખવાસ ત્રણ પથરાનો ચૂલો ગોઠવીને, ભોજન સામગ્રીની તૈયારી કરવામાં મશગુલ બની ગયા હતા.

આ વખતે પીંગળ ભદુઆના લશ્કરના એક ચોકીદારની દૃષ્ટિ તેમના પર પડી. સમય મોટી પરોઢનો હતો. એ સમયે એક સ્ત્રી અને એક પુરૂષને બળતા પાસે બેઠેલાં અને હાલચાલ કરી રહેલાં જોઇને તે ડરી ગયો. ઋતુ ઉનાળાની હોવાથી હમણાં તાપણીનો પણ સંભવ ન હતો. તેમ અત્યારે વહેલી પરોઢે કોઈ ચૂલો સળગાવે, એ વાત પણ મનમાં ઉતરી શકે તેમ ન હતી. ચોકીદારને ધાસ્તી પેઠી, કે લોકો આ જમીનને ઝાંખી કહે છે, તે વાત ખોટી નથી. તેણે પોતાના મનથી નિશ્ચય કરી લીધો, કે બળતા પાસે હાલચાલ કરી રહેલાં એક ચુડેલ અને બીજો ભૂત છે તે તરતજ જીવ લઇને નાઠો. અને સઘળી હકીકત છાવણીમાં જઇને જાહેર કરી. પીંગળ ભદુઓ હજુ જાગતો પડ્યો હતો. વેરની આગે તેની શાન્તિ હરી લીધી હતી. ચોકીદારની વાત સાંભળીને તેના અંતરમાં કુતુહળ વૃત્તિ જાગી ઊઠી. તેજ વખતે તે ધનુષ્યબાણ ધારણ કરીને તયાર થઇ ગયો. અને

બીજા પચાસેક ઘોડેસ્વારો સાથે જ્યાં કોરૂનો મુકામ પડેલો હતો, ત્યાં આવી પહોંચ્યો. પીંગળ ભદુઆના ઘોડેસ્વારોએ આ નાનકડી મંડળીને એકદમ ઘેરી લીધી.

ચારે તરફ ઘોડેસ્વારોની પલટણથી ઘેરાઈ જવાથી, કાજળીઓ ખવાસ અને કોરૂની દાસી ગભરાવા લાગ્યાં. ઝગઝળતી મશાલો સાથે આવી પહોંચેલું લશ્કર જોઈને તેમને ખાતરી થઈ, કે આખરે સલભાણના ધણીની વાર આવી પહોંચી. તેમણે તેજ વખતે કોરૂ કુમારીને જાગૃત કરી. અને સઘળી બીનાથી તેને વાકેફ કરી દીધી. નાસી છૂટવાની સઘળી મહેનત છેવટે વ્યર્થ ગઈ જાણીને કોરૂનું હૃદય જરા ભગ્નાશ થયું. પણ આ બહાદુર રાજપૂત કુમારી એથી ડરી જાય, એમ ન હતું તેણે તરતજ પડખે પડેલાં ધનુષ્યબાણ પોતાના હાથમાં લઈ લીધાં. અને લશ્કરના સરદારને શોધવા તેણે સઘળા ઘોડેસ્વારો પર એક ઝડપી દૃષ્ટિ ફેરવી લીધી. મસ્તક પર હીરા અને માણેક જડિત કંગોર ( રાજમુકુટ ) પહેરેલા સરદારને તેણે તરતજ ઓળખી લીધો. પ્રથમ ચેતવણી આપવાના ઈરાદાથી તેણે એકજ બાણ વડે પીંગળ ભદુઆના મસ્તક પરનો મુકુટ ઉડાવી દીધો. પીંગળ ભદુઆનું મસ્તક ખુલ્લું પડતાંજ ચતુર કોરૂએ તેને પીછાની લીધો. તેના લાંબા વાળ કોરૂએ ઘણીવાર ધારી ધારીને જોએલા હોવાથી, તે તેને કદી પણ ભૂલી શકે તેમ ન હતું.

આ તરફ પોતાના મસ્તક પરનો રાજમુકુટ ધૂળમાં રગદોળાતો જોઈને, પીંગળ ભદુઓ અત્યંત ક્રોધાયમાન બની ગયો. તેણે તરતજ બંદૂકો પર જામગરી મૂકવાનો લશ્કરને હુકમ આપી દીધો. પરંતુ તેનો આ હુકમ અમલમાં આવે, ત્યાર પહેલાં તો કોરૂકુમારી અને કાજળીઓ ખવાસ બંને પીંગળ ભદુઆ પાસે દોડી આવ્યાં. એકમેકની ઓળખાણ પડી સૌ આનંદિત થયાં અને ભેટી પડ્યાં.

પીંગળ ભદુઓ કોરૂ અને કાજળીઆ ખવાસ સાથે પાછો છાવણીમાં ગયો. કાજળીઆ ખવાસે તેને સઘળી બીના સંક્ષેપમાં કહી સંભળાવી. સલભાણના ધણીની અત્યંત આપખુદી જોઈને, પીંગળનો ગુસ્સો હાથમાં રહ્યો નહિ. તેની પાસેથી વેર લેવાને તેનું મન તલપી રહ્યું.

સવારમાં પાછા ગઢકાછામાં જવાને બદલે તેણે લશ્કરને કૂચ

કરવાનો હુકમ કરી દીધો. કાજળીઓ ખવાસ અને કોરૂ કુમારી પણ પીંગળ ભડુઆના સૈન્યની સાથેજ રહ્યાં.

પીંગળ ભડુઆને મોટા સૈન્ય સાથે સલભાણુ પર ચઢી આવેલો જોઇને, માંજુ ભાદ્રામ પણ પોતાના અન્ય ભાદ્રામ સરદારોની સાથે પીંગળ ભડુઆના પક્ષમાં ભળી ગયો. ને સઘળાએ મળી, સલભાણુના ધણી કેર ભાટને યુદ્ધનો સંદેશ મોકલી આપ્યો.

સલભાણુ પતિ પણ એટલીજ વાટ જોઈ રહ્યો હતો. કોરૂના નાસી જવાથી તે અત્યંત ક્રોધાયમાન બની ગયો હતો. આ ભયંકર અપમાનનો ડંખ રાત દિન તેના અંતરમાં ખટકી રહ્યો હતો. તે પણ પોતાના સઘળા સરંજામ સાથે બહાર નીકળી પડ્યો. અને રણ-સંગ્રામ શરૂ થયો.

આમ એક, બે, ને ત્રણ દિવસ વીતી ગયા પણ હજુ કોઇ કોઇને મચક આપે તેમ ન હતું. ચોથે દહાડે કોરૂએ યુદ્ધના મેદાનમાં આવવાની એવી તો હઠ પકડી, કે પીંગળ ભડુઆને તેનો સ્વીકાર કર્યા સિવાય ચાલ્યું નહિ.

કોરૂકુમારી તીરંદાજીમાં કંઇ અજબ જેવું કૌશલ્ય ધરાવતી હતી તેને હંમેશાં લશ્કરના સરદાર પરજ નિશાન તાકવાની ટેવ હતી. આજનો સંગ્રામ ભયંકર હતો. કોરૂ કુમારીએ પોતાની કળા દેખાડવાનો આજ નિશ્ચય કરી લીધો હતો. અને થોડાજ સમયમાં સલભાણુનો ધણી કેરભાટ પણ કોરૂ કુમારીના અચૂક શર-સંધાનનો ભોગ બનીને ધરણી પર ઢળી પડ્યો કેરભાટ પડતાંજ તેના લશ્કરમાં નાસ ભાગ થવા લાગી અને પીંગળ ભડુઆના લશ્કરે આગળ વધીને સલભાણુનો કબજો લઇ લીધો.

આમ સલભાણુ સ્વાધીન કરીને પીંગળ ભડુઆએ તે માંજુ ભાદ્રામને સોંપી દીધું, અને પોતે પોતાના સઘળા રસાલા સહિત ગઢકાછા તરફ ચાલતો થયો.

ગઢકાછે આવીને પીંગળ ભડુઆએ ઘણીજ ધામધુમથી કોરૂ કુમારી સાથે લગ્ન કર્યા. અને ગઢ કાછાનું રાજ્ય-શકટ ફરી એક વાર શાંતિપૂર્વક ચાલવા લાગ્યું.

## ( ૬ )
## જેયસલમેરની સ્થાપના.

ભૂપતના વંશવાળાએ કેર ભાટને મારેલ હોવાથી, તેઓ ભાટી અથવા ભટ્ટીના નામથી ઓળખાવા લાગ્યા.

ગઢકાછામાં અને સલભાણમાં ભટ્ટી રાજપૂતોએ પોતાની સત્તા ઠીક જમાવી. પરંતુ આગળ જતાં આ સ્થળોએથી તેમને ખોરાસાનવાળાઓએ હરાવીને ટ્હાડી મૂક્યા; એટલે તેઓ મોટા રણ તરફ આવતા રહ્યા. અને સિંધના તે વખતના ઉમરકોટના રાજપૂતરાજાઓ સાથે, અને ત્યારપછી ઝાલોરના તે વખતના સોનીગરા જાતિના રાજપૂત રાજાઓ સાથે, તેમણે લગ્ન-સંબંધ બાંધ્યો. ત્યારપછી તેમણે રણમાં તણોતનો કિલ્લો બાંધીને, ત્યાં પોતાની રાજધાની સ્થાપી. પરંતુ થોડી મુદતમાં આસપાસના લુટારાએ એકઠા થઇને, તણોતના કિલ્લાને ઘેરો ઘાલ્યો, એટલુંજ નહિ, પણ કિલ્લો તોડીને અંદર પેઠા, અને જે ભટ્ટીઓ હાથ આવ્યા, તેમને કત્લ કરી નાખ્યા. તેમજ તણોતના કિલ્લાનો પણ નાશ કર્યો. આ વખતે લુટારાઓની કત્લમાંથી રાવળદેવરાજ અને તેની ટોળીના કેટલાક ભટ્ટીઓ બચી ગયા. તેમણે ત્યાંથી ચાલીને બીજો કિલ્લો બાંધ્યો. અને તેનું નામ રાવળદેવરાજે પોતાના નામ પરથી 'દેવરાવળ' પાડ્યું. રાવળદેવરાજ બહાદુર તેમજ પરાક્રમી રાજા હતા. તેમણે લોદ્રા જાતિના રાજપૂતોની રાજધાનીનું લોદરવા નામનું નગર હતું, તેને ઘેરો ઘાલીને જીતી લીધું. અને ત્યારપછી કેટલોક સમય તેઓ ત્યાંજ રહ્યા.

રાવળદેવરાજથી છઠ્ઠો પુરૂષ 'જેયસલ' થયો. તેને જણાયું, કે દેવરાવળનો કિલ્લો સારા બચાવવાળા સ્થળમાં નથી. આથી તેણે ઇ. સ. ૧૧૫૬ માં એ કિલ્લાથી દશ માઇલ દૂર એક નવો મજબુત કિલ્લો બાંધ્યો અને તેનું નામ પોતાના નામ પરથી "જેયસલમેર" એવું પાડ્યું. આ જેયસલમેર આજ પર્યંત ભટ્ટી રાજપૂતોની રાજધાનીનું શહેર છે. ભાટ-ચારણો આજ પણ જેયસલમેરના કિલ્લાની પ્રશંસા કરતાં કહે છે કે:—

દુહો—ગઢ દિલ્લી ગઢ આગરા, ગઢ તો વીકાનેર,<br>
ભલે ચણાવ્યો ભટ્ટીએ, ગઢ તો જેયસલમેર.

# પ્રકરણ ૫ મું.

## ભટ્ટી વંશનો સ્નેહયોગી

અથવા

## ફુલ ભટ્ટુઓ અને લોદીરાણી.

### ( ૧ )

### ફુલકુમાર

ગત પ્રકરણોમાં આપણે જોઈ ગયા, કે ભૂપતના વંશવાળા આજી ભટ્ટુઆના સ્વર્ગવાસ પછી, તેનો ભત્રીજો મોડ ભટ્ટુઓ પાગેરો ( જામ ) થયો. મોડને બે પુત્ર હતા. જુણો અને આંભણીયો. જુણાનો પુત્ર પીંગળ થયો. તેની કીર્તિ આપણે જાણી ગયા. આ પીંગળ ભટ્ટુઓ નિઃસંતાન હોવાથી તેના મરણ પછી, તેના કાકા આંભણીયાનો મોટો પુત્ર શિરાજ પાગેરો થયો. પરંતુ તેને પણ કંઇ સંતતિ ન હોવાથી તે રાત દિવસ ચિંતામગ્ન રહેતો હતો.

દુહો—ભટ્ટુઓ ભલી ભાંતસેં, કાછે રાજ કરે,
સેર મિટીજી હિકડી, ચ્રિક઼ ઘણી સિરાજ કે,

ભાવાર્થ—ગઢકાછામાં શિરાજ ભટ્ટુઓ સારી રીતે રાજ્ય ચલાવે છે, પણ તેને શેરમાટીની અર્થાત સંતતિની ઘણીજ અભિલાષા છે.

એક દિવસ શિરાજ ભટ્ટુઓ સવારમાં વહેલો ઊઠીને પોતાના મહેલના ગોખમાં દાતણ કરી રહ્યો હતો. તે વખતે નીચે આંગણામાં એક ગોલો અને ગોલી વાસીદું વાળી રહ્યાં હતાં. આ બંને જણ વચ્ચે કંઇ કારણસર ઝગડો જાગતાં ગોલી ઉંચું જોઇને, પેલાને ગાળો દેવા લાગી. અને તેજ વખતે તેની દૃષ્ટિ ગોખ ઉપર ઉભેલા શિરાજ ભટ્ટુઆ પર પડી શિરાજ ભટ્ટુઆ પર નજર પડતાંજ ગોલી પર જાણે વીજળી પડી હોય, એવી અસર થઇ. તેણે તરતજ પોતાની નજર ભટ્ટુઆ સરદાર પરથી પાછી ખેંચી લીધી, અને લાંબો ઘુમટો

નવ મહીને તારે ત્યાં એક પુત્રનો જન્મ થશે. પરંતુ તેં જેમ મારા આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે, તેમ તારો પુત્ર થશે, તે પણ તારી આજ્ઞાનું પાલન કરનાર નહિ નીવડે.

આ સાંભળીને શિરાજ બોલ્યો, મહાત્મા, પુત્ર ગમે તેવો થાય તેની કશી ફીકર નથી, મારૂં વાંઝીયા-મ્હેણું ટળે, એ પણ મારા મનથી ઘણું છે.

આમ કહી, મહાત્માને પગે પડી, આંબાનું ફળ લઇને શિરાજ ભટ્ટુઓ ગઢકાછા તરફ ચાલતો થયો, અને યોગી પોતાને પંથે પડયો.

દુહો—આંમું ગિની આવેઓ, હુકમસેં હલી,
ખંતેં ખાધો રાણીએં, કરે ભાંત ભલી.

ભાવાર્થ—શિરાજ ભટ્ટુઓ યોગી મહાત્માના હુકમ મુજબ આંબાનું ફળ લઈ આવ્યો, અને રાણીઓએ તે ભલી ભાતે ખંતપૂર્વક ખાધું.

શિરાજ ભટ્ટુઆની રાણીઓ સાત વીસું અર્થાત એકસોને ચાળીસ હતી અને તે ઉપરાંત એક અણુમાનીતી રાણી પણ હતી. જ્યારે આ વાતની અણમાનીતી રાણીને જાણ થઈ, ત્યારે તેણે પોતાની દાસીને બીજી રાણીઓ પાસેથી પોતાના ભાગની પ્રસાદી લેવા મોકલી. માનીતી રાણીઓએ મશ્કરીમાં જવાબ આપ્યો, કે આંબાનું ફળ તો અમે બધી ખાઈ ગઇઓ, પણ આ છાલ ને ગોટલી પડી છે, તે તારી બાઇને જોઇએ તો લઈ જા. આ સાંભળીને દાસી આંબાની ગોટલી અને છાલ ઉપાડી લઇને, પોતાની બાઇ પાસે આવી, અને તેને સઘળી હકીકત જણાવી. અણુમાનીતી રાણીએ ગોટલી અને છાલનો ભૂકો કરી, તેના પાણીની એક આખી તાંબડી ભરી લીધી.

દુહો—ગોટી કે ઘાટમેં, કુટે કાર કઈ,
સે પાણીમેં પલારે, તાંમડી ભરઇ.

ભાવાર્થ—ગોટલીનું સારી રીતે ચૂર્ણ કરીને તેના પાણીથી અણુમાનીતી રાણીએ તાંબડી ભરી લીધી.

આમ કરીને અણુમાનીતી રાણીએ આખા ગઢકાછામાં સાદ ફેરવ્યો, કે જે સ્ત્રીને સંતાન પ્રાપ્તિની ઇચ્છા હોય, તે મારી પાસે

આવશે, તો હું તેને યોગીના આશીર્વાદથી મળેલી એક એવી વસ્તુ આપીશ, કે જેથી તેના મનની અભિલાષા પરિપૂર્ણ થશે.

દુહો—પડો વજાએં પ્રીતસેં, સચે મન સઇ,
બાલકનાથકે બાઝ પઈ, પાણી પીઓ ભઇ.

ભાવાર્થ—અણુમાનીતી રાણીએ ખરા મનથી શહેરમાં ઢંઢેરો પીટાવીને જાહેર કર્યું, કે બાલકનાથ યોગીની દયાથી આ પાણી પ્રાપ્ત થયું છે તે તમે સહુ પીવા માંડો.

આ સમાચાર સાંભળીને બીજી રાણીઓ તો હસવા અને મશ્કરી કરવા લાગી. પણ શહેરમાંથી સાત વીસું વંધ્યા સ્ત્રીઓ અણુમાનીતી રાણીના આવાસમાં આવીને એકઠી થઇ ગઇ. અને સૌએ તાંબડીમાં તૈયાર કરી રાખેલા પાણીનો પ્રસાદ લીધો.

દુહો—પીઆરેં સભન કે, તંડો પીતેં પિંઢ.
સતેં વીયેં સંઇ, પાણી પીતેં પિંઢ.

ભાવાર્થ—અણુમાનીતી રાણીએ આંબાના ફળનું પાણી ગામની સાત વીસું વંધ્યા સ્ત્રીઓને પીવડાવ્યું. અને તેવું તેણે પોતે પણ પીધું.

જ્યારે ગામની તમામ સ્ત્રીઓએ પાણી પી લીધું, ત્યારે અણુમાનીતી રાણી બોલી.

દુહો—જ નિવાજે નાથ ધણી, ત અભાંયા ભાંએ,
જિકે ડીયેંજા ડુખડા, સે લેજેમેં લાએ.

ભાવાર્થ—જો પરમાત્માની કૃપા થાય તો અશક્ય વસ્તુ પણ શક્ય બની જાય, અને તે ઘણા દિવસનાં દુઃખો સ્હેજમાં દૂર કરી નાખે.

યોગી મહાત્માની પ્રસાદીએ ખરેખર, મહા ચમત્કારી પરિણામ આપ્યું. બરાબર નવ મહીના વીત્યા બાદ એ આંબાની ગોટલીનું પાણી પીનારી તમામ સ્ત્રીઓને સંતાન-પ્રાપ્તિ થઇ. શિરાજ ભટ્ટઆની અણુમાનીતી રાણીને પેટે પણ દેવના ચક્ર જેવા એક અત્યંત ખૂબસુરત કુમારનો જન્મ થયો.

કુમારનું શરીર ફૂલ સમાન સુકોમળ હોવાથી તેનું નામ 'ફુલકુમાર' રાખવામાં આવ્યું.

તાણીને ગોલાને કહેવા લાગી, કે સવારના પહોરમાં કયાં તારાથી કજીયો કર્યો, કે વાંઝીયાનું મોં જોવું પડયું !

ગોલીના આ શબ્દો હળવા છતાં શિરાજ ભડુઆની તીક્ષ્ણ શ્રવણ શક્તિએ તે ગ્રહણ કરી લીધા હતા. તે સમજી ગયો, કે આ ગોલી જે વાંઝીયાની વાત કરે છે, તે વાંઝીયો બીજો કોઇ નહિ, પણ હું પોતેજ છું આથી તેના હ્રદયમાં એક મહાન આઘાત લાગ્યો. તેણે વિચાર્યું કે એક હલકામાં હલકી ગોલી પણ પ્રભાતમાં તેનું મુખ જોવાને જો રાજી નથી, તોપછી એવી અધમ દશામાં જીવવા કરતાં મરી જવું, અથવા તો સંસારનો ત્યાગ કરી દેવો, એજ ઉત્તમ છે. ગોલીના વર્તનથી નિરાશ થએલો શિરાજ ભડુઓ માત્ર તેના અંગ પરનાં વસ્ત્રો સિવાય કશું પણ સાથે લીધા સિવાય, કોઇને પણ જણાવ્યા વગર ગઢકાછાનો ત્યાગ કરી ગયો.

ચાલતાં ચાલતાં તે ઘણે દૂર નીકળી ગયો, અને હીંગળાજ જત્રાના રસ્તા પર લાંબો થઇને સૂઇ રહ્યો. તેણે વિચાર્યું, કે અહીંથી દરરોજ અનેક મહાત્માઓ પસાર થતા હોવાથી, કોઇવાર તેની હ્રદયેચ્છા પૂર્ણ કરે એવો કોઈ મહાત્મા અવશ્ય મળી આવશે.

આવી સ્થિતિમાં એક, બે, અને ત્રણ દિવસો પસાર થઇ ગયા. છતાં શિરાજ ભડુઆએ અન્નનો એક દાણો પણ લીધો નહિ, અને ન તો તેના નિશ્ચયને અંશ માત્ર પણ હળવો થવા દીધો. તેના મનની મુરાદ પૂરી ન થાય, તો અહીંજ દેહ પાડી નાખવો, એવો તેણે નીરધાર કરી લીધો.

ચોથે દિવસે સવારમાં બાલકનાથ નામે એક સમર્થ યોગીની જમાત દેવી હીંગલાજની જાત્રાએ જતાં ત્યાંથી પસાર થઇ.

જમાતમાં યોગીઓમાંના કેટલાક શિરાજ ભડુઆ પરથી કૂદી ગયા, કેટલાક જરા રસ્તો છોડી ફેરો ખાઇને આગળ ચાલ્યા, અને કેટલાક લાત મારીને તથા કોઇક એના પર પગ મૂકીને પણ ચાલ્યા. શિરાજ ભડુઓ કોઇને કશુંજ કહ્યા વગર જેમ પડ્યો હતો તેમજ પડ્યો રહ્યો સૌથી છેલ્લે સઘળી જમાતનો મહંત બાલકનાથ હતો. ભડુઆ શિરાજને રસ્તા વચ્ચે લાંબો થઇને પડેલો જોઇ, તે ઉભો

રહ્યો, અને બોલ્યો, બેટા, તું કોણ છે? અને અહીં રસ્તા વચ્ચે શા માટે સૂતો છે?

આ સાંભળીને શિરાજ બોલ્યો, યોગીરાજ! જેમ આ આખી જમાત ચાલી ગઈ, તેમ આપ પણ ચાલ્યા જાઓ.

યોગી બોલ્યો હું એમ ચાલ્યો જવાનો નથી. તારા મનમાં જે વાત હોય, તે સુખેથી બોલી દે.

શિરાજે વિચાર્યું, કે આ મહાત્મા પૂરો લાગે છે. નહિ તો એ પણ બધાની માફક ચાલ્યો જાત. એમ ધારી શિરાજ ભડકો બેઠો થયો. અને યોગી મહાત્માનાં ચરણોમાં શિર નમાવી, બે હાથ જોડીને બોલ્યો, કે મહારાજ, મારે ત્યાં માત્ર એક શેર માટીની ખામી છે. માટે મારે ઘેર પારણું ઝૂલે, અને મારું વાંઝીઆ મ્હેણું ટળે, એવી આપ કૃપા કરો. હું આપનો ઉપકાર જન્મભર ભૂલી શકીશ નહિ

આ સાંભળીને યોગીને તેના પર દયા આવી તેણે પોતાનો 'ધુકકો' શિરાજને આપ્યો અને કહ્યું, કે આ સામે આંબાનું ઝાડ દેખાય છે, તે પર તું આ ધુક્કાનો ઘા કરીશ, એટલે એક ફળ જમીન પર પડશે. તે લઈ તું મારી પાસે આવ.

શિરાજ યોગી મહાત્માની આજ્ઞાનો અમલ કરવા ધુકકો લઇને પેલા આંબા પાસે ગયો, અને તેના પર ધુક્કાનો ઘા કર્યો. સાચેજ, એક ફળ નીચે આવીને પડયું. શિરાજે તેને ઉપાડી ભેઠમાં નાખ્યું. અને વિચાર્યું, કે હજુ પણ એક ઘા કરીને બીજાં બે ચાર ફળ પાડી નાખું, તો વધારે સારૂં. એમ વિચારી તેણે ફરી ઘા કર્યો, પણ ફળ નીચે પડવાને બદલે પેલો ધુકકો પણ ક્યાંક ગેબ થઈ ગયો. ભેઠમાં જુએ છે, તો તે પણ ખાલી. હવે શિરાજને પોતાની ભૂલ સમજાઈ, અને તેણે યોગી પાસે જઈ, ક્ષમા માગીને તેને સઘળી બીના જણાવી. યોગીએ તેની દયા ખાઇ, પોતાના યોગબળથી એજ ધુકકો પાછો શિરાજને આપ્યો, અને ફરીથી એક ફળ લાવવા જણાવ્યું. શિરાજ તરતજ યોગીની આજ્ઞા અનુસાર એક ફળ લાવીને હાજર થઇ ગયો.

યોગીએ પેલું ફળ તેને પાછું આપતાં કહ્યું, કે આ ફળ તારી સઘળી રાણીઓને ખવડાવજે, અને તેમાંથી એક રાણીને પેટે, બરાબર

અણમાનીતી રાણીને ત્યાં કુમાર-જન્મની વધામણી સાંભળીને બીજી રાણીઓને અદેખાઇ આવી અને તેઓ શિરાજ ભદુઆને આડીઅવળી વાતોથી ભરમાવવા લાગી. ભદુઆ સરદારને આ સાંભળી માથાથી પગ સુધી ઝાળ ઊઠી તેણે એકદમ અણમાનીતી રાણીની દાસીને બોલાવીને ક્રોધાયમાન બનીને પૂછ્યું, કે હું કોઇ વખત પણ અણમાનીતીને મહેલે આવતો નથી, તો પછી પુત્ર જન્મવાનું કારણ શું છે, તે સાચે સાચું કહે, નહિ તો આ પળેજ તારૂં મસ્તક તારા ધડ પરથી ઉડીને દૂર થશે.

દાસી ચતુર હતી. તે તરતજ બોલી:—

દુહો—ફુલ મિંજાનું ફર થિઓ, ને ફર મિંજાનું ફુલ,
અણમાનેતી અવતર્યો, ઍંડો ફુલ અમુલ.

ભાવાર્થ—ફુલમાથી ફળ પેદા થયું, અને એ ફળમાથી અણુમાનીતી રાણીને પેટે આ અમૂલ્ય ફુલકુમારનો જન્મ થયો છે.

દાસીએ અથથી માંડીને ઇતિ સુધીની સઘળી હકીકત શિરાજ ભદુઆને સમજાવી દીધી અને તેના મનનો સઘળો રોષ ઉતારી દીધો.

વળી ભદુઆ સરદારના મનને વધારે નિશ્ચિત કરવાના ઇરાદાથી તે બોલી:—

દુહો—સરખે સરખા સત વીરું, ભાવર હિકડી પેર;
સભઇં ઘણાં સુઅણાં, લિખ્ખ ન જેમેં ફેર.

ભાવાર્થ—આ સાત વીર બાળકો બધા એક સરખા મહા સ્વરૂપવાન છે અને કોઇમાં જરાએ ફરક દેખાતો નથી.

દાસીનું કથન સાંભળીને શિરાજ ભદુઆનું ઉકળતું હૃદય શાન્ત થયું. અત્યાર લગી માનીતી બની રહેલી રાણીઓનાં કારસ્થાનની તેને ખબર પડતાંજ તેમના પ્રત્યે તેને અત્યંત અભાવ આવી ગયો, અને અણમાનીતી રાણીના ભાગ્યનો સિતારો બુલંદ થવા લાગ્યો.

ફુલકુમાર દિન પ્રતિદિન ચંદ્રની કળાની પેઠે વધવા લાગ્યો.

દુહો—વરેં અઠેંજો વીર થ્યો, તડેં ચડે કેકાણ,
નિત વિંધેતો આયરે, સંભુરો સુરતાણ.

ભાવાર્થ—કુલકુમાર જ્યારે આઠ વર્ષની ઉંમરનો થયો, ત્યારે ઘોડા પર સવાર થઇને રોજ શિકાર ખેલવા જવા લાગ્યો.

કુલકુમારની સાથે જે બીજા સાત વીસું બાળકોનો જન્મ થયો હતો, તેઓ પણ કુલકુમારનીજ ઉંમરના હોવાથી તેના ખાસ મિત્રો બની ગયા હતા. કુલકુમાર પોતાના આ સાત વીસું સંગાથીઓ વિના કદી શિકારમાં કે સવારીમાં ચડતો નહિ.

દુહો—ભાથે તીર ભરે, કુંવર કરે કટકાઇયું,
નેજા હાથ કરે, સેલ કરીતા સતવીયું.

ભાવાર્થ—ધનુષ્ય-બાણ ધારણ કરીને કુલકુમાર શિકારે ચડવા લાગ્યો. હાથમાં નેજા-નિશાનો લઇને આ સાત વીસું રહેલાણીઓ રહેલ કરવા લાગ્યા.

---

## (२)
## મણુથ-પંથે.

એક વખત કુલકુમાર પોતાના સાતવીસું સંગાથીઓ સહિત શિકારે નીકળ્યો. સોળ સોળ વર્ષની ઉંમરના બધા એક સરખા નવ જવાનોને જોઇને, કોઇને પણ આશ્ચર્ય થયા વિના રહેતું નહિ. આ શિકારી ટુકડીના સ્હેલાણીઓ ફરતા ફરતા સોતા રાજપૂતોની એક વાંઢ પાસે આવી ચડ્યા.

આ સોતા ઘણા બળવાન હતા. તેમની આથો પણ ઘણી હતી. તેમની વાંઢ પાસે એક બગીચો હતો. તેમાં તેમની કુંવારી કન્યાઓ રોજ આંતણ માંડીને કાંતવા બેસતી. પરંતુ આજ અમાવાસ્યાનો દિવસ હોવાથી તેઓ પોતાના હંમેશના નિયમ મુજબ આજ કાંતવાનું બંધ રાખીને બાગમાં રાસડા લેવામાં ગુલતાન બની ગઇ હતી. લંગી ઢોલ વગાડી રહી હતી, અને સોતા કુમારીઓ પોતાના સુમધુર કંઠનું ગાન દશે દિશાએ ગજાવી રહી હતી.

કુલકુમારની મંડળી જ્યારે અહીં આવી પહોંચી, ત્યારે બાગમાં ઢોલનો ધ્રૂસકો સાંભળીને સઘળા ત્યાંજ ઉભા રહી ગયા.

કોકિલ-કંઠી કુમારિકાઓ ગડગડતા ઢોલના નાદ અને રાસડાના સાદ વચ્ચે તાળીઓની રમઝટ બોલાવી રહી હતી. આકાશને

વીંધી નાખે, એવા તીવ્ર સ્વરની સુમધુર હલક સાંભળીને કુલકુમાર અને તેના સાતવીસું દોસ્તો સ્થિર થઈ ગયા. કોઈને પણ ત્યાંથી એકે પગલું આગળ ચાલવાની ઈચ્છા થઇ નહિ. સોતા કુમારિકાઓના રાસડાના સુંદર નાદે આ શિકારી મંડળી પર કંઇ અજબ અસર કરી હતી. સૌ એકાગ્ર ચિત્તથી શાન્ત ઉભા રહીને આ રાસડા સાંભળવા લાગ્યા. સઘળા ઉગતી જુવાનીમાં આવેલા હોવાથી, કંઈક અટકચાળું કરવાની ઈચ્છા થવાથી કુલકુમાર પોતાના સંગાથીઓને ઉદ્દેશીને બોલ્યો, કે દોસ્તો, તમારામાં એવો કોણ છે, જે અહીં ઉભા છતાં આ છોકરીઓના રાસડા બંધ કરાવી શકે?

કુલકુમારના આ પડકારનું પ્રત્યુત્તર કોઇપણ આપી શક્યું નહિ. સઘળા પત્થરની પેઠે સ્થિર બની ઉભા રહ્યા.

સૌને લાચાર બની ઉભેલા જોઇને કુલકુમાર બોલ્યો, ત્યારે હવે જોઈ લેજો, કે હું અહીં ઉભેઉભેજ આ રાસડાની રમઝટમાં કેવું ભંગાણ નાખી શકું છું!

તરતજ તેણે ખભા ઉપરનું ધનુષ્ય હાથમાં લઇ લીધું, અને ભાથામાંથી બાણ ખેંચી કહાડી, તેને કમાન પર ચડાવીને કસીસ ભરી.

સઘળા એકજ દૃષ્ટિએ જોઇ રહ્યા, કે કુલકુમાર આ શું કરે છે? તે કોને બાણ મારવાનો છે, તે કોઇથી સમજી શકાયું નહિ.

તેજ ક્ષણે કુલકુમારની કમાનમાંથી તીર વછૂટ્યું, અને જે ઢોલના તાલ પર કુમારિકાઓ ઝુલી રહી હતી, તે ઢોલને આરપાર વીંધીને તે બાણ બહાર નીકળી ગયું.

ઢોલ ફાટી પડવાથી લંગીએ તે બજાવવો બંધ કર્યો. ઢોલ બંધ થતાં રાસડા પણ બંધ પડ્યા. અને એકાએક શો બનાવ બની ગયો, તે જોવાને સઘળી કન્યાઓ લંગીની આસપાસ ફરી વળી.

દુહો—કસે તીર કમાનમેં, સેંપટ હુંય સુરતાણ,
કુલ ભડુએ જે બાણ, ખણી કુંવારી હથ કેઓ.

ભાવાર્થ—રાજકુમાર કુલ ભદુઆએ તીરને કમાનમાં ચડાવીનેતેનો ઘા કર્યો, અને એ બાણ એક કુંવારી કન્યાએ પોતાના હાથમાં ઉપાડી લીધું.

કુલભદુઆના બાણમાં મોતીની ગુંથણીનું કામ કરેલું હતું,

તે તેના સઘળા સંગાથીઓ જાણતા હોવા છતાં, તે બાણ લઈ આવવાને કોઈપણ પોતાના અશ્વ પરથી નીચે ઉતર્યો નહિ. કુલકુમાર સમજી ગયો, કે બાણ લાવવા જવામાં આ લોકો શરમાય છે. એથી તે પોતે ઘોડા પરથી ઉતરીને, જ્યાં સઘળી કુમારિકાઓ ઘેરો વળીને ઉભી હતી, ત્યાં જવા લાગ્યો. તેને આવતો જોઈને, સઘળી કન્યાઓએ સલાહ કરવા માંડી, કે બાણ લેવાને કુલકુમાર પોતે આવતો હોવાથી, તેની પાસેથી કંઇક ઇનામ લીધા સિવાય બાણ આપવું નહિ. એવો વિચાર કરી, બાણને લાવી, જમીન પર મૂકીને સઘળી કન્યાઓ ગોળ કુંડાળામાં તેની આસપાસ ઉભી રહી.

જ્યારે રાજકુમાર તેમની નજદીકમાં આવી પહોંચ્યો, ત્યારે તેઓમાંથી એક ચબાવલી છોકરી બોલી ઉઠી, કે કુલકુમાર, તમે અમારા ટોલમાં તીર મારીને રંગ પર ચડેલી રમતમાં ભંગ પાડયો, માટે હવે કંઇક ઇનામ લીધા વગર તમને તમારૂં તીર લેવા દઇશું નહિ.

દુહો—કુંવારીઉં જિત કતન, તિતે આયો ભદુઓ,
ઊ નાણું ગોઠ ગુરન, કુલ પસીને પાતસા.

ભાવાર્થ—કુંવારી કન્યાઓના કાંતવાના સ્થાને કુલ ભદુઓ આવી પહોચ્યો. તેને આવેલો જોઇને, કન્યાઓએ તેની પાસે ઈનામની માગણી કરી.

કુલ ભદુઓ કન્યાઓની માગણીનો અસ્વીકાર નૅ કરે, એવો ન હતો. તેણે દરેક કુમારિકાને એકેક સોનામહોર આપી અને પોતાનું તીર ઉપાડીને ચાલવા લાગ્યો. તેને જતો જોઇને, એક કન્યાએ પૂછ્યું, કે કુલકુમાર વળી પાછા ક્યારે પધારશો?

કન્યાઓને આમંત્રણ આપતી જોઈને, કુલકુમાર બોલ્યો, કે આજથી બરાબર એક મહીને એટલે આવતી અમાવાસ્યાને દિવસે તમારૂં રાસ-મંડળ નિહાળવા અવશ્ય આવીશ.

આ સાંભળીને સઘળી કુમારિકાઓ આનંદિત થઈ અને તેમણે ઘણા માન સાથે કુલકુમારને વિદાય આપી.

દુહો—ચંગાં બોલ ચેઆ, ભલેં આયેં ભદુઆ,
કૉલ કુંવારીએં કેઆ, ભદુઆ અચીજ ભલી કરે.

દુહો—હથ કટોરો હિકડો, તોંકી હિકડી ગાલ;
હિકડી છડે બઈ અડે, તેં મેં કેડ્ડો માલ ?

ભાવાર્થ—અરગજાનો કટોરો એકજ હોય, અને વાત પણ એકજ હોય. એકને મૂકીને બીજાને પકડનારા પુરુષોમા કંઇપણ માલ હોય નહિ.

ફુલકુમારનો આ નિશ્ચય સાંભળીને એક કન્યા તેને સમજાવતાં કહેવા લાગી:—

દુહો—તું કોરંધો ફુલ, પણ વડ વેણ વિમાગને,
જા ન તોં જો ફુલ, સા તો ફૂતી ભડુઆ.

ભાવાર્થ—હે ફુલ કુમાર, તું ખરેખર એક ખુશબોદાર પુષ્પ સમાન છે. પણ આવા વેણ કાઢીને તો તારે પસ્તાવુંજ પડશે કારણકે તેં જેનો સ્પર્શ કર્યો છે, તે રમણી તારા યોગ્ય નથી.

ત્યારપછી બીજી કુમારિકા બોલી:—

દુહો—સા તેં ફૂતી ભડુઆ, જે સર ભમેઓ ભોંર,
સર ભરેઓ તિન લોંરજી, લિખ નં લધીઓં કોર.

ભાવાર્થ—હે ભડુઆ, તેં એવી સ્ત્રીનો સ્પર્શ કર્યો કે જેના શિર પર ભમરો ભમી રહ્યો છે. અર્થાત જે પરણેલી છે. પરંતુ અહીં જે કૌમાર્યનું આખું સરોવર ભરેલું છે તેનાં મોજાંની એક પણ કોર તને જોવામાં ન આવી, એ ખરેખર. દીલગીરીની વાત છે.

એટલામાં ત્રીજી કન્યા બોલી—

દુહો—હિન સર સંધી કુંવારજો, શુદ્ધ સલીલજ પી.
મૈંલા નીર મ પી, પઈ પાતારન મેં.

ભાવાર્થ—હે કુમાર, આ કૌમાર્યના સ્વચ્છ સરોવરમાંથી ચોકખુ પાણી પી પરંતુ પાતાળમા પેસીને અસ્વચ્છ જળનું પાન કરવા તૈયાર થા મા.

આવી રીતે એ રાજપૂત કુમારીઓ ફુલ ભડુઆને અનેક રીતે સમજાવવા લાગી, છતાં દૃઢ નિશ્ચયી ફુલકુમાર એક ટળી બે ન થયો તેનો આ હઠાગ્રહ જોઇને એક બટાક બોલી કુમારિકા આગળ આવીને કહેવા લાગી.

દુહો—હેઆં ન પરણે' ભડુઆ, ત હિકડો વેણ સુણજ;
"આય ઊજલ કોટમેં, સા ભોરી પરણજ.

ભાવાર્થ—હે કુલકુમાર, જો તને આ કુમારિકાઓમાથી એક પણ પસંદ ન હોય, તો એક વાત સાભળ ઊજલ કેટમાં ભોરી નામની એક અત્યંત સ્વરૂપવાન કન્યા છે તેનેજ પરણજે.

આ સાંભળી કુલ ભડુઓ બોલ્યો, કે એ ભોરી કુમારી કોણ છે, અને કોની પુત્રી છે ? ત્યારે તે કુમારિકા બોલી:—

દુહો—ભોરી અનેરા ધીય, આય ઊજલ કોટમેં;
સાવજ કેક સુભી રેઆ, ચડી જેંજી ચોટમેં.

ભાવાર્થ—ભોરી કુમારી ઊજલ કોટના અધિપતિ અનેરાની પુત્રી છે. કે જેની ચોટે ચડતાં કેક મહારથીઓ મરણને શરણ થયા છે.

ભોરીકુમારીના સૌન્દર્યની અત્યંત પ્રશંસા શ્રવણ કરીને કુલ-કુમારે પોતાના મન સાથે દૃઢ નિશ્ચય કરી લીધો, કે કાતો ભોરી કુમારીનેજ પરણવું, અથવા તો જગતનો ત્યાગ કરીને યોગી બની જવું ભોરી કુમારીની ખૂબસુરતીની કલ્પના કરતાં કુલકુમાર જાણે પ્રેમઘેલો બની ગયો. તેનું ચિત્ત ચકડોળે ચડવા લાગ્યું. ભોરી કુમારીની મનોહર મૂર્તિની કાલ્પનિક પ્રતિમા તેની દૃષ્ટિ સમક્ષ તર-વરવા લાગી. એકજ ધ્યાનમાં તલ્લીન બની ગએલો કુલકુમાર પોતાના સાતવીસું સંગાથીઓની લેશ પણ દરકાર કર્યા વગર એકદમ પોતાના અશ્વ પર આરૂઢ થઇને ગઢકાછા પ્રતિ પ્રયાણ કરવા લાગ્યો.

ઘેર આવી કોઈ સાથે કશી પણ વાતચીત કર્યા વગર, તે ચુપ-ચુપ પોતાના પલંગ પર પડી રહ્યો. ભોજન લેવાનું પણ આજ તેણે તબીયત બરાબર નથી એમ કહીને માંડીવાળ્યું કુલકુમારને આમ અલ્પ સમયમાં પલટી ગએલો જોઇને, તેની માતાએ તેના તમામ સંગાથીઓને બોલાવ્યા, અને આજ શી ઘટના ઘટવા પામી છે, તેની તપાસ કરવા માંડી. કુલકુમારના મિત્રોએ રાણીમાતાને બનેલો બનાવ સઘળો સવિસ્તર કહી સંભળાવ્યો કુલકુમારની માતા પલંગ પર લોથ પોથ બનીને પડેલા કુમાર પાસે આવી, તેને પૂછ-વા લાગી —

ભાવાર્થ—કન્યાઓએ ફુલકુમારને મીઠા શબ્દોમાં આવકાર આપ્યો, અને ફરી પણ આવવા તેની સાથે કોલ કરાર કર્યા.

આમ કન્યાઓને ફરી આવવાનું વચન આપીને, ફુલકુમાર પોતાના સઘળા સંગાથીઓ સહિત ત્યાંથી ચાલતો થયો.

જ્યારે કન્યાઓના માવિત્રોને આ વાતની ખબર પડી, ત્યારે તેમને અત્યંત ખુશાલી ઉત્પન્ન થઇ. તેમણે વિચાર્યું, કે જો ફુલકુમાર આપણામાંથી કોઇની કન્યાનો સ્વીકાર કરે, તો આપણા ભાગ્યના આગળીયા એકદમ ઉઘડી જાય. આ કારણથી તેઓ સઘળા આવતા માસની અમાવાસ્યાની આતુર અંતરે રાહ જોવા લાગ્યા.

જ્યારે બીજા માસની અમાવાસ્યાનો દિવસ આવી પહોંચ્યો, ત્યારે એજ વનવાટિકામાં પાછી રાસડાની રમઝટ જામી ગઈ. વાયદા પ્રમાણે ફુલકુમાર પણ પોતાના સાત વીસું દોસ્તો સહિત ત્યાં આવી પહોંચ્યો. સઘળા પોતપોતાના સ્થાનકે ગોઠવાઈ ગયા. અને રાસ રમવામાં એકાગ્ર બની ગએલી બાળાઓનું રાસ-મંડળ નિહાળવા લાગ્યા. કન્યાઓના સુંદર સંગીતે આખું ઉપવન ગજાવી મૂક્યું. લંગીના ઢોલનો ધ્રૂસકાએ જાણે આકાશને આવરી લીધું.

આ વખતે વાંઢના મુખી સોતા રાજપૂતે ફુલકુમારના હાથમાં અરગજાનો કટોરો આપી દીધો. તે જમાનાની ચાલતી આવતી પ્રથાને અનુસરીને ફુલકુમાર જાણી ગયો, કે આ લોકો તેને સગપણ આપવા માગે છે. ફુલકુમારે સોતા સરદારનું અપમાન ન કરતાં અરગજાનો કટોરો સહર્ષ સ્વીકારી લીધો.

આ જોઇને સોતા સરદારનો આનંદનો પાર રહ્યો નહિ તેણે વિચાર્યું કે હવે આપણો બેડો પાર થઈ જવાનો.

આ સ્થળે એક વસ્તુનો ઉલ્લેખ કરવાની ખાસ આવશ્યકતા છે, કે રાસ રમતી કન્યાઓ સાથે એક અત્યંત ખૂબસુરત નવયૌવના પણ રાસમંડળમાં રમી રહી હતી. તે પોતાના શ્વસુર ગૃહેથી હમણાંજ અહીં માવિત્રોને ત્યાં આવી હતી. યૌવનને આંગણે ઉભેલી આ મનોહર સુગ્ધાનું સુખમંડળ શરદ પૂર્ણિમાના ચંદ્રમાને પણ ઘડીભર શરમાવી દે એવું સૌન્દર્યપૂર્ણ હતું.

કુલકુમાર ઢળકતી ઢેલો સમી કુમારિકાઓના સૌન્દર્યનું પાન કરવામાં, અને તેમનું સુમધુર સંગીત શ્રવણ કરવામાં ગુલતાન બની ગયો હતો.

દુહો—કુંવારીઉં ઘેર ઘુમન, ઢેલ ધ્રસૂકે રાંધમે,
મથે ભોર ભમન, ભડુએ ભેરા સતવીસું.

ભાવાર્થ—કુમારિકાઓ રાસમાં ઘૂમે છે, અને ઢેલ ફરૂકે છે. કુલકુમાર અને તેના સાત વીસું મિત્ર રૂપ ભમરા તેમના પર ભમ્યા કરે છે.

આ વખતે કુલકુમાર જે પોતાના હાથમાં અરગજાનો કટોરો લઇ, તે કોના ઉપર ઢોળવો તેનો વિચાર કરતો ઉભો હતો, તેની દ્રષ્ટિ પેલી નવી આવેલી નવયૌવના પર પડી. આ રમણીય રાજપૂત રમણીના અનુપમ સૌન્દર્યે કુલકુમારના હ્રદય પર જાદુઇ અસર કરી. રાસ રમતી અનેકાનેક કુમારીકાઓમાંથી કોઇ પણ એ સૌન્દર્ય-મૂર્તિની સમીપમાં ઉભી શકે તેમ ન હતું. તેણે ફરી ફરીને સઘળી કન્યાઓનું બારીક દ્રષ્ટિએ અવલોકન કર્યું. આ નવી રાજપૂતાણી જેમ તારા-મંડળમાં ચંદ્ર પ્રકાશી રહે, તેમ પ્રકાશી રહી હતી. કુલકુમારને ખબર ન હતી, કે એ સુંદરી પરિણીત છે. તેણે ધાર્યું કે એ પણ અન્ય કુમારિકાઓ સાથે રાસ રમી રહેલી હોવાથી, એક કુમારિકાજ હોવી જોઇએ. નવી રાજપૂતાણીનું સૌન્દર્ય કુલકુમારને વધુને વધુ આકર્ષવા લાગ્યું. તરતજ તે ઊઠ્યો, રાસમાં રૂમઝુમ કરતી કન્યાઓ પાસે આવ્યો, અને પેલી રાજપૂત રૂપસુંદરી પર તેણે તેના હાથમાંનો અરગજાનો કટોરો રેડી દીધો.

કુલકુમારે અરગજાનો કટોરો એક પરિણીત રમણી પર ઢોળેલો હોવાથી, તેજ-વખતે સમસ્ત કન્યા મંડળમાં હાહાકાર થઇ રહ્યો. બધી કન્યાઓ ઘેરો વળીને પેલી પરિણીત સુંદરીની મશ્કરીઓ કરતી, તેની આસપાસ ફરી વળી. કુલ ભડુઓ પણ સમજી ગયો, કે કંઇક ગોટાળો થવા પામ્યો છે જ્યારે તેણે જાણ્યું, કે પેલી નવ-યૌવના તો પરણેલી છે, ત્યારે તેની ભોંઠપનો પાર રહ્યો નહિ.

હ્રદયભગ્ન બનેલો કુલકુમાર પાછો પોતાને આસને આવીને બેઠો એટલામાં એક કન્યા અરગજાનો બીજો કટોરો લાવીને, તે કુલકુમારને આપવા લાગી. તેને જોઇને કુલકુમાર ખિન્ન હ્રદયે બોલ્યો:—

દુહો—હથ કટોરો હિકડો, તંડી હિકડી ગાલ;
હિકડી છડે બઈ અડે, તેં મેં કુંડો માલ ?

ભાવાર્થ—અરગજાનો કટોરો એકજ હોય, અને વાત પણ એકજ હોય. એકને મૂકીને બીજાને પકડનાર પુરુષોમાં કંઇપણ માલ હોય નહિ.

કુલકુમારનો આ નિશ્ચય સાંભળીને એક કન્યા તેને સમજાવતાં કહેવા લાગી:—

દુહો—તું ઝૅરંધો ફુલ, પણ વડે વેણ વિમાસને;
જા ન તૉ જો તુલ, મા તૉ છૂતી ભટુઆ.

ભાવાર્થ—હે ફુલ કુમાર, તું ખરેખર એક ખુશબોદાર પુષ્પ સમાન છે. પણ આવા વેણ કાઢીને તો તારે પસ્તાવુંજ પડશે કારણકે તેં જેનો સ્પર્શ કર્યો છે, તે રમણી તારા યોગ્ય નથી.

ત્યારપછી બીજી કુમારિકા બોલી:—

દુહો—સા તેં છૂતી ભટુઆ, જે સર ભમેઓ ભોંર,
સર ભરેઓ તિન સૉરજી, સિખ ન લધીઅૅ કોર.

ભાવાર્થ—હે ભટુઆ, તેં એવી સ્ત્રીનો સ્પર્શ કર્યો કે જેના શિર પર ભમરો ભમી રહ્યો છે. અર્થાત જે પરણેલી છે. પરંતુ અહીં જે કૌમાર્યનું આખું સરોવર ભરેલું છે તેનાં મોજાંની એક પણ કોર તને જોવામાં ન આવી, એ ખરેખર, દીલગીરીની વાત છે.

એટલામાં ત્રીજી કન્યા બોલી:—

દુહો—હિન ભર સંધી કુંવારજો, સુદ્ધ મલીલજ પી.
અૅલા નીર મ પી, પઈ પાતારન મેં.

ભાવાર્થ—હે કુમાર, આ કૌમાર્યના સ્વચ્છ સરોવરમાંથી ચોખ્ખું પાણી પી. પરંતુ પાતાળમાં પેસીને અસ્વચ્છ જળનું પાન કરવા તૈયાર થા મા.

આવી રીતે એ રાજપૂત કુમારીઓ કુલ ભટુઆને અનેક રીતે સમજાવવા લાગી, છતાં દૃઢ નિશ્ચયી કુલકુમાર એક ટસી બે ન થયો. તેનો આ દૃઢાગ્રહ જોઇને એક ચટાક બોલી કુમારિકા આગળ આવીને કહેવા લાગી.

દુહો—હેઆં ન પરણું ભદુઆ, ત હિકડો વેણ સુણજ,
આય ઊજલ કોટમેં, સા ભોરી પરણજ.

ભાવાર્થ—હે કુલકુમાર, જો તને આ કુમારિકાઓમાંથી એક પણ, પસંદ ન હોય, તો એક વાત સાંભળ. ઊજલ કોટમાં ભોરી નામની એક અત્યંત સ્વરૂપવાન કન્યા છે તેનેજ પરણજે.

આ સાંભળી કુલ ભદુઓ બોલ્યો, કે એ ભોરી કુમારી કોણ છે, અને કોની પુત્રી છે? ત્યારે તે કુમારિકા બોલી:—

દુહો—ભોરી અનેરા ધીય, આય ઊજલ કોટમેં;
સાવજ કૈક સુમી રેઆ, ચડી જેંજી ચોટમેં.

ભાવાર્થ—ભોરી કુમારી ઊજલ કોટના અધિપતિ અનેરાની પુત્રી છે. કે જેની ચોટે ચડતાં કેક મહારથીઓ મરણને શરણ થયા છે.

ભોરીકુમારીના સૌન્દર્યની અત્યંત પ્રશંસા શ્રવણ કરીને કુલકુમારે પોતાના મન સાથે દૃઢ નિશ્ચય કરી લીધો, કે કાંતો ભોરી કુમારીનેજ પરણવું, અથવા તો જગતનો ત્યાગ કરીને યોગી બની જવું. ભોરી કુમારીની ખૂબસુરતીની કલ્પના કરતાં કુલકુમાર જાણે પ્રેમઘેલો બની ગયો. તેનું ચિત્ત ચકડોળે ચડવા લાગ્યું. ભોરી કુમારીની મનોહર મૂર્તિની કાલ્પનિક પ્રતિમા તેની દૃષ્ટિ સમક્ષ તરવરવા લાગી. એકજ ધ્યાનમાં તલ્લીન બની ગએલો કુલકુમાર પોતાના સાતવીસું સંગાથીઓની લેશ પણ દરકાર કર્યા વગર એકદમ પોતાના અશ્વ પર આરૂઢ થઇને ગઢકાછા પ્રતિ પ્રયાણ કરવા લાગ્યો.

ઘેર આવી કોઈ સાથે કશી પણ વાતચીત કર્યા વગર, તે ચુપચુપ પોતાના પલંગ પર પડી રહ્યો. ભોજન લેવાનું પણ આજ તેણે તબીયત બરાબર નથી એમ કહીને માંડીવાળ્યું. કુલકુમારને આમ અલ્પ સમયમાં પલટી ગએલો જોઇને, તેની માતાએ તેના તમામ સંગાથીઓને બોલાવ્યા, અને આજ શી ઘટના ઘટવા પામી છે, તેની તપાસ કરવા માંડી. કુલકુમારના મિત્રોએ રાણીમાતાને બનેલો બનાવ સઘળો સવિસ્તર કહી સંભળાવ્યો. કુલકુમારની માતા પલંગ પર લોથ પોથ બનીને પડેલા કુમાર પાસે આવી, તેને પૂછવા લાગી:—

દુહો—નં-એં ખુરીસેં ખેણુ, કેસર ભિનેં કપડું,
કેડા ચેઆ કુવેણુ, અજ આંતણુ વારીઓં.

ભાવાર્થ—હે કુમાર, તેં કેસરભીનાં વસ્ત્રો અંગે ધારણ કરેલાં હોવા છતાં, તું આનંદથી ભોજન કેમ લેતો નથી ? પેલી આતણુવાળી કુમારીકાઓએ આજ તને કેવાં કડવા વચન કહ્યા, તે કહે.

કુલકુમાર હવે પ્રેમના અજબ રંગે રંગાઇ ચૂકયો હતો. તેને એક ભોરી કુમારી સિવાય સઘળી દુનિયા શૂન્યવત્ જણાતી હતી. માતાને આવેલી જોઇને તે પલંગ પર બેઠો થયો અને પ્રેમના આવેશમાંજ બોલવા લાગ્યો.

દુહો—આંઉં ગિનંધો વેસ, ઝીઝાં* જોગીડ઼નજો;
પસણુ+ કાજ પરદેસ, ×અમાં ! હિડે આસ કઈ.

ભાવાર્થ—વહાલી માતા આ જગતનો ત્યાગ કરીને, મારે યોગીનો વેશ ધારણ કરવો છે. હવે દૂર દૂરના દેશો જોવાની હે માતા! મારા મનમા અભિલાષા જાગી છે.

કુલકુમારને તેની માતા અનેક રીતે સમજાવવા લાગી, છતાં તે એકનો બે ન થયો. કુમારના હઠાગ્રહ પાસે માતા લાચાર થઈ. એકના એક પુત્રને યોગી બનવા તૈયાર થએલો જોઇને, તેના અંતરમાં અત્યંત દુઃખ થયું. યોગીપણું કેટલું વિષમ છે, અને યોગી થવા ઈચ્છનારનું હૃદય કેવું ઉચ્ચ હોવું જોઇએ તેનો ભેદ સમજાવતી તે બોલવા લાગી:—

દુહો—જે ભાંઈયેં જોગી થીઆં, ત તગાં છડ તમામ,
ગોલા ગોલનજા જુકો, તેંજો થીજ ગુલામ,
ત નાંગા તો જો નામ, લખાંધો લાહૂદ મેં.

ભાવાર્થ—હે કુમાર, જો તારે યોગી થવું હોય તો સઘળી આશાઓ છોડી દેવી જોઇએ, અને જે ગુલામોના ગુલામ હોય તેના પણ દાસ થવું જોઇએ. આમ કરીશ, તોજ તારૂં નામ ઇશ્વરના દરબારમા લખાવા લાયક બનશે.

* ઝીઝા=માતાને અત્યંત વહાલથી બોલાવવાનો શબ્દ.
+ પસણુ કાજ=જોવા માટે. × અમા=માતા.

દુહો—જે ભાંઇયેં જોગી થીઆં, ત જુસો જોપ અલ,
ભુગે ભુગે ને ભંગ જીંય તન પાંહીંજો તલ,
ઇંજા આય અખીયનમેં, સે વારે કજ વલ,
ત કાએઈ કો કલ, ડેખાડીંધો ડે ધણી.

ભાવાર્થ—જો તું યોગી થવા ચાહતો હોય, તો તારા મનને બરાબર સંયમમાં રાખજે, અને જેમ ભાંગ શેકાય, તેમ તારા શરીરને શેકી નાખજે. વળી મોહનું મોટું દુઃખ આંખોમાં છે તેને પણ વાળીને વશ કરજે. જ્યારે આટલું કરી શકીશ, ત્યારે તેને ઇશ્વર ઉધ્ધારનો માર્ગ બતાવશે.

દુહો—કુતકા-પુતકા કફનીઉં, ને સેલ્યું જેંજા સગા,
નેણ નાથ ધણીમેં, લાગટ જેંજા લગા,
સામીડા ઊ સગા, ઓડા થીંધા અલખ કે.

ભાવાર્થ—ફાંટાં-તૂટાં ચીથરાં, કફનીઓ, અને સેલીઓ એજ જેનાં સગાં વહાલાં છે, જેનાં નયનો નિરંતર પ્રભુમાંજ લાગેલાં છે. એવા યોગીઓજ ઇશ્વરને પહોચી શકે છે.

દુહો—અલખ લખીયેં જે, સચા ઊ સામી,
તું તાં ઓડે પંધમેં, વિઠેં, વિસામી,
ગડયો નં-આઇયેં ગુરૂકે, તું ચાઇયેં કીં સામી?
મારજ મિંઢામી, ત પોંચેં પિંગીં પિરીયન કે.

ભાવાર્થ—અલખને જે ઓળખી શકે, તેજ સાચો યોગી કહેવાય. તું તો હજુ મોહરૂપી માર્ગમાંજ મુંઝાઇને બેઠો છે. જ્યાંસુધી તને કોઈ લાયક ગુરૂ ભેટ્યો નથી, ત્યાંસુધી તું યોગી શી રીતે કહેવાઇશ? પણ જો તું તારા મનને મારીશ, તોજ ઇશ્વરના માર્ગમાં પહોંચી શકીશ.

વળી યોગીપણામાં કેટકેટલું કષ્ટ સહન કરવું પડે છે, તે સમજાવતાં કુલકુમારની માતા બોલી.

દુહો—જોગી, ભોગી, કાપડી, ને અછતજા છોરા,
પિન્યો પેં પતરમેં, ભિતન ભર ભોરા,
ચ્યંઇન અઘોરા, સમજ સૂંઅણું ભદુઆ.

ભાવાર્થ—જોગી, બટુ ભોગી, કાપડી, અને અછતમાં ઉછરેલાં

ભાગો એ સઘળાંને ભીખ માગીને ભીંતીની ઓથે ઠીકરાંમાં ખાવાનો વખત આવે છે, અને એમને અઘોરી જેવા બનવું પડે છે, માટે સગુણા ભદુઆ કુમાર! તું હવે સમજી જા.

વળી તે બોલીઃ—

દુહો—અંતર અદ્ધો નં-કરીએ, ધુએં તો ધાગા,
પુછંધે પુરખજે ધણી, લકલ ને લાગા,
સામી સુભાગા, ગુરૂ વિણ સુઝે નં ગાલડી.

ભાવાર્થ—અંતરને ઉજળું કર્યા વગર, તું ગળામાં પહેરવાનો દાગો (જનોઈ) ધોઈ રહ્યો છે. જ્યારે ઈશ્વર તારી કરણી વિષે પૂછવા માંડશે, ત્યારે ગુરૂની મદદ વગર તને એક પણ વાત સુઝશે નહિ

દુહો—જે ભાંઈયેં જોગી થીઆં, ન મન મુંદ્રા પાએ,
વિંધ વેરાગી મનકે, તું કન મં-વિંધ્રાએ.

ભાવાર્થ—જો તું યોગી થવા માગતો હોય, તો તારા મનને વીંધીને તેમાં મુદ્રા પહેરજે, માત્ર કાન ફડાવીને તેમાં મુદ્રા પહેરવાથી કશું વળે તેમ નથી.

પછી આજના યોગીઓ કેવા હોય છે, તેનું વર્ણન કરતાં તે બોલીઃ—

દુહો—ચેલ બધેંતા ચમડા, ને નાંગ નોરીઆ ભેડ,
ધોજખજે ધર હેડ, સગર સંન્યાગિન જા.

ભાવાર્થ—કમરપર ચામડાં બાંધેલા અને ભેડમાં નાગ અને નોળીઆ નાખેલાં એવા આજના યોગીઓનો રસ્તો નર્કદ્વાર તરફજ છે.

આમ કુલકુમારની માતાએ તેને કેં કેં પેરે સમજણ આપી, છતાં તે તો પોતાના નિશ્ચયમાં પહાડ સમો અડગ રહ્યો. તેની માતા તેના હઠાગ્રહથી હારી નિરાશ હૃદયે પાછી ફરી.

કુલકુમારે પોતાના સાત વીશું સંગાથીઓને એકઠા કર્યા, અને કહ્યું, કે જો તમે મારી સાથે ચાલવા માગતા હો, તો તમારે આ જગતનો ત્યાગ કરી, મારી માફક યોગીનો વેષ ધારણ કરવો પડશે. માટે તમારા મનનો જે વિચાર હોય, તે હમણાંજ મને જણાવી દો.

કુલકુમારના મિત્રોનો તેના પ્રત્યે એટલો તો ગાઢ સ્નેહ બંધાઇ ગયો હતો, કે તેઓ તેને પળવાર પણ પોતાથી દૂર થવા દેવા માગતા ન હતા. તેઓ બોલ્યા, રાજકુમાર અમે તમારે સુખે સુખી, અને તમારે દુઃખેજ દુઃખી થવાને તૈયાર છીએ.

પોતાના દોસ્તોનો આટલો પ્રેમ જોઇને કુલકુમાર અત્યંત આનંદિત થઇને બોલ્યો.

દુહો—જોગી જે થીંધા, ત કર્યો તુમેંજા કીનરા,
તં લોંએં લોંધા, ભોરી રાણી ભાવરા.

ભાવાર્થ—જો તમારે મારી સાથે યોગી બનવું હોય, તો તુંબડાં લઇને તેમાંથી કીનરા (એક જાતનું વાજિંત્ર) બનાવો. અને એ રીતે આપણે ભોરી રાણીને પ્રાપ્ત કરી શકીશું,

કુલભદુઆનું ફરમાન થતાંજ, તેના સાતેવીસું દોસ્તોએ તુંબડાંમાથી કીનરા તૈયાર કરી લીધા, અને સઘળાએ યોગીનો વેશ ધારણ કરી લીધો. દરેકને ભગવાં વસ્ત્રો અને એકેક પતરપાવડી આપી, તેણે આબેહૂબ યોગીની જમાત તૈયાર કરી લીધી. પોતે રેશમી ભગવાં વસ્ત્રો પહેરી, ગળામાં સેલી, પગમાં સુવર્ણ ચાખડીઓ, અને કાનમાં રત્નજડિત મુદ્રા ધારણ કરી જમાતનો મહંત બની બેઠો.

એક વખત તેને કીનરી વગાડતો જોઇને, તેની માતાના હૃદયમાં દુઃખ થવાથી તે બોલી:—

દુહો—અરેઆ ચોર મ કિનરી, વેરાગી વઇ,
ભોરી કારણ ભદુઆ, દુખી મ-કર ડઇ,
કેં હી ગાલ કઇ, કૂડી કાપડીયનજી?

ભાવાર્થ—હે પાગલ વૈરાગી! તું આ કિનરીનું બજાવવું બંધ કર. ભોરીકુમારીના કારણે તારા શરીરને દુઃખી કર મા. તને યોગી બનાવવાની આ ભુંડી વાત કોણે કરી?

આમ કુલકુમારની માતા અને તેના પિતાએ પોતાથી જેટલું બની શકે તેટલું કર્યું, પણ તેઓ તેમના એકે પ્રયત્નમાં ફાવ્યા નહિ. શિરાજ ભદુઆને ખાતરી થઇ, કે તેનો કુમાર પેલા બાલકનાથ

મહાત્માના કથન અનુસાર તેની આજ્ઞાનુ ઉલ્લંઘન કરનારજ નીવડ્યો. આમ વિચારી એણે પણ તેની આશા છોડી દીધી

કુલકુમાર પોતાના સઘળા મિત્રોની જમાતને તૈયાર કરી, નેજા, નિશાન, અને નગારા સાથે, પૂર્ણ દમામથી ગઢકાછામાથી કૂચ કરવાની તૈયારી કરવા લાગ્યો

દુહો—અગર પોતા કને મેં, ધુઈયે ભભકે ધૂપ,
પગે ચાખડીયુ સોનજ્યુ, નાંગે નવલા રૂપ.

ભાવાર્થ—જેમના કાનમા અગરના પુમડા છે, ધૂણીઓમા સુગ-ધીદાર ધૂપ ભભકી રહ્યો છે. અને જેમને પગે સોનાની ચાખડીઓ પહેરેલી છે, એવા એ નાગાઓના દીદાર કંઈ અજબ છે

દુહો—હઈ પટોરે પંગ હલેઓ રખી હામ,
જોગી થેઓ જામ, ભોરી કારણ ભદુઓ.

ભાવાર્થ—પટોળા ઉપર પગના માટી, હૈયામા હામ રાખીને તે ચાલવા લાગ્યો ભોરી કુમારીની ખાતર ગઢકાછાનો ભાવિ જામ કુલ ભદુઓ યોગી બની ગયો

ભટ્ટી વંશનો આ સ્નેહયોગી કુલ ભદુઓ પોતાની સ્નેહરાજ્ઞીને પ્રાપ્ત કરવાની ખાતર ગઢકાછાને છેલ્લી સલામ કરી ચાલી નીકળ્યો

---

( ૩ )

## સ્નેહરાજ્ઞીની શોધમાં.

કુલકુમાર આમ મજલ દરમજલ કરતો, અને ટાઢ-તાપ સહન કરતો, પોતાની જોગી જમાત સાથે કેટલાક દિવસને અંતરે ઉજ્જલકોટની પાદશમા આવી પહોચ્યો

અહી એક ગોવાળીઆને પોતાની ગાયો ભેગો ચારતો ઉભેલો જોઇને તેને કુલકુમારે પૂછ્યુ ભાઇ ગોવાળીઆ, ઉજ્જલકોટ હજુ અહીંથી કેટલુક આઘેરૂ છે ?

કુલ ભદુઆનો દેખાવ અને તેનો દમામ જોઇને ગોવાળીઓ

સમજી ગયો, કે આ પણ કોઇ ભોરીકુમારીના પ્રેમમાં પાગલ બનેલો જણાય છે. એમ વિચારી તે બોલ્યો.

દુહો—ઉંચે ઊજલ કોટજા, ડેવર તા ડિસજન,
સુરત કજ સામી, રખે માઢડા ખિલન.

ભાવાર્થ—પેલાં ઊજલ કોટનાં દહેરાં તો અહીંથી પણ દેખાય છે. પણ અરે ત્યાગી, તું ચેતીને ચાલજે, રખે લોકો તારા પ્રત્યે હાસ્ય કરે.

ગોવાળીઆને આવો વિચિત્ર જવાબ આપતો જોઇને, કુલકુમારે તેને તેમ કરવાનું કારણ પૂછયું, ત્યારે તે બોલ્યો, યોગીરાજ, અ મારા રાજાની પુત્રી ભોરીકુમારીના મુખનું દર્શન માત્ર કરવાને પણ અહીં અનેક રાજા મહારાજાઓ આવ્યા કરે છે. તેથી મેં ધાર્યું, કે તમે પણ એજ કારણથી અહીં આવેલા હશો.

ઊજલ કોટની પાડોશમાંજ ભોરીકુમારીની આવી પ્રશંસા સાંભળીને કુલ ભદુઆની તેને વરવાની ઉત્કંઠા અનેકગણી વધી પડી તેણે ગોવાળીઆને પૂછયું, કે એ ભોરીકુમારી કેવીક છે?

આ સાંભળીને ગોવાળીઓ બોલ્યો.

દુહો—પલો પુરખજો નં-છુએ, નરજો નં-ગિને નામ,
ઓડી નં-થીએ અજાકે, નર નામે તમામ,
સામી તોંજી હામ, મનજી મનમેં રય રખે!

ભાવાર્થ—એ ભોરીકુમારી પુરૂષને અડકતી પણ નથી, નર વસ્તુનું નામ પણ લેતી નથી. અને નર નામે અનાજ પણ ખાતી નથી. હે યોગી, તારા મનની હામ રખે મનમાજ રહી જાય

ગોવાળીઆની આ વાત સાંભળી કુલ ભદુઓ તેને કંઇ પણ પ્રત્યુત્તર ન આપતાં આગળ ચાલવા લાગ્યો.

ઊજલ કોટની પાદરે આવી પહોંચતાં, ત્યાં આવેલા મેરાણસર નામના તળાવ પર તંબુ નાખીને ત્યાંજ સૌએ મેલાણ કર્યું.

દુહો—તંગોટી મેરાણ તડ, અચી ઉલી કેઆં,
ચેસેં કે ચેઆં, ઊજલ નગરી ન્યારેઓ.

ભાવાર્થ—ફુલ ભદુઆએ ગેરાણુસરની પાળ પર રાવટીઓ ઉભી કરી દીધી, અને પોતાના ચેલાઓને કહ્યું, કે તમે ઊજલ નગરીનું નિરીક્ષણ કરી આવો.

દુહો—ચુકે ચેલા ચાર, હલાંય ઊજલ કોટમેં,
ઊજલજે આચાર, કો ન ડિઠી કામની

ભાવાર્થ—ફુલ ભદુઆએ ઊજલ નગરીની બાતમી મેળવવાને ચાર ચેલાઓને મોકલ્યા, તેમણે આવીને કહ્યુ, કે ઊજલ નગરી જેવી સૌન્દર્યવતી સ્ત્રીઓ અમે કયાએ જોઇ નથી.

ઊજલ નગરીની સ્ત્રીઓની સૌન્દર્ય-પ્રશંસા સાંભળીને સોરી કુમારીને નિહાળવાની ફુલ ભદુઆની હોંસ પ્રતિપળે વધવા લાગી. પોતાના મનની અભિલાષા પરિપૂર્ણ કરવાને તે મનમાં ને મનમાં અનેક પ્રકારના ઘાટ ઘડવા લાગ્યો જાત જાતના હવાઇ કિલ્લા બાંધવા લાગ્યો પરંતુ હજુસુધી તેને એક પણ સચોટ ઈલાજ હાથ ચડ્યો ન હતો.

રાત્રિ પડતાં, તેણે પોતાની આખી જમાતમાં હુકમ ફેરવી દીધો, કે આપણી છાવણીમાં જેટલા ઊંટ હોય, તે સઘળાના ખોરાકમાં એકેક તોલો કસ્તુરી મિલાવી દેવી, અને ઊંટોનાં મોઢાં, તેઓ ઓગાળ વાળી શકે નહિ તે માટે બરાબર બાંધી રાખવાં.

આવો હુકમ ફેરવી ફુલ ભદુઆએ દરેક ઊંટ માટે એકેક તોલો કસ્તુરી મોકલી દીધી અને ઊંટોના મેલાણમાં જાતે હાજર રહીને, તેમને કસ્તુરી ખવડાવી, સઘળા ઊંટોનાં મોઢા સંભાળ પૂર્વક બંધાવી દીધાં.

દુહો—આધી રાત ઉધી કરે, નાગેં વજાઇયું,
રણઝણ! રણઝણ! રાગમેં, કોડ કીનરીઉં.

ભાવાર્થ—અર્ધી રાતે વડીને આ યોગીઓએ પોતાની રણઝણાટ કરતી કીનરીઓ બજાવવા માડી

રાત્રિ પાછલી ચાર ઘડી રહી ત્યારે સઘળી છાવણીમા ઠેકઠેકાણે અગર-ચંદનની ધૂણીઓ સળગાવી દેવામાં આવી, અને આખી રાત જે ઊંટોનાં મોઢાં બાંધી રાખવામા આવ્યા હતાં તે પણ છોડી નાખવામાં આવ્યાં, એટલે બધા ઊંટો ઓગાળ વાળવા (વાગોળવા) મંડી

ગયા. ઊંટોએ કસ્તુરી ખાધેલી હોવાથી, એમના વાગોળવાથી ચારે તરફનું વાતાવરણ કસ્તુરીની ખુસ્બોથી બહેક બહેક બની ગયું. પવન પણ ઊજલ નગરી તરફનો હોવાથી આખું શહેર કસ્તુરીની વાસથી સુવાસિત બની ગયું. ઊજલ નગરીની ગલીએ ગલી અને શેરીએ શેરી સુગંધમય બની ગઇ. આખી નગરી જાણે કસ્તુરીનું ધામ બની ગઈ.

શહેર બહાર કોઈ કસ્તુરીનો મોટો સોદાગર આવેલો હોવો જોઇએ, એવું જાણી ઊજલકોટના સઘળા મોટા વેપારીઓ વહેલી સવારમાં કસ્તુરીનો સોદો કરવા એક પછી એક શહેર બહાર આવવા લાગ્યા. અને કેવી કળાથી સોદો પાર ઉતારીને એ સોદાગરને ઠગી, એકના બે કરી લેવા, તેની યુક્તિ-પ્રયુક્તિઓ એક બીજાને બતાવવા લાગ્યા. કસ્તુરીની સુગંધની દિશામાં ચાલતા ચાલતા, તેઓ થોડાજ સમયમાં મેરાણસરની પાળે પડેલી યોગીઓની જમાતમાં આવી પહોંચ્યા. યોગીઓનું મેલાણ કસ્તુરીથી બહેકતું જોઇને વેપારીઓને નવાઈ લાગી રાજપાલ નામના એક લક્ષાધિપતિ વેપારીએ તે યોગીઓમાંના એકને પૂછયુ, કે તમારા મેલાણમાંથી આટલી બધી કસ્તુરીની સુગંધ આવે છે તેનું કારણ શું છે? આ પ્રશ્નના ઉત્તરમાં પેલો યોગી બોલ્યો, કે એ તો માત્ર આ ઊંટોના ઓગાળની દુર્ગંધ ન આવે તે માટે અમે એમને કસ્તુરી ખવડાવીએ છીએ આ જવાબ સાંભળીને પેલા વેપારીઓ તો સઘળા દિગ્મૂઢ બની ગયા. તેમણે વિચાર્યું, કે ઊંટોના ઓગાળની દુર્ગંધજ માત્ર દૂર કરવાને તેમને જેઓ કસ્તુરી જેવી અમૂલ્ય વસ્તુ ખવડાવે છે, એ લોકો કોણ જાણે કેવા ધનાઢ્ય હશે, અને તેમનું સામર્થ્ય પણ કેટલું હશે? વળી એ બધા યોગીઓ જાણે એકજ ઢાળમાંથી કાઢેલા હોય, તેવા એક સરખી ઉંમરના અને એક સરખાજ હોવાથી, તેમના અચંબાનો પાર રહ્યો નહિ યોગી લોકોની સાહેબી જોઇને વેપારીઓને જમાતના મહંતનાં દર્શન કરવાની ઇચ્છા થઈ આવતાં, તેમણે પોતાની ઇચ્છા પેલા યોગી પાસે વ્યક્ત કરી ત્યારે તે બોલ્યો, પેલા કીનખાબના તંબુમાં બેઠેલા અમારા ગુરૂદેવ હમણાં ધ્યાનમાં બેઠેલા હોવાથી, તેમના ધ્યાનનો ભંગ ન થાય, એવીરીતે દૂરથીજ દર્શન કરવા ઇચ્છતા હો, તો ફરી પણ હરકત નથી. આ સાંભળીને સઘળા

વેપારીઓ પેલા કીનખાબના તંબુમાં, જ્યાં ગઢકાછાનો કુલકુમાર એક યોગીના સ્વાંગમાં ધ્યાન–નિમગ્ન બેઠેલો હતો, ત્યાં ગયા. અને દૂરથી હાથ જોડીને એ કુલનાથ યોગીનાં દર્શન કર્યાં. યોગી મહાત્માના રાજવંશી ચહેરાનો પ્રભાવ અને પ્રતાપ જોઇને ઉજ્જલનગરીના વેપારીઓ અજાઇ ગયા તેઓ પોતપોતામાં સલાહ કરવા લાગ્યા, કે આજ ભાગ્યયોગેજ આવા પ્રતાપી મહંતનાં દર્શન કરવાનો યોગ પ્રાપ્ત થયો છે, તો એ અમૂલ્ય અવસરને એળે જવા દેવો નહિ આમ વિચારીને રાજપાલ શેઠે બે હાથ જોડીને પેલા યોગીને વિનતિ કરી, કે આજ આપની આખી જમાત અમારે ત્યાં ભોજન કરે, એવી મારી અભિલાષા છે. પેલા યોગીએ પ્રત્યુતરમાં જણાવ્યુ, કે અમો ક્યાએ ભોજન લેતા નથી. છતા તમે થોડો સમય થોભો, તો અમારા મહંત હમણાંજ ધ્યાન મુક્ત થશે, એટલે તેમને પૂછીને તમોને સ્પષ્ટ ઉત્તર આપવામા આવશે. આ સાંભળીને પેલા વેપારીઓ ત્યાં બેઠા, અને થોડીજ વારમાં એક યોગીએ આવીને પેલા શેઠને કહ્યું, કે તમારી ભક્તિ–ભાવના જોઇને, અમારા ગુરૂ મહારાજે તમારા આમંત્રણનો સ્વીકાર કર્યો છે માટે અમો ખુશીથી આવીને આજ તમારે ત્યાં ભોજન લઈશું. આ સાંભળીને રાજપાળ શેઠ પોતાનાં ધન્ય ભાગ્ય માનવા લાગ્યો. અને ઘેર જઇને ભોજન સામગ્રીની તૈયારી કરાવવા લાગ્યો.

ભોજનનો સમય થતાં રાજપાલ શેઠે એક ભવ્ય સામૈયાથી અને ઘણીજ ધામધૂમથી કુલનાથ મહાત્માની જમાતને તેડી લાવીને પોતાને ત્યાં જમાડી યોગીઓની જમ તનો રજવાડી ઠાઠ, અને એમની અતૂલ સામગ્રીની વાતો ઉજ્જલ નગરીમાં ઠેરઠેર ચર્ચાવા લાગી

કુલનાથ યોગીની જમાત રાજપાળ શેઠને ત્યા ભોજન લઇને જ્યારે પાછી ફરતી હતી, ત્યારે ચિત્રનાથ યોગીનો એક ચેલો વીરપખ, જે ભોરીકુમારીના મુખનું દર્શન કરવાને બાર વર્ષથી ઉજ્જલ નગરીની બજારમા ધૂણી નાખીને પડ્યો હતો, તેની દૃષ્ટિ આ કુલનાથ યોગી પર પડી સુવર્ણની રત્નજડિત ચાખડીઓ જેણે પગમા પહેરેલી છે, એવા આ રાજવશી મુખમુદ્રાવાળા મહાત્માને જોઇને, વીરપખ ઉભો થઇ ગયો, અને કુલનાથની પરીક્ષા કરવાને તેને તેણે પ્રશ્ન કર્યો

દુહો—જોગી મુઝેંતો જુગમેં, તું વડેરો વીર,
કિતે તોંજો તકીયો, કિતે તોંજો પીર.

ભાવાર્થ—આજના યુગમાં તું એક મોટો મહાત્મા મનાયો છે, તો પછી તારો તકીયો અર્થાત તારૂં સ્થાનક ક્યાં છે, અને તારો ગુરૂ કોણ છે?

વીરપખનો પ્રશ્ન સાંભળીને કુલનાથ બોલ્યોઃ—

દુહો—જોગી સુઝાંતો જુગમેં, આંઉં વડેરો વીર,
મિંઝઈં મુંજો તકીયો, મિંઝઈં મુંજો પીર.

ભાવાર્થ—હું આજના યુગમાં મોટો યોગી મનાઉં છું. મારૂં સ્થાનક અને મારો ગુરૂ એ બંને મારા મનની અંદરજ છે.

તેજના અંબાર રૂપ કુલનાથ યોગીનું પ્રત્યુત્તર સાંભળીને વીરપખ કળાહીન બની ગયો. તે સમજ્યો, કે આ કુલનાથની કરામત તેના કરતાં અનેકગણી વધી જાય તેમ છે. તેણે વિચાર્યું, કે લોરીકુમારીને માટે જ્યાં આવા મહાત્માઓ પણ ભટકી રહ્યા છે. ત્યાં મારૂં શું ગજું? એમ ધારી, તે તેજ વખતે પોતાની ધૂણીને સંકેલીને ચાલતો થયો. આ બનાવ જોઇને ઊજલનગરીના લોકો આશ્ચર્ય વિમુગ્ધ બની ગયા. તેમણે વિચાર્યું, કે બાર વરસથી અહીં ધૂણી નાખીને પડેલા વીરપખ યોગીને એકજ બોલમાં ચાલતો કરી દેનાર આ કુલનાથ, ખરેખર, એક મહાન સામર્થ્યવાન મહાત્મા છે.

જે સમયે કુલનાથ અને વીરપખનો વાદવિવાદ ચાલતો હતો, તે વખતે લોરીકુમારીની એક દાસી જે અહીં ઉભેલી હતી, તે આ કુલનાથની શક્તિ, તેનો રજવાડી ઠાઠ, અને તેની મનોહર મુખમુદ્રા જોઇને મંત્રમુગ્ધ બની ગઇ. તેણે લોરીકુમારી પાસે જઇને ઊજલનગરીમાં પધારેલા આ કુલનાથ મહાત્માની અલૌકિક શક્તિનાં પેટ ભરીને વખાણ કરી નાખ્યાં. જેનાં દર્શન માત્ર કરવાથી પણ ભવોભવનાં પાપ પ્રજળી જાય, એવા એ મહાન સામર્થ્યશાળી મહાનુભાવ મહંતનાં દર્શન કરવાની અનાયાસે પ્રાપ્ત થએલી તકનો ઉપયોગ કરી લેવા તેણે લોરીકુમારીને અત્યંત આગ્રહ કરવા માંડ્યો. પરંતુ નરજાતિ તરફ નજર પણ ન કરનારૂં લોરીકુમારીનું અખંડ

બિરદ હોવાથી, તેની દાસીની કુલનાથ મહાત્માની દૈવી શક્તિની પ્રશંસા, અને તેનાં દર્શન કરવાનો આગ્રહ તેની આગળ અરણ્ય-રૂદન સમાન થઈ પડ્યાં. નર નામે અનાજને પણ જે અડકે નહિ. એવી લોરીકુમારીએ, ગમે તેવા પ્રતાપી છતાં એક નરજાતિના મહાત્માનાં દર્શન કરવાની પોતાની અનિચ્છા સાફ સાંભળાવી દીધી.

ઊજલ કોટની પાદરે ડેરાં દઇને પડેલા કુલ ભદુઆને, છ માસનો સમય વ્યતીત થવા આવ્યો છતાં કોઈ દિવસ લોરીકુમારીના મુખાર વિંદનાં દર્શન કરવાની તક પણ તે પ્રાપ્ત કરી શકયો નહિ. તેની ધીરજ અખૂટ હોવા છતાં તે હવે દિવસે દિવસે ખૂટતી જતી હતી તેણે પોતાના મનોરથો સિદ્ધ કરવાની ખાતર અનેક યુક્તિઓ લડાવી જોઇ, અનેક ઈલાજ કામે લગાડી જોયા, છતાં તે પોતાના એક પણ ઈલાજમાં ફાવી શકયો નહિ. લોરીકુમારીના સ્નેહામૃતનું પાન કરવાને ભટ્ટી વંશનો આ સ્નેહયોગી દિવસે દિવસે વધુ ને વધુ તલ-પાપડ થવા લાગ્યો.

## ( ૪ )
## લક્ષ્ય-પ્રાપ્ત.

લોરીકુમારીએ ઊજલનગરીથી એકાદ કોશને અંતરે આવેલી એક મનોહર પુષ્પ વાટિકામાં, ખાસ પોતાને માટે એક મેંઢેર વાવ તૈયાર કરાવી હતી દરરોજ રાત્રે એ વાવમાંથી લોરીકુમારીની દાસીઓનો પાણી ભરવા જવાનો રિવાજ હતો. આ વર્તમાન કુલ ભદુઆને પ્રાપ્ત થતાં, તે એક રાત્રિએ પોતાની જંત્રી સાથે એકલોજ ત્યાં પહોંચી ગયો. વાવની બાજુમાંજ પોતાનું સ્થાન લઇ, તે લોરીકુમારીની દાસીની રાહ જોતો ત્યાં જાગતોજ બેસી રહ્યો. બરાબર મધ્યરાત્રિના સમયે વાવમાંથી પાણી ભરવા આવેલી લોરીકુમારીની દાસી પર તેની દૃષ્ટિ પડી. દાસી પાણી ભરીને જેવી વાવમાંથી બહાર નીકળવા જાય છે, તેવીજ તેણે કન્હૈયાની બંસી સમી પોતાની જંત્રીને છેડવી શરૂ કરી દીધી.

કુલ ભદુઆની જંત્રી વગાડવાની શક્તિ ખરેખર અદ્ભુત હતી. તેની જંત્રીનો સ્વર સાંભળીને ઊડતાં પંખીઓ પણ સ્થિર થઇ જાય, એવી અજબ તેમાં મીઠાશ હતી.

મધ્યરાત્રિ લટકવા આવી હતી. અને કુલભદુઆએ એજ સમયને યોગ્ય એક હૃદયસ્પર્શી રાગ જંત્રીમાં બજાવવો શરૂ કર્યો. શાન્ત રાત્રિના સમયે, કુલ ભદુઆની જંત્રીમાંથી છૂટેલા મધુરા રાગે, પાણી ભરીને બહાર આવેલી દાસીના હૃદય પર અદ્ભુત અસર કરી. મસ્તક પર ભરેલી ઝગમગતી હેલ સહિત ભોરીકુમારીની દાસી, આ સ્નેહયોગીનું સ્નેહગાન સુણતી, એક પત્થરની પુતળી સમાન સ્થિર બનીને ઉભી રહી. આ રાગમાં તે એટલી તો તલ્લીન બની ગઇ, કે પોતે કયાં છે, શું કરે છે, અને કેટલો સમય પસાર થાય છે, તે સુદ્ધાંનું પણ તેને લેશમાત્ર ભાન રહ્યું નહિ. જેમ જેમ સમય પસાર થતો જતો હતો, તેમ તેમ કુલભદુઓ જુદા જુદા સમયના રાગના પલટા લેતો પોતાની જંત્રી એકાગ્ર ચિત્તે બજાવી રહ્યો હતો. જંત્રીમાં જ્યારે તેણે પ્રભાત રાગ ચાલુ કર્યો, અને પ્રાતઃકાળનો ઝાંખો પ્રકાશ જ્યારે જગતના પટ પર ફરી વળવા લાગ્યો, ત્યારેજ પેલી જંત્રીના તાનમાં મસ્તાન બની રહેલી બાનડીને ભાન આવ્યું, કે સમય ઘણોજ વ્યતીત થઇ ગએલો હોવાથી આજ જરૂર ભોરી-કુમારીના ગુસ્સાના ભોગ બનવું પડશે. એક તરફ સંગીતની અવર્ણ્-નીય મીઠાશ, અને બીજી તરફ ભોરી કુમારીના ગુસ્સાની ધાસ્તી, એ બંને વચ્ચે દાસીનું હૃદય હવે મુંઝાવા લાગ્યું. છતાં એ મનો-મુગ્ધકારી સંગીતનો તે સત્વર ત્યાગ કરી શકી નહિ જ્યારે પૂર્વ દિશામાંથી સવિતા દેવનાં પ્રકાશિત કિરણો ફુટી નીકળવાની તૈયારી થઇ ચૂકી, ત્યારેજ તે ખરેખરી જાગૃત થઈ, અને બોલી:—

દુહો—વઇ વિયામાં રાતડી, સામી થઇ સવાર,
આંઉં પિંઢજે ભારસેં, ઉભી મરાં ભાર,
તોંજે તન તવાર, કેંડી લગી કાપડી ?

ભાવાર્થ—રાત વીતી ગઇ. અને સવાર સામે આવી. હું મારા ઉપરના બોજાથી ભારે મરી રહી છું. માટે હે યોગી ! તારા મનમા શાનું રટન લાગી રહ્યુ છે, તે તું મને કહે.

દાસીનો અવાજ સાંભળીને જંત્રી બજાવવામાં મશગુલ બની રહેલા કુલ ભદુઆએ ઉંચુ જોયું. દાસીના ચહેરા પરના ભાવો જોઇને ચતુર યોગી જાણી ગયો, કે દાસી સઘળી હકીકત સમજી ગઈ

છે. તેણે પોતાની ઝોળીમાંથી ચાર અમૂલ્ય રત્નો કહાડીને દાસીના હાથમાં આપી દીધા.

દુહો—દિને બાનીજે હથમેં, અમલ માણક ચાર,
પુછે ઊજલ કોટજા, સામી સમાચાર.

ભાવાર્થ—દાસીના હાથમાં ચાર અમૂલ્ય માણેક આપીને, યોગીએ ઉજ્જલ નગરીના સમાચાર પૂછ્યા.

દાસીએ સોરીકુમારીની ચાકરીમાં રહીને અનેક હીરા, માણેક, મોતી વગેરે રત્નો જોયાં હતાં, પણ આવી અજબ વસ્તુ તેણે આજ લગી કદી નિહાળી ન હતી તેણે વિચાર્યું, કે આ ચારમાંનું એકજ માણેક, તેના સમસ્ત જીવનનું દારિદ્રય દૂર કરી દેવાને બસ છે. માણેક જોઇને દાસી હોંસમાં આવી જઈ ને બોલી:—

દુહો—સામીં મંગણ ભિખેઆ, અજ તું વેલો ઇજ,
બેઆ ડીંધા ભિખેઆ, આંઉં ડીંધીસ ઇજ.

ભાવાર્થ—હે યોગી! તું આજ ભિક્ષા માગવાને વહેલો આવજે. બીજા તો તને ભિક્ષા આપશે પણ હું તો તને જે વસ્તુ જોઈએ છીએ તેજ આપીશ.

દાસીનાં આ મર્મભેદી વચનો સાંભળીને, ફુલભદ્રુઆનું અંતર આનંદાવેશથી ઉછળવા લાગ્યું. હર્ષાવેશમાં ઉન્મત્ત બનેલો યોગી દાસીને કંઇ કહેવા જાય છે, ત્યાં તો તે વીજળીની માફક એક પલકારામાં ત્યાંથી પસાર થઇ ગઇ.

ફુલયોગી પણ દાસીનાં વચનો પર ઊંડા વિચાર કરતો, અને કંઇ કંઇ પ્રકારના તર્ક-વિતર્ક કરતો ત્યાંથી ચાલતો થયો. પોતાની છાવણીમાં આવીને, તરતજ તે પેલી દાસીના કથન અનુસાર ભિક્ષા માટે જવાની તૈયારી કરવા લાગ્યો,

દુહો—માણેક હીરે મોંતીએં, જટા સભ જડે,
સાગી હલેઓ સંભઈ, કુંવર કોડ કરે.

ભાવાર્થ—માણેક, હીરા, અને મોતી જટામાં ધારણ કરીને, ગઢડાણનો કુંવર કુલયોગી પ્રણીજ ટોસથી ચાલવા લાગ્યો.

પેલી તરફ જ્યારે બાનડી પાણી ભરીને પાછી આવી, ત્યારે

સૂર્ય કેટલોએ ચડી ચૂકેલો હોવાથી અને સૂર્યોદય પછી આવેલું પાણી નીરૂપયોગી થયું હોવાથી, ભોરીકુમારી તેના પર અત્યંત ક્રોધાયમાન બની ગઇ હતી. તે પોતાના પગમાંથી મોજડી કાઢીને, પેલી દાસીના મસ્તક પર એક પછી એક કેટલાએ ફટકા લગાવીને, તેને મોડું કરવાનું કારણ પૂછવા લાગી.

ચાલાક દાસીએ રડમસ મોઢું બનાવીને ઉત્તર આપ્યો કે કુમારી સાહેબ, એમાં મારો લેશપણ દોષ નથી. ગઇ રાત્રે આપણી વાટિકામાં એક યોગી જંત્રી બજાવી રહ્યો હતો. અને હું જ્યારે પાણી ભરીને ઉપર આવી, ત્યારે, કોણ જાણે શું થયું, તે હું તો પથ્થર સમાન બની ગઇ. અને એક ડગલું પણ આગળ ચાલવાની મારામાં શક્તિ રહી નહિ જ્યારે સૂર્ય આકાશની સપાટી પર આવ્યો, અને પેલા યોગીએ જંત્રી બજાવવી બંધ કરી ત્યારેજ મારા પગમાં જોમ આવ્યું. બસ! તેજ વખતે, ત્યાંથી એક શ્વાસે દોડતી, હું આપની સેવામાં આવી પહોંચી છું. એ યોગી એવો સામર્થ્યવાન અને એવો તો અદ્દભુત સ્વરૂપવાન છે, કે એના જેવો એક પણ પુરૂષ મેં આજ સુધી જગત ભરમાં જોએલો નથી. કોણ જાણે, એણે મારા પર કેવો મંત્ર ચલાવ્યો, કે મારા શરીરનું સઘળું ચેતન જાણે હણાઇ ગયું. જો આપને આ વાત પર વિશ્વાસ ન બેસતો હોય, તો જોઇ લ્યો મારૂં મસ્તક, હું ધારૂં છું, કે તે આખી રાત્રિના હિમના વજનથી જરૂર લાલચોળ બની ગયું હશે

આમ કહીને દાસીએ પોતાનું મસ્તક ખુલ્લું કરીને, તે ભોરીકુમારીને બતાવ્યું. તે જોતાંજ ભોરીકુમારીને ખાતરી થઇ, કે દાસીનું કથન અક્ષરશઃ સત્ય છે યોગીની આટલી સિદ્ધિ જોઇને, તે પોતાના મનમાં અનેક કલ્પનાઓ કરવા લાગી. અને દાસીને વિના વાંકે માર મારેલો હોવાથી પસ્તાવા લાગી.

દાસીને તો એટલુંજ જોઇતું હતું. તેણે તરતજ કુલનાથ યોગીની ખૂબ ખૂબ પ્રશંસા કરવા માંડી તેનું તેજસ્વીપણું, સામર્થ્ય, સ્વરૂપ વગેરેનું અત્યંત બારીકીથી સુંદર વર્ણન કરી, તેણે ભોરીકુમારીના હ્રદયમાં એ યોગી મહાત્માનાં દર્શન કરવાની મનોભાવના ઊંડી ઊંડી પણ જાગૃત કરી દીધી. પરંતુ ભોરીકુમારીના મનમાં પુરૂષજાતિ પ્રત્યે એટલો બધો તિરસ્કાર વ્યાપી રહ્યો હતો, કે તેનું

સ્મરણ થતાંજ એ યોગી મહાત્માનાં દર્શન કરવાની તેની અભિલાષા સત્વર દબાઈ જતી.

કુલ અહુઓ આજ પોતાનું સમ્પૂર્ણ સ્વાંગ સજી, પગર, પાવડી, અને સુવર્ણ ચાખડીઓ ધારણ કરીને, ઉજ્જડ નગરીમાં 'અહાલેક' ની ધૂન મચાવતો ભોરીકુમારીના મહેલ તરફ ચાલવા લાગ્યો. ભગવા રંગની રેશમી કફની તેણે શરીર પર ધારણ કરી લીધી હતી, અને જટા તો મોતીઓના તેજથી જાણે ઝગઝગાટ કરી રહી હતી. આજ આ મહાન સામર્થ્યશાળી મહાત્મા કોનું ઘર પાવન કરવાના છે, તે વિષે ઉજ્જડ નગરીના લોકોમાં અનેકવિધ અટકળો ચાલી રહી હતી. આ યોગીરાજ તો આડું અવળું ક્યાંયે જોયા વિના, એકજ ધ્યાને, આગળ ને આગળ વધ્યા જતા હતા.

ભોરી કુમારીના મહેલના દરવાજા આગળ આવી પહોંચતાં આ સ્નેહયોગીએ "અહાલેક"ના ઉચ્ચારનો બુલંદ નાદે પોકાર કર્યો. યોગીની ગગનભેદી હાક સાંભળીને બાનડી ચેતી ગઈ, કે મહાત્મા પધારી ચૂક્યા છે. તે ભોરીકુમારીને કહેવા લાગી, કે કુમારી સાહિબ, ભગવાન ન ભૂલાવે, તો જેની આપણે હમણાંજ વાત કરી રહ્યાં છીએ, એજ યોગી મહાત્મા, આજ અકસ્માત આપણા દ્વાર પર આવી લાગેલા જણાય છે. માટે આપણે એને ભિક્ષા આપીને આશીર્વાદ મેળવી લઈએ, તો મને ખાતરી છે, કે તમારું બિરદ પણ ન તૂટે, અને તમારો સંસાર પણ સુખમય બને, એવો કંઈક રસ્તો અવશ્ય મળી આવશે.

ભોરીકુમારીને તેની દાસીની આ વાત ખરેખર યોગ્ય લાગી. ભોરીકુમારીનું આંતરિક જીવન તેના વિલક્ષણ પ્રકારના બિરદને લીધે બહુ દુઃખી હતું. અનાયાસે આવી ચડેલા આ પરમ સિદ્ધિવાન મહાત્માના આશીર્વાદ મેળવી લઈને, જીવન સુખમય બનાવવાની તેને ઉત્કંઠા જાગી. આથી એ મહાત્માને મોતીની ભિક્ષા આપીને, તેના આશીર્વાદ મેળવવાનો તેણે દાસીને હુકમ કર્યો.

કુમારીનું ફરમાન થતાંજ દાસીએ દોટ મૂકી. અને સુવર્ણની થાળીમાં ઇરાદા પૂર્વક સાચાને બદલે ખોટાં મોતી ભરીને, દ્વાર પર ઉભી 'અહાલેક' પોકારતા મહાત્માને તેની ભિક્ષા અર્પણ કરી. ફુટડીયાં મોતી તેના પગરમાં પડતાંજ તેમાંનાં કેટલાંક 'ફટક ફટક' કરતાં ફૂટવા લાગ્યાં.

મહાત્મા પણ પૂરો હતો. તે દાસીના ચહેરાના ભાવો પરથી તેની સઘળી બાજી પામી ગયો. ભિક્ષામાં તેને ખોટાં મોતી મળવાથી, તેણે પોતાની આંખો લાલચોળ કરી દીધી. ક્રોધથી તેનાં અંગે અંગ ધ્રૂજવા લાગ્યાં. પાસે ઉભેલી દાસીઓ યોગીનું આ ઉગ્ર સ્વરૂપ નિહાળીને, થરથર કંપવા લાગી. સૌને ધાસ્તી પેઠી, કે રૂદ્ર સ્વરૂપમાં આવી ગએલો આ યોગી, હવે કોણ જાણે શું એ કરી નાખશે ?

આથી સઘળી દાસીઓ ભોરી કુમારી પાસે દોડી ગઇ, અને તમામ હકીકત તેને નિવેદન કરી. યોગીને સાચાને બદલે ખોટાં મોતી આપનાર દાસી પર ભોરીકુમારીને અત્યંત ક્રોધ વછૂટ્યો. પણ આ સમય ક્રોધ કરવાનો ન હતો. દાસીઓને ધ્રૂજતી જોઇને, તે પણ ડરવા લાગી, કે હવે મૂર્ખ દાસીની ભૂલના ભોગ તેને પોતાને બનવું પડશે. અને જો ક્યાંક યોગી મહાત્માનો શાપ છૂટ્યો, તો એક પલકમાં કોણ જાણે શું નું શું થઇ જશે! આથી તેણે સઘળી દાસીઓને મહાત્માને પગે પડીને તેની માફી માગવા દોડાવી. દાસીઓ દોડતી આવીને યોગીરાજને પગે પડી. પણ યોગી મહાત્મા હવે ક્યાં માને એવા હતા ? તે તો યોગીહઠને છાપરે જઇને બેઠા હતા. ભોરીકુમારીની દાસીઓની અત્યંત આજીજી પછી તેમણે જણાવ્યું, કે હવે તો આ મહેલની ધણિયાણી પોતેજ જો મને ભિક્ષા આપવા માટે આવે, તોજ મારો ગુસ્સો શમી શકે તેમ છે. નહિ તો આ આલીશાન મ્હેલાત એકજ પળમાં મારા શાપનો ભોગ બનીને જમીનદોસ્ત થઈ જશે.

યોગીનાં આ વચનો સાંભળીને એક દાસી ઝટપટ ભોરીકુમારી પાસે પહોંચી ગઇ. અને સઘળી હકીકત તેને જણાવી, યોગીની ક્ષમા યાચવા ભોરીકુમારીને વીનવવા લાગી.

ભોરીકુમારીએ એ યોગી વિષે આજ સુધી જે કંઇ સાંભળ્યું હતું, તે પરથી તેને ખાતરી થઇ હતી, કે આ યોગી મહા સિદ્ધિવાન અને અદ્‌ભુત સામર્થ્યશાળી છે. આ કારણથી તે યોગીના ક્રોધથી થર થર કંપવા લાગી. પરંતુ પુરૂષનું મોઢું પણ ન જોવાનું તેનું અટૂટ બિરદ તેને રોકી રહ્યું હતું. તરતજ તેને, પોતાનું બિરદ પણ સાચવી શકાય, અને યોગીનો શાપ પણ અટકાવી શકાય, એવી એક યુક્તિ સૂઝી આવી. યોગીનું મ્હોં જોવા વગર, તેને ભિક્ષા

આપવાનો તેણે ઠરાવ કર્યો. અને તરતજ ઉંચામાં ઉંચી જાતનાં રત્નોની થાળી તૈયાર કરી, તે નીચું મસ્તક રાખીને, યોગીને ભિક્ષા આપવાને તેની પાસે આવી પહોંચી.

ભોરીકુમારીના શરીરનું અવર્ણનીય સૌન્દર્ય જોઇને કુલકુમારના અંગે અંગપર જાણે વીજળી પડી. પળે પળે તે પોતાના શરીરનું ભાન ભૂલી જવા લાગ્યો. તેની હાલત જાણે પરવશ બની ગઇ. આવી સ્થિતિમાં તેના હાથમાં રહેલું પાત્ર જમીન પર પડી ગયું, અને તેના કડાક! કરતા બે કટકા થઈ ગયા.

યોગીનું પાત્ર જમીન પર પટકાતાં, ભોરીકુમારીથી સહસા ઉંચે જોવાઈ ગયું. અચાનક તેની દૃષ્ટિ પેલા પ્રેમઘેલા યોગીપર આવી પડી.

કામદેવના અવતાર સમા રાજવંશી યોગીને, પ્રેમમસ્ત બની સામે ઉભેલો જોતાં, ભોરીકુમારીના હૃદય પર આજસુધી નહિ અનુભવેલી એવીજ કંઇક લાગણીઓ ફરીવળી.

ભોરીકુમારીને જોઇને, જે સ્થિતિ કુલ ભદુઆની થવા પામી હતી. તેજ સ્થિતિ કુલભદુઆને જોઇને, તેની પોતાની થતાં વાર ન હતી. પરંતુ તેજ ક્ષણે તેની પાસે ઉભેલી પેલી દાસી બોલી ઉઠી:—

દુહો—મોતીએં થાર ભરે, નિકરઇ મોલ મિંજા,
નેણ નચેંતા પાણમેં, કુછે કો—ન મોંઆં;
ભિખેઆં ભીખારી કે, ભોરી ઝટ દ્યું પા.

ભાવાર્થ—મોતીનો થાળ ભરીને ભોરીકુમારી મહેલમાંથી નીકળી. બન્નેની આંખો એક બીજાને જોઇને નાચી રહી છે. પણ મ્હોંમાથી કોઇ પણ બોલી શકતું નથી. હે કુમારી! હવે તું આ ભિખારીને તરત ભિક્ષા આપી દે.

દાસીની ટકોર સાંભળીને ભોરીકુમારી પર જાણે ભાલાનો ઘા થયો. તે તેજ ક્ષણે જાગૃતિમાં આવી ગઇ. તેનું મન તેણે તરતજ સ્વસ્થ કરી લીધું. અને જાણે કંઇજ બન્યું ન હોય, એવો ડોળ બતાવી, તે મોતીની થાળી જમીન પર મૂકીને, તરત ત્યાંથી ચાલી ગઈ

યોગીનું ભાંગી પડેલું ખપ્પર દુરસ્ત કરવા તેણે તરતજ એક

કાબેલ કારીગરને બોલાવી લીધો. અને એ ખપ્પર બરાબર સાંધી દેવા તે તેને અંદર બેઠા છતાં ભલામણ કરવા લાગી.

દુહો—વાઢા જોગીડન જો, પતર ચંડું ચિત્તરીજ,
ફેરઇયા ફેરે કરે, મોતી મિંજ જડીજ;
પેલાં ડીધી પોયરો, તું માણક જોપ મઢીજ.

ભાવાર્થ—હે સુતાર, તું આ યોગીનું પાત્ર બરાબર ચીતરી દેજે. એની અંદર ફેર ફેરવીને તેમાં મોતી જડવાનું કામ કરજે. તારી મજુરી હું પ્રથમથીજ આપીશ, પણ તું એમાં સારીરીતે રત્નો મઢી દેજે.

ભોરીકુમારીની આંતરિક અનિચ્છા છતાં, તેનાથી અનાયાસે આમ બોલી જવાતું હતું. ઘડીકમાં તેને વહેમ આવતો, કે જોગીએ તેના પર કંઇક જાદુ કર્યું છે કે શું ? અને ઘડીકમાં તે પાછું પોતાના મનને વાળીને સ્વસ્થ બનવા યત્ન કરતી.

યોગીનું પાત્ર પેલા કારીગરે થોડાજ સમયમાં દુરસ્ત કરી દીધું. તે ચાલ્યો ગયો પેલો યોગી પણ ચાલ્યો ગયો. સૌ કોઇ પોતપોતાને ઠેકાણે પડી ગયાં. એક માત્ર ભોરીકુમારી જ્યાં બેઠી હતી, ત્યાંજ એક પત્થરની પુતળી પ્રમાણે સ્થિર બનીને બેસી રહી તેના શરીરની સઘળી શક્તિ જાણે પેલા યોગીએ ખેંચી લીધી હોય, એવો તેને ભાસ થયો. તેને શું દર્દ થતું હતું, એ તે પોતે પણ સમજી શકતી ન હતી ભોરીકુમારીની આવી અસ્વસ્થ હાલતના વર્તમાન પ્રાપ્ત થતાં, તેનાં માતા-પિતાને અત્યંત ચિંતા થવા લાગી. તેની માતા એકદમ તેની પાસે દોડી આવી, અને શું દર્દ છે, તે તેને પૂછવા લાગી માતાને પૂછતી જોઇને ભોરીકુમારી મુંઝવણમાં પડી. શું દર્દ જણાવવું ? શું પેલા યોગીએ તેના પર જાદુ કર્યાની વાત જણાવી દેવી ? આમ થોડીવાર વિચાર કરીને તે બોલી.—

દુહો—હાએ પાસે પેટમેં, આઇયલ સૂર અસાં,
જિકીં અઇયન મનમેં, આન તિનીં કે મિલાં.

ભાવાર્થ—હે વહાલી માતા ! મારા પેટમા ડાબે પડખે અસંત શળનું દર્દ ઉપડયું છે, હવે જે મારા મનમા છે તે વસ્તુ મને મળી જાય, તો બસ !

લોરીકુમારીએ એક વાત કહેવા જતાં, બીજીજ કહી નાખી. તેનાં આવાં વચનો સાભળીને, તેની માતા વિચારમાં પડી. આમ છતાં તે લોરીકુમારીને માટે બીજું કંઇપણ ધારી શકી નહિ. જે નર નામે વસ્તુનો પણ સ્પર્શ ન કરે, એવી અડગ ટેકવંતી લોરીકુમારી માટે, જરા જેટલો વહેમ પણ કોને ઉત્પન્ન થાય?

તેની માતાએ તરતજ રાજવૈદ્યને બોલાવી લીધો, અને સઘળી હકીકત તેને જણાવવામાં આવી.

વૈદરાજે પડદામાં બેઠેલી લોરી કુમારીને દર્દનું પૂછતાં તે બોલી:—

દુહો—સૉ એકોતેર હડીયું, ત્રૈ સૌ સઠ રગન,
સન્યું-જાડયું સોંસરીઉં, સલૅ તીઉં ડખન.

ભાવાર્થ—મારા શરીરનાં એકસેં એકોતેર હાડકાં, અને ત્રણસેં સાઠ નસો, ઝીણી જાડી સઘળી સોંસરવી દુખે છે.

લોરીકુમારીનો આવો વિચિત્ર ઉત્તર સાંભળીને, વૈદ્ય પણ વિસ્મય પામ્યો. તે ઉંચામાં ઉંચી દવા આપીને, ત્યાંથી વિદાય થયો. પરંતુ લોરીકુમારીનું દર્દ વૈદરાજોની દવાથી મટે એવું કયાં હતું? આજ સુધી સ્વપ્ને પણ ન અનુભવેલી એવી પ્રણયવેદના તેના રોમેરોમમાં જાગી ઊઠી હતી. યોગીનાં જાદુ કંઈ અજબ હતાં.

લોરીકુમારીની આંતર-વેદના દિનપ્રતિદિન વધતી જતી હતી. એના પિતાએ દેશદેશના વૈદ્યો, હકીમો, જ્યોતિષીઓ, અને નજુમીઓને તેડાવીને તેમની સલાહ લીધી, પણ લોરીકુમારીની રોજને રોજ વધુને વધુ અસ્વસ્થ બનતી જતી તબીયતમાં લેશ પણ સુધારો લાવી શકવાને કોઇપણ સમર્થ નીવડયું નહિ

છેવટે લોરીકુમારીના પિતાને આ કથાના નાયક કુલનાથ મહાત્માની ભાળ લાગતાં, તે પોતાની સમસ્ત કચેરી સહિત પગે ચાલીને, મહાત્મા કુલનાથની છાંવણીમાં ગયો. અને યોગીરાજને વંદન કરીને, તેમને પોતાને ત્યાં ભોજન લેવા પધારવાને વિનંતિ કરી. યોગી બોલ્યા, રાજન! અમારી જમાત કોઇનું પણ આમંત્રણ સ્વીકારતી નથી. છતાં તમારો ભાવ જોઇને, તમોને નિરાશ કરવાની અમારી ઈચ્છા થતી નથી. માટે અમે આવતી કાલને માટે તમારા આમંત્રણનો સ્વીકાર કરીએ છીએ.

યોગી મહાત્માએ આમંત્રણનો સ્વીકાર કરેલો જોઇને, ભોરી કુમારીનો પિતા અત્યંત આનંદિત થયો. તેણે વિચાર્યું, કે તેની કુમારીનું સઘળું દર્દ આ પરમ યોગીના આશીર્વાદ વડે અવશ્ય નષ્ટ થઇ જવાનું, એમાં કશો શક નહિ. થોડા સમય પછી તે મહાત્માની ચરણ-રજ મસ્તક પર ચઢાવીને, પોતાની સઘળી સવારી સહિત પાછો ફર્યો, અને એ મહાન યોગીની સેવા શુશ્રુષા કેવીરીતે કરવી તેનો વિચાર કરવા લાગ્યો.

બીજે દિવસે બરાબર નિયત કરેલા સમયે કુલનાથ મહાત્મા ઉજ્જવલકોટાધિપતિને ત્યાં ભોજન લેવાને ગયો.

હવે ચમત્કાર એવો થયો, કે એ યોગી મહાત્માએ જેવો રાજ-મહાલયમાં પગ મૂકયો કે તરતજ ભોરીકુમારીનું સઘળું દર્દ દૂર થઇ ગયું. જેટલો સમય તે ત્યાં હતો, તેટલો સમય ભોરી કુમારી ના શરીરમાં માંદગીનું એકપણ ચિહ્ન રહ્યું ન હતું પરંતુ તે જેવો ત્યાંથી ચાલતો થયો, કે તરત તેનું દર્દ મૂળ સ્વરૂપમાં આવી ગયું. આ ઘટના જોઇને ભોરીકુમારીના પિતાને યોગીની સિદ્ધિમાં સમ્પૂર્ણ વિશ્વાસ બેસી ગયો. આથી તે તરતજ યોગીની પાછળ ગયો, અને બનેલી બીનાની જાણ કરી, તેમને પાછા પધારવા અત્યંત આગ્રહ કરવા લાગ્યો. યોગી મહાત્મા પણ કંઇ અધૂરો ન હતો. તે બોલ્યો, હવે અત્યારે તમારી પુત્રીના દર્દ માટે મારાથી કશું પણ બની શકે તેમ નથી. પરંતુ તમારો આટલો બધો આગ્રહ છે, તો આવતી કાલે આજનાજ સમયેજ હું પાછો તમારે ત્યાં આવીશ.

આ સાંભળીને ભોરીકુમારીના પિતાના હૃદયમાં સંતોષ ઉત્પન્ન થયો અને તે ચાલતો થયો. તેને જતો જોઇને, કુલનાથ યોગીના મુખમંડળ પર હાસ્યની એક છટા તરવરી રહી. તેણે વિચાર્યું કે હવે તો જરૂર બેડો પાર થઇ જવાનો

તે દિવસ અને તે આખી રાત્રિ આ તરફ યોગી મહાત્માએ અને પેલી તરફ ભોરીકુમારીએ અત્યંત બેચેનીમાં વીતાવ્યાં. તેમની એકએક પળ એક એક યુગ જેવડી લાંબી બની ગઈ હતી

બીજે દિવસે નિશ્ચિત સમયે કુલનાથ મહાત્મા પોતાના વચન અનુસાર ઉજ્જવલ કોટાધિપતિના રાજ્યમહાલયમાં પહોંચી ગયો. એક

ભોરીકુમારી સિવાય રાજ્યકુટુંબનાં સઘળાં માણસો આ યોગીરાજનાં ચરણોમાં આવીને પડ્યાં. યોગી મહાત્માએ સૌનાં મસ્તક પર હસ્ત ફેરવીને આશીર્વચનો ઉચ્ચાર્યા. છેવટે ઉજ્જવલનગરી પતિ બોલ્યો, મહારાજ, આજ કેટલાએ દિવસ થયાં મારી પુત્રી ભોરીકુમારી અપાર વેદના સહન કરે છે, તેમાંથી તે મુક્ત થાય, એવી આશીષ આપવાની આપ સમર્થ મહાત્માનાં ચરણોમાં મારી નમ્ર યાચના છે.

આવેલી તક સાધી લેવાનો વિચાર કરીને, યોગી મહાત્મા જરા ધ્યાનસ્થ બનવાનો ડોળ કરીને બોલી ઊઠ્યા, કે સમાધિમાં જોતાં મને જણાય છે, કે તમારી પુત્રી એ દર્દમાંથી મુક્ત થવી મુશ્કેલ છે એનું દર્દ જીવલેણ હોવાથી મારો એકપણ ઇલાજ કામમાં આવી શકે તેમ નથી.

યોગીનાં આવાં વચનો શ્રવણ કરીને સૌનાં મનમાં દુઃખ થયું. ભોરીકુમારી એના પિતાને પ્રાણથી વહાલી હોવાથી, તે ગળગળા અવાજે બોલી ઊઠયો, ગુરૂમહારાજ! શું એવો કોઇ ઉપાય નથી, કે જેથી આ મારી એકની એક પુત્રી જીવી શકે?

"હા, ઉપાય તો છે, પણ જરા વસમો છે." યોગીએ ઠરે પેટે જવાબ આપ્યો

"કેવો ઉપાય છે યોગીરાજ! જલ્દી કહો. મારી એ લાડીલી પુત્રી માટે હું રાજપાટનો ત્યાગ કરી, ભિખારી બની જવાને પણ તૈયાર છું."

"ઉપાય એકજ છે, અને તે એ, કે તમારી પુત્રી તમારા નસીબની ન હોવાથી તમારે તેના પરથી તમારો હક દૂર કરવો.",

"અને તે શી રીતે?" ભોરી કુમારીના પિતાએ ઉત્સુકપણે પૂછ્યું.

"એ રીતે, કે તમારે તમારી પુત્રી કોઇને ભિક્ષામાં આપી દેવી" યોગીએ નવો પાસો ફેંક્યો.

આ વાત સાંભળીને, ભોરીકુમારીનો પિતા ધ્રુજી ઉઠયો. અનેક લાડકોડે ઉછરેલી એની લાડકી પુત્રીને, કોઇને ભિક્ષામાં આપી દેતાં તેનો જીવ શી રીતે ચાલે? એક તરફ તેનું મોત અને બીજી તરફ

ત્યાગ. બંને વસ્તુઓ ભયંકર હતી. ઘણા વિચાર પછી તેણે નિશ્ચય કર્યો, કે કુમારીનું મરણ નીપજે, તે કરતાં તેની ભેટ કોઇ આવા મહાત્માનેજ ધરવી તે વધારે સારૂં છે. તેણે પોતાનો આ વિચાર યોગી મહાત્માને જણાવી દીધો.

યોગી તો એટલુંજ માગતો હતો. તે તરતજ 'અહાલેક'નો ઉચ્ચાર કરીને પોતાનું ખપ્પર લોરીકુમારીના પિતા સામે ધરીને ઉભો રહ્યો.

ઉજ્જવલકોટાધિપતિએ પોતાની અર્ધ મૂર્છિતાવસ્થામાં પડેલી પુત્રીને લાવીને યોગીરાજને સમર્પણ કરી.

લોરીકુમારીએ આંખો ખોલીને જરા ઉંચે જોયું. ઉભય પ્રેમીઓની આંખો ફરીથી એકમેક બની ગઇ.

લોરીકુમારી યોગીને અર્પણ થએલી જોઇને, તેના પિતાની આંખોમાંથી આંસુનાં બે ચાર બિન્દુ ખરી પડ્યાં.

આ જોઇને પેલી દાસી બોલી ઉઠી

દુહો—નં-કો જોગી જોગટો, નં-પરદેસી સા,
ઇ નાંગો આય નેહજો, ગઢકાછેજો શા.

ભાવાર્થ—એ કોઈ ફરતારામ જોગી, કે કોઇ પરદેશી સોદાગર નથી. પણ એ તો સ્નેહનો યોગી ગઢકાછાનો ધણી કુલભદુઓ પોતે છે.

અત્યારસુધી જે એક યોગી તરીકે જાહેર થયો હતો, તે કુલનાથ યોગી ગઢકાછાનો કુમાર કુલભદુઓ પોતેજ છે, એવાત જાણીને લોરી કુમારીના પિતાના હર્ષનો પાર રહ્યો નહિ. તેજ વખતે તે કુલકુમારને આનંદાવેશથી ભેટી પડ્યો. તેણે સઘળી જમાતનાં ભગવાં વસ્ત્રો ઉતરાવીને, તેમને રાજવંશી પોશાક પરિધાન કરાવ્યો.

કુલકુમારના અંતરમાં પણ જાણે આનંદનો સાગર ઉછળી રહ્યો હતો. જે કાર્યને માટે તેણે આટલી હદ સુધી ઝંડેમતો ઉડાવી હતી, તે કાર્ય આજે ઇશ્વર કૃપાએ પરિપૂર્ણ થએલું હોવાથી, તેનો હર્ષ માતો ન હતો.

લોરીકુમારીના પિતાએ શુભ મુહૂર્ત જોવડાવીને, ઘણીજ ધામ

ધૂમથી ફુલભદુઆ સાથે પોતાની પુત્રીનાં લગ્ન કરી દીધાં. એટલુંજ નહિ, પરંતુ તેના એકસો ચાળીસ સંગાથીઓને પણ એક એક સ્વરૂપવાન કન્યા પરણાવવાનો પ્રબંધ કરી દીધો.

થોડાજ દિવસોમાં ફુલભદુઓ પોતાના સઘળા સંગાથીઓ, તેમની સ્ત્રીઓ, અને ભોરી રાણી સહિત મજલ દર મજલ કરતો, ગઢકાછાની પાદરે આવી પહોંચ્યો. તેના પિતાએ અત્યંત આદર સત્કારથી સામૈયું કરીને, સૌને શહેરમાં લીધાં ફુલ ભદુઆએ ભોરી રાણી સહિત, માતા પિતાને પગે પડીને તેમના આશીર્વાદ માગ્યા.

દુહો—પેલો ગરેઓ પેય કે, પોય મધો નમાએં મા,
ભલે પરણી આવેઓ, ગઢકાછેજો રા.

ભાવાર્થ—ફુલ ભદુઆએ પ્રથમ પિતાને ભેટીને પછી માતાને મસ્તક નમાવ્યું. ગઢકાછાનો એ ભાવિ પતિ ફુલકુમાર ભલે પરણી આવ્યો.

આ રીતે એકજ સ્હેણાને કારણે, અનેકાનેક કષ્ટો વેઠીને પણ ફુલ ભદુઆએ આખરે ભોરી રાણીને પ્રાપ્ત કરી આ ઉભય પ્રેમીઓ પોતાનો સમય આનંદે નિર્ગમન કરવા લાગ્યા *

આજ પણ કચ્છી લોક-સાહિત્યમા, 'જોગી'ના રાગમા ગવાતી ફુલભદુઆની કાફીઓ અને એતો સાભળનારને ઘડીભર મંત્ર-મુગ્ધ બનાવી દે છે



* "ફુલ ભદુઓ અને ભોરી કુમારી" ની વાર્તા કરનારા ઉજ્જ વલ નગરીમા આ ઉભય પ્રેમીઓના પ્રેમમા વિક્ષેપ પડવાનો એક વધુ પ્રસગ વર્ણવે છે, પરંતુ એ પ્રમગમા કઇક અતિશયોક્તિ જેવુ જણા વાથી તે અત્રે દાખલ કરવામા આવેલ નથી.

# પ્રકરણ ૬ ઠું.

## જેસલમેરનો ભટ્ટી કુમાર,

અથવા

## ભેરીઓ ગારૂડી.

### (૧)

### યોગીનું વચન.

દુહો—ભલો દૅાર ઉપાર જો, પાણી રખેઓ પાણ,
જે ગઢકાછેમેં ગારેઆ, ઘણા ખાન ખુરસાણ.

ભાવાર્થ—ભટ્ટી વંશમા દેપાળ ભટ્ટીનો પુત્ર દોર થયો. તેણે પોતાનુ પાણી રાખીને, ઘણા અભિમાની રાજવીઓના અભિમાન ઉતારી દીધા.

દોર ભટ્ટીનો દીકરો ભદ્રસણ (ભદ્રસેન) થયો અને તેના ભાણુ તથા નોઘણુ નામના બે કુમાર થયા.

દુહો—ભદ્રસણુ ભાણુ જનમેઓ, તેંજો નોંધો ભા.
ઇ જેસલમેર જા રાજીયા, ને ગઢકાછે જા રા.

ભાવાર્થ—ભદ્રસણનો કુવર ભાણુ થયો અને તેનાથી નાનો નોધો થયો. ગઢકાછો અને જેસલમેર એમ બનેના રાજ્યકર્તા તેઓજ હતા.

દુહો—ભાણ ભલેરો થેઓ, ડાડો જેજો ડૅારાસ,
મંગણુ અચી મગેઓ, વડી કરે આસ.

ભાવાર્થ—દોર ભટ્ટીનો પૌત્ર ભાણ, બહુ ભલો અને દાતાર હતો. યાચક લોકોએ મોટી આશા સાથે તેને યાચ્યો હતો.

દુહો—સબરો થેઓ ભાણજો, બેઓ સુરૂ રા,
જિકીં મગણુ મગેઓ, સે ડિને ડાન હથા.

ભાવાર્થ—ભાણનો મોટો કુવર સબરો, અને નાનો સુર થયો. આ સુર મોટો દાનવીર હતો અને યાચકોને તેમની માગણી મુજબ દાન આપતો.

સબરો કુમાર નાની ઉંમરમાંજ સ્વર્ગવાસી થએલ હોવાથી ગાદીનો માલીક નાનો કુમાર સુરૂ મોટી ઉંમરે પહોંચવા છતાં તેને સંતાન-પ્રાપ્ત થએલ ન હોવાથી, તે રાત દિવસ ચિંતાતુર રહેતો તેણે અનેક પીર, ફકીરો અને સાધુ સંતોના પગ ધોઈ પીધા, અને પાણા તેટલા પીર કરીને પૂજ્યા, પણ પુત્ર પ્રાપ્તની તેની આશ પરિપૂર્ણ થઈ નહિ. જેમ જેમ વખત જતો હતો, તેમ તેમ સુર રા વધુને વધુ ચિંતામગ્ન બનતો હતો.

એક દિવસ જેસલમેરની બહાર કોઈ એક મોટો યોગી મહાત્મ આવેલો હોવાની વાત, તેના સાંભળમા આવી. આથી તે એકદમ ત્યા પહોંચી ગયો, અને પોતાની આશા પૂર્ણ કરવાને, તેણે હાથ જોડીને પેલા મહાત્માને વિનંતિ કરી.

દુહો—સામી ડિનીં ચિપટી, ભભૂતા ભરે,
પુતર ઇંધે સુરવા, પણ ગારૉડી ઘરે

ભાવાર્થ—યોગીએ ધૂણીમાથી વિભૂતીની ચપટી ઉપાડીને સુરરાને આપી, અને કહ્યું, કે હે રાજા! તારે સા પુત્ર તો જન્મશે, પણ તે ગારૂડી થશે. તારા કામનો નહિ થાય.

આ સાંભળીને રાજા બોલ્યો, 'મહારાજ, પુત્ર મારા કામનો નહિ થાય, એ તો ઇશ્વરેચ્છા; પણ મારું વાઝીયા-મેણું ટળે, એ પણ કંઇ ઓછી વાત નથી- આમ કહીને, રાજાએ પોતાનું મસ્તક મહા ત્માના ચરણોમાં ઢાળી દીધુ. તેની આખોમાંથી હર્ષાશ્રુની ધારાઓ ચાલવા લાગી. યોગી મહાત્માએ તેને સુપાત્ર જાણીને, વિભૂતીની એક બીજી ચપટી આપી અને કહ્યુ, કે રાજવી! આ વિભુતિ તારી બીજી રાણીને ખવડાવજે. તારે ત્યાંજે બીજો કુંવર જન્મશે, તે તારો વંશ ચલાવે એવો થશે

દુહો—સુરવે કુંવર ભેરીઓ, કેર થયો બેઓ,
હી જેસલમેર જો રાણ્યો, હુ ગારૉડી થેઓ.

ભાવાર્થ—સુરરાનો એક કુંવર ભેરીયો અને બીજો કેર થયો. એક જેસલમેરનો રાજા થયો, અને બીજો ગારૂડી બન્યો.

સુરરાનો મોટા કુવર ભેરીઓ હતો પણ તેણે તો નાનપણ

બીજ પોતાના જીવન-નાદની દિશા બદલાવી નાખી હતી. એ પોતાના જેવા અન્ય ભાઇબધોને એકઠા કરીને દરરોજ શહેર બહાર નીકળી જાય, અને બીજું કંઇ ન મળે, તો જાર-બાજરીના સાંઠામાંથી ગર્ભ કહાડી નાખીને, તેની મોરલીઓ બનાવી, એકેક બધાને આપે, અને પોતે પણ તે વગાડે, અને ગારૂડીની રમતો રમે.

દુહો—કાને મોરલીઉ હથ કરે, વિઠા વજાઇ વીર,
અમાં અઇ નિઢડા, પણ સાધીં ઘણું સુધીર.

ભાવાર્થ—કાનાની મોરલીઓ બનાવીને તેઓ વગાડે છે. હજુ નાના હોવા છતા આવી સાધનાઓ તેઓ બહુ ધીરજથી સાધી રહ્યા છે.

ભેરીઓ કુમાર ૫ દરેક વર્ષનો થયો ત્યારે તેણે મૌવર (મોરલી) બનાવવાનો વિચાર કર્યો. તેણે તુબડીનાં બીજ પોતાના બગીચામાં વવડાવી દીધા તુબડીઓ જ્યારે મોટી થઇ, ત્યારે તેમને કપાવી, રગાવીને રગબેરગી બનાવી, અને તેમાથી મૌવરો તૈયાર કરાવી અને સૌને મોરલીઓ વગાડતા તે શીખવવા લાગ્યો. હીરા, માણેક, અને મોતી જડિત મોરલીઓ આઠે પ્રહર જેસલમેરનુ વાતાવરણ ગજાવવા લાગી

તેણે પોતાના સઘળા સંગાથીઓ માટે ઘેરદાર જામા તૈયાર કરાવ્યા, અને માથા પર ભગવા રેશમના પટકા બધાવીને, તે પર સૌને એકએક કલગી લગાડી દીધી આમ સઘળાને એક સરખો પોશાક પહેરાવીને તેણે પોતાનુ ગારૂડી મડળ તૈયાર કર્યું. બાગમાં એક મોટો ચોતરો તૈયાર કરાવી, વચમા જુઆરનો ઢગલો કરી, તે પોતાના સઘળા સંગાથીઓને ગારૂડીનો સ્વાગ સજાવીને મૌવરો વગડાવે, નચાવે, અને રમત-ગમત કરાવે ભેરીઆ કુમારનુ આ નિત્યકર્મ થઇ પડયુ. દિવસે દિવસે તેના અગે અગમા ગારૂડી પણાનો રંગ વધુને વધુ બેસતો ગયો.

દુહો—ગઢજી ગારૂડી થિઆ, જામા પેરે તન,
મહીપત સધા મન, મોરલીએં તે મોહી બ્યા.

ભાવાર્થ—શરીરપર જામા ધારણ કરીને, તે ગારૂડી બની ગયો, આ મહીપતિનું મન મોરલીઓના અવાજ પર મોહી પડયુ.

ભેરીઆ કુમારની આવા પ્રકારની પ્રવૃતિઓની જ્યારે સુરૂરાને જાણ થઈ, ત્યારે તેને પેલા યોગીનાં વચનો યાદ આવ્યાં. તેણે વિચાર્યું, કે મહાત્માઓનાં વેણ મિથ્યા થતાં નથી, એ વાત ખરી છે. છતાં હજુ કુમારનું મન કોઇપણ પ્રકારે ફેરવી શકાય તો સારૂં એમ ધારી, તેણે એક દિવસ ભેરીઆ કુમારને પોતાની પાસે તેડાવીને, તેને ખૂબ સમજાવી આપવા માંડી. જેસલમેરના ભાવિ ભૂપાળને આવી પ્રવૃત્તિઓ ન શોભે, એમ કહી અનેક રીતે એનું મન ફેરવવાનો તેણે ઘણોજ યત્ન કર્યો પરંતુ જેની રગેરગમાં કોઇ નવોજ રંગ ચડી ગયો છે, તેને મન તો પિતાની આ સઘળી સમજાવટ માત્ર ધૂળ પરના લીંપણ સમાનજ હતી જ્યારે સુરૂરાના મનમાં ખાતરી થઇ, કે હવે આ તલમાં તેલ રહ્યું નથી, ત્યારે તેણે તેને છેલ્લી ચેતવણી આપી, કે આટલું છતાં તું નહિ માને, તો જેસલમેરની હદમાં રહેવા દેવાની તને મનાઇ કરવામાં આવશે

ભેરીઆ કુમારને તો એટલુંજ જોઇતું હતું. તેને તો ભાવતું હતું, ને વૈદે બતાવ્યા જેવું થયું. તેણે તરતજ પોતાના સઘળા સંગાથીઓને એકઠા કર્યા, અને કહ્યું, કે હું તો હવે જેસલમેરને છેલ્લી સલામ કરવાનો છું. માટે જેને મારી સાથે આવવું હોય, તે તરત તૈયાર થઇ જાય. અને જેને ન આવવું હોય તે ખુશીથી અહીંજ રહે.

આ સાંભળીને, ભેરીઆ કુમારના સઘળા દોસ્તો તૈયાર થઈ ગયા બીજેજ દિવસે તે પોતાના એકસો ચાળીસ સંગાથીઓ સાથે જેસલમેરની હદ છોડી ગયો.

---

## (૨)
## યોગવિદ્યાની પ્રાપ્તિ.

દુહો—કેઆં પરિયાણ પિડમેં, હલી સુંગેઆ હાણ,
કેંકે ન કેઆં જાણ, ગાંગીએ ગમ કેઆં

ભાવાર્થ—સૌએ આવવાની તૈયારી કરી લીધી અને કોઇને પણ જાણ કર્યાં વગર આ ગારદી મંડળ આગળ ચાલવા માંડયું.

ભેરીઓ કુમાર ચાલતો ચાલતો, કેટલાક દિવસે પોતાની ટોળી સાથે પચ્છમાઇ ડુંગર પાસે આવી પહોંચ્યો અહીં બપોરનો સમય થઇ ચૂકેલો હોવાથી, સઘળાએ વિશ્રાંતિ લેવાને માટે અહીંજ મેલાણ નાખ્યું.

ભેરીઓ કુમાર ડુંગર ઉપર આવેલા એક ઝાડ નીચે પડેલી છીપર પર મસ્તક ટેકવીને, આરામ લેવાને માટે આડે પડખે પડ્યો. આ વખતે ડુંગરની અંદરથી કંઇક અવાજ આવતો તેના કાન પર પડ્યો. મસ્તક નીચે પડેલી છીપર જરા ઉંચી કરીને જુએ છે, તો એક ઘરડો યોગી, પોતાના ચેલાઓને યોગ–વિદ્યા શીખવી રહ્યો હતો. ભેરીઆ કુમારે તરતજ પોતાના કાન સતેજ કર્યા. અને પેલા યોગી મહાત્માની યોગ-વિદ્યાનું શિક્ષણ ધ્યાનપૂર્વક શ્રવણ કરવા લાગ્યો. જ્યારે પેલા યોગી મહાત્માનું શીખવવાનું કાર્ય સમાપ્ત થયું, ત્યારે તે પોતાના ચેલાઓને યોગ-વિદ્યા પર જુદા જુદા પ્રશ્નો પૂછવા લાગ્યો. પ્રશ્નોના ઉત્તર આપવાની અશક્તિથી પેલા ચેલાઓ અકળાવા લાગ્યા. આ વખતે ભેરીઓ કુમાર જે ઘણે દૂર રહીને યોગીની વિદ્યા શ્રવણ કરી રહ્યો હતો, તેણે તે યોગીના પ્રશ્નોના જવાબ બહારથીજ આપવા માંડ્યા. આ સાંભળીને યોગીને ઘણીજ નવાઇ લાગી. તેણે ભેરીઆને પોતાની પાસે બોલાવ્યો, અને તેની પીઠ થાબડીને પૂછ્યું, કે બેટા ! તું આ વિદ્યા ક્યાંથી શીખ્યો ? ભેરીઓ બે હાથ જોડીને બોલ્યો, કે ગુરૂજી, આ વિદ્યા આપનીજ છે. આપ આટલો વખત જે શિક્ષણ આપના ચેલાઓને આપી રહ્યા હતા, તે હું ધ્યાન પૂર્વક સાંભળી રહ્યો હતો. અને તેનુંજ આ પરિણામ છે.

ભેરીયાકુમારનું આવું ઉત્તમ પ્રકારનું બુદ્ધિબળ જોઇને યોગી ખુશી થયો. તેણે પોતાની સઘળી વિદ્યા તેને શીખવવાની પોતાની ઇચ્છા બતાવી. જે વસ્તુને માટે ભેરીઓકુમાર તલસી રહ્યો હતો, તે વસ્તુ અનાયાસે આવી મળવાથી, તેના આનંદનો પાર રહ્યો નહિ. તે તેજ દિવસથી પેલા યોગી મહાત્મા પાસે, યોગ-વિદ્યાનો અભ્યાસ કરવા લાગ્યો. અને થોડાજ સમયમાં તે પોતાની અદ્ભુત બાહ્ય શક્તિને લીધે તેમાં પુરેપુરો પાવરધો થઈ ગયો.

દુહો—અચી આસન તિત વિધે, જિત લખ ગુરૂ લાલમલાલ,
રચેઓ જીય ગુલાલ, ગારૉડી કર ગોટ થયો.

ભાવાર્થ—બેરીઆએ મહાજ્ઞાની લખ ગુરૂના રહેઠાણ પાસે પોતાનું આસન જમાવ્યું, અને એ પણ યોગ વિદ્યાના રંગથી પુરેપુરો રંગાઈ ગયો.

જ્યારે તે યોગવિદ્યામાં પારંગત થઇ ગયો, ત્યારે ગુરૂની આજ્ઞા લઇને બહાર આવ્યો. અને પોતાની મંડળી સાથે આગળ ચાલવા લાગ્યો. જ્યારે તે શેપાપટ્ટણની[1] પાદશામાં આવી પહોંચ્યો, ત્યારે તેણે પોતાના ચેલાઓને, જુદા જુદા મુલકો અને ત્યાંની વિદ્યાની તપાસ કરી આવવા માટે, જુદી જુદી દિશાઓમાં વહેંચવા માંડ્યા.

દુહો—બેરીએ બેલી વેંચેઆ, ટોરે ટોરે પંજ,
કલંગીઉં જેંજે કપારમેં, કર માણુસરજા હંજ.

ભાવાર્થ—જેના કપાળપર કલગીઓ છે, એવા માનસરના હંસ સમાન પાંચ પાંચ જણાનાં ટોળા બેરીઆએ એક દિશામાં મોકલાવ્યાં.

દુહો—બેરીએ બેલી વેંચેઆ, ટોરે ટોરે સત્ત,
ડિસેં ગંજા ગામડા,ને મુલક મુલકજી મત.

ભાવાર્થ—બેરીઆએ બીજી દિશામાં સાત સાત જણનાં ટોળાં રવાના કર્યાં, અને કહ્યું, કે તમે એ દિશાના મુલક અને તેમની બુદ્ધિની તપાસ કરી આવો.

દુહો—બેરીએ બેલી વેંચેઆ, ટોરે ટોરે અઠ્ઠ,
પિંઢ વિઠો પચ્છમ મથે, રતો ચોઢ મંજઠ.

ભાવાર્થ—બેરીઆએ ત્રીજી દિશામાં આઠ આઠનાં ટોળાં મોકલાવ્યાં, અને પોતે જ્ઞાનથી રાતો ચોળ બનીને પચ્છમાઈ ડુંગર પર બેઠો.

દુહો—બેરીએ બેલી વેંચેઆ, ટોરે ટોરે ચાર,
ઉનીં વજાઇયું વાંસલ્યું, લધાં લાલ સંગાર.

ભાવાર્થ—બેરીઆએ ચોથી દિશામાં ચાર ચારનાં ટોળાં મોકલ્યાં. તેમણે પોતાની વાંસળીઓ બજાવીને, શેપાપટ્ટણની અધિષ્ઠાત્રિ સગઈ સંગારની ભાળ મેળવી.

---

[1] કચ્છની ઉત્તરે આવેલો પચ્છમ બેટ એ પૂર્વે શેપાપટ્ટણના નામથી ઓળખાતો હતો. ત્યાંની રાણી સગઇ સંગાર એ શેપાપટ્ટણ પર અમલ ચલાવતી હતી.

## ( ૩ )
## સગઇ સંગાર.

કચ્છભૂમિના ઉત્તર પ્રદેશ વિષે રણમાં આવેલો પચ્છમ બેટ પુરાતન સમયમાં શેષાપટ્ટણના નામે પ્રખ્યાત હતો. શેષાપટ્ટણમાં એક વખત સંગાર જાતિની આણ વર્તતી હતી એ સંગાર જાતિની એક રાજકુમારી સગઇ સંગાર એક સમયે શેષાપટ્ટણની મહારાણી હતી.

કચ્છના હાલના ભુજનગરની પાડોશમાં એક વખતે નાગ નામક વીરબાહુ જાતિનું આધિપત્ય ચાલતું. એ અરસામાં સૌરાષ્ટ્ર-સુપ્રસિદ્ધ નાગરાજ બાંડીઆ બેલીનો બંધુ ભુજંગ હાલના પાવર પરગણા પર હકુમત ચલાવી, સારાએ કચ્છ પર પોતાની સત્તા જમાવી બેઠો હતો.

શેષાપટ્ટણની અધિષ્ઠાત્રિ સગઇ સંગાર એ નાગ જાતિની વિનાશક હતી. "પચ્છમની પદ્મિનિ" તરીકે પ્રખ્યાતિ પામેલી એ સગઈ સંગારે, આસપાસના અનેક નાગરાજોને મ્હાત કરીને બંદીવાન બનાવ્યા હતા. પરંતુ માત્ર એકજ ભુજંગરાજ એનાથી ગાંજ્યો જાય, તેમ ન હતું. સગઇ સંગારે, પોતાની તમામ વિદ્યા એને વશ કરવાને અજમાવી જોઈ. પરંતુ પરિણામમાં તેને નરી નિષ્ફળતાજ પ્રાપ્ત થઈ હતી.

આ સગઇ સંગારના શેષાપટ્ટણમા ભેરીઆ ગારૂડીના ચેલાઓ, પોતાની સાથેના નાગોના કંડીઆ સાથે, મોરલીઓની ધૂન મચાવતા આવી પહોંચ્યા. જ્યારે સગઈ સંગારની તેમના પર દૃષ્ટિ પડી, *ત્યારે તેમની વિદ્યાની કસોટી કરવાની તેને ઇચ્છા થઈ. તેણે ભેરીઆ* ગારૂડીના ચાર ચેલાઓને પૂછયું:—

દુહો—કેઆં અચો ગારૂડીઆ, કેઓ આંજો દે?
અગઈ પુછે સે, નાંગ ડેખાડયો નાંગરા.

ભાવાર્થ—હે ગારૂડીઓ! તમે કયાથી આવો છો, અને તમારો દેશ કયો છે? સગઈ સંગાર પૂછે છે, કે તમે તમારા નાગ તો બતાવો, કે તે કેવાક છે?

સગાઈ સંગારના પ્રશ્નના ઉત્તરમાં એક ગારૂડીએ કહ્યું:—

દુહો—અસીં ગારૂડી ઉત્તજા, જિત્ત આય જેસલમેર,
ગુરૂ અસાંજો ભેરીઓ, પૂરો છૅલ છુગેર.

ભાવાર્થ—અમે ગારોડી ત્યાંના છીએ, કે જ્યાં જેસલમેર આવેલું છે. અને અમારો ગુરૂ ભેરીઓ પુરો ચાલાક અને છોગાળો છે.

ભેરીઆ ગારૂડીનું નામ સાંભળતાંજ સગાઈ સંગાર ચમકી ગઇ. ભેરીઆની શક્તિની પ્રશંસા, એ ક્યારનીએ સાંભળી ચૂકી હતી. પરંતુ આજ એના પોતાના ચેલા હાથમાં આવી ગએલા જોઇને સગાઈ સંગારને અતિ આનંદ થયો. તેણે તેમની પરીક્ષા કરવાને નાગ દેખાડવા કહ્યું. આ ચારે જણાએ પોતાના કંડીઆં ઉઘાડવા માંડ્યા. પણ અંદર જુએ છે, તો નાગ બધા ગેબ!

દુહો—સપ સગઇ સોસેઆ, ઠલા થ્યા કરંડ,
હલે ઉનઈ હંધ, બમુઈ સધા બચલા.

ભાવાર્થ—સગાઈ સંગારે સઘળા નાગોને એંચી લીધા, અને કરંડીયા નાગ વિહોણા થઈ ગયા. અને તેમને બદલે ત્યા "બમુઈ" નાં બચલાં હાલ-ચાલ કરવા લાગ્યાં.

દુહો—નાંગ વેઆ નિકરી, જેં કે મથે મણી,
બમુઇ સંધા બચલા, રેઆ કેર ખણી.

ભાવાર્થ—જેમના મસ્તક પર મણીઓ હોય, એવા નાંગ તો પસાર થઇ ગયા. અને તેમને સ્થાને 'બમુઈ' નાં બચલાં કેણ ઉચી કરી રહ્યાં હતા.

કરંડીઆમાંથી નાગો નીકળી જવાથી, ભેરીઆના ચેલા ભોંઠા પડી ગયા. અને શરમના માર્યા તેઓ પોતાના કરંડીઆ ઉઠાવીને આગળ ચાલતા લાગ્યા. પણ હવે સગઇ સંગાર તેમને પાછા જવા દે તેમ ન હતું. તેણે તેમને કહ્યું, કે તમે તમારા વચન મુજબ મને નાગ બનાવી શક્યા નથી, માટે મારા કેદી છો. આમ કહી, તેણે ચારે જણાનાં કપડાં ઉતરાવી લીધાં, અને એકેક લંગોટ બંધાવી, તેમાંના બે જણને લોટ દળવા બેસાડી દીધા અને બાકીના બેને કહ્યું, કે તમે તમારા ગુરૂ પાસે જઇને, તેને જલ્દી ખબર આપો, કે જેથી આ તમારા લોટ દળનાર ભાઇઓની તે વેળાસર સંભાળ લે.

આ બંને જણ ત્યાંથી વીલે મોઢે પાછા ફર્યા, અને સઘળી ઘટના તેમના ગુરૂને જણાવવા તેઓ ઉતાવળે પગલે આગળ ચાલ્યા.

શેષાપદ્રણમાં સગઇ સંગારને હાથે લુટાઈ ગએલા તેના બે ચેલાઓ જ્યારે ભેરીઆ ગારૂડી પાસે આવી પહોંચ્યા, ત્યારે તેમના શરીર પર માત્ર એકજ લંગોટી બાકી રહેલી જોઇને અને તેમને હાંફળા-ફાંફળા બનેલા નિહાળીને, ચાલાક ભેરીઆએ જાણી લીધું, કે એમની સાથે જરૂર કંઇક નવા જુની બનેલી હોય એમ જણાય છે. તેમની આવી બેહાલ હાલત જોઇને તેણે પૂછયું:—

દુહો—કંકો ગડઆ કોટ-બેટ, કંકો સપ ક સીંય?
કિત વિંઆંયાં કરંડીયા, વેસ વિઆંયાં કીંય?

ભાવાર્થ—તમે કોઇ કિલા કે બેટમાં ગોંધાઇ રહ્યા હતા, કે કોઈ સાપ કે સિંહે તમોને ગભરાવ્યા છે? વળી તમે તમારા કરંડીયા અને વસ્રો પણ ક્યાં અને કેમ ગુમાવી આવ્યા?

ભેરીઆના પ્રશ્નના ઉત્તરમાં તેઓ બોલ્યાઃ—

દુહો—નં-કો ગડઆ કોટ બેટ, નં-કો સપ ક સીંય,
સુઘડ નાર સગઈ, જેં લૂંટયા ધોરે ડીંય.

ભાવાર્થ—અમે કોઇ કોટ કે બેટમાં કેદ થયા નથી, તેમ કોઇ સિંહ કે સાપ પણ અમોને મળ્યો નથી, પણ સગઇ નામની એક ચાલાક સ્રીએ અમોને ધોળે દિવસે લૂટી લીધા છે.

દુહો—બાંકે મોકલ ડિને, બ વેઆરે જંધ્ર,
સૂરત જાણે ચંદ્ર, બેઓ ઉગો કર આભમેં.

ભાવાર્થ—અમો બે જણને એણે અહીં મોકલ્યા, અને બીજા બેને ઘંટી દળવાને બેસાડ્યા છે. એ સગઈ, જાણે આકાશમા બીજો ચંદ્ર ઉગ્યો હોય, એવી ખૂબસુરત છે.

પોતાના ચેલાઓના આવા હાલ-હવાલ થએલા નિહાળીને, ભેરીઓ ગારૂડી ક્રોધથી લાલચોળ બની ગયો તેણે પેલા બે ચેલાઓને ફરીથી તુંમડા, દંડ અને કરંડીયા તૈયાર કરી, પોતાની સાથે આવવા કહ્યું પણ એ ચેલાઓ તો સગઇની કરામતથી એવા ગભ-

શાઇ ગયા હતા, કે તેની પાસે પાછા આલવાની વાત સાંભળીને તેઓ ધ્રૂજી ઊઠ્યા.

દુહો—તુમાં ડંડ કરંડીયા, કીંન કરીંધાસીં;
જિત્ત સુઘડ સગાઈ, નિત ન વેંધાસીં.

ભાવાર્થ—તુંબડાં, દંડ અને કરંડીયા એમાનું કશુંયે હવે અમે કરવાના નથી એ જાદુગરી સગાઈ જ્યા છે ત્યા અમે આવવાનાજ નથી.

આ બંને જણને ડરી ગએલા જોઇને, ભેરીઆએ તેમને સમજાવવા માંડ્યા અને કહ્યુ, કે આમ સહેજમાં બળ મૂકી દેવું, એ આપણને શી રીતે પાલવે? આપણે તો ફરીથી ત્યાં જઇશું, અને સગાઇ સંગારને જીતી લઇને તાબે કરીશું

દુહો—તુમાં ડંડ કરંડીયા, વારે કરંધાસીં;
જિત્તે સુઘડ સગાઇ, તિત્તે વેંધાસીં

ભાવાર્થ—તુંબડા, દંડ અને કરંડીઆ આપણે ફરીથી તૈયાર કરીશું, અને જ્યા એ સગાઈ સગાર વસે છે સાંજ જઇશુ.

આ પ્રમાણે સમજાવીને ભેરીઆ ગારૂડીએ, હિંમત હારેલા આ બંને જણને પાછા હિંમત આપીને તૈયાર કર્યા થોડા દિવસ માં તેના બીજા ચેલાઓ પણ આવી પહોંચ્યા અને સઘળાએ પોત પોતાને થએલા અનુભવોથી ભેરીઆને વાકેફ કર્યો માત્ર જેમને સગાઈ સંગારે રોકી રાખ્યા હતા, એ બે જણાજ બાકી રહ્યા એ બંનેને સગાઇ સંગારના પંજામાથી મુક્ત કરવા, ભેરીઓગારૂડી પોતાની સઘળી મંડળી સાથે તૈયાર થયો. મજલ દરમજલ કરતાં, તેણે થોડાજ સમયમાં શેયાપટ્ટણની પાદરે આવીને પોતાના તંબુ ખડા કરી દીધા

---

## (૪)
## મણચંદેવની પરીક્ષા.

શેયાપટ્ટણની પાદરે તંબુ નાખીને પડેલા ભેરીઆગારૂડીની જ્યારે સગાઇ સંગારને જાણ થઈ, ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ. એ ભેરીઓ કેવોક છે તે જાણવાની તેને ઇચ્છા થઇ આવતાં,

તે પોતાની ત્રણ-ચાર સાહેલીઓ સાથે પાણીનાં બેડાં ઉપાડીને, પાણી ભરવાને બહાને, ભેરીઆ ગારૂડીના મુકામ તરફ ચાલવા લાગી.

આ સમાચાર ભેરીઆને મળતાંજ, તે પોતાના તુંબડા સાથે પ્રથમથીજ કુવાને કાંઠે પહોંચી ગયો. સગઈ સંગાર પોતાની સાહેલીઓ સાથે કુવા કાંઠે આવી પહોંચતાંજ તે બોલ્યોઃ—

દુહો—નં-કો અગેં નં-કો પોંઈ, વિચેં વેણ સુણજ;
અધ ઘડો નામે કરે, મુંજો પોટલીઓ ભરજ.

ભાવાર્થ—આગલી પણ નહિ, અને પાછલી પણ નહિ, પરંતુ હે મધ્યમાં ઉભેલી સ્ત્રી તું મારી વાત સાંભળ તારો અર્ધો ઘડો ઠાલવીને, મારૂં આ પાત્ર ભરી દે.

આ સાંભળીને, સગઈ સંગાર તો કંઇ પણ બોલ્યા વગર તેના તરફ એકજ દૃષ્ટિએ જોતી ઉભી રહી. પરંતુ તેની એક સખિ કુવામાંથી ઘડો ભરીને, ભેરીઆના વાસણમાં પાણી રેડવા લાગી આખો ઘડો ઠાલવી દીધા છતાં વાસણ અપૂર્ણ રહેવાથી, તેણે બીજો ઘડો ભર્યો, ત્રીજો ભર્યો, ચોથો ભર્યો, પરંતુ તેનું વાસણ તો ન ભરાયું તે ન જ ભરાયું. આથી કંટાળીને, પેલી સ્ત્રી તેની પાસે ઉભેલી બીજી સ્ત્રીઓને કહેવા લાગી, કે "અરરર! આ તે તુંબડું કે તળાવ? આ પણ મુઓ કોક જાદુગર જણાય છે."

આ સાંભળીને, ભેરીઓ ઠંડે પેટે બોલ્યો, કે બાઇ સાહેબ, જરા ધીરજથી પાણી રેડશો, તો મારૂં આ વાસણ નાનું હોવાથી, હમણાંજ ભરાઇ જશે.

આ કુતુહળ જોઇને, સૌને ઘણી નવાઈ લાગી અને કુવાપરની સઘળી સ્ત્રીઓએ સાથે મળીને પેલા વાસણમાં પાણી રેડવા માંડયું. પણ વાસણ તો છેવટ સુધી અધુરૂંજ રહેલું હોવાથી, પેલી સ્ત્રી ભેરીઆને ઉદ્દેશીને બોલી કે ભાઇ, તને પાણી જોઇતું હોય, તો તું પોતેજ ભરી લે. અમારાથી તારૂં વાસણ ભરી શકાય તેમ નથી.

હવે ભેરીઆગારૂડીએ તુંબડામાં દોરી બાંધીને તેને કુવામાં ઉતારવા માંડયું. પણ પેલું તુંબડું પાણીને પહોંચતાંજ જેટલી સ્ત્રીઓના ઘડા કુવામાં હતા, તે સઘળા કોઇ ભેદી મંત્રબલ વડે

કુવામાંજ અટકી ગયા. અને તે એવા તો અટકી ગયા કે કેમે કરતાં બહાર નીકળેજ નહિ. સગઇ સંગાર જે આટલો વખત શાન્તિપૂર્વક આ સઘળું જોઈ રહી હતી, તે પોતાના મનમાં સારી પેઠે સમજી ગઈ, કે એની વિદ્યા પાસે તેનું કંઇ પણ ચાલવાનું નથી. આથી સગઇ સંગાર તેને પૂછવા લાગી, કે ભાઇ, તું કોણ છે?

"હું તો લેરીઆગારૂડીનો એક હલકામાં હલકો ચેલો છું." પેલાએ ઉત્તર આપતાં જણાવ્યું.

"અને તારા જેવા બીજા એની પાસે કેટલાક ચેલા છે?"

"મારાથી તો અનેકગણા ચડિયાતા બીજા એકસોને ચાલીશ જણા છે, હું તો એ સઘળાની સેવા ઉઠાવનાર છું."

આ સાંભળીને સગઈ સંગાર ઝાંખી પડી ગઇ. તેણે વિચાર્યું, કે જેના નોકર–ચાકર આવા છે, તે પોતે તો કોણ જાણે કેવો સામર્થ્યવાન હશે? આમ વિચારી હિંમત હારીને, તે પોતાની સખિઓ સંગાથે પાછી ફરી, કુવામાં પડેલા ઘડાઓ કુવાની અંદરજ રહી ગયા.

લેરીઆ ગારૂડીના પ્રત્યક્ષ ચમત્કારે સગઇ સંગાર ઉપર કંઇ અજબ અસર કરી. તે એવી તો ભોંઠી પડી ગઇ હતી, કે આખી રાત તેને બરાબર નિદ્રા પણ આવી નહિ. બીજે દિવસે તે પોતાની સખિઓને સાથે લઇને, લેરીઆની છાવણીમાં તેની કસોટી માટે આવી પહોંચી.

તંબુના દરવાજે બેઠેલા માણસે, સગઈ સંગારને આવેલી જોતાં જણાવ્યું, કે લેરીઓ સૂતો છે. પરંતુ સગઇ સંગાર આથી પાછી ફરે તેમ ન હતું. તે તો એકદમ પોતાની સઘળી સાહેલીઓ સાથે તંબુની અંદર ધસી આવી. લેરીઓગરૂડી રૂપાળા રંગીત ઢોલીઆ પર ચાદર ઓઢીને સૂતેલો જણાયો. સગઇ સંગાર લેરીઆનું મ્હોં જોવાને એટલી બધી આતુર બની ગઇ હતી, કે તેણે ત્યાં પહોંચતાંજ લેરીઆના મસ્તક પરથી ચાદરનો છેડો ખેંચી લીધો. પણ જુએ છે, તો તેની અન્તરળી વચ્ચે લેરીઆને બદલે ચાર કાળીંગા હારોહાર પડેલા જણાયા. આ દેખાવ જોઇને સગઇ સંગાર તો સ્તબ્ધ

બની ગઇ. પરંતુ એટલામાંજ તે ડરી જાય, એવી કાચી ન હતી. ભેરીઆ ગારૂડીનું પારખું જોવા તેણે પોતાની સખિઓને કહ્યું, કે આ કાળીંગા તો બહુ ઉંચા, અને ખાવા લાયક જણાય છે. ચાલો, આપણે તેમને ચાખી જોઇએ.

આ વાત સાંભળીને, ભેરીઆગારૂડીનો એક ચેલો તેને કહેવા લાગ્યો, કે જો તું આ કાળીંગા ખાઇશ, તો એની અંદર જેટલા બીજ છે, તે બધા ભેરીઆ ગારૂડી બની જઇને, તારા પેટમાં ઉછળવા માંડશે. માટે તું જો તારી સલામતી ઇચ્છિતી હોય, તો આ કાળીંગાનું નામ લેતી નહિ.

આ સાંભળીને, સગઈ સંગારની સઘળી હિંમત નાશ પામી. ભેરીઆ ગારૂડીની શક્તિથી તે પળે પળે કળાહીન બનતી જતી હતી. અહીં હવે તેની દાળ ગળવાની નથી, એમ વિચારી, તે ભેરીઆ ગારૂડીના ચેલાઓને તેમના ગુરૂનાં દર્શન કરાવવા વીનવવા લાગી.

સગઈ સંગારની વીનવણીથી ભેરીઆના ચેલાઓએ પેલી ચાદર પાછી તે કાળીંગાઓ ઉપર ઓઢાડી મૂકી. અને થોડીવારમાં જ ભેરીઓ ગારૂડી આળસ મરડીને ઢોલીઆ પર બેઠો થયો.

"કર્મ છુપે નહિ ભભૂત લગાયો" એ કહેવત અનુસાર જ્યારે સગઇ સંગારે ગારૂડીના વેશમાં રહેલા ભેરીઆનું રાજકુમાર સમાન સ્વરૂપવાન વદનકમળ અને તેની તેજ ઝરતી આંખો નિહાળી, ત્યારે તે ભેરીઆની ખૂબસુરતી પર ખરેખર મોહી પડી.

ચારે આંખો એકત્ર થઇ. અને ઉભય હૃદયોમાં પ્રેમ સરિતાનાં પૂર ધસારાબંધ વહેવા લાગ્યાં.

ભેરીઆએ સગઈ સંગારને તેના આગમનનું કારણ પૂછતાં તે બોલી, કે આપ મારા મહેમાન છો, તેથી આવતી કાલે આપની આખી મંડળીને મારે ત્યાં જમવા પધારવાનું આમંત્રણ આપું છું.

"પણ મારા માણસો ઘણા છે, અને મને ખાતરી છે, કે એ બધાને તમે નહિ જમાડી શકો." ભેરીઆએ કશુ ચાંપી જોવાના ઈરાદાથી કહ્યું.

"માણસોની સંખ્યા ગમે તેટલી હોય, તોપણ તેમને જમાડવાને હું શક્તિમાન છું."

આમ કહીને, તેની સાથે સગઇ સંગારે એટલો બધો આગ્રહ કર્યો, કે ભેરીઆને તેના આમંત્રણનો સ્વીકાર કર્યા વિના ચાલ્યું નહિ.

આખરે ભેરીઆએ તેનું આમંત્રણ કબુલ કરવાથી સંતોષ પામી, તે ત્યાંથી ચાલતી થઇ.

બીજે દિવસે સવારમાંજ ભેરીઆગારૂડીએ સગઇ સંગારને, કંઇક ચમત્કાર બતાવવાના ઇરાદાથી પોતાના એક માણસને તેને ત્યાં જમવા મોકલાવ્યો. તેણે ત્યાં જઇને કહ્યુ, કે મારે એક અગત્યના કાર્ય અનુસાર હમણાંજ બીજે ગામ જવાનું હોતાં, હું મારા ગુરૂના હુકમ મુજબ અહીં ભોજન લેવાને આવેલો છું. માટે મને ઝટ જમાડી દો, તો હું મારે રસ્તે પડી શકું.

એક પળનો પણ વિલંબ કર્યા વગર તેને જમવા બેસાડવામાં આવ્યો. પરંતુ પીરસેલી થાળી જેવી તેના મ્હોં પાસે આવી, કે તેજ વખતે તે ખાલી ખમ બની ગઇ. આમ એક પછી એક થાળીઓ તે ઝપાટાબંધ ખાલી કરવા લાગ્યો. ખાતાં ખાતાં તેણે થાળીઓ, તપેલાં, કડાયા, અને કોઠીઓ, પણ સાત્ર સફાચટ બનાવી દીધાં. જાણે કોઈ જુગનજુગનો ભૂખ્યો દુકાળ પોતેજ મનુષ્ય સ્વરૂપે આવેલો હોય, તેમ તે કેમે કરતાં ધરાયજ નહિ. અને હજુ પોતે બહુજ ભૂખ્યો હોવાની ફરિયાદ કરતો, ખાવાનું ઝટ લાવવાની માગણી પર માગણી કરવા લાગ્યો.

આ સમાચાર સગઇ સંગારને મળતાં, તે પણ આવી પહોંચી. તેણે તેનાથી બની શકે તેટલા સઘળા ઈલાજ કામે લગાડ્યા, પરંતુ આ ભયંકર દુકાળીઓ કોઇપણ પ્રકારે ન ધરાયો તે નજ ધરાયો. તળીઆ વગરની કોઠી જેવા એ માનવ પ્રાણીને નિહાળીને, સગઇ સંગાર હવે અકળાવા લાગી તેણે તેને પૂછ્યું, કે તારા જેવા બીજા કેટલાક માણસો ભેરીઆ પાસે છે? ત્યારે તે બોલ્યો, કે હું તો ભેરીઆના ચેલાઓના પગ દાબનાર છું. મારાથી અનેકગણુ જબરા બીજા એકસોને ચાલીસ માણસો છે અને એ બધા જમવા આવવાને તૈયાર થઈ બેઠેલા છે.

આ સાંભળીને, સગઇની આંખ ફાટી ગઇ. તેણે વિચાર્યું, કે હવે લાજ રહેવી મુશ્કેલ છે. આથી તે મોંમાં તરણું લઇને, ઉઘાડે પગે ભેરીઆ પાસે પહોંચી ગઈ, અને કહ્યું, કે ગુરૂરાજ, હવે મારી લાજ તમારાજ હાથમાં છે. તમારો એકજ માણસ મારી સમગ્ર ભોજન સામગ્રીને સફાચટ્ટ કરી ગયો છે. માટે હવે મારે શું કરવું, તેની આજ્ઞા મેળવવાનેજ હું તમારી પાસે આવી છું.

સગઇ સંગારનો ગર્વ ગળી ગયો જાણીને, ભેરીઆને તેના પર દયા આવી. તેણે તેને દિલાસો આપતાં જણાવ્યું, કે હવે તમારે કંઇપણ ફીકર કરવાની નથી. તમે નિશ્ચિંત રહો. હું હમણાંજ મારા માણસો સાથે ત્યાં આવીને સઘળો બંદોબસ્ત કરી આપું છું.

ભેરીઆનાં આ માયાળુ વચન સાંભળીને, સગઈ સંગારના જીવમાં જીવ આવ્યો. તે તરતજ ત્યાંથી પાછી ફરી. અને ભેરીઓ પણ પોતાના શિષ્ય સમાજને સાથે લઇને, સગઇ સંગારના મકાન પર આવી પહોંચ્યો. ત્યાં એક કોઠી પર કપડું ઢાંકીને, તેમાંથી ત્યાં બેઠેલા સઘળા માણસોને પીરસવાનો તેણે હુકમ આપી દીધો.

ભેરીઆના સંગાથીઓ, અને સગઇ સંગારે આમંત્રેલા તમામ લોકોએ ભોજન લઇ લેવા છતાં કોઠી હજુ ચીકાર હતી. સગઈ સંગાર ભેરીઆ ગારૂડીની આ અજબ કરામત જોઇને, તેના પર કુરબાન થવા લાગી

ભેરીઆ ગારૂડીનું કામદેવ સરીખું સ્વરૂપ નિહાળી, સગઇ સંગાર તેના પર મોહી પડી હતી તેણે શરમાતાં શરમાતાં તેને પ્રશ્ન કર્યો, કે ગારૂડીવર, તમે પરણેલા છો ?

સગઇ સંગારનો આવો વિચિત્ર પ્રશ્ન સાંભળીને ભેરીઆને નવાઇ લાગી. તે બોલ્યો—

"રાજકુમારી, અમારે વળી પરણવા કેવાં ? પરણવું હોય, તો રાજસુખો અને આનંદ વૈભવોનો ત્યાગ કરીને, કાળા નાગોના દર શોધવાને તૈયાર કોણ થાય ?"

"ત્યારે આમ કુમારી જીંદગી કેમ વીતશે ?" સગઇ સંગારે બીજો એવોજ પ્રશ્ન કર્યો.

"જેમ તમારી વીતે છે તમજ. કારણકે અમને વૈરાગીઓને પોતાની જીંદગી વેચવા તૈયાર કોણ થાય?" ભેરીઆએ સગઇ સંગારને મર્મ ભેદક ઉત્તર આપતાં જણાવ્યું.

"જે જીવન, રાજાઓ પોતાના રાજમહેલોમાં નથી ભોગવી શકતા તે તમે ગારૂડી વેશમાં ભોગવી રહ્યા છો તોપછી તમોને જીવન વેચનાર તો ખરેખર ભાગ્યશાળીજ ગણાય"

સગઇ સંગારનું ઇદ્રની અપ્સરાઓને શરમાવે તેવું સ્વરૂપ, ભેરીઆ ગારૂડીના હ્રદયના આકર્ષણનું કારણ બન્યું હતુ. ઉભય પ્રેમીઓની આંખો એક બીજાને જોતાં ધરાતી ન હતી

સગઇ સંગારે, ભેરીઆ ગારૂડીની વિદ્યાની જરા વિશેષ કસોટી કરવાના ઉદ્દેશથી તેને કહ્યુ, કે ગારૂડીરાજ, તમે તમારી વિદ્યામા ખરે ખરા પ્રવીણ હો, તો મારી બેન તગઇ સંગાર, કે જેણે શેવાપટ્ટણની ખાંડણીનો ઇજારો લીધો છે, તેને કંઇપણ આપ્યા વગર કંઈક અનાજ ખાંડી આવો, તોજ હું તમોને ખરેખરા ઇલ્મી માનું.

ભેરીઆ ગારૂડી તો શેવાપટ્ટણની વિદ્યાનો અંત લેવાને આવેલો હતો. તેણે તરતજ સગઈ સગારના પડકારને ઝીલી લીધો અને પોતાના શિષ્યોને પોતાની છાવણી તરફ ચાલતા કરી, તે તેજ ક્ષણે સગઈ સગારની બેન તગઇ સંગારનું પાણી તાગવા ચાલતો થયો.

---

## ( ૫ )

## સગઇની બેન તગઇ.

શેવાપટ્ટણ અથવા હાલના આપણા પચ્છમ બેટની એક વખતની અધિષ્ઠાત્રિ સગઇ સગારની બેન તગાઇ સંગાર નામે હતી આ ઉભય બ્હેનો "અઢી-અક્ષરી" વિદ્યામા પારગત ગણાતી.

તગઈ સંગારે શેવાપટ્ટણમાં અનાજ દળવા-ખાંડવાનું કાર્ય પોતાને હસ્તક રાખેલું હતુ. અર્થાત્ શેવાપટ્ટણમા ઘંટી અને ખાંડણીનો એણે ઇજારો લીધો હતો એક વિશાળ દીવાનખાનામા એણે ઘંટીઓ અને ખાડણીઆ મંડાવી રાખી હતી ગામમા જેને પોતાનું અનાજ

દળવું કે ખાંડવું હોય, તે તગઇ સંગારને ત્યાં જઇ, પોતાનું અનાજ દળી કે ખાંડી આવે, અને તેના બદલામાં તગઈને તે પોતાના અનાજનો ચોથો ભાગ આપે. આવો રિવાજ એ વખતે શેષાપટ્ટણમાં દાખલ કરવામાં આવેલો હતો. તગઇ સંગાર ગમે તેવા માણસ પાસેથી પણ પોતાની ચોથ ઉઘરાવ્યા વિના રહેતી નહિ.

ભેરીઓ ગારૂડી ફાટાં તુટાં કપડાં પહેરીને, એકાદ શેર જુઆરના દાણા લઇને, તગઇ સંગારને ત્યાં તે ખાંડવા માટે આવી પહોંચ્યો. ત્યાં આવીને કંઇપણ વાતચીત કર્યા સિવાય, તે જુઆરના દાણા એક ખાંડણીમા નાખીને ખાંડવા લાગ્યો તેને વગર રજાએ ખાંડતો જોઇને, તગઇ સંગાર તેની પાસે આવીને તેને ધમકાવવા લાગી. ત્યારે ભેરીઓ બોલ્યો:—

દુહો—તાર ટૉળા તગઈ બ્યો નં બુજે કાય;
જંદ્રેં ભાડા સું નં સુચ્યા, નિંધ ન બાડો હોય.

ભાવાર્થ—હે તગઇ સંગાર, તારી આ ચાલાકી બીજા કોઈ પણ જાણી શકે તેમ નથી. ઘંટીઓ અને ખાંડણીઓના ભાડાં લેવાની વાત તો મેં ક્યાએ સાભળી નથી.

ભેરીઆનાં વેણ સાંભળીને તગઈ બોલી:—

દુહો—જંદ્રે ભાડા ઝલે, સું ઘડાયો તોક;
સે જાણે સજો લોક, આંઉં થીઆં સરતીએં સુંઅણી.

ભાવાર્થ—ઘંટીઓના ભાડા લઇ લઇને, મેં આ ગળામા પહેરવાનો હાર તૈયાર કરાવ્યો છે. અને તે બધા લોકો જાણે છે અને તેથી જ હું મારી સરખે સરખી સખીઓમા શોભી રહું છું.

આટલી વાતચીત થતાં તો, ભેરીઆએ પોતાનું કાર્ય પૂરૂં પણ કરી લીધું. જુઆરના ખાંડી લીધેલા દાણા ખાંડણીમાથી બહાર કાઢી, તેને લુગડાના છેડામાં બાંધીને તે ચાલતો થયો. પોતાની ચોથ આપ્યા વગર, તેને જબરાઇથી ચાલ્યો જતો જોઇને, તગઇ સંગારને ગુસ્સો ચઢ્યો તે તેની પાછળ દોડીને ધાનનું પોટકું પકડી, તેને ખેંચવા લાગી આ તરફ ભેરીઓ પણ તેને તે પોટકું સહેલાઈથી આપી દે એવો ન હોવાથી, ખેંચતાણ વધવા લાગી. બંને જણ

" જેમ તમારી વીતે છે તમજ. કારણ કે અમને વૈરાગીઓને પોતાની જીંદગી વેચવા તૈયાર કોણ થાય ? " ભેરીઆએ સગઇ સંગારને મર્મ ભેદક ઉત્તર આપતાં જણાવ્યું.

" જે જીવન, રાજાઓ પોતાના રાજમહેલોમાં નથી ભોગવી શકતા તે તમે ગારૂડી વેશમાં ભોગવી રહ્યા છો. તોપછી તમોને જીવન વેચનાર તો ખરેખર ભાગ્યશાળીજ ગણાય."

સગઇ સંગારનું ઇંદ્રની અપ્સરાઓને શરમાવે તેવું સ્વરૂપ, ભેરીઆ ગારૂડીના હૃદયના આકર્ષણનું કારણ બન્યું હતું. ઉભય પ્રેમીઓની આંખો એક બીજાને જોતાં ધરાતી ન હતી.

સગઇ સંગારે, ભેરીઆ ગારૂડીની વિદ્યાની જરા વિશેષ કસોટી કરવાના ઉદ્દેશથી તેને કહ્યું, કે ગારૂડીરાજ, તમે તમારી વિદ્યામાં ખરેખરા પ્રવીણ હો, તો મારી બેન તગઇ સંગાર, કે જેણે શેષાપટ્ટણની ખાંડણીનો ઇજારો લીધો છે, તેને કંઇપણ આપ્યા વગર કંઈક અનાજ ખાંડી આવો, તોજ હું તમોને ખરેખરા ઇલ્મી માનું.

ભેરીઓ ગારૂડી તો શેષાપટ્ટણની વિદ્યાનો અંત લેવાને આવેલો હતો. તેણે તરતજ સગઈ સંગારના પડકારને ઝીલી લીધો અને પોતાના શિષ્યોને પોતાની છાવણી તરફ ચાલતા કરી, તે તેજ ક્ષણે સગઈ સંગારની બેન તગઇ સંગારનું પાણી તાગવા ચાલતો થયો.

---

( ૫ )

## સગઇની બેન તગઇ.

શેષાપટ્ટણ અથવા હાલના આપણા પશ્ચિમ બેટની એક વખતની અધિષ્ઠાત્રિ સગઇ સંગારની બેન તગઇ સંગાર નામે હતી. આ ઉભય બ્હેનો " અઢી–અક્ષરી " વિદ્યામાં પારંગત ગણાતી.

તગઈ સંગારે શેષાપટ્ટણમાં અનાજ દળવા–ખાંડવાનું કાર્ય પોતાને હસ્તક રાખેલું હતું. અર્થાત્ શેષાપટ્ટણમાં ઘંટી અને ખાંડણીનો તેણે ઇજારો લીધો હતો. એક વિશાળ દીવાનખાનામાં એણે ઘંટીઓ અને ખાંડણીઓ મંડાવી રાખી હતી. ગામમાં જેને પોતાનું અનાજ

દળવું કે ખાંડવું હોય, તે તગઇ સંગારને ત્યાં જઇ, પોતાનું અનાજ દળી કે ખાંડી આવે, અને તેના બદલામાં તગઇને તે પોતાના અનાજનો ચોથો ભાગ આપે. આવો રિવાજ એ વખતે શેપાપટ્ટણમાં દાખલ કરવામાં આવેલો હતો. તગઇ સંગાર ગમે તેવા માણુસ પાસેથી પણ પોતાની ચોથ ઉઘરાવ્યા વિના રહેતી નહિ.

ભેરીઓ ગારૂડી ફાટાં તુટાં કપડાં પહેરીને, એકાદ શેર જુઆરના દાણા લઇને, તગઇ સંગારને ત્યાં તે ખાંડવા માટે આવી પહોંચ્યો. ત્યાં આવીને કંઇપણ વાતચીત કર્યા સિવાય, તે જુઆરના દાણા એક ખાંડણીમાં નાખીને ખાંડવા લાગ્યો. તેને વગર રજાએ ખાંડતો જોઇને, તગઇ સંગાર તેની પાસે આવીને તેને ધમકાવવા લાગી. ત્યારે ભેરીઓ બોલ્યોઃ—

દુહો—તાર તાજા તગઈ બ્યો નં પુત્રે કોય;
જંદ્રે ભાડ઼ા સું નં સુઆ, નિંધ ન ભાડો હોય.

ભાવાર્થ—હે તગઇ સંગાર, તારી આ ચાલાકી બીજા કોઈ પણ જાણી શકે તેમ નથી. ઘંટીઓ અને ખાંડણીઓનાં ભાડાં લેવાની વાત તો મેં ક્યાંએ સાંભળી નથી.

ભેરીઆનાં વેણુ સાંભળીને તગઈ બોલીઃ—

દુહો—જંદ્રે ભાડ઼ા ઝલે, મું ઘડ઼ાયો તોક;
સે જાણે સજો લોક, આંઉં થીઆં સરતીએં સુંઅણી.

ભાવાર્થ—ઘંટીઓનાં ભાડાં લઇ લઇને, મેં આ ગળામાં પહેરવાનો હાર તૈયાર કરાવ્યો છે. અને તે બધા લોકો જાણે છે અને તેથી જ હું મારી સરખે સરખી સખીઓમાં શોભી રહું છું.

આટલી વાતચીત થતાં તો, ભેરીઆએ પોતાનું કાર્ય પૂરું પણ કરી લીધું. જુઆરના ખાંડી લીધેલા દાણા ખાંડણીમાંથી બહાર કાઢી, તેને લુગડાના છેડામાં બાંધીને તે ચાલતો થયો. પોતાની ચોથ આપ્યા વગર, તેને જબરાઇથી ચાલ્યો જતો જોઇને, તગઇ સંગારને ગુસ્સો ચઢ્યો. તે તેની પાછળ દોડીને ધાનનું પોટકું પકડી, તેને ખેંચવા લાગી. આ તરફ ભેરીઓ પણ તેને તે પોટકું સહેલાઈથી આપી દે એવો ન હોવાથી, ખેંચતાણ વધવા લાગી. બંને જણ

એક બીજાને ખાઝવા લાગ્યાં કોઇ પણ પોતાની વાત જતી કરવાને તૈયાર ન હતું.

જ્યારે ભેરીયાને જણાયું, કે હવે કંઇક ચમત્કાર બતાવ્યા સિવાય ચાલે તેમ નથી, ત્યારે તેણે પોતાના ચીંથરેહાલ ફેંટામાથી અડદના બે-ચાર દાણા કાઢીને, તે તગઇ સંગાર પર ફેંક્યા. તેજ ક્ષણે તગઈ સંગારનું મૂળ સ્વરૂપ બદલાઇ ગયું, અને તે ગધેડી બની ગઇ તેનો કાન પકડી, ભેરીઓ ગારૂડી તેજ ક્ષણે તેના પર ચઢી બેઠો, અને પોતાના તંબુ તરફ તેને હાંકતો ચાલવા લાગ્યો તગઇ સંગારનાં, તોક વગેરે સઘળાં ઘરેણા એક ગધેડીને પહેરેલાં જોઇને, અને તેના પર એક વૈરાગીને બેઠેલો જોઇને, લોકોનું કુતુહળ જાગવાથી, તેઓ એકઠાં થઈ ગયાં પણ ભેરીઓ ગારૂડી તો તેજ વખતે સૌની વચ્ચેથી ઝપાટાબંધ પસાર થઇ ગયો

છાવણીમાં આવીને ભેરીઆએ તેલ પીલવાની એક ઘાણી તૈયાર કરાવી, અને તેમા ઊંટને બદલે ગધેડીસ્વરૂપે બની રહેલી તગઈ સંગારને જોડી દીધી

આ ઘટનાની જ્યારે તગઈની બેન સગઇ સંગારને જાણ થઇ, ત્યારે તેના મનમાં અત્યંત દુઃખ થયું. તેને માટે તો "લેને ગઈ પૂત ઓર ખો આઇ ખસમ" જેવુંજ થયું. તરતજ તે સઘળાં કાર્યો પડતાં મૂકીને, ભેરીઆ ગારૂડીના મુકામ તરફ દોડી આવી અને પોતાની બેન તગઇને અસલ સ્વરૂપમાં આણવા, તે નમ્રતા પૂર્વક તેને વીનવવા લાગી પરંતુ તેના પ્રત્યુત્તરમા ભેરીઆએ સાફ જણાવ્યું, કે તું મારા બે માણસોને જ્યારે છૂટા કરીશ, ત્યારેજ તારી બહેન પણ અહીંથી છૂટી થઇ શકશે

"તમારા માણસોને તો, મારા કેદી નવસેં નાગની રસોઇ માટે ઘંટી પર દળવા બેસાડ્યા છે. તે જ્યારે દળી રહેશે, ત્યારે જરૂર રજા આપીશ" સગઈ સંગારે કટાક્ષમાં જરા સ્મિત સહિત જણાવ્યું.

"મારા માણસોને તમે ઘંટી પર બેસાડ્યા છે, તો તમારી બેનને મે ઘાણી પર બેસાડી છે. હવે હું પણ જો તેને રજા આપી દઉં, તો મારૂ કાર્ય પણ અટકીજ પડે ને! ઠીક છે! મારા માણસો તમારી ઘંટી સાચવે છે તો તમારી બેન મારી ઘાણી સાચવે છે."

ધણીની વાત સાંભળતાંજ સગઇ સંગાર એકાએક ચમકી ગઇ. પોતાની બેનની ભેરીઆએ આવી બેહાલ દશા કરેલી છે, તેની તેને ખબર ન હતી. તેણે વિચાર્યું, કે ભેરીઆના માણસોને ઘંટી પર બેસાડવાના બદલામા તેની બેનને ઘાણી ફેરવવી પડે, એતો ખોટનો વેપાર થયો. આથી તે ભેરીઆના પગોમાં પડી, અને તેના માણસોને છુટા કરવાનું વચન આપ્યું પરંતુ માત્ર વચનથી આ જેસલમેરનો યોગી પોતાનો આગ્રહ છોડી દે તેમ ન હોવાથી, સગઈ સંગારે પોતાની એક વિશ્વાસુ દાસીને મોકલીને, ભેરીઆના બને માણસોને બોલાવી લીધા. અને તેની બેનને છોડવા તે ગળગળા અવાજે ભેરીઆ પાસે કરગરવા લાગી.

સગઇ સંગારને અત્યંત નમી પડેલી જોઈને, ભેરીઆને તેના પર દયા આવી. અને તરતજ તેણે પોતાના મંત્ર પ્રયોગથી તગઈ સંગારને તેના અસલ સ્વરૂપમાં આણીને, તેની બ્હેનને હવાલે કરી.

પોતાની બ્હેનને તેના મૂળ સ્વરૂપમાં આવેલ જોઇને, સગઇ સંગારને અત્યંત આનંદ થયો. પછી ભેરીઆની રજા લઇને, બને જણીઓ ત્યાંથી ચાલવા લાગી.

પણ જતાં જતાં તેને એક નવો વિચાર આવવાથી તે પાછી ફેરી, અને ભેરીઆને કહેવા લાગી, કે અમારા ગામમાં એક કલાલણ રહે છે, તેની પાસેથી તમે મફત મદ્યપાન કરી આવો તોજ તમારો વિદ્યા ખરી!

ભેરીઆએ આ વાત પણ કબુલ કરી. અને આ બને જણીઓ ત્યાંથી ચાલતી થઈ-

હવે સગઈ સંગારે જે કલાલણની વાત કરી હતી, તે પણ મંત્ર-વિદ્યામાં પૂરી કુશળ હતી તે પોતાની વિદ્યાના બળે મદ્યને બદલે સૌને પાણી પાઇને, તેમની પાસેથી મદ્યના પૈસા લેતી. પણ આજ દિવસ સુધી તેની આ ચાલાકી કોઇ સમજી શકયું ન હતું.

રાત પડતાંજ, ભેરીઓ ગારૂડી ફકીરના વેશે તપાસ કરતો કરતો, પેલી કલાલણ પાસે પહોંચી ગયો. અને તેની પાસેથી મદ્યની માગણી કરી. આ ફકીરને નવો ઘરાક જાણીને, કલાલણે પોતાના રિવાજ

મુજબ એક મધનો પ્યાલો ભરીને તેને આપ્યો. પરંતુ આ ફકીર બીજાઓ જેવો ગમાર ન હતો. તે તરતજ ચેતી ગયો, કે આ તો મધને બદલે નર્યું પાણીજ છે. તેથી પ્યાલો તેના હાથમાં આવતાંજ તે બોલી ઊઠયો:—

દુહો—મું મંગેઓ મધ, તું ભરે આવઇયેં પાણી,
વેરાગીએંસેં જાણી, કૂડ કાં તી કમાઇયેં ?

ભાવાર્થ—મેં મધ માગ્યું, અને તું તો પાણી ભરી લાવી. તું અમ ફકીરોથી આવું કૂડ શામાટે કરે છે ?

આ સાંભળીને કલાલણે વિચાર્યું, કે કોઇ દિવસે નહિ, અને આજે આ ફકીરે તેની ચાલાકી પકડી લીધી, માટે તે પણ કોઈ પૂરી સાધના સાધેલો હોવો જોઇએ. એમ ધારી તે તેના પર ખુશી થઇ. અને તેને ખરેખરૂં મધ પાવા માટે મધનાં માટલાંમાંથી એક પ્યાલો ભર્યો. પરંતુ તેની અજાયબી વચ્ચે તેનાં સઘળાં માટલાંમાંનું મધ પાણીમાં ફેરવાઇ ગયું. આ કરામત પેલા ફકીરનીજ હોવી જોઇએ, એમ વિચારી તે તેની સાથે તકરાર કરવા લાગી. અને તેની વિરૂદ્ધ ફરિયાદ કરવા તે માથું પીટતી સગઈ સંગાર પાસે પહોંચી ગઇ, અને તેને સઘળી હકીકત જાહેર કરી.

કલાલણની વાત સાંભળતાંજ. સગઈ સંગાર જાણી ગઈ, કે આ ફકીર બીજો કોઇ નહિ, પણ ભેરીઓ ગારૂડીજ હોવો જોઇએ. આથી તે કલાલણને ધીરજ આપવા લાગી પણ એટલામાં ભેરીઓ ગારૂડી પોતેજ ત્યાં આવી લાગ્યો, અને સગઇ સંગારને પુછયું, કે "હવે, સંતોષ થયો કે કેમ ?"

સગઇ બોલી ગારૂડીરાજ! તમારી શક્તિથી હવે મને પૂરતો સંતોષ થયો. માત્ર હવે મારૂં એકજ બિરદ બાકી રહ્યું છે. નવસે નાગને નાથવાની મારી પ્રતિજ્ઞા માત્ર એકજ કારણે અપૂર્ણ રહી છે. એક મારવાડી નાગ ઘણી મહેનત કરવા છતાં કોઇપણ પ્રકારે મારા કબજામાં આવતો નથી. માટે એ નાગને નાથી આવો, તોજ આપણા સ્નેહ વચ્ચેની સઘળી આડખીલીઓ દૂર થાય, અને આપણે જીવનભર અમૂલ્ય આનંદનો લ્હાવો લઇ શકીએ.

ભેરીઓ ગારૂડી તો પોતાની જુદી જુદી શક્તિઓનું સગઇ સંગારને દિગ્દર્શન કરાવવાને અત્યંત આતુર હતો. સગઇ સંગારની પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરવા તે પોતાની મોરલી લઈને, પેલા મારવાડી નાગને નાથવા નીકળી પડ્યો.

---

(૬)

## નાગની શોધમાં.

સગઇ સંગારનું બિરદ પરિપૂર્ણ કરવાને નીકળી પડેલો ભેરીઓ ગારૂડી પેલા નાગની શોધમાં મારવાડના* ડુંગરે ડુંગર પગ નીચેથી કાઢવા લાગ્યો. કેટલાક દિવસને અંતે, મહા મુસીબતે તેણે એ નાગદેવતાનો રાફડો શોધી કહાડ્યો. રાફડાના મ્હોં આગળ બેસીને, તેણે પોતાની મોરલી કંઈ અજબ માધુર્યભર્યા આલાપથી છેડવા માંડી.

ભેરીઆ ગારૂડીની મોરલીનો મનોહર રણકાર સાંભળીને, પેલો નાગ એકદમ બહાર નીકળી આવ્યો, અને ભેરીઆની મોરલીના મધુરે સ્વરના તાન પર ભાન ભૂલી, ફેણ પ્રસારીને ઝૂલવા લાગ્યો.

નાગદેવતા ભેરીઆની મોરલીના મીઠા નાદ પર પ્રસન્ન થયો. ભેરીઆને તેણે કહ્યું, ગારૂડી હું તારી મોરલીના રાગથી પ્રસન્ન થયો છું. હવે તારે જે માગવું હોય તે માગી લે.

"માગું ?" ભેરીઆએ પ્રશ્ન કર્યો.

"હા, ખુશીથી માગી લે." નાગે કહ્યું.

"મારે તને નાથવો છે." ભેરીઆએ પોતાની માગણી વ્યક્ત કરતાં કહ્યું.

"પણ મને નાથવાનું કંઇ કારણ ?" નાગે પ્રશ્ન કર્યો.

"કારણ એજ, કે મારે સગઇ સંગારને વરવું છે. અને તને નાથવા પછીજ મારૂં એ કાર્ય પણ થઇ શકે તેમ છે." ભેરીઆએ ઉત્તર આપતાં જણાવ્યું.

---

* મારવાડના લોકો આજે પણ એ નાગનો ડુંગર બતાવે છે.

સગાઇ સંગારનું નામ સાંભળતાંજ નાગ ચમકી ગયો. તે પોતાનું શરીર સંકોચવા લાગ્યો. ભેરીઆને જાણે ઓળખી ગયો હોય, તેમ ગભરાટથી તે બોલી ઊઠ્યો, "જેસલમેરનો ભેરીઓ ગારૂડી તુંજ કે ?"

"હા, હું પોતેજ." ભેરીઓ બોલ્યો.

નાગે ભેરીઆ ગારૂડીનું નામ અને તેનાં પરાક્રમોની પ્રશંસા સાંભળી હતી. નાગ અને ભેરીઓ બંને એકજ લખગુરૂના શિષ્યો હતા. નાગને ધાસ્તી પેઠી, કે હવે ભેરીઓ તેને છોડી દે તેમ નથી. આથી તેણે ત્યાંથી પલાયન થઇ જવાનો વિચાર કર્યો. તે એકદમ પોતાના રાફડામાં પાછો પેસી ગયો, અને પાતાળ માર્ગે નાસવા લાગ્યો.

ભેરીઓ પણ તેને છોડી દે તેવો ન હતો. તેણે તરતજ તેની લાર પકડી. નાગ પાતાળ માર્ગે ચાલ્યો જાય છે, અને ભેરીઓ ખેચરી વિદ્યાવડે, એની લાર લેતો આકાશમાર્ગે ચાલ્યો આવે છે. નાગ જ્યાં જ્યાં જમીન બહાર માથું કહાડે, ત્યાં તે ભેરીઆને આવતો જુએ, એટલે પાછો પાતાળમા પેસી જાય, અને નાસવા માંડે.

આમ નાસતાં નાસતાં તે કનોજ કોટ આવી પહોંચ્યો. આ સમયે કનોજપતિ ચંચ રાઠોડ કલીરાણીને તાજેજ પરણી આવેલો હતો. શરણાગતને રક્ષણ આપવાની ચંચ રાઠોડની કીર્તિ નાગના લક્ષ બહાર ન હતી. તેણે ચંચ રાઠોડનો આશરો લેવા વિચાર કર્યો. ચંચ રાઠોડના રાજમહેલમાં તે પહોંચી ગયો. અને તેને બનેલી બીનાથી વાકેફ કરીને, પોતાને ક્યાંક સંતાડવાની પ્રાર્થના કરવા લાગ્યો. ચંચ રાઠોડ શરણાગતને કોઇ પણ જોખમે આશરો આપવાને સદા તૈયાર રહેતો. તેણે નાગને પૂછ્યું, કે તું ક્યાં અને કેવી રીતે સંતાવા માગે છે ?

નાગ બોલ્યો, બીજું તો એક પણ સ્થળ મને ભેરીઆ ગારૂડીના પંજામાંથી બચાવી શકે તેમ નથી. માત્ર તમે તમારા પેટમાં મને સંતાડો, તોજ હું બચી શકું તેમ છું.

"પરંતુ હું તને મારા પેટમાં શી રીતે સંતાડી શકું ?" ચંચ રાઠોડે પ્રશ્ન કર્યો.

"એ મારું કામ છે. હું પવન સ્વરૂપે તમારા પેટની અંદર પ્રવેશ કરી શકીશ." નાગે જણાવ્યું.

"અને પાછો બહાર ક્યારે નીકળીશ?" ચંચ રાઠોડે પૂછ્યું.

"ત્રીજા દિવસની રાત્રે. ત્યાં સુધી ભેરીઓ પણ પોતાની શોધખોળમાં નિષ્ફળ થઇને ચાલી નીકળશે. અને હું પણ મારે રસ્તે પડી જઇશ."

ચંચ રાઠોડે નાગની માગણીનો સ્વીકાર કર્યો, અને નાગ વાયુ સ્વરૂપે તેના પેટમાં પેસી ગયો.

નાગ જ્યારે કોટ કનોજ આવ્યો, ત્યારે તેની સાથેજ ભેરીઓ ગારૂડી પણ ત્યાં આવી પહોંચ્યો હતો અહીં આવી તે નાગની ખોળ કરી કરીને થાકયો, પણ ક્યાંએ તેનો પત્તો લાગ્યો નહિ. જાણે તે પૃથ્વીના પટ પરજ ન હોય, એવી સ્થિતિ જાણીને, ભેરીઆને અત્યંત અજાયબી લાગતી હતી. ભેરીઆની વિદ્યા આજ નાગને શોધવા માટે નિષ્ફળ નીવડી હતી. વળી નાગ જીવતો હોવાની વાત પણ તેને દીવા જેવી સ્પષ્ટ દેખાતી હતી. છતાં તેને શોધવાનો પ્રશ્ન આજ ભેરીઆ ગારૂડીને માટે અતિ અટપટો થઇ પડ્યો હતો. આ ગુંચવાયલા પ્રશ્નનો ઉકેલ આણવા, તે દિવસ અને રાત કનોજ કોટમાં ફરી રહ્યો હતો. ત્રીજે દિવસે તે ચંચ રાઠોડના દરબારમાં ગયો. ત્યાં ચંચ રાઠોડ પર દૃષ્ટિ પડતાંજ ચાલાક ભેરીઓ ચેતી ગયો, કે તેનો ચોર તો ચંચ રાઠોડના શરીરમાંજ છે. આથી તેણે ચંચ રાઠોડ પાસે પોતાનો ચોર પાછો મળવાની માગણી કરી. ચંચ રાઠોડ જીવ જતાં પણ પોતાના શરણાગતને તેના શત્રુના હાથમાં સોંપે, તેમ ન હતું. તેણે ભેરીઆને કહ્યું, કે હું મારા જીવતાં તો મારો શરણાગત કોઇને પણ સોંપું તેમ નથી. અને મને મારી નાખીને, તમારો ચોર હસ્તગત કરવાની તમારી શક્તિ હોય, તો ખુશીથી તે અજમાવી જુઓ. ભેરીઆએ આના ઉત્તરમાં જણાવ્યું, કે રાઠોડ, તમારી પાસેથી મારો ચોર વસુલ કરવો, એતો મારા મનથી એક રમત માત્ર છે. પણ તમે મહા મુસીબતો વેઠીને હમણાં તાજાજ કસીરાણીને પરણી આવેલા હોવાથી, મને તમારી દયા આવે છે. આ કારણથી તમારા જીવને જોખમ લાગે, એવો એક પણ ઉપાય હું

અજમાવવાનો નથી. તેમજ મારો ગુનેહગાર મને પાછો મળ્યા વગર, કનોજ કોટ બહાર પગ પણ મૂકવાનો નથી.

ભેરીઓ સારી પેઠે સમજતો હતો, કે શરણાગતને જીવના જોખમે પણ રક્ષણ આપવાનો રાજપૂતોનો ધર્મ છે. તેથી તેણે વધારે આગ્રહ ન કરતાં ત્યાંથી વિદાય લીધી અને કયા ઉપાયે એ નાગ તેને કબજે આવી શકે, તેનો વિચાર કરતો તે ત્યાંથી ચાલતો થયો.

ચંચ રાઠોડના પેટમાં નાગે પ્રવેશ કર્યાને ત્રણ દિવસ થતાં, બરાબર ત્રીજે દિવસે મધ્યરાત્રે, જ્યારે ચંચરાઠોડ નિદ્રાધીન થએલો હતો, ત્યારે તે તેના પેટમાંથી બહાર નીકળ્યો

આ વખતે એવું બન્યું, કે નિદ્રાધીન કલીરાણીનો હાથ, પડખું ફેરવતાં અચાનક તે નાગની ફેણ પર આવીને પડ્યો. રાણીનો હાથ ફેણ પર આવી પડતાજ, ! આ નાગ ભાઇ તો તેજ વખતે પોતાના જાતિ સ્વભાવ પર આવી ગયા "સાપલા ન બાપલા." એ કહેવત અનુસાર ચંચરાઠોડના સઘળા ઉપકારોને વીસરી જઇને, નાગે કલી રાણીના સુકુમાર હસ્ત પર તેજ વખતે પોતાનો ઝેરી દંશ માર્યો. સર્પના ભયંકર દંશથી કલીરાણી એક ચીસની સાથે તેજ ક્ષણે જાગૃત થઇ ગઇ, અને થોડાજ સમયમાં મરણને શરણ થઈ સમસ્ત રાજમહાલયમાં આ દુ:ખદ ઘટનાથી હાહાકાર થઈ રહ્યો અને નાગ તો પાછો પાતાળ માર્ગે પ્રવેશ કરીને નાસવા લાગ્યો.

ચંચ રાઠોડના પેટમાથી નાગના બહાર નીકળતાંજ ભેરીઆ ગારૂડીને તેની જાણ થઈ ગઇ તે પણ તેજ વખત તેની પાછળ પડ્યો.

હવે નાસતાં નાસતાં નાગને વિચાર આવ્યો, કે આ મુશ્કેલીનો અંત, તેના ગુરૂ વગર કોઇ પણ લાવી શકે તેમ નથી. આથી તે પચ્છમાઇ ડુંગર પર લખગુરૂ પાસે પહોંચી ગયો, અને ભેરીઆ ગારૂડીના જુલમની તમામ હકીકત તેણે ગુરૂ પાસે ઘણીજ નમ્રતાથી નિવેદન કરી

એક ગુરૂના શિષ્યો ગુરૂભાઇ કહેવાય છતાં એક સ્ત્રીના કારણથી ભેરીઆએ તેના ગુરૂભાઇ પર આટલો જુલમ ગુજારતો જોઈને, લખગુરૂને તેના પર ગુસ્સો ચડ્યો. આથી તેણે નાગને જણાવ્યું,

કે ભેરીઆને મેં બે વાતો વિષે ખાસ ચેતવણી આપેલી છે. તેમાં-ની એક તો એ, કે જ્યારે તે દરીયો ઓળંગશે, ત્યારે તેની કળા ઘટી જશે માટે તું કાઠિયાવાડમાંથી દરીઓ ઓળંગીને કચ્છમાં ચાલ્યો જઈશ, તો ત્યાં એની શક્તિ તને હંફાવી શકશે નહિ. અને બીજી વાત એ છે, કે જ્યાં એની નજર ન પડે, તે ઠેકાણે જો કોઈ નાગ એને કરડે, તો તેનું ઝેર તેને જરૂર ચડી શકે તેમ છે. આ બે બાબતો સ્પષ્ટ કરીને, લખગુરૂએ નાગને દરીઓ ઓળંગી જવા-ની આજ્ઞા આપી દીધી.

---

## (૭)

## આત્મ-બલિદાન.

ગુરૂની આજ્ઞા માથે ચઢાવીને, પેલો નાગ તેજ ક્ષણે ત્યાંથી નાસવા લાગ્યો. નાસતાં નાસતાં છેક નાગની બંદરે* આવીને, તેણે માથું બહાર કાઢ્યું, તો ત્યાં પણ ભેરીઆને હાજર ઉભેલો જોઇને, તે પાછો જમીનમાં પેસી ગયો. નાગની બંદરપાસેની નાગમતી નદી નીચેથી ચાલતો ચાલતો, કચ્છનો અખાત ઓળંગી, તે કચ્છ-માં દાખલ થયો, અને કચ્છની નાગમતી– નદી નીચેથી ચાલતો ચાલતો તે ચાડવાડુંગર પર આવી પહોંચ્યો.

ચાડવા ડુંગરપર આ વખતે કાળી ભમ્મર જેવી ભેંસો ચરી રહી હતી. અહીં આ નાગ પોતાનું સ્વરૂપ બદલાવીને, પાડાને વેશે ભેંસોના ધણમાં દાખલ થઇ ગયો. ભેરીઆના પંજામાંથી બચવા, તે પોતાના નવા સ્વરૂપમાં સંભાળપૂર્વક ભેંસોના ધણમાં ફરવા લાગ્યો.

ભેરીઓગારૂડી પણ ભોંય સૂંઘતો સૂંઘતો, નાગની પછવાડે ચાડવા ડુંગર પર આવી પહોંચ્યો. તપાસ કરતાં તેને માલમ પડ્યું,

---

* જામનગરનું જુનું નામ નાગનીબંદર આજ કારણથી પડેલું કહેવાય છે.

– જામનગર પાસેની નદી, નાગનદીના નામે ઓળખાય છે, અને લગભગ તેની સામેનીજ દિશામા કચ્છની નાગનદી આવેલી.છે. આ નાગ એજ માર્ગે કચ્છમા દાખલ થએલો કહેવાય છે.

કે તેનો ચોર કયાંક ભેંસોના ધણમાંજ હોવો જોઇએ. પરંતુ તેને ઓળખી જવાની શક્તિ હવે ભેરીઆમાં રહી ન હતી. એટલામાં તેને એક ઉપાય સૂઝી આવ્યો. તે પોતાની મોવર કહાડી, તેને મધુરા સ્વરથી બજાવવા લાગ્યો. અને મોરલીની અસર કોના પર વધારે થાય છે, તેનું તીક્ષ્ણ દૃષ્ટિએ અવલોકન કરવા લાગ્યો. ભેરીઆએ તેની સઘળી શકિત આજ મોરલી બજાવવા પાછળ ખરચવા માંડી. તેની મોરલીનો મનોહર બુલંદ અવાજ આખા ચાડવા ડુંગરપર ગુંજન કરવા લાગ્યો.

આ વખતે ભેંસોના ધણમાંનો એક પાડો, પોતાના શરીરનું ભાન ભૂલીને મોરલીના તાન પર ગુલતાન બની ડોલી રહ્યો હતો. તેની આવી સ્થિતિ જોઇને, ચતુર ભેરીઓ ચેતી ગયો, કે તેનો ચોર આપોઆપ એજ. તરતજ તેણે મોરલી પડતી મૂકીને, પેલા પાડાની પછવાડે દોટ મૂકી. પણ તે પાસે આવે તે પહેલાં તો પાડાએ પોતાનું સ્વરૂપ પલટી નાખ્યું, અને તે પાછો પાતાળ માર્ગે ગેબ થઇ ગયો.-

નાગ પાસે હવે એકજ ઇલાજ બાકી રહ્યો હતો. ભુજીયા ડુંગરમાં એની માસી નાગદામણી રહેતી હતી. તે આશરો આપશે, એવી આશાએ તે ભુજીયાપર પોતાની માસી નાગદામણી પાસે પહોંચી ગયો.

ભેરીઆની શક્તિ હવે ક્ષીણ થતી જતી હતી. ભુજીયામાંથી નાગને કબજે કરવાની વાત તેને માટે હવે મુશ્કેલ થઇ પડી હતી. તે પોતાના મનમાં અનેક યુક્તિ-પ્રયુક્તિઓ રચતો કેટલાક દિવસ ભુજીયાની તળેટીએ રહ્યો. થોડા દિવસમાં તેના શિષ્યો પણ તેની ખોળ કરતા ત્યાં આવી પહોંચ્યા. હવે ભેરીઆના મનમાં કંઇક હિંમત આવી.

એક દિવસ તેણે પોતાના સઘળા શિષ્યો સાથે ડુંગર પર ચડવા માંડયું. આજ તો મરવું, કે મારવું એવો તેણે પોતાના મન સાથે નિશ્ચય કરી લીધો હતો. સગર્ફ સંગારના સ્નેહની આશામાં ભાન ભૂલેલા ભેરીઆને તેની ઘટતી જતી શક્તિનું જ્ઞાન ન હતું. તે

- કચ્છમાંની નાગોરી ભેંસોની જાત આ નાગની ઓલાદ છે એવું પણ કેટલાકનું માનવું છે.

પોતાના શિષ્યો સાથે નાગની તપાસ કરતો કરતો, છેક ભુજીયા ડુંગર પરના નાગદામણીના રાફડા સુધી આવી પહોંચ્યો.

આ વખતે નાગદામણી પાસે આવેલો એક નાગમ ગોન+ પરિયા વાંચતો બેઠો હતો. નાગદામણી અને પેલો મારવાડી નાગ તે સાંભળી રહ્યાં હતાં.

ભેરીઆ ગારૂડીને અહીં પણ આવી પહોંચેલો જોઇને, નાગ પ્રથમ તો ગભરાઇ ગયો પણ તરતજ લખગુરૂનાં વચનો યાદ આવતાં તે પાછો સ્વસ્થ થયો. તરતજ તે ત્યાંથી નાસવા લાગ્યો. આગળ નાગ, અને પાછળ ભેરીઓ. બંને ત્વરિત ગતિએ રસ્તો કાપવા લાગ્યા; એટલામાં નાગે છેલ્લી હિંમત કરી, ભેરીઆની નજર ચૂકવવા માડી. અને તરતજ તે ચાલાકીથી એક સુંદર જયેષ્ટિકા સ્વરૂપે ભેરીઆના રસ્તા પર પડી રહ્યો.

ભેરીઓ ગારૂડી આ સ્થળે આવી પહોંચતાંજ; જમીન પર પડેલી જયેષ્ટિકા પર તેની દૃષ્ટિ પડી સુંદર વળેલી મૂઠવાળી સુશોભિત લાકડી જોઇને, ભેરીઆએ તે ઉપાડી લીધી, અને પોતાના ખભા પર મૂકી. તેજ ક્ષણે આ લાકડી એક ભયંકર ઝેરી નાગમાં ફેરવાઇ ગઇ. અને તેણે ભેરીઆ ગારૂડીની ગરદનના પાછલા ભાગ પર દંશ દીધો.

સર્પદંશ પર માત્ર એક દૃષ્ટિ ફેંકતાજ ગમે તેવા ઝેરી સર્પનું સઘળું ઝેર ઉતારી નાખવાની ભેરીઆની શક્તિ ભારે હતી. પરંતુ આજનો દંશ તો ગરદન પર થએલો હોવાથી, તેનું ઝેર ઉતારવાને, ભેરીઓ તદ્દન અશક્ત હતો. આથી તે તેજ ક્ષણે ધબ! દેતો જમીન પર પટકાઇ પડ્યો.

હવેજ તેને યાદ આવ્યું, કે સગઈ સંગારના મોહમાં ગુરૂએ તેને દરીઓ ઓળંગવાની મનાઈ કરેલી હોવાની વાત, તે ચૂકી ગયો હતો પરંતુ આ ડહાપણ તો 'રાંડ્યા પછીનું' હતું તેની

+ ભાટ ચારણોની માફક નાગોના પરિયા વાચનાર વંહીવંચા નાગ મંગા કહેવાય છે. એ લોકો નાગો સિવાય બીજા કોઇને પણ યાચતા નથી એમ કહેવાય છે.

રગેરગમાં ભયાનક વિષ વ્યાપી ગયું હતું. આ ઝેરી અસરનું જોર ભાંગવાને, ભેરીઆ ગારૂડીની ઉસ્તાદી આજ નિષ્ફળ બની હતી.

ભેરીઆએ જ્યારે જાણ્યું, કે હવે તેના બચવાની એકે આશા નથી, ત્યારે તેણે પોતાના સઘળા ચેલાઓને એકઠા કરીને કહ્યું, કે મારા શરીરને અગ્નિદાહ ન દેતાં, તમો બધા તે રાંધીને ખાઈ જજો. અને તેથી તમો સઘળા મારા જેવાજ ક્રિયાવાન બની જશો. આ વાત ખાસ યાદ રાખીને, જ્યારે તમે મારા વેરનો બદલો લેશો, ત્યારેજ મારી સદ્‌ગતિ થશે.

આટલું બોલીને ભૂપતવંશના આ ગારૂડી રાજકુમારે તરતજ પોતાના પ્રાણ ત્યાગ કરી દીધા.

દુહો—ભુજંગ ભેરીઓ મારીઓ, ફુંકે કેઓ ખાક;
દઈ મણધર હાક, ગારૂડી કે ગારીઓ.

ભાવાર્થ—ભુજંગે ભેરીઆને મારી નાખ્યો, અને પોતાની ફૂંકથી તેને ખાક બનાવી દીધો. મણિધરે હાક મારીને ગારડીને ગાળી નાખ્યો.

ગુરૂની આજ્ઞા અનુસાર ભેરીઆ ગારૂડીના શિષ્યો, તેના શબને લઇને ચાલતા થયા અને તેના મૃત શરીરના ટુકડા કરીને, તે રાંધવા લાગ્યા.

હવે નાગે વિચાર્યું, કે એક ભેરીઆના કારણે આટલું બધું દુઃખ સહન કરવું પડયું; તો હવે જો એકસોને ચાળીશ ભેરીઆ થશે, તો કોણ જાણે તે શું એ કરી નાખશે? આ વિચારથી તેણે એક નવી બાજી બીછાવવા માંડી.

તરતજ પેલો નાગ એક બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરીને, જ્યાં ભેરીઆ ગારૂડીના ચેલાઓ તેના શબને રાંધી રહ્યા હતા, ત્યાં પહોંચી ગયો. અને તેમને પૂછવા લાગ્યો, કે તમે આ શું કરી રહ્યા છો?

"મહારાજ!" એક ચેલાએ કહ્યું, "અમારો ગુરૂ ભેરીઓ ગારૂડી સર્પદંશથી મરણ પામતાં, અમો તેના શબને તેની આજ્ઞા મુજબ રાંધી રહ્યા છીએ."

"અને તમે એ શબને રાંધીને શું કરવા ધારો છો?" બ્રાહ્મણે પૂછયું.

"અમારા ગુરૂની એવી આજ્ઞા છે, કે તેનું શરીર અમારે રાંધીને ખાઇ જવું." બીજા ચેલાએ જણાવ્યું.

"પણ તેનું કારણ?" બ્રાહ્મણે પૂછયું.

"કારણ એજ, કે તેથી અમો સઘળા અમારા ગુરૂ જેવાજ વિદ્યાવાન બની શકીશું."

"અરરર! ગુરૂનું શરીર? અને તે તમે ખાઈ જવાને માટે રાંધો છો? ધિક્કાર છે તમોને અભાગીઆઓ! રૌરવ નર્કમાં પણ તમને કયાંઈ સ્થાન નહિ જડે. વળી તમારા ગુરૂનું શરીર તો આખું વિષમય છે, તે ખાશો, તો નાહક કુતરાને મોતે મરી જશો. પછી તો તમારી મરજી. તમારા ગુરૂએ પોતાના ગુરૂભાઇને સતાવતાં પણ પ્રાણ ખોયા, અને તમે તો ખુદ ગુરૂનુંજ માંસ કાગડા–કુતરાં પેઠે ખાવાને તૈયાર થયા છો, તે તમારો કયાં આરો આવશે, તેનો કંઈ વિચાર કર્યો છે? હજુ સમય છે માટે ચેતી જાઓ! અને આ હાંડલાંઓને દરીઆમાં નાખી દો! વળી તમે તમારા ગુરૂના નિર્દયપણે આવા હાલહવાલ કરી નાખ્યા છે, તે માટે તમારા ખરા જીગરથી પશ્ચાત્તાપ કરો! આટલું કરશો તોજ તમારો છૂટકો થવાનો છે. હું તો માત્ર તમારા ભલાની ખાતર કહું છું. પછી તમારી ઈચ્છા."

આટલું બોલીને પેલો વેષધારી બ્રાહ્મણ તેજ વખતે ત્યાંથી ચાલતો થયો.

આ બ્રાહ્મણની એકે એક વાત ભેરીઆના ચેલાઓના અંતરમાં તીરની પેઠે ઉંડી ઉતરી ગઇ. તેજ વખતે સઘળાઓએ પોતાનો નિશ્ચય ફેરવી નાખ્યો. કેટલાકને ઝેરની ધાસ્તી લાગી, કેટલાકને પાપની બીક લાગી અને કેટલાકને મોતનો ડર લાગ્યો.

બધાનો નિશ્ચય એકજ થઈ ગયો. ગુરૂના શરીરનું માંસ રાંધીને ખાઇ જવાની વાત યાદ આવતાજ, તેમના હાડ ધ્રૂજવા લાગ્યાં.

આખરે તેમણે ભેરીઆ ગારૂડીના શરીરવાળાં વાસણો દરીઆમાં જઇને તારી દીધાં *

ભેરીઆ ગારૂડીના ચેલાઓને તો તેમના ગુરૂના શરીરની માત્ર વાસજ આવી અને એટલી શક્તિ આજ પણ ગારૂડી લોકોમાં મોજુદ છે.

જ્યારે સગઇ સંગારને આ વાતની જાણ થઈ, ત્યારે તે એકદમ ત્યાં આવી પહોંચી, અને પોતાના ભાવિ-ભરથાર ભેરીઆ ગારૂડી પાછળ ભુજીયાડુંગર પાસે સતિ થઇ

ગારૂડીલોકો આજ પણ એમના રાજવંશની યાદગીરી ખાતર પાઘડી પર કલગી મૂકે છે.

નાગદેવતા તે દિવસથી ભુજીયાપરજ રહ્યો. આજ પણ કચ્છની ગાદીના માલેક નાગપંચમીના દિવસે એ નાગના રાફડામાં દૂધની તાંબડીઓ રેડે છે

ભેરીઆ ગારૂડીનું નામ અદ્યાપિ કચ્છ-કાઠિયાવાડ અને મારવાડમાં મશહૂર છે



* આ વાસણો તરતા તરતા કામરૂદેશની ઓરતોના હાથમા ગયા, અને ત્યારથી કામરૂદેશમા મંત્રવિદ્યાનું જોર વધી ગયુ કહેવાય છે. આ કામરૂદેશ અથવા કામરૂપ દેશ તે હાલનું આસામ મનાય છે.

# પ્રકરણ ૭ મું.

## ચૂડાસમા.

### (૧)

### ગ્રહરિપુ.

દેવેન્દ્રના બીજા કુમાર ગજપતના વંશજો સિંધ અને મારવાડમાં થઇને ત્યાંથી સૌરાષ્ટ્રમાં આવ્યા. અને જુનાગઢમાં રાજ્ય-સ્થાપન કર્યું. આ ગજપતના વંશજો ચૂડાસમાના નામથી ઓળખાય છે. ચૂડાસમા વંશનો પહેલો રાજા ગ્રહરિપુ વામનસ્થળીની ગાદીએ આવેલો જણાય છે. આ ગ્રહરિપુ અત્યંત જુલમી હોવાથી, તેણે ચારે તરફ ત્રાસ ફેલાવી દીધો હતો. પ્રભાસપાટણ સમાન મહાન તીર્થધામો પણ તેના જુલ્મથી ઊજડ બની ગયાં હતાં.

આ વખતે અણહીલવાડની રાજ્યસત્તા પહેલા મૂળરાજ સોલંકીના હાથમાં હતી. મૂળરાજ સોલંકી એક મહાન શિવભક્ત હતો. ઇતિહાસ-પ્રસિદ્ધ રૂદ્રમાળનું શિવાલય બંધાવનાર એ પોતેજ હતો. તીર્થસ્થાનોમાં ચાલી રહેલા ગ્રહરિપુના અત્યાચારની વાતો આ સોલંકીરાજથી સહન થઇ શકી નહિ આથી ગ્રહરિપુના ગર્વને ગાળી નાખવા, તે પોતાના મોટા સૈન્ય સાથે વામનસ્થળી પર ચઢી આવ્યો.

કચ્છનો જામ લાખોફૂલાણી ગ્રહરિપુનો પરમ મિત્ર હતો. તે ગ્રહરિપુની મદદ માટે કચ્છથી આવેલો હતો. પરંતુ ગ્રહરિપુના પાપનો ઘડો ભરાઈ આવેલો હોવાથી, તેનો અને જામ લાખાફૂલાણીનો આ લડાઇમાં અંત આવ્યો.

(૨).

## રાહ કવાટ.

ગ્રહરિપુનો કુંવર કવાટ ઈ. સ. ૯૮૨ માં ગાદીપતિ થયો. રાહ કવાટ મહાન દાતાર હતો. એક વખત એક ચારણે તેના મસ્તક પરની પાઘડી દાનમાં માગી. ચારણની આવી વિલક્ષણ માગણી જોઇને, રાહને નવાઈ લાગી. ચારણો માગણવર્ગ હોવાથી, તેમને માથું નમાવતાં વાર ન લાગે, એ કારણથી રાહનું મન મુંઝાતું હતું. પરંતુ જ્યારે ચારણે ખાતરી આપી, કે જુનાણાના ધણીનું મસ્તક તે કદી પણ કોઇને નમાવવાનો નથી, ત્યારે રાહ કવાટે ખુશી થઇને, પોતાની પાઘડી ચારણદેવના મસ્તક પર પહેરાવી દીધી.

ચારણ ફરતો ફરતો શિઆલબેટના વીરમં પરમારના દરબારમાં આવી ચઢ્યો પરંતુ તેના મસ્તકપર જુનાગઢપતિની પાઘડી હોવાથી, તેણે મસ્તક નમાવ્યા વગરજ વીરમદેવનો મુજરો કર્યો. ચારણની ઉદ્ધતાઈ જોઇને, વીરમદેવને ગુસ્સો ચઢ્યો. જ્યારે તેણે જાણ્યું, કે ચારણના માથાપર રાહ કવાટની પાઘડી હોવાથીજ તે મસ્તક નમાવતો નથી, ત્યારે તેના ગુસ્સાની આગમાં ઘૃત હોમાણું. તેણે રાહ કવાટને નમાવવાનો નિશ્ચય કરી લીધો. ત્યારપછી થોડાજ સમયમાં તેણે રાહને કેદ કરવાની કપટબુદ્ધિથી, તેને યુક્તિપૂર્વક વહાણમાં મળવા બોલાવીને પકડી લીધો. અને પોતાના રાજમહેલની નીચે આવેલા એક ભોંયરામાં તેને કાઠ-પાંજરામાં કેદ કરી રાખ્યો આ ભોંયરૂં પાણીવાટ પર હોવાથી ત્યાંથી આવતી-જતી સ્ત્રીઓની રાહ પર નજર પડતી એક દિવસ જુનાગઢની એક સુતારણ બાઇની રાહ પર દૃષ્ટિ પડતાં, તેણે તેને ઓળખીને નમન કર્યું. આ બાઈ જુનાગઢની છે, એમ જાણવાથી રાહે તેની મારફત પોતાના ભાણેજ ઊગાવાળા પર સંદેશો મોકલ્યો.

દુહો—માથા માથે શેરડા, હૈયા માથે વાર,
કાચલીયે પાણી પીએ, કાઠ-પાંજરે કવાર. ૧
તું કેંતાતો કાલ, તાળી તળાજા ધણી,
વા'લા હવે વગાડ, એક હાથે ઊગલા. ૨

ઊગાવાળો મહાન પરાક્રમી હતો. એક વખત ઊગાવાળાએ રાહ કવાટની કચેરીમાં પ્રસંગ આવે એક હાથે તાળી પાડી બતાવવાના શબ્દો કાઢેલા હોવાથીજ, રાહ કવાટે તેને એ વાતની યાદ આપી હતી. રાહનો સંદેશો આવતાંજ ઊગાવાળો એકદમ તૈયાર થઇ ગયો. અને શિઆલબેટ પહોંચી જઇને, તે પોતાનાં પરાક્રમ અને ચતુરાઇથી રાહને છોડાવી લાવ્યો.

---

## (૩)

## રાહ દયાસ.

દાનવીરોના શિરોમણિ સમા રાહ દયાસની કીર્તિ ચૂડાસમા વંશમાં સદા અમર છે. રાહ દયાસનું મૂળનામ રાહ ખેંગાર હતું. ઇ. સ. ૧૦૦૩ માં તે જુનાગઢની ગાદી પર આવ્યો. એ વખતે સિદ્ધપુર પાટણમાં દુર્લભસેન રાજા રાજ્ય કરતો હતો. એક વખત પાટણપતિની રાણીઓ ગીરનારની જાત્રાએ જતાં, ત્યાં તેમનું અપમાન થવાથી, દુર્લભસેન ક્રોધાયમાન થઈ ગયો, અને તે મોટા લશ્કર સાથે જુનાગઢ પર ચઢી આવ્યો. પરંતુ જુનાગઢનો ઉપરકોટનો કિલ્લો અત્યંત મજબુત હોવાથી, દુર્લભસેન છ માસ સુધી ગઢને ઘેરો ઘાલીને પડ્યો રહેવા છતાં, તે રા' ખેંગારને હરાવી શક્યો નહિ. આથી તેણે એક નવી યુક્તિ રચી અને રા' ખેંગારનું મસ્તક લાવી આપનારને સવાલાખનું ઇનામ આપવાનું બીડું ફેરવ્યું. ત્રણ દિવસ સુધી તો આ બીડું કોઇએ ઉઠાવ્યું નહિ. પરંતુ ચોથે દિવસે બીજલ નામના એક તુમેર ચારણે બીડું ઉઠાવી લીધું. અને રાહનું મસ્તક લાવી આપવા તેણે કબુલાત આપી.

બીજલ જાણતો હતો, કે રાહ ખેંગાર એક અદ્વિતિય દાતાર હોવાથી, તે યાચકને કદી પણ નાઉમેદ કરીને પાછો ફેરવે તેમ નથી. આથી તે પોતાની જંત્રી લઇને, રા'ને રીઝવવા જવાને તૈયાર થયો. બીજલ ચારણ જંત્રી બજાવવામાં અતિ કુશળ હતો. તેની જંત્રીનો અવાજ સાંભળીને, જંગલના પશુઓ પણ તેની પાસે દોડી આવતાં.

દુહો—વઇ વગડે વિચમેં, જ ચારણ ચોરે* અંગ;
જનાવર જંગલજા, સે કરી રેઆણું રંગ.

જુનાગઢના દરવાજા પર આવીને તેણે દરવાનને બૂમ મારી.

દુહો—દરવાણી દર ખોલ, આંઊં પરદેસી મંગણું;
કો મગે લખ કરોડ, આંઉ સુવાલી સિરજો.

જુનાગઢના દરવાજા યાચકોને માટે બંધ ન રાખવાનો રા'નો રિવાજ હતો. યાચકનું નામ પડતાંજ દરવાને દરવાજો ખોલી નાખ્યો, બીજલ ચારણ અંદર દાખલ થયો. બરાબર રાજમહાલયની નીચે આવીને તેણે પોતાની જંત્રી છેડવા માડી

રાહ ખેંગારની રાણીનું નામ સોરઠરાણી હતું. સોરઠરાણી સમાન સૌદર્યવાન સ્ત્રી એ સમયે સમસ્ત સોરાષ્ટ્રમા બીજી ન હતી. સોરઠરાણીએ જ્યારથી સાંભળ્યું હતું, કે બીજલ નામના ચારણે રા'નું માથું લાવવાનું બીડું ઉપાડ્યું છે, ત્યારથી તેના જીવને સુખ ન હતું. તે રા'ને એક ક્ષણ પણ પોતાની નજરથી વિમુખ થવા દેતી નહિ અને એજ કારણથી યાચકવર્ગ રા'ની મુલાકાત ન લઇ શકે એવો તેણે ખાસ પ્રબંધ કર્યો હતો.

બીજલચારણ જંત્રીમાં વધુને વધુ માધુર્ય રેડી તેને બજાવ્યે જતો હતો

જંત્રીનો રસિક અવાજ સાંભળીને, રાએ બહાર જોયું, તો જંત્રીના તાન પર ગુલતાન બની રહેલા એક ચારણ પર તેની દૃષ્ટિ પડી. ચારણને જોઇનેજ તે જાણી ગયો, કે એ બીજો કોઇ નહીં પણ બીજલ પોતેજ છે. આથી તે તરતજ સોરઠરાણીને કહેવા લાગ્યો

દુહો—ફુલ હુલ ધો જે સુઓ, આયો ઊ બીજલ;
સોરઠ સખાવતજી, પુછી આવઇ પલ.

બીજલનું નામ સાંભળતાજ સોરઠરાણીના પેટમાં ફાળ પડી. જેનાથી તે સદા દૂર રહેવા માગતી હતી, તેને આવી પહોચેલો જાણીને સોરઠરાણીના હૃદય પર જાણે વજ્રપાત થયો. આંગણે જમને

* ચોરે=બાનવે.

આવેલો જોઇને, મનુષ્યના હૃદયપર જે અસર થાય, તેજ અસર સોરઠરાણીના અંતરમાં થઇ.

રા'એ તો તરતજ ચારણને ઉપર તેડાવીને તેનો સત્કાર કરવા માંડ્યો.

સોરઠરાણીએ પણ પોતાના ગળામાંથી સવાલાખનો હાર કહાડીને, તે બીજલચારણને આપવા માંડ્યો.

દુહો—હથમેં ખણી હાર, ચે સોરઠ મંગણહારકે,
હિતરે હી મુંહીંજે, ખ્યો ડીંધો દાતાર.

સોરઠરાણીને સવાલાખનો હાર આપતી જોઇને ચારણ બોલ્યો:—

દુહો—અસીં ઊ ન મંગણાં, જે હલી મંગે હાર;
નીલાછમ મથા મંગાં, ડિસીને ડાતાર.

ચારણ બધી બીના સોરઠરાણીને કહી દેતો જોઇને, રાએ તેને ધીરેથી કહ્યું.

દુહો—પધરે મ ચ્યો મંગણાં, ડે ગુજીયું ગાઉં;*
જિકીં તોંજે મતમેં, સે ડીંધોસેં આંઉં.

આમ રા'એ ચારણને ભેદ ખોલી ન નાખવાનું સાનમાં સમજાવી દીધું. તેથી તે ચુપ થઇ ગયો. પરંતુ સોરઠરાણીના મનમાં તો દુઃખ અને ચિંતાનાં મહાસાગર જેવડાં મોજાં ઉછળી રહેલાં હોવાથી, તેણે પેલા હારથી પણ ઘણી વધારે કિંમતનો એક બીજો હાર ચારણને આપવાનો વિચાર કર્યો. આથી તે હાર લાવવા માટે, તે બીજા ખંડમાં ગઇ.

હવે રા'એ વિચાર્યું, કે આવો વખત ફરીથી હાથમાં આવવો મુશ્કેલ છે. કારણ કે સોરઠરાણી આવી પહોંચતાં, તેની રૂબરૂમાં, મસ્તક કાપીને ચારણને આપી શકાય તેમ ન હતું. આથી તેણે તરતજ તલ્વાર લઇ તેના એકજ ઝાટકે માથું ચારણને કાપી દીધું.

---

* છાની રીતે કહે.

એટલામાં સોરઠરાણી પણ બીજા નવલખા હાર સાથે ત્યાં આવી પહોંચી.

દુહો—સુરેઓ સોરઠ સાંમું, રેલે સંધો રત્ત;
સિર સુરે દાતારજો, પેઓ અચી પટ.

દુહો—ધડ ધુબે ધરા ધુબે, રત્ત છલાકા ડે,
વાઇ[1] સિરજે વાતમેં,[2] "લે બે ચારણ લે"

સોરઠરાણી આ ભયંકર દશ્ય જોઇ શકી નહિ. રક્તના ખાબોચીઆમાં તરતું રા'નું ધડ અને મસ્તક જોતાંજ રાણીને અંધારાં આવવા માંડ્યાં. બીજલચારણ તરફ તે ક્રોધાયમાન બનીને બોલી:—

દુહો—ફિટ ફિટ! ચારે મંગણાં, સોરઠજો સિરતાજ;
વઢે સિર દાતારજો, કેડા સારે કાજ?

સોરઠરાણીને ચારણને મ્હેણાં આપતી જોઇને રા'નું માથું બોલી ઊઠ્યું.

દુહો—મીણું મં-ડે મંગણે, સતઠી મં-છડ ટેક;
બોલ ભરાભર તોરીયાં, એડા મથા અનેક.

દાતારનું માથું બોલતું જોઇને, ચારણ અને રાણી ચકિત થઇ ગયાં. રા'ના મુખપર હાસ્યની છટા સાફ તરવરી રહી હતી.

દુહો—ખિલે મથો દાતારજો, હરખ નં-હિયે માય;
ઉથલી ઉથલી ઉઠાં થીએ, બીજલ જિડાં બોલાય.

રાહનું મસ્તક ડાલીમાં મૂકીને શહેરમાં ફેરવવામાં આવ્યું. આવી અદ્વિતિય દાતારીની વાત સાંભળીને, લોકો 'આફ્રીન' પોકારવા લાગ્યા અને બીજલચારણ પર ફીટકાર વરસાવવા લાગ્યા. દાતારની ડાલીને શહેર બહાર લાવવામાં આવી ચિત્તા ખડકાવા લાગી. દાતારનું મસ્તક ખોળામાં લઇને સતિ સોરઠ ચિત્તામાં બેઠી. ચિત્તા સળગવા લાગી.

હવે બીજલચારણને વિચાર થયો, કે આવા એક મહાન દાતા

---

૧ વાઇ=વેણ. ૨ વાતમે=મ્હોમાં

રના પ્રાણ લઇ, તિરસ્કૃત જીવન જીવવા કરતાં મરવું અનેકગણું સારૂં છે. એમ વિચારી તે પણ ચિત્તામાં કૂદી પડ્યો. અગ્નિદેવ પોતાની સર્વભક્ષી લાલ જીહ્‌વા ઉછાળતો ભડભડ ! બળવા લાગ્યો.

એટલામાં બીજલચારણની સ્ત્રી પણ આવી પહોંચી. બીજલ ચિત્તામાં પડેલો જાણીને તેને પણ સત ચડયું. અને તે પણ ચિત્તામાં બેસી ગઈ.

આ વખતે સોરઠરાણી તથા બીજલચારણની સ્ત્રી એ બંને ગર્ભવતી હોવાથી, એક રાહ ખેંગાર સાથે આમ છ જીવનો અંત આવ્યો. આજ પણ કહેવાય છે કેઃ—

દુહો—એક મરંતે બે મુઆ, બે મરંતે ચાર;
ચાર મરંતે છ મુઆ, વીર કરો વિચાર.

આ ઘટના પછી રાહ ખેંગાર રાંદયાસના નામથી પ્રખ્યાત થયો. અને તેના વંશવાળા સરવૈયા કહેવાયા. *

---

* કચ્છના ભાટ ચારણોના કથન મુજબઃ—

દુહો—સોરઠ સિંહલદ્વીપકી, ચોખી જાત પરમાર;
તારી સમુદ્રા પાર, બેટી રાજા ભોજકી.

સિંહલદ્વીપના ભોજ પરમારને ત્યા નબળા ગ્રહોમાં પુત્રીનો જન્મ થવાથી, તેણે તેને પેટીમા નાખી, તે પેટી સમુદ્રમા તરતી મકી દીધી. આ પેટી રતનશા નામક કુંભારના હાથમા આવવાથી, તેણે તે કન્યા ઉછેરીને મોટી કરી. અને પાટણના સિદ્ધરાજ જયસિંહ જોડે તેનું સગપણ કર્યું. પાછળથી એ કન્યાને જુનાગઢનો રાંખેગાર પરણી ગયો. સિદ્ધરાજના મરણ વખતે તેના ભત્રીજા ભીમ ઉર્ફે અનેરાએ જુનાગઢના રાહ ખેંગારનું વેર વાળવા પાણી લીધેલું. અને ત્યારપછી તેણે બીજલ ચારણ મારફત રાહ ખેગારને મરાવી, જુનાગઢ કબજે કર્યું. એમ એક દંતકથા ચાલે છે. પરંતુ સિદ્ધરાજજયસિંહ અને રાં દયાસ સમકાલીન ન હોવાથી, આ વાતને ઐતિહાસિક પુરાવા મળી શકતા નથી.

## (૪)
## રાહ નોંઘણ.

રાહ દયાસના અવસાન પછી જુનાગઢમા દુર્લભસેનની સત્તા સ્થાપન થઈ અને તેનો સૂબો અમલ ચલાવવા લાગ્યો રાહનો કુંવર નોઘણ એ વખતે છેક બાલ્યાવસ્થામા હોવાથી, તેને ઉડ પર ગણુાના આલીધર-બોડીધર નામના ગામના દેવાઇત પટેલે ગુપ્તરીતે ઉછેરવા માડ્યો. આ વાતની પાટણના સૂબાને ખબર પડતા તેણે દેવાઇત પટેલને બોલાવ્યો, અને નોઘણકુમારને સત્વર સોપી દેવાની આજ્ઞા કરી દેવાઇતપટેલ ધર્મસંકટમા આવી પડ્યો કુમારને તે કોઈ પણ જોખમે બચાવી લેવા માગતો હતો. વિચાર કરતા તેને એક ઇલાજ સૂઝી આવ્યો. કુમારને બદલે પોતાનો પુત્ર સૂબાને સોપી દેવાનો રાજ્યભક્ત આહીરે નિરધાર કર્યો હૈયું કઠણ કરી, તેણે પોતાના પુત્રને રાજકુમારના શણગાર સજાવીને તૈયાર કર્યો. અને તે પાટણના સૂબાને સોપી દીધો જુનાગઢની ગાદીનો દાવો કરનાર એ બાળકુમારનો કાટો કાઢી નાખવાના વિચારથી, સૂબાએ તેજ ક્ષણે તેનુ માથુ ઉડાવી દીધુ

પોતાના પુત્રના ભોગે પણ રાજકુમાર બચ્યો જાણી દેવાઇત પટેલને સતોષ થયો. રાજકુમારને એ અત્યત સભાળપૂર્વક ઉછેરવા લાગ્યો થોડા વરસમા તો આ બાળ રાજકુમાર જુવાન જોધ જેવો બની ગયો. હવે કઇ રીતે એને જુનાગઢની રાજ્યગાદીપર બેસાડી દેવો, એનાજ વિચારોમા દેવાઇતપટેલ તલ્લીન બન્યો

દેવાઈતપટેલની જાસલ નામે એક પુત્રી હતી જાસલ પરણાવવા યોગ્ય થતા દેવાઇતપટેલે તેના લગ્ન કરવા માડ્યા આ વખતે તેણે સઘળા આહીરોને એકઠા કરીને, પાટણના સૂબાનો ઘાટ ઘડી નાખવાનો પ્રબધ રચ્યો લગ્નપ્રસગે તેણે પાટણના સૂબાને અને તેના તમામ સંગાથીઓને પોતાને ત્યા આમત્રણ કર્યું જ્યારે આ લોકો આવી પહોચ્યા, અને જમવાને બેઠા, ત્યારે સઘળા આહીરોએ પ્રથમથી કરી રાખેલી ગોઠવણ મુજબ ભેગા થઇને, પાટણના સૂબાને અને તેમના તમામ અધિકારીઓને એક સપાટામાં વાઢી નાખ્યા અને જુનાગઢની રાજ્યગાદીપર નોઘણકુમારનો રાજ્યાભિષેક કર્યો.

દેવાઇતપટેલની દીકરી જાસલને નોંઘણકુમારે પોતાની ધર્મની બહેન કરી હતી. આથી તેણે જાસલનાં લગ્ન વખતે તેને જે જોઇએ તે માગી લેવા કહ્યું. પરંતુ જાસલે તે વખતે કંઈ પણ માગણી ન કરતાં, જરૂર પડે ત્યારે પાછળથી માગી લેવા જણાવ્યું.

એક વખત સમસ્ત સૌરાષ્ટ્રમાં એક મોટો દુકાળ પડ્યો. તેથી જાસલનો પતિ સાંસતીયો પોતાના તમામ ઢોરો સાથે દુકાળનો સમય કાઢી આવવા સિંધ તરફ નીકળી ગયો. સિંધમાં તે વખતે હમીર સુમરો રાજ્ય કરતો હતો. એક વખત જાસલ પર હમીર સુમરાની દૃષ્ટિ પડી જાસલ રૂપ–રૂપનો અવતાર હતી. પૂર્ણિમાના ચંદ્રમાને પણ ઘડીભર થંભાવી દે, એવું જાસલનું અતૂલ સૌન્દર્ય જોઇને, હમીરસુમરો તેનાપર મોહિત થઇ ગયો. સાંસતીયાને તેની વાંઢ બીજે ક્યાં પણ ન લઈ જવાની હમીરસુમરાની આજ્ઞા થઇ. સુમરા સરદારની બુદ્ધિ બગડી જાણી, આ પતિ-પત્ની ગભરાવા લાગ્યાં. એટલામાં જાસલને રા' નોંઘણનું વચન સાંભરી આવ્યું. તેણે તરતજ રા' નોંઘણને સંદેશો મોકલ્યો કેઃ—

દુહો—નહિ મામો નહિ મોસાળ, નહિ માડીજાયો વીર;
સિંધમાં રોકી સુમરે, હાલવા ન દે હમીર.

તું નો'તે જે નોય, તે તું હૂતે હુઇ;+
વીર વિમાસી જોય, નવગણ નવ સોરઠ ધણી.

માંડવડે મ્હાલતાં, તેં બંધવ આપ્યો બોલ;
કરને કાપડની કોર, જાહલને જુનાના ધણી.

જાસલનો આ સંદેશો સાંભળીને, રા' નોઘણે સત્વર લશ્કર તૈયાર કર્યું. અને મેહર, મૈયા તથા આહીરોની એક મોટી ફોજ લઇને, તેણે સિંધ તરફ કૂચ કરવા માંડી. જ્યારે હમીરસુમરાએ જાણ્યું, કે જાસલના રક્ષણાર્થે ગીરનારનો ધણી મોટા સૈન્ય સાથે ચાલ્યો આવે છે, ત્યારે તેણે પણ પોતાનું લશ્કર તૈયાર કરવા માંડ્યું. બંને ફોજો સામસામી થતાં લડાઇ ચાલુ થઇ. રાહ નોંઘણના બહાદૂર સરદારોએ હમીર સુમરાના લશ્કરને શિકસ્ત આપી રાહ

+ તું ન હોય ત્યારે પણ જે ન થાય, તે તારા હોવાપણા થઈ છે.

નોંઘણુ પોતાની બેન જાસલને અને તેના પતિને લઇને જુનાગઢ તરફ ચાલતો થયો. અહીં આવી તેણે દેવાઇત પટેલને પચીસ ગામો ગ્રાસમાં આપી પટેલ બનાવ્યો. અને બીજા પણ સઘળા આહીરોને યોગ્ય ગ્રાસ આપી સંતુષ્ટ કર્યો.



## (૫)

## રાહખેંગાર ને રાણકદેવી.

જુનાગઢના ચૂડાસમા રાજવી બીજા નોંઘણુનો કુમાર રા'ખેંગાર થયો. ખેંગારના પિતા બીજા નોંઘણે એકવાર મહીકાંઠાના ઉમેટાના રાજાને હરાવી, તેને તેની કન્યા પરણાવવાની ફરજ પાડી. તે વખતે કન્યાનો ભાઈ હંસરાજ મહીરો બોલ્યો, કે મારો બાપ બીકણુ છે, કે નોંઘણુને કન્યા પરણાવે છે. પણ હું કોઈ દહાડો નોંઘણુને જરૂર મારી નાખીશ. આ સાંભળીને નોંઘણે હંસરાજને મારવાનું પણ લીધું. નોંઘણુની જાન ઉમેટાથી પાછી વળતાં, જ્યારે જસદણ નજદીક ભોંયરાગામ આગળ આવી, ત્યારે ત્યાંનો રાજા બોલ્યો, કે મારો કિલ્લો બંધાય છે તે જો પૂરો થયો હોત, તો હું એ કન્યા જરૂર પડાવી લેત. આ પરથી નોંઘણે ભોંયરાના રાજાને મારીને, તેનો કિલ્લો પાડી નાખવાનો બીજો નિયમ લીધો.

એક વખત સિદ્ધરાજ જયસિંહે પાંચાલમાં નોંઘણુને હરાવીને સખ્ત હાર આપી. તે પરથી તેણે પાટણુનો દરવાજો પાડી નાખવાનો ત્રીજો નિયમ લીધો. અને એનો ચોથો નિયમ સિદ્ધરાજના ભાટના ગાલ ફાડી નાખવાનો હતો. કારણુ કે સિદ્ધરાજના ભાટે એકવાર નોંઘણુની મશ્કરી કરેલી હતી. આ ચાર પ્રતિજ્ઞાઓમાંથી એક પણ પાર ન પડી, એટલામાં નોંઘણુ મરવા પડ્યો. નોંઘણુના ચાર દીકરા હતા. તેણે મરતી વખતે ચારે દીકરાને એકઠા કરીને કહ્યું, કે મારી ચારે પ્રતિજ્ઞાઓ જે પૂર્ણ કરે, તેજ મારા પછી મારા તખ્તપર બેસે. ચારમાં સૌથી મોટા પુત્ર રાયઘણે ભોંયરાનો કિલ્લો તોડીને ત્યાંના રાજાને મારવાનું માથે લીધું. આથી તેને ચાર પ્રાંત મળ્યા. બીજા દીકરા શેરસિંહે ઉપરના કામની સાથે હંસરાજ

મહીરાને મારવાની પણ કબુલાત આપી. તેથી તેને પણ ગ્રાસ મળ્યો. ત્રીજો કુમાર ચંદ્રસિંહ જે અંબાડીનો ચૂડો પહેરતો હતો, તેનું બીજું નામ ચૂડચંદ્ર હતું. તેણે નોંધણની ત્રણ પ્રતિજ્ઞાઓ પૂર્ણ કરવાની કબુલાત આપી. માત્ર ભાટના ગાલ ચીરવાની ના કહી. આથી તેને પણ ગ્રાસ આપવામાં આવ્યો. પણ સર્વથી નાના ખેંગારે ચારે વાત માથે લીધી. તેથી તે ગિરનારના તખ્તનો માલીક થયો. તેણે પહેલીજ સવારીમાં ભોંયરાનો કિલ્લો પાડી નાખીને, ત્યાંના રાજાને માર્યો. બીજી ચડાઇ કરી, હંસરાજ મિહીરાને કત્લ કર્યો. ત્રીજી સવારીમાં સિદ્ધરાજના પાટણ પર ચડી જઇને, તેનો પૂર્વ તરફનો દરવાજો પણ પાડી નાખ્યો. અને ત્યાંથી આવી સિદ્ધરાજ સાથે વરાવેલી રાણકદેવડીને લાવીને, તેની સાથે પોતાનાં લગ્ન કર્યાં. પેલા ભાટે આ પ્રસંગે આવીને ખેંગારનાં ખૂબ વખાણ કરવા માંડ્યાં, ત્યારે ખેંગારે તેનું મ્હોં ફાટી ગયું, ત્યાંસુધી તે મોતીથી ભર્યું. અને કહ્યું, કે "ભાટ-ચારણોનાં મ્હોં આ રીતે ફાટે કટારથી નહિ."

રાણકદેવડી મૂળ સિંધમાં પાવરમાં શેર પાવર નામે રાજા હતો તેની દીકરી હતી તે મૂળ નક્ષત્રમાં જન્મેલી હોવાથી, કુળનો નાશ કરનાર થશે, એવા જોશીના કથનથી શેર પાવરે તેને જંગલમાં મુકાવી દીધી ત્યાંથી તે હડમત નામના કુંભારના હાથમાં આવવાથી, તેણે તેને ઉછેરીને મોટી કરી. એક વખત તે કચ્છ-કેરા કોટમાં ગયો ત્યારે આ કન્યાની ખૂબસુરતીની વાત સાંભળીને, કેરા કોટના જામ લાખા ફૂલાણીએ તેની માગણી કરી પરંતુ હડમતને આ વાત ન રૂચવાથી તે છાનોમાનો ત્યાંથી નાઠો. અને સોરઠમાં આવીને મજેવડી ગામમાં રહેવા લાગ્યો. અહીં આ કન્યા પાટણના સિદ્ધરાજ જયસિંહના ભાટોના જોવામાં આવી તેમણે વિચાર્યું કે એ કન્યા પાટણપતિ સિદ્ધરાજને લાયક હોવાથી, ત્યાં વાત કરીશું, તો આપણને જરૂર ઈનામ મળશે આમ વિચાર કરી તે પાટણ આવ્યા. સિદ્ધરાજે પોતાની સોળ રાણીઓમાંની દરેકને ત્યાં તેમને એકેક દિવસ વારાફરતી જમવાને તેડ્યા દરેક ઠેકાણે જમીને આ ભાટો માથું હલાવતા સિદ્ધરાજે તેનું કારણ પૂછતાં તેઓ બોલ્યા, કે આ રાણીઓમાં કોઇપણ પદ્મણી નથી. આમ કહી તેમણે પેલી કુંભાર-કન્યાના અતુલ સૌન્દર્યની વાત કરી. કુંભારનું નામ સાંભ-

થીને સિદ્ધરાજે પ્રથમ તો આનાકાની કરવા માંડી. પણ અનુપમ સૌન્દર્યની લાલચે તે લલચાયો, અને ભાટો પાસે તેને પરણવાની કબુલાત આપી. ભાટોએ તરતજ મઝેવડી જઇને, હડમતની સૌન્દર્ય વતી કન્યા સાથે સિદ્ધરાજનું સગપણ કરી નાખ્યું.

આમ જે કન્યાનું સિદ્ધરાજ જોડે સગપણ થયું હતું, તેને જુનાગઢનો રાખેંગાર પરણી જતાં, સિદ્ધરાજ ક્રોધાયમાન થયો. અને એક મોટું સૈન્ય લઇને તેણે જુનાગઢને ઘેરો ઘાલ્યો. બાર વર્ષ લગી પડ્યા રહેવા છતાં તે રા'ખેંગારને હરાવી શક્યો નહિ.

આ વખતે રા'ખેંગારની બેન જેને સિદ્ધરાજના કોઇ સગા સાથે પરણાવી હતી, તેને દેશળ અને વીશળ નામના બે દીકરા હતા. રાહ ખેંગાર માટે રાણકદેવડી લાવી આપવામાં દેશળે ઘણીજ ચાલાકી બતાવી હતી. આગળ જતાં દેશળ પ્રત્યે ખેંગારને કંઇ વહેમ આવતાં, તેણે દેશળ અને વીશળને જુનાગઢનો ત્યાગ કરી જવા આજ્ઞા કરી. આથી આ બને જણ જુનાગઢથી નીકળીને સિદ્ધરાજને મળ્યા. અને જુનાગઢના દરવાનને થાપ આપીને, સિદ્ધરાજના લશ્કરને શહેરના દરવાજા ખોલાવી દીધા. લશ્કર અંદર દાખલ થતાંજ ખુનખાર લડાઇ ચાલુ થઇ. અને તેમાં રાહ ખેંગાર પોતાના સૈન્ય સાથે કામ આવ્યો.

સિદ્ધરાજે રાણકદેવીનું મન મનાવવા ઘણી યુક્તિઓ કરી, અને પોતાની સઘળી શક્તિઓ અજમાવી, પણ આ પતિ પ્રેમી સતિ, પોતાના સતિત્વમાથી લેશ પણ ડગી નહિ. છેવટે સિદ્ધરાજ જ્યારે તેના બંને પુત્રોને મારી નાખવા તૈયાર થયો, ત્યારે તેના પુત્ર માણેરાને રડતો જોઇને રાણકદેવીએ કહ્યું:—

સોરઠો—માણેરા તું મ રોય, મ કર રાતી આંખડી,
કુળમાં લાગે ખોય, મરતાં મા ન ગંભારીએ.

છેવટે સિદ્ધરાજે તેના બંને પુત્રોનો ઘાત કર્યો. છતાં રાણકદેવી પોતાના નિશ્ચયમાં ગિરનાર જેવીજ અચળ રહી

સિદ્ધરાજ જ્યારે રાણકદેવીને લઇ જતો હતો, ત્યારે તે હૃદયભેદક કલ્પાંત કરવા લાગી. ગિરનારને ઉદ્દેશીને તે બોલી.—

સોરઠો—ઉંચો ગઢ ગિરનાર, વાદળથી વાતું કરે,
મરતાં રા'ખેંગાર, રંડાપો રાણકદેવડી.
ગોઝારો ગિરનાર, વળામણ વેરીને થીઓ,
મરતાં રા'ખેંગાર, ખરેડી ખાંગો નવ થીઓ.

કહે છે, કે આ વખતે ગિરનાર ખરેખર પડવા લાગ્યો. તે જોઇને તે ફરી બોલી:—

સોરઠો—મ પડ મારા આધાર, ચોસલાં કોણ ચડાવશે ?
ગયા ચડાવણહાર, જીવતા જાતર આવશે.

સતિનાં આ વચનોથી ગિરનાર પડતો અટકી ગયો એમ કહેવાય છે.

આગળ ચાલતાં રાહખેંગારના અશ્વ હંસલાને જોઇને તે કહેવા લાગી.

સોરઠો—તરવરીયા તોખાર, હૈયું ન ફાટયું હંસલા !
મરતાં રા'ખેંગાર, ગામતરાં ગુજરાતનાં ?

વળી એક શીંગાળા સાબરને જોઇને તે બોલી:—

સોરઠો—રે સાબર શીંગાળ ! એક દી શીંગાળાં હતાં,
મરતાં રા'ખેંગાર ! ભવનાં ભીલાં[૧] થઈ રહ્યાં.

ત્યાંથી આગળ એક ખીલતા ચંપાને જોઇને તેણે કહ્યું:—

દુહો—ચંપા ! તું કાં મોરીયો, થડ મેલું અંગાર,
મોરે કળીયું માણતો, માર્યો રા'ખેંગાર.

એટલામાં ગિરનાર પર ઉભેલા એક મયુર પર તેની દૃષ્ટિ પડતાં તે બોલી:—

સોરઠો—ગરકે ગરછ મોર, ગોખે ગરવાને ચઢી,
કાપી કાળજ કોર, પીંજર દાઝયો પાણીએ.

થોડીવારમાં ગિરનારની તળેટી આવી પહોંચતાં રાણકદેવીએ કહ્યું:-

---

૧ ભીલાં=જેનાં શીંગડાં નમી ગયાં હોય તે.

સોરઠો—ઉતર્યાં ગઢ ગિરનાર, તનડું આવ્યું તળાટીએ,
વળતાં બીજીવાર, દામોકુંડ નથી દેખવો.

વળી રાંખેંગાર યાદ આવતાં તેણે કહ્યું:—

સોરઠો—જે સાંચે સોરઠ ઘડયો, ઘડિયો રાંખેંગાર,
તે સાંચો ભાંગી પડયો, જતો રહ્યો લુહાર.

આમ અનેક વિધ કલ્પાંતો કરતી તે સિદ્ધરાજની સાથે પાટણ આવી. અહીં સિદ્ધરાજે તેનું મન ફેરવવાના અનેક પ્રયત્નો કર્યા, પણ રાણકદેવી એક ટળી બે થઈ નહિ આખરે સિદ્ધરાજે તેની શી ઈચ્છા છે, તે પૂછતાં રાણકદેવીએ વઢવાણ જવાની પોતાની ઈચ્છા દર્શાવી. સિદ્ધરાજ તેને વઢવાણ તેડી ગયો. વઢવાણ આવતાંજ રાણકદેવીને સત ચડયું. હવે સિદ્ધરાજ ડરવા લાગ્યો. અને તેણે ભોગાવા નદીને કાંઠે એક ચિત્તા ખડકાવી તૈયાર કરી રાણકદેવીને તેણે કહ્યુ, કે જો તું ખરેખરી સતિ હશે, તો આગ એની મેળેજ સળગશે.

રાણકદેવી સુરજ સામે ઉભી રહીને પ્રાર્થના કરવા લાગી અને સિદ્ધરાજ સામે ઉભો રહીને સતિનું સત જોવા લાગ્યો.

સોરઠો—વાયુ વાય મવાય, વાયે વેણુ પરજળે,
ઉભો ત્યાં સિદ્ધરાય, સત જોવા સોરઠીયાણીનું.

રાણકદેવી પ્રભુ પ્રાર્થના કરી વઢવાણ સામે જોઈને બોલી.—

દુહો—વારૂ શહેર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે,
ભોગવતો ખેંગાર, હવે ભોગવ ભોગાવા ધણી,

આમ કહીને રાણકદેવી ચિત્તા પર ચડી અને તેજ વખતે સ્વયં અગ્નિ પ્રગટ થતાં તે સતિ થઇ ત્યાર પછી સિદ્ધરાજે તે જગોએ સતિનું દેવળ બંધાવ્યું આજપણ વઢવાણમાં ભોગાવાને કિનારે સતિ રાણકદેવીની દહેરી કાયમ છે લોકો કહે છે, કે રાણકદેવીના શ્રાપથી સિદ્ધરાજ નિ:સંતાન મરણ પામ્યો.

આજ પણ ગુજરાત અને સોરઠના લોકો કોઇના મરણ વખતે ઘણો અફસોસ બતાવવા રાણકદેવીના દાખલા આપીને રૂએ છે.

આ વખતથી સોરઠ સિદ્ધરાજના તાબામાં આવ્યું. પ્રથમ સિદ્ધરાજે રાહખેંગારના ભાણેજ દેશળ અને વીશળને જુનાગઢની ગાદી આપવા જણાવેલું, પણ પાછળથી તેણે તેમને દગાબાજ જાણી મરાવી નાખ્યા. અને જુનાગઢનો કારભાર તેણે પોતાના સુજાણ નામના સેનાપતિને હસ્તક સોંપ્યો.

એ સમયે જુનાગઢની પ્રજા પણ નિમાલ્ય ન હતી. પ્રજાએ સિદ્ધરાજની સત્તા સામે બળવો ઉઠાવ્યો. અને જુનાગઢની રાજ્યસત્તા રાહખેંગારના નજદીકના વારસદાર ત્રીજા નોંઘણને સોંપીને તેને ઇ સ. ૧૧૨૫ માં રાજ્યાભિષેક કર્યો.



(૬)

## રાહ મંડળિક.

ચૂડાસમા વંશનો છેલ્લો રાજા રાહ મંડળિક મહિપાળ દેવનો બીજો કુમાર હતો. રાહ મહિપાળદેવે તેને પોતાની હયાતીમાં જુનાગઢની ગાદી પર વિક્રમની સોળમી સદીની શરૂઆતમાં બેસાડયો હતો. મંડળિકની શરૂઆતની કારકીર્દિ ઘણી સારી હતી પરંતુ તેના પિતાના મરણ પછી તેને મળેલી સ્વતંત્રતાએ સ્વચ્છંદનું સ્વરૂપ પકડયું, અને મંડળિકનું મગજ ભમાવી નાખ્યું. નરસિંહ મહેતા પર અને નાગબાઇ ચારણીયાણીના કુટુંબ પર તેણે કરેલા અત્યાચારના પરિણામે માત્ર તેનોજ નહિ, પરંતુ ચૂડાસમાની રાજ્ય સત્તાનો સૌરાષ્ટ્રમાંથી અંત આવ્યો.

રાહમંડળિકના સમયમાં ઓખામંડળમાં સાંગણ વાઢેરની રાજ્ય સત્તા હતી. આ સાંગણ વાઢેર પાસે લાખણસી નડો નામે એક દશોંદી ચારણ હતો. સાંગણ વાઢેર મહાન દાતાર હતો. તેની કીર્તિ સાંભળીને રાજયગી અને ખોડાસર ગામના જોગીદાસ અને બાનાઈત નામના બે ચારણો તેને યાચવાને આવ્યા. પરંતુ સાંગણ વાઢેરના દશોંદી લાખણસી નડાને તેમની અદેખાઇ આવતાં તેણે સાંગણ વાઢેર સાથે તેમની મુલાકાત ન થવા દેતાં પાછા વાળ્યા.

દુહો—રાજથળીએ રાણાહરા, ચારણ વડાળે ચિત્ત,*
જેતાં જોગીદાસીઓ, બીજે બાનાઇત.

જ્યારે સાંગણ વાઢેરને આ વાતની ખબર પડી, ત્યારે તે પોતાના દશોંદી લાખણસીં નડા પર અત્યંત ગુસ્સે થયો. અને તેને દરિદ્રતાનો શાપ આપીને પોતાના દરબારમાંથી કાઢી મૂક્યો. તે દિવસથી લાખણસીં નડો નિરાશ્રિત બનીને દરિદ્રતાના પાશથી ઘેરાઈ ગયો. આ દુઃખથી મુક્ત થવા તે જુનાગઢ નજદીકના મોઆણીઆ ગામની માતા નાગબાઇને શરણે આવ્યો. નાગબાઇ માતાને આ દરિદ્રી ચારણની સ્થિતિ પર દયા આવી. અને તેણે તેને જુનાગઢના ધણી રાહ મંડળિકને યાચવા માટે મોકલ્યો.

સાંજના સમયે મંડળિક જ્યારે રાજ કચેરીમાંથી બહાર આવ્યો, ત્યારે એક ઉંચા ઓટલા પર ઉભા રહીને લાખણસીં નડાએ પોકાર કર્યો.

દુહો—પંખી પ્રેમ તણાં, સુને વડ સોહે નહિ,
આવે ઉલટ ભર્યાં માળા ઉપર મંડળિક.

લાખણસીં ચારણનો આ દુહો મંડળિકે સાંભળ્યો ખરો, પરંતુ રાજમદમાં ચકચૂર બનેલા મંડળિકે તે તરફ લેશ પણ લક્ષ આપ્યા વિના આગળ ચાલવા માંડયું.

ચારણ આથી ભોંઠો પડ્યો મંડળિકની બે પરવાઈ પર તેને ગુસ્સો ચડ્યો. આથી તે ફરીથી બોલી ઉઠયો.

દુહો—જામગ તે વાયાં જકે, વેહૂ ભર ભર વામ,
કયણક ન ધરે કાન, મણધર નહિ તું મંડળિક.

ભાવાર્થ—મેં ખૂબ ખૂબ મોરલી વગાડી, પણ તેં તે કાને ધરી નહિ, માટે હે મંડળિક! તું એક મણિધર નહિ પણ સાપુલીઓજ છે.

ચારણનાં વચનો પ્રત્યે ઉદાસીન વૃત્તિ દાખવી, મંડળિક જરા-પણ ઘોભ્યા વગર ચાલ્યો ગયો, તેથી લાખણસીં ચારણ અત્યંત નિરાશ થયો. અને ભર બજારમાં જાણે કોઈ ખોવાયલી વસ્તુ શોધતો

---

* મોટા મનવાળા.

હોય, તેમ ધૂળની ઢગલી કરી તે તેને તપાસવા લાગ્યો. એટલામાં મંડળિકનો માનીતો સલાહકાર અને પટાવત ઈલો ચાવડો, જે કંઇ કારણસર પાછળ રહી ગયો હતો, તે અહીંથી પસાર થયો. તેણે આ વિચિત્ર ચાળા કરતા ચારણને જોઇને, તેને તેમ કરવાનું કારણ પૂછયું. તેના ઉત્તરમાં ચારણે પોતાનો સવાલાખનો દુહો ખોવાયાનું જણાવ્યું.

નિરાશ થએલા ચારણ પર ઈલા ચાવડાને દયા આવી તે તેને પોતાને ઘેર તેડી ગયો. અને ઉત્તમ પ્રકારના ખાનપાન અને દાન-માનથી તેનો સત્કાર કર્યો. લાખણસી ચારણ ઈલા ચાવડાના આદર સત્કારથી અતિ પ્રસન્ન થયો. અને તેનાં ગુણ-ગાન ગાવા લાગ્યો.

જ્યારે આ વાતની રા' મંડળિકને જાણ થઇ, ત્યારે તેણે ચારણ કવિને રાજસભામાં તેડી લાવવાની ઈલા ચાવડાને આજ્ઞા કરી.

બીજે દહાડે ઇલો ચાવડો ચારણકવિને તેડીને રાજકચેરીમાં આવ્યો. અને રાજાની પ્રશસ્તિના દુહા કહેવા તેણે કવિને ઈશારત કરી. તરતજ ચારણ બોલી ઊઠ્યોઃ—

દુહો—દહ ગાઉએં દાતાર, પેખાં કો પનરાં લગે;
પણ નવખંડ નામોચ્ચાર, અપડ× તારૂં એલીયા!

ચારણકવિને રાજાને બદલે ઇલા ચાવડાના જશ ગાતો જોઇને આખી સભા સ્તબ્ધ બની ગઈ. ચાવડાએ બારોટને કહ્યું, કે ચારણ દેવ, રાજાની સમક્ષ મારા દુહા ન કહેવાય! માટે રાજાના જશ બોલો! ત્યારે ચારણ ફરીથી બોલ્યોઃ—

દુહો—છાજાં માયલા છોડ, પેલી પાનાવળ કરે;
કરપણ કલોમ ખોડ, જાય ઉધડકી એલીયા.

**ભાવાર્થ**—સારી ભૂમિનો છોડ તરત નવપલ્લવિત થાય, પણ હે ઇલા ચાવડા! નહારી જમીનનો છોડ તો કરમાઇજ જાય.

આ દુહામાં મંડળિકનું હડહડતું અપમાન હતું. છતાં ચારણ-

× અપડ=પડે નહિ એવું.

ને ઠેકાણે લાવવાને મંડળિકે તે તરફ લક્ષ ન આપતાં તેને ઉલટું *લાખપસાનું ઇનામ આપ્યું.

રાજાને લાખપસા કરતો જોઇને, બારોટ વળી બોલી ઊઠ્યો:—

દુહો—સૂમાંને સૂઝે નહિ, દીધા કેરા દાવ;
પામાં લાખ પસાહ, તો ઉપકારે એલીયા!

ચારણને આમ અવળું બોલતો જોઇને, ઈલાચાવડાએ તેને ફરી ફરી સમજાવીને રાજાના જશ કહેવા જણાવ્યું. પણ ચારણ તો પોતાની ધુનમાંજ મસ્ત હતો. તે બોલ્યો.—

દુહો—ભારી દેખી ભીંત, ચારણ ચિત્રાવો કરે;
પણ ચાવડીઓ વડ ચિત્ત, આડો ફરે એલીયો.

ચારણનાં વચનો મંડળિકના હૃદયમાં ભાલાની પેઠે ખટકવા લાગ્યાં. તેણે તેજ વખતે લાખણસીં નડાને તથા ઇલા ચાવડાને જુનાગઢ છોડી જવાનો હુકમ કરી દીધો.

આથી ઇલો ચાવડો અને લાખણસીં બન્ને જુનાગઢથી નીકળીને, ત્યાંથી પાંચેક ગાઉ પર આવેલા મોઆણીઆ ગામમાં નાગબાઇ માતાને આશરે આવીને રહ્યા.

નાગબાઇ માતાને નાગાજણ અને ચોસંધર નામના બે ઓરમાન પુત્રો હતા. અને મીણલદે તથા ધાનાબાઈ નામે અનુક્રમે બે પુત્રવધુઓ હતી નાગાજણની સ્ત્રી મીણલદે અત્યંત સૌંદર્યવાન અને પદ્મિની હતી.

એક દિવસ મંડળિકના વાળંદ હરિયા હાવરીએ તેની પાસે નાગજણની સ્ત્રી મીણલદે પદ્મિનીના સૌન્દર્યની ખૂબ તારીફ કરી. આથી મંડળિકની બુદ્ધિ ભ્રષ્ટ થતાં, તેણે મીણલદે પદ્મિનીને નિહાળવાનો નિશ્ચય કર્યો. અધુરામાં પુરૂં નાગબાઈ માતાએ ઇલા ચાવડા અને લાખણસીં નડાને આશ્રય આપેલો હોવાથી, તેની ઇર્ષાનો અગ્નિ

* લાખપસાવમાં એક હાથી, છત્ર, ચમ્મર, ગજનો તમામ વસ્ત્રાલંકાર સાથેનો પોશાક તથા દશહજારની વાર્ષિક પેદાશની જમીન એટલાનો સમાવેશ થાય છે.

પણ મંડળિકના મનમાં ધુંધવાઈ રહ્યો હતો. દુર્મતિએ દોરાયલો મંડળિક, પોતાના દુષ્ટ ઇરાદાથી સંખ્યાબંધ ઘોડાઓ સાથે માતા નાગબાઈના મોઆણીઆ ગામે પહોંચી ગયો.

દુહો—માતા મોઆણીઆ માંય, ચમરાળા[૧] ચાલે નહિ,
વાળો વુંઠો જાય,[૨] નામ તિહારે નાગઇ.
દીના હુંકે દીપડા, રાતે હુંકે સીંહ,
ખેડને ખમા કરે, નાગઈ નીલા નીંહ.

નાગબાઇ માતાનો એવો પરચો હતો, કે તેના મોઆણીઆ ગામમાં ચમરધારી રાજાઓ પણ પગપાળા ચાલતા. મંડળિક પણ સદા એજ નિયમને અનુસરીને વર્તતો. પણ આજ તો તેના નસીબનું ચક્કર અવળું ફરી રહ્યું હતું.

મંડળિક રાજા મોઆણીઆને ઝાંપે આવતાં નાગબાઇ માતા પોતાની બને પુત્રવધુઓ સાથે, તેને વધાવવા માટે આવી પહોંચી. અને નાગાજણની સ્ત્રી મીણલદેવીને રાને વધાવવાની આજ્ઞા આપી.

મીણલદે સામગ્રીના થાળ સહિત આગળ આવી. અને કંકાવટીમાં આગળી બોળી, રા'ને કંકુનો ચાંદલો કરવા, તેણે તેના તરફ પોતાનો હસ્ત લંબાવ્યો.

તરતજ રા'મંડળિકે પોતાનું મોઢું દક્ષિણમાંથી પૂર્વ દિશામાં ફેરવ્યું. આજ આ નવિન ઘટના જોઇને, મીણલદેએ સાસુને પૂછ્યું, "આઇ, રાજા તો ફરતો સે" ત્યારે નાગબાઇ માતા બોલી, "બચ્ચા! એ દિશા ચોકખી નહિ હોય, માટે તું બીજી દિશામાં જઇને ચાંદલો કર." મીણલદે બીજી દિશામાં ગઇ. ત્યાં રા' વળી ત્રીજી તરફ ફરી ગયો. આમ ચારે દિશામાં ફર્યા છતાં, મંડળિકે ચાંદલો કરાવ્યો નહિ. ત્યારે મીણલદેએ વળી માતાને કહ્યું, કે "આઇ! રા'તો ફરતો સે."

રા'ની દુષ્ટ બુદ્ધિ હવે નાગબાઇ માતાના લક્ષમાં આવી ગઈ હતી. તેની આંખોમાં આગ વરસવા લાગી તે બોલી, બેટા! રા' નથી ફરતો, એનો દી ફરતો સે"

---

૧ ચમરાળા=ચમરધારી, રાજા
૨ વાળાનું દરદ મટી જાય.

મંડળિકની કુબુદ્ધિ જોઇને, રણચંડિકા સમી નાગબાઈ માતા તેને શાપ આપવા લાગી

સોરઠા—ગઢ જુનાની પોળ, દામોકુંડ દેખીશ નહિ;
રતન જાશે રોળ, સું સંભારિશ મંડળિક. ૧
નહિ વાગેજ નિશાણુ, નકીબ હૂંકલશે નહિ;
ઉલટશે અમરાણુ, સું સંભારિશ મંડળિક. ૨
જાશે રાની રીત, રાપણું રહેશે નહિ;
મેડીયું થાશે મસીત, સું સંભારિશ મંડળિક. ૩
ગઢ ગરવાનાં ગાજ, મતાપે પામીશ નહિ;
કાયા થાશે અકાજ, સું સંભારિશ મંડળિક. ૪
અતલસનાં ઉતારી, પેરીશ ગળિયલ વાઘ;
કરમે કાળો ડાઘ, સું સંભારિશ મંડળિક. ૫
ભેખાં માયલો ભેખ, માથું મુંડાવી કરી;
ભમતો માગીશ ભીખ, સું સંભારિશ મંડળિક. ૬
તપમામાં ખામી પડી, ક્રિયા ચઢી કોર;
ઈ ખુગામણની ખોર, સું સંભારિશ મંડળિક. ૭
હરખે લીધી હાથ, કકુની કંકાવટી;
કમતી બેઠી કાંધ, મેં ફેરવીયું મંડળિ-! ૮
તું આજયો વીર, મીણલ તારી બેનડી,
નેવા કેશ નીર, શાબે ન ચડે મંડળિક! ૯
વહુ વધાવા જાય, થાળ ભરી સગ મોતીયેં,
અવળે મોઢે થાય, તેમ તેમ રા' મંડળિક. ૧૦
ગંગ જળીઆ ગઢેચા, પંડ તારૂં હતું પવિત્ર;
વીંજાને રગત ગર્યાં, મને તો વાળા મંડળિક.* ૧૧

---

* પ્રથમ મંડળિકની નીતિ રીતિ ઉત્તમ હતી પાટણમાં વીજાગ માપો કરીને, તેનો એક મિત્ર હતો તેને તે વારંવાર છાતીમાં ચાંપીને મળતો આ વીજાને જ્યારે રક્તપીતીયો કોઢ નીકળ્યો, ત્યારે તે ભેગ મંડળિકને ન વળગે, માટે તે તેનાથી સંતાતો ફરતો હતો. પરંતુ મંડળિક એટલો બધો પ્રેમી હતો, કે મિત્રને ભેટતાં ભલે તેવો રોગ થાય, તેની

× ગંગાજળીઆગરવાના ધણી, તું વિધિએ બાવન વીર;
પણ નેવા તણા નીર, મોભે ન ચડે મંડળિક. ૧૨

નાગબાઈને નમ્યો નહિ, ભૂલ્યો રાજા ભીંત,
મેડીયું થાશે મસીત, સું સંભારિશ મંડળિક. ૧૩

ઘોડાં-ચોડીયું લઈ, તું જુને પાછો જા,
માનને મોદળ રા, મત કીં ફરી મંડળિક? ૧૪

રાણીયું રીત પખે, જઈ બાજારે બેસશે,
ઓઝલ આળસશે, સું સંભારિશ મંડળિક. ૧૫.

પોથી નહિ પુરાણ, ભાગવતે ભાળીશ નહિ,
કલમો ભરશો કુરાન, સું સંભારિશ મંડળિક! ૧૬

ઝાલરના ઝણકાર, શંખે સંભળાશે નહિ,
પડશે બાંગ પોકાર, સું સંભારિશ મંડળિક! ૧૭

નહિ હોય ઘોડાં ઘેર, પાલખીયું પામીશ નહિ;
ગિરનારે ગરમેર, સું સંભારિશ મંડળિક. ૧૮

રાતે રટણ કરે, હરને જોડી હાથ,
તેણે તારો સાથ, મેલી દીવો મંડળિક. ૧૯

પોતાના પરીયા તણી, લોપી કુળની લાજ;
જુનાણું જાતાંજ મરવું હુતું મંડળિક. ૨૦

નાગાજણ જનમ્યો નોત, તો સું ઘર વવરૂં ન હોત,
ખુટામણની ખોટ, સું ન લાગત મંડળિક. ૨૧

રણચંડિકા સમી વિકાળ મૂર્તિરૂપ નાગબાઇ માતાનાં શાપિત વચનો શ્રવણ કરતાં, મંડળિકનો જોશ ઠંડો પડી ગયો. તેના શરીરમાંથી એક પ્રકારની ઝણઝણાટી પસાર થઈ રહી હોય, એવો તેને આભાસ થયો. નાગબાઈના શાપથી તેના શરીરમાથી પુરૂષત્વ નીકળી ગયું. તે ખિન્ન હૃદયે જુનાગઢ પાછો ફર્યો.

---

દરકાર ન કરતા તે ગીરના જંગલમા જઈ પોતાના મિત્ર વીંજાને શોધીને તેને ભેટી પડયો તેથી તેને કોઢ તો ન થયો, પણ ઉલટો વીંજાને થએલો કોઢ પણ મટી ગયો એમ કહેવાય છે.

× ગંગાજળ ડુંગરના ધણી.

ઉપરોક્ત ઘટના પછી થોડાજ સમયમાં ઇ. સ ૧૪૭૩ માં અમદાવાદના પાદશાહ મહમદ બેગડાએ જુનાગઢ ઉપર ચઢાઇ કરી. તેમાં રા'મંડળિક હાર્યો અને પાદશાહને શરણ થયો વિશેષમાં તેણે તથા કેટલાક અન્ય ચૂડાસમા રજપૂતોએ મુસલમાની ધર્મ ગ્રહણ કર્યો ત્યારપછી તેઓ 'રાયજાદા'ના નામથી ઓળખાવા લાગ્યા. ભાટ લોકોનું કથન છે, કે નાગબાઇ માતાના શાપ અનુસાર મંડળિક નપુંસક થઇ ગયો હતો, અને પાવૈયાના પેડા સાથે રખડી ભીખ માગીને ખાતો હતો.

આ રીતે સૌરાષ્ટ્રપતિ મંડળિકે પોતાની દુર્બુદ્ધિને લીધે રાજપાટ, ધર્મ, અને પ્રતિષ્ઠા ગુમાવ્યા અને ચૂડાસમાની સત્તાનો ત્યારથી અંત આવ્યો *



* આ પ્રકરણમાંની દરેક કથા એક મોટી વાર્તારૂપે લખી શકાય પરંતુ વિસ્તારના ભયથી અહીં માત્ર તેની રૂપરેખાજ આપવામાં આવી છે.

# પ્રકરણ ૮ મું.

## જામ નરપત. (૧૩૬)

### (૧)

### સાઓ સંગાર.

દેવેન્દ્રનો સૌથી મોટો પુત્ર અસપત મુસલમાન થઈ, મિસરની ગાદીએ આવ્યો. *ગજપતના વંશના ચૂડાસમા, જુનાગઢના રાજ્યાધીશ થયા અને ભૂપતના ભટ્ટી, તે જેસલમેરના અધિપતિ થયા.

જામ નરપત, દેવેન્દ્રનો ત્રીજો કુમાર હતો. છેક મિસરથી એમની સાથે આવેલો માણુ માંગણહાર તથા તુમેર ચારણ સામુર, એ બંને જણ જામ નરપતની સાથેજ રહ્યા હતા.

ઓસમના ડુંગરપરથી ઉતરીને આ ત્રણે જણ ચાલતાં ચાલતાં, કેટલાક દિવસ પછી કાબુલ આવી પહોંચ્યા. અહીં જામ નરપતે શહેર બહાર આવેલા એક બાગમાં પોતાની છાવણી નાખી. જામ નરપતનો રાજવંશી ચહેરો, તથા તેનો દમામ જોઈને, કાબુલના મોટા મોટા અમીર-ઉમરાવો, તેને મળવાને તેની પાસે આવવા જવા લાગ્યા. નરપતનું માન દિન-પ્રતિદિન વધતું ચાલ્યું.

દુહો—નરપત સભઇ નિગેઓ, આયો કાબલ કાય;
સમું અંડો સુહાથ, કર ચંધર ચોડઈ માહ જો.

ભાવાર્થ—પૂર્ણિમાના ચંદ્ર સમાન શોભતો જામ નરપત ઓસમના ડુંગરપરથી ઉતરીને કાબુલ આવ્યો.

આ સમયે, મક્કા શહેરમાં સંગાર જાતિનો સરદાર સાઓ સંગાર રહેતો હતો. એ વખતે મહંમદ સાહેબની પ્રવૃત્તિ પૂર જોસમાં ચાલતી હોવાથી, તેમણે આ સંગાર લોકોને પણ કલમો ભરવાનું, અને ઇસલામી મજહબ ગ્રહણ કરી લેવાનું ફરમાન કર્યું. પરંતુ આ સંગારો ટેકીલા હતા. તેઓ પોતાના ધર્મની ખાતર, સઘળી વસ્તુ-

* અસપતના વંશના ચકતાસમા થએલા કહેવાય છે.

એનો ભોગ આપવાને તૈયાર હતા. પોતાના હિંદુધર્મનો ત્યાગ કરીને, ઈસ્લામ ગ્રહણ કરવાની તેમની લેશ પણ ઈચ્છા ન હોવાથી, તેમણે મહંમદ સાહેબના ફરમાનનો સાફ અસ્વીકાર કર્યો. આ વખતે મહંમદ સાહેબની સત્તા ઠીક જામવા માંડી હતી. એમના ફરમાનનું ઉલ્લંઘન કરનાર ભાગ્યેજ જીવતો રહી શકે તેમ હોવાથી, સાઓ-સંગાર વખત વિચારીને, પોતાના સઘળા પરિવાર સાથે મક્કાની હદ છોડીને ચાલી નીકળ્યો. મિસરશામનો રાજ્યાધીશ દેવેન્દ્ર તેનો પરમ મિત્ર હોવાથી, સાઓ સંગાર તેનો આશરો લેવાને પોતાના મોટા મંડળ સાથે મિસર આવી પહોંચ્યો. પરંતુ અહીં તો બધી બાજી પલટી ગએલી તેના જોવામાં આવી. તેના મિત્ર દેવેન્દ્રના સ્વર્ગવાસના વર્તમાન સાંભળીને, આ સંગારવીરને અત્યંત દિલગીરી થઈ. તપાસ કરતાં તેને માલમ પડ્યું, કે દેવેન્દ્રનો ત્રીજો કુમાર જામ નરપત જે હાલ કાબુલમાં છે, તે તેના પિતા જેવોજ પરાક્રમી અને અટંકી છે. આ હકીકત સાંભળીને, તે પોતાના સઘળા રસાલા સાથે, જામ નરપત પાસે કાબુલ જવા ઉપડી ચૂક્યો.

દુહો—મદીનેનું નિગઆ, સેં સંભુડા સંગાર;
આયા કાબલ કંધીએં, કયેં નરપતજી ન્યાર.

ભાવાર્થ—બહાદુર સગારો મક્કા મદીનાથી નીકળીને કાબુલ આવ્યા, અને ત્યાં જામ નરપતની તપાસ કરવા લાગ્યા.

તપાસ કરતાં તેમને માલમ પડ્યું, કે જામ નરપત નામે એક શૂરો સરદાર કાબુલની બહાર આવેલા એક બાગમાં ઉતર્યો છે. આ સાંભળીને, સાઓ સંગાર, પોતાના માણસો સાથે જામ નરપતના મેવાણમાં આવી પહોંચ્યો.

જામ નરપતની આર્થિક સ્થિતિ આ સમયે તદ્દન તંગ બની ગઇ હતી. તે પોતાની પાસેનો કીમતી માલ વેચીને, પોતાનું ગુજરાન ચલાવી રહ્યો હતો અધુરામાં પુરૂં એની પાસે આવતા જતા લોકોની સંખ્યા દિન-પ્રતિદિન વધતી જતી હોવાથી, તેનું ખર્ચ પણ રોજ રોજ વધતું જતું હતું. આ તંગીને શી રીતે પહોંચી વળવું, એ ચિંતા જામ નરપતના મનમાં રાત દિવસ ખટકી રહી હતી.

જ્યારે સાઓ સંગાર પોતાની મોટી ફોજ સાથે જામ નરપતને ત્યાં આવી લાગ્યો, ત્યારે નરપતની મુશ્કેલી અત્યંત વધી પડી. સાઓ સંગાર કોણ છે, એટલું પણ તે જાણતો ન હોવા છતાં, તેનો તેણે અત્યંત આદર સત્કાર કર્યો. જ્યારે સાઓ સંગારે જામ નરપતને પોતાની સઘળી હકીકતથી વાકેફ કર્યો, ત્યારે નરપતના આનંદનો પાર રહ્યો નહિ તેમણે સૌએ હવેથી સાથેજ રહેવાનો નિશ્ચય કરી લીધો.

દુહો—સભઇ સમેં વર આવેઆ, પેરેં વિધાં હથ,
આંઇ જ આયા મું ઘરે, ત આયો અસાં સથ.

ભાવાર્થ—સઘળા સંગારો જામ નરપત પાસે આવ્યા, અને તેને પગે પડ્યા. નરપતે તેમને કહ્યું, કે તમે અમારી પાસે આવ્યા, તો હવે અમારી સાથેજ રહેજો

આંગણે આવેલા પરોણાઓ માટે ભોજન સામગ્રીની તૈયારી કરવા, જામ નરપતે પોતાના માણસોને આજ્ઞા કરી દીધી. પરંતુ હકીકત એમ બનવા પામી હતી, કે જામ નરપતના રસોડાના મોદીખાનામાં આજ દાણો-દૂણી વગેરે સઘળી વસ્તુઓની અછત થઇ પડી હતી. નરપતના માણસોએ તેના કાનમાં હળવે રહીને આ હકીકત જણાવી દીધી. આ વાત સાંભળીને, જામ નરપતના હૃદય પર જાણે વજ્રપાત થયો. એક બાજુ જામ નરપતની અત્યંત ઉદારતા અને બીજી બાજુ આવી અસહ્ય ભીડ. જામ નરપતની તંગી તેની ઉદારતાનો જાણે તાગ લેવા માગતી હતી તેની પાસે કીમતી વસ્તુઓમાં હવે માત્ર એક રત્નજડિત કમાન ( ધનુષ્ય ) બાકી રહી હતી. એ રત્નજડિત કમાનને ઠેકાણે પાડીને, તેમાંથી જોઇતી વસ્તુઓ ખરીદી લાવવા, તેણે માણુ અને સામૂરને સૂચના આપી દીધી.

સાઓ સંગાર મહા ચતુર હતો જામનરપત તેમની પરોણાગત માટે પોતાની એક અમોલી ચીજ ટાળી નાખવાને તૈયાર થયો છે, એ વાત તે જાણી ગયો.

માણુ અને સામૂરને કમાન સાથે ચાલતા થએલા જોઇને, સાઓ સંગાર પણ તરત તેમની પાછળ પડ્યો અને થોડીવારમાંજ તે તેમની સાથે થઇ ગયો.

માણુના હાથમાં કમાન હતી, અને તે પર રેશમી કપડું વીટાળેલું હતું. સાઓ સંગાર તેમને યુક્તિપૂર્વક પૂછવા લાગ્યો, કે આ રેશમી વસ્ત્રમાં વીટાળેલી શી વસ્તુ છે, અને તે તેઓ ક્યાં લઇ જવા માગે છે?

આ પ્રશ્ન સાંભળીને, બંને જણુ વિચારમાં પડ્યા. આ માણુસને શો જવાબ આપવો, તે માણુ અને સામૂરને સુઝયું નહિ. એટલામાં સાઆ સંગારે પેલી કમાન માણુના હાથમાંથી લઇ લીધી અને કહ્યું, કે અમારી પરોણાગત કરવા, જામ નરપતની આ અમૂલ્ય ચીજ તમે વેચી નાખવાને તૈયાર થયા છો, એ વાત મારા લક્ષ બહાર નથી અમારી પાસે પુષ્કળ સરંજામ છે, અને એ બધું જામ નરપતનુંજ છે. આમ કહીને, સાઆ સંગારે તેમને એટલો આગ્રહ કર્યો, કે તેમને માટે પાછા ફરવા સિવાય બીજો એકપણ રસ્તો રહ્યો નહિ માણુ અને સામૂર પાછા ફરીને, બનેલી બીના જામ નરપતને જણાવતા હતા, એટલામાં સાઆ સગારે આવીને જામ નરપતના પગ આગળ પોતાની સઘળી મિલ્કતનો ઢગલો કરી દીધો આ માણુસની આટલી બધી લાગણી જોઇને, જામ નરપતને અત્યંત હર્ષ થયો. તે બોલ્યો, કે જેની પાસે તમારા જેવા સ્વામિભક્ત માણસો હોય, તેને માટે પાતાળમાંથી માર્ગ કહાડવો પણ કંઇ મુસ્કેલ નથી. થોડા દિવસ વીતી ગયા પછી સાઆ સંગારને જણાયું, કે આમ બેસી બેસીને ખાતાં તો ખજાના પણ ખૂટી જાય તેમ છે. માટે કોઇક બીજો રસ્તો લેવો જોઇએ એમ વિચારી, તેણે એક દિવસ જામ નરપતને કહ્યું:—

દુહો—નરપત કોક નેઆર, જામ મામલો મુલકજો,
ત ધકાએ ખગધાર, પુઠમેં ઘણાં પછાડીઉં.

ભાવાર્થ—હે જામ નરપત! હવે તો કોઇક મુલક હાથ ચડે એવો રસ્તો શોધવા માંડો, તો અમે અમારી તલ્વારની ધારથી દુસ્મનોને હંગવીને, રણસંગ્રામમાં અનેકને મારી લઇએ તેમ છે.

આ સાંભળીને જામ નરપત બોલ્યો, કે હું પણ રાત-દિવસ એજ વિચાર કરી રહ્યો છું. તક મળતાં જરાપણ ચૂકીશ નહિ, તેની ખાતરી રાખજો.

એક દિવસ ગિજની શહેરના સોદાગરો માલની પોઠો ભરીને, અહીંથી પસાર થતા હતા. તેમના પર માણુ અને સામૂરની દૃષ્ટિ પડી. તેમણે તે સોદાગરોને પૂછયું, કે તમે કયાંના છો?

"ગિજનીના" સોદાગરે જવાબ દીધો

"તમારા ગિજની શહેરનો માલીક કોણ છે, અને કેવોક છે? માણે પ્રશ્ન કર્યો

સોદાગર બોલ્યો.

દુહો—ડીં ઉગે ડીં આથમે, ડાણ ઉગાડે રોજ,
સિરબધી સાંઢે વિઠો, રાજ કરે તો પીરોજ.

ભાવાર્થ—ગિજનીમા દિવસ ઉગવાથી આથમવા સુંધી દાનની વસુઆત કરનાર પીરોજશા પાદશાહ રાજ્ય કરે છે. અને તે સિરબંધીઓ અર્થાત લશ્કરી માણસોને ખૂબ પોષે છે

આ સાભળીને, માણુ અને સામૂર જામ નરપત પાસે આવ્યા, અને ગિજની શહેરની પ્રશંસા કરવા લાગ્યા. ગિજનીનો પાદશાહ શિરબધીઓને લશ્કરમાં સ્થાન આપતો હોવાની વાત જાણીને, જામ નરપતને પણ ત્યાં જવાની ઇચ્છા થઈ સાચા સંગાર વગેરેની સલાહ લઇને તેણે ગિજની જવાનો નિશ્ચય કરી લીધો, અને એક દિવસ આ સઘળો કાફલો ગિજનીના માર્ગે કૂચ કદમ કરતો ઉપડી ચૂકયો.

દુહો—કેડ બધાં કમાનું, બેસી સભાંએ;
આયા તિત કાએ, જિત પીરોજ પાતશા.

ભાવાર્થ—સઘળા માણસોએ કેડપર ધનુષ્યબાણુ ધારણ કરી લીધાં, અને પીરોજશાહ પાદશાહના ગિજની શહેરમા આવી પહોચ્યા.

## (૨)

## ગિજનીમાં રાજ્ય-સ્થાપન.

જામ નરપત અને તેના સઘળા સંગાથીઓએ ગિજની શહેરની પાદરે આવીને ત્યાં પોતાનો પડાવ નાખ્યો. ગિજનીની પાદરે જામ નરપત પોતાના મોટા કાફલાથી પડેલો હોવાથી, પ્રથમ તો ત્યાંના લોકો ગભરાટમાં પડ્યા, પરંતુ પાછળથી તપાસ કરતાં જ્યારે જણાયું, કે એ છાવણી ચડી આવેલા શત્રુની નથી, ત્યારેજ સૌના હૃદયમાં શાન્તિ થઇ.

જ્યારે પીરોજશાહ પાદશાહને માલમ પડયું, કે મિસરશામના શિરબંધીઓની એક મોટી ટુકડી ગિજનીની પાદરે પડેલી છે, ત્યારે તેણે જામ નરપતને સંદેશો મોકલ્યો, કે તમે તમારા માણસો સાથે કચેરીમાં આવશો, તો હું દરેકને તેની લાયકાત મુજબ પદવી આપીશ.

આ સમાચાર સાંભળીને જામ નરપત, સાઓ સંગાર વગેરે સૌ ખુશી થયા. એકહજાર શિરબંધીઓને કમર બંધાવી તેમણે તૈયાર કર્યા. અને સઘળાને લઇને, જામ નરપત મોટા દબદબા સાથે પીરોજશાહ પાદશાહના દરબારમાં દાખલ થયો.

દુહો—સમેજી રેઆણુ, સેં હલી ચડ્ઇ ચોટસેં;<br>
ગુડો જોરે પાણ, વિઠો વાઘ વિચમેં.

ભાવાર્થ—જામ નરપત પોતાના સઘળા સંગાથ સાથે પૂર દમામથી ચડ્યો, અને કચેરીમાં આવીને ઘૂંટણ ભરડી, સૌની વચ્ચે વાઘની માફક બેઠો.

દુહો—સમું આયો સલામ તેં, તિથ તેરસજે ડીંય;<br>
સામેં વિઠો સીંય, ન્યાર્યો નરપત જામ કે.

ભાવાર્થ—જામ નરપત તેરસના દિવસે પાદશાહની સલામે આવ્યો. સામે જોનાંજ જાણે સિંહ બેઠો હોય, એવો તે જણાતો હતો.

જામ નરપતે પાદશાહને વિનયપૂર્વક સલામ કરી. તેની સલામ ઝીલીને પાદશાહે પૂછયું:—

દુહો—કેઆં અચીંતા બેલીઆ! કેઓ આંજો ડે,
ગાંલ સુણાયેઃ સે, પિંઢ પુછેતો પાતશા.

ભાવાર્થ—પાદશાહે પૂછયું, કે હે જુવાનો! તમે ક્યાંથી આવો છો, અને તમારો દેશ કયો છે, તે વાત તમે કહી સંભળાવો.

પાદશાહના પ્રશ્નના ઉત્તરમા જામ નરપતે જણાવ્યું, કે અમે મિસરશામના રહીશ છીએ, અને હાલ ઓસમના ડુંગરપરથી આવીએ છીએ

પીરોજશાહ પાદશાહ જામ નરપતના દોરદમામથી એવો તો દબાઇ ગયો હતો, કે તેના હોશકોશ જાણે ઊડી ગયા હતા આ કારણથી તેણે જામ નરપતને ફરી એનો એ પ્રશ્ન કર્યો જામ નરપતે તેને બીજીવાર પણ વિવેકપૂર્વક પ્રત્યુત્તર આપ્યું. પરંતુ જામ નરપતની સિંહ સમી આંખના તેજે પાદશાહનું ભાન ભૂલાવી દીધું હતું. જામ નરપત શું કહે છે, તે તે સમજી શકતો ન હતો. આથી તેણે ત્રીજીવાર પણ એનો એ પ્રશ્ન પૂછયો

ચતુર નરપત જામ હવે સમજી ગયો, કે પાદશાહ તેની શેહ-માં લેવાઇ ગયો છે. આથી તેના મનમાં તેજ વખતે પાદશાહનો ઘાટ ઘડી નાખવાનો વિચાર નિશ્ચિત થઇ ગયો સાઓ સંગાર જે જામના ફરમાનની રાહ જોતો બેઠો હતો, તેના તરફ ઇશારત કરી, જામનરપતે પાદશાહને ત્રીજી વખત જવાબ આપ્યો

દુહો—અસીં ઓસંભા ઉલથા, સમા મિસર શામ,
નરપત સુહીજે નામ, તું વરેઓ પુછં પાતશા

ભાવાર્થ—અમે ઓસમના ડુંગરપરથી આવીએ છીએ, મિસર શામ અમારો મુલક છે. હે પાદશાહ! તુ વારંવાર આ એકજ સવાલ કેમ પૂછી રહ્યો છે?

આટલુ બોલતાજ જામ નરપતે પોતાની તલવાર મ્યાનમાથી ખેંચી કહાડી, અને તેની સાથેજ બીજી એક હજાર ખુલ્લી તરવારો બહાર નીકળી પડી. સાઓ સંગાર પોતાની ચમકતી તલ્વાર સાથે જામ નરપતના પડખામા આવીને ઉભો રહ્યો અને જામના હુકમની ઉત્સુક હૃદયે રાહ જોવા લાગ્યો.

જામનરપત સિંહની માફક છલંગ મારીને પીરોજશાહ -પાદ-શાહ પર એકદમ કૂદી પડ્યો. તલ્વારના એકજ ઝાટકાથી, તેણે તેને કતલ કરી નાખ્યો. પાદશાહનું કામ તમામ થઇ ગયું.

દુહો—પેલી પીરોજ પાતાશાકે, કઢંધે કડકાઇ,
ગિજની જે તખત વિઠો, સમું સવાઇ.

ભાવાર્થ—જામ નરપતે પહેલીજ તલ્વાર પીરોજશાહ પાદશાહને લગાવી દીધી, અને પોતે ગિજનીની ગાદીએ સૌથી સવાઇ થઇને બેઠો.

જામ નરપતની તમામ ફોજ તેજ વખતે આખા શહેરમાં ફરી વળી. અને ચારે તરફ જામની સત્તા સ્થાપી દીધી. જેમણે જરાપણ 'ચું કે ચાં' કરી તેમને તેજ વખતે ઠાર કર્યા. અને જેમણે જામ નરપતની સત્તા કબુલ રાખી, તેમને જીવતા છોડ્યા આમ મોતની ધાસ્તીથી સૌ કોઇએ જામ નરપતની સત્તાનો સ્વીકાર કર્યો.

જામ નરપતે જ્યારે ગિજની શહેરનો કબજો લીધો, ત્યારે પીરોજશાહ પાદશાહનો શાહજાદો સુલતાનશાહ, શિકાર કરવાને માટે બહાર ગયો હતો ત્યાંથી તે જ્યારે પાછો ફર્યો, ત્યારે તો ગિજનીનું બીલકુલ પરિવર્તન થઈ ગયું હતું. આ જોઇ તેણે વિચાર્યું, કે જે શખ્સે તેના પિતાનો આમ ઘડીકવારમાં ઘાટ ઘડી નાખ્યો તેનાથી સામી છાતીએ પહોંચવું મુશ્કેલ થશે માટે કોઇ બીજો ઇલાજ અજમાવવાના ઇરાદાથી તે તેજ વખતે ગિજની શહેર છોડીને ચાલતો થયો.

જામ નરપતે થોડે થોડે ઘણો મુલક પોતાને હાથ કરી લીધો, અને ત્યા નિષ્કંટકપણે રાજ્યશકટ ચલાવવા લાગ્યો. કોઇ કોઇ વાર તેને પીરોજશાહ પાદશાહના શાહજાદાનો વિચાર પણ આવતો, પણ હવે તે કઈ કરી શકનાર નથી, એમ વિચારી, એ વાતને તે વધારે વજન આપતો નહિ.

જામ નરપતનું રાજ્ય હવે ગિજનીમા જામી ગયુ હતું. તે પોતે હજુ કૌમાર્ય અવસ્થામાં હોવાથી, સાઓ સંગાર, તથા માણુ સામૂર વગેરે તેના માટે યોગ્ય કન્યા શોધવા જવા માટે વારંવાર આગ્રહ કરી રહ્યા હતા

જામનરપત અથાગ સ્વરૂપવાન હતો. તેણે પોતાની તસ્વીર ચીતરાવીને માણુ અને સામૂરને આપી. અને એ તસ્વીરને લાયક કન્યા જડે, તોજ સગપણ કરવાની તેમને સૂચના કરી.

દુહો—સંભાયાં સામૂર, ને માણુ મંગણહાર,
વિંઞીં કો નેઆર, સગપણ સોઢે-સાંખમેં.

ભાવાર્થ—જામ નરપતે માણુ માંગણહાર અને સામૂરને પોતાનું સગપણ કરવાને ગોકલ્યા, અને કહ્યું, કે સગપણ કરો તો સોઢા રાજપૂતોના વંશમાં કરજો.

દુહો—સૌ કોઠે સંગાર, કેઓ પંધ પરિયાણ,
મંગણું નિંગેઓ માણુ, સામૂર હલેઓ સાથમેં.

ભાવાર્થ—સો સંગાર લોકોને સાથે લઇને, માણુ તથા સામૂર મુસાફરીની તૈયારી કરીને આગળ ચાલ્યા.

માણુ અને સામૂર ઘણા મુલક ફરી ફરીને થાકયા, પરંતુ જામ નરપતની જોડમાં ઉભી શકે, એવી એકે રાજકન્યા તેમના જોવામાં આવી નહિ. આખરે તેમને જગદેવ સોઢાની ભાળ જડી. એની કન્યાનાં સૌન્દર્ય અને ચાતુરીની પ્રશંસા સાંભળીને, આ બંને જણુ જગદેવ સોઢાની વાંઢમાં આવી પહોંચ્યા.

દુહો—ડોરે સજો કે, વિઠા અચીને વાંઢમેં,
સોઢે ઘર સુજે, કુંવરી હિકડી કુરમેં.

ભાવાર્થ—આખો દેશ ડહોળીને અર્થાત પગ નીચેથી કાઢીને, માણુ અને સામૂર સોઢાલોકોની વાઢમા આવ્યા. કારણકે એમને ત્યા એક લાયક કુમારિકાની ભાળ લાગી હતી.

જગદેવ સોઢાની કુંવરી રૂપરૂપનો અવતાર હતી. એ સમયે એના જેવી રૂપાળી અને ગુણવાળી કન્યા આજુબાજુમાં બીજી એકે ન હતી એનું નામ હતું ચાંદબા. માણુ અને સામુરે જગદેવ સોઢા પાસે જામનરપત માટે ચાંદબાના હસ્તની માગણી કરી. સોઢો બોલ્યો, તમારો નરપત જામ કેવોક છે, તે મને કહી બતાવો. આ ઉપરથી માણુ માંગણહારે પોતાની પાસેની જામ નરપતની તસ્વીર તેને બતાવી. અને બોલ્યોઃ—

દુહો—સમું મિસર શામજો, અણભંગ અટારો,
સમેનું સારો, નં કો દાતાર દેહમેં.

ભાવાર્થ—મિસર શામનો જામ નરપત મહા પરાક્રમી અને શૂર-વીર છે. એનાથી મોટો દાતાર આખા દેશમા પણ કોઈ મળી શકે તેમ નથી.

દુહો—સોઢે કોઠે પુછીઓ, માણ મંગણહાર,
અસાંજો આધાર, નાલો નરપત જામજો

ભાવાર્થ—જગદેવ સોઢાએ માણ માગણહારને બોલાવીને કહ્યું, કે આજથી જામ નરપત અમારા આધાર રૂપ બન્યો છે. અર્થાત સગ-પણની વાત મને મંજુર છે.

દુહો—બેઓ કો ન વીયા, સોઢે ચ્યો સામૂર કે,
ચાંદા તિત ડીયાં, જિત થીએ સોહાગણી

ભાવાર્થ—જગદેવ સોઢાએ સામૂરને કહ્યુ, કે મારા પેટે બીજુ કોઈ સંતાન નથી. માટે હું ચાદબાને ત્યાજ આપુ કે જ્યા તે સમ્પૂર્ણ સુખી થાય

સક્ષેપમા જગદેવ સોઢાએ પોતાની પુત્રી ચાંદબાનું સગપણ જામ નરપતને આપ્યું. યોગ્ય વિધિ પણ કરવામાં આવ્યો, અને થોડા દિવસ ત્યાં રહીને માણ અને સામૂર ગિજની જવા તૈયાર થયા. જગદેવ સોઢાએ તેમને ઉંચી જાતના પોશાક આપ્યા, ત્યારે તેઓ બોલ્યાઃ—

દુહો—ભલેં ઉપને ભડ, મોઢેં ઘર સુધીર,
વડે અમેવડ વીર, ડિઠો દાતાર દેહ મેં.

ભાવાર્થ—હે મહાન જગદેવ મોઢા ! તું સોઢાના વશમા ભલે ઉત્પન્ન થયો મોટા મોટાઓની હરોળમા ઉભી શકે એવો દાતાર આજ અમે દેશમા જોયો

માણ અને સામૂરે વિચાર્યુ, કે ગિજની જતાં પહેલાં જામ નરપતની લગ્નતિથિ નિશ્ચિત થઈ જાય, તો એટલું કાર્ય ઓછું થાય. એમ વિચારી, તેમણે પોતાનો વિચાર જગદેવ સોઢા પાસે જાહેર

કર્યો. સોઢાએ પણ તેમની આ વાત કબુલ રાખી. અને માહ મહી-નાની વદ દશમના દિવસે લગ્નનો સમય ચોકસ કરવામાં આવ્યો.

દુહો —માહ મહીનું વદ દસમ, સાથી સંભાએ,
વીયાંજી આયે, ઉમેદ વડી અંગમેં. *

ભાવાર્થ—સોઢો બોલ્યો, માહ મહીનાની વદ દશમના દિવસે તમે સઘળા સંગાથીઓ સાથે આવી પહોચજો. મારા મનમા મારી કુંવરીનાં લગ્નની મોટી ઉમેદ રહે છે.

આ રીતે જગદેવ સોઢાની કુમારી ચાંદબા જોડે, જામ નર-પતનાં લગ્ન નક્કી કરીને, માણુ અને સામૂર કેટલાક દિવસ બાદ પાછા ગિજની આવી પહોંચ્યા.

દુહો—સગપણ સોઢં સાંખમેં, માણક આય અમૂલ,
હિન્સું વધાઈયું ઉહમેં, માણ અને સામૂર.

ભાવાર્થ—સોઢા રજપૂતોના કુળમાં અમૂલ્ય માણેક જેવી કન્યા સાથે જામ નરપતનું સગપણ કરી આવીને માણુ અને સામૂરે દેશભરમા તેની વધામણીઓ મોકલવા માડી.

જામ નરપતનાં લગ્નનો દિવસ પણ નકકી થઇ ચુકેલો હોવાથી, ગિજની શહેરમાં તેજ દિવસથી લગ્નની તૈયારીઓની ધામધુમ ચાલવા લાગી

દુહો—દિસ-દિસજા મંગણાર, સભે સમેં વટ આવિંઆ,
દાનેં અંત ન પાર, ડિનાં નરપત નેહસેં.

ભાવાર્થ—બધી દિશાઓમાથી માગણ લોકો જામ નરપત પાસે આવવા લાગ્યા અને નરપત જામે તેમને ખૂબ પ્રેમથી દાન આપ્યાં.

જામ નરપતની જાન અત્યંત દૌરદમામથી જગદેવ સોઢાને ત્યાં ગઈ અને લગ્નવિધિનું કાર્ય નિર્વિઘ્ને સમાપ્ત કરીને, સૌ પાછાં ગિજની આવી પહોચ્યાં

હવે જામનરપતે, તેને મદદ કરનારાઓની કંઇક કદર કરવાનો વિચાર કર્યો.

---

* આ લગ્નની સાલનો કોઈ જુનો દુહો જોવામા આવતો નથી.

દુહો—સમું ને સામૂર, મંગણું વિઠો માણ,
પુછયો નરપત પાતશા, કરો ગુર્જાતા હાણ?

ભાવાર્થ—કચેરીમા માણ અને સામુર બને બેઠા હતા ત્યારે જામ નરપતે તેમને કહ્યુ, કે હવે તમારે જે કંઈ માગવું હોય તે ખુશીથી માગો.

જામ નરપતે વિચાર કર્યો, કે આ લોકોને કંઇક એવું આપવું, કે જે વસ્તુ તેમને વંશપરંપરા ચાલે, અને પેઢી દર પેઢી તેમનો સંબંધ જળવાઈ રહે. માણુ અને સામૂરને પૂછતાં, તેઓ કઈપણ બોલ્યા નહિ. ત્યારે જામનરપતે સામુર ચારણને તેમના બીજા લાગાઓ ઉપરાંત વીરમૂઠ* બાંધી આપી અને માણ માંગણહારને તોરણઘોડાનોϨ અને પટોળાનો લાગો વંશપરંપરા માટે કાયમ કરી આપ્યો.

દુહો—દિને કોલ કરાર, પરીયાવાટું પારીઉં,
અસાંજી આલાદ, સહી નિભાઈઈં નેહસે.

ભાવાર્થ—જામ નરપતે માણ અને સામૂરને કોલકરાર કરી આપીને જણાવ્યું, કે આ રીત અમે પેઢી ઉતાર પાળી આપીશું.

આ વખતે સાઓ સંગાર બોલ્યો, કે આ લાગાઓની સાથે એ લોકોના હાથમા કંઇક પરીઆની વાગ હોય, તો તેને આધારે તેમનો નિભાવ વશપરપરા થઇ શકશે સાઆસગારની આ વ્યવહારૂ વાત જામ નરપતને પણ પસદ પડી તેણે તે દિવસથી માણ માગણહારને પોતાના વંશનો પરીયાગતી× બનાવ્યો

દુહો—હથ ડિનાં હથમેં, ખિલી ડિનાં કોલ,
મહી પાનણું બોલ, માણ મંગણહાર સેં.

ભાવાર્થ—જામ નરપત માણને વચન આપીને બોલ્યા, કે આ મારો કોલ છે. અને અમારો આ બોલ અમે જરૂર પાળીશુ

---

* લગ્ન વખતે દશોદી ચારણ સોના રૂપાના સિક્કાઓમાથી પોતાના ખોબામા જેટલા લઈ શકે તેટલા સિક્કા તેને આપવામા આવે છે તેનું નામ વીરમૂઠ.

Ϩ વરરાજા તોરણ ચડે તે વખતે ઘોડાનું દાન આપવું તે.

× પરીયાગતી=પરીયા વાચનાર વહીવચો.

દુહો—ફુલે વિધે કિનરો, ખએ પરીએ પાર,
દુ દુહા ચોણહાર, હુન પેઢયું ખયું પાણસે.

ભાવાર્થ—ખભા પર કિનરો વાજીંત્ર મૂકીને તેઓ જામના પરીયા ગાવા લાગ્યા. એક દુહાનો કહેનાર થયો અને બીજો પરીઆ વાંચનાર થયો.

તે દિવસથી માણુ અને સામૂર સમાવંશની કીર્તિ ગાનાર થયા. તે વંશપરંપરા અદ્યાપિપર્યંત ચાલ્યા આવે છે.

(૩)

## નરપતનું મૃત્યુ
## અને
## ગિજનીનો ત્યાગ.

જામ નરપતનાં લગ્ન પછી એકાદ વર્ષમાં રાણી ચાંદબા સોઢીને ત્યાં એક ખૂબસુરત કુમારનો જન્મ થયો. તેનું નામ સામપત રાખવામાં આવ્યું.

જામ નરપતે માણુના ચોપડામાં સૌથી પહેલું નામ સામપત કુમારનું ચડાવ્યું. અને માણુને આખું દુશના પરગણું દાનમાં અર્પણ કર્યું. તેમજ સામૂર ચારણને પણ મોટી ભેટો આપીને સંતુષ્ટ કર્યો.

દુહો—નરપત ઘર જનમીઓ, સમું સામપત,
ઘર ઘર વધાઇયું વઇયું, સિજ સમોવડ હિત.

ભાવાર્થ—જામ નરપતને ત્યા સૂર્ય સમાન કાન્તિવાળા સામપત કુમારનો જન્મ થયો, અને એની વધામણીઓ ઘેર ઘેર પહોંચી ગઈ.

રાજકુમાર સામપત ચંદ્રની ચઢતી કળા પ્રમાણે દિનપ્રતિદિન મોટો થતો જાય છે. પચીસ વર્ષની વયે જામ નરપતે સામપત કુમારનાં લગ્ન પણ યોગ્ય વિધિ પુરઃસર અને ઘણીજ ધામધૂમથી કરી લીધાં. આમ ગિજનીનું રાજ્યતંત્ર નિર્વિઘ્ને ચાલ્યા કરતું હતું.

ગિજનીના પાદશાહ પીરોજશાહનો શાહજાદો, જે ગિજની લેવાઇ જતાં ત્યાંથી ચાલી નીકળ્યો હતો, તે ઘણા મુલકોમાં અથડાતો કૂટાતો, આખરે રૂમના પાદશાહનો આશરો લેવા આવી પહોંચ્યો.

એક વખત ઈદના દિવસે જ્યારે રૂમનો પાદશાહ મસ્જિદમાંથી નિમાજ પઢીને પાછો ફરતો હતો, ત્યારે બરાબર લાગ સાધીને, પીરોજશાહના શાહજાદા સુલ્તાનશાહે રૂમના ધણી પાસે પોતાની ફરિયાદ રજુ કરી.

દુહો—રૂમ-ધણી કે રાવ, સુરતાણ સુણાઇ,
મારો પીરોજ પાતશા, ગિજની ગુમાઇ.

ભાવાર્થ—શાહજાદા સુલતાન શાહે રૂમના ધણી પાસે રાવ દીધી, કે જામ નરપતે મારા પિતાને મારી નાખીને ગિજની ખૂંચવી લીધુ છે.

દુહો—કિન મુલકજો રાજીયો, કિન મુલક સુરતાણ?
રાજીયો મિસર શામજો, નરપત ઉનજો નામ

ભાવાર્થ—પાદશાહ પૂછે છે, કે ગિજનીને ખુંચવી લેનાર એ કોણ છે, અને ક્યાનો છે? તેના ઉત્તરમા સુલ્તાન શાહે કહ્યું, કે એ મિસર શામનો રાજા છે. અને તેનું નામ નરપત છે.

જામ નરપતનો આવો જુલમ જોઇને, પાદશાહને તેના પર અત્યંત ક્રોધ ચઢ્યો. થોડાજ સમયમાં તે લશ્કર તૈયાર કરીને, એક મોટી ફોજ સાથે જામ નરપત પર ચઢાઇ કરવાને ચાલતો થયો

દુહો—નારીં જંજાલું જબુરા, ઘોડા ત્રીય હજાર,
સમેંજો સરદાર, હલો નરપત ન્યારીઉ.

ભાવાર્થ—પાદશાહ તોપો, જંજાલો, અને ત્રીશ હજાર ઘોડેસ્વારો સાથે તૈયાર થયો અને બોલ્યો, કે સમાનો સરદાર નરપત કેવોક છે તે ચાલો જોઇએ.

દુહો—ફોજું ગિની કરોંધેં, ઘોડે અંત ન પાર;
રૂઠો ધણી રૂમજો, પેયો પધરકે બાર.

ભાવાર્થ—પાર વગરના ઘોડાઓની ફોજ લઇને રૂમનો પાદશાહ કોપ કરીને ચડયો. અને ગિજનીના પાદરમા આવીને પડયો.

જ્યારે જામ નરપતને ખબર પડી કે રૂમનો પાદશાહ મોટા લશ્કર સાથે ચઢી આવે છે, ત્યારે તે પણ પોતાની તૈયારી કરી લઇને યુદ્ધના મેદાનમાં નીકળી પડ્યો.

દુહો—જુદ્ધ મંઢાણું ઝીંક થઇ, રત ખરકેઓ રાર,
વરત્યો કારો કાર, અચી મંઢાણુ મામલો.

ભાવાર્થ—લડાઈ ચાલુ થઈ. તલવારોની ઝીંક ચાલવા લાગી. ખળખળ કરતુ લોહી વહેવા માડ્યું. આમ કાળો કેર વર્તી રહ્યો.

શાહીસેના બળવાન હતી. જામનરપતની એક મોટી ફોજ ખપી જતાં તે સોળસો કેસરીઆ વીરોની બીજી ટુકડી સાથે મરણીઓ બનીને રણસંગ્રામમાં કૂદી પડ્યો.

દુહો—કેસરીઆ કરે, સમું સભઈ નિગેઓ,
ઘણા ગોટ ઘડે, અચી પુગો જિત પાતશા.

ભાવાર્થ—જામ નરપત કેસરીઆં કરીને સૌની સાથે નીકળી પડયો. ઘણા યોદ્ધાઓનો ઘાણ કહાડીને તે પાદશાહની પાસે જઈ પહોચ્યો.

દુહો—ઘણા ઘા ઘટમેં ગિડે, સમેં જામ સરદાર,
સોરૉ સૉ સંગાર પ્યા, પારેં અંત ન પાર.

ભાવાર્થ—સમા સરદાર જામ નરપતે પોતાના શરીર પર ઘણા જખ્મો ઝીલ્યા. સોળસો સગાર અને પાર વગરના પાળા લડાઇમા કામ આવી ગયા.

દુહો—મારેં કેક હજાર, પિંઢ પણ છડેઆ પ્રાણ,
સમેં જામ સરદાર, સાથ ઘણા સંઘારેઆ.

ભાવાર્થ—હજારોની કતલ કરીને જામ નરપતે પોતે પણ પ્રાણ ત્યાગ કીધા. આ સમા સરદારે અનેક સાથેને સંહારી નાખ્યા.

આ પ્રમાણે જામ નરપત પાદશાહી ફોજનો કચ્ચરઘાણ વાળીને જ્યારે ખુદ પાદશાહની નજદીકમાં આવી પહોચ્યો, ત્યારે ચારે બાજુએથી દુશ્મનોવડે ઘેરાઈ જવાથી ત્યાં તેણે પોતાના દેહનો ત્યાગ કર્યો. સાઓ સંગાર પોતે પણ નીમકહલાલીથી લડતાં લડતાં કામ આવી ગયો આમ જામના પક્ષના સઘળા સરદારો સામી છાતીએ લડતાં રણમેદાનમાં પડ્યા

જામનરપતનો કુમાર સામપત, હવે કયો માર્ગ લેવો તેની ચિંતામાં પડ્યો. તેણે વિચાર્યું, કે હવે બાજી હાથમાથી નીકળી

જતાં વાર નથી. માટે હવે તો ગિજની શહેર છોડી જવામાંજ સલામતી છે, એમ વિચારીને સામપતે ગિજની શહેરના પ્રતિષ્ઠિત લોકો મારફત પાદશાહ પાસે સલાહનું કહેણ મોકલ્યું.

આખરે એમ ઠર્યું, કે જામ નરપતના કુમાર સામપતે પોતાના તમામ માલોઅસબાબ સાથે ગિજની શહેરને છોડી જવું, અને ગિજનીની રાજ્યગાદી પર પીરોજશાહ પાદશાહના શાહજાદા સુલ્તાન શાહને રાજ્યાભિષેક કરવો.

સબળ સામે બળ બાંધવું, નિરર્થક છે એમ ધારી, સામપત કુમારે પોતાની તમામ માલ મિલ્કત અને સ્નેહી-સંબંધીઓ સાથે ગિજનીના ગઢનો ત્યાગ કર્યો.

ગિજનીના તખ્ત પર સુલ્તાનશાહને સ્થાપિત કરી, તેની પાસે પોતાની વાર્ષિક ખંડણી લેવાનો ઠરાવ કરી, પાદશાહ પાછો પોતાને મુલક ચાલતો થયો.



# પ્રકરણ ૯ મું.

---

## જામ સામપતથી જામ ઉઢાર ભડ.

(૧)

### જામ સામપત. (૬૩૭).

*રૂમના પાદશાહને હાથે જામ નરપતનો પરાજય થતાં ગિજ-નીની ગાદી પીરોજશાહ પાદશાહના પુત્ર સુલ્તાનશાહના હસ્તમાં આવી. અને જામનરપતનો કુમાર સામપત પોતાના સઘળા રસાલા સાથે ગિજની છોડીને ચાલતો થયો.

જામ સામપતની હીંગળાજ માતાની યાત્રા કરવાની ઘણા સમ-યથી તીવ્ર ઇચ્છા હોતાં, તે પ્રથમ હીંગળાજ માતાના સ્થાનક પ્રત્યે પ્રયાણ કરવા લાગ્યો. મરતાં મરતાં બાકી રહેલા સંગારોનું એક ટોળું પણ જામસામપતની સાથેજ ચાલતું હતું. આ સંગાર લોકોની મુખ્ય અભિલાષા, પોતાના બાહુબળ વડે કોઇક મુલકની રાજસત્તા જામ સામપતને અપાવવાની હતી. અને તેને માટે યોગ્ય તક શોધતા આ લોકો, જામ સામપત સાથે હીંગળાજ ભણી પ્રયાણ કરી રહ્યા હતા.

દુહો—મિલ્કત માયા સાભ ગિની, સંભુદો સાંમત,
હલ્યો હીંગલાજ કે, નરપતજો સામપત.

ભાવાર્થ—જામ નરપતનો કુમાર બહાદુર સામંત જેવો સામપત પોતાની સઘળી માલમત્તા સાથે હીંગળાજ પ્રતિ ચાલવા લાગ્યો.

મજલ દરમજલ કરતો આ સઘળો સાથ, કેટલાક દિવસે કિંજર ×ઢંઢ ઉપર આવી પહોંચ્યો. આ સમયે જામસામપતની સ્ત્રી ગર્ભ-

---

* ઈ. સ. ૩૯૮મા કોન્સ્ટન્ટૈન પાદશાહે પોતાના નામપરથી વસા-વેલું તુર્કસ્તાનનું કોન્સ્ટાન્ટિનોપલ, રોમનલોકોની રાજધાનીનું નગર હોતાં, તે પ્રથમ 'રૂમ'ના નામથી ઓળખાતું હતું હાલ તે સ્તંબુલ અથવા ઇસ્તંબુલના નામથી પ્રખ્યાત છે.

× કચ્છના ઉત્તર પ્રદેશમા અને ગિંધમા પાણીના ભેમને ઢંઢના નામથી ઓળખવામાં આવે છે.

ગણાતી હોવાથી પેલાઓએ એ બાબતમાં તરતજ વાંધો ઉઠાવ્યો. આ લોકોને તો આવું જ ચાલવું હોવાથી, તેમને એટલું જ જોઇતું હતું. સંગારો અને સમાસરદારો જોતજોતામાં એ લીંભાના મુલક પર તૂટી પડયા, અને તેમને નસાડીને સઘળો મુલક પોતાના કબજામાં લઇ લીધો.

દુહો—આઈ પિરમઈ પ્રેમસેં, પૂરણ પણ કયો કાજ,
લીંભેં મધો રાજ, સે ઝટ ગિડો જોરમેં.

ભાવાર્થ—જામ જેહાએ હીંગળાજ માતાની યાત્રા ભાવપૂર્વક કરીને પોતાનું કાર્ય પણ પૂર્ણ કર્યું. લીંભાઓની રાજ્યસત્તા એણે બળજબરીથી ઝૂંટી લીધી.

દુહો—જેજેકાર ઘર જનમેઓ, શુક્રવાર સારે,
નાં વિધાં નેતો, સે બાંભણ નિહારે.

ભાવાર્થ—જેજેકારને ત્યાં શુક્રવારને દિવસે એક કુમારનો જન્મ થયો. બ્રાહ્મણોએ મુહૂર્ત નિહાળી તેનું નામ નેતોકુમાર રાખ્યું.

જ્યારે નેતાકુમારની ઉંમર સોળ વર્ષની થઇ, ત્યારે જેહાની તબીયત લથડવા લાગી હોવાથી, તેણે પોતાના બન્ને કુમારો વચ્ચે રાજ્યની વહેંચણ કરી આપી. મોટો કુમાર જોખિયો જેને માતાજીને અર્પણ કરવામાં આવેલો હતો, તેને પણ તેના ગુજરાન જેટલો ગ્રાસ આપવામાં આવ્યો, અને બાકીનો સઘળો મુલક નાનાકુમાર નેતાને સુપરત કરવામાં આવ્યો

દુહો—પેઓ પથારીએં પાણ, હુઈ રજા રામરી,
મજૂણ કેડે સાણ, ડિનં નેતો હાથમેં.

ભાવાર્થ—જામ જેહો જ્યારે મરણપથારી પર પડ્યો, ત્યારે નેતાની ઉંમર નાની હોવાથી, તેણે પોતાના સઘળા સરદારોને તેડાવીને નેતો કુમાર તેમના હાથમાં સોંપ્યો.

આ રીતે પોતાના મુલકની સઘળી વ્યવસ્થા પોતાનાજ હાથે કરીને, જામ જેહો અથવા જેજેકાર સ્વર્ગવાસી થયો.

દુહો—છનાં બધાં જામ, જગી ચરૂ ચડાયા,
જેજેકાર જે નામ, જોગી ઘણા જમાડેઆ.

ભાવાર્થ—જામ જેજેકારના પરોજણ વખતે જના બાંધીને મોટી મોટી દેગો ચડાવવામાં આવી અને ઘણા સાધુ સંતોને તૃપ્ત કરવામાં આવ્યા.

## ( ૩ )

## જામ નેતા. (૧૩૯)

જામ નેજેકારના અવસાન પછી રાજ્યની લગામ જામ નેતાના હાથમાં આવી કેટલોક સમય રાજકાજ નિર્વિઘ્ને ચાલ્યા પછી, એક વખત વરસાદ તાણુ કરી ગયો આથી જામ નેતાએ પોતાની ગંજાવર આથો સહિત કોઈ લીલા મુલકમાં જવાનો વિચાર કર્યો.

લીંભાના રાજનો સઘળો કબજો જામ નેતાએ પોતાના વડીલ બંધુ જોણિયાને હવાલે કરી દીધો. અને પોતે પોતાના સઘળા રસાલા સાથે આગળ ચાલવા લાગ્યો.

દુહો—સમા સભઇં નિગઆ, કુંઢીઉં સભ કાએ;
હિંમથ હલાએ, પેઆ બંધડી પધરેં.

ભાવાર્થ—સમા સરદારો પોતાની વાંકાં શીંગડાંવાળી ભેંસો અને ગાયોનાં ટોળાં સાથે બહાર નીકળી પડ્યા, અને હિંમતપૂર્વક બંધડીના પાદરમાં મેલાણુ કરી રહ્યા.

બંધડીની સીમમાં સમા વીરોની મોટી આથો છૂટથી ચરવા લાગી બંધડીમાં આ વખતે પવરોની સત્તા ચાલતી હતી સમા સરદારોની શક્તિથી પવર લોકો સારીપેઠે વાકેફ હતા તેમણે વિચાર્યું, કે આ સમાઓ જ્યાંજ્યાં જાય છે, ત્યાં કંઈને કંઈ તોફાન મચાવ્યા વિના રહેતા નથી માટે એવા લોકોને દૂર રાખવા એજ સારૂં. એમ વિચારીને, તેમણે સમાઓને, ત્યાંથી તરત ચાલ્યા જવાનું કહેણુ મોકલાવ્યું.

દુહો:—દગાબાજ મિસરજા, આંઇ સમાં સભેઇં;
હલો હિઆંઇં, ચેઓ પવરેં ચાંપરો.

ભાવાર્થ—પવર સરદારોએ ભારપૂર્વક કહ્યું, કે તમે મિસરના સમા બધા દગાબાજ છો. માટે તમે અહીંથી તરત ચાલતા થાઓ.

જામ નેતાએ પ્રત્યુત્તરમાં પવરોને કહેવડાવ્યું, કે અમે તો વટેમાર્ગુ છીએ. એક બે દિવસમાંજ અમો અમારા સઘળા રસાલા સાથે અહીંથી ચાલ્યા જવાના છીએ છતાં તમે જો નાહક ઝગડો

વતીહોવાથી, અને બાળક જન્મવાનો વખત નજદીક આવેલો હોવાથી, સઘળાઓએ અહીં કિજરઠઠ ઉપરજ પોતાનું મેલાણુ કર્યું.

દુહો—આયા કિજર ઠઠ તેં, સભુડા સરદાર,
સામપતજે ઘર જનમેઓ, જેહો જેજેકાર.

ભાવાર્થ—આ બહાદુર મરદો કિજર ઠંઠ પાસે આવીને રહ્યા અહીં સામપત જામને ત્યા જેહો જેજેકાર જન્મ્યો.

જેહાકુમારના જન્મ પછી તેની માતાની તબીયત લથડી પડી હતી આ કારણથી આગળ જવાને બદલે તેમણે કિજરઠઠ ઉપરજ પોતાનો નિવાસ રાખ્યો

દુહો—સતરે વર્ષે સામત, જેહો થયો જુંઝાર,
સમુ કિજર પાર, સામપત સરગી થેઓ.

ભાવાર્થ—સત્તર વર્ષની ઉમર થતા કુમાર જેહો જોરાવર થઇ પડ્યો અને તે અરસામા જામ સામપત કિજર ઠઠ પર સ્વર્ગવાસી થયા



( ૨ )

## જામ જેહો જેજેકાર ( ૧૩૮ ).

સામપતના સ્વર્ગવાસ પછી જેહોકુમાર જામ થયો. તેના પિતા જામ સામપતની, હીંગળાજની યાત્રા કરવાની અભિલાષા મનમાજ રહી ગએલી હોવાથી, તે પહેલી તકે હીંગળાજ જવા ધારતો હતો પરતુ કંઈ ને કંઇ વિઘ્ન આવી પડવાને લીધે તેની આ ધારણા લબાતી જતી હતી. આમ કેટલોક સમય પસાર થઇ ગયો તે દરમિઆન જામ જેહાના બે ત્રણ કુમારો બાલ્યાવસ્થામાજ સ્વર્ગવાસી થઇ ગયા. આ કારણથી તેણે એવી માન્યતા માની, કે હવે જે કુમારનો જન્મ થાય તેને હીંગળાજદેવીના સ્થાનકપર જઇને સુવર્ણ ભારોભાર તોળવો, અને તેના પરથી પોતાનો હક્ક છોડી દઇને, માતાજીનો હક્ક સ્થાપિત કરવો

ઈશ્વરકૃપાથી જામજેહાને ત્યા ફરી એક કુમારનો જન્મ થયો.

ત્યારપછી થોડાજ સમયમાં જામજેહાએ હીંગળાજની યાત્રાએ જવાનો, અને પોતાની માન્યતા પૂર્ણ કરવાનો નિશ્ચય કરી લીધો. એક અગવાને* બોલાવી, જમાત તૈયાર કરાવીને જામ જેહો પોતાના સઘળા મંડળ સાથે માઇ પીરસવા× જવા તૈયાર થયો.

માતાજીના સ્થાનક પર આવીને, તેણે પોતાની માન્યતા અનુસાર, પોતાના બાલકુમારને સુવર્ણ ભારોભાર તોળીને, તે સઘળું સુવર્ણ માઇ પીરસવા આવેલી સાધુ-સંતોની જમાતો વચ્ચે વહેંચી દીધું. સુવર્ણ જેવી કીમતી વસ્તુનું આમ છૂટા હાથે દાન કરવાથી જામ જેહાની કીર્તિ ઘણીજ ફેલાઇ ગઇ, અને માગણવર્ગમાં તેના નામની જયજયકાર બોલાવા લાગી તે દિવસથી જેહાનું નામ જેજેકાર ઠરી ગયું સૌ કોઇ તેને જેજેકારના નામથી ઓળખવા લાગ્યા અને જે બાલકુમારને જામ જેહાએ સુવર્ણ ભાર જોખ્યો, તેનું નામ તે દિવસથી જોખ્યોકુમાર ઠરાવવામાં આવ્યું

દુહો—સામીએ સંન્યાસીએં, દિનં વડા ધનધામ,
જેજેકારજે નામ, જુગોજુગ જાહેર થયો.

ભાવાર્થ—સાધુ-સંન્યાસીઓને જામ જેહાએ દાનમા ખૂબ ધન ધામ અપ્યા તેથી તેનુ જેજેકાર નામ જુગોજુગમાં જાહેર થઇ ગયું.

તે દિવસથી જામ જેહાએ જોખ્યા કુમાર પરથી પોતાનો હક્ક દૂર કર્યો, અને તેને માતાજીનાં ચરણોમાં અર્પણ કર્યો ત્યારપછી સૌ તેને હીંગળાજ દેવીનો બાળક માનવા લાગ્યાં

માતાજીના સ્થાનક પરથી પાછા ફરતાં, જામ જેહો કિંજરકંઠ પરથી પોતાનું મેલાણ ઉઠાવીને આગળ ચાલવા લાગ્યો. તે પોતાની મોટી આયો સહિત લીંભાઓના* રાજ્યની સરહદમા આવી પહોચ્યો. અહીં આવી, આ લોકોએ પોતાનાં ઢોરોને લીંભાઓની જમીનમાં ચરવાને છૂટાં મૂકી દીધાં પોતાની હદમાં બીજા લોકોની આથો વગર રજાએ ચર્યા કરે, તે પ્રથમના સમયમાં એક પ્રકારની નબળાઇ

---

* હીંગળાજની યાત્રાએ જનાર જમાતને ત્યા પહોચાડનાર ભોમીઓ.

× હીંગળાજ જવા.

* લીંભા નામે લોકોની એક જાત હાલ પણ હીંગળાજ તરફ જોવામા [આવે છે.

ગણાતી હોવાથી પેલાઓએ એ બાબતમાં તરતજ વાંધો ઉઠાવ્યો. આ લોકોને તો આવુંજ ચાલવું હોવાથી, તેમને એટલુંજ જોઇતું હતુ. સંગારો અને સમાસરદાગો જોતજોતામાં એ લીંભાના મુલક પર તૂટી પડયા, અને તેમને નસાડીને સઘળો મુલક પોતાના કબજામાં લઇ લીધો

દુહો—માઈ પિરમઈ પ્રેમમેં. પૂરણ પણ કયો કાજ,
લીંભેં મ ધો રાજ, મે ઓટે ગિડો જોરમેં.

ભાવાર્થ—જામ જેહાએ હીંગળાજ માતાની યાત્રા ભાવપૂર્વક કરીને પોતાનું કાર્ય પણ પૂર્ણ કર્યું. લીંભાઓની રાજ્યના એકેએક ગજભરીથી લૂટી લીધી.

દુહો—જેજેકાર ઘર જનમેઓ, સુક્રવાર સાગે,
નાં વિધાં નેનો. મે બાંભણે નિહારે.

ભાવાર્થ—જેજેકારને ત્યાં શુક્રવારને દિવસે એક કુમારનો જન્મ થયો. બ્રાહ્મણોએ જન્મ નિહાળી તેનું નામ નેનોકુમાર રાખ્યું.

જ્યારે નેનાકુમારની ઉંમર સોળ વર્ષની થઇ, ત્યારે જેહાની તબીયત લથડવા લાગી હોવાથી, તેણે પોતાના બને કુમારો વચ્ચે રાજ્યની વહેંચણ કરી આપી. મોટો કુમાર જોખિયો જેને માતાજીને અર્પણ કરવામાં આવેલો હતો, તેને પણ તેના ગુજરાન જેટલો ગ્રાસ આપવામાં આવ્યો, અને બાકીનો સઘળો મુલક નાનાકુમાર નેતાને સુપરત કરવામાં આવ્યો.

દુહો—પેઓ પધારીએં પાણ. હુઈ રજા રામજી.
મજાણ કોઠે માણ. દિનેં નેનો હાથમેં.

ભાવાર્થ—જામ જેહો જ્યારે મરણપથારી પર પડ્યો, ત્યારે નેનાની ઉંમર નાની હોવાથી, તેણે પોતાના સઘળા સરદારોને તેડાવીને નેનો કુમાર તેમના હાથમાં સોંપ્યો.

આ રીતે પોતાના મુલકની સઘળી વ્યવસ્થા પોતાનાજ હાથે કરીને, જામ જેહો અથવા જેજેકાર સ્વર્ગવાસી થયો.

દુહો—ઉનાં બધાં જામ. જગી ચડ ચડાયા,
જેજેકારજે નામ. જોગી ઘણા જમાડેઆ.

ભાવાર્થ—જામ જેજેકારના પરોજણ વખતે જના આપીને મોટી મોટી દેગો ચડાવવામાં આવી અને ઘણા સાધુ સંતોને તૃપ્ત કરવામાં આવ્યા.

## (૩)

## જામ નેતા. (૧૩૯)

જામ જેનેકારના અવસાન પછી રાજ્યની લગામ જામ નેતાના હાથમાં આવી કેટલોક સમય રાજકાજ નિર્વિઘ્ને ચાલ્યા પછી, એક વખત વરસાદ તાણુ કરી ગયો આથી જામ નેતાએ પોતાની ગંજાવર આથો સહિત કોઈ લીલા મુલકમાં જવાનો વિચાર કર્યો.

લીંબાના રાજનો સઘળો કબજો જામ નેતાએ પોતાના વડીલ બંધુ જોખિયાને હવાલે કરી દીધો. અને પોતે પોતાના સઘળા રસાલા સાથે આગળ ચાલવા લાગ્યો

દુહો—સમા સભઇં નિંગિઆ, કુંઢીઉં સભ કાએ;
હિંમથ હલાએ, પેઆ બંધડી પધરેં.

ભાવાર્થ—સમા સરદારો પોતાની વાંકાં શીંગડાંવાળી ભેંસો અને ગાયોનાં ટોળાં સાથે બહાર નીકળી પડ્યા, અને હિંમતપૂર્વક બંધડીના પાદરમાં મેલાણુ કરી રહ્યા.

બંધડીની સીમમાં સમા વીરોની મોટી આથો છૂટથી ચરવા લાગી બંધડીમાં આ વખતે પવરોની સત્તા ચાલતી હતી સમા સરદારોની શક્તિથી પવર લોકો સારીપેઠે વાકેફ હતા તેમણે વિચાર્યું, કે આ સમાઓ જ્યાંત્યાં જાય છે, ત્યાં કંઇને કંઇ તોફાન મચાવ્યા વિના રહેતા નથી માટે એવા લોકોને દૂર રાખવા એજ સારૂં. એમ વિચારીને, તેમણે સમાઓને, ત્યાંથી તરત ચાલ્યા જવાનું કહેણુ મોકલાવ્યું

દુહો—દગાબાજ મિસરજા, આંઇ સમાં સભેઇ;
હલો હિંઆંઇં, ચેઓ પવરેં ચાંપસે.

ભાવાર્થ—પવર સરદારોએ ભારપૂર્વક કહ્યું, કે તમે મિસરના સમા બધા દગાબાજ છો. માટે તમે અહીંથી તરત ચાલતા થાઓ.

જામ નેતાએ પ્રત્યુત્તરમાં પવરોને કહેવડાવ્યું, કે અમે તો વટેમાર્ગુ છીએ. એક બે દિવસમાંજ અમો અમારા સઘળા રસાલા સાથે અહીંથી ચાલ્યા જવાના છીએ છતાં તમે જો નાહક ઝગડો

જગાવવા ચાહતા હશો, તો આપણે બધા વિના કારણ મુશ્કેલીમાં ઉતરી પડીશું પછી જેવી તમારી ઇચ્છા.

જામ નેતાના આ પ્રત્યુત્તરથી પવરોએ વિચાર્યું, કે સૂતો ઝગડો જગાવવામાં સાર નથી. આથી તેઓ થોડો વખત રાહ જોવા માટે શાન્ત રહી ગયા.

આ તરફ જામ નેતાએ પવરો પર વિજય મેળવવાને એક નવિન યુક્તિ ખોળી કાઢી. રાત પડતાંજ તેણે કેટલાક ચાલાક સંગારોને બંધડીમાં પહોંચી જઇને, ત્યાં આગ લગાવી દેવાની સૂચના આપી દીધી આ લોકો રાત્રિના અંધકારમાં ગુપ્ત રીતે ત્યાં પહોંચી ગયા, અને પવરોને ઘેર ઘેર આગ સળગાવી દીધી.

જામ નેતાની આ યુક્તિ સચોટ પાર ઉતરી. આખું બંધડી ભડકે બળવા લાગ્યું. આ કાર્યમાં પવન દેવે પણ સાથ આપવાથી, બંધડીમાં લાગેલી આગ પ્રતિપળે વધવા લાગી. શાન્ત રાત્રિમાં આખું ગામ ભડકીને જાગી ઉઠયું. કાળની જીહ્વા સમા આગના શોલા આકાશમાં પહોંચવા લાગ્યા. બાળબચ્ચાં રડારોળ કરવા લાગ્યાં. ચો તરફ 'ત્રાસ' 'ત્રાસ'ની ચીસો, જાણે આકાશને વીંધવા લાગી

સઘળા પવરો આ વખતે આગ બુઝાવવાના પ્રયત્નોમાં એકતાન થઇ રહ્યા હતા. આ ગરબડનો લાભ લઇને જામ નેતાએ હાંફલા ફાંફલા બનેલા પવરો પર રાત્રિના સમયે એકાએક છાપો માર્યો.

એક બાજુથી આગ, અને બીજી બાજુથી તલવારો અને બંદૂકોના ઝપાટાઓ વચ્ચે, પવરો ઘેરાઈ ગયા આવા કટોકટીના પ્રસંગમાં કેવીરીતે કાર્ય પાર ઉતારવું, તે કોઇને પણ સૂઝયું નહિ આ મુંઝવણનો લાભ લઇને, બહાદુર સંગારો અને શૂરવીર સમા સરદારોએ થોડાજ સમયમાં બંધડીનો કબજો પોતાને હસ્તક લઇ લીધો. પવરોની રણભૂમિ ઉપર સમા સરદારનો વાવટો ફરકી રહ્યો.

દુહો—સમે પવંગ પલાણીઆ, પારે અંત ન પાર,
મારે પવર-અપાર, નેજા ખોડ્યાં જામજા.

ભાવાર્થ—સમા સરદારે ઘોડાઓને તૈયાર કર્યા, અને પારવગરના પાયદળ લશ્કરને સાથે લઇને પવરોને મારી બંધડી પર પોતાનું નિશાન ખડું કર્યું.

જે પવરો આ લડાઇમાંથી મરતાં મરતાં બચ્યા હતા, તેમણે વિચાર્યું, કે હવે સમા લોકો સાથે બળ બાંધવાથી ફાવી શકાય તેમ નથી. આથી તે બધા નમનનાઇથી જામ નેતા પાસે આવ્યા, અને તેની સત્તાનો સ્વીકાર કરી, પોતાની વફાદારી જાહેર કરી.

દુહો—બાંઉં બધીને આવેઆ, પવર ભેરા થઇ,
સમેં સભેઇં, મોંઘા કરે રખેઆ.

ભાવાર્થ—સઘળા પવરો ભેગા થઇ હાથ જોડીને, જામ નેતા પાસે આવ્યા, અને જામ નેતાએ તેમને ઘણુ માન આપીને પોતાની પાસે રાખ્યા.

બંધડીનો કબજો પોતાના હાથમાં આવી જતાં, જામ નેતાએ પોતાના ભાઇ જોણિયાને કહેવડાવ્યું, કે હવે ત્યાંનો સઘળો મુલક અમે તમોનેજ સોંપીએ છીએ અને અમારો હક્ક તેના પરથી ઉઠાવી લઇએ છીએ.

તે દિવસથી બંધડીનુ નામ જામ નેતાએ પોતાના નામ પરથી નૅાત રાખ્યુ.

દુહો—બંધ ઉથાપ્યાં બેલીએં, નાં ઠેરાયા નૅાત,
પાંભડીઉંને પોત, ઘણાં પેરાયાં પાતરેં.

ભાવાર્થ—એ બહાદુર વીરોએ બંધડીનું નામ ફેરવીને નોત નામ રાખ્યું. અને સુપાન યાચકોને ઘણા પોશાક અને પહેરામણીઓ આપ્યા.

દુહો—નાલો નૅાત કરે, સારે સંભારે,
વિઠો રાજ કરે, નેતો જેજેકારજો.

ભાવાર્થ—જામ જેજેકારનો કુમાર જામ નેતો બંધડીનુ નામ નોત રાખીને, ઘણીજ સભાગપૂર્વક ત્યા રાજ્ય ચલાવી રહેલ છે.

દુહો—નેતે ઘર નૅાતીયાર, સમું સૂરજ જેહડો;
મિણી મંગણહાર, ડિન્યું વંધાઇયું ઉહણે.

ભાવાર્થ—જામ નેતાને ત્યા સૂર્ય સમાન કાન્તિવાળા કુમાર નોતીયારનો જન્મ થયો. યાચકગણોએ એની વધામણીઓ આખા દેશમા પહોચાડી દીધી.

આમ જામ નેતાએ, નોત નગર પર અત્યંત કૌશલ્યપૂર્વક પોતાની રાજ્યસત્તા સ્થાપી દીધી અને પોતાનું અવશેષ જીવન તેણે અત્યંત શાન્તિપૂર્વક પસાર કર્યું

---

## (૪)
## જામ નોતીયાર (૧૪૦)
અને
## ઉઢાર ભડ (૧૪૧).

દુહો—નરપતજો થયો સામપત, તેંજો જેજેકાર;
જેજેકાર નેતો થીઓ, નેતેજો નોતીયાર.

ભાવાર્થ—જામ નરપતનો કુમાર સામપત થયો, અને તેનો જેજેકાર થયો. આ જેજેકારનો કુંવર નેતો, અને નેતાનો જામ નોતીયાર થયો.

દુહો—હી નેતાણી જામ, જે અચીને જાચેઓ;
તેં કે ગંજા ગામ, પધર ઘણા પસા કેઆ.

ભાવાર્થ—જામ નેતાના કુમાર નોતીયાર જામ પાસે જે કોઇ આવીને યાચના કરતો, તેને તે ગામ ગ્રાસ વગેરે આપીને સંતોષતો હતો.

દુહો—નોતીયારજો ઉઢાર ભડ, જાયો આદીત વાર,
પીંગે મિંજ પધરા, લખણ જેંજા ચાર.

ભાવાર્થ—જામ નોતીયારને ત્યાં આદીતવારના દિવસે કુમાર ઉઢાર ભડનો જન્મ થયો. તેનાં ચાર લક્ષણ પારણામાંજ પાધરાં જણાતાં હતાં.

દુહો—લમીં બાંઈયેં જનમે, અણભંગ થીએ અટાર,
ત્યો સૂરો સીંયજીં, વરી થીએ ડાતાર.

ભાવાર્થ—લાંબી ભુજાઓથી જે બાળક જન્મે, અર્થાત્ જે આજાનબાહુ હોય, તે યુદ્ધમાં અજીત, સિંહસમાન શરીર, અને મહાન દાતાર થાય.

જામ નોતીયારનો કુમાર ઉઢાર ભડ ચંદ્રની વધતી કળા પેઠે, દિવસાનુદિવસ વધતો જતો હતો. તે અઠ્ઠાવીસ વર્ષનો થયો, ત્યાંસુધી કંઇ ખાસ જાણવા જોગ બનાવ બન્યો ન હતો.

દુહો—અઠાઈ વરેં ઉઢાર ભડ, ભારી થ્યો મેમંત,
તેં ઘર ઉઢો જનમેઓ, સતાઈયો સામંત.

ભાવાર્થ—અઠ્ઠાવીસ વર્ષની વયે ઉઢાર ભડ એક મહાન યોદ્ધા જેવો

જણાવા લાગ્યો, અને તેને ત્યાં એક બહાદુર સામંત સમાન ઉઢા કુમારનો જન્મ થયો.

આ પ્રતાપી રાજકુમાર ઉઢાની ઉંમર જ્યારે સોળ વર્ષની થઇ, ત્યારે એક મોટો દુકાળ પડ્યો. તેના પરિણામે આખા નોત પ્રગણાની સીમમાં ઘાસનું એક તણુખલુંએ રહેવા પામ્યું નહિં. આ લોકો ગાયો ભેંસોની જંગી આથોના માલીક હોવાથી, તેમને ઘાસ ચારાની તંગી અત્યંત મુંઝવવા લાગી આથી એક દિવસ તમામ સંગાર અને સમા વીરો ભેળા થઇને જામ નોતીયાર પાસે આવીને કહેવા લાગ્યા:—

દુહો—કકાર જોરેં ઉકે, ત ભેરા થેઆ ભાર,
નૉતીયાર કો ન્યાર, જીઅણુ ઓભા આથજો.

ભાવાર્થ—ભયંકર દુષ્કાળ જ્યારે મુલકને ભાગવા લાગ્યો, ત્યારે સઘળા ભાઇઓ ભેળા થઇને જામ નોતીયાર પાસે આવ્યા, અને કહેવા લાગ્યા કે નોતીયાર જામ, હવે તો આપણી આથનો બચાવ થાય, એવો કોઈ ઉપાય શોધો તો સારૂં.

જામ નોતીયારે વિચાર્યું, કે આવા ભયંકર દુષ્કાળના સમયે પશુ-ધનનો નિભાવ થઇ શકવો મુશ્કેલ છે. આથી સઘળા સમા સરદારો અને સંગારો પોતપોતાની આથોને સાથે લઇને નોત પ્રગણામાંથી બહાર નીકળી પડ્યા.

દુહો—સમા કરે સાંભાર, હલેઆ ઝટ હેથાર,
અલવાડાજી વાટ, સમા સભઇ નિંગેઆ.

ભાવાર્થ—સમા વીરો સઘળા ભેળા થઇને અલવાડાની વાટ તરફ ધસારાબંધ ચાલવા લાગ્યા.

દુહો—ઢોલ ધ્રસૂકે વાંકમેં, મધ પીએં મેહમંત,
સમા વીર સામંત, આથેંસે ઉપડ્યા અચેં.

ભાવાર્થ—આ લોકો જ્યાં મેનાણ કરે છે, ત્યાં ઢોલો ધ્રૂસકે છે, અને શરાબ પણ ચાલે છે, આમ સમા સરદારો પોતાની આથો સહિત પધારી આવે છે.

આમ ચાલતાં ચાલતાં, તેઓ અલવાડાની સીમમાં આવી પહોંચ્યા. અહીંની લીલી કુંજાર જમીન, અને ઘાસચારાની વિપુલતા જોઇને, તેમને ત્યાંજ મેલાણ કરવાની ઇચ્છા થઇ. આથી જામ નોતીયારે સઘળાને ત્યાંજ પડાવ નાખવાનો હુકમ કરી દીધો.

અલવાડામાં આ વખતે ભુંગળ સુમરો અમલ ચલાવતો હતો. આ સુમરા લોકો પણ મહાબળીયા હતા. પારકી આથો પોતાના પ્રદેશમાં ફાવે તેમ ચર્યા કરે, અને તેઓ શાન્ત બનીને જોયા કરે, એવા નિર્બળ ન હતા. આથી તેઓ સમા લોકોને પોતાની સીમ માંથી હાંકી કહાડવાનો વિચાર ચલાવવા લાગ્યા

દુહો—અલવાડેમેં આવેઆ, પેઆ પધ્ધર કે બાર,
સુમરેં કઇ પચાર, સમેં વાંઢું આવયું.

ભાવાર્થ—સમાઓ અલવાડે આવ્યા, અને બહાર મેદાનમાં છાવણી નાખી. આ જોઇને સુમરાઓ મસલત કરવા લાગ્યા, કે સમાઓની વાંઢ આવેલી છે તેનું શું કરવું ?

દુહો—સભઈ સુમરા આવેઆ, ચઢીં કેઆં ચોંવટ,
વિંઞીં ચરો બઇ વટ, કાં ઝગડો થીંધો જોરસેં.

ભાવાર્થ—સઘળા સુમરા ભેગા થઇને સમાઓ પાસે આવ્યા, અને કહેવા લાગ્યા, કે તમે તમારી આથો બીજે કયાં જઇને ચારો નહિ તો આપણી વચ્ચે મોટો ઝગડો થશે

સુમરા સરદારને પ્રત્યુત્તર આપતાં જામ નોતીયાર બોલ્યાઃ—

દુહો—સમા મિસર શામજા, અણભંગ અમીં અટાર;
અચું પધરકે બાર, મર રાવત રાઢો કરીં.

ભાવાર્થ—અમે મિસરશામના સમા રાજપૂતો એમ નમી દઇએ તેવા નથી અમે તો બહાર મેદાનમાંજ પડેલા છીએ ભલે આપણા યોદ્ધાઓ રણસંગ્રામ ખેલવા માંડે.

નોતીયાર જામનો આવો જોરાવરી ભર્યો જવાબ સાંભળીને, સુમરાઓ ક્રોધાયમાન બની ગયા, તેઓ તેજ વખતે ત્યાંથી ઉઠીને

ચાલતા થયા. બંને પક્ષની ફોજો ઝટ તૈયાર થઈ ગઈ. સુમરા લોકો પોતાના બળવાન સરદારો એકઠા કરીને, સમાની વાંઢપર ચડી આવ્યા.

દુહો—સભઈં ચડયા સુમરા, મતારા મેહમંત;
અચી ઘેતા ઉત, જિત સમેજયું વાંઢીઉં.

ભાવાર્થ—માતેલા મેહમંત જેવા સુમરાઓ સઘળા ચડ્યા, અને જ્યાં સમાઓની વાંઢો પડી હતી ત્યાં આવી પહોંચ્યા.

દુહો—સમા સભઈ ઉપડયા, અંબર લગી ખેં;
મારીંધા ઊ કે, જિત ભીયાણીં ભુંગર વસે.

ભાવાર્થ—સમા પણ સઘળા ઉપડી ચૂકયા, અને તેમની ઘેખાર આકાશમાં લાગવા માંડી. બીયાંણીં ભુંગળ સુમરાનો દેશ એ જરૂર લઈલેશે.

દુહો—પછરેઆ પરભાતમેં, હલી ઉનઈં હંધ;
સમે સારે સંધ, હઈયું તરારૂં તકડીયું.

ભાવાર્થ—સમાઓ સવારમાં લડાઈના મેદાનમાં પ્રસરી ગયા. અને તેઓ તક જોઈને, ત્વરિત ગતિએ તરવારો ચલાવવા લાગ્યા.

લડાઇ ખૂનખાર ચાલવા લાગી. સમા અને સુમરા બંને બળવાન હોવાથી કોઇ કોઇને મચક આપે એમ ન હતું. આ લડાઈ બરાબર સાડાત્રણ પ્રહર લગી એક સરખી ચાલી.

દુહો—તેરેં સૌ ને ત્રે જણા, સુમરા તર રેઆ;
ભુંગર ભાવર ઝૂંઝેઆ, પાણુ પ્રાણુ છડેઆ.

ભાવાર્થ—આ યુદ્ધમાં તેરસેં અને ત્રણ માણસો સુમરાના કામ આવી ગયા, અને તેમા ભુંગળ સુમરો પોતે પોતાના ભાયાતો સહિત ઝૂંઝીને આખરે યુદ્ધના મયદાનમા પડ્યો.

દુહો—સત વીયું ને સત સૌ, સમા પણ મરન;
નોતીયાર ને ઉદાર ભડ, સે પણ કમ અચન.

ભાવાર્થ—સાતસેં અને સાત વીસું સમા પણ રણના મેદાનમાં પડ્યા. અને તેમા નોતીયાર જામ પોતે અને કુમાર ઉદાર ભડ પણ કામ આવી ગયા.

આમ આ મહાન યુદ્ધમાં બંને પક્ષના મોટા મોટા સરદારો કામ આવી ગયા. સુમરાઓના લશ્કરમાં કોઇ વડો નહિ રહેવાથી, તેમનો જુસ્સો મંદ પડતો જતો હતો જ્યારે સમા વીરોના પક્ષમાં ઉદાર ભડનો કુમાર જામ ઉઢા પોતે, પોતાના સૈન્ય સાથે અત્યંત બહાદુરીથી લડતો હોવાથી, સમાઓ અને સંગારોનો ઉત્સાહ વધતો જતો હતો સામા પક્ષમાં ભુંગળ સુમરો પડતાંજ નાસભાગ થવા લાગી હતી નાસતા સુમરાઓની સમાઓ અને સંગારોએ પુઠપકડી અને જે જે હાથમાં આવ્યા, તેમને કત્લ કરી નાખ્યા.

આમ જામ ઉઢાનો વિજય પોકારતા, સઘળા સમા અને સંગાર સુવાનો સુમરાની રાજધાનીમાં દાખલ થઇ ગયા. અને ત્યાં પોતાનો વિજયવાવટો ફરકાવી દીધો જે સુમરાઓ બાકી રહ્યા હતા, તે પણ મોઢામાં તરણા સાથે જામ ઉઢા પાસે આવ્યા અને તેની સત્તાનો સ્વીકાર કર્યો.

દુહો—બાંઉં બધીને આવેઆ, સુણ તું ઉઢા જામ;
તોં મારે કેઆ મુકામ, રાજ પરતો તુંહીં કે.

ભાવાર્થ—સુમરાઓ હાથ બાંધીને ઉઢા પાસે આવ્યા, અને બોલ્યા, કે હે ઉઢા જામ! તેં અમારી કત્લ ચલાવીને આખા શહેરને સ્મશાનવત્ બનાવી દીધું. હવે આ રાજ્ય તારૂંજ છે.

આ રીતે ભુંગળ સુમરાનો પરાજય કરીને, જામ ઉઢાએ પોતાના બાહુબળથી અલવાડા સર કર્યું. જામ ઉઢાના વીરત્વની પ્રશંસા દેશ-વિદેશમાં ફેલાવા લાગી અલવાડાના સમાવીરોની આણ નિષ્કંટકપણે વર્તી રહી



# પ્રકરણ ૧૦ મું

## જામ ઉઢા (૧૪૨)
અથવા
## શિઆણકોટ પર ચઢાઇ.

### (૧)
### શિઆણકોટનો કબજો.

દુહો—ઉઢો જામ ઉઢારજો, થયો અણભંગ અટાર,
પાથરીએં પુછાજે, સમેંજો સરદાર.

ભાવાર્થ—ઉઢાર ભડનો કુંવર જામ ઉઢો મહા પરાક્રમી થયો. એ પંચમાં પૂછાય, એવો તીવ્ર બુદ્ધિશાળી હતો.

જામ ઉઢાએ પોતાની કાર્યકુશળતાથી ચારે બાજુના પ્રદેશમાં પોતાની આણ વર્તાવી દીધી. પાડોશના સઘળા જાગીરદારોએ પણ જામ ઉઢાની સત્તાનો સ્વીકાર કર્યો. આમ સર્વત્ર શાન્તિનું સ્થાપન કરીને, જામ ઉઢાએ પોતાના પિતા ઉઢાર ભડ અને દાદા નોતીયારજીનાં પરોજણ ઘણીજ ઉદારતા અને ધામધૂમથી કર્યાં. એ વખતે તેણે ભાટ–ચારણ આદિ માગણ વર્ગને પણ દાન–માનની નવાજેશથી ખૂબ સંતોષ્યા. જામ ઉઢાના ઔદાર્યની ખ્યાતિ અનંતગણી પ્રકાશી ઊઠી. માગણ વર્ગ તેની દાતારીની પ્રશંસા કરવા લાગ્યો

દુહો—નોતીયાર ને ઉઢાર ભડ, તેં મલાયા સુછાર!
મિણી મંગણહાર, કધયું કીરતીઉં કોડસેં.

ભાવાર્થ—હે મૃછાળા જામ ઉઢા, તેં તારા પૂર્વજોનાં નામ ખૂબ દીપાવ્યાં. એમ ભાટ ચારણો હોંસથી તેની કીર્તિ ગાવા લાગ્યા.

અલવાડાનું રાજ્ય–શકટ જામ ઉઢાની સત્તાતળે શાન્તિપૂર્વક ચાલી રહ્યું હતું. એક દિવસ વાત પરથી વાત નીકળતાં કોઇ ચારણે પોતાની જાતિની આદત મુજબ જામ ઉઢાને મ્હેણું માર્યું, કે આ

રાજ્ય તો તમોને તમારા બાપદાદાઓએ કમાવી દીધું છે, તે ભોગવો છો પણ જો તમે તમારા પોતાના બાહુબળથી રાજ્ય-સત્તાનું સ્થાપન કરો, તોજ સાચા બહાદૂર ગણાઓ.

જામ ઉઢાએ ગર્વથી કહ્યું, કે એવું કયું બળવાન રાજ્ય છે, જે હું ન જીતી શકુ ?

ચારણે કહ્યુ, "શિઆણ કોટ"

ચારણના વચનોથી ઉશ્કેરાઇ જઇને જામ ઉઢાએ તરતજ સમા અને સંગાર વીરોને એકઠા કરવા માંડયા.

દુહો—જામ ઉઢ પુછીઆ, ભેગ કરે ભાર,
ગઢ સેઆણ જ પાલટીઉં, ત પાણ સમા સરદાર.

ભાવાર્થ—જામ ઉઢાએ પોતાના ભાયાતોને ભેળા કરીને કહ્યુ , કે જો આપણે શિઆણકોટની ગન્ર્ચસત્તા પલટાવીને, ત્યા આપણી સત્તા સ્થાપીએ, તોજ આપણે સમા સરદારો ખરા

બહાદુર સગારો અને સમાવીરોએ જામ ઉઢાના આ પડકારને ઝીલી લીધો સૌએ શિઆણ કોટ કબજે કરવાનો નિશ્ચય કરી લીધો શિઆણકોટ આ સમયે મોગલોના તાબામા હતુ. મોગલો બળવાન હતા પણ સમાવીરો તેથી ડરી જાય તેવા નહતા. તેમણે તરતજ પોતાની તૈયારીઓ કરી લીધી. અલવાડાનો કબજો પોતાના ભંડીઆ તરીકે પાછો સુમરાઓને સોંપી, તેમની સાથે જમાબંધીનો મજબુત ઠરાવ કરી લીધો. અને જામ ઉઢો, પોતાની મોટી આથો અને સઘળા રસાલા સાથે શિઆણકોટ તરફ ચાલી નીકળ્યો.

દુહો—વાવ ડિનાં સૂમરે, સાંગે સંભારે;
જુઆણ જંગી નિંગેઆ, સેઆણ ડીયાં સારે.

ભાવાર્થ—અલવાડાનુ રાજ્ય મ ભાગપૂર્વક સુમરાઓને સોપીને, સમા સરદારો શિઆણકોટ તરફ ચાલવા લાગ્યા

દુહો—ઢોલ-નગારા-નોબતું, સોણાઇયું વજન;
સમા સભેઇ નિંગેઆ, કર પાણી પૂર અચન.

ભાવાર્થ—ઢોલ, નગારા, નોબતો અને સરણાઇના સરોદ સાથે સમાવીરો પાણીના પૂરની પેરે ચ લવા લાગ્યા

સમા-સૈન્ય કેટલાક દિવસે શિઆણુકોટની પાસે આવી પહોં-ચ્યું. અહીં રણ-તળાવડી નામક એક નાની તળાવડીને કાંઠે તેમણે પોતાના તંબુ ખડા કરી દીધા. જામ ઉઢો પોતાના સરદારોની પ્રશંસા કરતો, તેમને ઉત્તેજિત કરવા લાગ્યો.

દુહો—રણ-તરાઈ રણઝણે, રણ-ખેલાડી ફોજ;
સામંત સત ઓલજા, છા મુંગલ છા બરોચ?

ભાવાર્થ—આ રણખેલાડી સમાવીરોની ફોજથી રણ-તળાવડી ગર્જી ઊઠી છે. હે સરદારો, તમે સત ઝાલજો. મોગલ હોય તો શું? અને બલોચ હોય તોએ શું?

સમા વીરો કોઇ યોગ્ય પ્રસંગની રાહ જોતા, શિઆણુકોટની પાદરે પોતાની મોટી આથો સહિત પડેલા હતા. આ વખતે એમ-ની પાસે પશુ-ધન પુષ્કળ હોવાથી, પાંચ-સાત દિવસમાંજ ઘૃતનો મોટો જથ્થો જમા થઇ ગયો. આથી એકઠું થએલું ઘૃત વેચી ના-ખવાને, અને શિઆણુકોટની રાજ્ય-વ્યવસ્થાની બાતમી મેળવવાને જામ ઉઢાએ પોતાના થોડા માણસોને શહેરમાં મોકલ્યા. એ વખતે શિઆણુકોટમાં ઘૃતના વેચાણ પર જકાત લેવાનું ધોરણ હોવાથી, આ લોકો પાસેથી પણ રિવાજ પ્રમાણે જકાત વસુલ કરવામાં આવી.

જ્યારે આ વાતની જામ ઉઢાને જાણ થઈ, ત્યારે તેણે શિઆ-ણના સરદારને કહેવડાવ્યું, કે અમે સમા-લોકો કદી પણ કોઇને જકાત આપતા નથી. માટે અમારા ઘૃતના વેચાણપરથી જકાત નીકળી જવી જોઇએ.

જામ ઉઢાના આ સમાચાર સાંભળીને, શિઆણ-પતિ મોગલ સરદાર વિચારમાં પડયો. સમા લોકોના શૌર્યથી તે સંપૂર્ણ વાકેફ હતો આથી તેમને માઠું ન લગાડવાના ઉદ્દેશથી તેણે ઉઢા જામના વચનનું માન રાખ્યું, અને એમની વાંઢના ઘી પરની જકાત કહાડી નાખી.

સમા લોકોની આથો ઘણી મોટી હતી. આથી રોજ તેમનું જથ્થાબંધ ઘી શિઆણમાં જવા લાગ્યું. આ કારણને લીધે શિઆ-ણમાં આવતું બીજી વાંઢોનું ઘી, આવતું બંધ પડયું. અને આ લોકો તો ઘી પરનો કર આપતા ન હોવાથી, દાણની પેદાશમાં મોટો ખાડો

પડવા લાગ્યો. વળી સમા લોકો તરતમાં ત્યાંથી ખસે તેમ પણ હતું નહિ. આથી શિઆણના સરદારે ફરી પાછું જામની વાંઢના ધૃત પર જકાતનું ધોરણ કરી દીધું. આ હુકમનો બીજેજ દિવસે અમલ કરવામાં આવ્યો. અને તે દિવસે જામ ઉઢાના માણસોને વળી પાછી જકાત આપવી પડી. આથી એ લોકોએ જામ ઉઢા પાસે આવીને ભર કચેરીમાં પોતાની ફરિયાદ રજુ કરીઃ—

દુહો—અજ શિઆણજે કોટમેં ડાણી ડાણ વઠન,
માલક વગે મનમેં, ત મુગલ મારે ગિન.

ભાવાર્થ—આજે શિઆણકોટમા દાણીએ પાછું અમારી પાસેથી ધૃતનું દાણ લીધું છે. માટે હે ઉઢા જામ! જો તારા મનમાં રામ આવે, તો એ મોગલોને મારી લે.

દુહો—કઢે કચારી વિચમેં, મૂરે ઈ શુકન,
જિકીં એસી બોલિઆ, ઈજ અમાંજે મન.

ભાવાર્થ—કચેરીની વચમાં શરીર ઉઢા જામે એવા વચનો ઉચ્ચાર્યાં, કે આ લોકો જે વાત કરે છે, તેજ વાત મારા મનમા પણ છે

જામ ઉઢાના આ નિશ્ચયને સઘળા સંગારો અને સમાઓએ અનુમોદન આપ્યું. તપાસ કરતા જણાયું કે શિઆણકોટના મોગલ સરદારો, પોતાનો સઘળો સમય એશઆરામમાંજ પસાર કરે છે. સવારમાં સવા પ્રહર દિવસ ચઢતાં સુધી તો તેઓ ઘરમાંથી બહાર પણ નીકળતા નથી આ જાણી જામ ઉઢાએ પોતાના યોદ્ધાઓને બીજેજ દિવસે વહેલી પ્રભાતે તૈયાર થઈ જવાનો હુકમ આપી દીધો.

આ સમાચાર સાભળીને રણશૂરા સમા અને સંગાર વીરો અત્યંત ખુશી થયા. ઘણા દિવસની ઉમેદ આજે પરિપૂર્ણ થતી હોવાથી, તેમનો આનંદ માનો ન હતો આ કારણથી બીજે દિવસે મધ્યરાત્રિથીજ જામઉઢાના લશ્કરમા તૈયારીઓ ચાલવા માંડી. તેઓ સઘળા સશસ્ત્ર થઇને શિઆણકોટના ચારે દરવાજા બહાર, ચાર ભાગે વહેંચાઈ ગયા. અને દરવાજા ખુલવાની રાહ જોતા ઉભા રહ્યા દરવાજા ખુલતાંજ તેઓ ચારે બાજુએથી શિઆણમાં દાખલ થઈ ગયા. અને શેરીએ શેરીએ કતલ ચલાવવા લાગ્યા. આરામ-પ્રિય મોગલોને

જામ ઉઢાના શૂરવીર સરદારોએ ચૂંટી ચૂંટીને સંહારી નાખ્યા. બે ચાર ઘડી દિવસ ચઢતાં સુધીમાં તો તેમણે આનંદ-વૈભવમાં ગાફલ બની ગએલા ગમાર મોગલોનો ઘાણ કહાડી નાખ્યો. ઉઢા જામે પોતાનો વિજય-ધ્વજ શિઆણના કિલ્લા પર ફરકાવી દીધો.

દુહો—પ્રૌ ફુટી પરભાત થઇ, તકડી હલઇ તરાર,
મુગલ વડા વિકરાક, સમેં સભ સંધારીઆ.

ભાવાર્થ—મોટી પ્રભાતમાંજ શિઆણકોટમાં જામની તલવારો ઝપાટા-બંધ ચાલવા લાગી. મહા વિકરાળ મોગલોને સમા સરદારે સંહારી નાખ્યા.

દુહો—કુટે મુગલ કઢેઆ, સારે સંભારે;
સમેં જે સરદારકે, કોન્નં સગે વારે.

ભાવાર્થ—જામ ઉઢાએ મોગલોને ખોળીખોળીને કહાડી મૂકયા. એ સમા સરદારને કોઇ પણ વાળી શકે તેમ નથી.

આમ શિઆણકોટનો કબજો જામ ઉઢાના હાથમાં આવતાં, તે પ્રગણાના ખંડીઆ સરદારો પણ સઘળા તેની આણ તળે આવી ગયા. જામ ઉઢો પોતાના બાહુબળ વડે આખા શિઆણકોટનો માલીક બની બેઠો.

દુહો—અચી ઉઢે ભોડ્ઇ, સર મથે સેઆણ;
પાતસાએં પધરી, ઍડ્રી સમેજી આણ.

ભાવાર્થ—જામ ઉઢાએ શિઆણકોટ પર પોતાની સત્તા કાયમ કરી. એની આણ પાદશાહો વચ્ચે પણ પ્રખ્યાતિને પામી ગઈ.

એક દિવસ જામ ઉઢાને પોતાના પૂર્વજોની કીર્તિ-કથા સાંભ-ળવાની ઈચ્છા થતાં, તેણે પોતાના વડીલોની સાથે આવેલા માણ અને સામૂરના વારસદારોને તેડાવી લીધા. અને અત્યંત ઉત્સાહથી તેણે તેમની પાસેથી પોતાના પૂર્વજોની કીર્તિ શ્રવણ કરી.

દુહો—માણ અને સામૂરજા, વારસ જિત હુઆ;
સમેં તંકે સુંઆંણીં, કોડ કરે કોઠયા.

ભાવાર્થ—માણ અને સામરના વારસદારો જ્યાં હતા, ત્યાંથી ઉઢા જામે તેમને ઘણા કોડથી બોલાવી લીધા.

દુહો—પાટ-પટુભગ પવર, દિનાં મગણહાર;
ભલે અગાવટ આવેઆ, પરીયા પખણહાર.

ભાવાર્થ—ઉગા જામે માણુ અને સામરના વચનોને પહેરામણીઓ અને જાગીર દાનમા આપ્યા અને કહ્યુ, કે અમારા પૂર્વજોની કીર્તિ ગાનારા તમે અમારી પાસે ભલે આવ્યા

આ વખતે માણુ મેરૈયાના વશમા મીર વાઘાઉ હતો, તે બોલ્યો —

દુહો—નોતીયાર જો ઉદ્ધાર ભયો, તેજો ઉઢો જામ;
અજ નવલખી સિધમે. મલે મિમગ શામ.

ભાનાર્થ—જામ નોતીયારનો ઉદ્ધાર ભર થયો અને તેનો જામ ઉગા થયો તેથી આજે નવલખી સિધની અદર મિમગશામનુ નામ દીપી ઊઠ્યુ છે

દુહો—અગે નરપત ડૅાલ, માણ અને સામૂરમેં,
અજ ઉઢેજો બોલ, આય મીર વાઘાઉમે.

ભાવાર્થ—પ્રથમ જામ નરપતે માણુ અને સામરને જે બોલ આપ્યો હતો, તે બોલ આજે જામ ઉગાનો મીર વાઘાઉ માથે છે

આમ સર્વ કોઇને સતોષીને ઉઢો જામ રિઆણકોટમા શાન્તિ પૂર્વક રાજ્ય અમલ ચલાવી રહ્યો હતો થોડા સમય પછી જામ ઉઢાને ત્યા એક કુમારનો જન્મ થયો

દુહો—ઉઢ રાઉ જનમેઓ, અમે ઘર સુધીર;
ચાંનત કરે ચાડેઓ, ભલો પરીયે નીર.

ભાવાર્થ—જામ ઉગાને ત્યા રાઉકુમારનો જન્મ થયો તેણે પોતાના પૂર્વજોનુ નામ ખૂબ દીપાવ્યુ

રાઉકુમાર ઉમરમા આવતા જામ ઉઢાએ થર પ્રદેશના નોટા ગામના રામસગ સોઢાને ત્યા તેના યોગ્ય વિધિએ લગ્ન કર્યા.

દુહો—સોઢે રામસગ કુવરી, ઉઢે ઘર રાઉ જામ;
હૂ થર-નોટે ગામ હી રણી મેઆણજો.

ભાનાર્થ—સોઢા રામસગની કુવરી અને ઉગા જામના કુમાર રાઉ જામના લગ્ન થયા એક થરના નોટા ગામનો અને બીજો રિઆણનો ધણી છે

## ( ૨ )
## પાદશાહની ચડાઇ.

આ બનાવ પછી થોડા સમયમાં એક નવીન ઘટના ઘટી. પ્રથમ શિઆણકોટ પર સોર સીપીઆની સત્તા હતી, એ વાત વાચકના લક્ષ બહાર નહિ હોય. સોર શ્રીપીઆની પાસેથી પુનરાજી ભાદ્રામ તથા આજી ભટ્ટુઆએ શિઆણનો કબજો લઈ લીધો હતો. ત્યારપછી આજી ભટ્ટુઆએ શિઆણ કાબુલના પાદશાહને નજરે કરેલી હોવાથી, તેણે શિઆણકોટમાં પોતા તરફથી મોગલોનું થાણું બેસાડેલું હતું. એ વખતે મોગલોના હાથ નીચે સોર સીપીઆના વંશનો એક ભાદલો સીપીઓ શિઆણનું કારભારૂં ચલાવી રહ્યો હતો. ત્યાર પછી શિઆણનો કબજો ઉઢા જામના હાથમાં આવતાં પણ આ ભાદલો સીપીઓ શિઆણના કારભારી તરીકે કાયમ રહ્યો હતો. એક વખતે આ ભાદલા સીપીઆનો કંઇક વાંક થતાં જામ ઉઢાએ તેને કારભારી પદ પરથી મુક્ત કર્યો. અને તેના સ્થાને એક અન્ય શખ્સની નિમણૂક કરી. આમ થતાં ભાદલા સીપીઆના હાથમાંથી શિઆણની સઘળી હકુમત ચાલી ગઈ. આ બનાવથી ભાદલો સીપીઓ ઉશ્કેરાઇ ગયો. આ માણસ મહા ખટપટી અને કાવત્રાબાજ હોવાથી તેણે એક નવોજ રસ્તો અજમાવવાનો વિચાર કર્યો. શિઆણના પૂર્વ ઇતિહાસથી તે સંપૂર્ણ વાકેફ હોવાથી, તેણે કાબુલના પાદશાહ પાસે જઇને, જામ ઉઢાની વિરૂદ્ધમા તેને ધાં દીધી.

દુહો—અજ સજી સેઆણ કે, ઉંઢો તો વારે,
મુગલ સભ મારે, આણ ફિરાયેં પિંહજી.

ભાવાર્થ—આજે શિઆણનો સઘળો મુલક જામ ઉઢાએ વાળી લીધો છે. સઘળા મોગલોનો નાશ કરીને તેણે શિઆણમા પોતાની આણ ફેરવી દીધી છે.

આ વાત સાંભળીને, પાદશાહના ક્રોધનો પાર રહ્યો નહિ. શિઆણમાથી તેનું થાણું ઉઠાડીને પોતાની સત્તા જમાવનાર જામ ઉઢાનો વધ ઉતારવાની તેને તાલાવેલી લાગી તેણે તરતજ લશ્કર એકઠું કરવાની તૈયારીઓ ચલાવવા માંડી.

દુહો—ફોજુ ફ્રૅગશ કરીં, ચડઈ સુરતાણી વાર,
મારે હેમર હાથીઆ, કઢાં સેઆણાં બાર.

ભાવાર્થ—મુનતાનનું લશ્કર ચડ્યું. શાહી નિશાનો ફરફરાટ કરવા લાગ્યાં પાદશાહે કહ્યું, હવે જામ ઉઢાને શિઆણામાંથી બહાર કાઢું તોજ હું ખરો.

કાબુલનો પાદશાહ પોતાના અગણિત દળ સાથે જામ ઉઢાના શિઆણકોટ પર ચડાઇ કરવાને નીકળી પડ્યો ફોજમાં સૌથી આગળ ચાલતા રણડંકાના ગગન ગજવતા નાદ સાથે, તે મજલ દર મજલ કરતો, કુચ કદમ ચાલ્યો આવતો હતો. રસ્તામાં આવતાં ગામોને લૂંટતો, અને બાળતો તે શિઆણકોટની નજદીકમાં આવી પહોંચ્યો. જ્યારે શિઆણકોટ માત્ર સાત ગાઉ દૂર રહ્યું, ત્યારે પાદશાહી લશ્કરે ત્યાં પોતાની છાવણી નાખી.

દુહો—સભઈ ચડ્યો સુરતાણ, પેઓ મેઆણાં બાર,
લખેં ઘોડે ઘેરેઓ, પારેં અંત ન પાર.

ભાવાર્થ—લાખો ઘોડા અને પાર વગરના પાયદળ સાથે પાદશાહ ચડ્યો, અને શિઆણકોટની બહાર આવીને પડ્યો

જ્યારે જામ ઉઢાએ જાણ્યું, કે આ શાહી લશ્કરને લાવનાર ભાદલો સીપીઓ પોતેજ છે, ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે સઘળા સમા અને સગાર વીરોને એકઠા કર્યા, અને હવે શું કરવું, તેની સલાહ માગી. આ લોકોને હાલમાં કાઇ યુદ્ધનો પ્રસંગ પ્રાપ્ત થએલો ન હોવાથી, તેઓ યુદ્ધને માટે તલસી રહ્યા હતા. લડાઇનું નામ સાંભળીને તેમની છાતી ગજગજ ઉછળવા લાગી સૌએ મળીને નિશ્ચય કર્યો, કે શાહી લશ્કરની વિશાળતાથી ડરી જઇને નાસી જવું નહિ, પરંતુ તેનો બહાદૂરીથી સામનો કરી બતાવી દેવું, કે સમા વીરો સામે રણમાં ઉભવુ એ કાંઇ બાળકના ખેલ નથી. આવો નિશ્ચય બહાર પડતા શિઆણકોટમાં ઘેર ઘેર યુદ્ધની તૈયારી થવા લાગી પાડોશના સરદારો પણ પોતપોતાની ટુકડીઓ સહિત આવી પહોંચ્યા આમ પંદરહજારનુ લશ્કર એકદમ ખડે પગે તૈયાર થઇ ગયુ. અને કૂચનો હુકમ મળવાની રાહ જોવા લાગ્યુ.

પાદશાહી લશ્કરની સંખ્યા અતિ જબરી હોવાથી, જામ ઉઢાએ વિચાર્યું, કે કદાચ આ લડાઇ ઉલટું સ્વરૂપ પકડે, તો તે માટે પ્રથમથીજ કંઇક ગોઠવણ કરી રાખી હોય, તો પાછળનાઓનો રસ્તો પણ સાફ થઇ જાય. એમ વિચારી, તેણે પોતાના કુમાર રાઉને જામની પાઘડી બંધાવી, શિઆણકોટની રાજ્યગાદી પર અભિષેક કર્યો.

દુહો—હિકડી પારત રાજજી, બેઆ સંભારજ બાર,
ત્રીજ કરમી કુરમેં, સેઆણજા સરદાર.

ભાવાર્થ—હે શિઆણકોટના સરદાર કુમાર, આ રાજ્ય, અને કુટુંબની સોપણ તને છે, તે તુ સંભાળજે, અને આપણા કુળમા કર્મી બનજે.

રાજકુમાર રાઉને યોગ્ય સૂચના આપીને, જામ ઉઢાએ પોતાના લશ્કરનો કેટલીક ભાગ રાજ્યના રક્ષણ માટે શિઆણકોટમાંજ રહેવા દીધો. બાકીના લશ્કર સાથે જામ ઉઢો પાદશાહી ફોજનો સામનો કરવા શિઆણકોટમાંથી બહાર નીકળી પડ્યો.

દુહો—સભઇ સૂરો ચડેઓ, ભેરા કરે ભાર,
હિની પારત રાઉકે, સમેંજે સરદાર.

ભાવાર્થ—રાજ્યની સોપણ રાઉકુમારને કરીને, જામ ઉઢો પોતાના સઘળા ભાયાતો સાથે લડાઇમાં ચડયો.

શિઆણકોટથી પાંચ ગાઉને અંતરે એક ગઢડો નામનો કિલ્લો હતો ત્યા આવીને, જામ ઉઢાએ પોતાની છાવણી નાખી. અને પાદશાહને યુદ્ધનુ આમંત્રણ આપવાને બે દુત મોકલ્યા.

દુહો—હલી આવેલ હોંસમેં, તું હાણે મં કર વાર,
અસીં નિંઢા તું વડા, બોય થેઆસીં બાર.

ભાવાર્થ—યુદ્ધને માટે હોંસથી આવેલા ઓ સુલ્તાન! હવે તું વખત લગાડ નહિ. અમે નાના છીએ, તું મોટો છે. છતા આપણે બંને બહાર મેદાનમા પડેલા છીએ.

દુહો—તું કાબલી પાતમા, અસી સમા જામ,
જિકીં તોંજી હામ, સે પાણીં થીંધી પધરી.

ભાવાર્થ—તું મશુનનો પાદશાહ છે, તો અમે સમા જામ છીએ તારા મનની અંદર જે હામ છે, તે હવે પોતાની મેળે પાધરી થશે

જામ ઉંટાનો આવો સંદેશો સાભળીને, પાદશાહને હળાહળ ક્રોધ વ્યાપી ગયો તેણે તો ધાર્યું હતુ, કે ઉંઢાજામ શાહી લશ્કરની વિશાળતા જોઇનેજ નમી પડશે પરંતુ જામ ઉંઢાનો આકરો સંદેશો સાભળીને, પાદશાહની ધારણા ધૂળ મળી ગઇ તેણે પણ પોતાના લશ્કરમા તૈયારીનો ડંકો કરવાનું ફરમાન આપી દીધુ. અને જામ ઉંઢાને કહેવડાવ્યું, કે તમે "ખેયાલદાર છો, તેથી મને તમારી દયા આવે છે માટે તમે તુકમિજાજી છોડી દઇને, જો શિઆણકોટનો કબજો મને સોંપી દેશો, તો બચી જશો નહિ તો અમારા સાગર સમાન સૈન્ય પાસે તમે એક બિન્દુ માત્ર છો અમારા કાણુથી સરદારોની એક ચોટ પણ તમે ઝીલી શકો તેમ નથી"

પાદશાહી ઉત્તરના પ્રત્યુત્તરમા જામ ઉંઢાએ જણાવ્યું, કે "અમે તમારી શરણમા આવીએ, તે અમે પણ કંઈ અમારા હાથમા કંકણ ધારણ કરેલા નથી, અમે તો વીર રાજપૂતો છીએ રાજપૂતોની વીરતાથી તમે વાકેફ હોત, તો તમે એવી આશા જરૂર ન રાખી હોત અમારા સમા અને અગાર વીરોને પોતાની વીરતા બતાવવાની અત્યંત હોસ છે માટે હવે સંદેશાઓને ઉંચા મૂકીને, મયદાને જંગમા આવી પહો અમે તમારો યોગ્ય સત્કાર કરવાને તૈયાર છીએ"

ઉંઢા જામના ઉપરોક્ત વચનોએ, પાદશાહના ક્રોધાગ્નિમા જાણે ઘી હોમ્યુ તેનુ લશ્કર સમા વીરોનો સામનો કરવાને દૃઢકદમ આગળ વધવા લાગ્યુ. બને લશ્કરો એકબીજાની નજદીક આવી પહોંચતા, યુદ્ધના ડંકા ગડગડી ઊઠયા ઉભયપક્ષ તરફથી તીરોનો મારો ચાલવા લાગ્યો બંદૂકો પર જામગરીઓ ચોટવા લાગી. ધૂમ્રગોટના વાદળ દળથી આકાશ જાણે છવાઇ ગયુ

દુહો—ઉંઢે ને સુલ્તાણજા, મચી પેથ્યા પૂર,
કંધા ઢોર જરૂર, સમા મિસર શામજા.

ભાવાર્થ—જામ ઉંઢા અને સુલ્તાનના લશ્કરે પાણીના પૂરની માફક

ધસી આવ્યાં. મિસર શામના સમા વીરો હવે જરૂર મહાન પરાક્રમ કરી બતાવશે.

બરાબર શુક્રવારની પ્રભાતથી આ લડાઇ ચાલુ થઇ હતી. જેમ જેમ સમય જતો હતો, તેમ તેમ આ યુદ્ધ વધુને વધુ જોસમા આવતું હતું.

દુહો—ખીંટયા અચી ખાન, જાગી જુમેરાત,
વીયાણી પરભાત, વાઘ વિછૂટયા પાણમેં.

ભાવાર્થ—ગુરૂવારની આખીરાત્રિ તૈયારી કરીને, વહેલી પરોડે આ બહાદુરો છંછેડાયેલા વાઘની માફક લડવા લાગ્યા.

દુહો—અડું વિછીને અટકેઆ, સૂરા ને સામંત,
રણમેં ઢોલ ધ્રસૂકેઆ, ર્યેર ખરૅરયા રત.

ભાવાર્થ—શૂરા અને સામંતો યુક્તિપૂર્વક એક બીજામાં અટકવા લાગ્યા. રણમેદાનમાં ઢોલ ધ્રૂસકયા, અને ખળખળ કરતી રક્તની છોળો ઉછળવા લાગી.

આ રીતે શાહી સૈન્ય સાથે સમાવીરો યુદ્ધમાં ઝૂંઝી રહ્યા હતા. "અલ્લાહો અકબર" અને "હરહર મહાદેવ!" ના બુલંદ-નાદ ગાજવા લાગ્યા. શૂરવીર નવજવાનો રણભૂમિમાં ઘેલાતૂર બનીને ઘૂમવા લાગ્યા. કોઇ ટપોટપ પડવા લાગ્યા. કોઇના હાથ કોઇના પગ ઉડવા લાગ્યા. લોહીની નદીઓ ચાલવા લાગી. રણવીરોના તૂટેલા અવયવો લોહીની નીકોમાં તણાવા લાગ્યા. ઘાયલો ચીસો પાડવા લાગ્યા. કાયર અને બાયલાઓ જીવ લઇને નાસવા લાગ્યા. રણશૂરા સમા અને સંગાર વીરો ઉછરંગ ભરેલા અંતરે મરતાં સુધી પણ પીઠ ન બતાવવાનો નિશ્ચય કરીને, યુદ્ધના મયદાનમા કૂદવા લાગ્યા. તલ્વાર, બરછી, અને ભાલાઓની રમઝટ બોલવા લાગી. ખરા શૂર-વીરો, માથાં ઉતરી જવા છતાં શૂરા થઇને ઝૂંઝવા લાગ્યા સર્વત્ર 'મારો કાપો' ના પોકારો આકાશને વીંધવા લાગ્યા

આ ખૂનખાર લડાઇ છેક સાંજ સુધી એક સરખી ચાલુ રહી. સાંજના સમયે લડાઇ મોકુફ રાખવાનો વાજટો ચડતાં, આ ઘોરયુદ્ધ રાત ભરને માટે અટકી ગયું. બંને પક્ષના લોકો પોતપોતાના મરણ પામેલા વીરો અને જખ્મીઓની શોધમાં ફરવા લાગ્યા.

દુહો—તેરો સૌ સમે મરે, તુરકે ત્રે હજાર,
મસ્યો સમું સુધાર, ઉઢા જામ ઉદાર જો.

ભાવાર્થ—સમા વીરોના તેરસેં અને મુસલમાનોના ત્રણ હજાર યોદ્ધાઓનો અંત આવ્યો. જામ ઉદાર ભડના મૂછાળા ઉઢા જામે પોતાનું પાણી રાખ્યું.

---

## (૩)

## ઉઢાજામનું મૃત્યુ.

જામ ઉઢા અને પાદશાહ વચ્ચેની લડાઇમાં પહેલેજ દિવસે પાદશાહના ઘણા માણસોનો ઘાણ નીકળી ગયો હતો. આ વખતે શાહી સૈન્યના કેટલાક મોટા મોટા ખાનબહાદરો પણ મરણને શરણ થએલા હોવાથી, તેમની દફન ક્રિયા અને અન્ય ધાર્મિક વિધિ કરવાને માટે પાદશાહે ત્રણ દિવસ સુધી લડાઇ મોકુફ રાખવાનું જામ ઉઢાને કહેવરાવ્યું. આ સમય દરમિઆન બંને પક્ષના ઘાયલોની સારવાર કરવાનો પ્રસંગ પણ મળી ગયો. કેટલાક ઘાયલો તો આ સમય દરમિઆન ફરી લડવાને માટે તૈયાર પણ થઈ ગયા હતા. બરાબર ચોથે દિવસે લડાઇ ફરીથી ચાલુ થઈ. રણમયદાન એકવાર ફરીથી યોદ્ધાઓના પડકારથી ગાજી ઉઠયું સમા અને સંગાર વીરો મરણીયા બનીને ઝુંઝવા લાગ્યા. પહેલા દિવસના યુદ્ધમાં સમાવીરો કરતાં, પાદશાહી સૈન્યનો નાશ વધારે પ્રમાણમાં થયો હતો. છતાં સાગર-વિશાળ શાહી સૈન્યમાં એ ખોટ ખાસ કરીને જણાઇ આવે, એવું લાગતું ન હતું. જામના સૈન્યના સંખ્યા શાહી સૈન્યના પ્રમાણમાં અલ્પ હોવાથી, તેઓ બહાદુરીથી લડતા હોવા છતાં શાહી સૈન્ય સામે ટકી શકવાનું કામ તેમના માટે દુર્ઘટ હતું. આથી આ યુદ્ધમાં પોતાનું સંપૂર્ણ વીરત્વ દાખવીને, જામ ઉઢા પોતાના અન્ય શૂરવીર સરદારો સાથે કામ આવ્યો.

દુહો—મિસી છબે ધડ લડે, ઝુંઝે ઉઢા જામ,
ડેંક પછાડે જુધમેં, મારે કેઆ મુકામ.

ભાવાર્થ—મસ્તક પડતાં છતાં જેનું ધડ લડતું રહ્યું હતું એવા

ઉઢા જામે રણમયદાનમાં અનેકોની કત્લ કરી. શાહી સૈન્યનું જાણે કબ્રસ્તાન બનાવી દીધું.

જામ ઉઢાના સ્વર્ગગમનના વર્તમાન રાઉ જામને પહોંચાડવાને રાઠીડા સંગાર શિઆણકોટમાં આવી પહોંચ્યો. તેને અસ્તવ્યસ્ત સ્થિતિમાં આવતો જોઇને, રાઉ જામના મનમાં ધાસ્તી પેઠી. આથી તેણે તેને પૂછ્યું:—

દુહો—કે ઉઢો મારેઓ, કે ખટેઆસું માલ,
રાઠીડા સંગાર તું, કર કો સચી ગાલ.

ભાવાર્થ—હે રાઠીડા સંગાર તું સાચું કહી દે, આપણી જીત થઈ, કે જામ ઉઢાનો સ્વર્ગવાસ થયો?

દુહો—રાઠીડા રાઉ વટે, અચી રાવ ડે,
સુણ સમા તું ગાલડી, અજ ઉઢો જામ મરે.

ભાવાર્થ—રાઠીડો સંગાર રાઉ જામ આગળ રાવ દે છે, કે હે સમા જામ, તું સાંભળ. આજ ઉઢો જામ સ્વર્ગવાસી થયો છે.

દુહો—ઉઢો ઉતે મારેઓ, ખ્યા ચાકરડા ચોધાર,
સેઆણજા સરદાર, કર સલા સુરતાણ સેં.

ભાવાર્થ—જામ ઉઢો તેના અગણિત લશ્કર સાથે લડાઈમાં કામ આવી ગયો છે. માટે હે શિઆણકોટના સરદાર, હવે તો સુલ્તાન સાથે સલાહ કરવી જોઇએ.

જામ ઉઢાના મૃત્યુના વર્તમાન સાંભળીને, શિઆણકોટમાં ચારે તરફ શોક છવાઇ ગયો. આ બનાવથી રાઉ જામના હૃદયમાં પણ અત્યંત આઘાત લાગ્યો. તેની રગેરગમાં જાણે વૈરની આગ સળગી ઉઠી. પાદશાહ પાસેથી બદલો લેવાની તેની આશા ક્ષણે ક્ષણે દૃઢતર થતી ગઇ. તેની આંખો લાલચોળ બની ગઇ. ક્રોધની પ્રચંડ લાગણીથી તેનાં અંગેઅંગ ધ્રૂજવા લાગ્યાં. વૈરનો ડંખ તેના હૃદયમાં પ્રતિપળે ખટકવા લાગ્યો. તેણે તેજ વખતે રાજ્યના મુખ્ય સરદારોને બોલાવીને, પોતાની હૃદયેચ્છા તેમની પાસે વ્યક્ત કરી. રાઉ જામનો આ નિશ્ચય સૌએ વધાવી લીધો. શિઆણકોટના નગર-

ખાના પર રણુડંકો અને રણભેરી બંને આકાશ ગજાવવા લાગ્યાં; શિઆણુકોટના બહાદુર સરદારો પોતાનાં શસ્ત્રાસ્ત્રો સજવા લાગ્યાં. સૈન્ય તૈયાર થયું. 'હરહર મહાદેવ'નો બુલંદ ધ્વનિ ગગનમાં ગર્જના કરવા લાગ્યો.

રાઉજામના કુમારનું નામ અબડો હતું. રાઉ જામે લડાઇમાં જવા પહેલાં, પોતાની પાઘડી અબડાકુમારને પહેરાવીને, તેને જામની ગાદીની સપુરત કરી. અને પોતે માત્ર નામનું સૈન્ય શિઆણુકોટમાં રાખી, બાકીની સઘળી ફોજ સાથે શાહી લશ્કરનો સામનો કરવાને નીકળી પડ્યો.

દુહો—પાગ બધાઈ અબડે, સમેં સંભુડે જામ,
જિની બાબો મારેઓ, કઢાં તિનિજો ઘાણ.

ભાવાર્થ—બહાદુર મમા મરદારે અબડા કુમારને જામની પાઘડી બંધાવી, અને કહ્યું, કે જેણે મારા પિતાને માર્યો છે, તેનો હું નાશ કરી નાખીશ.

દુહો—પાતસાઈ પુરજા કરીઆં, મારે કરીયાં મુકામ,
અચી પોતો ગઢડે, સૂરો રાઉ જામ.

ભાવાર્થ—પાદશાહીના ભૂકેભૂકા ઉડાવી, શાહી લશ્કરની કત્લ કરીને, કબ્રસ્તાન બનાવું, એમ કહેતો ક્રોધાયમાન રાઉ જામ ગઢડે આવી પહોંચ્યો.

જામ ઉઢાના કુમાર રાઉ જામને સૈન્ય સાથે આવી પહોંચેલો જોઇને, પાદશાહને પણ નવાઇ લાગી. તેણે રાઉ જામને કહેવડાવ્યું, કે "તમારી આ નાનકડી ફોજ અમારા અપાર સૈન્ય પાસે હમણાં જ ચોળાઇ જવાની છે. માટે હજુ પણ જો તમે શિઆણુકોટનો કબજો છોડી દઇને, ચાલ્યા જતા હો, તો હું તમને ખુશીથી જવા દઇશ. તમારી જુવાની પર મને ખરેખર! દયા આવે છે."

પાદશાહનો આ ધમકી સ્વરૂપ સંદેશો શ્રવણ કરીને, રાઉ જામનો નિશ્ચય લેશ પણ ડગે તેમ ન હતું. શિઆણુકોટનો ત્યાગ કરીને, ન્હાસી જવા કરતાં તેને મન મરવું, એ હજાર દરજ્જે ઉત્તમ હતું, આથી તેણે શાહી સંદેશાના પ્રત્યુત્તરમાં જણાવ્યું, કે "ઓ મદાંધ શાહ! તને ખરી રાજપૂતીની પરીક્ષા હોય એવું જણાતું નથી. નહિ તો આવા પ્રકારના સંદેશા મોકલવાને તું કદી

પણ તૈયાર થાત નહિ. મહાન હાથીના કુંભસ્થળ જેમ એક સિંહનું બચ્ચું ભેદી નાખે છે, ગગન-ચુમ્બિત પહાડોને જેમ એક નાનકડું વજ્ર તોડી શકે છે, તેમ અમારા રણશૂર સરદારો તારા મહાસાગર જેવડા સૈન્યને ચૂસી લેવાને તૈયાર છે."

રાઉ જામના આવા વિવેકહીન અને વિચિત્ર પ્રત્યુત્તરથી પાદશાહ અત્યંત ક્રોધાયમાન બની ગયો. તેણે તેજ વખતે પોતાના સેનાધિપતિને 'તાસીરો' કરવાનો હુકમ આપી દીધો.

યુદ્ધનું નગારૂં થતાંજ બંને સૈન્યો વચ્ચે મહા દારૂણ સંગ્રામ મચી રહ્યો. ઉભય સૈન્યો એક-બીજાથી અતિ દૂર ન હોવાથી, અલ્પ સમયમાંજ તેઓ એકમેક બની ગયાં. શાહી લશ્કર અને રાજપૂત સૈન્યના લોહીયાળ જુવાનો વકરાયલા વાઘોની માફક એક-બીજાને બાઝી પડ્યા. રણમયદાનમાં ફરી એકવાર ભયંકર ખૂનરેજી ચાલી રહી.

## (૪)

## શાણુ અને વાર.

આ સમયે સમાવંશના સૂર્યસમાન જામ નરપતના આશ્રિત માણુ મેરૈયાના વંશમાં શાણુ હતો, અને સામૂર ચારણુના વંશમાં વાર ચારણુ હતો. આ બંને જણુ મહા ચાલાક હતા. રાઉ જામને પોતાના નાનકડા સૈન્ય સાથે, અગણિત શાહીદળનો સામનો કરવા તૈયાર થએલો જોઇને એમના હૃદયમાં અત્યંત દુઃખ થતું હતું. પરંતુ હઠે ચઢેલા રાઉ જામને તેની ઇચ્છા વિરૂદ્ધ એક શબ્દ પણ કહી શકાય તેમ ન હોવાથી, તેઓ પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવાને અશક્ત હતા. રાઉ જામ પર આવેલો પાદશાહનો સંદેશો સાંભળીને, આ બંને જણુના હૃદયમાં એક નવો બુટ્ટો ઉઠયો. એક તરફથી લડાઈ ચાલુ થઈ, અને બીજી તરફથી આ બંને જણુ ગુપ્ત રીતે પાદશાહી તંબુ પર ઊપડી ગૂક્યા.

પાદશાહ આ વખતે પોતાના તંબુમાં એકલો બેઠો હતો. શાણુ અને વાર પાદશાહની પરવાનગી મેળવીને, તંબુમાં દાખલ થયા અને પાદશાહને અદબપૂર્વક સલામ કરીને, તેની સામે આવીને ઉભા

જ્યારે પાદશાહે જાણ્યું, કે આ લોકો રાઉ જામના દરબારના માનીતા માણસો છે, ત્યારે તેને અત્યંત આનંદ થયો મરણીયા બનેલા રાજપૂતોની સામે રણસંગ્રામમાં ઉભા રહેવાનું કાર્ય કેટલું મુશ્કેલ છે, તે હવે પાદશાહ પોતાના મનમાં સારી પેઠે સમજી ગયો હતો. તેના લશ્કરની સંખ્યા રાજપૂતોના કરતાં અનેક ગણી વધારે ન હોત, તો તેને ક્યારનાએ નાઉમેદ બનીને ચાલ્યા જવું પડ્યું હોત. તેના સૈન્યની વિશાળતા તેને આવા પ્રસંગે સહાયરૂપ થઈ પડતી હતી.

પાદશાહે આ બંને જણને આવવાનું કારણ પૂછતાં, એમણે જણાવ્યું, કે પાદશાહ સલામત, આજ કેટલાએ દિવસથી જે અનેક સુનંદા વીરોની હત્યા થઇ રહી છે. એ હત્યા થતી અટકે એવો કોઇ રસ્તો લેવા અમે આપ નામવરને વિનંતિ કરવાને આવેલા છીએ.

" તમારા રાઉ જામ જો શિઆણુ કોટની સરહદ છોડી જવા માગતા હોય, તો અમારે આ ભયંકર હત્યાકાંડ ચલાવવાનું કશું પ્રયોજન નથી. " પાદશાહે મુદ્દાની વાત કરી

" નામવર, રાઉ જામે તો પોતાના મનથી એવો નિશ્ચય કરેલો છે, કે મરતાં લગી પણ શિઆણુ કોટનો ત્યાગ કરીને, કાયરોની માફક નાસી જઈ રાજપૂત નામને લજાવવું નહિ. આપ નામદારની હજુરમાં આવવાની અમારી યોજના પણ જો રાઉ જામના લક્ષમાં હોત, તો અમો આપ ગરીબ પરવરનાં દર્શન કરવાનો લાભ પણ કદાચ મેળવી શક્યા ન હોત તો પછી રાઉજામ શિઆણુ કોટ છોડી જાય, એ વસ્તુ અમોને તો સર્વથા અસંભવિત જણાય છે પછી તો જેવી આપ નામવરની ઇચ્છા. "

પાદશાહ આજ જરા ખુશ મિજાજમાં હતો અને શાણુ અને વારના વ્યક્તિત્વે પણ આજ તેના પર કંઈ અજબ અસર કરી હતી. વળી આજ કેટલાએ દિવસના હત્યાકાંડથી તે કંટાળી પણ ગયો હતો. થોડો સમય વિચાર કરીને તે બોલ્યો:—

"સરદારો, જો તમારા રાઉ જામને શિઆણુકોટને બદલે કોઇ અન્ય પ્રદેશ આપવામાં આવે તો?" પાદશાહે નવીજ વાત કરી.

"આપ કયો પ્રદેશ કહેવા માગો છો નામવર?" શાહે વિવેક પુરઃસર પ્રશ્ન કર્યો.

"કારીકચ્છી." * પાદશાહે ટુંકામાં જણાવ્યું.

કારીકચ્છીનું નામ સાંભળીને શાણુ અને વારનાં મુખમંડળ આનંદ-પ્રફુલ્લિત બની ઊઠયાં. તેમને તેમની સઘળી મહેનત સફળ થતી દેખાઇ. તેમણે રાઉ જામને પૂછ્યા વગરજ પાદશાહી ગોઠવણનો સ્વીકાર કરી લીધો.

---

## (૫)

## કારીકચ્છી પ્રતિ પ્રયાણ.

કારીકચ્છીનો પ્રદેશ એ સમયે કાબુલના પાદશાહના કબજામાં હતો. તેણે તરતજ કારીકચ્છીની સપુરત રાઉ જામને કરવાનો પોતાના સુબા પર પરવાનો લખી આપ્યો. શાણુ અને વારનાં હૃદયો આનંદાવેશથી નાચી ઊઠયાં.

પાદશાહનો પરવાનો મેળવી, તેને બાઅદબ નમન કરીને, આ બને જણ ત્યાંથી ચાલતા થયા.

સન્ધ્યાકાળે યુધ્ધની નોબતોના ડંકા વખતે, શાણુ અને વાર પાછા જામની છાવણીમાં આવી પહોંચ્યા

રાઉ જામ આજના યુદ્ધના થાકથી લોથપોથ બનીને પોતાના તંબુમાં આડે પડખે પડયો હતો હવે કયો રસ્તો લેવો તેનો વિચાર રાઉ જામના હૃદયને આજે મુંઝવી રહ્યો હતો તેનું મુઠ્ઠીભર સૈન્ય અતૂલ પરાક્રમ દાખવતું હોવા છતાં, આકાશના તારા જેટલી શાહીફોજ આગળ ઝપાટા બંધ ચોળાઇ જવાતું હતું, એ વાત હવે તેને દીવા જેવી સ્પષ્ટ દેખાતી હતી. આમ છતાં શિઆણકોટનો ત્યાગ કરીને શિઆળની પેઠે ન્હાસી જવાની હીણપ વહોરવા તે જરાએ તૈયાર

* વાગડમાં આવેલો કારાબેલાનો પ્રદેશ મજોજ પુરાણો મનાય છે. ભાટ ચારણો એ પ્રદેશને પુરાણા કારીકચ્છી તરીકે ઓળખાવે છે.

ન હતો. અપમાનિત દશામાં જીવવા કરતાં માનપૂર્વક મરણને ભેટી લેવું, તેને વધારે પ્રિય હતું. આ કારણથી આજે રાઉ જામનું હૃદય ચિંતાના ભારથી દબાઈ રહ્યું હતું. વળી આજ સવારથીજ શાણ અને વાર એ બન્ને જણ ક્યાંક ગુમ થઇ ગએલા હોવાથી, તેની ચિંતામાં એટલો વધારો થયો હતો. એટલામાં દૂરથી આવતા એ બન્ને જણ ઉપર, રાઉ જામની દૃષ્ટિ પડી. તેની વિચારનિદ્રા ઉડી ગઇ. તે તરત સ્વસ્થ થઈ ગયો. છતાં આજના યુધ્ધે રાઉ જામના મનમાં જે ચિંતા અને નિરાશા ઉત્પન્ન કર્યાં હતાં, તેનાં ચિહ્નો તેના ચહેરા પરથી હજુ તદ્દન નાબુદ થયાં ન હતાં.

રાઉ જામની આ માનસિક વ્યથા ચતુર શાણ અને વારથી ગુપ્ત રહી શકી નહિ તેમણે આવતાંવેંતજ જામના ચિત્તની વ્યગ્રતા તેના ચહેરા પર વાંચી લીધી. આથી એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા વગર તેમણે કારીકચ્છીનો કબજો લેવાનો પાદશાહી પરવાનો પાદશાહની મીલ-મહોર સહીતનો જામના ખોળામાં મૂકી દીધો.

જરૂર કંઇક નવિન ઘટના ઘટી છે, એમ ધારીને, રાઉ જામે પણ ચુપચુપ એ પરવાનો વાંચવા માંડ્યો જેમ જેમ તે આગળ વાંચતો ગયો, તેમ તેમ તેના હૃદયની સઘળી વ્યથા સૂર્યોદયથી જેમ ઝાકળ ઉડી જાય, તેમ ઉડી ગઇ. તેના નિશ્ચેતન બનેલા અંતરમાં જાણે નવચેતનનો સંચાર થયો.

શાણ અને વારની આ અજબ જેવી ચાતુરી જોઇને, રાઉજામ આશ્ચર્યચકિત બની ગયો. આ લોકોની અગાધ બુદ્ધિ પર તે આફ્રીન થવા લાગ્યો.

સવાર પડતાંજ તેણે યુદ્ધના ડંકાને બદલે સમાધાનીનો વાવટો ચડાવી દીધો. રણસંગ્રામના તાનમાં મસ્ત બનેલા બહાદુર વીરોએ જરા નિરાશા અનુભવી. જામનું સૈન્ય સમાધાનીના નિશાન સાથે કૂચકદમ ગિઆણકોટ તરફ ચાલવા લાગ્યું.

ગિઆણકોટમાં આવીને, રાઉ જામે જેમ બને તેમ તરત પોતાની સઘળી તૈયારી કરી લીધી. પોતાના સગા માલોઅમબાબ અને રસાલા સાથે, તેણે કારીકચ્છી પ્રતિ પ્રયાણ કરવા માંડયું.

જતાં જતાં તેણે શિઆણુ પ્રદેશના સવાસો પાદર ભાટ ચારણ ઇત્યાદિ માગણ વર્ગને દાનમાં આપી દીધા.

દુહો—સવા સૌ સેઆણજા, પધર ડિનેં ડાત,
રાઉ જામ પરભાત, મોં ડિસેં મર મંગણાં.

ભાવાર્થ—જેણે શિઆણુ કોટના સવાસો પાદર દાનમાં આપી દીધા, તે રાઉ જામનુ મોઢું યાચક લોકો પ્રાતઃકાળમાં ભલે નિહાળે.

દુહો—નંગારા ને નોબતું, બ્યા ઝંડા ફરકેં ધાર,
તાજી થ્યા તૈયાર, થઇ સાંભાઈ સમેંજી.

ભાવાર્થ—નોબતો અને નગારાં ગડગડવા લાગ્યા, ઝંડા ફરકવા લાગ્યા, અને ઘોડાઓ તૈયાર થઇ ગયા. આમ રાઉ જામે પોતાની તૈયારી કરી લીધી.





# પ્રકરણ ૧૧ મું.

## રાઉ જામ

અથવા

## કારીકચ્છીમાં સમાવંશની સંસ્થાપના.

(૧)

### રાઉ જામ. (૧૪૩)

રાઉ જામ પોતાના જંગી રસાલા સાથે મજલ દરમજલ કરતો, કેટલાક દિવસે શિઆણુકોટથી કારીકચ્છી આવી પહોંચ્યો એ સમયે કારીકચ્છીનું પ્રગણું જે હાલ ડારાસેલા નામે પ્રસિદ્ધ છે, તે કાબુલના પાદશાહની સત્તા તળે હતું પાદશાહની સત્તા નીચે રહીને બાહણાસર સિંધનો ધણુરા પાદશાહ, કારીકચ્છીનો રાજ્ય કારભાર ચલાવવાને, એક સુબાની નીમણુંક કરતો હતો જ્યારે રાઉ જામ કારીકચ્છીમાં દાખલ થયો, ત્યારે કારીકચ્છીનો થાવર નામનો સુબો શિકારના શોખ માટે દૂરના જંગલોમાં નીકળી ગયો હતો શિકાર કરીને પાછા ફરતાં તેને સમાચાર થયા, કે કારીકચ્છીમાં રાઉ જામે પોતાની આણ ફેરવી દીધી છે સમા સરદારોની બહાદુરીનો એ સમયે સિક્કો પડતો તેમની સાથે બાથ ભીડવી, એ જેવું તેવું કામ ન હતું આ કારણથી સમાવીરોનું નામ સાંભળતાંજ, કારીકચ્છીનો સરદાર થાવર ડરથી ધ્રૂજી ઊઠ્યો સમાવીરોને પડકાર કરવો, એ સાપના દરમાં હાથ ઘાલવા જેવું હોવાથી, તેમ કરવાની તેની હિંમત ચાલી નહિ તેનું અંતર ઈર્ષાના અગ્નિથી સળગવા લાગ્યું

દુહો—સમા સભઈ આવિઆ, મિંહ કારી નિચ્ચ,
થાવર તો થરથર થીઓ, મનમેં અગમ મચ્ચ.

ભાવાર્થ—સમા સરદારો સબળા આવીને કારીકચ્છીમાં ભેગા થયા તે જોઈને, થાવર થરથર ધ્રૂજવા લાગ્યો તેના મનમાં આગ સળગવા લાગી

* બાનપુામર હાલ નગર । કહેવાય છે

થાવર સરદાર રાઉ જામને એક પણ શબ્દ કહ્યા વગર, સીધો સિંધ-બાંભણાસરમાં ધલુરા પાદશાહ પાસે પહોંચી ગયો. અને ત્યાં જઈને પાદશાહ પાસે પોતાની ફરિયાદ રજુ કરતાં તેણે કહ્યું:—

દુહો—સુણ ધલુરા પાતશા, હિકડો હી કૂકટ,
સમાં અચેંતા ઉલટેઆ, કર માટી મથે મટ.

ભાવાર્થ—હે ધલુરા પાદશાહ, આ એક નવું કારસ્થાન સાંભળ. માટલી ઉપર જાણે ગોળો ચઢાવ્યો હોય, એવા મોટા માથા વાળા સમા લોકો, કારીકચ્છી પર ચડી આવેલા છે.

થાવર સુબાની હકીકત સાંભળીને, ધલુરા પાદશાહ ક્રોધાયમાન બની ગયો. સમાઓની આપખુદી તોડી પાડવા તેણે થાવરને લશ્કર સાથે ચડી જવાનો હુકમ કર્યો.

દુહો—થાવર ! તું ઝટ વાં ચડી, કઢેંન કચ્છી બાર;
પંજ સૌ હી ઘોડા ડીયાં, પારેં અંત ન પાર.

ભાવાર્થ—હે થાવર ! તું જલ્દી ચડાઈ કર, અને એમને કારી કચ્છીથી બહાર હાંકી કાઢ. આ પાંચ સો ઘોડા, અને અગણિત પાયદળ લશ્કર હું તને આપું છું.

રાઉ જામનાં પરાક્રમોથી થાવર સુબો સંપૂર્ણ વાકેફ હતો. તેણે વિચાર્યું, કે આ પાંચસો ઘોડા તો સમા લોકો પાસે ચટણીજ થઈ જવાના છે.

દુહો—પંજેં સોંએ નં-પુજણાં, ઇ જોરાવર જમરાઠ;
સમા ને સંગાર, છાલ મ ભેટેં ભવમેં.

ભાવાર્થ—પાંચસોના લશ્કરથી પહોંચી શકાય નહિ, એવા એ જમ જેવા જોરાવર છે. સમા અને સંગારો ઈશ્વર કોઈને જિંદગીમાં ભેટાવે નહિ.

થાવરને ડરતો જોઈને, ધલુરા પાદશાહે પોતે લડાઈની તૈયારી કરવા માંડી. બાંભણાસરના પંજહથા સિંધી જુવાનો સાથે તે કારીકચ્છીના માર્ગે ઉપડી ચૂક્યો.

આ તરફ જ્યારે રાઉ જામને ખબર પડી, કે કારીકચ્છીનો સુબો ડરનો માર્યો ધલુરા પાદશાહ પાસે ધાં દેવાને ઉપડી ગયો છે, ત્યારે

તેણે વિચાર કર્યો, કે થાવરની ફરિયાદ સાંભળીને, ધલુરા પાદશાહ અહીં ચડાઈ લાવવા વગર રહેશે નહિ. અને તેમ થતા, ગેને નાહક મુશ્કેલીમાં ઉતરવુ પડશે. રાઉ જામ આમ વિચાર કરે છે, ત્યા તો તેને ખબર મળ્યા, કે ધલુરા પાદશાહ પોતાના મોટા સૈન્ય સાથે ધસ્યો આવે છે આ વિનાકારણની આફતને ટાળવા, રાઉ જામ કાબુલના પાદશાહનો તામ્રપત્ર પરનો પરવાનો લઇને, તે ધલુરા પાદશાહ પાસે રજુ કરવા, માત્ર થોડાજ સવારો સાથે કારીકચ્છીથી ઉપડી નીકળ્યો.

દુહો—ચારી ઘોડે ચડ્યો. રાઉ જામ મલ,
અચી ગડ્યો પાતશા, સભું વીર સુભટ.

ભાવાર્થ—ચાળીશ ઘોડાઓ સાથે, મલ જેવો રાઉ જામ ચડ્યો અને ધલુરા પાદશાહને આવીને ભેટ્યો

રાઉ જામને ખુદ ચાલી આવેલો જોઇને, ધલુરા પાદશાહે તેને પૂછ્યુ.—

દુહો—અયોં કિત્તેજા રાછીયા, અયોં કિત્તેજા જામ,
થરે ચડાયાં થાવર, જ્યો ગિની વિઠા ગામ.

ભાવાર્થ—તમો કયા મુલકના રાજવી છો, અને કયાના જામ છો? થાવર સુબાને હેરાન કરીને તમે કારીકચ્છીનો કબજો લઇ બેઠા છો તેનુ કારણ શુ?

રાઉ જામે તેના પ્રત્યુત્તરમા જણાવ્યુ:—

દુહો—રાછીયા મિસર્ ગામજા, સમાં ચાઇયુ જામ,
સભઇ ગંજા ગામ, પાતશાઇ પેશ ક્યા.

ભાવાર્થ—અમે મિસરગામના રાજવી છીએ, અને સમા જામ કહેવાઇએ છીએ કારીકચ્છીના મથાળા ગામોનો કબજો અમને પાદશાહે પોતે આપ્યો છે.

દુહો—પત્તર ડિને હથમે, ત્રામેં મથે મોગ,
પાતસાઇ કૌલ, હી કારીકચ્છીય જો.

ભાવાર્થ—પાદશાહી રીત-મહોરવાળો તામ્રપત્રનો લેખ તેણે ધલુરા

પાત્ર હેના હાથમાં આપ્યો, અને કહ્યું કે કારીકચ્છી વિષે પાદશાહ સાથેનો કરાર આ રહ્યો.

દુહો—ખિલ્લી કરેને ખુશી થેઓ, મથે ચડાએં મોર,
પાતસાહજે કૉલ, વે કચ્છીજે વિચમેં.

ભાવાર્થ—તામ્રપત્ર જોઇને, ધહુરા પાદશાહ ખુશી થયો. તેણે પાદશાહી મહોરને મસ્તક પર ચડાવી. અને કહ્યું, કે પાદશાહી ફરમાન મુજબ કારીકચ્છીનું રાજ્ય હવે તમારૂંજ છે.

આમ એક-બીજાની હકીકતથી સંતોષ પામીને, આ બંને જણ છૂટા પડ્યા. ધહુરા પાદશાહ બાંભણાસર તરફ ચાલતો થયો, અને રાઉ જામ પાછો કારીકચ્છીના માર્ગે પ્રયાણ કરવા લાગ્યો.

દુહો—ફતે કરેને ફિરેઓ, આયો અબડે પાસ,
મંગણેં અચી મંગેઓ, વડી કરેને આસ.

ભાવાર્થ—ફતેહ મેળવીને રાઉ જામ પાછો ફર્યો, અને અબડાકુમારની પાસે આવ્યો, ત્યાં માગણલોકો મોટી આશાથી તેને યાચવાને આવ્યા.

આજે રાઉ જામને અબડાકુમારની દાતારી જોવાની ઇચ્છા થતાં, તેણે યાચકવર્ગને દાન કરવાનો તેને હુકમ કર્યો.

દુહો—અબડા મંગણેં માન ડે, ચેઓ રાઉ જામ;
સભ સલામી તુહીંજા, હી ગંજ હી ગામ.

ભાવાર્થ—અબડાકુમાર, આગળ આવેલા માગણોને માન આપો. કારણ કે આ સઘળો પ્રદેશ અને રાજપાટ હવે તમારાજ છે.

અબડાકુમાર પણ એક દાનવીર પિતાનો પુત્ર હતો. દાતારીમાં તે રાઉ જામથી ઉતરે એવો ન હતો. તેણે છુટ્ટે હાથે યાચકો પર દાનની વૃષ્ટિ ચલાવવા માંડી.

દુહો—સૉ ઘોડા ને સૉ કડા, મૉરૂં વી હજાર;
અબડે રાઉઆણી દાત કઇ, તેંજો અંત ન પાર.

ભાવાર્થ—સો ઘોડા, સો સુવર્ણના કડા, વીસહજાર મોનામહોર એ પ્રમાણે રાઉ જામના કુમાર અબડાએ પાર વિનાનું દાન કર્યું.

દુહો—અચી ઉલટ્યા મંગણાં, કર સમધરજા પૂર,
કરીં કીરતું કોડગેં, મે બિંનીં વાસજે દૂર.

ભાવાર્થ—માગણનોકા સમુદ્રની ભરતી પેઠે ઉભરાવા લાગ્યા અને મોઢથી અભડાકુમારની કીર્તિ ગાવા લાગ્યા એ કીર્તિની સુવાસ દૂર દૂર ફેલાવા લાગી.

અભડાકુમારની દાનવીરતા જોઈને, રાઉ જામને, પણ સંતોષ થયો

આમ કારીકચ્છીમાં શાન્તિપૂર્વક રાજ્ય ચલાવી, રાઉ જામે પોતાનું અવશેષ જીવન સંપૂર્ણ કર્યું.

---

(૨)

## જામ અભડો. (૧૪૪)

દુહો—અભડે ઘર લાખિયાર ભડ, આયો આદીતવાર,
છઠી અખ્ખર લિખેઆ, મે સિંધુજો સરદાર.

ભાવાર્થ—જામ અભડાને ત્યાં આદિત્યવારના દિવસે કુમાર લાખિયાર ભડનો જન્મ થયો વિધાતાએ સિંધના સરદાર તરીકેના તેના લેખ લખ્યા.

દુહો—ત્રીં વર્ષે લાખિયાર થ્યો, જખરો જનમેઓ;
હિકડો સુરજ સમેં જો, ચૌડઇ-ચંદ્ર બેઓ.

ભાવાર્થ—લાખિયાર કુમાર ત્રણ વર્ષનો થતા, જામ અભડાને ત્યા જખરા કુમારનો જન્મ થયો એક સમાવડાનો સૂર્ય અને બીજો પૂર્ણિમાના ચંદ્ર સમાન હતો

દુહો—કુંવર કોડીલા થેઆ, સભની સવા ગામ;
હિકડેજો નાં જખરો, બેઓ લાખિયાર જામ.

ભાવાર્થ—આ કોડીલા કુમારો સૌને અત્યંત વહાલા હતા એકનુ નામ જખરો અને બીજાનુ નામ લાખિયાર જામ હતુ.

અભડા જામના આ બને કુમારો દિન પ્રતિદિન મોટા થતા જાય છે પંદર સત્તર વર્ષની ઉંમર થતા તો બેઉ કુમાર જુવાન જોધ જેવા જણાવા લાગ્યા. લાખિયાર કુમાર અતુલ પરાક્રમી અને

તેવોજ ઉદાર વૃત્તિનો હતો. જ્યારે જખરો કુમાર બહાદુર છતાં, કંઇક સંકુચિત હૃદયનો હતો. વળી અખડા જામની અવસ્થા પણ હવે મોટી થવા આવી હતી. આથી તેણે બંને કુમારોને પોતાની હયાતીમાંજ વહેંચણ કરી આપવાનો વિચાર કર્યો. તેણે પોતાના રાજ્યના ત્રણ વિભાગ કર્યા. તેમાંના બે ભાગ પાટવી કુમાર લાખિયારને, અને એક ભાગ જખરાને આપવાનો તેણે ઠરાવ કર્યો. પરંતુ આ વહેંચણી નાના કુમાર જખરાની નાપસંદગી પામી. આથી તે દિવસથી તે અસંતુષ્ટ રહેવા લાગ્યો. અને કોઈ પણ પ્રકારે લાખિયાર કુમારનો ઘાટ ઘડી નાખવાના ઈલાજ લેવા લાગ્યો.

દુહો—સત્તરે વરે સામંત, જોધા થેઆ જુડ્ધાર;
વાઘ વિલટેઆ પાણમેં, પત્તી મથાનું ભાર.

ભાવાર્થ—સત્તરેક વર્ષે આ બંને કુમારો મહાન યોદ્ધા જેવા બની ગયા. રાજ્યની વહેંચણીના કારણે આ વાઘ જેવા કુમારો એક બીજામાં અથડી પડયા.

બંને કુમારોને એક બીજા પ્રત્યે ખેદીલ બની ગએલા જોઇને અખડા જામને અત્યંત ખેદ થતો. તેણે આ બંનેને સમજાવવાને, અનેક ઇલાજ લીધા. પરંતુ જખરોકુમાર પોતાનો હઠાગ્રહ છોડી દે તેવો ન હતો. અખડા જામની મોટી ઉંમરમાં આ ચિંતા તેને શલ્ય સમાન ખટકવા લાગી.

લાખિયારકુમાર ઔદાર્ય-મૂર્તિ હતો. ભાઇનું દિલ દુભવવા કરતાં, તે રાજપાટની કિંમત ઓછી આંકતો. તે તો જખરાને જે કાંઇ જોઇએ, તે બધું આપવાને તૈયાર હતો. તેણે પોતાના વિચારો એકથી અનેક વખતે જામ અખડાને જણાવ્યા હતા. પરંતુ પાટવી કુમાર લાખિયાર હોવાથી તેના હકને જરા પણ આંચ આવવા દેવાને અખડો જામ તૈયાર ન હતો.

જખરો કુમાર તામસી અને ઉતાવળીયા સ્વભાવનો હોવાથી, તે રોજ રોજ સીધી કે આડકતરી અનેક ખટપટો જગાવવા લાગ્યો. આ બંને ભાઇઓના પરસ્પર વિરોધને લઇને, કારીકચ્છીની સ્થિતિ દિનપ્રતિદિન કફંગી થવા લાગી હતી.

દુહો—ઝગડો જાગ્યો જોરસે, ઑડા થેઆ અગાગ;
અબડાણી અભ ગ ભડ, જખરો ને લાખિયાગ.

ભાવાર્થ—જામ અબડાના કુમારો જખરો અને લાખિયાર એવા થયા, કે તેઓ પોતપોતામા ઝગડો મચાવવા લાગ્યા

અબડા જામની આખર અવસ્થા આ કુટુમ્બ કલેશને લીધે અકારી બની ગઇ



# પ્રકરણ ૧૨ મું.

## જામ લાખિયાર ભડ ( ૧૪૫ )

( ૧ )

### ગઢકાછા પર ચડાઇ.

જે સમયે કારીકચ્છીમાં અબડા જામની સત્તા જામેલી હતી, તે વખતે ગઢકાછાની સ્થિતિ ડામાડોળ બની રહી હતી. ગઢકાછાનું રાજ્ય-તંત્ર જ્યારે ભટ્ટુઆ સરદારોના હાથમાં આવેલું હતું, ત્યારે ભાદ્રામા નિર્બળ બની ગયા હતા, એ વાત વાચકના લક્ષ બહાર નહિ હોય. પરંતુ કુદરતના પરિવર્તન ચક્રનો એવો નિયમ છે, કે આજ જેની ચડતી દશા હોય છે, તેની આવતી કાલે પડતી થાય છે. અને જે આજે પડતીની ગર્તામાં પડેલો હોય છે, તે આવતી કાલે ઉન્નતિના શિખર પર પહોંચી જાય છે. આ નિયમાનુસાર અવનત દશાને પ્રાપ્ત થએલા ભાદ્રામા વીરો થોડા સમયમાંજ ભટ્ટુઆ સરદારોને શીંગડાં ભરાવવા લાગ્યા એ જમાનો ' બળીયાના બે ભાગ ' નો હતો. ભાદ્રામા સબળ થતાંજ તેમણે પોતાનું બળ ભટ્ટુઆઓ પર અજમાવવા માડ્યું. ભટ્ટુઆઓનું બાહુબળ ઘસાઇ ગએલું હોવાથી તેઓ ભાદ્રામા સાથે ટક્કર ઝીલવાને અશક્ત બન્યા હતા. ભાદ્રામા સરદારોએ એકજ હુમલાથી ભટ્ટુઆઓ પર વિજય મેળવી લીધો. અને તેમને ગઢકાછા બહાર હાંકી કાઢ્યા.

દુહો—ભજી છુટા ભટ્ટુઆ, ગઢ કાછેનું કધ,
ભડ ભાદ્રામેં હિડાં, એડી હાંક હધ.

ભાવાર્થ—અહીં ભડવીર ભાદ્રામાએ એવી હાક વગાડી, કે ગઢકાછામાથી ભટ્ટુઆ બધા ભાગી છૂટ્યા.

ગઢકાછાથી છત્ર લઇને નાસી છૂટેલા ભટ્ટુઆઓ વિચાર કરવા લાગ્યા, કે હવે કયા જવું ? તપાસ કરતાં કરતાં, આખરે તેમને જામ લાખિયારની ભાળ લાગી લાખિયાર [illegible]

જોખમે પણ આશરો આપનાર એક મહાન પરાક્રમી વીર છે, એવું જાણીને ભદુઆઓનો સઘળો સંઘ જામ લાખિયાર પાસે આવી પહોંચ્યો. અને તેની પાસે પોતાની ફરિયાદ રજુ કરી:—

દુહો—ભાડામેં સભ મારિઆ, જેંજો અંત ન પાર,
લાખિયાર કર વાર, અબડાણી અભંગ ભડ.

ભાવાર્થ—ભાડામાઓએ અમોને સવગાને મારી લીધા છે. માટે હે અબડાણી અભંગ જામ લાખિયાર, તું અમારી વ્હાર કર.

દુહો—અસીં આયાસીં તો ઘરેં, હલી તોજે ગામ,
ભદુઆ અજ ભુકા થેઆ, સુણ લાખિયાર જામ.

ભાવાર્થ—હે લાખિયાર જામ, તું સાંભળ. ભદુઆ બધા આજે ભાંગીને ભુક્કા થઈ ગયા છે. અને તે મદદ માટે ચાલીને તારે ઘેર આવેલા છે.

શરણાગતને જાનના જોખમે પણ આશરો આપવાનો જામ લાખિયારનો અતૂટ નિયમ હતો. વળી આજ કેટલાક દિવસથી તેની અને જખરાની વચ્ચે કુસંપ ચાલ્યો આવતો હોવાથી તે કારીકસ્ટીથી કંટાળી ગયો હતો. આ કુસંપનો અંત આણવાનો આ ઠીક સમય આવેલો છે એમ જાણીને, લાખિયાર કુમારે ભદુઆની વ્હારે ચડવાનો પોતાના મન સાથે નિશ્ચય કરી લીધો.

દુહો—આંઈં આયા મું ઘરેં, ત અર્યો મુંજા ભાર,
જંગું ઝલે પછાડીયાં, ભાડામેં કે બાર.

ભાવાર્થ—તમે મારે ઘેર ચાલીને આવેલા છો, તો મારા બાહુજ છો. હું ભાડામાઓને પછાડી પછાડીને બહાર ફેંકી દઈશ.

લાખિયાર કુમારે, પોતાને આશરે આવેલા ભદુઆઓને માટે ઉતારા-પાણીની અને ભોજનાદિની સઘળી વ્યવસ્થા કરી દીધી, અને પોતે તેમની કુમકે જવાની તૈયારી કરવા લાગ્યો. તેણે કારીકસ્ટી પરનો પોતાનો તમામ હક રાજીખુશીથી જખરાને સોંપી દીધો. આથી બંને ભાઈઓ વચ્ચે ચાલ્યો આવતો ઝગડો તેણે પોતાની ઉદારતાથી શાન્ત કર્યો, અને પોતે પોતાના વિશ્વાસુ સુમા અને સંગાર વીરોને સાથે લઈને ભદુઆઓની મદદે ઉપડી ચૂક્યો.

દુહો—કચ્છી પરતી તોં જખરા, અસાં તોં જુહાર,
બઍ પર ચેઆ પાણુમેં, જખરો ને લાખિયાર.

ભાવાર્થ—હે જખરા આ કારીકચ્છીના રાજ્યની સપુરત હવે તને છે. અને હવે રામરામ છે. આમ લાખિયાર જામના કહેવાથી આ બંને ભાઇઓ હવે સમજાવટ પર આવી ગયા.

લાખિયાર જામ પોતાની સઘળી ફોજને લઇને, ભદુઆ સરદારો સાથે ચાલતો ચાલતો કેટલાક દિવસે ગઢકાછે આવી પહોંચ્યો.

આ તરફ જ્યારે ગઢકાછાની ગાદી પચાવી બેઠેલા ભાદ્રામાને ખબર પડી, કે ભદુઆ કારીકચ્છીના જામ લાખિયારની મદદ લઇને આવે છે, ત્યારે તેમને ધાસ્તી પેઠી, કે હવે ગઢકાછા પર તેમની હકુમત રહેવી મુશ્કેલ છે. લાખિયાર કુમારનું પરાક્રમ દેશ વિદેશમાં વિખ્યાત હોવાથી, તેની સામે બળ બાધવાની ભાગ્યેજ કોઈ હિંમત કરી શકતું. આથી ભાદ્રામાઓએ વિચાર કર્યો, કે બહાર પડીને લડવા કરતાં ગઢની અંદર રહીને લડવું, વધારે સલામત છે આથી તેમણે ગઢકાછાના સઘળા દરવાજા બંધ કરી દીધા, અને કિલ્લા પર લશ્કર ગોઠવીને, જામની ફોજનો સામનો કરવા તેઓ તૈયાર બની બેઠા.

લાખિયાર જામના લશ્કરે કિલ્લાને મજબુત ઘેરો ઘાલ્યો. ત્રણેક માસ લગી તો ભાદ્રામાઓએ જેમ તેમ પોતાનો બચાવ કીધો. પણ ત્યારપછી અંદરની સગવડો ખૂટતી જતી હોવાથી, તેઓ ચારે તરફથી મુશ્કેલીમાં ઉતરવા લાગ્યા. ભાદ્રામાઓ આખરે કંટાળ્યા. ગઢમાંનો ખોરાક પણ હવે માત્ર જૂજ રહેલો હોવાથી ભાદ્રામાઓએ વિચાર્યું, કે હવે મયદાનમાં પડવા સિવાય છુટકો નથી. રૈયત પણ લાંબી મુદત ઘેરાયલી હોવાથી ત્રાસી ગઈ હતી. વળી કોઇ કોઇવાર સમાઓ અને સંગારો ગઢ ઠેકી, ઓચીંતો હલ્લો કરીને, લૂટફાટ મચાવી જતા હોવાથી, ગઢકાછાની પ્રજા પાયમાલ બની ગઇ હતી. આમ ભૂખે મરવા કરતાં ભાલે મરવું સારૂં એમ વિચારી, ભાદ્રામાઓએ લડાઇનો ડંકો વગડાવી દીધો.

બીજે દિવસે બંને ફોજો રણસંગ્રામમાં ઉતરી પડી. અત્યાર લગી નિષ્ક્રિય રહેલા રણવીરોના હૃદયમાં જાણે આનંદનો સાગર ઉછળવા લાગ્યો. કાયરો કંપવા લાગ્યા.

ઉભય પક્ષોનો મુકાબલો થયો. લડાઈ ચાલુ થઈ. તલવાર, ભાલા, અને કટારીઓના કારમા ઘા યોદ્ધાઓનાં શરીરને ભેદવા લાગ્યા. રણસંગ્રામના ઉમંગમાં ઘેલાતૂર બનેલા સંગારો અને સમાવીરો પાસે ભાદ્રામાનું બળ ટકી શકે તેમ ન હતું. સાંજ પડતાં સુધીમાં તો તેમણે મોટા મોટા ભાદ્રામા સરદારોને રણમયદાનમાં સુવાડી દીધા.

દુહો—કાછો કુલેં છાયો, અચી ઉભા તિત,
ભાદ્રામા ભુકા કેઆ, મતારા મેમત.

ભાવાર્થ—ધુવોથી છવાયલા એવા ગઢકાછામા લાખિયાર જામનું લશ્કર આવી પહોંચ્યું. અને તેમણે માતેલા મદમસ્ત ભાદ્રામાઓને ભાગીને ભૂક્કા કરી નાખ્યા.

દુહો—અઠ સૌ ભાદ્રામેં મરેં, સૂરા ને સરદાર,
અભંગ અબડાણી જડે, ભેટયો ભડ લાખિયાર.

ભાવાર્થ—જ્યારે અણભંગ જામ લાખિયાર ભેટયો, ત્યારે ભાદ્રામાના આઠસો શૂરવીરો ને મરદાઈનો અંત આવી ગયો.

દુહો—સત સૌ ભદુએં મરેં, અઠ સૌ ભાદ્રામન,
સત વીયું ને સત બ્યા, મમાં કમ અચન.

ભાવાર્થ—સાતસો ભદુઆ, આઠસો ભાદ્રામા અને સાત વીસું ને સાત, જામની ફોજના માણસો પણ કામ આવી ગયા.

આ યુદ્ધમાં ભાદ્રમા અને ભદુઆના બંને પક્ષો નબળા પડી ગએલા હોવાથી, ગઢકાછાની રાજ્ય વ્યવસ્થા ચલાવવાની તાકાદ બે માંથી એકે પક્ષમાં રહી ન હતી આથી મરતાં મરતાં બાકી રહેલા ભદુઆ અને ભાદ્રામાએ ગઢકાછાની રાજ્ય સત્તા જામ લાખિયારના હાથમાં સોંપી દીધી આમ ભદુઆ અને ભાદ્રામા વચ્ચે જાગેલા કુસંપને લીધે લાખિયાર જામ ગઢકાછાનો માલીક બની બેઠો

દુહો—ઉદે ગડ જનમેગો, ગડ અબડો જામ,
અબડેજો લાખિયાર મે, ગઢકાછેજો જામ.

ભાવાર્થ—જામ ઉદાનો ગડ, ગડનો અબડો, અને અબડાનો લાખિયાર થયો. તે ગઢકાછાનો જામ થયો.

લાખિયાર જામને ત્યાં થોડા સમય પછી દેવના ચક્ર જેવા એક બાલકુમારનો જન્મ થયો તેનું નામ લાખોકુમાર ઠરાવવામાં આવ્યું.

લાખાકુમારનો જન્મ થતાં લાખિયાર જામે મોટા મોટા જ્યોતિષીઓને બોલાવીને, કુમારની ગ્રહદશા જોવડાવી.

દુહો –નાં વિધાં લાખો, બાંભણેં નેઆરે,
અખર ઓડ નિલાડમેં, સે સિંધ સજી વારે.

ભાવાર્થ—બ્રાહ્મણોએ જ્યોતિષ જોઇને, કુમારનું નામ લાખો કુમાર ઠરાવ્યું. અને જણાવ્યું કે આ કુમારના કપોળપ્રદેશની રેખાઓ એવી જણાય છે, કે તે સમસ્ત સિંધનો માલીક થશે.

આવા પ્રતાપી કુમારનો પોતાને ત્યાં જન્મ થવાથી જામ લાખિયારના આનંદનો પાર રહ્યો નહિ. તેણે પોતાના સઘળા અમીર ઉમરાવોને મોટી મોટી ભેટ સોગાદો આપી, અને યાચકવર્ગને છૂટે હાથે દાન–માન આપીને સંતુષ્ટ કર્યા.

થોડા સમય પછી જામ લાખિયારને ત્યાં બીજા કુમારનો જન્મ થયો. તેનું નામ રૂંઝોકુમાર રાખવામાં આવ્યું.

ત્યારપછી જે ત્રીજો કુંવર અવતર્યો, તેનું નામ અબડો પાડયું.

ત્રણે કુમારો દિવસે દિવસે મોટા થતા ગયા. પાટવીકુમાર લાખો હતો. તે ઉમરલાયક થતાં લાખિયાર જામે તેનું વેશવાળ કરવાનો વિચાર કરવા માંડ્યો. પણ આ વાતની લાખા કુમારને જાણ થતાં તેણે પોતાનું વેશવાળ કરવાની બીલકુલ નાખુશી બતાવી. લાખિયાર જામે તેને અનેક રીતે સમજાવ્યા છતાં તે એક ટળીને બે ન થયો.

લાખા કુમારના અત્યંત આગ્રહથી જામ લાખિયારે તેના સગપણનું કાર્ય આગળ ઉપર મુલતવી રાખીને, બીજા બંને કુમારોનાં લગ્ન યોગ્ય વિધિ પુરઃસર ઘણીજ ધામધૂમથી કરી દીધાં.

કારીકચ્છીનો જામ જખરો, જે લાખિયાર જામનો નાનોભાઈ થતો હતો, તેને કંઇ સંતતિ ન હોવાથી, કારીકચ્છી પ્રગણું રૂંઝા કુમારને આપવામાં આવ્યું. આ રૂંઝાને ત્યાં બેલડાના બે કુવરનો જન્મ થયો. તેમાંનો એક થોડા સમયમાં સ્વર્ગવાસી થયો. અને

બીજા કુમારનું નામ બેલો રાખવામા આવ્યુ. આ બેયોકુમાર આગળ જતા મહાપ્રતાપી થયો તેણે પોતાના પ્રદેશનું નામ પોતાના નામપરથી બેલા પ્રગણુ રાખ્યુ. આ બેલાનો પુત્ર કારો થયો તે જ્યારે જામ થયો, ત્યારે તેણે બેલા નામ બદલાવીને, પોતાના નામ પરથી એજ પ્રદેશનુ નામ કારાબેલા× ઠરાવ્યુ

કારા જામનો કુમાર ચોટો જામ થયો અને તેનો કુમાર સપડ થયો આ સપડ ચોટાણી એક મહાન્ દાતાર થયો લાખા ફૂલાણીના સમયમા થઈ ગએલા દશ દાતારોમાનો એક સપડ ચોટાણી પણ ગણાય છે તેની ખ્યાતિ આગળ જણાવવામા આવશે.

---

## (૨)
## નગર–સમૈની સંસ્થાપના.

ગઢકાછામા જામ લાખિયારની રાજ્યસત્તા દિન-પ્રતિદિન જામતી જતી હતી એટલામા એક મોટો દુકાળ પડ્યો ગઢકાછાની પ્રજા પાણી અને અનાજ વગર પાયમાલ બની ગઈ ગાયો, ભેંસો આદિ પશુધન પણ ઘાસ-ચારા અને પાણીના અભાવે તરફડવા માંડ્યુ. સમા અને સગારો મોટી મોટી આયોના માલીક હોવાથી, તેઓ અકળાવા લાગ્યા ગઢકાછામા વધુ વખત રહેવાનુ તેમને માટે હવે અશક્ય હતું આથી તેઓ સઘળા એકઠા થઈને, લાખિયાર જામ પાસે આવ્યા.

દુહો—સમાં ને સગાર ચે, સુણ સૂતાં સરદાર.
મા મટી ત્યાં કાછ, પાણી ત્યાં પાતાર.

ભાવાર્થ—સમા અને સગારો કહે છે, કે હે લાખિયાર જામ, તુ સાભળ ગઢકાછામાં વરસાદની ખોટ પડી અને પાણી તો પાતાળમા ચાલ્યુ ગયુ

જામ લાખિયારને પણ આ લોકોની વાત વજુદવાળી જણાઈ. દુકાળનુ વર્ષ ગઢકાછામા પુરૂ કરવાનું અશક્ય હોતા, જામ લાખિયારે પોતાની મોટી આયો સહિત ગઢકાછાને છોડી જવાનો વિચાર કર્યો

---

× કારાબેલા અત્યાર પણ નગરના આધીન ગણાય છે.

લાખિયાર જામના પાટવીકુમાર લાખાને ગઢકાછાની રાજ્યગાદીની જરા પણ ઇચ્છા ન હોવાથી, તે પણ જામ લાખિયાર સાથે ચાલવા તૈયાર થયો. આ કારણથી લાખિયાર જામે ગઢકાછાનું રાજ્ય તેના નાના કુમાર અબડાને સપુરત કર્યું. અને પોતે તથા લાખોકુમાર પોતાની જંગી આથી સાથે આગળ ચાલવા લાગ્યા.

દુહો—પથર કોઠે પાણ, સભે સાંભાઇયું કઇયું,
જિત કરીં રેઆણ, તિત સર લગેંતા સુંઅણાં.

ભાવાર્થ—પોતાના ભાયાત વર્ગને સાથે લઇને લાખિયાર જામે ચાલવાની તૈયારીઓ કરવા માંડી. તેઓ જ્યાં જ્યાં મેલાણ કરે છે ત્યાં ત્યાં પાણીના નેસ પણ શોભી નીકળે છે.

આમ મજલ દર મજલ કરતાં, આ સઘળી મંડળી સિંધના હરે ઢંઢ+ ઉપર આવીને ઠરી.

દુહો—અચી હરે ઉલથા, સમાં ને સંગાર,
ચડાં ચોખ્યાં ચાર, સર ને આરે સુંઅણાં.

ભાવાર્થ—સમા અને સંગારો હરેના ઢંઢ ઉપર આવી પહોંચ્યા. ત્યાં પાણીના સુંદર નેસ નિહાળી, તેમણે તેમા ચોખા પણ વાવી દીધાં.

આમ પોતાના બાહુબળ પર વિશ્વાસ રાખીને, પારકી જમીન પોતાનીજ સમજી, આ લોકો અહીં હરેઢંઢ પરજ જામી ગયા. એમનાં બળ અને પરાક્રમની વાતો ચારે તરફ મશહૂર હોતાં, કોઈ પણ એમની સામે માથું ઉંચું કરવાની હિંમત કરતું નથી.

લાખિયાર જામના મેલાણથી થોડે દૂર સિંધુના કિનારા પર ઢોરો નામનું એક નાનું ગામ હતું. ત્યાંના મોઆણા લોકો ભેડીયાતનો અને મચ્છીમારનો ધંધો કરતા હતા. જ્યારે તેમને જાણ થઇ, કે સમા સરદારો હરે ઢંઢ પર આવીને પડેલા છે, ત્યારે તે સઘળા ભેળા થઇને, લાખિયાર જામની સલામે હરે ઢંઢ ઉપર આવ્યા. એ મોઆણા લોકોનો નંગર નામનો એક પાગેરો (મુખી) હતો. તેણે વિચાર્યું, કે મોટા લોકો પાસે જવા વખતે કંઇક નજરાણું લઇ

+ પાણીના નેસને સિંધી લોક ઢંઢ કહે છે.

જવું જોઇએ. નજરાણા માટે આ લોકો પાસે 'પલા' અર્થાત્ મોટા મોટા માછલા હતા. આથી તેઓ જામ લાખિયારને નજરાણું કરવા માટે સારામાં સારા 'પલા' લાવેલા હતા.

દુહો—પલા વડી પાણ, નંગર હલી આવેઓ;
સમેંજી રૈઆણ, સભ મિડઈ સામટી.

ભાવાર્થ—મોટાં મોટાં માછલાં નજરાણા માટે લઇને, નગર મોઆણું જામ લાખિયાર પાસે આવ્યો. તેને જામના મેલાણના સઘળા માણસો હેતથી ભેટયા.

જામ લાખિયારે નગર મોઆણાનો સારી રીતે સત્કાર કર્યો. અને તેને સિંધની હકીકત પૂછવા માંડી.

દુહો—કિતે તોંજા ભુંગડા, કિતે તોંજો માલ,
કર મોઆણા ગાલ, સુખ-દુખ કેડા સિંધમેં ?

ભાવાર્થ—તારું રહેઠાણ અને તારો માલ કયાં છે? વળી સિંધમાં સુખ દુઃખ કેવાં છે તેની પણ તું વાત કર.

લાખિયાર જામના પ્રશ્નના પ્રત્યુત્તરમાં નગર બોલ્યોઃ—

દુહો—ઢારે અસાંજા ભુંગડા, મચ્છી અસાંજો માલ,
લગ-લગાયતું માડુએં, અસાં જા હવાલ.

ભાવાર્થ—અમારું રહેઠાણ ઢારે છે, અને માલમાં તો અમારી પાસે માછલાં છે, વળી અમારા લોકોમાં ઝેરવેર ખૂબ ભરેલાં છે. આવા અમારા હાલ છે.

નગરની હકીકત સાંભળીને લાખિયાર જામ તેને કહે છેઃ—

દુહો—અમાં ઢંઢ નેઆરીએં, ઢારો પરેં પાણ,
ત કો આંઇજી જાણ, કલ પએ કુકુંભમેં.

ભાવાર્થ—અમે તમારાં નેમ અને તમારું ગામ નિહાળીએ, તોજ જાણી શકીએ, કે તમારી શી હકીકત છે.

લાખિયાર જામની ઢારો જોવાની ઇચ્છા જાણીને, નગર મોઆણાએ તેને પોતાની સાથે ઢારે ચાલવાને આમંત્રણ કર્યું. લાખિ-

ચાર જામ પોતાના થોડા સરદારોને લઇને, સિંધની હાલ-હકીકત જાણવા માટે નગર મૌઆણા સાથે ચાલવા લાગ્યો.

સિંધની સ્થિતિનું બારીક અવલોકન કરતાં કરતાં લાખિયાર જામ સિંધુનદીના કિનારે આવેલા નગર મૌઆણાના ઢોરા ગામે આવી પહોંચ્યો. ઢોરાની સુંદર રચના, સિંધુનો વિશાળ રસાળ કિનારો અને આજુબાજુની હરિયાળી જોઇને, અહીં એક મોટું શહેર સ્થાપવાની લાખિયાર જામની ઇચ્છા થઇ. તેણે પોતાની ઇચ્છા નગર મૌઆણા પાસે વ્યક્ત કરી. નગર મૌઆણાનો વિચાર પ્રથમ-થીજ જામ લાખિયારને પોતાના સરદાર તરીકે સ્થાપવાનો હોતાં, તે જામ લાખિયારના વિચાર સાથે સંમત થયો. અને એ નવા શહેરના નામ સાથે પોતાનું નામ જોડવાની તેણે લાખિયાર જામને વિનંતિ કરી.

દુહો—ડીં ઉગે ને ડાણુ ડીયાં, ઝિઝો ડીયાં માલ;
સમાં સુણજ ગાલ, તું નાં રખજ નંગરજો.

ભાવાર્થ—હે સમા સરદાર, રોજ દિવસ ઉગતાજ તને દાણ આપીશ અને ઘણો માલ આપીશ, પણ મારી એક વાત સાંભળ. તું મારૂં નામ એ શહેર સાથે કાયમ કરજે.

જામ લાખિયારે નગર મૌઆણાની સરત કબુલ રાખી. અને ઠરે ઢંઢ ઉપરથી પોતાની આથો અને છાવણી ઉપાડીને, ઢોરે આવી મુકામ કર્યું. આ સ્થળે જામ લાખિયારે એક નવા શહેરની સં-સ્થાપના કરી.

દુહો—જિતે નંગરજા ભુંગડા, અંડા ખોડયાં તિત;
ભડ અબડાણી ઉત, પંધર કરેતો પિંડજો.

ભાવાર્થ—જ્યાં નગર મૌઆણાનાં ઝુંપડાં હતા, ત્યાં લાખિયાર જામે પોતાના તંબુ ચડાવી દીધા. બહાદુર અબડાણી જામે એ પધર પોતાનો બનાવવા માંડ્યો.

આ નવું શહેર વસાવવામાં નગર મોઆણાએ લાખિયાર જામને ઘણી મદદ કરી હતી. આ નવા શહેરના નામની સાથે સમાવંશનું નામ જોડી દેવાને, અને નગર મૌઆણાનું નામ પણ કાયમ રાખ-

વાને, જામ લાખિયારે એ નવી સ્થાપેલી રાજ્યધાનીનું નામ "નગર-સમૈ" નક્કી કર્યું.

દુહો—કોરો મ' ચૅાજા આડુઆ, નગરસમૈ આય નામ;
જિતે ઝંડા ખોડેઆ, સબર સમે જામ.

ભાવાર્થ—જ્યાં બળવાન લાખિયાર જામે પોતાનાં નિશાન ખડાં કર્યાં છે, તેનું નામ હવે નગર-સમૈ છે. માટે એનું નામ હવે કોઇએ ટોગે કરેવું નહિ.

જામ લાખિયારે જે સમયે સિંધમાં નગરસમૈની સંસ્થાપના કરી, તે વખતે સિંધના કેટલાક પ્રદેશોમાં જત જાતિના લોકોનું અતિશય પ્રાબલ્ય હતું. આ જત લોકો એવા બળવાન અને રૂષ્ટ-પુષ્ટ હતા, કે તેમનો દેખાવ માત્ર ગમે તેવા દુશ્મનની હિંમત ભાંગી નાખવાને બસ હતો. તેમની એક-સંપીને લીધે, તેમની સત્તા દિવસે દિવસે પ્રબળ બનતી જતી હતી. પરંતુ કુદરત કદી પણ કોઇની એક સરખી સ્થિતિ રાખવા દેતી નથી. એટલે કેટલોક સમય પસાર થતાં આ જત લોકોની એકસંપીમાં પણ કંઇ કારણસર વિક્ષેપ પડવા માંડ્યો. આ બહાદુર કોમ ઝેર-વેર અને વિખવાદની આગમાં સળગવા લાગી. તેઓ આપસઆપસમાં આથડવા લાગ્યા. એમની વચ્ચે જાગેલો ઝઘડો દિવસે દિવસે ભયંકર સ્વરૂપ પકડતો ગયો. રોજ રોજ કંઇ ને કંઇ કારણસર ધીંગાણાં જામવા લાગ્યાં. અને તેમાં સેંકડો લોકોનો નાશ થવા લાગ્યો. આમ પરસ્પર લડી લડીને આ લોકો તદ્દન નિર્બળ બની ગયા.

જત લોકોના એક પક્ષનો સરદાર હંમર નામનો હતો. આ હંમર એક વિચારશીલ પુરૂષ હતો તેણે વિચાર્યું, કે આ રોજ રોજ વધતા જતા ઝગડાને હવે જો કોઇ રીતે પાટો નહિ બંધાય, તો જત જેવી બળવાન જાતિનો સિંધમાંથી સદંતર વિનાશ થઇ જતાં વાર નહિ લાગે. આ પરિસ્થિતિ સુધારવાને, શો રસ્તો લેવો, તેની યોજનાઓ તે ઘડી રહ્યો હતો. એટલામાં નગર-સમૈમાં રાજ્યધાની સ્થાપનાર, સમા સરદાર લાખિયાર જામના પરાક્રમોની કથા તેના કાન પર અથડાઇ તેણે વિચાર્યું, કે આ ખનખાર ઝગડાનો અંત લાખિયાર જામનો આશરો લીધા વિના આવી શકે તેમ નથી.

આથી તે પોતાના પક્ષના સઘળા માણસોને લઇને નગરસમૈમાં જામ લાખિયારની સલામે આવી પહોંચ્યો.

દુહો—હલી હંમર આવેઓ, સુણુ તું સમા જામ;
જતેં લગો ઝગડો, જેં મારે કેઆ મુકામ.

ભાવાર્થ—હંમર જત લાખિયાર જામ પાસે આવીને કહેવા લાગ્યો, કે હે સમા સરદાર, અમારા જત લોકોમાં જે ઝગડો લાગ્યો છે, તેથી અનેક માણસોનો ઘાણુ નીકળી ગયો છે.

દુહો—જામ સમા સમજાય તું, ઍડી કર કો ગત;
સભ સમેં વર આવિઆ, ઝગડો કરે જત.

ભાવાર્થ—જત લોકો આપસમાં ઝગડો કરીને જામ લાખિયાર પાસે આવ્યા, અને કહ્યું, કે હે જામ, તું કોઈ એવી યુક્તિ કર કે અમે લડતા બંધ થઇએ.

અનાયાસે હાથ આવેલી આવી સુંદર તકનો લાભ લેવાનું ચૂકે, એવો લાખિયાર જામ ન હતો. તેણે હંમર જતને ખાતરી આપી, કે તમો સઘળા લોકો વચ્ચે સમાધાન કરાવી આપવાને હું તૈયાર છું. પરંતુ તેમાં એકજ સરત છે. અને તે એકે તમો સઘળાએ મારી સત્તાનો સ્વીકાર કરવો.

લાખિયાર જામની આ સરત અત્યંત મોંઘી હતી તે હંમર જત સમજી ગયો હતો. છતાં તેણે વિચાર્યું, કે આપસમાં લડી લડીને નેસ્તોનાબૂદ થઇ જવા કરતાં, આ સરતનો સ્વીકાર કરવો એજ વધારે યોગ્ય છે. આમ સમજી, તેણે જામની સરત માન્ય રાખી. અને એવી મતલબના કોલ કરાર પણ કરી દીધા.

દુહો—કણુ-ચારો-કખ કોડસેં, ડીયું સંભારે ડાણુ;
અસીં ફેરીઉં આણુ, મબર સમેં જામજી.

ભાવાર્થ—અનાજ-ઘાસ વગેરેનુ દાણ અમે તમોને આનંદથી આપીશું. અને ચારે તરફ અમે લાખિયાર જામની આણુ ફેરીશું.

લાખિયાર જામે માલસિંહ નામના એક પરાક્રમી સંગારને

સાજન મેરેયો, અને માણેક તુમેર લાખાકુમારનું વેશવાળ કરીને, પાછા સિંધ નગરસમે આવી પહોંચ્યા અને સઘળી બીના જામ લાખિયારને કહી સંભળાવી જામ લાખિયારે આ બંને જણને તેમની કાર્યકુશળતા માટે ધન્યવાદ આપ્યો અને લાખાકુમારના સગપણ સંબંધી અન્ય વિધિઓ પરિપૂર્ણ કરવા માટે, તેણે કેટલાક સંગાર સરદારોને ઘટતી સામગ્રી સાથે પાટગઢ મોકલાવ્યા.

દુહો—સઙ કરણ સમેંજો, ચાવડું ઘર ચાએ,
માન ડઇને મોકલે, સંગાર સભાએ.

ભાવાર્થ—લાખાકુમારનુ સગપણ ચાહીને ચાવડાઓને ત્યા કરવા માટે, લાખિયાર જામે ઘણા માન સાથે સંગાર સરદારોને પાટગઢ મોકલાવ્યા.

દુહો—ચડી પાટગઢ આવિઆ, ગડેઆ વીરમ ગામ;
સંધેઓ સમે જામ, સંઙ ચાવડા સાંખમેં.

ભાવાર્થ—સઘળા માણસો વીરમ ચાવડાના પાટગઢમા આવી પહોંચ્યા. આમ લાખિયાર જામે પોતાના કુમારનું સગપણ ચાવડા વંશમા કર્યું.

દુહો—સીલવતી ને સતી, વાઘમ સંધી ભેણ;
સંઙ ડિનાં સમેંકે, કેઆં વરાકા વેણ.

ભાવાર્થ—સતિ અને શીલવતી એવી વાઘમ ચાવડાની બેન સાથે લાખાકુમારનુ સગપણ થયુ આમ સમા સરદારે ચાવડાઓ સાથે સંબંધ બાંધ્યો

આમ લાખા કુમારનું સગપણ થઈ જવા પછી થોડીજ મુદતમાં તેનાં લગ્નની તૈયારીઓ નગર સમૈમા ધામધૂમથી ચાલવા માડી.

દુહો—વીયાં લાખેજો વરતેઓ, ભાવર થ્યા ભેરા;
અંગણ ઢોલ ધ્રમૂકેઆ, પધર ડિનાં ડેરા.

ભાવાર્થ—લાખા કુમારના લગ્નની તૈયારીઓ ચાલવા લાગી, ભાયાતો ભેળા થવા લાગ્યા, આગણે ઢોલ ધ્રુબ્કયા, અને પાદરે તબુઓ ખડા કરવામાં આવ્યા

જામ લાખિયાર લાખા કુમારનાં લગ્ન ઘણાજ દબદબાથી કરીને પોતે નિશ્ચિંત બન્યો.

લાખિયાર જામની અવસ્થા જ્યારે સાઠ વર્ષની થઇ, ત્યારે તેને
ાજકાજમાંથી નિવૃત્ત થવાની ઇચ્છા થતાં, તેણે સિંધની સમસ્ત
ત્તા લાખાકુમારના હાથમાં સોંપી દીધી. સિંધુના સરદારનો તાજ,
ણે સ્વહસ્તે લાખા કુમારના મસ્તક પર મૂક્યો. અને ત્યાર પછી
ડા સમય બાદ તે દેવલોક પામ્યો.

દુહો—સાઠે વરે લાખિયાર થયો, પાણ છંડયા પ્રાણ,
સભ સોંપે સમેકે, સજી સિંધ સેઆણ.

ભાવાર્થ—સાઠ વર્ષની ઉમરે જામ લાખિયારે પોતાના પ્રાણ છોડયા.
ને સિંધની સઘળી હકુમત તેણે લાખાકુમારના હાથમા સોંપી.

જામ લાખિયારના પરલોક વાસ પછી જામ લાખાએ તેમનું
રોજણ ઘણાજ ભવ્ય સમારંભથી કર્યું.

દુહો—ઢોલ ધ્રસૂકયા ધ્રસમેં, તંભુ ઞુતા બાર,
સિંધ સજી ભેરી થઈ, છનાં બધા ચોધાર.

ભાવાર્થ—જામ લાખિયારના પરોજણમાં ઢોલ ધ્રૂસકવા લાગ્યા, બહાર
ંબુઓ ઉભા કરવામા આવ્યા, અને આખી સિંધના લોકો એકઠા થયા.
ારે તરફ છના બાધવામા આવ્યા.

દુહો—કારજ કેઆં કેડરો, ડાન ડિનાં તિન ડીંય,
• સમું સિંહાસન વિઠો, સે કર કેસરસીંઅ.

ભાવાર્થ—જામ લાખિયારના પરોજણમા યાચક વર્ગને ખૂબ દાન
આપવામા આવ્યું. જામ લાખો સિંધના સિંહાસન પર કેસરીસિંહની માફક
શોભવા લાગ્યો.

પાંચસો ઘોડેસ્વારો સહિત જત લોકો વચ્ચે સમાધાન કરાવવાને, અને સમાવંશની સત્તા સ્થાપવાને મોકલ્યો.

દુહો—મલ્લ માલસીં નિગેઓ, જતેં ભેરો જુવાણ;
ફતેં કરે પાછો ફિરજ, વહજ સંભારે ડાણ.

ભાવાર્થ—મલ્લ જેવો માલસિંહ જત લોકોની સાથે ચાલવા લાગ્યો. તેને લાખિયાર જામે કહ્યું, કે તું ફતેહ પામી આવજે. અને દાણ સંભાળીને વસુલ કરજે.

માલસિંહ હંમર જત સાથે જત લોકોના પ્રદેશમાં જઇ પહોંચ્યો. લાખિયાર જામના યશસ્વી નામે, એ પોતાના કાર્યમાં થોડા જ પ્રયત્નથી ફત્તેહમંદ થયો. એણે પોતાની કુનેહ અને બહાદુરીથી જત લોકો વચ્ચેના ઝગડાનું સમાધાન કરી દીધું. જેમણે માથું ઉંચું કર્યું, તેમને મારી લીધા. અને જેમણે જામની સત્તા માન્ય રાખી, તેમને ક્ષમા આપીને જવા દીધા. આમ જત લોકોનો આંકડો દાબી દઇને, માલસિંહ લાખિયાર જામની વતી ત્યાં થાણે બેઠો. તેણે ધીમે ધીમે ત્યાંની તમામ જમીન પોતાના કબજામાં લઈ લીધી.

દુહો—સિંધ સઙમેં પિંડજા, ઝંડા તો ખોડે,
સમું વિઠો સામૈ-નગર, મલ્લ મુછું મોડે.

ભાવાર્થ—આખી સિંધમા પોતાના નેજા ખડા કરનો, મલ્લ જેવો જામ લાખિઆર નગરસંમમાં બેઠો બેઠો મૂછોને તાવ દઈ રહ્યો છે.

અહીં શાન્તિનું સ્થાપન થઇ જતાં, જ્યારે જામ લાખિયાર આ જત-પ્રદેશમાંનું પોતાનું થાણું જોવા આવ્યો, ત્યારે સઘળા જત જમીનદારોએ જામની સલામે આવીને, વિવેક પુરઃસર પોતાની તાબેદારી જાહેર કરી.

દુહો—સિંધ સઙ ભેગી થઇ, કેઉ સમેંઙ સલામ;
અસીં બાર તુહીંજા, તુંજ અમાંજો જામ.

ભાવાર્થ—જામ લાખિયારની સલામ માટે સમસ્ત સિંધના જત જમીનદારો એકઠા થયા, અને કહેવા લાગ્યા, કે અમે તમારાં બાળકો છીએ, અને તમે અમારા સરદાર છો.

ધીમે ધીમે જામ લાખિયાર અને તેના પાટવીકુમાર લાખાએ, પોતાના બાહુબળથી સમસ્ત સિંધપર પોતાનો વિજયવાવટો ફરકાવી દીધો લાખાકુમારની ઉંમર હવે પચીશ ત્રીશ વર્ષની થવા આવી હતી. સિંધનો કબજો હાથ કરીને પછીજ પરણવાની લાખાકુમારની આતરિક ઇચ્છા હવે પરિપૂર્ણ થવા આવી હતી. લાખિયાર જામ આ વસ્તુથી વાકેફ હોવાથી, હવે તેણે લાખાકુમારનું સગપણ કરવાની તજવીજ કરવા માંડી.

આ વખતે સમાવંશના વંશપરંપરાના માગણ માણના વંશમાં સાજન મેરૈયો, અને સામૂર ચારણના વંશમાં માણેક તુમેર હતા. આ બંને જણ લાખાકુમારને માટે યોગ્ય સગપણની શોધમાં નગર સમૈથી નીકળી પડ્યા. તેઓ ઘણા મુલક ફરી ફરીને થાકયા, પણ લાખાકુમારની જોડી તેમને કયાંયે જોવામાં આવી નહિ. આખરે તેઓ કચ્છના પાટકોટ કિંવા પાટગઢમાં આવી પહોંચ્યા. પાટકોટ એ વીરમ ચાવડાની રાજધાનીનું શહેર હતું. વીરમ ચાવડાની કુમારી બૌઢી* ચાવડીના સૌન્દર્યની પ્રશંસા સાભળીને, તેઓ અહીં આવેલા હતા. તપાસ કરતાં તેમને ખાતરી થઇ, કે આ ચાવડાકુમારી અત્યંત સ્વરૂપવાન અને સદ્‌ગુણી છે. આથી તેમણે પોતાના હૃદયની વાત વીરમચાવડા પાસે મૂકી જોઈ.

સમસ્ત સિંધના ભાવિ શિરતાજ, અને અતુલ પરાક્રમી લાખા કુમારને સગપણ આપવામાં પાટગઢપતિ જરા પણ આનાકાની કરે તેમ હતું નહિ. તેણે તેજ વખતે આ બંને જણની માગણી માન્ય રાખી લાખાકુમારનું સગપણ વીરમચાવડાની કુમારી સાથે નક્કી કરવામા આવ્યું.

દુહો—પાટકોટના ચાવડા, સમું કરે તો સૅણ,
વીરમ સંધો ધીયડી, વાઘમ સંધો ભેણ.

ભાવાર્થ—લાખિયાર જામ પાટકોટના ચાવડા સાથે સંબંધ બાંધે છે. વીરમ ચાવડાની કુમારી, અને વાઘમની બેન સાથે લાખાકુમારનું સગપણ કરે છે.

* આ બૌઢી ચાવડી કચ્છમાં બોથી ચાવડીના નામથી ઓળખાય છે.

# પ્રકરણ ૧૩ મું.

## દાતાર સપડ ચોટાણી

અને

## ઑઠા જખરાણી.

સિંધમાં નગરસમૈની સંસ્થાપના કરીને, તેમાં રાજ્યગાદી સ્થાપનાર જામ લાખિયારને ત્રણ કુમાર હતા આ વાત આગલાં પ્રકરણોમાં કહેવાઈ ગઈ છે. જામ લાખિયારે ગઢકાછાની રાજ્યસત્તા કુમાર અબડાને સ્વાધીન કરી, અને કારીકચ્છીનો સરદાર જામ જખરો જે લાખિયારનો ભાઇ થતો હતો, તે બિનવારસ ગુજરી જતાં કારી કચ્છીનો વિભાગ રૂંઆ કુમારને આપ્યો. અને પોતે પાટવી કુમાર લાખા સાથે સિંધમાં આગળ ચાલતો થયો, એ વાત વાચકના લક્ષ બહાર નહિ હોય

જામ લાખિયારના કુમાર રૂંઆને ત્યાં બે બેલડાના કુંવર જન્મ્યા. તેમાંનો એક તો જન્મતાં વેંત જ સ્વર્ગવાસી થયો, અને એક રહ્યો, તેનું નામ બેલો રાખવામાં આવ્યું. આ બેલો પ્રતાપી પુરૂષ હતો. તેણે પોતાના પ્રગણાનું નામ પોતાના નામ પરથી બેલો રાખ્યું. આ બેલાને ત્યાં જે કુંવરનો જન્મ થયો, તેનું નામ કારો. તેણે બેલા નું નામ બદલાવીને પોતાના નામ પરથી કારાબેલા* નામ રાખ્યું. કારાનો કુવર ચોટો થયો, અને ચોટાનો થયો સપડ સપડમાં જામ એક મહાન દાતાર હતો. જામ લાખા ફૂલાણીના વખતમાં જે દશ દાતાર ગણવામાં આવે છે, તેમાંનો એક આ સપડ ચોટાણી હતો.

હવે સામૂર ચારણના વંશનો એક તુમેર ચારણ શિઆળકોટમાં રહેતો હતો તેને તેના ભાઇઓ સાથે કંઈ કારણવશાત્ અણબનાવ થઇ પડતાં, તે શિઆળકોટનો ત્યાગ કરીને, જુનાગઢ ચૂડાસમા ...ના દરબારમાં ગયો. આ ચારણની ઉચ્ચ પ્રકારની કવિત્વ શક્તિ ..., જુનાગઢાધિપતિ અત્યંત પ્રસન્ન થયો, અને તેને રાજથળી

* કારાબેલા વાગડને છેડે આવેલુ આજ પણ વધુ પુરાતન ગણાય છે.

ગામ ઇનામમાં આપ્યું. કેટલીક મુદત વીત્યા બાદ આ ચારણના વંશમાં એક ગુગડ નામક ચારણ થયો આ ગુગડ ચારણની સ્ત્રી ને ગર્ભ રહ્યો, તેજ અરસામાં એ બાઇની ભાભી પણ ગર્ભવતી હતી. આ બન્ને જણીઓ વચ્ચે બહુ સ્નેહ હતો. આથી તેમણે પોતપોતામાં એક વિલક્ષણ કરાર કર્યો. કરાર એ હતો, કે જો ગુગડ ચારણની સ્રી ને ત્યાં પુત્ર જન્મે, અને તેની ભાભીને ત્યાં પુત્રી અવતરે, તો આ બંને બાળકોનાં લગ્ન કરી દેવાં. બંને જણીઓએ આ ઠરાવમાં પોતપોતાની સંમતિ આપી.*

થોડા દિવસમાં ગુગડ ચારણની સ્ત્રીના ભાઇને ઘેર એક અત્યંત સૌન્દર્યવાન બાળિકાનો જન્મ થયો. અને ત્યાર પછી ગુગડ ચારણને ત્યાં એક પુત્ર આવ્યો. પણ આ બાળક હાથે પગે ઠુંઠો અને લંગડો હતો. તેના હાથ-પગ નહિ જેવાજ હોવાથી, તે એક માંસના લોચા સમાન લાગતો હતો. ગુગડ ચારણની સ્ત્રીએ જ્યારે પોતાના પુત્રના દેદાર જોયા, ત્યારે તેના ખેદનો પાર રહ્યો નહિ તેણે વિચાર્યું, કે આવા મોહતાજ પુત્રને ભાઇની છોકરી પરણાવવી, એ તો છોકરીનો ભવ બગાડવા બરાબર છે. આથી તેણે આ છોકરાને ગામ બહાર આવેલા એક મોટા ઉકરડાની અંદર દાટી આવવા સૂયાણીને જણાવ્યું. પેલી બાઇએ ગુગડ ચારણની સ્રીને ઘણી સમજાવી પણ આ આગ્રહી ચારણીઆણી એક ટળી બે ન થઇ. આથી તે સુયાણી પેલા બાળકને ટોપલામાં લઇને ચાલતી થઇ, અને ઉકરડા પાસે આવી ખાડો ખોદવા લાગી.

આ વખતે એજ છોકરાનો મામો, કે જેની દીકરી સાથે આ બાળકનું સગપણ થવાનું ઠર્યું હતું, તે પોતે સંજોગવશાત્ અહીંથી પસાર થયો. તેણે પેલી ઉકરડો ખોદતી બાઇને, તે શું કરે છે એમ પૂછી જોયું. પેલી બાઇએ સઘળી સત્ય હકીકત જણાવી દીધી. આ હકીકત જાણીને ચારણ થંભી ગયો. તેણે વિચાર્યું, કે આમ તો પાપનો બધો બોજ મારા શિર પર આવીને પડે છે. આથી તે બાળકને લઇને પોતાની બેન પાસે ગયો, અને તેને સમજાવીને

* આજ પણ ચારણ આદિ કેટલીક જ્ઞાતિઓમાં મામાની દીકરી પરણવામાં બાધ ગણવામાં આવતો નથી.

તે બાળકને ઉછેરવા આગ્રહ કર્યો. વાત જાહેર થઇ ગએલી હોવાથી ચારણીયાણી ભોંઠી પડી. તેણે ભાઇની વાત માન્ય રાખી, બાળકને ઉછેરવા માંડ્યું. એ બાળકનું નામ સોનંગ રાખવામાં આવ્યું.

આ સોનંગ ચારણ જ્યારે પાંચ વર્ષનો થયો ત્યારે કમનસીબે તેનાં માતા-પિતા બંને સ્વર્ગવાસી થયાં. તેમની કર્મપાંતિનો ગ્રાસ પણ તેઓ ખાઈ ગએલાં હોવાથી, તેઓ તદ્દન નિર્ધન થઈ ગયેલાં હતાં. આમ આ ગરીબ સોનંગ ચારણ બાલ્યાવસ્થામાંજ રઝળી પડ્યો. તદ્દન નિરાધાર બની ગયો. તેને હાથ-પગ નામનાંજ હોવાથી, તે મહામુશ્કેલીએ પેટ વડે થોડું ઘણું ઘસડાઇ શકતો. આ છોકરાની આવી બેહાલ હાલત જોઇને, એના મામાએ એને પોતાને ત્યાં રાખ્યો. જ્યારે તે બાર-ચૌદ વર્ષની ઉંમરનો થયો, ત્યારે લાકડાની ઘોડીઓના આધારે થોડું થોડું ચાલવા લાગ્યો. અને થોડા દિવસે તે મામાનાં વાછરડાં ચારવા જેવો પણ બની ગયો. આથી તે દરરોજ ઘોડીઓના ટેકા વડે તેના મામાનાં વાછરડાં ચારવાને જવા લાગ્યો. સૌ તેને મંઢો સોનંગ કહીને બોલાવતા.

આ તરફ સોનંગ ચારણના મામાની પુત્રી પણ પંદરેક વર્ષની ઉંમરની થવા આવી હતી. આ ચારણ કન્યા તો રૂપરૂપના અવતારની સમી અતુલ સૌન્દર્યવતી હતી. જ્યારે આ ઠુંઠો અને લૂલો સોનંગ ચારણ અત્યંત બેડોળ, અને કદરૂપો હતો. આ કારણથી તે ચારણ કન્યાને તેની બહેનપણીઓ રોજ રોજ 'મંઢાની વહુ' કહીને ચીડવતી હતી. ચારણ બાળાને આથી બહુજ માઠું લાગતું. તેણે એક દિવસ સઘળી બીના પોતાની માને કહી જણાવી. અને પૂછવા લાગી, કે છોકરીઓ કહેછે તે હકીકત ખરી છે કે કેમ ? તેની માતા બોલી બેન, તમો બંને જ્યારે ગર્ભમાં હતાં ત્યારેજ અમે તમારૂં સગપણ કરી નાખેલ છે. છોકરીઓ કહે છે એ વાત ખોટી નથી. આ સાંભળીને ચારણ-કન્યાને ઘણો ક્રોધ ચડ્યો. તેણે પોતાના હાથમાં કટારી લઇને માતાને કહ્યું કે કાંતો આ મંઢાને અહીંથી દૂર કરો, નહિ તો હું હમણાજ આ કટારી ખાઇને મારો જીવ કહાડી નાખું છું છોકરીને આજ એકાએક વીફરી ગએલી જોઇને, તેની માતા વિચારમાં પડી. તેણે આ બીના પોતાના પતિને કહી સંભળાવી. આ સાંભળી ચારણનું મન પણ મુંઝાયું. તેણે વિચાર્યું કે આ મંઢા સોનંગની ખાતર

તેની એકની એક પુત્રીનો જીવ જાય, એ ઠીક નહિ. આથી તેણે સોનંગને પોતાનું ઘર છોડી જવાની આજ્ઞા આપી દીધી.

સોનંગ ચારણને હવેજ તેની નિરાધાર સ્થિતિનું ભાન થયું. તેણે મામા પાસે ઘણા કાલાવાલા કર્યા, પણ મામો એક ટળી બે ન થયો. આખા જગતમાં હવે સોનંગનું કોઈ રહ્યું ન હતું. ઉપર આભ અને નીચે ધરતી હતી. તેણે વિચાર્યું, કે આવું કંગાળ જીવન જીવવું તેના કરતાં મૃત્યુ વધારે સારૂં છે. તે તેજ વખતે મામાના ઘરનો ત્યાગ કરીને ચાલતો થયો.

સોનંગ ચારણને ચારણી વિદ્યાનો ઘણો શોખ હતો. તેણે તે શીખવા પાછળ થોડી ઘણી મહેનત પણ લીધી હતી. પરંતુ તેમાં તે સફળ થયો ન હતો. તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો, કે કાં તો વિદ્યાને પ્રાપ્ત કરવી, અથવા તો દેહનો ભોગ આપવો. આથી તે રાજથળીથી કેટલેક દૂર દરીઆકિનારે આવેલા એક શારદા મંદિરમાં જઇને તપશ્ચર્યા કરવા લાગ્યો. તેણે ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ કંઇ પણ ખાનપાન વગર એકચિત્તે તપ કર્યું. છતાં શારદાદેવીની પ્રસન્નતા ન મળી તે નજ મળી. આખરે તે કંટાળ્યો તેણે વિચાર્યું, કે મારા પર જગત તો કોપ્યું, પણ દેવોએ કોપ્યાં. તો પછી આ માટીના ઢગલા જેવું શરીર શા માટે રાખવું ? આમ વિચારીને મંદિરમાંથી ઊઠ્યો, અને દરીઆ તરફ ચાલવા માંડ્યું. તે દરીઆના પાણીમાં ધીડીઓ વડે આગળ ને આગળ ચાલવા લાગ્યો. થોડે દૂર જઇને, તે દરીઆના પાણીમાં કૂદી પડ્યો આ વખતે કર્મ સંજોગે પાણીનું એક એવું મોજું આવ્યું, કે તેની એકજ છોળે એને કિનારા પર બહાર ફેંકી દીધો. મંદા ચારણની મુરાદ પાર પડી નહિ પણ મંદો સોનંગ હવે જીવપર આવી ગએલો હોવાથી, તે પોતના નિશ્ચયમાં અડગ હતો. તરત તે પાછો પેટે ચાલતો પાણીમાં પડ્યો પાણીએ તેને આ વખતે પણ પાછો હડસેલી કાઢ્યો. આ વખતે કોઇ દૈવી શબ્દો તેના કર્ણ પર અથડાયા, કે "ચારણ પુત્ર! આત્મ-હત્યા કરવાનો તારો વિચાર હવે છોડી દે! જે વસ્તુ માટે તું તારા દેહનો ભોગ આપવા માગે છે, તે તારી આશા ફળીભૂત થશે કારાએલાના માલીક દાતાર સપડ ચોટાણી પાસે તારો અત્યંત આદર-સત્કાર થશે."

દુહો—મરો હલેઓ મરણકે, મુરી સાંયર પેર,
સામી આવઈ સારદા, ચેં વિઝી સપડ ભેટ.

ભાવાર્થ—મરવા ચારણ સોનંગ પેરે ઘસડાઇને સમુદ્રમાં મરવા ચાલ્યો, પણ તેના પર શારદા પ્રસન્ન થઇ, અને કહ્યું, કે તું સપડ ચોટાણીની મુલાકાત લે.

સોનંગ ચારણના હર્ષનો હવે પાર રહ્યો નહિ. તેની સઘળી ઝંઙેમત આજે સફળ થતી દેખાઇ. શારદાદેવીની કૃપાથી સોનંગ ચારણનાં અંતર-ચક્ષુ હવે ખુલી ગયાં હતાં. તેના હૃદયમાં દિવ્ય જ્ઞાનનો આવિર્ભાવ થઇ ચૂકયો હતો તે તરતજ ત્યાંથી પાછો ફર્યો, અને પોતાને ગામ રાજથળી આવ્યો. રાજથળીમાં હવે તેના મામાને ઘેર જવાની તેની લેશ પણ ઇચ્છા હતી નહિ. રાજથળીમાં તેનો બીજો કોઇ સંબંધી ન હતો. માત્ર એક ભાણેજ બાકી રહ્યો હતો. આથી સોનંગ ત્યાંથી સીધો તેના ભાણેજને ત્યાં આવ્યો. અને તેને જે બીના બની હતી તે સઘળી કહી સંભળાવી. ધીમે ધીમે આ વાત ચોતરફ પ્રસરવા લાગી. આખા ગામમાં સોનંગ ચારણને શારદા સહાય થવાની વાતો ચાલવા લાગી.

થોડા દિવસ રહીને સોનંગ ચારણે વિચાર્યું, કે હવે નિરર્થક બેસી રહેવા કરતાં કંઇક કાર્ય કરી બતાવ્યું હોય તોજ વધારે સારૂં. આ કારણથી તેણે તેના ભાણેજને નીચે મુજબ ચાર દુહા લખી આપ્યા, અને તે કારાભેલા જઇને સપડ ચોટાણીને આપી આવવા જણાવ્યું.

દુહો—તું મહીપત આંઉં મંગણું, તું દાતાર આંઉં ડક;
સુણી તોજો સડ, સું કુલે પાતો કીનરો.

ભાવાર્થ—તું ભૂપાળ છે, અને હું તારો યાચક છું. તું દાતાર છે, અને હું અજ્ઞાન છું. પરંતુ તારો સાદ સાંભળી હું ખભા પર કીનરો (એ નામનું વાજિંત્ર) ચડાવી તારી પાસે આવવા તૈયાર થયો છું.

દુહો—વસીલો ન વસ, ભુને ભર ન સારીઆં;
હાલ મુંઈજો પસ, રૂંઝે સંધા રાઠયા.

ભાવાર્થ—મારો કોઇ આધાર કે લાગ વગ નથી, તેમ રહેવાને ઝુંપડું પણ નથી. હે રંઝા જામના વારસ ! મારા આવા હવાલ તું નિહાળ.

દુહો—મઢો મિટ્ટીય ઢર, પેઓ આએ પટ્ટમેં;
કધર લીંધો કેર, રે! રૂંઆણાં રાજીયા!

ભાવાર્થ—માટીના ઢગલા જેવો આ મંઢો ચારણ જમીન પર પડેલો છે. હે રૂંઆના વંશના રાજન! તારા સિવાય તેની કદર કોણ કરશે?

દુહો—લાએ લૂલે લિંઙ જા, ભલા! તોં તેં ભાર;
કજ કો કંધીય પાર, હિન મઢે મંઙણહારકે.

ભાવાર્થ—હે ભલા જામ સપડ! મુજ અપંગ શરીર પરનો બોજો ઉતારી તેને તારા પર લઇ લે! આ લંગડા યાચકને તું તારીને પાર કરજે!

સોનંગ ચારણે આ ચારે દુહા લખી દઇને તેના ભાણેજને રાજધાનીથી રવાના કર્યો. તે ચાલતો ચાલતો કેટલાક દિવસ પછી જામ સપડ ચોટાણી પાસે આવી પહોંચ્યો.

જામ સપડ ચોટાણી કાવ્યકળાનાં લક્ષણોનો જાણનાર હતો. આથી સોનંગ ચારણના રચેલા દુહા વાંચીને તેના આનંદનો પાર રહ્યો નહિ.

"ચારણ દેવ! આ દુહાનો રચનાર કોણ છે?" તેણે ચારણને પૂછી જોયું.

ચારણે વિચાર્યું, કે સસ્તો યશ પ્રાપ્ત કરી લેવાનો આ ઠીક અવસર આવેલો છે. સોનંગ ચારણનું નામ આપી તેની કીર્તિ વધારવા કરતાં મારૂં જ નામ આપી દઉં, તો હમણાજ બેડો પાર થઇ જાય. આમ વિચારી ચારણ બોલ્યો.

"દાતાર! એ દુહાનો રચનાર હું પોતેજ છું."

ચારણની આ વાત સાંભળીને જામ સપડને અતિ નવાઇ લાગી. દુહા જોતાંજ તે સમજી ગયો હતો, કે એનો રચનાર કોઈ હાથે-પગે અપંગ ચારણ હોવો જોઇએ પરંતુ આ ચારણને, તે દુહાના કર્તા તરીકે પોતાનું નામ દેતો જોઇને, સપડ જામ તેની ઠગબાજી જાણી ગયો હતો. પરંતુ તેના ઔદાર્યનો પાર ન હતો. ચારણ પર ક્રોધાયમાન થવાને બદલે તે ખડખડાટ હસી પડ્યો તે બોલ્યો—

"ચારણ દેવ! તમારા કિસ્મતનું હશે, તે તમને મળશે, અને આ દુહાના રચનારના નસીબનું હશે તે તેને પ્રાપ્ત થશે."

ચારણની ભોંઠપનો હવે પાર રહ્યો નહિ. તેને પોતાની મુર્ખાઇ પર ગુસ્સો ચઢ્યો. તેણે એ દુહાના રચનાર સોનંગ ચારણની સઘળી વિગતથી જામને વાકેફ કર્યો. અને પોતાની ભૂલ માટે તે ક્ષમા માગવા લાગ્યો.

ઉદારાત્મા સપડ જામે તેને તદ્દન નિશ્ચંત રહેવા જણાવ્યું. થોડા દિવસ ચારણે જામની મહેમાની ચાખી. અને ત્યારપછી પાછો રાજધાની જવા તૈયાર થયો.

સપડ દાતારે સોનંગ ચારણ માટે એક ઉમદા કાબુલી ઘોડો, એક હજાર સુવર્ણ–સિક્કા, તથા શાલો, દુશાલા, કડાં, વેઢ, વીંટી, આદિ ભારે પહેરામણીઓ મોકલાવી. અને તેનો સંદેશો લાવનાર ચારણને એક કેવરી ઘોડી, સો સુવર્ણ–સિક્કા અને પહેરામણીઓ આપી. ઉપરાંત સપડ દાતારે સોનંગ ચારણને કહેવડાવ્યું, કે આ તો માત્ર ફુલને ઠેકાણે પાંદડી છે, પણ જો તમે જાતે અહીં આવશો તો તમારી ઇચ્છા અનુસાર દાન આપીને સંતુષ્ઠ કરીશ. આવો સંદેશો સોનંગને મોકલીને, સપડ દાતારે આ ચારણને અતિ માનપૂર્વક ત્યાંથી વિદાય કર્યો.

ચારણ સઘળી વસ્તુઓ સાથે રાજધાની તરફ ચાલવા લાગ્યો. પણ રસ્તામાં સોનંગ ચારણના કાબુલી ઘોડાને એક પગે કંઇક જોર આવી જતાં તે લંગડો બની ગયો. રાજધાની આવી પહોંચતાં, પેલા ચારણે સોનંગની સઘળી વસ્તુઓ તેને સંભાળીને આપી. અને સપડ દાતારનો સંદેશો પણ તેને કહી સંભળાવ્યો. આજ લગી નિર્ધન અને નિરાધાર અવસ્થામાં પડ્યા રહેલા સોનંગ ચારણના ભાગ્યનું પાંદડું એકાએક ખસી ગયું. ગરીબ સોનંગ એકદમ તાલેવંત બની ગયો.

રાજધાનીના લોકોને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે તેમને ખાતરી થઇ, કે સોનંગ ચારણને શારદા સહાય થવાની વાત તદ્દન સાચી છે. ઘેર ઘેર સોનંગની પ્રશંસાનાં ગીત ગવાવા લાગ્યાં,

સોનંગના મનમાં તેના સગપણની વાત કાંટાની માફક ખટકી રહેલી હતી. જે કન્યા સાથે એકવાર તેના સગપણની વાતચીત થઇ ગઈ, તે કન્યા હવે બીજા કોઇને જાય, તો સોનંગનું માથું ઉતરી પડે તેમ હતું. એક બે વાર સોનંગચારણે પોતાના સસરાને એ વિષયમાં યાદી અપાવી હતી પરંતુ તેના સસરાએ એક એવી શરત વચમાં મૂકી દીધી હતી, કે જેને પૂર્ણ કરવાનું કાર્ય મહા મુશ્કેલી ભર્યું હતું. શરત એવી હતી, કે જો એકસો કેવરી ઘોડી તેના સસરાને સોનંગ આપે, તોજ તેનાં લગ્ન થઇ શકે. આ કેવરી ઘોડી જ્યાં એક પણ મેળવવી અશક્ય હતી, ત્યાં સોનું તો પૂછવું જ શું? સોનંગ ચારણ રાતદિવસ આ શરત પૂર્ણ કરવાના વિચારો કરી રહ્યો હતો. પણ તેને કોઈ યોગ્ય માર્ગ જડતો ન હતો.

એક વખત સપડ દાતારના ગામના સોદાગરો ફરતા ફરતા રાજથળીમાં આવી પહોંચ્યા. આ સોદાગરોએ સોનંગ ચારણને એવા સમાચાર આપ્યા, કે સપડ દાતાર તેને રાતદિવસ યાદ કરી રહ્યો છે. સોનંગ ચારણ સપડ દાતારના મંદા ઘોડાથી તેના પર જરા રીસે ભરાયો હતો. આથી તેણે સપડ ચોટાણીને તેના સંદેશાના પ્રત્યુત્તરમાં બે દુહા લખી આપ્યા.

દુહો.—ડાતાર હિને ડાતમેં, ઍ-ટંગો કેકાણ,
કન્તેં કે કંધ કરીઆં, કન્પેરેં હલાં પાણ ?

ભાવાર્થ—દાતારે દાનમાં ત્રણ પગવાળો અશ્વ આપ્યો. હવે હું તેને ખભે લઇને ચાલું, કે પગે ચાલીને ચાલું તે સમજાતું નથી.

દુહો—બીં મઢં જો મેડ઼, કીં થીંધો થરજા ધણી ?
જ-ગિડ઼ેઆ ઊંતું ગેડ઼, ત-પઇ ઝુરંધા પટમેં.

ભાવાર્થ—હે થરના ધણી ! આ બે લંગડાઓ વચ્ચે મેળ શી રીતે થઈ શકશે? કારણ કે કયાંક ઊંડા ઠોળાવમાં ચાલતાં આ બંને જમીન પર પટકાઇ પડશે, અને હાડકા પાંસળા ભાંગી પડશે.

જ્યારે સોનંગ ચારણનો આ ઉપાલંભ ભર્યો સંદેશ સપડ દાતારને મળ્યો, ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ તેણે પોતાની ઘોડારમાંથી સારામાં સારો દાણુલી ઘોડો મોકલેલો છતાં સો-

નગ તેને મદ્દા કેમ કહે છે, તે તેનાથી સમજી શકાયું નહિ યાચકના મનમા લેશ પણ ઉદ્વેગ રહી જાય, તે સપડ દાતારથી સહેવાય તેમ ન હતુ આથી તેને સોનગ ચારણના મનનુ સમાધાન કરવાની તાલાવેલી જાગી. તેણે સોનગને બોલાવી લાવવા માટે એક સુંદર પાલખી મોકલાવી અને વિશેષમાં જણાવ્યું કે –

દુહો–જન્તુ ડાન' કોડીઓ, તન્મદ્દા ડોલી આ,
ત–ડીયાં, ડાન કરીઆં, જિકી ચે મોઆ.

ભાવાર્થ—હે મદ્દા સોનગ ! જો તને દાન લેવાના કોડ હોય, તો ડોલીમા બેસીને તુ મારી પાસે આવ તુ તારા મોમાથી જે વસ્તુ માગીશ, તે તને દાનમાં આપીશ

સપડ દાતાર ઉપર સોનગ ચારણને રીસ તો હતી. પણ તેને કેવરી ઘોડીઓ કયાંકથી પેદા કરવાની જરૂર હોવાથી, અને દાતારે તેને માટે ખાસ પાલખી મોકલેલી હોવાથી તે ત્યા જવાની તૈયારી કરવા લાગ્યો

દેવીપુત્ર સોનગ સપડ દાતારને મળવા માટે ખાસ મ્યાનામા બેસીને કારાબેલા જાય છે, એ સાભળી આખુ રાજથળી ગામ તેને વળાવવા જવા માટે તૈયાર થઇ ગયુ

અતિ ધામધૂમથી અને ભવ્ય સમારભથી સોનગ ચારણની ડોલી રાજથળીમાથી ચાલવા લાગી આજે સોનગ ચારણે સપડ દાતારે મોકલેલા ઉમદા પ્રકારના પોશાક ધારણ કરેલા હોવાથી, તેના ચહેરાપર જાણે કોઇ દિવ્ય તેજ ચમકી રહ્યુ હતુ

સોનગની પાલખી જ્યારે ગામ બહાર આવી, ત્યારે તેના મનમા એક જુની વાતની યાદ આવી તેના જન્મ વખતે તેની માતાએ જે ઠેકાણે તેને દાટવા મોકલાવ્યો હતો, તે ઠેકાણું આવી પહોચતા સોનગનુ હૃદય જરા હીની ઊઠયુ આજ પણ એ સ્થાને ઉકરડાનો એક મોટો ઢગલો પડેલો હતો સોનગચારણે પોતાની પાલખી એ ઉકરડા પર થોભાવવા, તેને ઉચકનારાઓને સૂચના કરી સોનગની સૂચનાનો તરત અમલ થયો પરતુ તેનુ આવુ વિલક્ષણ વર્તન જોઇને સૌને ઘણી નવાઈ લાગી. લોકો તેને તેમ કરવાનુ કારણ પૂછવા લાગ્યા ત્યારે સોનગ ગળગળા હૃદયે બોલ્યો

દુહો—માઇત્રે મારે, લિંહું, લોધે છડેઓ,
કુમોતે મોતે હિતે, પણ લિખ્યો કેર ટારે ?
સપડ સણગારે, અજ ચારણ ડોલી ચાડેઓ.

ભાવાર્થ—માતા પિતા જેને મરણતોલ અવયવહીન અવસ્થામાં મૂકીને ચાલતાં થયા, અને જે એક દિવસ આજ સ્થળે કુમોતે મરતો હતો, તેને આજ સપડ દાતારે શણગારીને પાલખીમાં ચડાવ્યો છે.

સોનંગ ચારણનાં ઉપરોક્ત વચનોથી લોકોનાં હૃદયમાં લાગણીનું એક મોજું ફરી વળ્યું. સોનંગનું નિરભિમાની–નિખાલસ હૃદય જોઇને સૌને તેનાપર અત્યંત ભાવ ઉત્પન્ન થયો. સઘળા લોકોએ સોનંગ ચારણને વંદન કર્યું. સોનંગે તેમને આશીર્વાદ દઈને પાછા ફરવા જણાવ્યું. લોકો પાછા ફર્યા. સોનંગ ચારણની પાલખી આગળ ચાલવા લાગી.

સોનગ ચારણ મજલ દર મજલ કરતો કરતો નોતીયાર જામ ઓઠા જખરાણીની હદમાં નોત ગામે આવી ચડ્યો. આ ઓઠો જખરાણી પણ એક મહાન દાતાર હતો સોનંગ ચારણની કીર્તિ તેણે અત્યાર અગાઉ ઘણીવાર સાંભળી હતી. સોનંગને સરસ્વતી સહાય હોવાની વાત પણ તેના લક્ષ બહાર ન હતી. જ્યારે તેણે જાણ્યું, કે સોનંગ ચારણ સપડ દાતારને મળવાને અહીંથી પસાર થવાનો છે, ત્યારે તે એક મોટી સવારી સાથે ચાલતો થયો, અને સોનંગનો રસ્તો રોકીને ઉભો રહ્યો.

જ્યારે સોનંગની પાલખી અહીંથી પસાર થઇ, ત્યારે ઓઠો દાતાર તેની આડો ફરી આવ્યો, અને તેને પોતાને ત્યાં ચાલવા વીનવવા લાગ્યો.

સોનંગ ચારણ હજુ વિચારમાંજ હતો, એટલામાં ઓઠા દાતારે તેને ચિત્રાદાન+ દેવાની પોતાની ઇચ્છા વ્યકત કરી.

ચિત્રાદાનનું નામ સાંભળતાંજ ચારણ દેવનું મન લલચાવા

---

+ સો ઘોડી એક ઘોડો, સો ભેંસ એક પાડો, સો ગાયો એક સાંઢ, સો સાંઢણી એક ઊંટ, અને સો સો સોના રૂપાના સિક્કાનું દાન આપવું તેનું નામ ચિત્રાદાન.

લાગ્યું. એક તો સપડ દાતાર પાસે જવાની તેની ઇચ્છા પ્રથમથીજ ઓછી હતી, અને વળી ચિત્રાદાનનો આપનાર દાતાર અનાયાસે મળી ગયો, એટલે સોનંગ ચારણે પોતાનો વિચાર તરત ફેરવી નાખ્યો. સપડ ચોટાણીને યાચવા જવાને બદલે તે ઓઠા જખરાણીને યાચવા તૈયાર થયો. તેણે સપડ દાતારને પોતાના ગુભરાજ* સાથે બે દુહા લખી મોકલ્યા.

દુહો—મંઈ ઘોડા ઘોડીઉં, બ્યા ઑકે ડિનાં ઉઠ,
વિઠે તૉ નં-મોકલ્યા, ત રૂંઆ તૉ સેં રૂઠ.

ભાવાર્થ—ઓઠા દાતારે ભેંસો, ઘોડા, ઘોડીઓ, અને ઉંટોનું ચિત્રાદાન આપેલું છે. પણ હે રૂંઝા જામના વંશજ સપડ દાતાર ! તેં મને ત્યાં બેઠે એ દાન ન મોકલાવ્યું, માટે તારા પર મારી હજુ રીસ છે.

દુહો—ઓઠે જે ડાને, ખેઉ અંબર લગીઉં,
રજ પઈ રાણે, ડટજી બ્યા ડાતાર સૌ.

ભાવાર્થ—જામ ઓઠા જખરાણીએ ગાયો, ભેંસો, ઘોડા, ઉંટો વગેરે પશુધનનું એટલું દાન કર્યું છે, કે તેમના પગ વડે ઉડતી રજ રાજવીઓ પર પડતાં તેમાં સઘળા દાતારો દટાઈ ગયા છે.

આ બે દુહાઓ સપડ દાતારને મોકલાવીને સોનંગ ચારણ ઓઠા જખરાણીની પાલખીમાં બેસી, તેની સાથે ચાલતો થયો.

ઓઠા દાતારે સોનંગ ચારણની ખૂબ આગતા-સ્વાગતા કરી. તેને પાણીને સ્થાને દૂધ આપીને સંતુષ્ટ કર્યો. અને તેના વચન મુજબ ચારણને ઉદાર દિલે ચિત્રાદાન અર્પણ કર્યું. સોનંગ ચારણ ઓઠા દાતારના સહવાસથી દરેક રીતે સંતોષ પામ્યો હતો. માત્ર તેના મનની એક ઉમેદ હજી પુરી થઇ ન હતી. તેના સસરાએ જે કેવરી ઘોડીઓની માગણી કરી હતી, તેવી એક પણ ઘોડી ઓઠા દાતારની અશ્વશાળામાં ન હતી જે વસ્તુ દાતાર પાસે હાજર ન હોય, તેવી વસ્તુની યાચના કરીને તેને મુઝવી નાખવાની સોનંગ ચારણની ઇચ્છા ન હોવાથી, તે મનમાંજ સમસમીને બેસી રહ્યો

* યાચકોએ રાજાઓને "રામરામ" ને બદલે "ગુભરાજ" કહેવાનો રિવાજ છે.

ઘડી ભર તેને સપડ દાતાર પાસે જવાની ઇચ્છા પણ થઈ, પરંતુ એકવાર જેને ના કહેવડાવી, તેની પાસે ફરી નફ્ટ્ટ બની ચાલ્યા જવાનું પણ તેને યોગ્ય જણાયું નહિ. તેના મનની આશા મનમાંજ રહી ગઈ.

થોડા દિવસ ઓઠા દાતારની મહેમાનગીરી ચાખીને, સોનંગ ચારણ પાછો રાજથળી જવા તૈયાર થયો. ઓઠા દાતારે તેને ખૂબ માલ-ધન અને માણસો આપીને વિદાય કર્યો. માત્ર જે વસ્તુ પર તેનું જીવન અવલંબી રહેલું હતું, તે વસ્તુ તે પ્રાપ્ત કરી શકયો નહિ. તે નિરાશ વદને પાછો રાજથળીમાં આવ્યો. એક સો કેવરી ઘોડી લાવવાની તેના સસરાની શરત પૂરી થઇ ન શકવાથી તેનાં લગ્ન ફરી પાછાં લંબાણુમાં આવી પડ્યાં.

આ તરફ જ્યારે સપડ દાતારે સોનંગ ચારણના બે દુહા વાંચ્યા, ત્યારે તે પણ અત્યંત દીલગીર થયો. જે સોનંગને માટે તે આટ આટલો તલસી રહ્યો હતો, તેને ઓઠા જખરાણીએ રોકી લેવાથી સપડ ચોટાણીના મનને ઘણો ખેદ થયો. સોનંગને મળવાની તેની ઉત્કંઠા દિન-પ્રતિદિન વધતી ચાલી.

આમ બેચાર વર્ષ બીજાં પણ પસાર થઇ ગયાં, પરંતુ ન તો સોનંગ ચારણ પોતે આવ્યો, કે ન તો તેની તરફથી કંઇ સંદેશો આવ્યો તે જીવતો છે કે નહિ, તેના સમાચાર પણ કોઇ આપે તેમ હતું નહિ. સપડ દાતારનું મન રાતદિવસ સોનંગની ઝંખના કરી રહ્યું હતું. આથી તેણે ફરીથી પોતાના દરબારના ચાર મુખ્ય સરદારો અને પચીસ ઘોડેસ્વારો સાથે સોનંગને બોલાવવાને એક રત્ન જડિત પાલખી મોકલાવી.

જે વસ્તુ માટે સોનંગ આજ દિન લગી તલપાપડ બની રહ્યો હતો, તે વસ્તુ અચાનક આવી મળવાથી તેને હર્ષ થયો. આ તક ગુમાવવી, એ તેને માટે જિન્દગીની સોનેરી પળ ગુમાવવા સમાન હતું. સપડ દાતારના સંદેશાને શિર પર ચઢાવી, તે કારાણેલા જવાને તૈયાર થઇ ગયો

વળી પાછી પ્રથમ જેટલીજ ધામધૂમથી સોનંગ ચારણની પાલખી રાજથળીમાંથી ચાલવા લાગી.

જ્યારે આ વાતની ઓઠા જખરાણીને જાણ થઇ, ત્યારે તેણે પણ પોતાના માણસોને ફરીથી સોનંગ ચારણના રસ્તાપર બેસાડી દીધા.

જ્યારે સોનંગની પાલખી અહીંથી પસાર થઇ, ત્યારે ઓઠા દાતારના માણસો સોનંગ ચારણ પાસે દોડી આવ્યા, અને કહેવા લાગ્યા, કે ઓઠો દાતાર ખાસ જરૂરી કાર્ય માટે તમને યાદ કરતા હોવાથી એકવાર ત્યાં પધારો.

સોનંગ ચારણે તેમને પાછા ફરવા વખતે આવવાની કબુલાત આપી, પણ આ લોકો માને તેમ ન હતું. ઓઠા દાતારને માત્ર મ્હોં બતાવી જવા તેઓ આગ્રહ પૂર્વક તેને વીનવવા લાગ્યા.

ઓઠા દાતારની આ નવી બાજીથી સોનંગ ચારણ સાથે આવેલા સપડ દાતારના સરદારોને વહેમ પડ્યો. તેમણે વિચાર્યું, કે સોનંગ ચારણ જો ઓઠા દાતારને મળવા જશે, તો તેમની કરી કમાણી પાછી ધૂળમાં મળશે આથી તેઓ સોનંગને ત્યાં ન જવા આગ્રહ કરવા લાગ્યા. બંને પક્ષોના અત્યાગ્રહ વચ્ચે સોનંગ ચારણ મુંઝાઇ પડ્યો તેને માટે તલસી રહેલા ઓઠા જામના આમંત્રણનો અનાદર કરવાનું પણ તેને યોગ્ય જણાયું નહિ છેવટે તેણે સપડ દાતારના સરદારોને તદ્દન નિશ્ચિંત રહેવા ખાતરી આપી. ઓઠા દાતારને માત્ર મ્હોં બતાવીનેજ પાછા ફરવાનું સોનંગ ચારણે કબુલ કરતાં સઘળી મંડળી ઓઠા જખરાણીના નોતગામ ભણી ચાલવા લાગી.

સોનંગની પાલખી આવતી જોઇને ઓઠો દાતાર તેને મળવાને સામો આવ્યો. માંગણ અને મહીપત બંને હર્ષાવેશથી ભેટી પડ્યા. ઓઠોદાતાર સોનંગચારણને અહીંજ રોકાઇ જવાનો આગ્રહ કરવા લાગ્યો.

ચતુર સોનંગ સમજી ગયો કે ઓઠો દાતાર તેને મોટું દાન આપીને ફરીથી અહીંજ રોકી લેવા માગે છે. આથી તેણે દાતારની માગણીનો અચુટકે અસ્વીકાર કર્યો સપડ જામના સરદારોને સોનગ ચારણે અહીં ન રોકાવાની સપૂર્ણ ખાતરી આપેલી હોવાથી, તેમજ તેને જે વસ્તુની ખાસ આવશ્યકતા હતી, તે વસ્તુ ઓઠા જામ પાસે ન હોવાથી, તેનું આમંત્રણ તે કોઇ પણ રીતે સ્વીકારી શકે તેમ હતું નહિ.

આ તરફ ઓઠા જામ પણ જાણે હઠે ચડ્યો હતો તે કોઇ પણ પ્રકારે સોનંગ ચારણને પોતાની પાસે રોકી લેવા માગતો હતો.

જ્યારે સોનંગને સમજાવવાને તેનો એક પણ ઉપાય કારગત નીવડ્યો નહિ, ત્યારે ઓઠા જામે એક છેલ્લો ઇલાજ અજમાવવાનો વિચાર કર્યો. તેણે પોતાના કુમારની ચોટલી પકડીને, તે સોનંગના હાથમાં આપવા માંડી અને કહ્યું, કે ચારણ દેવ ! આ મારા પેટનો પુત્ર હું તમોને દાનમાં આપવાને તૈયાર છું. માત્ર અહીં રોકાઇ જવાનું મારૂં વચન રાખી દો, એટલે બસ !

સોનંગના મનમાં આજે લાખોની લક્ષ્મી પણ તૃણવત્ હતી. તેને તો માત્ર કેવરી ઘોડીઓનીજ આવશ્યકતા હતી. અને એ વસ્તુ ઓઠા દાતાર પાસે હાજર ન હોવાથી, તેનો સઘળો આગ્રહ આજે નિરર્થક હતો. આથી તેણે ઓઠા દાતારની અનેકાનેક વીનવણીઓ તરફ લેશ પણ લક્ષ ન આપતાં પોતાના માણસોને ડોલી ઉઠાવવાની આજ્ઞા કરી દીધી.

ચારણનો હઠાગ્રહ જોઇને ઓઠા જામના અંતરમાં સખ્ત આચકો લાગ્યો. આંગણે આવેલો માગણ ખાલી હાથે પાછો ફરતો હોવાથી ઓઠા દાતારનું હૃદય વલોવાઇ જતું હતું. સોનંગને સમજાવવાની તેની સઘળી મહેનત નિષ્ફળ ગઇ. સોનંગની પાલખી તેના માણસો ઉંચકવા લાગ્યા.

સોનંગ ચારણનો મ્યાનો ઉચકાયો, અને ઓઠા દાતારના હૃદય પર જાણે વજ્રપાત થયો. તે તેજ ક્ષણે ધડાક ! દેતો ધરણી પર ઢળી પડ્યો. તેનાં પ્રાણ-પંખેરૂ ઉડી ગયાં.

ઓઠા દાતારને એકાએક પૃથ્વી પર પટકાઈ પડેલો જોઇને, સોનંગ ચારણે પોતાની પાલખી પાછી ફેરવી. પરંતુ કમનસીબે દાતારનો આત્મા તો ક્યારનોએ તેના વિનશ્વર દેહનો ત્યાગ કરીને અમરધામ પ્રતિ પ્રયાણ કરી ગયો હતો. સોનંગ ચારણે હાથ પછાડ્યા ! આવી ખબર હોત, તો દાતારનું હૃદય દુભવત નહિ. આમ કહેતો તે ત્યાંજ બેસી રહ્યો. તેણે સપડ ચોટાણીની પાલખીને પાછી મોકલી દીધી. એક દાતારનો જીવ લઇને બીજાને યાચવા જવાનું તેને ઉચિત જણાયું નહિ.

સપડ દાતારના સરદારોના હાથ પણ હવે હેઠા પડ્યા હતા. સાગર સમાન ગંભીર-ગહન મુખ મુદ્રા ધારણ કરી બેઠેલા સોનંગ ચારણને સમજાવવાની હવે તેમનામાં હિંમત રહી ન હતી નિરાશ હૃદયે અને વીલે મોઢે તે સઘળા પાછા ફર્યા.

આ તરફ સપડ દાતાર ઉત્સુક અંતરે સોનંગ ચારણની રાહ જોઇ રહ્યો હતો. તેના આવવાની મુદ્દત ભરાઇ આવેલી હોવા છતાં, તેની તરફના હજુ કંઇ પણ સમાચાર આવેલા ન હોવાથી, સપડ દાતાર અશાન્ત બન્યો હતો જેમ જેમ વધુ વખત પસાર થતો હતો, તેમ તેમ તેનું મન વધુ ને વધુ ઉદ્વિગ્ન બનતું હતું. તેની એક એક પળ હવે એક એક યુગ સમાન થઇ પડી હતી.

એટલામાં કોઈ કે આવીને કહ્યું, કે સોનંગ ચારણની પાલખી આવે છે. આ સાંભળી સપડ દાતારના આનંદનો અવધિ થયો. જેને માટે તેનું હૃદય ચાતકની માફક ઝંખના કરી રહ્યું હતું, તે સોનંગ ચારણને આખરે આવી પહોંચેલો જાણીને, સપડ દાતારનું હૃદય ફૂલ્યું સમાતું ન હતું.

થોડીવારમાં પાલખી તેના સરદાર-મંડળ સાથે નજદીક આવી પહોંચી. પણ કોઇના વદન પર આનંદની છટા જણાતી ન હતી દાતારના હૃદયમાં ફાળ પડી. પાલખી પાસે આવતાં જુએ છે, તો ખાલી!

સપડ દાતારનું પુષ્પ સમાન સુકુમાર હૃદય આ આઘાત ઝીલવાને તદ્દન અશક્ત હતું. સોનંગ ચારણને મળવાની આશાના ચમકારથી ચમકી ઊઠેલા તેના અંતરમાં એકાએક કાળાં વાદળાંની ઘનઘોર ઘટા ફરી વળી. સપડ દાતારનું હૃદય આ ભયંકર આચકાથી એકાએક થંભી ગયું. આ મહાન દાતાર પણ નિષ્પ્રાણ થઇ ભોંય પર પટકાઇ પડ્યો.

આ અઘટિત ઘટનાથી ઘેરઘેર શોકની છાયા ફરી વળી એક ચારણની માગ-પ્રતીક્ષા કરતાં, તેમા નિષ્ફળ નીવડવાથી, સપડ ચાંટાણી જેવો એક ગજવી પ્રાણ ત્યાગ કરે, એ વાત તેનું અસીમ ઔદાર્ય સિદ્ધ કરવાને બસ હતી સપડ દાતારની અમર કીર્તિનાં ગાન દિગંતમાં ગાજવા લાગ્યાં. તેની ખ્યાતિ દેશ વિદેશમાં પ્રસરવા લાગી.

આ તરફ સોનંગ ચારણના મનમાં વળી એક નવો બુટ્ટો ઊઠ્યો. તેને વિચાર થયો, કે સપડ ચોટાણી પણ એક મહાન દાતાર હોવાથી, જો તેના હૃદયમાં પણ ઓઠા જખરાણીની માફક આઘાત લાગ્યો, તો નાહક ભવોભવની કાળી ટીલી આવી જશે. અને એક માગણને માટે બે દાતારોનો ભોગ લેવાશે. આમ વિચાર કરી, સોનંગ ચારણ પાછો સપડ દાતાર પાસે જવા નીકળ્યો. કારાબેલાની પાદરમાં આવીને જુએ છે, તો તેને હજારો લોકો એકઠા થએલા જણાયા. તપાસ કરતાં તેને માલમ પડ્યું, કે સપડ દાતારે તેની રાહ જોઇ જોઇને આખરે પ્રાણ-ત્યાગ કર્યો છે.

આ સમાચાર સાંભળીને, સોનંગ ચારણનું હૃદય શોક-સાગરમાં ડૂબી ગયું. શું કરવું, તેની તેને સૂઝ પડી નહિ તેણે એકદમ સ્મશાનભૂમિ તરફ ચાલવા માંડ્યું. અહીં આવી, તેણે સપડ ચોટાણીની ચિત્તાની બાજુમાંજ પોતાની ચેહ ખડકાવી, અને તેમાં તે બળી મરવા તૈયાર થયો.

સપડ દાતારના મોટા પુત્રનું નામ તેના દાદાના નામ પરથી ચોટો રાખવામાં આવ્યું હતું. જ્યારે ચોટાને ખબર પડી, કે સોનંગ ચારણ બળી મરવા માગે છે, ત્યારે તે એકદમ આ ચારણ પાસે આવ્યો, અને તેને તેનો નિશ્ચય ફેરવવા સમજાવવા લાગ્યો. પરંતુ ચારણ માને તેમ ન હતું તે તો ચેહપર ચડી બેઠો, અને તેને અગ્નિ આપવા આગ્રહ કરવા લાગ્યો.

ચોટા કુમારે વિચાર્યું, કે આમ તો ચારણહત્યાનું પાપ શિર પર ચોંટે તેમ છે પણ ચારણ કોઇ રીતે માનતો ન હોવાથી, તેણે એક નવો રસ્તો લીધો.

તે સોનંગ ચારણની બાજુમાંજ ચિત્તા પર ચડીને બેસી ગયો. તેણે સોનંગ ચારણને કહ્યુ, કે તમે જો તમારા નિશ્ચયથી જરાપણ ડગવાને તૈયાર ન હો, તો હું પણ તમારી સાથેજ આવું છું. કારણકે ચારણહત્યાનું પાપ વહોરવા કરતાં પ્રાણ ત્યાગ કરવા એજ ઉત્તમ છે

સપડ દાતારના કુમાર ચોટાની આ યુક્તિ સફળ થઈ પોતાની

માથે એક રાજકુમારને બળી મરતો જોઇને, સોનંગ ચારણને તેનો આગ્રહ છોડી દેવાની ફરજ પડી.

સપડ દાતારના દેહને વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરી સૌ પાછા ફર્યા. સોનંગ ચારણે દાતારનાં યશોગાન ગાઇ, તેને દેશ વિદેશમાં વિખ્યાત કરી દીધો.

જે કેવરી ઘોડીઓને માટે સોનંગ ચારણે આટલી મુસીબતો વેઠી હતી, તેવી નવસો કેવરી ઘોડીઓ સપડ દાતારની અશ્વશાળામાં હાજર હતી પરંતુ આ ઘોડીઓ માટે સપડ દાતારના કુમારો વચ્ચે અવારનવાર અથડા અથડી થઇ પડતી હોવાથી તેમની બેન લંજીએ વિચાર્યું, કે આ ઘોડીઓનો કોઇક રસ્તો થઈ જાય, તો રાજ્યમાંથી કકાસનાં મૂળ નાબુદ થાય. આથી તેણે સોનંગ ચારણને પોતાની પાસે બોલાવી લીધો અને તેને સઘળી હકીકત સમજાવી, કેવરી ઘોડીઓ લઇ જવાની એક સુંદર યુક્તિ બતાવી દીધી.

ચારણને તો ભાવતું હતું, અને વૈદે બતાવ્યા જેવું થયું. જ્યાં એકસો કેવરી ઘોડીઓની જરૂર હતી ત્યાં નવસો આવી મળવાથી તેના હર્ષનો પાર રહ્યો નહિ તે ચોટા કુમારના રાજ્યાભિષેકના દિવસની ઉત્સુક અંતરે રાહ જોવા લાગ્યો

આખરે એ દિવસ પણ આવી પહોંચ્યો સપડ દાતારની ઉત્તર ક્રિયાનુ કાર્ય સમાપ્ત થતાં, ચોટા કુમારને તખ્તનશીન કરવાની તૈયારીઓ ચાલવા લાગી.

રાજ કચેરીમાં એક વિશાળ દરબાર ભરવામાં આવ્યો, અને ભવ્ય સમારંભથી ચોટા કુમારને વિધિપૂર્વક ગાદીએ બેસાડી તેને જામની પાઘડી પહેરાવવામા આવી

ભાટ-ચારણ આદિ-સઘળા માગણ વર્ગને તેમની યોગ્યતા અનુસાર દાન આપવામાં આવ્યું. જ્યારે સોનંગચારણનો વારો આવ્યો, ત્યારે તેણે દાન લેવાની પોતાની અનિચ્છા દર્શાવી

" ચારણ દેવ ! મારા પિતા તો મહાન દાતાર હતા. પણ મારા તરફથી ફૂલ નહિ તો ફૂલની પાંદડી પણ તમારે સ્વીકારવી જોઇએ " સોનંગ ચારણને દાન લેતા અચકાતો જોઇને ચોટા કુમારે જણાવ્યું

" સપડદાતારના દાનવીર કુમાર! જો આપની મને દાન આપવાની ઇચ્છાજ હોય, તો જે વસ્તુ હું માગું, તેજ મને આપવાની આપ કૃપા કરો." સોનંગ ચારણે મુદ્દા પર આવતાં જણાવ્યું

" અને એવી કઇ વસ્તુ તમે ઇચ્છી રહ્યા છો ? "

" દાતાર ! વસ્તુ બહુ મોટી તો નથીજ. મારા બે હુંઠા હાથ વચ્ચે સમાઇ શકે એટલીજ મારી માગણી છે "

ચોટા જામે વિચાર્યું, કે ચારણ માગી માગીને બે હુંઠા હાથ વચ્ચે શું માગવાનો હતો ? એમ વિચારી તેણે સોનંગની માગણી પૂર્ણ કરવાનું વચન આપ્યું. અને તેને જે જોઇએ તે માગી લેવા જણાવ્યું.

ચોટા જામનું વચન સાંભળી સોનંગે આવેલી તક સાધી લેવા વિચાર કર્યો

" નામદાર ! આપની નવસો કેવરી ઘોડીઓ બાંધેલા નવસો સુવર્ણના ખીલાનીજ મારી માગણી છે. " ચારણે ધડાકો કરાવ્યો.

સોનંગ ચારણની બિંદુના રૂપમા રહેલી સિંધુની માગણી જોઇને ચોટો જામ ઘડી ભર વિચારમાં પડી ગયો. તે કેવરી ઘોડીનો એક બાલ પણ કોઇને આપવા તૈયાર ન હતો જ્યારે આ ચારણે તો પોતાની અજબ ચાલાકીથી કેવરી ઘોડીઓની આખી ઘોડાર માગી લીધી હતી ચારણની આ માગણી ચોટા જામના અંતરમાં અત્યંત ખટકવા લાગી. પરંતુ આ મહાન સપડ દાતારનો કુમાર વચન આપીને હટી જાય એવો ન હતો. તેણે સોનંગ ચારણને પોતાના વચન મુજબ નવસો કેવરી ઘોડી અને નવસો સુવર્ણના ખીલા દાનમાં આપ્યા. એટલુજ નહિ પરંતુ તેને લગતી તમામ સાધન સામગ્રી, તથા જોઇતા માણસો આપીને, તેણે ચારણને ઘણાજ માન પૂર્વક વિદાય કર્યો.

આ વખતે સોનંગ ચારણને સપડ દાતારની પુત્રી લંછી કુમારી યાદ આવી જેણે તેને નવસો કેવરી ઘોડીઓ પ્રાપ્ત કરવાની સુંદર યુક્તિ બતાવી હતી, તે દાતાર-પુત્રીને મળવા સોનંગચારણ પાછો ફર્યો.

સોનંગ ચારણને વિદાય લેવા આવેલો જોઈને, લંછી કુમારીએ તેને પોતાની તરફથી એક કીમતી પોશાક ભેટ આપ્યો. છેવટમાં આ રાજપૂત બાળાએ સોનંગ ચારણને સૂચના આપી, કે રસ્તામાં હમીર સુમરાની હદ આવે છે, ત્યાંથી જો તમે પસાર થશો તો તે પોતાની પંઝી+ તમારી પાસેથી વસુલ કરી લેશે માટે હમીર સુમરાની હદ છોડી દઈને બીજે માર્ગે જવાનું લક્ષમાં રાખશો. આટલી ભલામણ આપી તેણે સોનંગ ચારણને વિદાયગીરી આપી.

સોનંગ ચારણ પાલખીમાં પોતાનું સ્થાન લઈને સઘળા રસાલા સાથે આગળ ચાલવા લાગ્યો. સપડ દાતારની પુત્રી લંછી કુમારીએ તેને હમીર સુમરાના પ્રદેશ તરફ ન જવાની સૂચના આપી હતી. પરંતુ તેથી તો સોનંગ ચારણની હમીર સુમરાને જોવાની ઇચ્છા ઉલટી વધારે પ્રબળ થઇ. આથી તેણે પોતાના માણસોને તે તરફ ચાલવાની સૂચના આપી દીધી.

હમીર સુમરાની રાજધાની મોમતુર ગામમાં હતી. અહીં આવી સોનંગ ચારણે ગામની પાદરે પોતાનું મેલાણ નાખ્યું. તરતજ નાના મોટા તંબુઓ ખડા કરી દેવામાં આવ્યા. અને સોનંગ ચારણની છાવણી એક નાનીશી નગરી સમાન શોભવા લાગી.

ગામની પાદરે સેંકડો કેવરી ઘોડીઓ આવેલી જાણીને હમીર સુમરાનો દાણી આજે ખૂબ ખુશી થતો હતો. તે પંઝી ઉઘરાવવાને પોતાના માણસો સાથે સોનંગ ચારણની છાવણીમાં આવી લાગ્યો.

સોનંગ ચારણ એમ હમીર સુમરાની પંઝી પાળી આપે એવો ન હતો તેણે દાણીને ચોકખી ના સુણાવી દીધી. હમીર સુમરાની પંઝી પાળી આપવામાં આ ચારણને તકરાર કરતો જોઇને દાણીને ગુસ્સો ચડ્યો તેણે પોતાના માણસોને મૂકીને પરાણે ઘોડીઓ છોડી જવા માંડી.

આ તરફ સોનંગ ચારણના માણસો પણ કંઇ કાચા પોચા ન

---

+ પચીસ વસ્તુઓમાંથી એક વસ્તુ જકાત તરીકે લેવી તેનું નામ પંઝી. આ પંઝી જુના સમયમાં પાળવામાં આવતી હતી. આજ પણ કોઇનુ અભિમાન જોઇને કચ્છમાં કહેવાય છે કે 'તારી પંઝી પડે છે કે શું?'

હતા. તેમણે ઘોડીઓ છાડવા આવેલા સૂમરા સરદારોને રાજપૂતી તલવારનો સ્વાદ ચખાવવા માંડ્યો.

આમ મામલો વધી જવાની અણી પર આવી ચડતાં હમીર સૂમરાનો દાણી વખત વિચારીને પોતાના માણસોને લઇને પાછા ફર્યો. અને સઘળી હકીકતથી હમીર સૂમરાને વાકેફ કર્યો.

આ માણસની આટલી હદ સુધી આપખુદી જોઇને હમીર સૂમરો ક્રોધાયમાન થઇ ગયો. તે તરતજ થોડાક હથિયાર બંધ શિર બંધીઓ સાથે સોનંગ ચારણની છાવણી પર ચડી આવ્યો.

હમીર સૂમરાને લશ્કર સાથે ચઢી આવતો જોઇને સોનંગ ચારણે વિચાર કર્યો, કે હવે આનો તાત્કાળિક ઇલાજ લેવામાં નહિ આવે, તો નાહક મોટા ધીંગાણામાં ઉતરવાનો વખત આવી પડશે. આથી તેણે પોતાના માણસોને હાર બંધ ગોઠવી દીધા. અને પોતે સૂમરા સરદારને મળવાને ડોલીમાં બેસી તેની સામે આવ્યો.

હમીર સૂમરાએ સોનંગ ચારણનું નામ અને તેની ખ્યાતિ સાંભળી હતી. સોનંગની પાલખી નજદીક આવતાંજ તેણે અટકળ કરી, કે જે મંઢા સોનંગને દેવી સહાય હોવાનું કહેવાય છે, તે સોનંગ ચારણ આ પોતેજ હોવો જોઇએ. આથી એ દેવીપુત્રને આવકાર આપવા સૂમરો સરદાર પોતાના અશ્વપરથી હેઠે ઉતર્યો. અને પગપાળો સોનંગ ચારણની પાલખી તરફ ચાલવા લાગ્યો.

સોનંગ ચારણ હમીર સૂમરા પર રીસે ભરાયો હતો. સામેથી એનેજ આવતો જોઇને, સોનંગના ઉકળતા અંતરમાંથી નીચેના શબ્દો સરી પડ્યા.

દુહો:—હલી આવે હમીર, ચાંપ ડીયણ ચારણ મથે,

સોનંગ ચારણના મુખમાંથી નીકળેલા દુહાનો અર્ધો ભાગ સાંભળીને હમીર સૂમરો સમજી ગયો કે સોનંગ ચારણ તેને કંઇક શાપ આપવા માગે છે. સોનંગને શારદા સહાય હોવાથી તેના મુખમાંથી નીકળેલાં વચનો વેદવાક્ય સમાન સત્ય નીવડે છે, એ બીનાથી હમીર સૂમરો અજ્ઞાત ન હતો આથી સોનંગ ચારણ એ દુહાનો પાછલો ભાગ પુરો કરે, ત્યાર પહેલાં તો હમીર સૂમરાએ

ચારણના મોઢા પર હાથ મૂકી દીધો. અને કહ્યુ, કે ચારણ દેવ! હવે કૃપા કરીને વધારે આગળ વધશો નહિ. હું તમોને સોદાગર સમજીનેજ અહીં આવ્યો છું. હવે મારી ભૂલ મને ક્ષમા કરો.

હમીર સૂમરાને નમી પડેલો જોઇને, સોનંગ ચારણનો ગુસ્સો શાન્ત થયો. હમીર સૂમરાના ગેરલાભમાં કહેવા ધારેલો દુહાનો બાકીનો ભાગ તેણે હવે પલટી નાખ્યો.

દુહો—હલી આવેં હમીર, ચાંપ દીયણ ચારણ મથે,
વરજ પાછો વીર, સોનંગ વદ્દા સૂમરા.

ભાવાર્થ—હે હમીર સૂમરા! તું ચારણને ચાપ આપવાને ચાલી આવ્યો, પણ હવે તું અહીંથી પાછો વળી જા.

સોનંગ ચારણે દુહો ફેરવી નાખેલો જોઇને, હમીર સૂમરો અત્યંત હર્ષિત થયો અને તે સોનંગ ચારણને પોતાને ત્યાં પધારવા વીનવવા લાગ્યો. પણ એકવાર છટકેલું આ ચારણ પુત્રનું ચિત્ત સૂમરા સરદારની વિનંતિથી હવે પલળી જાય તેમ હતું નહિ. તેણે તેની માગણીનો અસ્વીકાર કર્યો. અને પોતાનો મુકામ ઉઠાવી આગળ ચાલવાની તૈયારી કરવા લાગ્યો.

હમીર સૂમરા પાસે કોરેજો સીયડો નામનો એક ઉદારચિત કારભારી હતો. ગામની પાદરે આવેલો ચારણ ભોજન લીધા સિવાય પાછો જાય, એ વાત તેને યોગ્ય જણાઇ નહિ. આથી તે સોનંગ ચારણ પાસે પહોંચી ગયો, અને તેને પોતાને ત્યાં ચાલવાનો અત્યત ભાર પૂર્વક આગ્રહ કરવા લાગ્યો.

કોરેજા સીયડાનો અતિ આગ્રહ જોઇને, સોનંગ ચારણે તેના આમંત્રણનો સ્વીકાર કર્યો. સઘળો સંગાથ આગળ જવાને બદલે કોરેજા સીયડાને ત્યાં ચાલવા લાગ્યો. સોનંગ ચારણનું જે સ્વાગત રાજા રજવાડા પણ ન કરી શકે, એવું સ્વાગત આ કોરેજા સીયડાએ કર્યું. તેણે સોનંગ ચારણની નવસો ઘોડીઓના નવસો પાવરા બેગાણથી ચીકાર ભર્યા, અને દરેક પાવરામાં એકેક ખોબો સાચાં મોતી ગુપ્ત રીતે નાખી દીધાં. ઘોડીઓએ બેગાણના દાણા ખાઇ લીધા, અને મોતી જેમનાં તેમ પાવરામા પડી રહ્યાં. આ મોતીનું વજન કરતાં

તે સવામણ થયાં. સોનગ ચારણ કોરેજા સીયડાની આ અપૂર્વ ઉદારતાથી અત્યંત પ્રસન્ન થઈને બોલ્યો —

દુહો—કોરેજો કુરવીર, ગમાચાણી સીયડો,
બી' પૉરે' પિંડ પાતશા, બી' પૉરે હમીર.

ભાવાર્થ—કોરાનો કુળવીર ગમાચાણી સીયડો, એ બે પ્રહર લગી પાદશાહ છે, અને બે પ્રહરનો પાદશાહ હમીર સમરો છે

સોનગ ચારણનો આવો આશીર્વાદ સાભળીને કોરેજા સીયડાને અત્યંત હર્ષ થયો તેણે સોનગ ચારણની ખૂબ ખાતર બરદાસ કરી તેને પ્રેમપૂર્વક વિદાયગીરી આપી

સોનગ ચારણ મજલ દર મજલ કરતો કેટલાક દિવસે પોતાને ગામ રાજથળી આવી પહોચ્યો.

એક રાજવી જેટલા દબદબાથી સોનંગને આવી પહોચેલો જોઈને, રાજથળીના લોકો છક્ક થઇ ગયા તેઓ બધા એક મોટા સામૈયાથી સોનગની સામે ગયા, અને તેને ઘણા આદર સત્કારથી રાજથળીમાં લઈ આવ્યા.

સોનગ ચારણનો રજવાડી દમામ જોઈને તેના શ્વસુર પક્ષનો ગર્વ પણ હવે ગળી ગયો હતો જે કન્યા એક વખત મંઢા સોનગનુ મ્હો જોવાને પણ રાજી ન હતી, તેનું મન પણ આજ એની અપાર સાહેબી જોઈને લલચાવા લાગ્યું વળી એકસો કેવરી ઘોડી ઓને બદલે તે નવસો ઘોડીઓ લાવેલો હોવાથી, તેના સસરાનુ બોલવાપણુ પણ હવે બંધ થઇ ગયુ હતુ

તેજ દિવસથી રાજથળીમા સોનગના લગ્નની તૈયારીઓ ચાલવા લાગી અને એક રજવાડી દમામથી તેના લગ્નનું કાર્ય વિધિ પુરસર પરિપૂર્ણ કરવામા આવ્યુ.

એક વખતનો માતા-પિતાહીન, મંદો તેમજ ઠુંઠો સોનગ ચારણ હવે એક મહાન પુરૂષ ગણાવા લાગ્યો તેણે પોતાનું અવશેષ જીવન સુખ-શાન્તિ પૂર્વક રાજથળીમાજ પરિપૂર્ણ કર્યું

મહાન દાતાર સપડ ચોગાણી અને ઓઠા જખરાણીની તવારીખ આમ સંપૂર્ણ થઇ

# પ્રકરણ ૧૪ મું.

## કારાયલ સમો અને કપુરી સંગાર.

### (૧)

### બહારવટાને પંથે.

જુગજુગથી જેના વીર તનુજોની રસગાથાઓ જગતભરના ઇતિહાસને ચમકાવી રહી છે, એવા અનેકાનેક ભકતવીરો, દાનવીરો, અને ભડવીરોની વીર જનુનિ, તે રત્નગર્ભા કચ્છભુમિ.

એના ભવ્ય ભૂતકાળ તરફ દૃષ્ટિ ફેંકતાં કાયર પણ કટિબદ્ધ થાય, એવું અનેરૂં ચૈતન્ય ત્યાં ચમકે છે.

એનો ઑજસ્પૂર્ણ ઇતિહાસ હજુ ઘણે ભાગે અંધકારમાં હોવા છતાં, તેને પાને પાને પ્રકાશી રહેલાં શૌર્ય, ભક્તિ, અને દાતારીનાં કિરણો કાળનાં પ્રગાઢ પડોને ચીરીને આજ પણ પોતાની અનેરી પ્રભા પ્રસારી રહ્યાં છે.

વીર વિક્રમની દશમી શતાબ્દિનો એ સમય હતો કરોળીઆનાં જાળાં જેવી કચ્છમાં ઠામઠામ બાઝી રહેલી કાઠી સત્તા સમા સરદારોના વીરત્વ રૂપ વાવાઝોડાથી વીખરાવા લાગી હતી. કેટલાએ કાઠી સરદારોને પોતાની અનગળ દોલત ધરતી માતાના ઉદરમાં પધરાવીને રાતોરાત પોબારા ગણી જવાની ફરજ પડી હતી +

---

+ "વડઝરને ગુગર જગ, કરમી કોરીઉં ને હાગે આંધીયા, માથું વાઢે, તે માલ કાઢે." એવા ભેદી લખાણો કોતરેલા પાળીઆ કચ્છમા ઘણે ઠેકાણે હતા અને આજ પણ છે કેટલાએ કાઠીઓ પોતાના વડીલોને ચોપડે રહેલી નોંધને આધારે કચ્છના એવા અનેક સ્થાનોમાથી છાનામાના અપાર દ્રવ્ય ઉમરડી ગયાના દાખલા આજ દિન પર્યંત આપણા કાને આવતા હતા. થોડાજ વર્ષો પૂર્વે પુંઅગના પદ્દરગઢ પાસેના એક પાળીઆ નીચે કરેલા મોટા ખાડામા ઠેઠ સુવર્ણ સિક્કો બાંધેલી એક નાની ઓબલી, અને એક નાળિએર જોવામા આવ્યા હતા. લોકો કહે છે, કે જે સ્થાનેથી લક્ષ્મી કઢાઇને લઇ જવામાં આવે છે, ત્યા એ વસ્તુઓ રાખી જવાનો રિવાજ છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે, કે સમાવીરોના સપાટાથી કચ્છમાંના કાઠીઓને તાબડતોબ પરલાકાંઠાનાં ઝાડ જોવાં પડ્યાં હતાં.

આ ડામાડોળ સમયમાં કારીકચ્છી પ્રદેશમાં નારાયણ સમાની આણ વર્તી રહી હતી. આ નારાયણ સમો અન્ય કોઇ નહિ, પરંતુ સિંધપતિ જામ લાખા ધુરારાનો પિતા જામ લાખિયાર, જેને કારીકચ્છીની સઘળી સત્તા સોંપીને ગઢ કાછે ગયો હતો તે, લાખિયારના નાનાભાઈ જામ જખરાનો પુત્ર હતો.

આ નારાયણ સમાને શેર માટીની[1] ખોટ હતી. તેણે પાણા તેટલા પીર કર્યા હતા, પણ તેના અંતરની અભિલાષા હજુ પરિપૂર્ણ થઇ ન હતી. તેની પ્રજા, તેના નોકર-ચાકરો, અને ગોલા-ગોલીઓ પણ પ્રભાત સમયે એનું મુખ-દર્શન કરવાને રાજી ન હતાં. આ વાંઝીયાપણાથી અકળાઇને નારાયણ સમો એક દિવસ કોઇને પણ કહ્યા સિવાય કારીકચ્છીનો ત્યાગ કરી ગયો.

ચાલતાં ચાલતાં કેટલાક દિવસે તેને ચિત્રાણા ડુંગર પર તપ કરી રહેલા એક મહા સમર્થ યોગી ચિત્રનાથની ભાળ લાગી. આથી તે એકદમ ચિત્રાણા ડુંગરપર મહાત્મા ચિત્રનાથ પાસે આવી પહોંચ્યો. અને રડતા હૃદયે તેણે પોતાની દુઃખદ સ્થિતિનું તમામ વર્ણન આ મહાત્મા પાસે કર્યું. સમા સરદારની આ દયાજનક સ્થિતિથી યોગીને તેના પર દયા આવી. તેણે થોડે દૂર ઉભેલા એક આમ્રવૃક્ષમાંથી એક આમ્ર ફળ તોડી લાવવાની તેને આજ્ઞા કરી.

યોગીની આજ્ઞાનો અમલ કરવા નારાયણ સમો આમ્રવૃક્ષ પાસે આવ્યો. તેને વિચાર થયો, કે એકને બદલે બે ફળ લીધાં હોય તો શું ખોટું ? આમ વિચાર કરી તેણે બે ફળ તોડયાં. એક પોતાની ભેઠમાં સંતાડયું. અને બીજું ફળ હાથમાં લઇને, તે ગુરૂ મહારાજ પાસે આવ્યો.

યોગી તો ત્રિકાળજ્ઞાની હતો. તે પોતાની આંતર્ દ્રષ્ટિથી નારાયણ સમાનું કાર્ય જાણી ગયો હતો. આથી તે આવી પહોંચતાંજ યોગીએ તેના ભેઠમાં શું છે, તે પૂછી જોયું.

---

૧ સંતતિની

નારાયણ સમાને હવેજ જણાયું, કે તેણે કેવી ભયંકર ભૂલ કીધી હતી. આથી તે પોતાનું હૃદય ઠાલવીને મહાત્માના ચરણોમાં પડયો, અને ક્ષમા યાચના કરવા લાગ્યો.

નારાયણ સમાના હૃદયની નિખાલસતા જોઇને યોગીનું હૃદય દ્રવી ગયું. આથી તેણે તેને કહ્યું, કે " તારા હાથમાંનું ફળ તારી રાણીને ખવડાવજે અને ઇશ્વર કૃપાએ તારે ત્યાં પુત્રનો જન્મ થશે. પરંતુ મારી આજ્ઞાનો અમલ કરવા વખતે તેં ચૌર્યવૃત્તિ રાખી, તેથી તારો એ પુત્ર એક મહાન બહારવટીઓ થશે. "

નારાયણ સમો હાથ જોડીને બોલ્યો, " મહારાજ ! એ તો મારા તકદીરની વાત. પણ મારૂં વાંઝીઆ મ્હેણું ટળે છે, એને પણ હું તો મારૂં અહો ભાગ્ય માનું છું. " આમ કહી મહાત્માની આજ્ઞા લઇ તે ઘેર આવ્યો.

યોગીની આજ્ઞા અનુસાર નારાયણ સમાને ત્યાં બરાબર યોગ્ય સમયે એક સ્વરૂપવાન કુમારનો જન્મ થયો. આ કુમાર તે અન્ય કોઇ નહિ, પરંતુ આપણી આ કથાનો વીર નાયક કારાયલ સમો પોતેજ.

" પ્રભુરી ઊગંધેજ ચસાકો કરે. " ( દાભ ઉગતાં વેંતજ પોતાની તીક્ષ્ણ અણી બહાર કાઢે ) એ કહેણી અનુસાર કારાયલ કુમારમાં બાલ્યાવસ્થાથીજ શૌર્ય, ઔદાર્ય આદિ ગુણો ઓતપ્રોત થએલાં જણાતાં હતાં. તેની પાસેથી યાચના કરનાર કોઇ પણ યાચક નિરાશ ન થઇ જાય, એવો એ બાલકુમારનો અટલ નિયમ હતો. આથી ભાટ ચારણાદિ યાચક વર્ગ કારાયલની ઉદારતા પર આફ્રીન હતો. અને તેઓ તેના પર સદા આશીર્વાદોની ઝડીઓ વરસાવી રહેતા.

કારાયલ કુમાર કંઇક મોટો થતાં, તેને તેના પિતા પાસેથી મળતી જુજ રકમનો દરમાયો તેના હસ્તમાંથી અખંડ વહેણે વહેતી દાન સરિતામાં માત્ર એક નાનીશી ઝરણી સમાન નીવડ્યો. આ મુશ્કેલીને પહોંચી વળવા માટે, કારાયલને એક ત્રીજો રસ્તો ગ્રહણ કરવાની ફરજ પડી. જ્યારે જ્યારે લાગ ફાવતો, ત્યારે ત્યારે તે આજુબાજુના પ્રદેશમાંથી એક જબ્બર ધાડ મારી આવતો અને આ રીતે યાચકગણને સંતુષ્ટ રાખવાની પોતાની પુણ્ય પ્રથા તે અબાધિત

ચાલુ રાખતો. કારાયલની આ વર્તણૂક તેના પિતાને રૂચતી નહિ. પરંતુ એ મહાત્માનાં વચનોનુંજ પરિણામ હોવું જોઇએ, એમ સમજી તે મનનું દુઃખ મનમાંજ સમાવતો.

કારાયલની પ્રવૃત્તિઓ તો સદા એક ધારી ચાલુજ હતી. જ્યારે તેણે આજુબાજુનો પ્રદેશ સાવ સાફ કરી લીધો, ત્યારે તેણે સિંધ બાંભણાસરના પાદશાહનો ખજાનો ફાડીને એક મોટી લૂટ લાવવાનો વિચાર કર્યો. આથી તે પોતાના થોડા સાથીઓ સાથે બાંભણાસરને રસ્તે ઉતરી પડ્યો.

બરાબર લાગ સાધીને તેણે પાદશાહી ખજાનો ફાડ્યો, અને સોનામહોરોના જંગી ખડીઆ ખભે ચડાવી, તે રાતની રાતમાં પોતાના સાથીઓ સાથે પાછો કારીકચ્છી પહોંચી આવ્યો. હવે તે ભાટ ચારણોને સુવર્ણ મહોરોનું દાન આપવા લાગ્યો. અને એ લોકો દેશોદેશ કારાયલની કીર્તિ ગાવા લાગ્યા.

બીજી સવારે જ્યારે બાંભણાસરના પાદશાહને પોતાનો મોટો ખજાનો લૂટાયાની ખબર પડી, ત્યારે તેણે ચોરને શોધવાની ચાંપતી તપાસ રાખવા માંડી. તેણે આ કાર્યને માટે સમસ્ત સિંધના મોટામાં મોટા પગીઓને રોકી લીધા. એ ચાલાક પગીઓ ચોરના પગ લેતા લેતા કારીકચ્છી તરફ આવવા લાગ્યા. આમ ચોરનો પગ આગળ ચાલતાં ચાલતાં છેક નારાયણ સમાના રાજમહેલમાં આવી પહોંચ્યો.

પગીઓ ચોરનો પગ પાણીમાંથી પણ કહાડી આપે એવા કુશળ હતા. તેમણે જાણી લીધું કે આ ચોરીનો કરનાર અન્ય કોઇ નહિ, પણ કારીકચ્છીના જામ નારાયણ સમાનો કુમાર કારાયલ પોતેજ હતો. પરંતુ આ વાત નારાયણ સમાને જણાવવાની તેમની હિંમત ન ચાલતાં તેઓ પાછા બાંભણાસર તરફ ચાલવા લાગ્યા.

જ્યારે પાદશાહે જાણ્યું, કે આ ચોરીનો કરનાર નારાયણ સમાનો કુમાર કારાયલ છે, ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. આ બાબતમાં કેવો ઇલાજ લેવો, તેનો તે વિચાર કરવા લાગ્યો. આખરે તેને જણાયું, કે એક રાજવી પર ચોરીનું તોહોમત મુકવું તે ઉચિત ન હોવાથી બીજો કોઇ રસ્તો લેવો જોઇએ. આથી તેણે સઘળી હકી-

કત નારાયણ સમાને ખાનગી રીતે લખી જણાવી, અને વિશેષમાં કારાયલને દેશપાર કરવાની પણ સખ્ત સૂચના આપી દીધી.

નારાયણ સમાને પાદશાહના હુકમનો અમલ કરવા સિવાય ચાલી શકે તેમ ન હતું. કારાયલને સમજાવીને ઠેકાણે લાવવાના તેના આજ પર્યંતના તમામ પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા હતા. આથી તેણે પાદશાહનો ખાનગી સંદેશો કારાયલના કાન પર મૂકી દીધો.

પોતાના બાહુબળ પર સદા પ્રમત્ત રહેનાર કારાયલને તેની દરકાર ન હતી પિતાને ધર્મ સંકટમાંથી મુક્ત કરવા, કારાયલ સમાએ પોતાના સંગાથીઓ સાથે કારીકચ્છીને છેલ્લી સલામ કરી. અને કુદરત જ્યાં ખેંચી જાય, ત્યા ચાલ્યા જવાને ઝપલાવી દીધું.

સૌથી પ્રથમ આ મંડળી ચિત્રાણા ડુંગર પર આવી. જે મહાત્માની કૃપા વડે કારાયલનો જન્મ થયો હતો તેજ મહાત્મા હજુ આ ચિત્રાણા ડુંગર પર તપશ્ચર્યા આદરી રહ્યા હતા કારાયલ આ ચિત્રનાથ મહાત્માને પગે પડ્યો, અને તેના આશીર્વાદ માગ્યા. ચિત્રનાથ એને જોતાંજ જાણી ગયા હતા, કે એ નારાયણસમાનો કુમાર કારાયલ પોતેજ છે મહાત્માએ પોતાના આશીર્વાદની નિશાની રૂપ એક તાવીજ તૈયાર કરીને કારાયલ સમાને આપ્યું અને કહ્યુ, કે જ્યાં સુધી તેની પાસે એ તાવીજ હશે, ત્યા સુધી તેને ઉની આંચ આવવાની નથી.

યોગી મહાત્માના આશીર્વાદ મસ્તક પર ચઢાવીને, કારાયલ પોતાના કાફલા સાથે ત્યાંથી આગળ ચાલ્યો. પોતાના રહેઠાણ માટે યોગ્ય સ્થળ પસંદ કરવા માટે તે જુદા જુદા ડુંગરોનાં સ્થાનક ત પાસતો આગળ ચાલવા લાગ્યો ઘડા ડુંગર પર આવીને તેણે ત્યાં રાતવાસો કર્યો. ઘડા ડુંગર પર આરાનો જમાવ સારો હોવાથી શિકારને માટે એ સરસ સ્થળ જાણી કારાયલ ખૂબ પ્રસન્ન થયો.

દુહો—ઘડો વાઢીં છાપર, પામા ચિત્રાણું,
જોબનજે રાણે, ઘણે આયડીએં લોધેઆ.

(આ દુહાનો અર્થ બરાબર સમજાતો નથી.)

ઘડા ડુંગરથી આગળ ચાલતાં સવળા ચદ્રીયા ડુંગર પર

આવ્યા, અને ત્યાંથી નીકળી ઘરટોડા ડુંગર પાસે આવ્યા. આ ડુંગર પાસે કાસ ડુંગરની ધાર આવી રહેલી છે. એ ધાર પર એક મયુર અખાડો કરીને નૃત્ય કરી રહ્યો હતો. સામે ઘરટોડા ડુંગર પર ઢેલો ઘેરો વળીને ઉભી હતી. આ ઢેલોને જોઈને મોર ત્યાંથી ઉડ્યો, અને ઢેલોના ઘેરામાં આવીને પડયો. આ શુભ શુકન જોઇને કારાયલને અત્યંત આનંદ ઉત્પન્ન થયો.

દુહો-ઘેરો ઘરટોડ઼, ઢેલે સંધો તો ઠરે,
કારાયલ કાસા, ઉડી ઉચેંતું ઉતરે.

ભાવાર્થ—ઘરટોડા ડુંગર પર ઢળકતી ઢેલોનું ટોળું જોઇને, કારાયલ અર્થાત મોર કાસ ડુંગરની ઉંચી ધાર પરથી ઉડીને ત્યાં ઉતરી આવ્યો.

કારાયલ ત્યાંથી ચાલીને ફરતો ફરતો આખરે પચ્છમાઇ ડુંગર પર આવી પહોંચ્યો. આ ડુંગર લખગુરૂનો કહેવાય છે. પચ્છમાઇ ડુંગર કારાયલને પોતાના નિવાસ-સ્થળ માટે તદ્દન યોગ્ય જણાયો. એ ડુંગરમાં મોટી મોટી ખીણો, મહાન વૃક્ષોનાં ઝુંડો, અને અનેક ગુપ્ત સ્થળો આવેલાં હોવાથી, કારાયલને તે જોતાં વારજ ગમી ગયો. તેણે પોતાનું મેલાણુ આ લખગુરૂના પચ્છમાઇ ડુંગરપર રાખી દીધું.

દુહો-પચ્છમ વડે પાર, ડુંગર ડિસજે સિંધનું,
ધારીયેં પીરેંજી વાડ, મથે ગુરૂ ગજાઉં કરે.

ભાવાર્થ—મહાન પચ્છમાઈ ડુંગર સિંધથી દેખાય છે. એની ધાર પર ચારે બાજુ પીરોનાં સ્થાનક વાડની માફક આવી રહેલાં છે. અને ઉપર લખગુરૂની જાણે હાક વાગી રહી છે.

કારાયલ સમાએ આ દેવતાઇ ડુંગર પર પોતાનું થાણું જમાવ્યું. થોડાજ સમયમાં આ બહાદુર બહારવટીઆની હાકના પડઘા સિંધ અને કચ્છને થરથરાવવા લાગ્યા. એ મહાન ધાડપાડુના ઝપાટામાંથી ધારેલો શિકાર છટકી જાય, એ સર્વથા અસંભવનીય હતું. છતાં તેણે એક ખાનદાન બહારવટીઆને છાજે તેવી નીતિ ગ્રહણ કરેલી હતી. કોઇ પણ અબળા સામે દોષ દૃષ્ટિએ નિહાળવાનો તેણે પોતાના સમસ્ત મંડળમાં સખ્ત પ્રતિબંધ કર્યો હતો. એટલુંજ નહિ, પરંતુ તેના સાથીદારો પૈકી કોઇની પણ એવી અયોગ્ય વર્તણુક

જણાય, તો તેને આકરામાં આકરી સજા કરતાં તે લેશપણ અચકાતો નહિ

લૂટફાટ સમ્બન્ધમાં પણ તેનો ખાસ નિયમ હતો, કે "મારવો તો મીર" ગરીબ માણસો કે સમાજમાં પૂજ્ય ગણાતી વ્યક્તિઓ સામે ઉંચી આંખે પણ ન જોવાનો તેનો મજબુત ઠરાવ હતો. અવાર નવાર તેની આ વીર મંડળીને ધીંગાણામાં ઉતરી પડવાનો પ્રસંગ પણ આવી લાગતો પરંતુ તેની ટોળીના મહાન ખેલાડી અને પટ્ટાબાજ જવાનો કદી પણ કોઇને મચક આપે એવા ન હતા. આ બહાદુર નરનું જીવન નાવ આમ ખુલ્લા બહારવટાને પંથે ચડી ચૂક્યું હતું.

---

## ( ૨ )

## કપુરી સંગાર.

કારાયલ સમાના નિવાસ સ્થળથી થોડે દૂર ભાંજડો ડુંગર[૧] આવેલો હતો. આ ભાંજડા ડુંગર પર ઊજર રામો નામનો એક પ્રખ્યાત લુટારો રહેતો હતો. આ ઊજર રામો અનેક શ્રીમંતોને લુંટીને તાલેવંત બન્યો હતો. ચારે બાજુ તેના નામનો ડંકો વાગતો. એના રહેઠાણ પાસેથી પસાર થતાં વીર મર્દોનાં મન પણ મુંઝાતાં. ચોરી અને લૂટ એજ એનો મુખ્ય ધંધો હતો.

આ ઊજર રામો એક વખત ફરતો ફરતો, પોતાની ટોળી સાથે . થર પ્રદેશ તરફ નીકળી ગયો હતો. ત્યાંથી પાછા ફરતાં તે બન્ની માંથી પસાર થતો હતો. સમય બપોરનો હતો. આ સઘળા લોકો પાણીની તૃષાથી આકુળવ્યાકુળ થઇ રહ્યા હતા. બપોરના સખ્ત તાપમાં બન્નીનો રસ્તો કાપતા કાપતા તેઓ આખરે જ્યાં સંગાર લોકોની વાંઢો પડેલી હતી, ત્યાં આવી પહોંચ્યા.

અહીં સાઓ સંગાર નામક એક ધણાર પોતાની જંગી આથો સાથે પડેલો હતો. એ સમયમાં શ્રીમંત લોકોની શ્રીમંતાઇ, તેમની

---

૧ અહીં જુના વખતમાં ભાંજડો નામનો એક યોગી તપશ્ચર્યા આદરી રહેલો હોવાથી એ ડુંગરનું નામ ભાંજડો ડુંગર પડેલું કહેવાય છે.

પાસેના પશુધન પરથી અંકાતી. આજ પણ આ રિવાજ બન્ની જેવા પ્રદેશમાં ચાલુ છે. ઢોરોને ઉછેરવાં, એજ એ લોકોનો મુખ્ય ધંધો હતો. દૂધ સમાન અમૂલ્ય વસ્તુમાંથી પંચામૃત પેદા કરવાને બદલે, તેમાંથી ચા રૂપી ઝેરી પદાર્થ ઉત્પન્ન કરવાનુ તે સમયે કોઇને સ્વપ્નું એ ન હતું.

આ સાંઆ સંગારને સંતતિમાં માત્ર એકની એક પુત્રી હતી. તેનું નામ હતું કપુરી. કપુરીની ઉંમર આ વખતે સોળ સત્તર વર્ષની હતી. પરંતુ ઘણે ભાગે તે દુગ્ધ પાનથીજ ઉછરેલી હોવાથી, તે વીસ વર્ષની અને સમ્પૂર્ણ યુવાવસ્થામાં આવી ગએલી જણાતી હતી. યૌવનનો વસંત વાયુ તેના અંગે અંગને વિકસાવીને તેમાં કંઇ અજબ ચૈતન્ય ફૂંકી રહ્યો હતો ગુલાબી લાલીથી લાલ બનેલા તેના ગૌર ગાલ જાણે પૂર્ણ ખીલ્યા કમળ પુષ્પોની હરિફાઇએ ચડ્યા હતા. શરદ પૂર્ણિમાના ચંદ્ર સમાન શીતળ કિરણોની ઝડીઓ વરસાવતું તેનું મનોહર મુખારવિંદ, કાળી અણિયાળી આંખો પર આવી રહેલી કામદેવના ધનુષ્ય સમાન તેની ભ્રમર-કમાનો, સિંહને શરમાવે એવો કટિપ્રદેશ, અને મદમસ્ત બાલ હસ્તિની જેવો તેનો ચનગનાટ પ્રથમ દૃષ્ટિએજ જોનારને મ્હાત કરવાને બસ હતાં સરવના સોટા જેવું તેનું સીધું કદ, અને જાડી ઓઢણીમાંથી બહાર પડતા કેળના ગર્ભ જેવા તેના ઉભય હસ્ત કઇ ઓર દેદિપ્યમાન દેખાતાં હતાં. સ્વર્ગમાંથી ઉતરી આવેલી અપ્સરા સમાન આ કપુરી સંગાર જેટલી ખૂબસુરત હતી, તેવીજ તે સામર્થ્યવાન હતી. આથી તેણે તેના પિતાના અસંખ્ય ઢોરોને પાણી પાવાનું કાર્ય પોતા પરજ લઇ લીધું હતું. કુવામાંથી પાણી ખેંચવાની તેની રીત પણ અજબ હતી તેણે સાત પાડાની છાગર ( ચામડી ) નો એક જબ્બર ચડો (ડોલ) બનાવ્યો હતો. પાણીથી ચીકાર ભરેલો આ ચડો મજબુત દોરડા વડે કુવાની ગરેડી પરથી ખેંચીને બહાર કાઢવો, એ તેને મન એક રમત માત્ર હતી. દરરોજના આ પ્રકારના વ્યાયામથી તેનું શરીર અજબ કસરતબાજ બની ગયું હતુ. જેની મૂછે લીંબુ ઠરે, એવા જવાંમર્દો પણ કપુરીની આ કળા પાસે મસ્તક ઝુકાવતા કપુરી સંગારે ખુલ્લો એકરાર કર્યો હતો, કે જે માણસ એ ઘડો કુવામાંથી ખેંચી કહાડે, તેનેજ વરવું. કેટલાએ વીર યુવાનો પોતાનાં નસીબ અને બળને

અજમાવવાને અહીં આવ્યા હતા, અને લાચાર બનીને પાછા ફર્યા હતા. જે કાર્ય કપુરી સંગાર રમતાં રમતાં કરતી, તે કોઇ મર્દ મહા મુશ્કેલીએ પણ કરી શકતો નહિ. આ કારણથી કપુરીના પિતાનું મન તેના ભવિષ્ય માટે રાત દિવસ અત્યંત ચિંતામગ્ન રહેતું હતું. પરંતુ કપુરીના અડગ નિશ્ચયને ડગાવી શકવાને કોઇ પણ સમર્થ ન હતું.

ઊજર રામો જ્યારે પોતાના બેલીઓ સાથે કુવામાથી પાણી કાઢતી કપુરી સંગાર પાસે આવી લાગ્યો, ત્યારે તેનુ મનોહર મુખમંડળ નિહાળીને તે તેના પર મુગ્ધ બની ગયો

ઊજર રામો જેવો કપુરી સંગાર તરફ આવતો હતો, તેવીજ તેની દૃષ્ટિ ત્યાંથી ઝપાટાબંધ પસાર થતી એક રોઝડી પર પડી કપુરીને પોતાની બહાદુરી બતાવવાનો આ સુંદર અવસર આવેલો છે, એમ જાણી, તેણે તીર કહાડીને કમાન પર ચઢાવ્યું, અને તેના એકજ ઘાથી પેલી રોઝડીને તેજ વખતે જમીન પર પાડી દીધી

ઊજર રામાનું આ નિર્દય વર્તન કપુરીને જરા પણ ગમ્યું નહિ. છતાં તેને કંઇ પણ ન કહેતાં તે શાન્ત રહી એટલામાં ઊજર રામો નજદીક આવી પહોચ્યો, અને તેણે પોતાને પાણી પાવાનું કપુરી સંગારને કહ્યુ —

દુહો–કિંઅર તું કપુરી, નજર કરેને ન્યાર,
થરનું થકી આવેઆ, પાણી તિની પિઆર.

ભાવાર્થ—હે સ્વરૂપવાન કપુરી, તું માગ સૌન્દર્ય તરફ નજર કરીને જો. થર મુલકથી થાકીને આવેલા અમો મુસાફરોને તું પાણી પિવાડ.

કપુરી સંગારે ઊજર રામાને જણાવ્યું.—

દુહો–પાણી પાતારા, જે કઢે સે પીએ,
ઉજરીઅલ તું આ, રૂપ સુચંગા રામા.

ભાવાર્થ—પાણી તો પાતાળમા છે, અને તેને બહાર કાઢી શકે તેજ પીએ છે માટે હે સ્વરૂપવાન ઊજર રામા તું અહી આવ અને પાણી કાઢ.

કપુરીના શબ્દો શ્રવણ કરીને ઊજર રામાના આનંદનો પાર

રહ્યો નહિ તે ત્વરિત ગતિએ કુવાના પડથાળ પર ચઢી ગયો, અને ચડો લઈને તેને કુવામાં ઉતારવા લાગ્યો.

જ્યારે ચડો પાણીથી ચીકાર ભરાઇ ગયો, ત્યારે ઊજર રામો તેને બહાર કાઢવાને બળ કરવા લાગ્યો તેણે પોતાની સઘળી શક્તિ ખર્ચી નાખી, પરંતુ ચડાને એક હાથ પણ પાણી ઉપર લાવી શક્યો નહિ તેનું શરીર મહેનતથી લાલચોળ થઇ ગયુ, અને મોઢું શીયા વીયા થવા લાગ્યું. હવે પ્રસંગ આવ્યો જાણીને કપુરી બોલીઃ—

દુહો–ઊજરીઅલ અબોટ, રૂક પછાડે રોઝડી,
ડઇ ચડે કે ચોટ, કટજ બાર કપુર ચેં.

ભાવાર્થ—હે ઊજર રામા ! તેં જેમ તીર મારીને પેલી નિર્દોષ રોઝડીને પાડી નાખી, તેમજ હવે ચોટ દઇને આ ચડો બહાર કાઢજે.

કપુરીનું આ મ્હેણું ઊજર રામાના હૃદયમા તીરની પેઠે વાગ્યું. તેણે કેટલીએ જહેમત ઉઠાવી, અને રાતોપીળો બની ગયો, પણ ચડો પાણીમાંથી બહાર ન નીકળ્યો તે નજ નીકળ્યો. તે નિરાશ થઇને કુવાપરથી વીલે મોઢે પાછો ફર્યો.

કપુરીની પ્રાપ્તિ માટે આજ પર્યંત આ ઊજર રામા જેવા કેટલાએ વીર જવાનો પોતાનું બળ અજમાવવાને આવી ચડ્યા હતા. પણ સૌને નસીબે નિષ્ફળતા સિવાય બીજું કંઈ લખાયલુંજ ન હતું

જ્યારે આ વાતની કારાયલ સમાને જાણ થઇ, ત્યારે તેને પણ એ કપુરી સંગારને જોવાની ઇચ્છા જાગી ઊઠી આથી એક દિવસ તે પોતાના બહારવટીઆ મંડળ સાથે ફરતો ફરતો આ કપુરી સંગારની વાઢમા આવી લાગ્યો સમય મધ્યાહ્નનો હતો. તાપ પણ પ્રચંડ હતો સૌના ગળા પાણીની અત્યંત તૃષાથી શુષ્ક બની ગયાં હતા.

આ વખતે કપુરી સંગાર પોતાના પશુ-સમુદાય વચ્ચે કુવાના પડથાળ પર ઉભીને પાણી ખેંચવાના પોતાના કાર્યમાં મશગુલ બનેલી હતી ઓઢણીનો એક છેડો છાતી પરથી કમ્મર પર બાંધી લઈને ખુંલ્લા મસ્તકે પદ્મણીના અવતાર સમી એક સુકોમળ કુમારિકાને ભયાનક ચડો સંગાથે ખેલતી નિહાળીને, કારાયલનું વીર હૃ-

લાગણીઓએ તેના અંતરમાં મહાન યુદ્ધ મચાવી મૂક્યું તેની તેજસ્વી આંખોએ આ મનોહર મુગ્ધા તરફ મીટ માંડી.

દુહો-પંજેં મત્તેં ન ઉપડે, ઍડો ભાર અપાર,
સતેં સાનેંજો ચડો, સે મિંઝે કડે સંગાર.

ભાવાર્થ—પાચ સાત જણથી ન ઉપડે એવો સાત પાડાના ચામડાનો ચડો કપુરી સંગાર સીંચીને કુવામાથી કહાડે છે.

જેના માત્ર નામ-શ્રવણથી બહાદુરમાં બહાદુર હૃદયો પણ થરથરી જતાં, એવો એક બળવાન બહારવટીઓ એક બાળાની અજબ શક્તિ નિહાળીને યંત્રવત્-જડવત્ ઉભો રહ્યો. અગ્નિના તણખા વરસાવતી તેની ચકચકતી આંખોએ, પોતાના કાર્યમાં તલ્લીન બની રહેલી આ વીરબાળા પર લેશ પણ અસર કરી નહિ તેની પાસે આવ્યા તેવા પાછા ફરનારાઓનો તોટો ન હોવાથી, તે કોઇ સામે ઉંચી આંખ કરીને જોવા જેટલી તસ્દી પણ ભાગ્યેજ લેતી.

કારાયલ સમો કુવામાંથી પાણી ખેંચતી આ વીર રમણી તરફ એકી ટસે જોતો ઉભો રહ્યો. આ અદ્ભુત દૃશ્ય જોવામાં તે પોતાની તૃષાને ઘડીભર વીસરી ગયો હતો.

દુહો-પાસે કઇ તાણ, મિંઝે સંગાર કઢેઓ,
લગા સોહજા બાણ, સુઅણે સમેં જામકે.

ભાવાર્થ-કપુરી સંગારને એક પડખેથી જોર કરીને ચડો કાઢતી જોઇને કારાયલ સમાના મનમા પ્રેમના બાણ વાગ્યાં.

થોડીવાર આ દેખાવ અનિમિષ નયને જોઇને તેણે બોલવાની શરૂઆત કરી

“વીર કુમારી ! તૃષાતુરોની તૃષા અહીં ટળી શકે છે ?”

કપુરીએ ઉંચું જોયું. તેની હરિણી જેવી ચપળ આંખો જાણે કારાયલનું સામર્થ્ય માપી રહી હતી

“રાજપૂત વીર! અહીં તો પાણી કાઢી શકે, તેજ પી શકે છે નહિ તો આ ચોપાંનો હવાડો વિશાળ છે, અને તે સૌને માટે ખુલ્લો છે.” કપુરીએ ધીરેથી પણ બે પરવાઇથી પ્રત્યુત્તર આપતાં જણાવ્યું.

કપુરીનો આવો વિચિત્ર જવાબ સાંભળીને કારાયલ જાણે થંભી ગયો. તેનું વીર-હૃદય તેને કુવા પર ચડવાને ધકેલવા લાગ્યું. કપુરીનો પડકાર સાંભળીને શાન્ત રહે, એવું કારાયલનું હૃદય ન હતું. તે તેજ ક્ષણે સડાપ ! દેતો કુવાના પડથાળ પર ચઢી ગયો. અને પેલો ભીષણ ચડો હાથમાં લઈ, ચિત્રનાથ ગુરૂનું સ્મરણ કરીને, તે તેણે સરરર કરતો કુવામાં સેરવી દીધો.

કારાયલની અજબ ચાલાકી જોઇને કપુરી પણ સ્તબ્ધ બની ગઇ. કેટલીએ મુદ્દતથી સુકાતી જતી તેના અંતરની આશાવેલીને જાણે નવલ-જળનું સીંચન થયું. વીરનરની શોધ કરી કરીને આખરે નિરાશ બની પાછી ફરેલી તેની કાળી અણિયાળી આંખો એક પલકારો પણ લીધા વિના કારાયલની કળાને અમીટ દૃષ્ટિએ નિહાળી રહી.

પેલો રાક્ષસી ચડો કુવામાં પડયો, કે તેવોજ ભરાઇને આ રાજપૂત વીરના બળવાન બાહુ વડે ઉપર ચડવા લાગ્યો. જેમ જેમ ચડો ઉંચે ચડવા લાગ્યો, તેમ તેમ કપુરીની કરમાઇ ગએલી આશાલત્તા વધુને વધુ પાંગરવા લાગી. તેના સ્નેહ સાગરનાં ઓસરી ગએલાં પાણી જાણે પાછાં ચડવા લાગ્યાં. તેને માટે આજ જાણે એક નવીજ દુનિયા રચાતી હોય એવું તેને જણાયું. વિધાતાએ કપુરી સંગારનો આજનો દિવસ સોનાનો સરજ્યો હતો.

જોતજોતામાં પેલો જંગી ચડો બહાર પડથાળ પર આવીને પછડાયો, અને પાણીની રેલમ છેલ થઇ રહી. સાથે સાથે કપુરીનું હૃદય પણ આનંદથી રેલમછેલ થઇ રહ્યું તેણે તરતજ માથે ઓઢી લીધું. તેના હૃદય પર દિન પ્રતિદિન વધતો જતો અસીમ બોજો આજે ખાલી થયો.

કારાયલ પાણી પીને શાન્ત થયો તેના સંગાથીઓ પણ તૃષા ટાળી તૃપ્ત બન્યા.

કપુરીનો પિતા સાઓ સંગાર પણ આજે સંયોગવશાત્ અહીં હાજર હતો. તેના હર્ષનો પણ પાર રહ્યો નહિ. તે આનંદાવેશથી કારાયલને આવીને ભેટયો. એક બીજાને ઓળખાણો અપાઇ. કારાયલ સમાનું નામ સાંભળી તેના આનંદનો અવધિ થયો.

કારાયલ તથા તેના સઘળા સંગાથીઓ આજ સામા સંગારના મહેમાન બન્યા. રાત્રિ પડતાં કપુરીના પિતાએ કપુરીની પ્રતિજ્ઞા સંબંધી સવિસ્તર હકીકત કારાયલ પાસે રજુ કરી. અને કપુરીનો હસ્ત ગ્રહણ કરવાની તેને અરજ કરી.

કારાયલ સામો પણ આ સમયે પૂર યુવાનીમાં આવેલો હતો. જેવો તે પોતે શૌર્યવાન, સ્વરૂપવાન, અને સામર્થ્યવાન હતો, તેવીજ પત્ની પ્રાપ્ત કરવા માટે અનાયાસે આવી ચડેલા આ સુયોગને તે એળે જવા દે તેમ ન હતું.

સઘળો નિર્ણય થઇ ગયો. અને થોડા દિવસમાં કારાયલ સમા તથા કપુરી સંગારનાં યોગ્ય વિધિ પુરઃસર સ્નેહ–લગ્ન થઇ ગયાં.

કેટલાક દિવસો ત્યાં ગાળ્યા પછી કારાયલ સમો કપુરીના પિતાની રજા લઇને પચ્છમાઇ ડુંગર પરના પોતાના સ્થાનકપર જવા તૈયાર થયો. કપુરીના પિતાએ પુષ્કળ પ્રમાણમાં પહેરામણીઓ અને માલ–ધન આપીને પોતાની પુત્રીને વિદાય કરી.

---

## ( ૩ )

## કારાયલની કળા.

કારાયલ સમો કપુરી સંગાર સાથે સીધો પચ્છમાઈ ડુંગર પર આવી પહોંચ્યો પરંતુ હવે તેને ગૃહસ્થી જીવન જીવવાનું હોવાથી પચ્છમાઇ ડુંગરનું ભયંકર સ્થાન તેને યોગ્ય જણાયું નહિ આથી તેણે પચ્છમાઈ ડુંગરનો ત્યાગ કર્યો, અને પોલડીઆ ટંકારા આવી પહોંચ્યો આ જગ્યા તેને પોતાના નિવાસ સ્થાન માટે યોગ્ય જણાવાથી તેણે અહીંજ પોતાનું રહેઠાણ કર્યું

અહીં આવીને કારાયલ સમાએ પોતાના અન્ય સંગાથીઓનાં લગ્ન પણ યોગ્ય સ્થળે કરી દીધાં, અને આ સઘળી મંડળી અહીં આનંદપૂર્વક રહેવા લાગી

દુહો–પોલડીએ ટંકારા, મણધર મેડી અડે,
જિત હીંડોરા ખાટતેં, કુરે લાલ સંગાર.

ભાવાર્થ—પોલડીઆ ટંકારમાં મહાન કારાયલ સમાએ પોતાનું મહાલય તૈયાર કરાવ્યું, અને ત્યાં હીંડોળાખાટ પર કપુરી સંગાર હીંચવા લાગી.

દુહો–કારી ચૌદસ કાર્તકી, જાયો વીર વીંઝાર,
ઇંદ્રાસનનું આવયું, હુરૂં બધણુ હાર.

ભાવાર્થ—કાર્તક મામની અંધારી ચૌદશના દિવસે કારાયલ સમાને ત્યાં વીર કુમાર વીંઝારનો જન્મ થયો, જેને હાર પહેરાવવાને ઇંદ્રપુરીની અપ્સરાઓ આવે એવું એનું સ્વરૂપ હતું.

ઉત્તમ પ્રકારની સીપ અને સ્વાતિબિંદુના સંમિલનથી જેમ મહામૂલ્યવાન મોતી પાકે, તેમ કારાયલ અને કપુરી સંગારના જોડલામાંથી પેદા થએલો વીંઝાર કુમાર પણ જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ તેનામાં શૌર્ય, સૌન્દર્ય અને કૌશલ્ય આદિ ગુણો વૃદ્ધિ પામતાં ગયાં.

વીંઝાર કુમારને બાલ્યાવસ્થાથીજ તીર, તલ્વાર, બંદૂક આદિ અસ્ત્ર–શસ્ત્રો વાપરવાનો શોખ લાગ્યો. કંઇક મોટો થતાં તે તેમનો કુશળતાપૂર્વક ઉપયોગ કરવા લાગ્યો, અને એક રાજકુમારને છાજે તેવી સર્વ વિદ્યામાં પારંગત બની ગયો.

કપુરી સંગારનાં સૌંદર્ય–સામર્થ્ય અને કારાયલ સમાનાં શૌર્ય-ઔદાર્યનું એકીકરણ તે વીરકુમાર વીંઝાર.

કારાયલ સમાના નિવાસસ્થાનથી થોડે દૂર ધારાગર નામનું એક મોટું શહેર આવેલું હતું. અહીં વીસળદેવ વાઘેલો પોતાનો અમલ ચલાવી રહ્યો હતો. આ વીસળદેવ વાઘેલાનો ખજાનો ચીકાર હતો. પરંતુ તે પ્રજા–કલ્યાણ અર્થે તેમાંથી કદી એક પાઇ પણ વાપરતો નહિ. કારાયલની નજર કેટલાએ દિવસથી વીસળદેવ વાઘેલાના અખૂટ ખજાના પર ચોંટી હતી.

એટલામાં આખા કચ્છમાં એક કાળો દુકાળ ઉતરી પડ્યો. ભૂખના દુઃખે બિચારાં પશુઓ તાવડામાં ધાણી ફૂટે, તેમ ટપોટપ પડવા લાગ્યાં. ઘાસ–ચારાની અત્યંત તંગીથી ત્રાસી જઇને પશુ-સમુદાયના માલીકો પોતપોતાનું પશુ–ધન લઇને તેમના નિર્વાહ માટે કોઇ સિંધ, કોઈ હાલાર, કોઈ આબુ એમ જુદા જુદા સ્થાને જવા

માટે નીકળી પડ્યા. કચ્છ વેરાન જેવું થઇ ગયું, અને કારાયલની આવક પર મોટો કાપ પડ્યો.

સમય દુષ્કાળનો હોવાથી, ભૂખે મરતા અને રઝળતા દુકાળીઆઓની એક મોટી સંખ્યા વીસળદેવ વાઘેલાનો આશ્રય લેવાને તેની પાસે આવી. પરંતુ જેનામાં ઔદાર્યનો એક છાંટો પણ નહિ, એવા વીસળદેવ વાઘેલાએ આ લોકોને આશ્રય આપવાને બદલે કહાડી મૂક્યા આ માણસોએ જ્યારે કારાયલ સમાનું નામ સાંભળ્યું, ત્યારે તેઓ ત્યાંથી સીધા આ સમા સરદાર પાસે ધસી આવ્યા. આશરો માગવા આવેલાને તરછોડી કહાડે એવો કારાયલ ન હતો. તેણે આ સઘળા લોકોને ઘણાજ માન સાથે પોતાને ત્યાં રાખી લીધા આમ એક બાજુથી જ્યારે કારાયલનો હાથ તંગીમાં હતો, ત્યારે બીજી બાજુથી દુષ્કાળને લઇને યાચક વર્ગની સંખ્યા પણ દિન પ્રતિદિન સમુદ્રની ભરતી પેઠે વધવા લાગી હવે કયો માર્ગ ગ્રહણ કરવો, તેના વિચારમાં આ બીરવીર યોદ્ધો રાત-દિવસ મુંઝાવા લાગ્યો

કેટલાંક ઝરણાં પોતાના પહાડી પ્રદેશમાંથી નીકળતાંજ સામી દિશામાં એક સરખી ગતિએ વહેવા માંડે છે. કેટલાંક અનેક આડા અવળા અને વાંકા-ચુંકા વળાંકા લઇને પછડાતા પછડાતા મહા મુશ્કેલીએ પોતાની નિયમિત ગતિને પ્રાપ્ત કરે છે. અને કેટલાંક તો ડુંગરાળ પ્રદેશમાં રખડતાં રઝળતાં આખરે ત્યાંજ લય પામે છે. કારાયલના જીવન-ઝરણનું વહેણ પણ આવું ત્રીજા પ્રકારનું હતું.

હાલ દુષ્કાળના સમયને લઇને તેનો દીનજન-સહાયક હસ્ત, વધતા પ્રમાણમાં તંગ બની ગયો હતો.

જે સમયે લોકોને પેટપુરતા દાણા મળવાના સાંસા હતા, તે સમયે વીસળદેવ વાઘેલો પોતાના ખજાનામાં સુવર્ણની ઇંટો ખડક્યે જતો હતો. આ વાત કારાયલના અંતરમાં ખૂંચી રહી હતી. તેણે પોતાના મન સાથે નિશ્ચય કરી લીધો, કે આવા કંજુસ રાજાનો ખજાનો ખાલી કરવો, અને તેનો ઉપયોગ દીન જનોના પોષણ અર્થે કરવો એ પાપ નહિ પણ પુણ્યજ હોઇ શકે.

ત્યારપછી કારાયલ દરરોજ વીસળદેવ વાઘેલાની રાજ કચેરીમાં

જવા લાગ્યો, અને પોતાના ઉપયોગની ખાતમી મેળવવા લાગ્યો. થોડાજ સમયમાં તેણે વીસળદેવ વાઘેલાના ખજાના, ભોંયરા અને ભંડારોની સઘળી હકીકત અત્યંત કુશળતાપૂર્વક પ્રાપ્ત કરી લીધી. હવે તેણે વાઘેલા રાજાના ખજાનામાંથી ધાડ મારવાનો વિચાર કર્યો.

એક રાત્રે તે પોતાની ચંદન-ઘો+ લઇને ધારાગર શહેરના કિલ્લા પાસે આવી પહોંચ્યો. ચંદન-ઘોની મદદથી કિલ્લો ઓળંગીને તે શહેરમાં દાખલ થયો. ક્યાં જવું, અને કાર્ય કેવી રીતે પાર ઉતારવું, એ યોજના તેના મગજમાં પ્રથમથીજ ઘડાઇ ગએલી હોવાથી, તેને તેના કાર્યમાં કોઇ પણ પ્રકારની નડતર થવા પામી નહિ વીસળદેવ વાઘેલાના રત્ન ભંડારમાંથી કીમતી રત્નોનો એક મોટો ગાંસડો ભરી, તે આવ્યો હતો તેજ રીતે પાછો પોતાના સ્થાનક પર પહોંચી આવ્યો.

રાજાનો રત્નભંડાર હરાઇ જવાની વાત બીજેજ દિવસે કર્ણોપકર્ણ આખા શહેરમાં પ્રસરી ગઇ. ચોરને શોધી કાઢવાના વીસળદેવ વાઘેલાના સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા.

થોડાજ સમયમાં કારાયલ સમાએ વીસળદેવ વાઘેલાના ખજાનામાંથી બે ચાર ધાડો મારી લીધી. હવે વાઘેલો રાજા અત્યંત ક્રોધાયમાન બની ગયો, અને ચોરને પકડી પાડવા માટે તે જુદા જુદા ઇલાજ કામે લગાડવા લાગ્યો.

આ તરફ કારાયલ અને વીંઝારે પણ વાઘેલા રાજાના ખજાનામાંથી એક જબરો હાથ મારવાનો મનસુબો કીધો તેમણે વિચાર્યું, કે એકજ વખતે એક જંગી ધાડ લગાવી હોય, તો વારેવારે તેમ

+ જુના વખતમાં ચોરો કિલ્લો પર ચડવાને ચંદન-ઘોનો ઉપયોગ કરતા. એક દોરડી આ ચંદન-ઘોની કમરે બાંધવામા આવતી, અને બીજી તેના નાકમાં પરોવેલી રાખતા. ચંદન-ઘો જ્યા પડે ત્યાં ચોંટી જવાનો તેનો સ્વભાવ હોવાથી તેને કિલ્લા પર ફેંકતાં જ્યારે તે ચોંટી જાય, ત્યારે ચોર લોકો તેની કમર પર બાંધેલી દોરડીના આધારથી ઉપર ચઢી જતા અને એજ રીતે બીજી બાજુએ ઉતરી જતા. આ કામ પુરૂં થઈ ગયા પછી તેના નાકમાંની દોરીને જરા ખેંચવાથી તે તરતજ ઉખડીને નીચે પડતી.

કરવાની કડાકૂટ જ મટી જાય આ કારણથી વીંઝારે પણ આજે પિતા સાથે જવાનો નિશ્ચય કરી લીધો.

દુહો—પે ને પુતર પાણુમેં, વઈ કેઆં પરિયાણ,
માણક મુઝેં મૉલમેં, સિ પિટી અચોં પાણ,
પોય રાતોય ઠીં રેઆણ, મર જાચક જકોરૂં કરીં.

ભાવાર્થ—પિતા અને પુત્રે વિચાર કર્યો, કે રાજ મહેલમાનું સઘળું ઝવેરાત આપણે ઉઠાવી આવીએ, તો પછી યાચક વર્ગ ભલે આનંદ મંગળ કર્યા કરે

રાત્રિ પડી. કારાયલ સમો અને વીંઝાર શસ્ત્રાસ્ત્ર સજ્જ થઇને બહાર નીકળી પડ્યા

દુહો—વારી વીમલદેવજી, ધર ધારાગર ગામ,
પોત્રો વાંગડ જખરે, બાપ નારાયણ નામ,
વાંઝણ ઘર વિશ્રામ, કારાયલ કોટેં ચડે.

ભાવાર્થ—વીસળદેવ વાઘેલાના વખતમાં, પુત્રહીન માતાના વિશ્રામ રૂપ, જખરા જામનો પૌત્ર અને નારાયણ સમાનો પુત્ર કારાયલ ધારાગરના કિલ્લા પર ચડયો.

આજ રોજે વીસળદેવ વાઘેલાના મંત્રી ઓધવે ચોરને પકડવાને, ધારાગર શહેરની ચારે બાજુએ એક મોટી ખાઇ ખોદાવીને, તેમાં, કીલ પથરાવી રાખ્યું હતું. આ ઓધવમંત્રી અત્યંત કાબેલ હતો આજ કેટલાએ દિવસથી તે કારાયલ સમા તરફ વહેમની દૃષ્ટિએ નિહાળી રહ્યો હતો અને તેથીજ તેણે કારાયલ સમાને ફસાવવાને આજે આ ઘાટ ઘડ્યો હતો આ બીના કારાયલ સમાના લક્ષ બહાર ન હતી પરંતુ આવી અનેક ખાઇઓ કુદાવી જવાની શક્તિ ધરાવનાર વીર કારાયલ તેની દરકાર કરે તેમ ન હતુ. ખાઇની નજીક આવતાજ તે ચિત્તાની છલંગથી ખાઈ કુદી આવ્યો, અને કોટની બાજુમાંજ આવીને ઉભો રહ્યો પાછળ વીંઝાર પણ વીજળીના સણાકાની પેઠે આવી પહોચ્યો. આ બંને જણ ચંદન ઘોની મદદથી ગઢ ઓળંગીને હમેશને રસ્તે રાજમહેલમાં આવી પહોચ્યા

આજ તેમનો છેલ્લો દાવ હતો. આથી જેટલું હાથમાં આવે,

તે બધું ઉઠાવી જવાનો તેમણે નિશ્ચય કરી લીધો હતો. વાઘેલા રાજાના કીમતી ભંડારો તેમણે તક સાધી ખોળી ખોળીને ખાલી કરવા માંડયા. અમૂલ્ય ઝવેરાતના જંગી ખડીઆ ખભે ચડાવીને તેઓ ચાલવા લાગ્યા. એટલામાં વીંઝારની નજર વાઘેલા રાજાના સોનાના હીંડોળા ખાટ પર પડી. પરંતુ તે પર રાજા પોતે સૂતેલો હોવાથી તેઓ જરાવાર વિચારમાં પડ્યા. તરતજ વીંઝારને એક યુક્તિ જડી આવી. હીંડોળા ખાટમાંની હીરની પાટી તલવાર વતી કાપીને, વાઘેલા રાજાને કલ ન પડે એવી સીફતથી, તેમણે તેને ધીરે રહીને જેમનો તેમ જમીન પર સુવાડી દીધો. હીંડોળાખાટ અને તેની સુવર્ણ સાંકળો કાઢી, ખભે ચડાવીને આ બંને જણ પાછા પોતાને પંથે પડ્યા. વાઘેલો રાજા તો જેમનો તેમ ઘોરતોજ પડી રહ્યો.

ગઢપર ચઢી તેમણે ગાંસડા–પોટલા ખાઈની પેલી પાર નીચે ફેંક્યા, અને પોતે પ્રથમની રીતેજ પાછા નીચે ઉતરી ગયા. હવે તેમને માત્ર એક ખાઇજ કુદાવવાની જરૂર હતી. કૂદકો મારવા પહેલાં થોડુંક દોડવાથી સહેલાઇથી કૂદી શકાય છે. આવવા વખતે તેઓ સામી બાજુએથી દોટ મૂકીને કૂદી આવ્યા હતા પણ હવે તો આ બાજુએ કિલ્લો આડો આવેલો હોવાથી, તેમને માટે દોડ ભરવાની જગા ન હતી. આ કારણથી ખાઇ કુદાવી જવાનું કાર્ય જરા મુશ્કેલી ભર્યું બન્યું હતું. કારાયલને પોતાની છલંગમાં પૂરેપૂરો વિશ્વાસ હોવાથી, તેણે પોતાના બાહુ પરથી ચિત્રનાથ યોગીએ આપેલું તાવીજ ઉતારીને તે વીંઝારના બાહુમાં બંધાવ્યું. વીંઝાર તેજ ક્ષણે વાનર–છલંગથી કૂદીને ખાઇને પેલે પાર પડ્યો. વીંઝારને સહીસલામત સામે પાર કૂદી ગએલો જોઈને કારાયલને સંતોષ થયો. હવે તેણે પોતે પણ ખાઈ કૂદી જવાની તૈયારી કરી કારાયલની કૂદવાની કળા કંઇ અજબ હતી પરંતુ કુદરત કયારે શું કરવા માગે છે, તે કોણ જાણી શકે ? અવસ્થાને લઇને કહો, કે કોઇ ઇશ્વરીય સંકેતને લઇને કહો, પણ કારાયલનો કૂદકો કમનસીબે ખાઇની પાળથી માત્ર એકાદ હાથ ઘટી ગયો.

થઇ ચૂક્યું. કારાયલનું આખું શરીર કીચની અંદર ખૂંચી ગયું જેમ જેમ તેણે બહાર નીકળવા માટે બળ કરવા માંડ્યું, તેમ તેમ તે અંદરને અંદર ઉતરતો ગયો. વીંઝારે પણ પોતાના પ્રયત્નો

અજમાવવામાં કશી મણા રાખી નહિ પરંતુ કીલના રાક્ષસી પંજામાંથી પિતાને મુક્ત કરવા તે આખરે અશક્ત નીવડ્યો જ્યાં કુદરત વીફરે, ત્યાં બિચારા પામર માનવ પ્રાણીનું કેટલું ગજું ?

> દુહો—હિતું ઠેક કારાકડે, વેઓ કોટ ચડી,
> કામલ કીલ પથર્યો, રેઓ મિંજ અડી;
> વિંઅ વીંઆર વરી, સિર કપે મમેંજો.

ભાવાર્થ—કારાયન કૂદકો મારીને કોટ ચડી ગયો, પરંતુ કાબેલ મંત્રીએ પથરાવેલા ફીનમાં તે ખૂંચી ગયો હવે વીંઆર ! તું કારાયલ સમાનું મસ્તક કાપીને ચાલતો થા !

કારાયલ સમાએ વિચાર્યું, કે હવે તેને માટે એક પણ રસ્તો બાકી નથી આથી તેણે પોતાનું મસ્તક ઉતારી લેવાની વીંઆરને આજ્ઞા કરી.

પિતાનું ભયંકર ફરમાન શ્રવણ કરતાંજ વીંઆર પત્થરની માફક થંભી ગયો. કારાયલની આ કપરી આજ્ઞાનો અમલ શી રીતે કરવો, તેના વિચારમાં વીંઆરનું બહાદુર હૃદય ગોથાં ખાવા લાગ્યું. વીંઆરને મુઝાતો જોઇને કારાયલ તરત બોલી ઊઠ્યો.

"વીંઆર ! આ સમય વિચાર કરવાનો ન હોય ! હવે જે સમય પસાર થાય છે, તે અત્યંત કીમતી છે મારા વીર પુત્ર ! તારી તેજીલી તલવાર મ્યાનથી બહાર ખેંચી કહાડ ! અને આંખો મીચી, ઇશ્વરનું નામ લઇ, તારા વીર પિતાનું મસ્તક સમારી લે ! વીંઆર ! હું મરતો નથી. પણ તારા હાથે અમર બનતો જાઉં છું. ઇતિહાસમાં આજનો બનાવ સુવર્ણાક્ષરે અંકિત કરવા માટે તારા થરથરતા હાથ અને હૃદયને દૃઢ કરીને, તારી કમરે લટકી રહેલી મહાદેવીનો ઉપયોગ કરી લે ! રાત્રિ પોતાનું કાર્ય કરતી પસાર થઈ જાય છે. માટે વ્યર્થ સમયનો વ્યય ન કરતાં તારી આ કપરી ફરજ ઝટ બજાવી લે' ચાલ, તૈયાર થા ! "મારૂં મસ્તક કપુરીને આપી તેને દિલાસો દેજે."

> દુહો—સારે રીજ મંગાર કે, વઢે મર વીંઆર;
> કોરે કારાયલકે, મર લોરે લાસ મંગાર.

ભાવાર્થ—હે વીંઝાર! તું મારું મસ્તક કાપીને તે સંભાળપૂર્વક કપુરી સંગારને આપજે. પછી કપુરી સંગાર કારાયલના મસ્તકને ભલે કોડથી ઝુલાવે.

કુરૂક્ષેત્રમાં આપ્તજનોના સંહારથી દુઃખિત થઇને હથિયાર ફેંકી દેવા તૈયાર થએલા બાણાવળી અર્જુનના અંતરપટ પર જે અસર કૃષ્ણ પરમાત્માના અમર વચનોએ કરી હતી, તેજ અસર કારાયલનાં સ્નેહ અને શૌર્યથી નીતરતાં વચનોએ વીંઝારના હૃદય પર કરી. વીંઝારને તેના કર્ત્તવ્ય-પથનું ભાન થયું. તેના હૃદયમાં નિર્બળતાને સ્થાને જ્વલંત જુસ્સાએ વાસ કર્યો. સુદૃઢ થઇ તેણે તલવારની મૂઠ પર હાથ નાખ્યો. હાથ પાછો ખેંચાતો જોઇને, વીંઝારને તેના ફરજ-ચ્યુત થવા પર જરા ક્રોધ વ્યાપ્યો. તરતજ તેણે હૃદય પર પાછો કાબુ મેળવી લીધો. અને તેજ ક્ષણે મ્યાનમાંથી ઝગઝગતી ચોગિનિ તેણે બહાર ખેંચી કહાડી.

કારાયલના મુખમાંથી આનંદનો એક ધ્વનિ બહાર આવ્યો, અને કાળીરાત્રિની અઘોર શૂન્યતામાં ભળી ગયો.

"શાબાશ! બેટા વીર-ધર્મ તે આનું નામ!" વીંઝારને સતેજ થતો જોઇને કારાયલે કહ્યું. "મારા બહાદુર કુમાર! ચલાવ! તારા હાથમાંની મહાદેવીને ચલાવ! શિવ ..શિવ...શિ."

ખેલ ખલાસ થયો. કારાયલનું રક્ત ટપકતું મસ્તક વીંઝારે પોતાના હાથમાં લઇ લીધું. અને તરત તેને રેશમી રૂમાલમાં લપેટી લીધું. ભાંગતા પગે, અને દ્રવતા હૃદયે, તે ઘર તરફ ચાલતો થયો. એટલામાં તેને ઓધવમંત્રી યાદ આવ્યો. એનું વેર પણ વસુલ કરી લેવાની આજની તક સાધી લેવા વીંઝારે વિચાર કર્યો.

તેણે પોતાની સાથેની સઘળી વસ્તુઓ એક સ્થળે અંધકારને ખોળે અનામત રાખી દીધી. અને પોતે પાછો શહેરમાં દાખલ થઇ, ઓધવમંત્રીના ઘરનાં બારણાં જોરથી ખડખડાવવા લાગ્યો.

આ વખતે મોટી પરોડ થવા આવેલી હોવાથી મંત્રી તરત જાગી ઊઠ્યો. અત્યારે દરવાજો કોણ ખડખડાવે છે, તેની તપાસ કરવા તે એકદમ બહાર આવ્યો. જેવો તે દરવાજો ખોલીને પોતાનું

ડોકું બહાર કાઢવા જાય છે, કે તરતજ વીંઝારની રક્તભૂખી તલવાર તેના પર તૂટી પડી. મંત્રીનું મસ્તક ધડ પરથી છુટું થઇને ધરણી પર ઢળી પડયું. વીંઝારે મંત્રીનું ધડ એક મોટા પત્થર સાથે બાંધીને કુવામાં નાંખી દીધું. અને તેનું મસ્તક ઉઠાવીને તે ચાલતો થયો.

બહાર આવીને તેણે કારાયલ સભાના ધડ પર ઓધવમંત્રીનું માથું ગોઠવી દીધું. હવે વીંઝારના હૃદયનો ભાર કંઇક હળવો થયો. તે પોતાની સઘળી વસ્તુઓ સંભાળી લઇને પાછા હટતા પગે ઘર તરફ ચાલવા લાગ્યો.

આજની રાત કપુરી સંગાર માટે કાળરાત્રિ સમાન સરજાયલી હતી તેને વારંવાર ભયાનક સ્વપ્નાં સતાવી રહ્યાં હતાં. થોડી થોડી વારે તે બહાર રસ્તાપર દૃષ્ટિને ફેંકતી, તો કાળા આકાશમાં ભયંકર હાસ્ય કરતા તારલાઓ સિવાય કશું પણ દૃષ્ટિગોચર થતું નહિ. આજે ઘુવડોના ઘુઘવાટ, આપસમાં લડતી ચીબડીઓના કચાકચાટ, અને સુસવતા વાયુથી ડોલતાં વૃક્ષોનાં સુકાં પાંદડાંના ખડખડાટથી તે જરા જરા વારમાં ઝબકીને જાગી ઉઠતી. જાણે કોઇ તેના કાનમાં કહી રહ્યું હોય, કે "કપુરી! આજ તારો કારાયલ પાછો ફરવાનો નથી." એવો તેને વારંવાર ભાસ થતો હતો સદાની સ્વસ્થ કપુરી સંગાર આજે અસ્વસ્થ બની હતી. માથાં હાથમાં લઇને મેદાને પડેલા પતિ-પુત્ર પર ઊની આંચ પણ ન આવવા દેવા, તે પ્રભુને પ્રાર્થી રહી હતી.

એટલામાં બહારથી આવતાં કોઇનાં પગલાંનો સ્પષ્ટ અવાજ કપુરીના કર્ણપટ પર પડ્યો તે સફાળી ઊઠી, અને બહાર આવી જુએ છે, તો બંને ખભે ચડાવેલા ચીકાર ખડીઆ સાથે વીંઝારને આવી પહોંચેલો દીઠો કપુરી અત્યંત ઉમંગભેર ઊઠી, અને વીંઝારની સામે આવી

દુહો—ઘણુ ઉમંગે ઉથઇ, કારાકડે જે કોડ,
ત મથો મિંજા ગોડ, અચી ડિને અમાં કે.

ભાવાર્થ—કારાયલને જોવાની હોંશથી કપુરી ઉમંગભેર ઊઠી, તો વીંઝારે ભેટમાથી પિતાનું મસ્તક કાઢીને કપુરીને આપ્યુ.

દુહો—મુછું સાવજ જેડીઉં, મથા જેડો મટ;
પેઓ અચી પટ, સિર સમે જામ જો.

ભાવાર્થ—સાવજ જેવી જેની મૂછો છે, એવું કારાયલ સમાનું મોટું માથું જમીન પર મૂકવામાં આવ્યું.

વીંઝારે કારાયલ સમાનું ફરફરતી મૂછોવાળું મસ્તક થાળીમાં લઇ જમીનપર મૂક્યું.

કારાયલનું મસ્તક દૃષ્ટિએ પડતાંજ કપુરીની આંખો ફાટી ગઇ. તે જાણે એબાકળી-દીવાની બની ગઇ. તેના અંગેઅંગમાં અકથ્ય વેદના જાગવા માંડી. શ્વાસ રૂંધાવા લાગ્યો. હૃદય અકળાવા લાગ્યું.

"વીંઝાર! આ ગોઝારૂં કૃત્ય કોણે કર્યું?" થોડીવાર રહીને કપુરીએ રડતા હૃદયે વીંઝારને પૂછયું.

"માતા! આ કાળું કૃત્ય કરનાર તમારો કુળાંગાર તમારી સામેજ ખડો છે!" વીંઝારે ગળગળા અંતરે અને થરડાતી જીભે જવાબ દીધો.

"તું?" કપુરીએ ફાટી આંખે મીટ માંડી.

દુહો—ખાતર ડીંધે જુડકે, ખભા ખેં ભર્યા,
સિર વઢીંધે પેજો, હથડા કીં વર્યા?

ભાવાર્થ—ખાતર પાડતાં તારા ખભા ધૂળે ભરેલા છે, પણ વીંઝાર! પિતાનું મસ્તક કાપતાં તારા હાથ કેમ ચાલ્યા?

વીંઝારે પ્રત્યુત્તરમાં કપુરીને જણાવ્યું:—

દુહો—પે મરંધે આંઉં મરાં, સું મરંધે વંસ જાય,
સિર હી સમેં જામજો, કપુરી પીંગે પાય.

ભાવાર્થ—જો હું એમ ન કરત તો મારા પિતાના મરણ પછી મારૂં પણ મરણ થાત, અને આપણા વંશનો ઉચ્છેદ થઇ જાત. માટે હે માતા કપુરી, તું આ મારા પિતાનું મસ્તક પારણામાં મૂકીને તેને હીંચોળ!

વીંઝારે સઘળી બીના કપુરીને સમજાવી, અને તેને દિલાસો આપવા માંડ્યો. પરંતુ કપુરીનું હૃદય હવે ધીરજ ધરી શકે તેમ ન હતું. તે છાતીફાટ રૂદન કરવા લાગી

"માતા! આ સમય રૂદન કરવાનો નથી. રડવાનો સમય આપણને પાછળથી પુષ્કળ મળી રહેશે. હમણાં તો આ વાતની સહજ અસર પણ બહાર જશે, તો સઘળી યોજના ધૂળમાં મળી જશે. જે ટેકને માટે મારા વીર પિતાએ હસતાં હસતાં શીશ સમર્પણ કર્યું, તેનો પણ નાશ થશે માટે માતા! મારા અવટંકી પિતાના આત્માને ખરેખરી શાંતિ આપવી હોય, તો આ બધું થોડા સમયને માટે ભૂલી જવા સિવાય આરો નથી" વીંઝારે કપુરીને સમજાવતાં કહ્યું

પણ વીંઝાર! મનમાં હોળી હોવા છતાં બહાર દિવાળી શી રીતે દેખાડી શકાશે?" કપુરીએ દુઃખપૂર્ણ અવાજે જણાવ્યું.

"અનેક વીરમર્દોના મદને દળનારી, અને સાત પાડાનો ચડો રમતાં રમતાં ખેંચનારી મારી માતાનું હૃદય આટલી હદ સુધી નિર્બળ હોય, એ વાત હું સ્વપ્ને પણ માની શકું તેમ નથી." વીંઝારે કપુરીને તેની ખરી શક્તિનું ભાન કરાવતાં કહ્યું.

વીંઝારનાં આ વચનોએ કપુરીના હૃદયમાં હિંમત ભરી. તેણે વીંઝારની સૂચના અનુસાર વર્તવાની કબુલાત આપી.

આમ વાતોમાને વાતોમાં સવાર પડી ગઈ આજ હવે ધારાનગરનો ધણી વીસળદેવવાઘેલો ચોરને શોધવાને શા ઉપાય કામે લગાડે છે, તે જાણવાની ખાસ આવશ્યક્તા હોવાથી, વીંઝાર કારાયલની બદલીમાં પોતેજ રાજકચેરીમાં ચાલતો થયો.

વીંઝાર ગયો, કે તરતજ કપુરીની આંખોમાંથી જાણે શ્રાવણ અને ભાદરવો વછૂટયા. કપુરી સંગાર રાત દિવસ અખંડિતપણે કારાયલના નામનું રટન કરવા લાગી અનેકાનેક સ્મરણો, સંબોધનો, હુલામણા, અને રીસામણા–મનામણાંથી રડતી રડતી, આ પતિ પ્રેમી સતિ એકજ જાપ જપવા લાગી. મર્દોને હંફાવનાર મહા સમર્થ કપુરી આજ દીન–લાચાર બની

કપુરીના રૂદનના કારાઇડા સૂરના કરૂણ ભ્હેતો સાંભળી પત્થર હૃદય પણ રડી ઉઠે, એવી કરૂણ રસની અજબ જમાવટ તેમાં રહેલી છે.

વિહ્‌વળ હૃદયા કપુરીના રૂદનના ભ્હેતોના થોડા નમુના આ નીચે આપવામા આવે છે

દુહો—સિજ ઉલથો સાંજી થઇ, વડેં વિઠા કાંગ,
સુણી સાંજી બાંગ, અજ પિરીયન થેઆ પંધમેં.

ભાવાર્થ—દિવસ આથમ્યો, સાંજ પડી, અને વડના વૃક્ષ પર કાગડાઓ એકઠા થયા, એ વખતે સંધ્યાકાળે મારા પ્રિયતમ પંથે પડયા.

દુહો—સાંયર જીં સૅલા સિપરીં, નય જીં લગી પાર,
ગુજ ગારાયાં ઉનીસેં, જુકો ભોંય જીં ઝલીં ભાર.

ભાવાર્થ—સાગર સમાન વિશાળ, અને સરિતા સમાન મોટી પાળો વાળું જેનું ઉદાર હૃદય હતું, અને જે ધરણી સમાન ભારને ઝીલનાર હતા, એવા મારા પ્રિયતમ સાથેજ હું મારા હૃદયની વાતો કરી શકું.

દુહો—સાંયર જીં સૅલા સિપરીં, ઊંનાં જલ અથાગ,
માણક તિની મથા, ફાંટું ભરે ફિગાઇયાં.

ભાવાર્થ—સાગર સમાન ઉદાર હૃદય વાળા મારા પ્રિયતમ પરથી હું હીરા માણેકના ઢગલે ઢગલા પણ ન્યોચ્છાવર કરી દઉં.

દુહો—જૉરાણાં જાડુંધાર, તું નિંઢ-વડાણું નં ન્યારીએં,
મૅાસર-ફુટા મારીએં, બ્યા પીંગે લુડંધા બાર,
છડે થુડ ને ડાર, તું કચા કૂંપર કપીએં.

ભાવાર્થ—હે જોરાવર કાળદેવ ! તું નાના-મોટાઇ તરફ નિહાળતો નથી. મોસર-ફૂટતા નવ જવાનો અને પારણે ઝૂલતા બાળકોને તું ખેંચી લે છે. થડ અને ડાળીઓને છોડી, તુ કાચાં કૂંપળોને કાપી નાખે છે.

દુહો—સર સુકો ને કડી વરઇ, ઉડણુ લગી ખેં,
માણસરજેં હંજડે, લડે છડેઆં દે.

ભાવાર્થ—પ્રેમ-સરોવર શુષ્ક થઇ ગયું. તેના પર પડો પણ બાઝી ગયાં, અને ધૂળ ઉડવા લાગી. માનસરોવરના હંસે આજે દેશને તજી દીધો.

દુહો—અછો પાણી લુડ થેઓ, કારો કેઆં કગન,
વિઠા ઉંઅ મરન, પાણી મથે હંજડા.

ભાવાર્થ—સ્નેહ સરોવરનું સ્વચ્છ સલિલ કાગડાઓએ ડહોળીને કાળું કરી નાખ્યું. હવે તો હંસલા તેને કિનારે બેસીને તરસે મરે છે.

દુહો—હાલો કરીયાં હીલો કરીયાં, રપોઝીયાં તોય રોય,
સિર હી સમેં જામજે, માઠ તાં ન કરાય કોય.

ભાવાર્થ—હું હીનોળું છુ, હાલરડા ગાઉં છુ, અને થાબડું છું, છતાં આ સમા જામના રડતા મસ્તકને કોઇ શાન્ત કરી શકતું નથી અર્થાત્ મારા રૂદન બંધ થઈ શકતા નથી

દુહો—ખિલજે ઉનમેં ખિલણી, જુકો ખિલી જાણન,
મુડીએ અભાગણુ, ખિલી વર વિંઞાય તોં.

ભાવાર્થ—હસવું તેની સાથે, કે જેને હસતાં આવડતુ હોય પણ હે કમનસીબ કપુરી ! તું તો હસતા હસતા પતિને ગુમાવી બેઠી

દુહો—વિઢજે ઉનમે વિઢણી, જુકો વિઢી જાણન,
મુડીએં અભાગણ, વિઢી વર વિંઞાય તોં.

ભાવાર્થ—વઢવુ તેની સાથે, કે જેને વઢતાં આવડતુ હોય પણ હે કમનસીબ કપુરી ! તું તો વઢતા વઢતા પતિને ગુમાવી બેઠી.

દુહો—કારૂંજર નેણાં, કો-કો સાંખું રતિયું,
અસાં વેણુ સેણાં, સુઅમે સભર ભાંઇયા.

ભાવાર્થ—અમારા વેણો સહન કરનાર લાલ કિરણો ફુટતી આખોવાળા કારાયલના સહવાસમા હું સુનકારમય જંગલોમા પણ આનંદથી રહી શકુ.

દુહો—કારૂંજર ! કારો થે, તોંજે હડે છડઆં મા,
સોન-વરણાં સિપરી, તોંજો સોસે ગિઢાં સા.

ભાવાર્થ—હે કારાયલ ! તુ તો હવે કાળો પડી ગયો, અને તારા હાડકાંમાનુ માસ પણ સુકાઇ ગયુ હે સુવર્ણ સમાન વર્ણવાળા પ્રિયતમ ! દુશ્મનોએ તારો જીવ શોષી લીધો

દુહો—બાબીડે જેંડા બોલકા, સેંણ સટ્ટકે ઘાટ,
કુછે કોયલ કંઠ જી, ભુણકે ભિની રાત,
તે જી કેડી પુછા જાત, જુકો સીભાણાં સરીરકે.

ભાવાર્થ—બાબીડા સમાન જે બોલનાર છે, જે પ્રિયતમના શરીરનો

આંખો નાજુક છે, કોકિલા જેવો જેનો કંઠ છે, અને જે માઝમ રાત્રિમાં મધુરું ટહુકે છે, એવા શરીરને સોહાઇ ગએલા પ્રિયતમની જાત પણ શું પૂછવાની હોય ?

દુહો—ઓય ખોંભેજો રંગ, ચઇં ડીયેંજો ચટકો,
તેંજો કડો સંગ, જુકો ધૂતે ધોરો થીએ !

ભાવાર્થ—ચાર દિવસના ચટકાનો રંગ જે ધોતાં ધોળો થઈ જાય, તેને ધિક્કા છે ! એવા પતંગી રંગનો સંગ પણ કેવો ?

દુહો—ઉત્તર શેરું કઢ્યું, ડુંગર ડમરેઆ,
હૈડો ફડકે મચ્છજીં, સાજણ સંભરેઆ,
વડર થઈ વેઆ, સુંજા સિજુજા ઢકીંધલ સિપરીં.

ભાવાર્થ—ઉત્તરમાં શેરો ચડી, ડુંગર કાળા ડમ્મર થયા, અને મારૂં હૃદય સ્નેહીના સ્મરણથી માછલાની માફક તરફડે છે. સૂર્યને પણ ઢાકી લેનાર મારા પ્રિયતમ વાદળાની માફક જતા રહ્યા.

દુહો—કડેંક બેરીએં બૂર, કડેંક પન નં-હિકડો,
કડેંક પિરીયન પૂર, અજ સિકાં ઉનીજે સડકે.

ભાવાર્થ—કોઈવાર બોરડી પાદડા અને ફૂલોથી ભરપૂર હોય છે, અને કોઈવાર એકે પાદડું હોતુ નથી. તેમ એક વખત જેના સ્નેહના પૂર ઉછળતાં હતાં તેના એક અવાજને માટે પણ આજ તલસું છુ

દુહો—કારાયલજો સડ સુણી, આંઉં ઉથરકી ઉથૈયાસ,
વ્યો કારાયલ નિકરી, આંઉં ધુવડસેં ગડૈયાસ,
પેર ઉનીંજે પૈયાસ, જેંજા તડ઼ન તેં તકીયા.

ભાવાર્થ—કારાયલનો અવાજ સાભળી હું ચમકીને ઊઠી પણ કારાયલ તો નીકળી ગયો, અને તેને બદલે ધુવડ મળ્યો. હું એવાને પાને પડી, કે જેના મેલાણ નદીના તટપર હતા

દુહો—પીંછી જેંજી પચરંગી, સિર ગિચી સાઈ,
ફરકી હેઠેં ગડઓ, મર ફણકે કારાઇડો.

ભાવાર્થ—જેનાં પચરંગી પીછા છે, મસ્તક અને ડોક કાળા છે,

અને જે ઢળકતી ટેવો વચ્ચે વીટળાએલો છે, એવો મયુર અર્થાત્ કારાયલ ભલે ટહુકાર કરે.

દુહો—ભલા ભવેં ન વિસરેં, નુગણાં ચડે ન ચિત્ત,
અગીયા ઉનીજો આંઢણો, પુડીયા છોબંધ ભિત,
એડા મજણુ કિન, લજેં નતા હિન લોકમેં.

ભાવાર્થ—ભલા ભવોભવ પણ વીસરે નહિ, અને નગુણા કદી યાદ પણ આવે નહિ. અમને ચારે બાજુથી જેનો આધાર હતો, એવા સ્નેહી મને કયા પણ શોધ્યા જડતા નથી

દુહો—મોર વ્યા મરી, હંજ ન રેઓ હેકડો,
વતન થ્યો વરી, કૂડે કાગડન જો.

ભાવાર્થ—મોરલા મરી ખૂટયા અને હંસ તો બાકી એક પણ રહ્યો નહિ આ વતન કૂડા કાગડાનુંજ બની ગયું.

દુહો—હિકડા જોબનજા ડીંયડા, બઈ સરતીયેં સંધી સથ,
ઉની ડીચેંકે છ્યડા ! તું ઘણાં હણુનેં હથ.

ભાવાર્થ—એક જોબનના દિવસો, અને બીજો સરખે સરખા મિત્રોનો આનંદી સહવાસ, એ સમયને હે જીવ ! તું ખૂબ યાદ કરીશ.

આમ રૂદન કરતી કપુરી ગતદિવસ કારાયલના સ્નેહને સંભારી રહી છે નથી એને ખાનપાનનું ભાન, કે નથી અન્ય કોઇ વાતનું બસ ! રાત અને દિવસ એકજ નાદ ! એકજ અવાજ ! તેનુ શરીર દિન પ્રતિદિન ઘસાતું જતું હતું પોતાના પ્રિયતમ પછવાડે સતિ થવા માટે તેનું મન પ્રતિપળે તેને વધુને વધુ ઉત્તેજિત કરી રહ્યુ હતું આ જ કારણથી તે કારાયલ સમાનું મસ્તક સાચવીને તેને પારણામાં ઝુલાવી રહી હતી માત્ર વીંઝારની રજાની વાટ જોતી, તે પરાણે રોકાઇ રહી હતી. વીંઝાર તેને અનેક રીતે સમજાવતો હોવા છતાં કપુરીનું હૃદય કંપાંતો અને કકળાટોમાંથી એક નિમિષ માત્ર પણ નવરૂં પડતું ન હતું તે પોતાના ઉભરા ઓને દબાવતી, કારાયલ સમાના અદ્દભુત સ્નેહને સંભારતી, રાત દિવસ ગુપ્ત આંસુ સારી રહી હતી. તેને માટે તો આજે આખું જગત્ જાણે ભયંકર અંધકારથી છવાઇ રહ્યુ હતુ.

---

## કારાયલ સમાનાં મસ્તકને હીંચોળતી કપુરી.



કપુરી—હાલો કરિયાં હીલો કરિયાં, ટપોરિયાં તાંયેં રોય,
સિર હી સમે જામજો, આઠ ન કરાપ કોય.

## (૪)
## વીંઝારનું પુરૂષ-ચરિત્ર.

હવે આપણે વીસળદેવ વાઘેલાના દરબારમાં પહોંચી ગએલા વીંઝારના કાર્યક્રમ તરફ દૃષ્ટિ ફેરવીએ.

વીસળદેવ વાઘેલાએ આજે દરબારમાં કારાયલ સમાને બદલે વીંઝારને આવેલો જોઇને કારાયલની ખબર પૂછવા માંડી.

વીંઝારે આખી સાંકળ પ્રથમથીજ પોતાના મનમાં ગોઠવી લીધી હતી. તે બોલ્યો, "કારીકચ્છીમાં અમારા ભાયાતોમાં એક મોટો ઝગડો થઇ પડ્યો છે. અને તેથી મારા દાદા નારાયણ સમાએ મારા પિતાને તેડાવવાને ખાસ ઊંટી સવાર મોકલેલો હોવાથી, મારા પિતા ઓચીંતા રાત્રેજ ત્યાં ઉપડી ગયા છે. તેમના ત્યાં જવા વગર અમારા હજારો માણસો કપાઈ જવાનો સંભવ હોવાથી, કંઇ પણ તૈયારી વગર દાદાના ફરમાનને માન આપી, તેમને એકદમ ત્યાં જવાની ફરજ પડી છે તેમની ગેરહાજરી દરમિયાન રાજદરબારમાં મારે આવવું, એવી તેમની આજ્ઞા હોવાથીજ આજે આપ નામદારની સલામે હું આવેલો છું."

વીંઝારનાં ઉપરોક્ત વચનો સાંભળીને વાઘેલા રાજાને સંતોષ થયો. પરંતુ તેના અંતરમાં આજે શાન્તિ ન હતી. તેનો ક્રોધ આજે જ્વાળામુખીની માફક ઉછળી રહ્યો હતો કારણકે જે ચોરને પકડવા માટે તેણે આટઆટલાં સાવચેતીનાં પગલાં લીધેલાં હતાં, તે ચોરે આજ તો હદજ વાળી હતી વાઘેલા રાજાના દ્રવ્ય-ભંડાર ઉપરાંત, જે હીંડોળા ખાટ પર તે પોતે સૂતો હતો, તે રત્નજડિત સોનાનો હીંડોળા ખાટ પણ કોઇ ચમત્કારી રીતેજ ઉપડી ગયો હતો. ચોરને હાથ કરવાને જેમ જેમ તે વધુ મજબુત ઈલાજ લેતો, તેમ તેમ તેના રાજમહેલમાંથી વધુને વધુ મોટી ચોરીઓ થતી જતી હતી. વાઘેલા રાજાને માટે આ ઓછી શરમની વાત ન હતી.

આજે આખા શહેરમાં ચોરનાં ભયંકર ડારસ્થાનોની વાત ફેલાઇ રહી હતી અનેક પ્રકારના અવનવા ગપાટા ઉડી રહ્યા હતા.

એટલામાં શહેરની આસપાસ તૈયાર કરાવેલી ખાઇની તપાસ

માટે ગએલા માણસોએ આવીને વીસળદેવને ખબર આપ્યા, કે ખાઈમાં તો ખુદ ઓધવમંત્રી પોતેજ ખૂંચેલો છે.

આ આશ્ચર્યજનક ઘટના સાંભળીને વાઘેલો રાજા પણ થંભી ગયો. ખાતરી કરવા માટે તે પોત પોતાના વિશ્વાસુ માણસો સાથે ત્યાં પહોંચી ગયો. ઓધવમંત્રીનું માથું ધડ ઉપર હતું પડેલું જોઇને સૌની અજાયબીનો પાર રહ્યો નહિ. આ બધું શું બની રહ્યું છે, તેનો ભેદ કોઇ સમજી શકતું ન હતું સોના હૃદયની ઉંડાણમાં ડર અને ગભરાટ પેસી ગયા હતા

એટલામાં ચોરના ધડને ખાઈમાંથી બહાર કાઢવામાં આવ્યું. પણ એ ધડનો સઘળો ભાગ કાળા કીચડે ખરડાયેલો હોવાથી તે કોનું છે તે ઓળખવું અશક્ય હતું આખરે સો એકજ નિશ્ચય પર આવ્યા, કે રાત્રે ઓધવમંત્રીને ઘેર જઇ તેનું માથું કાપનાર, અને પોતાનો સંગાથી ચોર ન ઓળખાય માટે તેનું માથું પણ કાપી નાખી, તેના ધડ ઉપર ઓધવમંત્રીનું માથું મૂકી જનાર, એ અત્યંત બાહોશ ચોર હજુ પણ આટલામાંજ હોવો જોઇએ. તેમણે અનુમાન કર્યું, કે જે માણસે આટલું કર્યું છે, તે પોતાના સંગાથીના શબની વ્યવસ્થા કરવા પણ જરૂર આવશે એમ ધારી વાઘેલા રાજાએ કાનાયલના શબને શહેરના એક મોટા ચોગાનમાં સુકાવી, તેના પર ગુપ્ત રીતે સખ્ત જાપ્તો મૂકી દીધો.

રાત્રિ પડી તેલીખાં, તંબોલીખાં, પંજમારખાં અને તીસમારખાં જેવા સિપાઈ દાદાઓ પોત પોતાના બાપ–દાદાઓની બહાદુરીનાં બણગા ફૂંકતા, કાનાયલ સમાના શબની ચોકી કરી રહ્યા હતા. એક કહે "હમારા દાદા તો અયસા પહેલવાન થા, કે સિંહકો થપ્પડ લગા કર, ઔર ઉસ્કા કાન પકડ કર શહરમે લાયા થા" ત્યાં બીજો કહે, "હમારા બાબા તો અયસા તાકાતવાન થા, કે હાથીપે ચડકર, ઉસકો ઉપરસે અયસા દબાતા, કે હાથીભી બયઠ જાતા" આ બે જણની બડાઈ સાંભળી ત્રીજો વળી કોઈ ત્રીજીજ ઢંઢા પહોરની ઠોકતો આમ જુદા જુદા પ્રકારની ડફાનો હાંકતા, અને જાણે તેમની વાતો વડેજ આજ ચોરના બાર વાગી જવાના હોય, એમ આપસમા શેખીની સ્પર્ધા કરી રહ્યા હતા.

એટલામાં સામેથી લાકડાંનું એક ગાડું આવતું જણાયું. ગાડા વાળાને એચાર ગાળો દૂરથીજ ચોપડી દીધી, અને અહીંથી તરત ચાલ્યા જવા માટે તેઓ તેને ધમકાવવા લાગ્યા. ગાડાવાળાએ પોતાનું ગાડું શબની બાજુમાંજ ઉભું રાખ્યું. અને પોતે મિઠાઇની માટલી હાથમાં લઇને આ બડાઇ-બહાદુર ખાં સાહેબો પાસે આવી પહોંચ્યો. તે નમનતાઇથી તેમને કહેવા લાગ્યો, કે જમાદાર સાહેબ, હું મારે ગામથી આ લાકડાનું ગાડું વેચવાને આવેલો હતો, પણ તે વેચાયું ન હોવાથી હવે પાછું લઇ જવું પડે છે આમ કહી તે ગરીબાઇથી તેમની પાસે કરગરવા લાગ્યો. અને મિઠાઇની માટલીમાંથી થોડી મિઠાઇ લઇને તે તેમને નાસ્તા માટે આપવા લાગ્યો.

નાસ્તાનું નામ સાંભળીને પેલા શેખીખોર સિપાઇ દાદાઓનો રૂવાબ જરા નરમ પડયો. ગાડાવાળાએ આપેલી મિઠાઇ તેઓ કસુંબો લઇ ખુશી થઇને ખાવા લાગ્યા.

બે ચાર કોળીઆ પેટમાં જતાંજ આ ખાં સાહેબોની આંખો ઘેનમાં ઘેરાવા લાગી થોડીજ વારમાં તેઓ લાંબા થઇને જમીન પર સૂઇ ગયા.

આ ગાડાવાળો તે અન્ય કોઇ નહિ, પણ કારાયલનો વીરકુમાર વીઝાર પોતેજ હતો. સિપાઇઓને ભોંય ભેળા થઈ ગએલા જોઇને તેણે તરતજ કારાયલના શબને ચિત્તા ઉપર ગોઠવી દીધું. અને ચિત્તાને ચેતાવી, તે એકદમ ઘર તરફ ચાલતો થયો.

દુહો—વાણીઅંજે વેંગ કરે, હલી કઈ હાક,
કાયા કારાયલજી, સે બારે કઈ ખાક.

ભાવાર્થ—વીંઝારે વાણીઆનો વેશ લઇને હાક મચાવી, અને કારાયલનું શરીર તેણે બાળીને ભસ્મ કર્યું.

વહેલી સવારે તપાસ કરાવતાં વીસળદેવ વાઘેલાને માલમ પડ્યું, કે સિપાઇઓ ઊંઘી ગયા છે, અને ચોરના શબને અગ્નિ સંસ્કાર પણ થઇ ગએલ છે.

સિપાઇઓની આવી બેદરકારીથી વીસળદેવને ઘણો ગુસ્સો

ચઢયો. તેણે તેમને નસીહત આપવાને તેમની કામગીરી પરથી બર-તરફ કર્યા, અને સખ્ત સજા આપીને કેદ કરી લીધા

હવે વાઘેલા રાજાએ વિચાર્યું. કે જે ચોર પોતાના સગાથીને અગ્નિ-સંસ્કાર આપી ગએલ છે, તે તેની ચિત્તા ઠારવાને પણ અવશ્ય આવશે. આથી તેણે બીજા કાબેલ ચોકીદારોને સખ્ત તાકીદ આપીને ત્યાં બેસાડી દીધા

તે રાત્રે વીંઝાર મહિયારીનો વેશ લઈ, મોળ શણગાર સજીને આવી પહોંચ્યો. મહિયારીના મનમોહક સ્વરૂપમાં આ મૂર્ખ ચોકી-દારો મોહાઈ ગયા તેમણે મહિયારીનું મહી ખાધુ, અને તેજ વખતે ગુલ થયા.

વીંઝાર પિતાની ચિત્તા ઠારીને ચાલાકીથી ચાલી નીકળ્યો. ચોકીદારો ભોંય ચાટતાજ પડી રહ્યા.

દુહો—મૈયારી થઈ મલપ્યો, ખણી આયો ખીર,
અમું જામ સુધીર, વાની ઠારે વરીઓ.

ભાવાર્થ—વીંઝાર મહિયારી થઈ મલપતો આવ્યો, અને દૂધ દહીં લઈ આવ્યો. આ સુધીર અમો જામ ચિતા ઠારીને વળી નીકળ્યો.

વીસળદેવ વાઘેલાના ક્રોધની જવાળા હવે છેક આકાશમાં પ-હોચી હતી. તેણે તે દિવસથી ચોકીદારો પર ભરોસો રાખવાનું છોડી દીધું. અને આજ રાત્રે ચોરને પકડવાને પોતેજ નીકળવું, એવો નિશ્ચય કરી લીધો.

વીંઝાર દિવસના વખતમાં દરરોજ રાજ કચેરીમાં જતો હો વાથી, ત્યાં ચોરને પકડવા માટે જે જે યોજનાઓ ઘડાતી હતી, તેનાથી તે સંપૂર્ણ વાકેફ રહેતો હતો આજ તેણે પોતાના મનથી વિચાર કર્યો, કે હવે એકવાર વીસળદેવ વાઘેલાને પોતાને પણ કં-ઈક ચમત્કારનાં દર્શન કરાવવાં જોઇએ આ કારણથી તે રાત્રિ સમયે શહેર બહાર આવેલા એક તળાવ પાસે રાજાના આવવાના રસ્તાપર તેની રાહ જોતો બેસી રહ્યો. વીંઝાર રાત્રિ સમયે પોતાનો દેખાવ અને અવાજ અદભુત રીતે પલટાવી શકતો. તેણે પોતાની આ કળા એવી તો કેળવી હતી, કે તેનો અતિ નિકટનો માણસ પણ તેને તે

વખતે ભાગ્યેજ પીછાની શકતો. બરાબર મધ્ય રાત્રિએ વાઘેલા રાજાના ઘોડાના દાબડાનો અવાજ વીંઝારના કાને પડ્યો. રાજા પોતે એકલોજ આ તરફ આવે છે, તેની ખાતરી થતાજ વીંઝાર મોટા ઘાંટા પાડી, પોકેપોક મૂકીને રડવા લાગ્યો. કંઇક નવિન બનાવ બનેલો જાણીને વાઘેલો રાજા ત્વરિત ગતિએ ત્યાં આવી પહોંચ્યો. અને વીંઝારને તેના રડવાનું કારણ પૂછવા લાગ્યો વીંઝારે રડતાં રડતાં જણાવ્યું, કે "ચોર મારી સઘળી સંપત્તિ લૂટીને, તમને આવતા સાંભળી, હમણાંજ આ તળાવમાં કુદી પડ્યો છે."

વીંઝારની વાત વાઘેલારાજાએ સાચી માની. તે ચોરને પકડવા જવાને પોતાનાં કપડાં ઉતારવા લાગ્યો.

"જુઓ! એ .....તરતો જાય!" વીંઝારે તળાવની અંદર પોતેજ તરતા રાખેલા ઘડા તરફ આંગળી ચીંધીને કહ્યું.

રાજા વીસળદેવ જે અવસરને માટે આજ કેટલાએ દિવસથી ઝંખી રહ્યો હતો, તે અવસર આજે અનાયાસે હાથ આવેલો જાણીને, અત્યંત આનંદિત થયો હતો તેણે પોતાનો કીંમતી પોશાક અને ઘોડો સાચવવા માટે વીંઝારને આપ્યા, અને પોતે મોઢામાં તલ્વાર લઇને, ચોરને પકડવા માટે તળાવના પાણીમાં કુદી પડ્યો.

વીંઝારે તેજ વખતે રાજાનો પોશાક પોતાના શરીર પર ધારણ કરી લીધો, અને એનાજ ઘોડા પર સવાર થઇ, રાજા જેટલાજ દમામથી શહેરમાં દાખલ થઈ ગયો. અને ચોકીદારો વચ્ચેથી ઠારાચલની ચિત્તામાંનાં ફૂલ (હાડકાં) ઉપાડીને ચાલતો થયો આજ રાજા પોતે શહેરમાં ફરવાને નીકળેલો હોવાની ચોકીદારોને ખબર હોવાથી તેઓ તેને વીસળદેવ વાઘેલો સમજીનેજ શાન્ત બની બેઠી રહ્યા રાજાના આગમન વખતે તેઓ જાગતાજ રહ્યા હતા તે માટે પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા.

શહેર બહાર નીકળવા વખતે વીંઝારે દરવાજો બંધ કરી દેવાની દરવાનને સખ્ત આજ્ઞા કરી દીધી અને કહ્યુ, કે આજે મારૂં નામ લઇનેજ ચોર દરવાજો ઉઘડાવવા આવવાનો છે પણ ખબરદાર ! તમારે કોઇને પણ બીલકુલ દરવાજો ખોલવો નહિ. વીંઝારને

ખુદ વાઘેલો રાજા જાણીને, ચોકીદારોએ તેને નમન કર્યું. અને તેની આજ્ઞાનો અમલ કરવા, તેમણે તેજ વખતે દરવાજો બંધ કરી દીધો. વીંઝાર ઝપાટાબંધ ત્યાંથી પોતાના ઘર તરફ ચાલતો થયો.

હવે વીસળદેવ વાઘેલો જે ચોરને પકડવા માટે મોંમાં તલવાર લઇને તરતો જતો હતો, તે થોડીજ વારમાં પેલા ઘડા પાસે આવી પહોંચ્યો. ઘડાને ચોરનું માથું સમજીને તેણે તેના પર તલવારનો ઘા કર્યો. ઘડો કડાક ! કરતો તૂટી ગયો. વીસળદેવ વાઘેલો ત્યાંજ ઝંખવાણો પડી ગયો. આ એક દગાબાજી છે, કે શું ? તેનો તે નિર્ણય કરી શક્યો નહિ. તેને ધાસ્તી પેઠી, કે આજ રખે તે પોતે પણ ચોરને ઝપાટે ચઢી ગયો હોય ! તરતજ તે પાછો ફર્યો. વિશાળ બાહુવડે ત્વરિત ગતિએ તરતો તે થોડીજવારમાં પાછો કિનારે આવી પહોંચ્યો. બહાર આવીને જુએ છે, તો તેની શંકા તદ્દન ખરી જણાઇ. ઘોડો પણ ગેબ ! અને પેલો માણસ પણ ગેબ !

વાઘેલારાજાની ભોંઠપનો પાર રહ્યો નહિ. તે શહેરમાં જવા માટે દરવાજા પર ગયો, તો તે પણ બંધ હતો. તેણે દરવાજો ખોલવા માટે દરવાનને બૂમો પાડવા માંડી, અને પોતે રાજાજ છે, તેની ખાતરી આપવા માંડી. પણ તેનું સાંભળે કોણ ? ખુદ રાજાના હુકમનો અનાદર કરી, તે ચોરનેજ દરવાજો ખોલી આપે એવો કાચો ન હતો. તેણે વિચાર્યું, કે ચોર તેને ભોળવવા માગે છે. આથી તે તેને તિરસ્કારપૂર્વક રોકડો જવાબ આપીને પાછો સૂઇ ગયો.

વાઘેલારાજાને આખી રાત દુ:ખદાયક રીતે વીતાવવી પડી. સવારે દરવાજો ખુલતાં વારજ તે ચુપચુપ અંદર દાખલ થઇ ગયો.

હવે ચોરને પકડવાનો માત્ર એકજ ઇલાજ બાકી રહ્યો હતો. વીસળદેવ વાઘેલાની ગજશાળામાં એક બાહોશ હાથી હતો. આ હાથી ચોરને શોધી કાઢવાની અજબ શક્તિ ધરાવતો હતો. અનેક ગુપ્ત ચોરો પર કળશ ઢોળી તેણે તેમને જાહેરમાં આણ્યા હતા. આજ વાઘેલારાજાને આ હાથીવાળો ઉપાય સૂઝી આવ્યો. હાથીની સૂંઢમાં કળશ આપી, તેણે તેને શહેરમા ફેરવવા માંડ્યો. આગળ હાથી, અને પાછળ માવત હાથી આખું શહેર ફર્યો. ખૂબ રઝળી રખડીને થાક્યો, પણ તેને ચોર ક્યાં પણ જોવામા આવ્યો નહિ.

આથી તે શહેર બહાર નીકળી ગયો. અને દૂર દૂર વીંઝારના મકાન તરફ ચાલવા લાગ્યો.

હાથી જ્યારથી કળશ લઇને ગામમાં ફરવા લાગ્યો હતો, ત્યારથી વીંઝાર પોતાના ઘરમાંથી બહાર નીકળ્યો ન હતો. હાથીની અદ્દભુત શક્તિથી તે સંપૂર્ણ વાકેફ હતો. તેને ધાસ્તી પેઠી, કે હાથી જો તેના ઘર તરફ આવી પહોંચશે, તો તેનું સઘળું પોકળ બાધરૂં થઈ જશે. આથી તેણે પ્રથમથીજ એક નવી ગોઠવણ કરી રાખી હતી. તેણે પોતાના ઘરના આંગણામાં એક મોટો ખાડો ખોદાવીને, તે પર વળીઓ અને સાદડીઓ મૂકી, ઉપર ધૂળ પથરાવીને જમીન જેવી જમીન કરી દીધી હતી

હાથી પણ ફરતો ફરતો હવે વીંઝારના ઘર તરફ વળી ચૂક્યો. અહીં તેને જોઇતી વસ્તુ જાણે મળી ગઇ હોય, તેમ તે ઝપાટાબંધ ધપવા લાગ્યો. પરંતુ જેવો તેણે વીંઝારના આંગણામાં પગ મૂક્યો, કે તરતજ તે કડડભૂસ કરતો ખાડામાં ઢળી પડ્યો આગળ હાથી, અને પાછળ માવત. બંને સદાની શાન્તિમાં પોઢી જતાં વીંઝારે હાથી સાથેના ચોકીદારોને પણ મારી લીધા.

સંધ્યાકાળ થવા છતાં હાથી પાછો ન ફરવાથી, વાઘેલા રાજાને ચિંતા થવા લાગી. તેને શંકા પડી, કે હાથી પણ આજ ચોરનો શિકાર બની ગયો કે શું ? બે ચાર દિવસ બીજા પસાર થઈ ગયા, પણ ન ફર્યો હાથી, કે ન ફર્યો કોઇ માણસ. વાઘેલો રાજા આ ઘટનાથી નિરાશ થઈ ગયો. આ ચોર મનુષ્ય છે કે દેવ, તેનો નિર્ણય તે કરી શકયો નહિ.

હજુ વાઘેલા રાજાને એક ઉપાય અજમાવવાની ઇચ્છા થઇ તેણે ચોરને પકડવા માટે સવાલાખનું બીડું ફેરવવા માંડયું. પરંતુ ત્રણ દિવસસુધી એ બીડું ઉઠાવવાની હિંમત કોઈ કરી શકયું નહિ. ચોથે દિવસે આ બીડું એક ગણિકાએ ઉઠાવી લીધું. ગણિકાઓ હંમેશાં ઘણી ચતુર હોય છે. તેઓ પોતાની અજબ કળાથી ઘણી અગમ્ય બાબતો જાણી શકે છે આ ગણિકાએ પણ હાથી અને ચોર વિષે કેટલીક વજનદાર વીગતો મેળવી લીધી હતી. અને તેથીજ તેણે બીડું ઝીલી લીધું હતું. ગણિકાએ વીંઝારને ફસાવી લેવાના

ઘણા ઈલાજ અજમાવી જોયા, પરંતુ તેમાં તે ફાવી શકી નહિ. આખરે એક દિવસ તે વીંઝારની ગેરહાજરીનો લાભ લઈને, તેને ઘેર પહોચી ગઇ. અને આંખો દુખવાનું બહાનું કરી, કપુરી પાસે રડતી રડતી કહેવા લાગી, કે જો કયાથી હાથીની માટી (માંસ) મળી શકે, તોજ તેની આંખો મટી શકે તેમ છે આમ કહી તે અત્યંત દયાજનક રીતે રૂદન કરવા લાગી. એના અતિ રૂદનથી કપુરીને દયા આવી ગઇ. કપુરી તરતજ પેલા ભોંયરામાં ઉતરી, અને ત્યાંથી હાથીની માટી લાવીને તેણે પેલી ગણિકાને આપી. કપુરીનો અતિ નમ્ર ભાવે ઉપકાર માની તે તરતજ ત્યાંથી ચાલતી થઇ.

એટલામાં સામેથી વીંઝારનેજ આવતો જોઇને ગણિકાને ગભરાટ છૂટયો છતાં તે કૃત્રિમ હિંમતથી આગળ વધવા લાગી

આ ભયંકર ઓરતને પોતાના ઘર તરફથી આવતી જોઇને, વીંઝારના મનમાં પણ અનેક તર્ક-વિતર્ક ચાલવા લાગ્યા. એટલામા તે ગણિકાની સન્મુખ આવી લાગ્યો.

"કેમ માસીબા! આજ તો કઇ અત્યારે આ તરફ ?" વીંઝારે શંકાદર્શક સવાલ પૂછયો.

ગણિકાએ વિચાર્યું, હવે જુઠું બોલવામાં સાર નથી. તે બોલી "વીર! મારી આંખો માટે જરા હાથીની માટી જોઇતી હતી, તે કપુરી પાસેથી લીધી. બિચારી બહુ ભલી બાઇ!" ગણિકાએ માંડ માંડ વાક્ય પુરૂં કર્યું.

"હાથીની માટી ? અને આંખો માટે ?" વીંઝારે ચાંપીને પૂછવા માડયું.

"હા, હાથીની માટી આંખોના દુખાવા પર અજબ અસર કરે છે." ગણિકાએ વીંઝારને બનાવવા માડ્યો

પણ વીંઝાર તેનો બનાવ્યો બની જાય એવો ન હતો. તેણે તરતજ હાથીની માટી ગણિકાના હાથમાથી લઇ લીધી, અને કહ્યું, "બસ, આટલીજ કે ? અરે માસીબા! તમને તે કંઇ આટલીજ અપાય! તમે વળી અમારે ઘેર કયાથી? માગં માતુશ્રી લોગાં ખરાને! કંઇ ફીકર નહિ ! ચાલો હું બીજી મારી જોઇને કહાડી આપું."

" ના રે ભાઈ ! આટલી તો ઘણીએ. હવે જરા પણ જરૂર નથી. " ગણિકાએ શિર પર આવેલી બલા ટાળવાના ઈરાદાથી કહ્યું.

" એમ તે કંઈ થાય માસીબા ? એમ તો અમારે પણ શરમાવું પડે ! ચાલો પાછાં ! " વીંઝારે અતિ આગ્રહ કરવા માંડ્યો.

તે માસીબાને અષ્ટંપષ્ટં સમજાવીને યુક્તિપૂર્વક ખેંચી ગયો. અને તેને પણ તેજ વખતે હાથી અને માવતની મુલાકાત લેવા માટે નીચે ભોંયરામાં ધકેલી દીધી.

ઘેર આવી વીંઝારે સઘળી હકીકત તેની માતા કપુરીને સમજાવી, અને ફરીથી એવી ઓરતોનો વિશ્વાસ ન કરવા ચેતવણી આપી.

વીસળદેવ વાઘેલાનું ગુમાન હવે ગળી ગયું હતું. ચોરને શોધવાના દરેક કાર્યમાં તેને નરી નિષ્ફળતાજ પ્રાપ્ત થઇ હતી. હવે તેની પાસે એક પણ ઇલાજ શિલકમાં હતો નહિ. તેનાં હથિયાર હવે હેઠાં પડ્યાં હતાં: તેણે ચારે તરફ દાંડી પીટાવી, કે " હવે ચોર પોતેજ જો મારી પાસે હાજર થઇ જશે, તો હું મારૂં અર્ધું રાજ્ય તેને ઇનામમાં આપીશ. એટલુંજ નહિ પરંતુ મારી કુંવરીનાં લગ્ન પણ તેની સાથેજ કરી આપીશ. "

વીંઝારે વિચાર્યું, કે થઈ, તો ઘણી થઈ. હવે જાહેર થઈ જવામાં કંઇ પણ હરકત નથી. ઉલટું માન વધે તેમ છે. આથી તે બીજે દિવસે કચેરીમાં જઇને વાઘેલા રાજાને નમન કરી કહેવા લાગ્યો, " નામદાર ! આપ જેની શોધ કરી રહ્યા છો તે, આપને આટલી ઝહેમતમાં ઉતારનાર ઠગ, ચોર, લુટારો કે વીર જે માનો તે આજે આપની સમક્ષ ખડો છે. "

" શું કહે છે વીંઝાર ? " વાઘેલા રાજાને તેના પગ નીચે ધડાકો થયો હોય એટલી નવાઇ લાગી.

" તદ્દન સત્ય કહું છું નામદાર ! " વીંઝારે નમ્રતાપૂર્વક ઉત્તર આપતાં જણાવ્યું.

આ સાંભળી વાઘેલો રાજા દિંગ થઇ ગયો. આખી કચેરી પારસની પુતળીઓની પેઠે સ્તબ્ધ બની ગઇ.

વાઘેલા રાજાએ વીંઝારનો હાથ પકડીને તેને પોતાની બાજુમાં બેસાડ્યો. વીઝારે તેને આદિથી અંત લગીની તમામ હકીકતનુ વર્ણન વિસ્તારપૂર્વક કરી સંભળાવ્યું

વાઘેલો રાજા વીંઝારની અદ્ભુત ચાલાકી જોઈને, અતિ પ્રસન્ન થયો તેણે તેને અર્ધું રાજ્ય અને કુંવરીનો હસ્ત સ્વીકારવાની સૂચના કરી પરંતુ વીંઝારે તેની માતા કપુરીની ખરી સ્થિતિ જણાવીને કહ્યુ, કે હવે તો તેને તેના દાદા પાસે કારીકચ્છી જવાની અતિ અગત્ય હોતા, એક દિવસ પણ થોભી શકાય તેમ નથી

વાઘેલા રાજાએ તેને તમામ સગવડો કરી આપી, અને ઘણાજ માનપાન તથા લાવ-લશ્કર સાથે તેને વિદાય કર્યો

કારાયલ સમાના પિતા નારાયણસમાની હવે વૃદ્ધાવસ્થા થવા આવી હતી કારાયલના વર્તમાન તેને પ્રસંગોપાત મળતા રહેતા હતા પરંતુ છેલ્લી ભયંકર ઘટના આજ લગી તેના કાન પર આવી ન હતી

વીંઝાર પોતાનો બધળો સંગાથ સાથે લઇને, તેની માતા કપુરી સાથે કારીકચ્છી આવી પહોચ્યો

જામ નારાયણ સમાએ હર્ષાવેશથી પોતાના વીર પૌત્રને છાતી સરસો ચાપ્યો. વીંઝારે તેને સઘળી ઘટના સવિસ્તર કહી સંભળાવી.

પોતાના અટકી પુત્રની અનેરી ટેકની વીર કથા શ્રવણ કરતા જામ નારાયણ સમાની વૃદ્ધ આંખો હર્ષ અને શોક મિશ્રિત લાગણીઓથી છૂટેલા અશ્રુપ્રવાહથી છલકાઇ જવા લાગી.

તે ફરીથી વીંઝારને ભેટયો અને તેની અપૂર્વ વીરતા માટે ધન્યવાદ આપવા લાગ્યો

કપુરી મ ાાર કારાયલ સમાનુ મસ્તક પણ પોતાની સાથેજ લાવેલી હતી તેને ખોળામા લઇ તેણે ચિત્તાસ્નાન કર્યું અગ્નિદેવે આ બાર જોડલાને પોતાની ગીતળ ગોદમા લઇ તેમને સદાની શાન્તિમા પોઢાડ્યા

થોડો સમય વીત્યા બાદ વીસળદેવ વાઘેલાની કુમારી સાથે વીંઝારનાં લગ્ન વિધિ પુરઃસર કરવામાં આવ્યાં

જામ નારાયણ સમાએ કારીકચ્છીની રાજ્યગાદીપર કુમાર વીંઝારને રાજ્યાભિષેક કર્યો. તેણે પોતાનું અવશેષ જીવન ઈશ્વરોપાસનામાં ગાળ્યું.

કપુરી સંગાર અને કારાયલ સમાનાં નામ, કચ્છ કાળાંતરે પણ વીસરી શકે તેમ નથી. આવાં વીર રત્નોને રમાડનારી વીરજનની કચ્છ ભૂમિ! ધન્ય છે તને! *



* ભાટ ચારણો વીંઝારની ચાલાકીની બે ત્રણ પાખડીઓ હજુ વધુ વર્ણવી બતાવે છે. પરંતુ વિસ્તારના ભયથી તે અત્રે આપવામાં આવેલ નથી.

# પ્રકરણ ૧૫ મું.

---

## જામ લાખો ફૂલાણી (૧૪૬)

### (૧)

### ગોહિલ રાણી.

સિંધની ગાદી ઉપર જામ લાખાની સત્તા, દિવસે દિવસે વધુ ને વધુ જામતી જતી હતી. તેણે પોતાની કુનેહ અને કાબેલિયતથી સમસ્ત સિંધ ઉપર એવી તો ધાક બેસાડી દીધી, કે તેની સામે આંગળી ચીંધવાની પણ કોઇની હિંમત ચાલતી ન હતી. જામ લાખાની આણ સિંધમાં સર્વત્ર નિષ્કંટક પણે ફરી રહી હતી

જામ લાખાને ચાવડી રાણીથી ચાર કુંવરો થયા હતા.

દુહો—પૅલો મૉડ જનમેઓ, પોએ વરૈઆ સાંધ,
ઑઠો લાખાણી ભડ થેઓ, ત મંધીય ઉગી માંધ.

ભાવાર્થ—જામ લાખાને ત્યા પ્રથમ મોડ કુમારનો જન્મ થયો. પછી વરૈઆ, સાધ, અને ત્યાર પછી ભડવીર ઓઠા કુમારનો જન્મ થયો. (ચોથા ચરણનો અર્થ સમજાતો નથી.)

એક સમયે જામ લાખો દિલ્હીથી પાછો ફરતાં દેશાટન કરતો ચાલ્યો આવતો હતો. તે સૂર્યપુર અર્થાત હાલના પાલિતાણાની પાદરે આવી પહોંચ્યો. અહીં આવીને તેણે પોતાના તંબુઓ બહાર ખુલ્લા મયદાનમાં ખડા કરી દીધા. મહા પરાક્રમી સિંધપતિ જામ લાખાની છાવણી પાદરે પડેલી હોવાની વાત, વાયુવેગે આખા પાલિતાણામાં પ્રસરી રહી.

પાલિતાણામાં આ વખતે ગોહિલ રાજપૂતોનું રાજ્ય હતું. સરવાન કિંવા સૂર્યસિંહ ગોહિલ પાલિતાણાની રાજ્ય ગાદીપર બિરાજમાન હતા.

આ વખતે ફાગણ માસ ચાલી રહ્યો હતો. રાજ્યની બાનડીઓ

પોતાના હંમેશના રિવાજ અનુસાર હોળીનાં સંગીત ગાતી ગાતી આખા શહેરમાં ફરી રહી હતી. જ્યારે તેમણે જાણ્યું, કે પાલિતાણાની પાદરે સિંધપતિ જામ લાખાની છાવણી પડેલી છે, ત્યારે તેઓ સઘળી એકઠી થઇને, તરત અહીં આવી પહોંચી. તેમણે પોતાના કોકિલ કંઠથી સૌનાં મન રંજિત કર્યાં. બાનડીઓના સુમધુર સ્વરથી જામ લાખો પણ સંતુષ્ટ થયો.

જામ લાખાની છાવણીમાંથી પાછા ફરવા વખતે સૂર્યપુરની બાનડીઓએ જ્યારે બક્ષીસ માગી, ત્યારે જામ લાખાએ અત્યંત ઉદારતાપૂર્વક દરેક બાનડીને સાચાં મોતીથી ભરેલ એકેક સુવર્ણનો થાળ ઇનામમાં આપ્યો. આજની આ અનુપમ બક્ષીસ જોઇને સૂર્યપુરની બાનડીઓ હર્ષાવેશથી ગાંડી-ઘેલી થઇ ગઇ.

રણવાસમાં જઇને બાનડીઓએ પોતાને મળેલી બક્ષીસ સૂર્યસિંહ ગોહિલની રાણીને બતાવી, અને સિંધપતિ જામ લાખાનાં પેટ ભરીને વખાણ કરવા લાગી. જામ લાખાની આ અતૂલ ઉદારતાની વાત જ્યારે ગોહિલરાજ સૂર્યસિંહના કાને આવી, ત્યારે તે પણ અત્યંત આનંદિત થયો.

સૂર્યસિંહ ગોહિલને ચંદ્રકુંવરબા નામક એકનીએક બાલ કુમારિકા હતી. જામ લાખાની ઉદારતાની વાતો સાંભળીને, ગોહિલ રાજે હાથમાં આવેલી તકનો ઉપયોગ કરી લેવાનો વિચાર કર્યો. આથી તેણે પોતાના રાજ્યગોર સાથે એક મોતીજડિત શ્રીફળ જામ લાખાને મોકલાવી દીધું.

જામ લાખાની અવસ્થા આ વખતે મોટી થવા આવી હતી. તેની એકપણ ઇચ્છા હવે અપૂર્ણ રહી ન હતી. તોપણ આંગણે આવેલ શ્રીફળનો અનાદર કરીને ગોહિલરાજનું અપમાન કરવાનું તેને યોગ્ય જણાયું નહિ. તેણે તે શ્રીફળનો સ્વીકાર કર્યો. રાજ્યગોરને સારી ભેટ સોગાદો આપીને તેણે તેને વિદાય કર્યો. બીજેજ દિવસે તે સૂર્યપુરમાંથી પોતાનો મુકામ ઉઠાવીને, સિંધ તરફ ચાલતો થયો.

સિંધ પહોંચતાંજ મુસાફરીના અતિ થાકથી અને અન્ય એવાંજ કારણોથી જામ લાખાનું વૃદ્ધ શરીર એકાએક લથડી પડયું.

દિવસે દિવસે તેનું આરોગ્ય વધુ ને વધુ બગડવા લાગ્યું. તેના શરીરની આવી સ્થિતિમાં સૂર્યપુરની કુમારી સાથેનો પોતાનો સંબંધ નિશ્ચિત કરવાના અન્ય વિધિઓ પરિપૂર્ણ કરવાનું તેને યોગ્ય જણાયું નહિ. આથી તેણે એ વાતનો કદી ઉચ્ચાર સરખો પણ કર્યો નહિ. જાણે શ્રીફળ સ્વીકારવાની વાતજ ન બની હોય, તેમ તે તેને ભૂલી જવાનો યત્ન કરવા લાગ્યો. પોતાના ક્ષણિક મોહની ખાતર એક ઉગતી બાળાનો ભવ બગાડી નાખવા તે જરાએ તૈયાર ન હતો.

પેલી તરફ સૂર્યપુરની ગોહિલ કુમારી વયમાં આવવા છતાં, જામ લાખાએ તેની કદી પણ ખબર લેવડાવી નહિ હોવાથી, સૂર્યસિંહ ગોહિલને વારંવાર ઘણો ખેદ થતો. જ્યારે તેને જાણ થઈ, કે જામ લાખો તો ઘણી મુદ્દતથી પથારીવશ થઇને પડેલો છે, ત્યારે તેની પુત્રીના ભવિષ્યની તેને ચિંતા થવા લાગી. હવે કયો રસ્તો ગ્રહણ કરવો, તેનાજ વિચારો તે રાતદિવસ કરવા લાગ્યો.

આ સમયે કચ્છ-ગરડામાં ચાવડા રાજપૂતોની સત્તા ચાલતી હતી. ગઢ-કનોજ * અથવા શેહકોટ એ કનોજ ચાવડાની રાજ્યધાનીનુ શહેર હતું. આ કનોજ ચાવડાએ સૂર્યપુરના ગોહિલરાજાની કુમારી ચંદ્રકુંવરબા જોડે પોતાના વેશવાળની વાતો ચલાવવા માંડી. સૂર્યસિંહ ગોહિલ એજ ચિંતામાં ઘેરાઇ ગએલો હોવાથી, તેણે જરાપણ આનાકાની વગર કનોજ ચાવડાના માગાનો સ્વીકાર કર્યો. કનોજ ચાવડાનું વેશવાળ ગોહિલરાજાની કુંવરી વેરે નક્કી થઇ ગયું.

ગોહિલકુમારી ચંદ્રકુંવરબા હવે સંપૂર્ણ વયમાં આવેલી હોવાથી, તેનાં લગ્નનું કાર્ય પણ તરતજ હાથ ધરવામાં આવ્યું. કોટ કનોજથી ગોહિલ કુમારીને તેડવા ગએલું આણું, તેને તેડીને પાછું સૂર્યપુરથી કનોજ કોટ તરફ ચાલવા માંડયું.

આ આણાની વેલ કોટ કનોજની નજદીક આવી પહોંચતાં કનોજ ચાવડાને તેની વધામણી મોકલવામાં આવી. અને સૌથી પહેલાં ચાવડારાજના માગણ લોકો બાઇને યાચવા માટે આવી પહોંચ્યા.

---

* કચ્છના ઉત્તર પ્રદેશમાં આમરા ગામ પાસે આ કનોજ કોટના ખંડેર આજપણ જોવામાં આવે છે.

આ વખતે જામ લાખાના માગણ પણ અનાયાસે એજ રસ્તેથી પસાર થતા હતા. જ્યારે તેમણે જાણ્યું, કે સૂર્યપુરથી નીકળેલી કનોજ ચાવડાની આણાની વેલ કનોજકોટ જાય છે, ત્યારે તેઓ પણ કંઇક દાન મેળવવાની લાલચે, બાઇને યાચવાને આવી પહોંચ્યા.

બાઇ સઘળા યાચકોને, છૂટે હાથે સોના, રૂપા, અને કીમતી પોશાકોનાં દાન દેવા લાગી. જ્યારે તેને જાણ થઇ, કે સિંધના સરદાર જામ લાખાના યાચકો પણ દાન લેવાને આવેલા છે, ત્યારે તે જામ લાખાના માગણોને પુષ્કળ સોના-રૂપા સાથે જરીયન પોશાકો દાનમાં આપવા લાગી. પર મુલકના માગણોમાં કનોજ ચાવડાની કીર્તિ વધારવાના ઉદ્દેશથી, કે અન્ય કોઇ કારણથી, પણ તેણે જામ લાખાના યાચકોને ખૂબ ખૂબ દાન-માન આપીને સંતુષ્ટ કર્યા.

આ ઘટના જોઇને, કનોજ ચાવડાના માગણો મનમાંને મનમાં ઇર્ષાથી સળગી જવા લાગ્યા. તેઓ રીસે ભરાઇને, તેજ વખતે ત્યાંથી પાછા ફર્યા, અને સઘળી હકીકત મીઠું મરચું ભભરાવીને કનોજ ચાવડા પાસે રજુ કરી જામ લાખાના માગણો પ્રત્યેના રાણીના પક્ષપાતથી કનોજ ચાવડો લાલચોળ બની ગયો.

દુહો—લાખે સંઘે મંગણું, ડિનૂં રાણી ડાન,
તેંજો લગો બાણ, કનોજજે કલુંભ મેં.

ભાવાર્થ—જામ લાખાના માગણોને ગોહિલ રાણીએ ખૂબ દાન આપ્યું, એ વાત કનોજ ચાવડાના મનમાં તીરની પેઠે ઉંડી ઉતરી ગઇ.

કનોજ ચાવડાએ ક્રોધાયમાન બની જઇને, તેજ વખતે ગોહિલ રાણીને કહેવડાવ્યું, કે તમારી ચાહના જામ લાખા તરફ વિશેષ છે, તો હવે તેનેજ પરણો. મારી પાસે તમારૂં કામ નથી.

દુહો—મંગણાં પુરણ પામિઆ, લાખે જામ સંધા,
કનોજ ચએ કુંવાર કે, જ સસું સેણ કંધા ?

ભાવાર્થ—કનોજ ચાવડો ગોહિલ કુમારીને કહાવે છે, કે તમે જામ લાખાના યાચકોને ખૂબ દાન આપ્યાં છે. તો હવે જામ લાખાને જ તમારો પ્રિયતમ બનાવશો કે શું ?

કનોજ ચાવડાનું મહેણું સાંભળીને, ગોહિલ રાણીને માથાથી પગ સુધી ઝાળ ઊઠી તેણે વિચાર્યું, કે જામ લાખાના યાચકોને વિશેષ દાન દેવાનો કનોજ ચાવડાએ અવળો અર્થ લીધો, તો હવે પરણવું તો જામ લાખાને જ ગોહિલ રાણીએ પોતાના મન સાથે આવો નિશ્ચય કરીને કનોજકોટની પાદરે આવી પહોંચેલી વેલને સિંધ-નગરસમૈ તરફ હાંકવાનો હુકમ કરી દીધો

દુહો—કનોજ કચ્છજો રાજીયો, બાઈ સારવાન ધીય,
અચી બન્નીજી લીય, વરેઓ સંઘ મમૈ ડીયાં.

ભાવાર્થ—સૂર્યસિંહ ગોહિલની કુમારી કચ્છના રાજવી કનોજને વરવા માટે આવતી હતી. પણ કનોજકોટ આવવાને બદલે તેઓ બન્ની પાસેથી સમા જામના નગરસમૈ તરફ ચાલવા લાગ્યા.

ગોહિલ રાણીના આણાની વેલ જ્યારે નગર સમૈના પાદરે આવી પહોંચી, ત્યારે તેણે પોતાના ખવાસ સાથે જામ લાખાને તેની વધામણી મોકલી.

સિંધપતિ જામ લાખો, આ સમયે મરણ પથારી પર પડ્યો હતો. તેનું વૃદ્ધ શરીર લાંબી માંદગીને લઈને, એવું તો દુર્બળ બની ગયું હતું, કે બિછાના પર પાસું ફેરવવું પણ તેને માટે મુશ્કેલ થઈ પડયું હતું.

આવી સ્થિતિમા આણું આવ્યાની વાત સાભળીને, જામ લાખો ઘડીભર મુંઝાઈ પડ્યો. તેને તેની છેલ્લી અવસ્થામા એક કુમારિકાની જિંદગી ધૂળધાણી કરવાનું યોગ્ય જણાયું નહિ આથી તેણે પોતાના પાટવી કુમાર મોડને તેડાવ્યો, અને શુ કરવું, તેની સલાહ પૂછવા લાગ્યો

દુહો—પુતર કોડે પિંડજો, કેઆં ગુજ્જી ગાલ,
આણુ અચેતો ઓંકમેં, પણ અમાં હી હવાલ.

ભાવાર્થ—જામ લાખાએ મોડકુમારને તેડાવીને, તેની પાસે પોતાના અંતરની વાત કહી, કે આજ તો હોમથી આવે છે, પણ અમારા તો આવા હાલ છે

પિતાપુત્રના થોડી વારના વાર્તાલાપ પછી એવો ઠરાવ થયો, કે સામૈયામાં જામ લાખાને બદલે મોડ કુમારે જવું, અને ગોહિલ રાણીનું પાણી ગ્રહણ પણ તેણેજ કરવું. પિતાના છેલ્લી અવસ્થાના અત્યંત આગ્રહને વશ થવા વગર મોડ કુમારને ચાલ્યું નહિ. તેની સઘળી દલીલો જામ લાખાના આગ્રહ પાસે વ્યર્થ જતાં, તેનું આ છેલ્લું વચન પાળવાની ફરજ મોડ કુમારને લાઇલાજે બજાવવી પડી. આથી મોડ કુમાર શણગાર સજીને સામૈયામાં જવાને તૈયારી કરવા લાગ્યો.

દુહો—લાડો કેઆં મોડકે, સમું સણગારે પાણ,
તોજી રાજ રેઆણ, સે રાણી કે રૂચંધી.

ભાવાર્થ—જામ લાખાએ મોડકુમારને વરરાજાના શણગાર સજાવ્યા, અને કહ્યું, કે રાણીને તારો સહવાસ વધારે પસંદ પડશે.

સામૈયું તૈયાર થયું, અને આણાની સામે ઘણી ધામધૂમથી ચાલવા લાગ્યું. મોડ કુમાર એક ઝડપી ગતિવાળા અશ્વપર પૂર્ણિમાના ચંદ્ર સમાન શોભી રહ્યો હતો.

જામ લાખાની વૃદ્ધાવસ્થા અને તેની અસ્વસ્થ તબીયતથી ગોહિલ રાણી અણવાકેફ ન હતી. છતાં તેણે તો એક મહેણાની ખાતર પોતાનું જીવન હોમીને પણ, જામ લાખાનેજ વરવાનો નિશ્ચય કરી લીધો હતો.

થોડીવારમાં સામૈયું નજદીક આવી પહોંચ્યું. ગોહિલ રાણીએ દૂરથી જોયું, તો વૃદ્ધાવસ્થાએ પહોંચેલા જામ લાખાને બદલે સંપૂર્ણ શણગાર સજીને આવતા, કનૈયાકાન જેવા મોડ કુમાર પર તેની દૃષ્ટિ પડી. આ દેખાવ જોઇને, ગોહિલ રાણીને ઘણીજ નવાઈ લાગી. તપાસ કરતાં તેને માલમ પડયું, કે જામ લાખો તેની છેલ્લી સ્થિતિમાં પથારીવશ પડેલો હોવાથી, આણાની સામે આવનાર તેનો પાટવી કુમાર મોડ છે. ગોહિલ રાણીને, આ વાત યોગ્ય ન જણાઈ. મોડ કુમાર તો તેના મનથી તેના પુત્ર સમાન હતો. જામ લાખો ગમે તેવી સ્થિતિમાં હોય, છતાં તે પોતાના મનથી તેનેજ વરી ચૂકી હતી.

દુહો—અચે ઘોડા ઉલરેઆ, સામૈયે ન માયાં,
કુંવર મૉડ મથા, બાઇ વાર્યા વારણાં.

ભાવાર્થ—સામૈયાના ઘોડા પૂરવેગથી ધસ્યા આવતા હતા. શોભામાં કંઇ પણ ખામી ન હતી. પણ બાઇએ તો કુમાર મોડને જોઇને, તેના ઓવારણા લેવા માડયાં.

આ દેખાવ જોઇને, સામૈયામાં આવેલા સઘળા માણસો છક્ક થઇ ગયા. તેમણે બાઇને કહ્યું, કે જામ લાખો તો મરણ પથારી પર પડેલો છે. અને આ ગોઠવણ તેણે પોતેજ કરેલી છે.

ગોહિલ રાણી મહા ટેકીલી હતી તે પોતાનું વચન કદી પણ ફેરવે તેવી ન હતી એને તો જામ લાખાનેજ વરવું હતું. તે બોલી:

દુહો—લાખો શ્રોતન અંગરો, અમાં નવલખો હાર,
જેંજો જુડયો મીંયપું, અમાં સે ભરથાર.

ભાવાર્થ—જામ લાખો તો મારા મનની સુવર્ણ સાકળીનો નવલખો હાર છે. અને જેનું મહેણું જડયું છે, તેજ મારો ભરથાર છે.

ગોહિલ રાણીની વેલ સામૈયાની સાથેજ ચાલવા લાગી. સઘળા નગરસમૈમાં દાખલ થયા.

દુહો—અંગણ ચૉરી ચિતરેઆં, નીલા વંજ વઢાય,
મસું પેણે મામે ધણી, ફેરા ખનેં ફિરાય.

ભાવાર્થ—લીલા વાસ રોપીને આગણામાં ચોરી ચીતરવામાં આવી. ગોહિલ રાણી જામ લાખાના ખાંડા સાથે ચોરી ફેરા ફરી

જામ લાખાના ખાંડા સાથે ફેરા ફરીને, તેજ દિવસથી ગોહિલ રાણી લાખા જામની તનમન-ધનથી સેવા શુશ્રૂષા કરવા લાગી તેણે સમસ્ત સિંધના મોટા મોટા વૈદો, અને હકીમોને તેડાવવા માંડયા આ સઘળાના એકત્ર અભિપ્રાયથી તેણે લાખા જામની ઔષધી ચાલુ કરી દીધી ગોહિલ રાણીની ચતુરાઇનો પાર ન હતો તેની ઉમરના પ્રમાણમાં પરમાત્માએ તેને કઇ અજબ બુદ્ધિની બક્ષીસ કરી હતી.

ગોહિલ રાણીએ દૂર દેશાન્તરથી ચોરડીનુ ઘી મંગાવીને તેની

કાતળીઓ પોતાના વિશાળ બાગમાં વાવી દીધી. + અને સમસ્ત સિંધમાં પંકાય એવી ઉંચામાં ઉંચી કિસમની સાત પહેલ-વેતરી ભેંસો મંગાવીને, તેમને ઉગતી શેરડીના વાઢમાં ચરવાને છૂટી મૂકી દીધી.

આ સાત ભેંસોમાંથી એકનું દૂધ બીજીને, બીજીનું ત્રીજીને, ને ત્રીજીનું ચોથીને પીવડાવતા, છેક સાતમી ભેંસનું દૂધ, વૈદો અને હકીમોની પૌષ્ટિક માત્રાઓ સાથે, તે જામ લાખાને માટે તૈયાર કરીને, તેને પાવા લાગી. તેણે પોતાનું સઘળું ધ્યાન જામ લાખાની તબીયત સુધારવા અર્થે રોકી દીધું. રાત દિવસ જામ લાખાની સેવામાં અખંડ હાજર રહીને ગોહિલ રાણી દિલોજાનથી તેની ચાકરી કરવા લાગી.

ગોહિલ રાણીની અપાર ઝેહમતથી, જામ લાખો છ મહીને હરતો ફરતો થવા લાગ્યો. દિન પ્રતિદિન તેની રગોમાં નવા રક્તનો સંચાર થવા લાગ્યો બરાબર એક વર્ષમાં તેનું શરીર એક નવજવાન સમાન તેજસ્વી બની ગયું.

એવામાં વિજયા દશમીનો દિવસ આવી પહોંચ્યો. એ દિવસે જામ લાખાએ સવારીમાં નીકળીને પ્રજાને દર્શન આપવાની પોતાની ઇચ્છા ગોહિલ રાણી પાસે વ્યક્ત કરી. પ્રજાવર્ગ જામનાં દર્શન માટે તલસી રહ્યો હતો, એ વાત ગોહિલ રાણીના લક્ષ બહાર ન હતી. આથી તેણે પણ જામ લાખાની ઇચ્છાને અનુમોદન આપ્યું. તેણે જાતે જામના શરીર પર સવારીના સઘળા વસ્ત્રાલંકારો ધારણ કરાવીને, તેને સવારી માટે તૈયાર કર્યો.

જામ લાખાની દશેરાની સવારી નગર સમૈની બજારમાંથી નીકળી. જામ લાખો જાણે નવા અવતારમાં આવ્યો હોય, એવો તેનો દેખાવ જોઇને, નગર સમૈના પ્રજાજનો ચકિત થઇ ગયા. જામના સફેદ બાલ પર ગોહિલ રાણીએ નીરનો કલપ ચડાવેલો હોવાથી, લોકો તેને ઘડીભર વીસરી ગયા. તેની આંખોની 'ઘૂર' અર્થાત તેજસ્વિતા એટલી તો વધી ગઇ, કે તે દિવસથી લોકો જામ લાખાને લાખા 'ઘૂરારા'ના નામથી સંબોધવા લાગ્યા.

+ લોક માન્યતા મુજબ સિંધમાં પ્રથમ શેરડીનું વાવેતર થતું ન હતું.

સવારી ગાજતે વાજતે, નગરસમે બહાર નીકળી. શમીપૂજન આદિ ક્રિયા યોગ્ય વિધિપૂર્વક સમાપ્ત કરવામાં આવતાં, સૌ પાછા ફર્યા. સવારી પાછી ફરવા વખતે જામ લાખાએ નવજવાનો માટે રમત ગમતની એક ખાસ યોજના કરાવી હતી સૌ બળવાન વીરોએ પોતપોતાના બળના ખેલ ખેલી બતાવ્યા.

જામ લાખાનું બળ હવે સમાતું ન હતું. તેના વૃદ્ધ શરીરમાં યુવાનોને શરમાવી દે, એવી અજબ છટા આવી ગઇ હતી તેણે આજ સઘળા યુવાનો સમક્ષ એક નવો પ્રયોગ કરી બતાવવાનો વિચાર કર્યો.

થોડે દૂર એક જુગજુનું વિશાળ વટ-વૃક્ષ ઉભું હતું. જામ લાખાએ પોતાના અશ્વને એ વટ વૃક્ષ તરફ દોટ મૂકાવી. સૌ કોઇ અનિમિષ નયને જોઇ રહ્યા, કે જામ લાખો આ શું કરવા માગે છે ? જામ લાખાનો અશ્વ દોડતો દોડતો, જ્યારે પેલા વડના ઝાડ નીચે આવ્યો, ત્યારે તેણે વડની લટકી રહેલી વડવાઇયો પોતાના બને હાથે પકડી લીધી, અને ઘોડાને બેઉ પગો વચ્ચે દાબી, તેને પેલી વડવાઇયોના આધારે જમીનથી બે વેંત ઉંચો તોળી લીધો. જામનો ઘોડો તેના બને પગ વચ્ચે બકરી જેવા એક નિર્બળ પ્રાણીની માફક લટકી રહ્યો અને જામ લાખો ઘોડા સહિત પેલા વિશાળ વટ-વૃક્ષ તળે હીંચકા ખાવા લાગ્યો.

જામ લાખાનું આ અતુલ સામર્થ્ય જોઇને, સૌ દિંગ બની ગયા. મોસર ફટતો મોડ કુમાર પિતાનાં પરાક્રમ પાસે ઝાંખો પડી ગયો.

જ્યારે સવારી પાછી ફરી, અને ગોહિલ રાણીએ જામ લાખાના સામર્થ્યની વાત સાંભળી, ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ.

જામ લાખો અને ગોહિલ રાણી, આજ લગી સંપૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરી રહ્યા હતાં ગોહિલ રાણી હજુ માત્ર જામ લાખાના ખાંડા સાથે ફેરા ફરી હતી જ્યારે તેને ખાતરી થઈ, કે જામ લાખાનું પુરૂષાત્તન હવે એક વીરને છાજે તેવું દીપી નીકળ્યું છે, ત્યારે તેણે તેની સાથે વિધિ પુરઃસર લગ્ન કર્યાં. સિંધપતિ જામ લાખો ઘુરાયો શુભ મુહૂર્ત નિહાળીને, ઘણીજ ધામધૂમથી ગોહિલ રાણી સાથે ચોરી ફેરા ફર્યો. સમસ્ત સિંધમાં આ દિવસ દીપોત્સવી જેટલા ઉત્સાહથી ઉજવવામાં આવ્યો

ગોહિલ રાણી મહાચતુર હતી. તેણે વિચાર કર્યો, કે જામ લાખાને વચનથી બાંધી લેવાનો સુંદર અવસર હવે આવી પહોંચ્યો છે. આથી તેણે તક સાધીને, જામ લાખાને કહ્યું, કે આપ જો મારા પર ખરેખરા પ્રસન્ન થયા હો, તો મારી આપની પાસે એકજ અભિલાષા છે. જામ લાખાએ તેની જે કંઇ ઇચ્છા હોય, તે જાહેર કરવાની અત્યંત આનંદપૂર્વક પરવાનગી આપી.

ચાલાક ગોહિલ રાણીએ, પોતાની ઇચ્છા વ્યક્ત કરતાં કહ્યું, કે જો મારે પેટે પુત્રનો જન્મ થાય, તો સિંધની ગાદી પર પ્રથમ હક તેનો રહે, એજ મારી અરજ છે.

જામ લાખો ગોહિલ રાણીના ઉપકારના ભાર તળે દબાયલો હતો. તેને મૃત્યુ—મુખમાંથી બચાવનાર એકમાત્ર ગોહિલ રાણીજ હતી, એ વાત તે ભૂલી ગયો ન હતો. તેનું ચાલત, તો તેજ વખતે તેણે ગોહિલ રાણીની ઇચ્છા પરિપૂર્ણ કરી દીધી હોત. પરંતુ પાટવી કુમાર મોડ હોતાં સિંધની રાજ્યગાદી પર વાસ્તવિકપણે મોડનો હક્ક પહોંચતો હોવાથી, મોડકુમારની સંમતિ સિવાય તેણે ગોહિલ રાણીને નિશ્ચિન ઉત્તર આપવાનું યોગ્ય ધાર્યું નહિ. આથી તેણે મોડકુમારને તેડાવીને, ગોહિલ રાણીની ઇચ્છાથી તેને વાકેફ કર્યો.

જામની ઇચ્છા ગોહિલ રાણીને સંતોષવાની છે, એ વાત મોડ કુમારથી હવે છાની રહી ન હતી. આથી પિતાની ઇચ્છાની અવગણના કરી, તેની ખફગી વહોરી લેવાનું મોડકુમારને ઉચિત જણાયું નહિ. તેણે વિચાર્યું, કે પિતાની અવસ્થા વૃદ્ધ હોવાથી, ગોહિલ રાણીને પુત્રપ્રાપ્તિ તો કોણ જાણે ક્યારે થાય! વળી જો કદાચ તેમ પણ થાય, તો પણ તે કુંવર ગાદીપર બેસવા લાયક તો ક્યારેજ થાય! આ સિંધની રાજ્યગાદી તો છેવટે મારીજ છે. એમ વિચારી મોડકુમારને મોઢાનો જશ ખાટી જવાની ઇચ્છા થઇ. તેણે પિતાના માનની ખાતર, ગોહિલ રાણીના કુમારને સિંધની રાજ્ય-સત્તા સોંપવાની, જામ લાખાની ઇચ્છાનો સ્વીકાર કર્યો.

મોડની ઉદારતા જોઇને, જામ લાખાને અત્યંત આનંદ થયો. તેણે તેજ વખતે ગોહિલ રાણીને મોડકુમારની સહી સાથેનું કરારનામું પણ કરી આપ્યું.

ગોહિલ રાણીના હૃદયને હવે ખરેખરી શાન્તિ થઇ. રાણીનો સંતોષ જોઇને, જામ લાખાને પણ આનંદ થયો. તેણે સિંધની રાજ્યવ્યવસ્થા ફરીથી પોતાના હસ્તમાં લઇ લીધી. અને અગાધ બુદ્ધિશાળી ગોહિલ રાણીની સલાહથી સિંધનું રાજ્ય-શકટ ચલાવવા લાગ્યો.

દુહો—રાણી ગૅાડ઼* જનમેઓ, ઉનડ઼ જાપધે જામ,
ઘરઘર વધાઇયું વઇયું, તેંજ્યું સિંધ તમામ.

ભાવાર્થ—ગોહિલ રાણીને ત્યાં, જન્મનાંજ જામની પદવી પામેલા ઉનડ કુમારનો જન્મ થયો. તેની વધામણીઓ સમસ્ત સિંધમાં ઘેર ઘેર પહોંચી ગઇ.

બાર વર્ષની અંદર ગોહિલ રાણીને પેટે બીજા ત્રણ કુમારોનો જન્મ થયો.

દુહો—ઉન્નડ઼, જૅહો, ફુલને, ચોથો મનાઈ મહ્ર,
લાખે ઘૂરારે ઘરેં, અઠેં ગોટ અસલ.

ભાવાર્થ—ઉનડ, જેટો, ફુલ અને મનાઇ. એ ચાર ગોહિલ રાણીના, અને ચાર ચાવડી રાણીના, એમ આઠ પુત્રોની જામ લાખાને પ્રાપ્તિ થઇ.

જામ લાખા ઘૂરારાની ચઢતીકળાની અને તેનાં પરાક્રમની વાત, ચાલતાં ચાલતાં ગીજનીના પાદશાહને કાને પહોંચી. સમાવંશ પર પાદશાહને પ્રથમથીજ રોષ હતો. ગીજનીનું રાજ્ય-તખ્ત તેના વંડવાઓ પાસેથી પડાવી લેનાર આ સમા સરદારોજ હતા. આથી જામ લાખાની ઉન્નતિની વાત સાંભળીને, પાદશાહના અંતરમાં એકદમ ઈર્ષાનો અગ્નિ ભડકી ઊઠ્યો. જામ લાખાનું દિન-પ્રતિદિન વધતું જતું તેજ, ગીજનીનો શાહ સહન કરી શક્યો નહિ. સમા સરદારની સત્તા, તેના અંતરમાં શલ્યની પેઠે ખૂંચવા લાગી. આથી ગીજનીના પાદશાહે એક મોટી ફોજ તૈયાર કરી. જામ લાખાનો મદ ઉતારવા, અને તેનું સિંધનું રાજ્ય કબજે કરવા, તેણે પોતાના સુબા ચામુંગલને મોટા સૈન્ય સાથે સિંધ પર ચડાઇ કરવાનો હુકમ કર્યો. પાદશાહના હુકમનો તાત્કાલિક અમલ થયો ગડગડના ડંકા

* ગોહિલ રાણીને કચ્છી ભાષામા ગોડ રાણી કહે છે.

અને નિશાનો સાથે શાહી ફોજ સિંધનું રાજ્ય સર કરવાને કૂચ કદમ કરતી ગીજનીથી ઉપડી ચૂકી.

---

## (૨)

## દેવ માતંગ.

આ સમયે રૂમશામમાં એક અદ્ભુત વિદ્યા જાણનાર ત્રિકાળજ્ઞાની બ્રાહ્મણ રહેતો હતો. એને પાંચ દીકરા હતા. એ બ્રાહ્મણ જ્યારે મરી ગયો, ત્યારે તેનાં કીમતી પુસ્તકો માટે એ પાંચે ભાઇઓ વચ્ચે ઝગડો જાગ્યો. આ પુસ્તકો ચમત્કારી વિદ્યાના ભંડાર સમાન હતા. ત્રણે કાળનું જ્ઞાન તેમાંથી પ્રાપ્ત થઈ શકે તેમ હતું. આથી દરેક જણ એ પુસ્તકો પોતાની પાસે આવે, એવું ઇચ્છતો હતો. જે પ્રયોગો સાધવાથી હથિયાર લાગે નહિ, અગ્નિ બાળે નહિ, અને પોતાની ઇચ્છા અનુસાર કાર્ય સાધી શકાય, એવા અદ્ભુત પ્રયોગો, અને મંત્ર–યંત્રો એ પુસ્તકોમાં મોજુદ હતાં. આવાં અમૂલ્ય પુસ્તકોની વહેંચણ શી રીતે કરવી, તે કોઇને સૂઝતું ન હતું. અને તેથીજ આ પાંચે ભાઇઓ પોતપોતામાં લડી રહ્યા હતા. એ પુસ્તકો કોઈ ઉઠાવી ન જાય, માટે રાત્રે બબ્બે જણ વારા ફરતી તેમના પર ચોકી કરતા.

એક રાત્રે બીજા બધા ઊંઘી ગયા હતા, માત્ર એકજ જણ જાગતો હતો. તેણે વિચાર્યું, કે આ પુસ્તકોને પાંચ ભાગે વહેંચવાથી તે છૂટા પડી જઇને તેમાંની વિદ્યા પણ છૂટક પડી જશે. માટે આ બધાં પુસ્તકો હુંજ ઉઠાવી જાઉં. આમ વિચારી, તે પુસ્તકો ઉપાડીને, છાનોમાનો ત્યાંથી ચાલતો થયો.

જ્યારે બીજા ભાઇઓ જાગ્યા, અને આ વાતની તેમને ખબર પડી, ત્યારે તેઓ તેમના નાસી જનાર ભાઈ પર અત્યંત ક્રોધે ભરાયા. તેઓ પગ લેતા લેતા, તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા. આમ ચાલતાં ચાલતાં, છેક સિંધના મંકડા ગામની પાડોશમાં આ ચારે જણાની નજર, પુસ્તકો લઇને નાસતા જતા તેમના ભાઇ પર પડી. પેલાએ પણ આ ચારે જણને જોઇ લીધા. તેણે વિચાર્યું, કે

હવે નિશ્ચે મોત આવ્યું. આ લોકો તેને કોઇપણ રીતે છોડી દે તેમ ન હતું. આથી તે જીવ લઇને નાસવા લાગ્યો. આમ નાસતાં નાસતાં જ્યારે ગામ આવ્યું, ત્યારે તે ગામની અંદર ઘુસી ગયો. અને પોતાને સંતાવાનું સ્થાન શોધવા લાગ્યો. તેના ભાઇઓ પણ હવે બહુ દૂર ન હતા. આથી તે ધ્રૂજતો ધ્રૂજતો ઝાંખરીયાના + ફળીઆમાં આવી પહોંચ્યો. હવે તેને કોઇ પણ પ્રકારે સંતાઇ જવા સિવાય છૂટકો ન હતો. તે બીકનો માર્યો, એક ઝાંખરીઆના ઘરમાં પેસી ગયો. ઘરના માલીકે જ્યારે તેને બહાર કાઢવા માંડ્યો, ત્યારે તે તેને પગે પડીને કરગરવા લાગ્યો અને ગમે તે રીતે, તે પોતાનો જીવ બચાવવા તેને આજીજી કરવા લાગ્યો. એને ધ્રૂજતો જોઇને, ઝાંખરીઆને તેના પર દયા આવી. મરતા માણસનો જીવ બચાવવાની પરોપકારી વૃત્તિ, એની અંદર જાગી ઊઠી.

વખત રાત્રિનો હતો. અને એ સમયે એને સંતાડવાનો બીજો એકે ઇલાજ ન હોવાથી, પેલા ઝાંખરીઆએ તેને, દયાની લાગણીથી પોતાની કુંવારી દીકરીના બિછાનામાં સુવાડી દીધો.

એટલામાં "માર માર !" કરતા તેના ચારે ભાઇઓ આવી પહોંચ્યા. તેઓ ચારે તરફ જોઇ વળ્યા પણ પેલાનો પત્તો ક્યાંયે મળ્યો નહિ આથી આ ચારે જણને ઝાંખરીઆમાં વહેમ પડવાથી તેમણે તેને કહ્યું, કે "અમારો ચોર તારી પાસે હોવાથી, તું જલ્દી તે અમોને બતાવી દે ! નહિ તો તારી જાન પણ જોખમમાં આવી પડશે." ઝાંખરીઓ બોલ્યો, "મારા ઘરમાં મારી દીકરીને જમાઇ સિવાય કોઇ પણ માણસ નથી તમોને મારા બોલ પર ભરોસો ન બેસતો હોય, તો જાતે જોઇ લ્યો."

પેલાઓએ ઝુંપડાની અંદર જોયું, તો ઝાંખરીઆની વાત ખરી જણાઇ. આથી તેઓ વિશેષ ઉંડા ન ઉતરતાં તેમના ભાઇની શોધમાં આગળ ચાલતા થયા.

---

+ એ સમયે મેઘવાળ લોકો અત્યંત તિરસ્કૃત ગણાતા. રસ્તામાં તેમના પગ પર બીજા કોઇનો પગ ન પડે, તે માટે તેમના પગની નિશાની ભૂંસાવવા તેમના પગે ઘસડાતા ઝાંખરા બાંધવામાં આવતાં હોવાથી, એ લોકો ઝાંખરીઆ કહેવાતા.

તેમના ચાલ્યા જવાથી, પેલા બ્રાહ્મણના જીવમાં જીવ આવ્યો. તેણે તે ઝાંખરીઆનો અત્યંત આભાર માન્યો, અને રાતની રાત ત્યાંજ પડી રહ્યો સવાર પડતાં, તેણે જ્યારે ત્યાંથી જવાની રજા માગી, ત્યારે ઝાંખરીઓ બોલ્યો, કે "હવે તું અહીંથી બીજે કયાં જઈ શકે તેમ નથી. કારણકે મારી દીકરીને તારે લીધેજ ગાળ લાગી. તો હવે તુંજ મારો જમાઇ." બ્રાહ્મણને તેણે એક ગંભીર સાહસ ખેડીને, જીવતદાન આપેલું હોવાથી, તેણે ઝાંખરીઆની વાત માન્ય રાખી. અને તે તેની દીકરીને પરણીને ત્યાંજ રહેવા લાગ્યો.

થોડા દિવસ પછી આ બ્રાહ્મણે વિચાર કર્યો, કે આ નાનકડા ગામડામાં નિરર્થક સમય ગુમાવવા કરતાં, રાજ્યધાનીમાં જઈ, વિદ્યાનો ઉપયોગ કરીને બહાર પડવું, વધારે સારૂં છે. આમ વિચારી, તે પોતાની સ્ત્રીને સાથે લઈને, જામ લાખા ધૂરારાની રાજ્યધાની નગરસમૈમાં આવ્યો.

બરાબર એજ અરસામાં ગીજનીના પાદશાહની જંગી ફોજ નગરસમૈ ઉપર ચડી આવેલી હોવાથી, જામ લાખો રાત દિવસ ચિંતામગ્ન રહેતો હતો.

આ વાતની જ્યારે પેલા બ્રાહ્મણને ખબર પડી, ત્યારે તે પોતે જામ લાખા પાસે આવ્યો, અને કહ્યું, કે "હું એક યંત્ર લખી આપું, તે નિશાનમાં બાંધીને તમે લડાઇમાં ચઢશો, તો અવશ્ય તમારી ફતેહ થશે" જામ લાખાએ કહ્યું, "પણ જો એમાં ફેર પડે તો?" બ્રાહ્મણ નિશ્ચયપૂર્વક બોલ્યો, કે "એમાં તલમાત્ર પણ ફરક પડે, તો હું મારૂં મસ્તક ડૂલ કરવાને તૈયાર છું."

બ્રાહ્મણની આ શરત સાંભળીને, જામ લાખાને તેનાં વચનોમાં કંઇક વિશ્વાસ બેઠો. બ્રાહ્મણે યંત્ર તૈયાર કરીને નિશાનમાં બાંધી દીધું. સિંધના જામ લાખા ધૂરારાની ફોજ, પાદશાહી ફોજ સામે ચડી ચૂકી.

ઉભય પક્ષનો હીરડી ઢંઢ અને બોલાડી વચ્ચે ભેટો થયો. ખૂનખાર લડાઇ ચાલુ થઈ. પાદશાહી સૈન્ય વિશાળ હતું. છતાં પેલા યંત્રના પ્રતાપે, કે પછી ગમે તે કારણે, પણ જામ લાખાની

ફોજનો વિજય થયો. શાહી લશ્કર સમા વીરોની માર ખાઇને આખરે ન્હાસી છૂટયું.

જામ લાખાના આ અપૂર્વ વિજયના સ્મરણમાં ચારણે એક રૂપક લલકાર્યું:—

રૂપક.

કરમર કરગ્રહે કલહે કજ કિવી, મલે નહિ તાયે નિભાયણ મણા,
લાખા સહ આવતા લસીએ, ઘૂર તાલી સેંન ઘણા.
બ્રહ હીરડી લગે બોલાડે, અભંગ તણા જાદવ વિઆટ,
સોંપે ગડપ ધરે કોણ સાર, થોલે નહિ નયન ઉર થાટ.
આવે દલતાય આવે બ્રમ ઓટે, ઘેર નહિ તાયે ગદા ગ્રહે,
લાખિયારઉત તુહારા લોયણ, સંકે સાત્રવ થાટ સહે.
કરમર તજે તજે બલ કિવી, રહ્યો ઝૂંઝ રણ નકો રહે,
ઝુલેઓ પંડ ઘણો રાઓ જાદવ, દુર્જન મંગલ જેમ દહે.

દુહો—લુડે કીંનં(લાખીયારજ્જે, લખન અગીયા લિખ,
છલીયું પસી છકેઓ, તેં વખાણજે વિખ.

ભાવાર્થ—લાખોના લશ્કર સામે પોતાના થોડા બળથી લડનાર, જામ લાખિયારના કુમાર લાખા જામને ચારણો લડાવે (દીપાવે) કેમ નહિ? શાહી લશ્કરે જાણે બંગડીઓ પહેરી હોય, એવી એની નિર્માલ્યતા જોઇને, કીર્તિ કમાવવા જામ લાખો છકી ગયો, અર્થાત્ વિફરી ગયો.

દુહો—પૂરારેજી દૂરમેં, ભડેં પએં ભંગાણ,
લાખિયારાણી જામકે, ગરપ થીએં સુરતાણ.

ભાવાર્થ—જામ લાખા પૂરારાની દૃષ્ટિના તેજથીજ ભડવીરોમાં ભંગાણ પડે છે. એવા લાખિયારાણી જામ પાસે મોટા સુલ્તાન પણ નમી પડે છે.

પાદશાહી સૈન્ય સાથેના આ મહાન વિજયથી જામ લાખાને પેલા બ્રાહ્મણની ચમત્કારી વિદ્યામાં અડગ વિશ્વાસ બંધાઇ ગયો. તેણે પેલા બ્રાહ્મણને અત્યંત માનપૂર્વક પોતાના દરબારમાં બોલાવ્યો, અને કહ્યું, કે "હે દેવ! તમે કોણ છો? અને કયાંથી આવો છો?"

બ્રાહ્મણે પ્રત્યુત્તર આપતાં જણાવ્યું, કે હું જન્મથી તો બ્રાહ્મણ છું, પણ સંજોગવશાત્ ઝાંખરીઆને ઘેરથી પરણ્યો છું.

આ સાંભળીને જામ લાખાને અત્યંત નવાઈ લાગી. તેણે કહ્યું, તમે ગમે તે હો, પણ મે તમને 'દેવ' કહ્યા, તો પછી તમે અમારા 'દેવ' જ છો. જામ લાખાએ તે દિવસથી એ બ્રાહ્મણને ચાલુ વર્ષાસન બાંધી આપ્યું.

આ વખતે બ્રાહ્મણની સ્રી ગર્ભવતી હતી જ્યારે તેને પુત્ર પ્રસવ થવાનો વખત આવ્યો, ત્યારે બ્રાહ્મણે રમલ માંડી, તે પુત્રજન્મનો સમય જોવા માંડ્યો તેને જણાયું, કે જો એક ઘડી પછી પુત્ર પ્રસવ થાય, તો તે બાળક આગળ જતાં, એક મહાન્ પુરૂષની પંક્તિમાં આવે, એવો થઇ શકે. આથી પુત્રજન્મનો સમય લંબાવવા ખાતર, તેણે પોતાની સ્રીના પેટ પર દોરડાનો એક મજબૂત બંધ બાંધી દીધો.

બરાબર ચોગ્ય સમયે તેણે પોતાની સ્રીના પેટ પર બાંધેલો તંગ છોડી દીધો. તેજ વખતે તેને ત્યાં, એક બાળકનો જન્મ થયો. આ બાળકની માતાને પેટે તંગ બાંધેલો હોવાથી, તેનું નામ પણ 'માતંગ' [1] રાખવામાં આવ્યું.

---

(૩)

## મોડની નવી બાજી

જામ લાખાની ગોહિલ રાણીના કુમાર ઉન્નડ પર અથાગ પ્રીતિ હતી. ઉન્નડ કુમારને બાલ્યાવસ્થાથીજ સૌ કોઇ જામના ઉપનામથી સંબોધતા. એટલુંજ નહિ પણ કચેરીમાં પણ હમેશાં ઉન્નડનેજ આગલી બેઠક મળતી.

જામ લાખાનો પાટવી કુમાર મોડ હોવા છતાં આગલી બેઠક ઉન્નડને મળતી જોઇને, મોડની ઈર્ષાનો પાર રહ્યો નહિ. પાટવી

---

[1] આજ પણ આ માતંગ મેઘવાળ લોકોનો એક મહાન દેવ ગણાય છે અને પૂજાય છે.

કુમાર તરીકેનો પોતાનો હક છોડી દેવાનું કરાર નામું ગોહિલ રાણીને કરી આપવામાં તેણે કેવી ભયંકર ભૂલ કરી હતી, તેનું ભાન તેને હવે થવા માંડયું હતું. પાટવીપણાનો તેનો હક ઝુંટવી લેનાર ઉન્નડ કુમારનો કયા ઉપાયથી ઘાટ ઘડી નાખવો, તેનાજ વિચારમાં તે રાત દિવસ નિમગ્ન રહેતો હતો.

જામ લાખાની અવસ્થા પણ હવે માઠી થવા આવી હતી. તેનું શરીર દિવસે દિવસે લથડતું જતું હતું.

એક દિવસ મોડ અગણામાં જવાના બહાનાથી નગરસમૈથી બહાર નીકળ્યો, અને ગીજનીના પાદશાહ પાસે પહોંચી ગયો ત્યાં તેણે પોતાને મળતા અન્યાયની સઘળી ખીનાથી પાદશાહને વાકેફ કર્યો. પાદશાહ પોતે પણ સમા સરદારોની તેજવી તલવારોથી એવો બીધેલો હતો, કે તેણે પ્રથમ તો વચ્ચે પડવા સાફ ના પાડી. પણ મોડે તેને લાખાજામની બીમારીનું વર્ણન કરીને, તદબીરથી સમજાવવા માંડ્યો. તેણે પાદશાહને કહ્યું, કે "આપ નગરસમૈ પર ચડાઇ કરવાને આપના લશ્કરને મોકલો, એટલે બસ! નગર સમૈનો કર્ત્તા-હર્તા હાલ હુંજ છું અને આપના લશ્કર સામે લડનાર પણ હુંજ હોઈશ એટલે શાહી લશ્કરને હું મારી મેળેજ યુક્તિપૂર્વક જીત અપાવી દઇશ માત્ર આપે દંડના બદલામાં ઉન્નડ કુમારને ખોળમાં લેવાની ઇચ્છા બતાવવી આમ થતાં આપણી બધી મુરાદ નિર્વિઘ્ને પાર પડી જશે."

મોડની આ વાત પાદશાહને ગળે બરાબર ઉતરી ગઇ. મોડ પોતાની મેળેજ કુહાડાનો હાથો બનતો હોવાથી, એ તક પાદશાહ જવા દે, એવો મૂર્ખ ન હતો. જામ લાખાએ આથી પહેલાં આપેલો પરાજય પાદશાહના અંતરમાં તીરની પેઠે ખટકી રહ્યો હતો. પાદશાહે પોતાના લશ્કરના સરદારો સાથે મળીને, મોડની ઇચ્છા અનુસાર સઘળી ગોઠવણ કરી લીધી. પોતે લીધેલું કાર્ય ફતેહ થતાં, મોડ તરતજ ત્યાંથી વિદાય થયો, અને નગરસમૈ આવી પહોચ્યો.

થોડા દિવસમાંજ ગીજનીના પાદશાહનું લશ્કર પ્રથમથી કરી રાખેલા સંકેત મુજબ પાછું નગરસમૈ પર ચડી આવ્યું. જામ લાખાનુ શરીર હવે તોફાની સાગરમાં પડેલી નૌકા જેવું ડોલમડોલ હતું.

ઉન્નડકુમારની અવસ્થા હજુ નાની હોવાથી, શાહી ફોજનો સામનો કરવાનું કાર્ય મોડને હાથ આવ્યું.

બંને ફોજો તૈયાર થઈને, લડાઈના મયદાનમાં ઉતરી પડી. મોડકુમારે પ્રથમથી કરી રાખેલી ગોઠવણુ મુજબ, શાહી લશ્કરનો સામનો કરવાનો થોડો દેખાવ કરીને, તરતજ હાથે કરીને પરાજય વહોરી લીધો. શાહી ફોજને થોડાજ પ્રયાસથી વિજયની વરમાળા પ્રાપ્ત થઇ ચૂકી. મોડની આજની વિચિત્ર રીતભાત જોઇને, ઘણાને નવાઈ લાગી, પણ કોઈ એનો ભેદ સમજી શક્યું નહિ.

ત્યાર પછી સંકેત મુજબ વિષ્ટિના સંદેશા ચાલવા લાગ્યા. છેવટે નિર્ણય થયો, કે અમુક રકમ જામ લાખાએ ગીજનીના પાદશાહને પહોંચાડવી, અને જ્યાંસુધી તે રકમ તેને મોકલવામાં આવે નહિ, ત્યાંસુધી ઉન્નડ કુમારને પાદશાહે પોતાની પાસે ઓળમાં રાખવો.

પાદશાહના સૂબાની આ માગણી અત્યંત વસમી હતી. આવી ભયંકર સરત ગોહિલ રાણીને લેશ પણ રૂચે તેમ ન હતું. એક બાજુથી જામ લાખાનું શરીર દિવસે દિવસે લથડતું જતું હતું. જ્યારે બીજી બાજુએ ખજાનાનું તળીઉં સાફ થઇ ગયું હતું. આવી કટોકટી ભરેલી સ્થિતિમાં પાદશાહની શરત સ્વીકારવા સિવાય બીજો એક પણ ઇલાજ ગોહિલ રાણી પાસે શિલકમાં ન હતો

પાદશાહને નગરસમેની રાજ્ય-વ્યવસ્થામાં માથું મારતો અટકાવવા માટે, આખરે હૃદયને કઠિન બનાવીને, ગોહિલ રાણીએ ઉન્નડ કુમારને પાદશાહના સુબા સાથે મોકલાવ્યો. શાહી સૈન્ય જામ લાખાના કુમાર ઉન્નડ સાથે ગીજની તરફ કૂચ કરી ગયું. પાદશાહ સાથે મોડની ગોઠવણુ એવી હતી, કે ઉન્નડ કુમારને તેણે કદી પણ પાછો નગરસમે મોકલવો નહિ. આ કારણથી ઉન્નડ કુમાર જતાં મોડે એક છુટકારાનો દમ ખેંચ્યો. તેની યુક્તિ આબાદ રીતે પાર પડી આથી તેનો હર્ષ માતો ન હતો

શાહી સૈન્ય ઉન્નડકુમાર સાથે ગીજની આવી પહોંચ્યું. એ સમયે પાદશાહના બાણી નામના શાહજાદાનું તાજેતરમાંજ અવ-

સાન થએલું હોવાથી, તે અને તેની બેગમ રાત્રિદિન એ શાહજાદાના શોકમાં ઉદાસ રહેતાં.

પાદશાહે જ્યારે નગરસમૈના રાજકુમાર ઉન્નડ કુમારને જોયો, ત્યારે ઉન્નડ કુમારનો ચહેરો, તેને શાહજાદાના ચહેરાને આબેહૂબ મળતો જણાયો. એ બન્ને ચહેરાનું અનહદ મળતાપણું જોઇને, પાદશાહને અત્યંત નવાઇ લાગી. તેણે ઉન્નડને બેગમ સાહેબની રૂબરૂ થવા જનાનખાનામા મોકલાવ્યો.

ઉન્નડને જોતાંજ બાદશાહની બેગમને પણ તેના પર અત્યંત વહાલ ઉત્પન્ન થયું તેના સ્વર્ગવાસી શાહજાદાની અસલ પ્રતિમા રૂપ ઉન્નડ કુમારને પાદશાહની બેગમે પ્રેમપૂર્વક છાતી સરસો ચાપ્યો.

તે દિવસથી ગીજનીના પાદશાહની બેગમે ઉન્નડ કુમારને પોતાના શાહજાદા સમાન રાખ્યો

દુહો—પુતર કેઆં પિંહંજો, બાબીય પસી પાણ,
મિંધ સજી તુહીંજી, તુંજ અમેજો જામ.

ભાવાર્થ—પાદશાહ અને તેની બેગમે ઉન્નડ કુમારને પોતાના શાહજાદા બાબી જેવોજ કરી રાખ્યો. અને કહ્યું, કે આખી મિંધનો માલીક અને નગરસમૈનો જામ હવે તુંજ છે.

નગરસમૈમા જામ લાખાની માંદગી લાંબી થઇ પડેલી હોવાથી, રાજ્યની લગામ મોડના હાથમા હતી. મોડે રાજ્ય વ્યવસ્થા એવી રીતે ચલાવવા માંડી, કે તિજોરી ગંજ ખાલી ને ખાલીજ રહેવા લાગી જ્યા સુધી શરત મુજબની રકમ ગીજનીના પાદશાહને પ હોચે નહિ, ત્યા સુધી ઉન્નડ કુમારનો છુટકારો થઇ શકે તેમ ન હતુ. આથી ગોહિલ રાણી એક તરફ જામ લાખાની માંદગીની ચિંતામા, અને બીજી તરફથી કુમારને છોડાવવાની ચિંતામા મુંઝાતી જતી હતી

ઉન્નડ કુમારને પાદશાહ પાસે આવ્યાને જ્યારે બાર માસ પ સાર થઇ ગયા, ત્યારે એક વખત તેણે પોતાના માતાપિતાને મળ વાને નગરસમૈ જવાની પોતાની ઇચ્છા પાદશાહ પાસે વ્યક્ત કરી

પાદશાહની પ્રીતિ ઉન્નડ પર એટલી બધી બંધાઇ ગઇ હતી, કે તે ઉન્નડની કોઇ પણ ઇચ્છા પરિપૂર્ણ કરવામાં લેશ પણ આનાકાની કરે તેમ ન હતું. પરંતુ ઉન્નડને એમને એમ મોકલવા કરતાં, તેને પરણાવીને પછી મોકલવાની પાદશાહની ઇચ્છા થઈ.

દુહો—પુતર કરે પિંઢજો, ઉનડ પરણાએં જામ,
રાઠોડે઼ ઘર કુંવરી, જેંજો વીરમગામ.

ભાવાર્થ—ઉનડ જામનાં લગ્ન પાદશાહે પોતાના પુત્રની માફક વીરમગામના રાઠોડોની કન્યા સાથે હિંદુ વિધિ અનુસાર કરી આપ્યાં.

પછી પાદશાહે ઉન્નડ કુમારને, ઘણા જરો જવાહીર અને લાવ લશ્કર સાથે, સજ્જોડે સિંધ-નગરસમૈ મોકલી આપ્યો.

દુહો—સૉ ઘોડા સાંભાયને, ઉનડ઼ સંભુડો જામ,
અચી ગડેઓ અભેકે, નગરસમૈ ગામ.

ભાવાર્થ—બહાદુર ઉનડ કુમાર એકસો ઘોડેસ્વારો સાથે સિંધ નગરસમૈ આવીને પોતાના પિતાને ભેટયો.

ઉન્નડ કુમારને ઘણા માનપાન સાથે સાજ્નેતાજ્ને આવી પહોંચેલો જોઇને, મોડની આંતર-વ્યથાનો પાર રહ્યો નહિ. છતાં તેણે બહારથી હર્ષ બતાવવાનો દેખાવ કરવામાં જરાપણ મણા રાખી નહિ.. તેના મનમાં તો ઉન્નડનો કાંટો કઇ રીતે કાઢી નાખવો તેનાજ વિચારો ચાલી રહ્યા હતા.

થોડા સમય પછી ઉન્નડ કુમારને રાઠોડ રાણીથી એક પુત્રની પ્રાપ્ત થઇ. તેનું નામ સતો કુમાર રાખવામાં આવ્યું. જામ લાખાને તેના છેલ્લા દિવસોમાં આ વધામણીથી અત્યંત આનંદ થયો. ઉન્નડની આવી ચઢતી કળા જોઇને મોડ મનમાં ને મનમાં બળી જળીને ખાક બની જતો હતો

આ સમયે કચ્છના પાટગઢમાં, વીરમ ચાવડાનો કુમાર વાઘમ ચાવડો રાજ્ય ચલાવતો હતો આ વાઘમ ચાવડો મોડનો મામો થતો હતો તેણે મોડ તથા ઉન્નડને થોડા રોજ પાટગઢ આવી જવા જણાવ્યું. મોડે ઉન્નડને આડું અવળું સમજાવીને, તેને પોતાની

સાથે પાટગઢ ચાલવા તૈયાર કર્યો. મોડે વિચાર્યું, કે જામ લાખો તો પથારીવશ છે. માટે ઉન્નડને પાટગઢ તેડી જઇને, ત્યાંજ તેનો ઘાટ ઘડી નાખું. અને પછી જોઉં, કે સિંધની ગાદીનો માલીક બનવા કોણ આવે છે ?

મોડની બાજીથી ઉન્નડ કુમાર અજ્ઞાન હતો. તેણે થોડા રોજ પાટગઢ ફરી આવવાની ગોહિલ રાણી પાસે આજ્ઞા માગી. ગોહિલ-રાણી મોડના કપટી સ્વભાવથી અજ્ઞાન ન હતી. પરંતુ ઉન્નડના અત્યાગ્રહને વશ થઇને, તેણે તેને થોડા દિવસ પાટગઢ જવાની પરવાનગી આપી. પરંતુ તેમાં શરત એ મૂકી, કે પાટગઢથી એક ગાઉને અંતરે આવેલા એક શિવાલય સુધી ઉન્નડ કુમારે દરરોજ એકલા ફરવા આવવું, અને નગરસમેથી દરરોજ ત્યાં આવનાર ઊંઠી સવાર સાથે, તેણે પોતાની કુશળતાના સમાચાર મોકલવા. ઉન્નડ કુમારે ગોહિલ રાણીની આ શરતનું અક્ષરશઃ પાલન કરવાનું વચન આપ્યું. અને મોડ સાથે તે પાટગઢ જવા તૈયાર થયો.

દુહો—મોંડ ગિની હલેઓ, ઉન્નડ મામે વટ,
ઉન રખઈ ગત, ઉન્નડ મારેજી મનમેં.

ભાવાર્થ—મોડ ઉન્નડને લઇને તેના મામા પાસે જવા ચાલતો થયો. પણ તેના મનમાં ઉન્નડને મારી નાખવાની રમત ચાલતી હતી.

દુહો—આયા કુંવર પાટમેં, મામેં ઘર ગડેઆ,
મામેં રખેઆ માનસેં, બોથી ગોંડ વીચા.

ભાવાર્થ—અને કુમારો પાટગઢ આવીને, વાઘમને ભેટ્યા. વાઘમ ચાવડાએ બૌદ્ધિ અને ગોહિલ એમ બંને રાણીઓના કુમારોને માનપૂર્વક રાખ્યા.

ગોહિલ રાણીની સૂચના અનુસાર, ઉન્નડ કુમાર દરરોજ સંધ્યા સમયે પેલા શિવમંદિર સુધી એકલો ઘોડો ફેરવવા જતો. અહીં ગોહિલ રાણીનો મોકલેલો ઊંઠીસવાર પણ દરરોજ સંકેત મુજબ ઉન્નડ કુમારના કુશળ વર્તમાન લેવાને આવતો.

એક દિવસ જેવો ઉન્નડ કુમાર પોતાના અશ્વ સાથે અહીં આવ્યો, તેવોજ ઊંઠીસવાર પણ આવી પહોંચ્યો. ઊંઠીસવારે જામ

લાખાની વધતી જતી બીમારીના સમાચાર આપ્યા, અને ગોહિલ રાણીનો પત્ર પણ આપ્યો. પત્રમાં જામ લાખાની કટોકટી ભરેલી સ્થિતિની હકીકત હતી. અને ઉન્નડ કુમારને એક પણ પળનો વિલંબ કર્યા સિવાય, નગરસમૈ પહોંચી આવવાનું ફરમાન હતું.

ગોહિલ રાણીની આજ્ઞા અનુસાર, ઉન્નડ કુમાર તેજ ક્ષણે નગરસમૈ જવા તૈયાર થઇ ગયો. તેણે જરા પણ વિલંબ કર્યા વગર, પોતાની પવનવેગી ઘોડીને ઊંઠીસવાર સાથે મારી મૂકી.

દુહો—ઊન્નડ઼ હલાઈ હંજકે, ઘોડ઼ી ફેરે ગોટ,
આયો ઉનઈ ચોટ, ગડેઓ અમાં ગૅાડ઼કે.

ભાવાર્થ—ઉન્નડે પોતાની 'હંજ' નામક ઘોડીને તેજ વખતે નગરસમૈ તરફ ફેરવી, અને એકજ ચોટમાં ત્યાં પહોંચીને પોતાની માતા ગોહિલ રાણીને ભેટયો.

ઉન્નડ કુમાર નગરસમૈ પહોંચ્યો, ત્યારે જામ લાખો ધૂરારો છેલ્લા શ્વાસ લઇ રહ્યો હતો. ઉન્નડ કુમારને વખતસર આવી પહોંચેલો જોઇને તેને આનંદ થયો. તેણે સ્વહસ્તે ઉન્નડ કુમારના મસ્તક પર જામની પાઘડી પહેરાવી. અને પોતે નિશ્ચિંતપણે પ્રાણ ત્યાગ કર્યા.

દુહો—સિંધ સલામી તુહીંજી, સભ હી રાજ રેઆણ,
પાગ બંધાઈ ઉન્નડ઼કે, પાણ છડેઆ પ્રાણ.

ભાવાર્થ—જામ લાખાએ ઉન્નડને જામની પાઘડી બંધાવી, અને કહ્યું, કે આ સમસ્ત સિંધનું રાજ્ય હવે તારૂંજ છે. આમ કહી, તેણે પોતાના દેહનો ત્યાગ કર્યો.



# પ્રકરણ ૧૬ મું.

## ઔદાર્યમૂર્તિ જામ ઉન્નડ. (૧૪૭)

### (૧)

### ઉન્નડનો રાજ્યાભિષેક.

પાટગઢમાંથી ઉન્નડ કુમારના અણચિંતવ્યા ગમન પછી મોડે બહુ બહુ રાહ જોઇ, પરંતુ તે પાછો ન ફર્યો તે નજ ફર્યો. ઉન્નડ કુમારના સઘળા અંગરક્ષકો અને નોકર–ચાકરો હજુ પાટગઢમાંજ હોવાથી, પહેલે દિવસે મોડને વધારે શકા ન આવી બીજે દિવસે તેણે ચારે તરફ ઉન્નડ કુમારની ગોધખોળ કરવા માડી, પરંતુ તેનો કંઈ પણ પત્તો લાગ્યો નહિ ત્રીજે દિવસે જ્યારે તેને જામ લાખો દેવ થયાના અને ઉન્નડ તખ્તનશીન થયાના સમાચાર મળ્યા, ત્યારે જ તેની આંખ ઉઘડી. તે હવે સઘળી બાજી સમજી ગએલો હોવાથી, તેની વ્યગ્રતાનો પાર રહ્યો નહિ. તેના મનની મુરાદ મનમાં જ રહી ગઈ. જે ઉન્નડનો ઘાટ ઘડી નાખવા તે કેટલાએ દિવસથી આકુળ–વ્યાકુળ થઇ રહ્યો હતો તેને સિંધના રાજ્યતખ્ત પર બેઠેલો સાંભળી, મોડની રગેરગમા ઇર્ષાનો જ્વાળામુખી જાગી ઉઠ્યો. આથી તે વાયુ–વેગે નગરસમૈ આવી પહોચ્યો પરંતુ ત્યા તો, ગોહિલ રાણીએ પરવાનગી વગર કોઇને પણ અંદર ન દાખલ થવા દેવાનો સખ્ત પ્રબંધ કરેલો હોવાથી, તે લાચારીએ અંદર આવી શક્યો નહિ.

જામ લાખાની જૂહાવાળ માટે આવનારાઓ વાસ્તે, શહેર બહાર એક તંબુ ઉભો કરવામા આવ્યો હતો આથી મોડ ત્યા ગયો, અને જામ લાખાની લૌકિકે આવેલા અન્ય મહેમાનો સાથે પોતાને મળેલા અન્યાયની ચર્ચા ચલાવવા લાગ્યો

મોડના આવી પહોચવાની વાત જ્યારે ગોહિલ રાણીએ જાણી, ત્યારે તેણે તેને પોતાની પાસે બોલાવી લીધો, અને બધા ભાઇઓ વચ્ચે શાસની વહેંચણી કરવા માડી

દુહો—મંધી ડિનાં મૉડ કે, મનાઈ મરંધ,
ઉનડ વિઠો રામે, સભે જેંઈ સિંધ.

ભાવાર્થ—મોડ અને તેના ત્રણ ભાઇઓને ગ્રાસમાં સિંધનું મંધી પ્રગણું આપવામાં આવ્યું અને મનાઈ વિગેરે ત્રણે ભાઇઓને મરંધ પ્રગણું આપવામા આવ્યું. તે સિવાયની સમસ્ત સિંધની રાજ્યધાની નગરસમૈમાં ઉન્નડ ગાદીએ બેઠો.

આ વહેંચણથી મોડને લેશ પણ સંતોષ થયો નહિ. ઉલટું તેની અદેખાઈની આગમાં જાણે ઘૃત હોમાયું. છતાં હાલમાં તો તેની પાસે બીજો એક પણ ઈલાજ ન હોવાથી, ગોહિલ રાણીએ કરેલી વહેંચણ માન્ય રાખ્યા સિવાય તેનો છૂટકો ન હતો.

જામ લાખા ધૂરારાની માંદગી દરમિઆન જે વખતે સિંધની રાજ્યવ્યવસ્થા મોડના હાથમાં હતી, તે વખતે તેણે ભાટ-ચારણ આદિ સઘળા યાચકવર્ગને નગરસમૈમાંથી બહાર કહાડી મૂક્યા હતા. પરંતુ ઉન્નડ જામ તો એક અદ્વિતિય દાતાર હતો. તેના રાજ્યમાં યાચકવર્ગનો અભાવ, તેના હૃદયમાં કાંટાની માફક ખટકવા લાગ્યો. આથી તેણે ચારે તરફથી ભાટ-ચારણોને બોલાવવા માંડ્યા. અને સૌને છૂટે હાથે દાન-માન આપીને સંતુષ્ટ કર્યા. ઉન્નડ દાતારની કીર્તિ દેશ-વિદેશમાં પ્રસરવા લાગી. ભાટ-ચારણ પેટ ભરીને તેનાં ગુણગાન ગાવા લાગ્યા. આજ પણ ઉન્નડ જામની દાતારીનાં યશોગાન ચારણલોકો મુક્તકંઠે ગાય છે.

દુહો—રૂદે મિંજા રૂઅ, માલે ડ્રાગ્ગે મંગણાં,
ખજાનેંજા ખૂઅ, જામ ઉન્નડ ઉપટેઆ.

ભાવાર્થ—જામ ઉન્નડે માગણોને ખરા દિલથી માલ-મિંક્ત આપીને તૃપ્ત કર્યા. એણે પોતાના ઉંડા ખજાના માગણલોકો માટે ખોલી નાખ્યા.

દુહો—જુગ જીએં તું જામ. જાચકજા આધાર,
બધી માણક મુઠીયું, વિઠો ડે દાતાર.

ભાવાર્થ—હીગ માણેકની મુઠીઓના દાન કરનાર, યાચકોના આધાર રૂપ ઉન્નડ જામ! તું જુગો જુગ જીવજે.

દુહો—ઉન્નડ ચેં મર અચેં, મુંજા મંગણહાર,
જે મુંજે આધાર, ઈ કીં રએં અણોસરા?

ભાવાર્થ—ઉન્નડ જામ કહે છે, કે મારા માગણહાર ભલે મારી તરફ આવે, જેઓ મારે આધાર છે, તેમને હું નિરાશ કેમ રહેવા દઉં ?

દુહો—ડમરેઓ ત ડે, પલટયો પાત્ર ભરે,
દાન લાખાણી કે, દીયણુ ચંહુ ચિત્તમેં.

ભાવાર્થ—જે ગુસ્સે થાય તો પણ દાન આપે, અને પલટી જાય છતાં પાત્ર ચીકાર કરી દે, એવા જામ ઉન્નડ લાખાણીના મનને દાન આપવું એજ વસ્તુ પ્રિય છે.

દુહો—ઉન્નડ તોંજી રીત, પરખંડે પધરી થઇ,
હુવા મુસાફર મસીત, તેં કે લાખાણી લાડા કેઆ.

ભાવાર્થ—હે ઉન્નડ જામ ! તારી દાતારી તો દેશ પરદેશમાં પ્રખ્યાત થઇ છે. કારણ કે જેઓ તદ્દન મુફલીસ હતા, તેમને પણ હે લાખાણી જામ ! તેં રાણુગારીને લાડા જેવા બનાવ્યા છે.

દુહો—લાખાણીજે રાજમેં, જુકો રાત રેઆ,
કિની માણક મેડ્યા, કની ખજાના ખયા.

ભાવાર્થ—લાખાણી ઉન્નડ જામના રાજ્યમા જેણે એક રાત પણ વાસ કર્યો હોય, તેમાંના કોઈ હીરા માણેક એકઠા કરી લે છે, અને કોઈ ખજાના જેટલું દ્રવ્ય સંધરી લે છે.

જામ ઉન્નડે જે સાટ ચારણોને તેડાવ્યા હતા, તેમાંથી તેના કુળની કીર્તિ-કથા જાણનાર એક પણ નીકળ્યો નહિ.

દુહો—ઉન્નડ ફેરે આણ, સભ કોઠાયા મંગણા,
ઉભા થઇ અજાણ, કોય ન ચોરે કીનરો.

ભાવાર્થ—ઉન્નડ જામે ચારે તરફથી માગણોને બોલાવી લીધા પરંતુ કીનરો વાજીંત્ર વગાડીને જામનાં પૂર્વજોનાં ગુણગાન ગાઈ શકે એવો એક પણ તેઓમાં હતો નહિ

ખોળ કરતાં કેટલાક દિવસે ઉન્નડ જામને જાણ થઇ, કે તેની

કુળ-કથા જાણનારા માગણ સાજન મેરૈયો, અને માણેક તુમેર બો-લાડી ગામે રહે છે. આથી તેણે તેમને બોલાવવા માટે વાહનો મો-કલાવ્યાં. તપાસ કરતાં જણાયું, કે સાજન મરૈયો, અને માણેક તુમેર તો ક્યારનાએ પરલોકવાસી થયા છે, પરંતુ તેમના દીકરા એણુ અને હારસ હયાત છે. અહીં એણુ અને હારસની સ્થિતિ અત્યંત તંગ બની ગઇ હતી. તેમના પર કરજનો બોજો એટલો બધો વધી ગયો હતો, કે તેમાંથી શી રીતે ઉગરવું, તેનીજ ચિં-તામાં તેઓ રાતદિવસ ગીરફતાર રહેતા હતા. આ લોકોએ તેમને તેડવા આવનારાઓ પાસે પોતાની વિષમ સ્થિતિનું વર્ણન કર્યું. ત્યારે તેઓ બોલ્યા:—

દુહો—ઉગો આય અભમેં, સમું સુરજ જીંય,
હલોં તિડાં મંગણાં, પોય કરજ રોંધો કીંય ?

ભાવાર્થ—આકાશમાં ઉન્નડ જામ સૂર્ય સમાન પ્રકાશી ઊઠયો છે. માટે હે માગણહાર ! જો તમે ત્યાં ચાલશો તો તમારૂં કરજ કેમ રહેવા પામશે ?

આખરે આ લોકોના અત્યંત આગ્રહથી સાજન મેરૈયાનો પુત્ર એણુ મેરૈયો, અને માણેક તુમેરનો દીકરો હારસ તુમેર, એ બંને જણ જામ ઉન્નડની સલામે નગરસમે જવા તૈયાર થયા.

આમ આ બંને જણ પોતાના કુટુંબ કબીલા સાથે નગર-સમે પહોંચી આવ્યા બીજે દિવસે સવારમાંજ તેઓ જામની સલામે જવા ચાલતા થયા ઉન્નડ જામને જોતાંજ તેઓ બોલ્યા:—

દુહો—બાબલ ચડી ઉભતો, માણ મંગણહાર,
સજે સૉન ભાર, તુમેર કે તોરે રખ્યો.

ભાવાર્થ—મિસરનો મુલક છોડતી વખતે જામ નરપતે, બાબલ બેડી પર ચડયા પછી પણ માણ માગણહારને તેમાં બેસાડીને પોતાની સાથે લીધો હતો. અને તુમેર ચારણ સામરને તો આખો સુવર્ણભાર તોળીને પોતાની પાસે રાખ્યો હતો. તેમનાજ અમે વંશજો છીએ.

પોતાના અસલી માગણહારોને આવી પહોંચેલા જોઇને, ઉન્નડ જામને ઘણો આનંદ થયો. તેણે તેમને પૂછ્યું, હે માગણહારો ! તમે સુખી છો કે દુખી ?

જામ ઉન્નડના પ્રશ્નના પ્રત્યુત્તરમાં તેઓ બોલ્યા.

દુહો—ઉન્નડ તોજી આસમેં, વિહા ગુજારીઉ ડીંય,
સમા પારજે સીંચ, જે નરપત કૉલ કરાર કયા.

ભાવાર્થ—હે ઉન્નડ જામ ! અમો તારી આશાએ દિવસ ગુજારી રહ્યા છીએ. નરપત જામે જે કોલકરાર કર્યા છે તે તમારે પણ પાળવા જોઇએ.

દુહો—સમું સખાવત જી, ઉભો પુછે પર,
કોડે મંગણહાર કે, ડે દિલાસા ધર.

ભાવાર્થ—દાનવીરતાના રસ્તા શોધતો જામ ઉન્નડ માગણોને બોલાવીને તેમને દીલાસા આપે છે.

દુહો—કથા સુણાયો કુરજી, આંઇં અસાંજા બાર,
અચ્યાં આંઇં અસાંજા, અસલી મંગણહાર.

ભાવાર્થ—જામ ઉન્નડે એશુ અને હારસને કહ્યું, તમે અમારા બાળક સમાન છો અને અમરી માગણહાર છો. માટે અમારા કુળની કથા સંભળાવો.

પૂર્વજોની કીર્તિનાં ગુણગાન શ્રવણ કરવાનું મહત્વ બતાવતાં હારસ ચારણ બોલ્યોઃ—

દુહો—પરીયા-ગુણ પરભાતમેં, સૂરા જે સુણન,
ત વિલી ગાલડી તિન, કોય ન થીએ કુલંભમેં.

ભાવાર્થ—જે શૂરાઓ સવારમાં પોતાનાં વડીલોના ગુણ-ગાન સાંભળે છે. તેમના હૃદયમા કોઇ પણ હલકી વાત પ્રવેશ કરવા પામતી નથી.

દુહો—પરીયા-ગુણ પરભાતમેં, રિદે જે રખન,
તપ નં-અચે તિનીંકે, સાઇ પરીયા તિન.

ભાવાર્થ—જે પ્રભાતમાં પોતાના પૂર્વજોના ગુણોને હૃદયમાં ધારણ કરે છે, તેને કદી પણ આંચ આવતી નથી પૂર્વજો તેની સહાય કરે છે.

જામ ઉન્નડના ફરમાનથી રાજદરબારમાં કચેરી ભરવામાં આવી. એશુ મેરૈયો અને હારસ ચારણ કચેરીની વચ્ચે બેસીને સમાવંશની કીર્તિ-કથા કહેવા લાગ્યા.

દુહો—વિઠો તુમેર વિચમેં, દુહા ચોણહાર,
સમા ઓસંભા ઉલથા, ઈ તડણાં મંગણહાર

ભાવાર્થ—દુહાનો કહેનાર હારસ ચારણ વચમાં બેઠો. સમાઓ જે સમયે ઓસમના ડુંગર પરથી ઉતર્યા, તે સમયના આ તેમના યાચક છે.

જામ ઉન્નડે કેટલાક દિવસ લગી એણુ અને હારસના મુખથી પોતાના વડીલોની ખ્યાતિ શ્રવણ કરી. આ ગુણ-ગાથા પરિપૂર્ણ થતાં જામ ઉન્નડ ખૂબ આનંદિત થયો. તેણે હારસ ચારણને સિંધનું ખોલાડી પ્રગણું અને એણુ મેરૈયાને હીરડી પ્રગણું દાનમાં આપી દીધાં.

દુહો—હારસ ખોલાડી ડિનીં, હીરડી એણુ મીર,
સમું ઈ સુધીર, જે પરીયેં વાટું પારયું.

ભાવાર્થ—હારસને ખોલાડી, અને એણુને હીરડીનું દાન કરીને ઉન્નડ જામે પોતાના વડીલોની રીતો પાળી આપવા માંડી.

ઉન્નડ જામના દાનથી પ્રસન્ન થઈને, એણુ અને હારસ તેના ગુણ-દાન ગાવા લાગ્યા.

દુહો—ઉન્નડ ઉત્તર મીંય જીં, સેરીં કટેયું;
દાતારે સિર બધીયું, સે ધજું પુસયું.

ભાવાર્થ—જામ ઉનડે ઉત્તરના મેહની માફક આકાશમાં એવી શેરો કઢાડવા માંડી, કે તેની વૃષ્ટિથી અન્ય દાતારોના મસ્તક પરનાં વસ્ત્રો ભીંજાઈને તરબોળ બની ગયાં. અર્થાત્ ઉન્નડ જામે સઘળા દાતારોને ઢાંકી દીધા.

દુહો—જેસીં સુરજ સોમ, તેંસીં ઉન્નડ તું અખે;
સિંધ ભલેરી ભોમ, લાખાણી લડાઈ તેં.

ભાવાર્થ—હે જામ ઉનડ જ્યા લગી સૂર્ય-ચંદ્ર રહેશે, ત્યા લગી તું પણ અક્ષય-અમર રહીશ. લાખાણી વીર! તેં સિંધની ભૂમિને દીપાવી.

દુહો—ઉન્નડ આરંભ રામ, દુઃખ ભંજણ દાતા-ગુરૂ;
તોં ડિઠે હે જામ! સભ આસાઉં પુરીઉં.

ભાવાર્થ—દુઃખોને ભાંગનાર, દાતાઓના ગુરૂ, અને રામ સમાન હે જામ ઉન્નડ તારાં દર્શન માત્રથીજ મારી સઘળી આશાઓ પરિપૂર્ણ થઇ ગઈ.

દુહો—ઉન્નડ ફેરે આણ, સભ કોડાયા મંગણા;
જિકા અંગે રેઆણ, સમે પુછીને સે કઇ.

ભાવાર્થ—ઉન્નડ જામે આણ ફેરવીને પોતાના સઘળા યાચકોને બોલાવી લીધા. અને પોતાના વંશમાં જે રીતીઓ ચાલતી હતી તે પાછી ચાલુ કરી દીધી.

દુહો—જિની ધ્રૂન ધણી, સે કી વિલા મંગણાં ?
ડઇ ડાત ઘણી, અજાચી ઉન્નડ કેઆ.

ભાવાર્થ—જેનો ઉન્નડ જામ જેવો ધૃન ધણી છે, તે માગણ વીલા કેમ રહે ? ઉન્નડ જામે એમને પુષ્કળ દાન આપીને અજાચી કર્યા.

---

( ૨ )

## જામ ઉન્નડનું અપૂર્વ ઔદાર્ય.

જામ ઉન્નડનો કુમાર સત્તોજી હવે પાંચેક વર્ષનો થવા આવ્યો હતો. કુમાર સત્તાજી પર ઉન્નડ જામને અનહદ હેત હતું. સતાજીને તીર કમાન અને તલવાર વાપરવાનો બાલ્યાવસ્થાથીજ અત્યંત શોખ હતો. આથી જામ ઉન્નડે તેના માટે એક નાનકડું ધનુષ્ય, અને એક નાનીશી ઢાલ-તલવાર ખાસ તૈયાર કરાવ્યાં હતાં. કુમારને એ નાજુક તલવાર પ્રત્યે એટલો પ્રેમ હતો, કે એ તેને આખો દિવસ પોતાની કમર પરના કમરપટામાં લટકાવી રાખતો.

હારસ ચારણનો પુત્ર પણ પાંચ સાત વર્ષની ઉંમરનો હતો. રાજકુમાર અને આ ચારણપુત્ર વચ્ચે સારો સ્નેહ બંધાઇ ગયો હતો. આથી આ બંને જણુ લગભગ બધો વખત સાથેજ રહેતા, અને રમત-ગમત કરતા.

આ બંને જણને એક બીજા વગર ગમતું નહિ. ખાવાપીવામાં તેમજ હરવાફરવામાં આ બંને બાલમિત્રો સાથેજ હોય. તેમનો આખો દિવસ જુદી જુદી જાતની રમતો રમવામાંજ પસાર થતો.

દરરોજ એકની એક રમતો રમી રમીને કંટાળી ગએલા રાજકુમારને આજ એક નવી રમત રમવાની ઇચ્છા થઈ.

જેમ વણિક-પુત્ર દુકાન માંડીને વેપાર કરવાની રમત રમે, ભિખારીનાં બાળકોને જેમ ભીખ માગવાની રમતોનું મન થાય, તેમ આજે રાજકુમાર સત્તાજીને એક ભયાનક રમત રમવાની અભિલાષા જાગી ઉઠી.

રાજકુમારે થોડાજ દિવસ પહેલાં માતાને પાડો ચડાવવાની ક્રિયાનું લક્ષપૂર્વક નિરીક્ષણ કર્યું હતું. આજ તેને માતાપર પાડો ચડાવવાની રમત રમવાની ઇચ્છા થઇ. આથી તેણે ચારણપુત્રને માતાનો પાડો બની જવાની આજ્ઞા કરી દીધી.

બિચારા ચારણ બાળકને પાડો બનવાનું આવડતું ન હતું. પાડો બનવાની રીત તે રાજકુમારને પૂછવા લાગ્યો.

" અરે, પાડો બનતાં પણ નથી આવડતું ? ખરેખર, તું તો કશુંજ જાણતો નથી." રાજકુમારે કહ્યું. " તું તારા હાથ-પગ જમીન પર રાખીને માથું નમાવી, માતા પાસે ઉભો રહેજે. અને હું તરતજ તારૂં માથું, મારી આ તલ્વારથી ઉતારીને માતા પર ચડાવી દઇશ. બસ આટલુંજ એ રમતમાં ધ્યાન રાખવાનું. આજ તો ચારણીયા, ખરેખર, એ રમતમાં ખૂબજ મઝા પડવાની."

રાજકુમારની વાત હારસ ચારણના પુત્રને અતિ ભયંકર લાગી. તે ગભરાવા લાગ્યો તેનાં અંગે અંગ ધ્રૂજવા લાગ્યાં. એમ છતાં રાજકુમારની આજ્ઞાનો અનાદર કેમ થાય ? ચારણ-પુત્ર મનમાં આકુળ-વ્યાકુળ થવા લાગ્યો.

રાજકુમાર તરત સમજી ગયો, કે ચારણ-પુત્ર ડરી ગયો છે. આથી તે તરતજ બોલી ઊઠયો.

" ચારણીયા ! એમાં આટલો ડરે છે શાનો ? ચારણનો દીકરો તો ખરોજને ! લે, ત્યારે હવે હુંજ પાડો બનું છું. અને લે આ તલ્વાર ! તું તેને મારા પર ચલાવી દેજે ! અમે રાજપૂત બચ્ચા, એમ ડરી જવાના નહિ હો ! "

આમ કહી રાજકુમાર સત્તાજી તરત મસ્તક નમાવીને ઉભો રહ્યો. ચારણપુત્રને તેણે તલ્વારનો ઘા કરવા આજ્ઞા કરી દીધી.

બિચારો ચારણ પુત્ર વળી પાછો પત્થરવત્ સ્થિર થઇ ગયો. શું કરવું તે તેને સુઝયું નહિ.

રાજકુમારે ફરીથી કડક અવાજે એજ ફરમાન કર્યું.

ચારણ બાળક મુંગોજ ઉભો રહ્યો.

ચારણની અતિ નબળાઇ જોઇને સત્તોજી તેના પર ગુસ્સે થયો. તેણે તેને કરડાકીથી કહ્યું, કે "હવે તું નહિ માને, તો હું તનેજ પાડો બનાવી દઇશ"

ચારણ-પુત્રના બાળ-મગજમાં અનેક મુંઝવણોનાં ચક્ર ફરી વળ્યાં.

રાજકુમારનાં ફરમાન તો ઉપરા ઉપરી ચાલુજ હતાં.

થરથરતા હાથે ચારણપુત્રે તલ્વાર ઉંચી કરી, અને સતાજીના ગળામાં ઘોંચી દીધી ઘડ ! ઘડ ! ઘડ ! કરતી લોહીની ધારા જમીન પર ચાલવા લાગી. રાજકુમારનો આખો ઓરડો તેના રક્તથી રંગાઈ ગયો.

થોડીજ વારમાં એ વીર રાજપૂત બાળનો આત્મા તેના દેહને છોડી ગયો.

બીકણ ચારણ પુત્ર, આ ભયંકર દ્દશ્ય વધુ વખત જોઇ રહેવાને અશક્ત હતો તે મૂઠીઓ વાળીને પોતાના ઘર તરફ નાઠો.

દુહો—કે' કાંસાઇ કાગ, ખરરર ! રત ખરેરિયા,
કાતી ચારણ બાર, મિર વાઇ મતેજે.

ભાવાર્થ—ચારણ બાળકે કમાઇનું કાર્ય કરીને મનાઇ કુમારના મસ્તક પર તલ્વાર ચલાવી દીધી. ખળખળ ! રક્ત વેહી વહેવા લાગ્યું.

આ વર્તમાન સાંભળીને, સમસ્ત નગરસમેમાં હાહાકાર થઇ રહ્યો સૌ કોઇ હારસ ચારણ તરફ ધિક્કાર અને ફીટકારના વરસાદ વરસાવવા લાગ્યા

હારમ ચારણને તેના પુત્રના અઘોર કૃત્યથી અત્યંત સંતાપ થયો તેની રક્તે ચડેલી બાજી આમ અચાનક ધૂળ મળી જવાથી,

તે દેવને દોષ દેતો, અને પોતાની કમનસીબી પર આંસુ સારતો વિલાપ કરવા લાગ્યો. તેને ધાસ્તી પેઠી, કે પાટવી કુમાર સત્તાજીનું ખૂન કરવા બદલ ઉન્નડ જામ તેમનો બધાનો ભયંકર રીતે નાશ કર્યા વિના રહેશે નહિ. આથી તે પોતાનો સઘળો આસબાસ અને માલમિલ્કત મૂકી દઇને માત્ર જરૂર જોગી સામગ્રી સાથે પોતાનાં સ્ત્રી-પુત્રને લઈને, છાનોમાનો નગરસમૈનો ત્યાગ કરી ગયો.

કુમાર સત્તાજીના મૃત્યુના સમાચાર સાંભળીને જામ ઉન્નડને અસહ્ય આઘાત લાગ્યો. કુમાર સત્તાજી પર તેને અનહદ હેત હોવાથી તે રાતદિવસ તેના શોકમાં બેચેન રહેવા લાગ્યો. પરંતુ જ્યારે તેણે સાંભળ્યું, કે હારસ ચારણ નગરસમૈ છોડીને ચાલ્યો જાય છે, ત્યારે તેની આંતરવ્યથા અનેક ગણી વધી ગઈ. એક ચારણ કુટુંબ તેની બીકથી રખડતું બની જાય, એ વાત તેના અંતરમાં તીરની પેઠે ખૂંચવા લાગી, બનવાનું હતું, તે બની ગયું એમ જાણી, સાગરહૃદયી જામ ઉન્નડે તેજ વખતે હારસ ચારણને માનપૂર્વક સમજાવીને તેડી લાવવાને ઘોડેસ્વારો દોડાવ્યા.

હારસ ચારણ નગરસમૈથી પાંચ-સાત ગાઉ દૂર નહિ ગયો હોય, ત્યાં તો ઘોડેસ્વારો તેની નજીકમાં આવી પહોંચ્યા. તેમને આવી પહોંચેલા જોઇને હારસ ચારણે વિચાર્યું, કે હવે આવી બન્યું! આ ધાસ્તીથી તે ધોળો પૂણી જેવો બની ગયો. પરંતુ પેલા ઘોડેસ્વારોનું તેના પ્રત્યેનું વર્તન તદ્દન જુદાજ પ્રકારનું હોવાથી, તેના ખોળીઆમાં કંઇક જીવ આવ્યો તેઓ અત્યંત આદરમાનપૂર્વક તેને શાન્તિથી સમજાવીને નગરસમૈ તેડી ગયા.

બીજે દિવસે જામ ઉન્નડે કચેરી ભરીને હારસને તેડાવ્યો,

જામની હાકલ આવવાની વાત સાંભળીને તેના હૃદયમાં પાછી ફાળ પડી. તેનું મોઢું કાળું ધબ પડી ગયું. શું મ્હોં લઈને કચેરીમાં જવું, એ વાત આ ચારણને મુંઝવી રહી હતી છતાં તેનાથી જામના હુકમનો અનાદર કરી શકાય એવું પણ ન હતું. તે ભાંગતા પગે દરબારમાં આવ્યો. હારસને આવતો જોઇને કચેરીમાંના એક જણે બીજાને કહ્યું, કે આને તો તોપને મોઢેજ બાંધવો જોઈએ આ શબ્દો જામ ઉન્નડને કાને આવતાં તે બોલ્યો:—

દુહો—મારે મંગણહારકે, કિનીં પૂરા નં કેઆ,
સમેં જો સણગાર, માફી મંગણહાર કે.

ભાવાર્થ—માગણહારને મારીને કોઇએ ઉન્નતિ સાધી હોય એવું બન્યું નથી. એમને માફી બક્ષવી એજ અમારો મમાઓનો શણગાર છે.

ઉન્નડ જામના આ ઔદાર્યપૂર્ણ વચનો શ્રવણ કરીને, પેલો માણસ શરમાઇ ગયો એટલામાં તો હારસ ચારણ નજદીક આવી પહોંચ્યો. ચારણને આવી પહોચેલો જોઇને, ઉન્નડ જામ એકદમ પોતાના તખ્તપરથી નીચે ઉતરી આવ્યો.

જામ ઉન્નડ! આ શું કરવા માગે છે, તે કો સમજી શક્યું નહિ સૌ કોઇ જુદી જુદી કલ્પનાઓ કરતા, એકજ દષ્ટિએ આ ઘટના નિહાળી રહ્યા

ઉન્નડ જામ આગળ ચાલ્યો. અને હારસ ચારણ પાસે આવી પહોંચ્યો ચારણનો હાથ પકડી, તેને રાજ્ય-તખ્તનાં પગથીઆં ચડાવી, જામ ઉન્નડે તેને નવલખી સિંધના સિંહાસન પર બેસાડી દીધો.

જામ ઉન્નડની આવી અપૂર્વ ઉદાર વૃત્તિ જોઇને આખી સભા સ્તબ્ધ થઇ ગઇ.

ચારણ તો જાણે પોતાની સાન-ભાન ભૂલી ગયો હોય એવો બની ગયો. તે તખ્ત પરથી ઉભો થઇને બોલ્યો, "સિંધુના સરદાર! હું એક ગરીબ ચારણ આ સમસ્ત સિંધની ગાદીને શું કરૂં? હું તો આપનો એક ભયંકર ગુન્હેગાર છું. માટે મને તો વધુમાં વધુ શિક્ષા મળવી જોઇએ.

આમ હારસ ચારણની અત્યંત આનાકાની છતાં જામ ઉન્નડે તેને અઢી દિવસ સુધી સિંધની સમસ્ત રાજ્યસત્તા સોંપી દીધી. સિંધના જમીનદારો અને જાગીરદારો હારસ ચારણની સલામે આવવા લાગ્યા.

દુહો—ઉન્નડ અઢઈ ડીંયડા, નખત કે તેઆગ;
રાજ સિંધ સમરપીઓ, ડઇ પાનંદ પાગ.

ભાવાર્થ—જામ ઉન્નડે અઢી દિવસ લગી સિંધના તખ્તનો ત્યાગ કર્યો. અને એક યાચકના મસ્તક પર જામની પાઘડી પહેરાવી તેને સમસ્ત સિંધ સોંપી દીધો.

દુહો—પાણુ પોટરીઓ હથ કરે, ચારણ કેં સુરતાણ;
સામૈંજો સુરતાણ, ઉન્નડ ઑલેં આવેઓ.

ભાવાર્થ—જામ ઉન્નડે પોતાના હસ્તમાં માત્ર એક જળપાત્રજ ધારણ કરીને સઘળી સત્તા ચારણને સોંપી દીધી. અને આ રીતે નગર-સમૈનો સરદાર રાજ્યમહેલે ગયો.

દુહો—ખ્યા તાં પાત્ર પુછન, ડડૈં લાખાણી ડે;
ઉન્નડ ઈંય વધે, સસિયલજીં સામૈ ધણી.

ભાવાર્થ—બીજા તો પાત્ર પૂછીને દાન આપે છે, પણ ઉન્નડ જામ તો અજ્ઞાનો ને પણ સંતોષે છે. હે લાખાણી જામ! જેમ ચંદ્રની કળા ચડે છે, તેમ તારી પણ દિનદિન પ્રતિ ચઢતી કળા થજો.

જામ ઉન્નડની અનુપમ દાનવીરતા સંબંધમાં કવિ કહે છે:—

રૂપક.

કોલ વરસ કીયા કરણીગર, ભલ દાતાર કવીચે ભાગ;
આવઠ ક્રોડ તણો છત્ર ઉન્નડ, તો વણ આપે કવણ તેઆગ.
સુધો દાઓજી કેરા ઓસામા, મેલ ગાનારાં ન સૂઝે માગ;
દાન તો વડા દાતારે દીધા, તખત કિણે ન કીધા તેઆગ.
સો લખાં લગ દાન સમપેઓ, પોતી વખાણાં પ્રથીસર પાણ;
તો જિમ ઘોડ તખત બેસાડે, સો કવ કીણે ન કીયા સુરતાણ.
સિંધ તણું તેં તખત બેસાડે, પાત્રાં ભણાવ્યો મહાગુપસા;
લાલીયા તેં દીનો લાખાઉત, સિંધ તણો છત્ર સામ સા.

---

## ( ૩ )

## મોડ-મનાઇનું કાવત્રું.

જામ ઉન્નડની ચઢતી કળા મોડથી સહન થઇ શકી નહિ. જેમ જેમ ઉન્નડ જામની કીર્તિનાં ગુણગાન દેશ-વિદેશમાં ગવાતાં ગયાં, તેમ તેમ મોડના મનનો ઈર્ષા-અગ્નિ વધુને વધુ પ્રજ્વલિત થતો ચાલ્યો.

વળી મોડને પરવાનગી વગર નગરસમૈમાં પ્રવેશ કરવાની પણ મનાઇ હોવાથી, તેનું મન અત્યંત અસંતુષ્ટ રહેતું. આ કારણથી મોડે યુક્તિ-પ્રયુક્તિથી જામ ઉન્નડના ભાઈ મનાઇને પોતાના પક્ષમાં મેળવી લીધો. આ બંને જણ ઉન્નડ જામને ઠાર કરીને, નગરસમૈની રાજ્યસત્તા ભોગવવાનાં સ્વપ્નાં સેવવા લાગ્યા.

*દુહો—મૉડ રખઈ મનમેં, ઉન્નડ મારેજી મન;*
*કરીએં મનાઈ કમ, ત સાંમૈજા સરદાર થીઉં.*

ભાવાર્થ—મોડે પોતાના મનમાં ઉન્નડને મારી નાખવાની ઇચ્છા રાખીને મનાઇને કહ્યું, કે જો તું એક કામ કરે, તો આપણે નગરસમૈના સરદાર બની જઇએ.

એક દિવસ મોડે જામ ઉન્નડને કહેવડાવ્યું, કે "તમારા જેવા ઔદાર્યમૂર્તિ અમારા જામ હોવા છતાં, અમે કેટલાએ દિવસથી તમારાં દર્શન માટે પણ તલસીએ છીએ. માટે અમારી એ ઉમેદ તમે સત્વર પાર પાડશો એવી આશા છે "

ઉન્નડ જામના હૃદયની ઉદારતાનો પાર ન હતો. તે મોડનો સંદેશો સાંભળીને તેનું અંતર બંધુભાવની લાગણીથી આર્દ્ર બની ગયું.

રાજ્યની સઘળી વ્યવસ્થા ઉન્નડ જામના હસ્તમાં હતી. છતાં તે દરેક કાર્યમાં ગોહિલ માતાની સલાહ લેવાનું કદી ચૂકતો નહિ. આથી તેણે મોડના સંદેશાની વાત માતા પાસે રજુ કરી. ગોહિલ રાણી રાજ્ય-તંત્ર ચલાવવામાં ઓછી પ્રવીણ ન હતી. તેને મોડના સંદેશામાં કાવત્રાની ગંધ આવવાથી, તેનાથી સદા ચેતતા રહેવા તેણે ઉન્નડ જામને સલાહ આપી. પરંતુ મોડની નમનતાઇ ભરેલી વિન-

મોડ-મનાઇ / નડ જામનું ઉદાર હૃદય દ્રવી
તેઓ વારંવાર આવવાથી, આવવાની પરવાનગી આપી દીધી.
ગયું. તેણે મોડને નગરસમૈમાં
લઇને નગરસમૈમાં આવી પહોં-

મોડ તરતજ મનાઈ સહર્ષ સ્વીકાર કરીને તે બહારથી
ચ્યો. ઉન્નડજામની સરદારી વર્તવા લાગ્યો.
તેની સાથે અતિ નમ્ર

ઇ મનાઈ પણ લાગ ફાવતો ત્યારે જામ
જામ ઉન્નડના ગુણગાન ગાવાનું ચૂકતો નહિ. આથી ઉન્નડ
પાસે મોડની વફા અંતઃકરણમાં મોડને માટે વધુને વધુ વિશ્વાસ
જામના નિષ્ઠા
જામતો જતો.

ગો. રાણીને પણ મોડનો ડોળ જોઇને ઘણી નવાઈ લાગી.
મોડના મનમાંથી કીનાનો કાંટો ખરેખર નીકળી ગયો કે શું, એનો
તેને ઘડીભર વિચાર થઈ પડ્યો. મોડ અને મનાઇની બાજી
દિવસે સફળ થતી ગઇ.

ત્યારપછી મોડ વારંવાર કંઇને કંઇ બહાનાથી નગરસમૈમાં
આવવા લાગ્યો. અને જામ ઉન્નડને પોતાનું મંધી પ્રગણું જોવા
આવવા માટે વારંવાર આગ્રહ કરવા લાગ્યો.

થોડા સમય સુધી તો જામ ઉન્નડ મોડના આગ્રહને ઉડાવતો
રહ્યો. પરંતુ મોડ જ્યારે ઘણીજ ખેંચતાણ કરી, ત્યારે તેણે એક
દિવસ તેનું મંધી પ્રગણું જોવા આવવાની કબુલાત આપી

ગોહિલ રાણી પોતાને મોડની સાથે જવામાં કદાચ સહાનુ-
ભૂતિ ન આપે, એવી ધાસ્તીથી જામ ઉન્નડે તેની પાસે એ વાતનો
ઉચ્ચાર સરખો પણ કર્યો નહિ નક્કી કરેલા દિવસે ઉન્નડ જામ
ગોહિલ માતાને કંઇક બહાનું આપીને, મોડ તથા મનાઇ સાથે મંધી
પ્રગણું જોવાને ચાલતો થયો.

મોડે ઉન્નડ જામ પ્રત્યેની પોતાની વફાદારીના સોગન લેતાં
જણાવ્યું કે:—

દુહો—જુનીઉં લાપીં જે, વિંઆંઈ પરીયેં વાટ,
ઘડીએં કૂડા ઘાટ, પરીયા તેંકે પુઠીયા.

જ્યારે ગોહિલ રાણીને જામ ઉન્નડના ખૂનની જાણ થઈ, ત્યારે તેના હૃદયને સખ્ત આઘાત લાગ્યો જામ ઉન્નડ સમાન મહા દાનેશ્વરી પુત્રનું અકાળ અવસાન એ ગોહિલ રાણી માટે એક અસહ્ય આફતરૂપ હતું. પરંતુ રોદણાં રડવામાં અણીનો અવસર ચૂકી જાય એવી ગોહિલ રાણી ગાફલ ન હતી. તેણે તરતજ વખત વિચારીને જામ ઉન્નડના બીજા કુમાર સમાને નગરસમૈના રાજ્ય-તખ્ત પર રાજ્યાભિષેક કરી દીધો.

દુહો—ઢોરે ઉન્નડ મારિયો. દુખ-ભંજણ દાતાર,
રાણી તખત વેસારિયો, સૂરો સમું કુમાર.

ભાવાર્થ—પરદુખભંજન, અને મહાન્ દાનાર જામ ઉન્નડને નારીટોરા પર મોડ અને મનાઇએ ઠાર કર્યા પછી, ગોહિલરાણીએ ઉન્નડના કુંવર સમાને રાજ્યગાદી પર બિરાજમાન કર્યો.

આ તરફ ઉન્નડ જામનો ઘાત કરીને, નગરસમૈ તરફ પૂરપાટ ધસ્યા આવતા મોડ અને મનાઇને જ્યારે માલમ પડયું, કે ગોહિલ રાણીએ નગરસમૈના તમામ દરવાજા બંધ કરાવીને, તે પર સખ્ત પહેરો ગોઠવી દીધો છે, ત્યારે તેઓ ગભરાવા લાગ્યા તેમણે વિચાર્યું, કે આ ગોહિલ રાણી હવે તેમને બીલકુલ જીવતા છોડે તેમ નથી. તેમને માટે હવે સિંધમાં રહેવું પણ જોખમભર્યું હતું. આવા કટોકટીના પ્રસંગે કયો રસ્તો લેવો, તે બેમાંથી કોઇને પણ ગુઝયું નહિ આમ જીતાયલી બાજી ધૂળ મળવાથી હવે તેમની આંતરવ્યથાનો પાર રહ્યો ન હતો. એટલામાં મોડને તેના મામા વાઘમની યાદ આવી. ત્યાં તેમને જરૂર આશરો મળશે એમ ધારી, આ બંને કાવત્રાબાજ યુવાનો ત્યાંથી ત્વરિત ગતિએ કચ્છ પ્રતિ પ્રયાણ કરવા લાગ્યા.

## પ્રથમ ખંડ સમાપ્ત.

લાગ્યા. કચ્છમાં પાટગઢમાં વાઘમ ચાવડો મોડનો મામો થતો હતો અને તેથીજ આ બંને ભાઇઓએ કચ્છ તરફ મીટ માંડી હતી.

દુહો—ચંચલ ચઢી નિકરેઆ, મૉડ ને મનાઇ,
કરે ગાલ ગુજઇ, મામા કે સુણાઇ.

ભાવાર્થ—ચાલાક મોડ અને મનાઈ ત્યાંથી નીકળીને પાટગઢ આવ્યા. અને અંતરની વાત તેમના મામા વાઘમને કહી સંભળાવી.

જ્યારે વાઘમ ચાવડાએ મોડ અને મનાઇના કાળા કર્મની વાત સાંભળી, ત્યારે તેને આ બંને જણ પર અત્યંત તિરસ્કાર છૂટયો. તે બોલ્યો:—

દુહો—જુલમી આંઈ જુલમ કેઆં, ઉન્નડ મારેઆં જામ,
નગરસમૈનું નિકરેઆ, તીં ન-કો હિને ઠામ.

ભાવાર્થ—જુલ્મીઓ, ઉન્નડ જામનું ખૂન કરીને તમે અત્યંત જુલ્મ કર્યો. માટે જેમ તમે નગરસમૈથી નીકળ્યા, તેમ અહીં પણ તમારા માટે સ્થાન નથી.

આ સાંભળીને મોડ અને મનાઇ વિચારમાં પડ્યા. તેમણે વિચાર્યું, કે જો વાઘમ ચાવડો તેમને આશ્રય આપશે નહિ, તો બીજે ક્યાં તેમને ઉભા રહેવાનું સ્થાન મળવું પણ મુશ્કેલ છે. આથી તેઓ વાઘમ ચાવડાને સમજાવતાં બોલ્યા:—

દુહો—ઉન્નડ ઓઝાઇયું કઇયું, સુણ મામા તું ગાલ,
માયા મિલકત માલ, પમી કેં તે પિંઢ્યું.

ભાવાર્થ—હે મામા, તું સાંભળ ઉન્નડ જામે અમારી સાથે ઘણીજ સખ્તાઈ વાપરી છે અને અમારી સઘળી માલમત્તા એણે પચાવી પાડી છે.

દુહો—કો-ન-પઇમ કુસુંભમેં, સમેંકે સમજ,
તડેં ઉન્નડ મારેઓ, નારીકારે મિંજ.

ભાવાર્થ—એ સમા સરદારના મનમાં કંઇ પણ સમજ ઉતરી નહિ. તેથી અમે નારીઠારામાં એનો ઘાત કર્યો છે.

આ રીતે મોડ અને મનાઇએ, વાઘમ ચાવડા પાસે, ઉન્નડ

જામના અન્યાયોની મોટીમોટી વાતો બનાવીને તેને સમજાવવા માંડ્યો. પરંતુ વાઘમ ચાવડાનો વિશ્વાસ હવે તેમના પરથી ઊઠી ગએલો હોવાથી તેનું મન માનતું ન હતું. આ જોઇને મોડ અને મનાઇએ મામાના મનનું સમાધાન કરવાને સોગન લીધા. આ વખતે વચ્ચે વાઘમ ચાવડો અને તેની બંને બાજુએ મોડ અને મનાઈ બેઠા હતા. સોગન લેતાં મોડ અને મનાઇ બોલ્યાઃ—

દુહો—અસીં તૉસેં પતરૂં, ત માતા અસાં વિચ્ચ,
માતા સમરીઉં મનમેં, અસીં સમાં ક્રુછું સચ્ચ.

ભાવાર્થ—અમે તમારાથી બેવફા નીવડીએ તો આમરી વચ્ચે માતા છે. અમે મનમાં માતાનું સ્મરણ કરવા વાળા સમાઓ હંમેશાં સાચુંજ બોલીએ છીએ.

મોડ અને મનાઇએ પોતાની વચમાં વાઘમ ચાવડાને રાખીને "માતા અસા વિચ્ચ" એવા સોગન લીધા હતા. પરંતુ તેનો ભેદ ભોળો વાઘમ સમજી શક્યો ન હતો. મોડ અને મનાઇના સોગનથી તેને સંતોષ થયો.

આ બંને ભાઇઓ તે દિવસથી પાટગઢમાં વાઘમ ચાવડા પાસે રહેવા લાગ્યા એક દિવસ આ બંને જણ વાઘમ ચાવડાની જમીન જોતા, ફરતા ફરતા કોટેશ્વર તરફ નીકળી ગયા. અહીં કોટેશ્વરના કુંડ પર વાઘમ ચાવડો માળા ફેરવતો બેઠો હતો. વાઘમ ચાવડો મહાન શિવભક્ત હતો. દર સોમવારે કોટેશ્વર મહાદેવ પર અમુક સમય સુધી માળા ફેરવવાનો તેનો નિયમ હતો.

દુહો—બઓં નેઆરણ નિકરેઆ, ઘોડે ચડી ગોટ,
વિઠો કંઠે કુંઢજે, મારા ફેરે મોટ.

ભાવાર્થ—મોડ અને મનાઈ અશ્વપર સવાર થઇને મામાની જમીન જોવાને નીકળ્યા, તો કોટેશ્વરના કુંડ પર વાઘમ ચાવડો માળા ફેરવતો બેઠો હતો.

મામાને કુંડ પર બેઠેલો જોઇને મોડે તેને પૂછયુંઃ—

દુહો—મામા પાણી કુંઢજો, મિઠો ક ખારો ?
ઘોડા પાણી ગેડેઆ, કાલ સવારો.



॥ ૐ ॥

# કચ્છના કળાધરો

અથવા

# ચંદ્રવંશ-ચરિત્ર.

## દ્વિતીય ખંડ.

### પ્રકરણ ૧ લું.

મોડ ને મનાઇ.

(૧)

**વાઘમનો ઘાત.**

સિંધપતિ જામ ઉન્નડનુ ખૂન કર્યા પછી મોડ ને મનાઇને માટે સિંધમા એક પણ આશ્રયનુ સ્થાન રહ્યુ ન હતુ. કારણ કે મહાન બુદ્ધિશાળી ગોહિલ રાણીએ જામ ઉન્નડના ખૂન પછી તરતજ તેના કુમાર સમાને નગરસમૈની ગાદી પર રાજ્યાભિષેક કરી દીધો હતો આથી મોડ અને મનાઇ ત્યાથી એકદમ કચ્છ તરફ નાસવા

લાગ્યા. કચ્છમાં પાટગઢમાં વાઘમ ચાવડો મોડનો મામો થતો હતો અને તેથીજ આ બંને ભાઇઓએ કચ્છ તરફ મીટ માંડી હતી

દુહો—ચંચલ ચઢી નિકરેઆ, મોડ ને મનાઇ,
કરે ગાલ ગુજજી, મામા કે સુણાઇ.

ભાવાર્થ—ચાલાક મોડ અને મનાઇ ત્યાંથી નીકળીને પાટગઢ આવ્યા. અને અંતરની વાત તેમના મામા વાઘમને કહી સંભળાવી.

જ્યારે વાઘમ ચાવડાએ મોડ અને મનાઇના કાળા કર્મની વાત સાંભળી, ત્યારે તેને આ બંને જણ પર અત્યંત તિરસ્કાર છૂટયો. તે બોલ્યો·—

દુહો—જુલમી આંઈ જુલમ કેઆં, ઉન્નડ મારેઆં જામ,
નગરસમૈનું નિકરેઆ, તીં ન-કો હિને હામ.

ભાવાર્થ—જુલ્મીઓ, ઉન્નડ જામનું ખુન કરીને તમે અત્યંત જુલમ કર્યો. માટે જેમ તમે નગરસમૈથી નીકળ્યા, તેમ અહીં પણ તમારા માટે સ્થાન નથી.

આ સાંભળીને મોડ અને મનાઇ વિચારમાં પડ્યા તેમણે વિચાર્યું, કે જો વાઘમ ચાવડો તેમને આશ્રય આપશે નહિ, તો બીજે ક્યાં તેમને ઉભા રહેવાનું સ્થાન મળવું પણ મુશ્કેલ છે. આથી તેઓ વાઘમ ચાવડાને સમજાવતાં બોલ્યા:—

દુહો—ઉન્નડ ઓંઝાઇયું કંધણું, સુણ મામા તું ગાલ,
માથા મિલકત માલ, પચી કે તે પિંઢજ્યું.

ભાવાર્થ—હે મામા, તું સાંભળ. ઉન્નડ જામે અમારી સાથે ઘણીજ સખ્તાઇ વાપરી છે અને અમારી સઘળી માલમત્તા એણે પચાવી પાડી છે.

દુહો—કા-ન-પઇમ કેનું ભમે, સમે કે સમજ,
તડે ઉન્નડ મારેઓ, નારીકોટે મિંજ.

ભાવાર્થ—એ સમા સરદારના મનમાં કંઇ પણ સમજ ઉતરી નહિ તેથી અમે નારીકોટમાં એનો ઘાત કર્યો છે.

આ રીતે મોડ અને મનાઇએ, વાઘમ ચાવડા પાસે, ઉન્નડ

જામના અન્યાયોની મોટીમોટી વાતો બનાવીને તેને સમજાવવા માંડ્યો. પરંતુ વાઘમ ચાવડાનો વિશ્વાસ હવે તેમના પરથી ઊઠી ગએલો હોવાથી તેનું મન માનતું ન હતું. આ જોઇને મોડ અને મનાઇએ મામાના મનનું સમાધાન કરવાને સોગન લીધા. આ વખતે વચ્ચે વાઘમ ચાવડો અને તેની બંને બાજુએ મોડ અને મનાઈ બેઠા હતા. સોગન લેતાં મોડ અને મનાઈ બોલ્યા:—

દુહો—અસીં તોસેં પતરૂં, ત માતા અસાં વિચ્ય,
માતા સમરીઉં મનમેં, અસીં સમાં કુછું સચ્ય.

ભાવાર્થ—અમે તમારાથી બેવફા નીવડીએ તો આમરી વચ્ચે માતા છે. અમે મનમાં માતાનું સ્મરણ કરતા વાળા સમાઓ હંમેશાં સાચુંજ બોલીએ છીએ.

મોડ અને મનાઇએ પોતાની વચમાં વાઘમ ચાવડાને રાખીને "માતા અસાં વિચ્ય" એવા સોગન લીધા હતા. પરંતુ તેનો ભેદ ભોળો વાઘમ સમજી શકયો ન હતો. મોડ અને મનાઇના સોગનથી તેને સંતોષ થયો.

આ બંને ભાઇઓ તે દિવસથી પાટગઢમાં વાઘમ ચાવડા પાસે રહેવા લાગ્યા. એક દિવસ આ બંને જણ વાઘમ ચાવડાની જમીન જોતા, ફરતા ફરતા કોટેશ્વર તરફ નીકળી ગયા. અહીં કોટેશ્વરના કુંડ પર વાઘમ ચાવડો માળા ફેરવતો બેઠો હતો. વાઘમ ચાવડો મહાન શિવભક્ત હતો. દર સોમવારે કોટેશ્વર મહાદેવ પર અમુક સમય સુધી માળા ફેરવવાનો તેનો નિયમ હતો.

દુહો—બઅેં નેચારણ નિકરેઆ, ઘોડે ચડી ગોટ,
વિઠો કંઠે કુંડજે, મારા ફેરે મોટ.

ભાવાર્થ—મોડ અને મનાઈ અશ્વપર સવાર થઇને મામાની જમીન જોવાને નીકળ્યા, તો કોટેશ્વરના કુંડ પર વાઘમ ચાવડો માળા ફેરવતો બેઠો હતો.

મામાને કુંડ પર બેઠેલો જોઇને મોડ તેને પૂછયું:—

દુહો—મામા પાણી કુંડજો, મિઠો કે ખારો ?
ઘોડા પાણી ગેડ્યા, કાલ સવારો.

ભાવાર્થ—હે મામા ! આ કુંડનું પાણી મીઠું છે, કે ખારૂં ? અમે ઘોડાઓને છેક ગઇ કાલે સવારે પાણીમાં ઉતાર્યા છે. અર્થાત્ પાણી પાયું છે.

મોડનો પ્રશ્ન વાઘમના કાન પર પડ્યો. પરંતુ તે માળા ફેરવવામાં ધ્યાનમગ્ન હોવાથી, તેણે મોડને મ્હોથી જવાબ ન આપતાં, માત્ર ડોકું ધુણાવીને ના કહી

આજની તક મનાઇએ સાધી લેવાનો વિચાર કર્યો. તે સમજ્યો કે આવો સુયોગ ફરી મળવો મુશ્કેલ છે. તેણે પોતાની ઈચ્છા મોડને ઇશારતમા જણાવી દીધી. વિશેષમાં તેણે જણાવ્યું, કે ઉન્નડને મારવા વખતે જેમ મારો વારો હતો, તેમ હવે વાઘમનો ઘાટ ઘડવાનો તારો વારો આવ્યો છે. આમ કહી તેણે તેને સત્ત્વર તૈયાર થઇ જવાની સૂચના કરી દીધી.

મનાઈના મનનો ભાવ ચાલાક મોડ તરતજ પામી ગયો તે કુંડનું પાણી ચાખી જોવાને બહાને પોતાના અશ્વ ઉપરથી નીચે ઉતર્યો. અને કુંડનું પાણી હાથમાં લઇને તેને ચાખી જોવાનો ડોળ કરવા લાગ્યો

દુહો—પાણી ચખે પિંઢ, તકડી હુએ તરાર,
ત મથો કુંઢ મિંઝ, ધડ વિંઓં ર્યો ધૂડમેં.

ભાવાર્થ—પોતે પાણી ચાખીને તરત વાઘમ ચાવડા પર તલ્વારનો ઘા કર્યો. તો તેનુ માથું આવીને કુંડમા પડયું. અને ધડ ધૂળમાં રગદોળાતું રહ્યું.

આમ વાઘમ ચાવડાનો ઘાત કરીને મોડ અને મનાઇ તરત પાટગઢ પહોંચી ગયા, અને પાટગઢનો કબજો પોતાને હસ્તક કરી લીધો. ચાવડા સરદારના પાટકોટમાં સમા વીરોની આણ ફરી વળી.



(૨)

## ગુંતરીગઢનો કબજો.

આ સમયે ગુંતરીગઢમાં સાત સાંધ વાઘેલાની સત્તા હતી. વાઘમ ચાવડો વાઘેલાઓનો સલામી અર્થાત્ ખંડીઓ હતો. તે ખંડણી તરીકે સાત સાંધ વાઘેલાઓને દરરોજ સાત ગાડાં ઘાસનાં પહોંચાડતો હતો. પરંતુ હવે પાટગઢનો કબજો મોડ અને મનાઇએ લઇ લીધેલો હોવાથી, પાટગઢમાંના એક વાઘેલાના માણસે ગુંતરીગઢ પહોંચી જઇને સાત સાંધ વાઘેલાઓને ધાં દીધી.

દુહો—ધાંઇયેં હિનીં ધાં, વિગીં વાઘેલેં વટ,
વાઘમ માર્યો કુંઢતેં, સમેં કઢી સટ.

ભાવાર્થ—ધાં આપનારે વાઘેલાઓ પાસે જઇને ફરિયાદ કરી, કે મોડ સમાએ કુંડ પર વાઘમ ચાવડાને એકજ ચોટમાં કત્લ કરી નાખ્યો છે.

મોડ અને મનાઇની આવી જોરાવરી જોઇને વાઘેલાઓને અત્યંત ક્રોધ ચઢ્યો તેમણે તરતજ મોડ અને મનાઇને લડવા તૈયાર થવા સંદેશા મોકલવા માંડ્યા.

દુહો—વૅરો વરડો વૅરસી, કાંઇયો ને કુરપાર,
મૉડ ને મનાઇકે, ચિઠ્ઠીઉં લખયું ચાર.

ભાવાર્થ—વેરો, વરડો, વેરસી, કાઇયો અને કુરપાર એ વાઘેલાઓએ મોડ અને મનાઇને ચાર સંદેશા મોકલ્યા.

વાઘેલાનો સંદેશો સાંભળીને મોડ અને મનાઇ મુંઝાવા લાગ્યા. તેમણે પાટગઢનો કબજો હાલ તરતમાજ પોતાને હસ્તક લીધેલો હોવાથી, વાઘેલા સરદારોનો સામનો કરવા જેટલો લશ્કરી સરંજામ હજુ તેમની પાસે તૈયાર ન હતો. આથી મોડ અને મનાઇ તેમની કુળદેવી આઈ આશાપુરાના સ્થાનકે જઇ તેનું સ્મરણ કરવા લાગ્યા.

દુહો—હે આઈ આસાપુરા! કર તું કચ્છજો નીયા,
માડ ,ક્રાઇયેં માનીએં, થીએ સુખ સવા.

ભાવાર્થ—હે માતા આશાપુરા! કચ્છના માણસો અન્નથી તૃપ્ત થાય અને તેમનું શુભ થાય એવો તું કચ્છનો ઈન્સાફ કર.

દુહો—માર્યો વાઘમ ચાવડો, અસાં અસાંજે હથ,
જેડો ચાડ્યો હિકડો, તેડા ચાડીંધાસીં સત.

ભાવાર્થ—જેમ અને અમારા હાથે વાઘમ ચાવડાને માર્યો, તેમ સાત સાધ વાઘેલાને મારી તેનું તારા પર બળિદાન ચડાવીશું.

આમ માતાની પ્રાર્થના કરી, અને તેની માન્યતા માનીને મોડ અને મનાઇ ત્યાંથી પાછા ફર્યા થોડા દિવસમાં વાઘેલાઓનું લશ્કર પાટગઢપર ચડી આવ્યું, અને મોડ તથા મનાઇને મયદાને પડવા તેમણે આહ્‌વાન કર્યું. મોડ અને મનાઇના હાથમાં પાટગઢનો કબજો આવ્યાને માત્ર થોડોજ સમય થએલો હોવાથી, તેઓ એકાએક લશ્કરી તૈયારી કરી લેવાને અશક્ત હતા આથી તેમણે સાત સાધ વાઘેલાઓને પ્રત્યુત્તરમાં જણાવ્યું, કે જેમ વાઘમ ચાવડો તમોને દરરોજ સાત ગાડાં ઘાસના ખંડણી તરીકે મોકલતો, તેમ અમો ચૌદ ગાડાં મોકલવાને તૈયાર છીએ. મોડ અને મનાઇના આ નમ્રતા ભરેલા ઉત્તરમા વાઘેલાઓને વિશ્વાસ બેઠો નહિ તેમણે જણાવ્યું, કે એ ખંડણી બદલ જો તમારામાંથી એક ભાઇ અમારી સાથે ઓળમા આવવા તૈયાર હોય, તોજ અમો અહીંથી પાછા જવાના છીએ મોડ અને મનાઇ તો કોઇ પણ પ્રકારે લડાઇનો પ્રસંગ ટાળવા ઇચ્છતા હતા. તેથી તેમણે વાઘેલાની શરત કબુલ કરી. મનાઇ તેમની સાથે ઓળમાં જવા તૈયાર થયો

વાઘેલાઓ મનાઇને લઇને ગુંતરીગઢ આવી પહોંચ્યા અને મોડ તેમને કરાર પ્રમાણે દરરોજ ચૌદ ગાડા ઘાસના ખંડણી તરીકે મોકલવા લાગ્યો. મનાઈ વાઘેલાઓનો નજરકેદી હોવાથી, તેને પરવાનગી વગર ગુંતરીગઢથી બહાર જવાની છૂટ ન હતી

એક દિવસ સવારમાં મનાઇ પોતાના મકાનને ઓટલે બેસીને, દાતણ કરતો હતો. એટલામા ત્યાંથી પાણી ભરવા જતી બે પનિહારીઓ પસાર થઇ. મનાઇ એક સ્વરૂપવાન નવજવાન હતો. તેના લાંબા ખુલ્લા બાલ તેના મસ્તક-પ્રદેશ પર શોભી રહ્યા હતા. મનાઇને જોઇને, એક પનિહારીએ બીજીને પૂછ્યુ, કે "આ રૂપાળો નવજવાન કોણ છે?"

બીજી પનિહારી મહા ચતુર હતી. તેણે પ્રત્યુત્તરમા પેલીને

જણાવ્યું, કે “ એ નવજવાન સિંધના સમા સરદારોનો ભાઇ છે. પણ હમણાં તો સાત સાંધ વાઘેલાઓ તેને ઓળમાં લાવેલા હોવાથી તે નજરકેદી છે. લોકો કહે છે, કે સિંધના સમા વીરો મહા પરાક્રમી છે. પરંતુ મને તો એ વાતમાં કંઈ વજુદ જણાતું નથી. જો તેઓ ખરેખરા પરાક્રમી હોત, તો ક્યારનોએ તેમણે વાઘેલાઓ પર વિજય મેળવી લીધો હોત. ”

“ અને તે શી રીતે ? ” પ્રથમ પનિહારીએ પ્રશ્ન કર્યો.

“ રીત તો ઘણીજ સરસ છે. આ ભગતડા જેવા વાઘેલાઓ સવા પ્રહર દિન ચઢતાં સુધી તો દેવ-સેવાના કાર્યમાંથી પરવારી પણ શકતા નથી. એટલે આ સમા લોકો જો ઘાસનાં ગાડાંમાં હથિયાર બંધ માણસો ભરી મોકલે, તો વાઘેલાઓ એકજ સપાટામાં મરણને શરણ થાય, એમાં શક નથી. વળી અહીં તો ઘર ઘર પટેલાઇ હોવાથી, એવા ગામમાં વસવું પણ કોઇને કોઇ વાર જોખમ કારક થઇ પડે તેમ છે. કહ્યું છે કેઃ—

દુહો—ઝિઝેં મીયેં કણ ખોર, કુપુત્રેં કુર મીયણું,
નં-રોંજે તિન ગોઠ, જિત ઘર ઘર જામોતરઇ.

ભાવાર્થ—અતિ વરસાદથી અનાજની તાણ પડે છે. અને કુપુત્રોથી કુળને લાંછન લાગે છે. તેમ જ્યા ઘેર ઘેર પટેલાઇ હોય તે ગામમાં રહેવું એ પણ વાજબી નથી. ”

ઉભય પનિહારીઓનો ઉપરોક્ત વાર્તાલાપ લક્ષપૂર્વક સાંભળતો, મનાઇ તેમની પાછળ પાછળ ચાલ્યો આવતો હતો. તે હવે દરવાજે આવવાથી પાછો ફર્યો. પનિહારીનાં વચનોએ તેની આંખો ઉઘાડી દીધી. તેની ઊંઘ ઉડાડી દીધી. ઘેર આવી તેણે તરતજ પોતાના ચાકર સાથે મોડને સંદેશો મોકલ્યો.

દુહો—લિખે મનાઈ મોડકે, ગડે બગતરીયા પાય,
હિત પણ ઍડી આય, જેડી વાઘમ કુંઢ તેં.

ભાવાર્થ—મનાઇએ મોડને લખ્યું, કે ગાડામાં હથિયારબંધ બખ્તરીયા ભરી મોકલ. કારણ કે જેમ વાઘમ ચાવડાને કુંડ ઉપર આપણે માર્યો, તેમ અહીં પણ એવુંજ છે.

મનાઇનો સંદેશો સાંભળીને મોડે તરતજ પોતાની તૈયારી કરી લીધી. અને દરેક ગાડામાં પાંચ પાંચ હથિયારબંધ બખ્તરીયા ભરી, ઉપર ઘાસ ઢાંકી ગાડાં તૈયાર કર્યા. પાંચ જણ અંદર અને એક ગાડાવાળો એમ દરેક ગાડામાં છ છ ચૂંટી કાઢેલા પહેલવાનો ચડાવી, મોડે તેમને ગુંતરીગઢને રસ્તે રવાના કર્યા. ગાડાં ચાલવા લાગ્યાં.

ગુંતરીગઢના દરવાજા પર ચાડ નામનો દરવાન હતો. આ ચાડ દરવાન આંધળો હતો. છતાં તેની બુદ્ધિ અને તર્કશક્તિની તેજસ્વિતાનો પાર ન હતો

મોડનાં મોકલેલાં ગાડાં જ્યારે ગુંતરીગઢના દરવાજામાં આવ્યાં, ત્યારે ગાડાનાં પૈડાંનો આજનો વિચિત્ર અવાજ સાંભળીને ચાડ દરવાનને વહેમ પડ્યો.

દુહો—ચર્ખ ચાડ દરવાન, અજ ન ગડે ઘા,
કાં તાં સુંર સુક્રેલ, કાં તાં આલો મા.

ભાવાર્થ—ચાડ દરવાન કહે છે, કે આજે ગાડામાં ઘાસ નથી. કાં તો સારા ફળેલ મગ છે અને તે નહિ તો આખું માંસ છે.

ચાડ દરવાને તેજ ક્ષણે ગાડાં ખેડનારને હાકલ મારી. અને ગાડાં ઉભાં રાખવાની આજ્ઞા કરી.

દુહો—ગડા જોરીં કકરી, ગડે ઘણું ભાર,
ખેડીંધલ ઉભીયાર, ખડભડો ખડમેં થીએ.

ભાવાર્થ—ગાડા પર ઘણું વજન હોવાને લીધે તે કાંકરી ભાંગતા આવે છે. માટે હે ગાડાં ખેડનાર! તું ગાડા ઉભા રાખ! આજે ઘાસમા કંઇક ખગભગાટ જણાય છે.

ગુંતરીગઢના દરવાજા પર એક ગુર્જર રાજપૂત ચોકીદાર હતો. ચાડ દરવાનની વાતો સાંભળી, તરતજ તે પોતાનો ભાલો લઇને ઊઠ્યો અને તેણે એક ગાડાના ઘાસમાં ભાલાનો ઘા કર્યો આ ભાલો ગાડાની અંદર રહેલા ધૂધચુ જાતિના એક જવાનની જાઘમાં વાગ્યો. પરંતુ તેણે તે ભાલાને એવી ચીક્નવી લૂઝી નાખ્યો, કે તેના પર જરા પણ લોહીનો ડાઘ રહેવા પામ્યો નહિ.

દુહો—ગુજર હલી ઘા કેઓ, ભાલો ભલી ભત,
ઘૂંઘણુ ઉગી છડેઓ, લિખ ન ખરડ્યો રત.

ભાવાર્થ—ગુર્જર રાજપૂતે ઘાસમાં ભાલાનો ભલી ભાતે ઘા કીધો, પરંતુ તેને ગાડામાંના ઘૂંઘણુ જવાને એવી ચાલાકીથી લૂછી લીધો, કે તેના પર લેશ પણ લોહીનો ડાઘ રહ્યો નહિ.

ભાલાને તદ્દન સ્વચ્છ બહાર આવેલો જોઇને પેલા ચોકીદારને ચાડ દરવાનની વાત પરથી વિશ્વાસ ઊડી ગયો તે બોલ્યોઃ—

દુહો—અંધા અખિયું વઇયું, તોં બ્યા હીયેંજા હડ,
ગડા અચેં મર ગોઠમેં, તું તો વારી છડ.

ભાવાર્થ—હે આંધળા તારી આંખો તો ગઇ. પણ અંતરશક્તિએ ગઇ. ગાડાં ભલે ગામમા આવે. તું તારી જીદ્દ છોડી દે.

ચોકીદારની પરવાનગીથી ગાડાં ગડગડાટ કરતાં શુંતરીગઢમાં દાખલ થવા લાગ્યાં. આ જોઉને ચાડ દરવાનને દુઃખ થયું. તે બોલ્યોઃ—

દુહો—ગડા જોરીં કકરિયું, પધર ખુટંધા ઘા,
ખનાં કંધા પીછીયું, તડેં તોરાસો મા.

ભાવાર્થ—ગાડાં કાંકરીઓ ભાંગતા આવે છે. માટે હવે પાદરે ઘાસ પણ ખૂટી જશે. અને જ્યારે તમારું માંસ તોળાશે, અર્થાત્ તમારી કત્લ થશે ત્યારે તમારી તલ્વારોની કીંમત પીછીઓ કરતાં વધારે સારી નહિ રહે.

ચાડ દરવાનની વાત પર કોઇએ લક્ષ આપ્યું નહિ. ગાડાં અ-પાટાબંધ આગળ ચાલવા લાગ્યાં. રાજ-દરબાર પાસે આવતાંજ ગાડાવાળાઓએ ગાડાં ઊલાળી દીધાં. અને દરેક ગાડામાંથી પાંચ પાંચ નવજવાન પહેલવાનો કૂદી પડ્યા. આ દૃશ્ય જોઇને મનાઇના હર્ષનો પાર રહ્યો નહિ સાત સાંધ વાયેલા હજુ દેવસેવાના કાર્ય-માંથી પરવાર્યા ન હતા આ લોકોએ એ સાતે સાંધને કત્લ કરી નાખ્યા. અને શુંતરી ગઢનો કબજો પોતાના હસ્તમાં લઇ લીધો.

દુહો—વેરો, વરહો, વેરસીં, કાંધયો ને કુરપાર,
રામેં સતોર્એ મારેઆ, રાણું ને રાજપાર.

મોડ અને મનાઇએ ધીમેધીમે કચ્છના ઘણા ભાગ પર પોતાની સત્તા સ્થાપી દીધી. વહેંચણી કરવા વખતે તેમના કબજાના પ્રદેશના ચાર ભાગ કરવામાં આવ્યા. તેમાંથી બે ભાગ મોડના, એક ભાગ મનાઇનો અને એક ભાગ તેમણે જે જે 'ડેર' અર્થાત્ પાપકર્મ કર્યાં હતાં, તેના નિવારણ અર્થે દાન-પુણ્ય કરવા માટે રાખવામાં આવ્યો. પરંતુ મનાઇએ એ સઘળો પાપ પોતાના શિર પર વહોરી લઇને ધર્માદાનો ભાગ પણ પોતેજ રાખ્યો. ત્યારથી તે 'ડેરી' કહેવાયો. તેના વંશજો અદ્યાપિ 'ડેર' કહેવાય છે.

દુહો—સમે કચ્છ વિરાયો, પતિયું કઇયું ચાર,
મનાઇ વિઠો ગુંતરી, મોડ સંભુડો બાર.

ભાવાર્થ—આ લોકોએ ચાર પ્રાંતમાં કચ્છની વહેંચણ કીધી. તેમાં ગુંતરીનો પ્રદેશ મનાઇએ લીધો. અને બહારનો ભાગ મોડના તાબામાં આવ્યો.

---

( ૩ )

## યોગી કંથડનાથ.

મોડના બીજા ત્રણ ભાઇઓ, વરેઆ, સાંધ, અને ઓઠો, જેઓ સિંધનું બંધી પ્રગણું ભોગવતા હતા, તેમને પણ ગોડ રાણીએ ત્યાંથી કાઢી મૂકેલા હોવાથી, તેઓ પણ ચાલતા ચાલતા કચ્છમાં તેમના ભાઇ મોડ પાસે આવી પહોચ્યા મોડ પોતાના ત્રણે ભાઇઓને ત્રણ પ્રગણાં સોંપી દીધાં અને સૌ આનંદપૂર્વક પોતપોતાના સ્થળે રહેવા લાગ્યા.

દુહો—સાંતલપુર સાંધજી, વારાઈ વરેઆ,
ઓઠે કોટ અડાયો, ભિલે મોડ ભા.

ભાવાર્થ—સાંતલપુર સાંધને, અને વારાઈ વરેઆને સોપવામા આવી. ઓઠાએ પોતાનો કિલ્લો બંધાવ્યો, અને સૌ મોડના વખાણ કરવા લાગ્યા.

ગોડ રાણીને મોડ ઉપર ઘણોજ ક્રોધ હતો. મનાઇ તેનો સગો પુત્ર હોવાથી, તેના પરથી તેનો ગુસ્સો કંઇક ઉતરી ગયો હતો. ઉન્નડ કુમારના ખૂનનું કાવત્રું રચનાર મોડ તેના હૃદયમા કાંટાની પેઠે

ખટકી રહ્યો હતો. આથી જ્યારે તેણે જાણ્યું, કે મોડ અને તેના ભાઇઓ કચ્છના ઘણા ભાગનો કબજો પોતાના હાથમાં લઇને બેસી ગયા છે, ત્યારે તે ઘણીજ ક્રોધાયમાન થઇ ગઇ. તેણે તરતજ તે-મને ત્યાંથી હાંકી કહાડવાને લશ્કર એકઠું કરવા માંડયું.

જ્યારે આ વાતની મોડને જાણ થઇ, ત્યારે તે ડરવા લાગ્યો. તેનું પાપી હૃદય તેને ડંખવા લાગ્યું. તેણે વિચાર્યું, કે ગોડરાણી હવે તેને અહીં પણ સુખે બેસવા દેવાની નથી. આથી તેણે તરતજ પોતાના પ્રદેશનો ત્યાગ કર્યો અને વાગડ તરફ ચાલવા લાગ્યો.

દુહો—મૉડ સભઇ હલેઓ, રાણી ગૉડ પ્રાંય,
અચી વાઘેલેં ગડઓ, સમું તો સોહાય.

ભાવાર્થ—ગોહિલરાણીની ધાસ્તીથી મોડ ત્યાંથી ચાલતો થયો અને વાઘેલાઓ પાસે આવી પહોંચ્યો.

વાગડના ગેડી ગામમાં આ સમયે ધરણ વાઘેલાની સત્તા જા-મેલી હતી. અહીં મોડ આવી પહોંચતાં ધરણ વાઘેલાએ તેની સારી ખાતરબરદાસ્ત કરી. થોડાજ સમયમાં મોડ અને ધરણ વાઘેલા વચ્ચે ગાઢ સ્નેહ બંધાઇ ગયો. એક દિવસ આ બન્ને મિત્રો વાગ-ડની જમીન જોવા નીકળ્યા. તેઓ ફરતા ફરતા હાલના કંથકોટના ડુંગર પાસે આવી પહોંચ્યા આ ડુંગરને જોઇને મોડને વિચાર થયો, કે અહીં જો એક કિલ્લો બાંધ્યો હોય, તો તે ખરેખર અજીત નીવડે. આથી તેણે ત્યાં કિલ્લો બાંધવાનો નિશ્ચય કરી લીધો. અને તે દિવસથીજ તેણે કિલ્લાને માટે જોઇતી સામગ્રી તૈયાર કરવા માંડી. પરંતુ જ્યાંથી એ કિલ્લાના પાયાની શરૂઆત થઇ શકે, તે સ્થાન પર એક ચોગી મહાત્મા પોતાની ધૂણી નાખીને બેઠેલો હો-વાથી, તેને ઊઠાડવા વગર કિલ્લાનો પાયો પડી શકે તેમ ન હતું આથી મોડે તે ચોગીને ત્યાંથી ઊઠી જવાની આજ્ઞા કરી

આ ચોગીનું નામ કંથડનાથ હતું. તે અહીં બાર વરસની ધૂણી નાખીને બેઠેલો હતો તેની ધૂણીને સાત વર્ષ પૂરાં થઇ ગયાં હતાં. હજી પાંચ વર્ષની વાર હતી. આથી ચોગીએ ત્યાંથી ઊઠવાની પો-તાની અનિચ્છા દર્શાવી. ચોગીને પોતાની આજ્ઞાનો અનાદર કરતો જોઇને મોડને ગુસ્સો ચઢ્યો. તેણે ક્રોધાયમાન બનીને ચોગીને કહ્યું,

કે "તું જો સાનમાં સમજી જઇને અહીંથી નહિ ઊઠે, તો અમારે તને બળાત્કારે ઊઠાડવો પડશે અને તારી સઘળી સિદ્ધાઇ થોડીજ વારમાં સમેટાઇ જશે. કારણ કે તારી ધૂણીના કારણે કંઇ કિલ્લાનું કામ અટકી રહે તેમ નથી." આમ મોડે સખ્ત શબ્દોમાં યોગીને ત્યાંથી ઊઠી જવાની આજ્ઞા કરી. મોડની સખ્તાઇ પર યોગીને ક્રોધ ચઢ્યો. તેની આંખો ગુસ્સાથી લાલચોળ બની ગઇ. તે ક્રોધમાં ને ક્રોધમાં કંઇ પણ બોલ્યા વગર પોતાનું આસન છોડીને ચાલતો થયો, અને નજદીકની એક ગુફામાં ભરાઇ ગયો.

યોગીને ચાલ્યો ગએલો જોઇને મોડને સંતોષ થયો તેણે તરતજ કિલ્લો ચણાવવાનું કામ શરૂ કરાવવા માંડ્યું. સેંકડો કડીઆ અને મજુરો કિલ્લો બાંધવાના કાર્યમાં રોકાઇ ગયા.

એક તરફ જ્યારે કિલ્લો ચણવાનું કામ ધમધોકાર ચાલી રહ્યું હતું, ત્યારે પેલી તરફ યોગી કંથડનાથ ગુફામાં બેઠો બેઠો પોતાની કંથા અર્થાત્ ગોદડી સીવવાના કાર્યમાં ગુલ્તાન બની ગયો હતો. સાંજ પડતાં જ્યારે કિલ્લાનું કામ બંધ થયું, ત્યારે યોગીએ પણ ગોદડી સીવવાનું પોતાનું કાર્ય પડતું મૂક્યું. રાત્રિ સમયે તેણે તમામ દોરા પાછા કાઢી નાખ્યા, અને કિલ્લો તેજ વખતે કડડભૂસ ! કરતો જમીનપર ઢગી પડ્યો. સવાર પડતાં જ્યારે મોડે કિલ્લાને જમીન-દોસ્ત થએલો દીઠો, ત્યારે તેને ઘણીજ નવાઇ લાગી. પરંતુ તેનું કારણ તે કંઈ પણ કળી શકયો નહિ તરતજ કિલ્લો ફરીથી ઉભો કરવાનું કાર્ય ચાલુ કરવાની તેણે આજ્ઞા કરી. કામ ચાલુ થયું. અને જેટલો ભાગ પડી ગયો હતો, તે ફરીથી તૈયાર કરી લેવામાં આવ્યો. પરંતુ તે દિવસે પણ યોગીની પ્રવૃત્તિ તો ચાલુજ હતી. અને રાત્રિ પડતાં જ કિલ્લાના પાછા એજ હાલ થયા. હવે મોડ વધુ વિચારમાં પડ્યો આજ તેણે કિલ્લો પાછો તૈયાર કરાવીને, તેની ચોકી કરવા ચોકી-દારોને બેસાડી દીધા. પરંતુ એ ચોકીદારો કુદરતી રીતે તૂટી પડતા કિલ્લાને અટકાવી શકવાને તદ્દન અસમર્થ હતા. તેથી તે રાત્રે પણ કિલ્લાની તો એજ સ્થિતિ થઇ. આવું કેટલાએ દિવસ ચાલ્યું. કિલ્લો તૈયાર કરવા મોડે ઘણાંએ ફાંફાં માર્યા, પરંતુ કોઇ પણ ઉપાયે તે કિલ્લાને પડતો અટકાવી શકયો નહિ. તે સમજી ગયો, કે આ કાર્ય પેલા યોગી મહાત્માનું જ છે. પરંતુ હવે ચરડો યોગી

હવે માને તેમ ન હોવાથી, તેણે કિલ્લો ચણવાનું કામ મુલતવી રાખ્યું. અને તે સ્થળે એક વાસ વસાવીને ત્યાં તે નિવાસ કરવા લાગ્યો.

મોડનો કુમાર સાડ યુવાવસ્થામાં આવતાં, મોડે તેનું સગપણ કરવાનો વિચાર કર્યો. તપાસ કરતાં તેને માલમ પડ્યું, કે ધરણુ વાઘેલાની બેન યુવાન અને ગુણવાન છે. આથી તેણે તેને ત્યાં પોતાના કુમાર સાડનું માગું મોકલાવ્યું.

ધરણુ વાઘેલો મોડ જામનું માગું પાછું ઠેલે તેમ ન હતું. તેણે તેનો સહર્ષ સ્વીકાર કરી લીધો.

દુહો—સંડજા સમંસેં, કેઆ વરાકા વેણ,
ધરણ સંધી ભેણ, સે પરણાઇ સમેં કે.

ભાવાર્થ—ધરણુ વાઘેલાએ સમા લોકોથી પોતાનો સમ્બન્ધ બાંધ્યો. તેણે પોતાની બેન સાડ કુમારને પરણાવી.

મોડે સાડ કુમારનાં લગ્ન ઘણીજ ધામધૂમથી ઉજવ્યાં. અને ત્યારબાદ થોડા સમયમાં તે દેવલોક પામ્યો. કિલ્લો ચણાવવાની મોડની મુરાદ મનની મનમાંજ રહી ગઈ.



## પ્રકરણ ૨ જું.

### જામ સાડ
અથવા
### કંથકોટની સ્થાપના.

મોડના અવસાન પછી સઘળી સત્તા જામ સાડના હસ્તમાં આવી. જામ સાડ અત્યંત ચતુર અને કાર્યકુશળ હતો. તેના પિતાએ અધુરૂં મૂકેલું કિલ્લાનું કાર્ય સમ્પૂર્ણ કરવાની તેને ઘણીજ ઉત્કંઠા હોવાથી, તેણે પહેલું એ કાર્ય પોતાના હાથમાં ધર્યું. પરંતુ આ વખતે પણ કોઇ ગેબી શક્તિ વડે કિલ્લો જેવો ચણાતો તેવોજ તૂટી પડતો હોવાથી, કિલ્લો ચણવાની સાડની અભિલાષા તેના અંતરમાંજ રહી ગઇ. પરંતુ જામ સાડ આથી નાઉમેદ બનીને બેસી રહે તેમ ન હતું. તેણે એક નવો ઇલાજ લીધો. એક, દિવસ તેણે યોગી કંથડનાથના ચેલા ભસ્મનાથને બોલાવીને તેની પાસે પોતાની હૃદયેચ્છા વ્યક્ત કરી, અને કોઈપણ રીતે કિલ્લો ચણી શકાય એવી યુક્તિ બતાવવા તેણે તેની પાસે હાથ જોડીને અરજ કરી. જામ સાડને અત્યંત નમ્રતાપૂર્વક આજીજી કરતો નિહાળીને ભસ્મનાથને તેના પર દયા આવી. તેણે કિલ્લો ચણવાની એક અત્યુત્તમ યુક્તિ સાડને બતાવી દીધી.

ભસ્મનાથની સૂચના અનુસાર જામ સાડે સાત ઉંચી કિસમના પોપટોને પાળીને તેમને ભણાવવા માંડ્યા. કેટલોક સમય વીત્યા બાદ આ સાતે પોપટ તેમને આપવામાં આવેલા શિક્ષણ અનુસાર તૈયાર થઇ ગયા. સાતે પોપટનાં પાંજરાં સાથે લઇને જામ સાડ યોગી કંથડનાથની ગુફા પાસે ગયો. અને એક પોપટને બોલવાની આજ્ઞા આપતાં તે પોપટ બોલ્યો.

"દાદા કંથડ આ દેશ!"

બહારથી આદેશનો અવાજ આવતો સાંભળીને યોગી બોલ્યો.

"કઓન?"

"જામ સાડ," પઢાવેલા પોપટે ઉત્તર આપ્યો.

"સાડ ભસ્મ હોજા!" ગુફામાંથી યોગીનો ક્રોધાયમાન અવાજ આવ્યો.

તેજ ક્ષણે પેલો પોપટ બળીને ભસ્મ થઈ ગયો. તરતજ જામ સાડે બીજા પોપટને બોલવાની આજ્ઞા કરી. તે પણ પ્રથમની પેઠેજ બોલ્યો:—

"દાદા કંથડ આદેશ!"

"કઓન?" ફરીથી યોગીએ પૂછ્યું.

"જામ સાડ" પોપટે પ્રત્યુત્તરમાં જણાવ્યું.

"સાડીઆ! ભસ્મ હોજા!" યોગીનો આગ ઝરતો અવાજ આવ્યો.

બીજો પોપટ પણ રાખનો ઢગલો બની નીચે પડ્યો.

આમ એક પછી એક સાતે પોપટ બળીને ખાક થઈ ગયા. સૌની એજ દશા થઇ.

આઠમી વખત સાડ જામ પોતે આગળ આવ્યો. તેને ધાસ્તી પેઠી, કે યોગીના મોંમાંથી શબ્દ છૂટતાંજ રખે તેની પણ એજ દશા થાય! આથી તેનું હૃદય મૃત્યુની બીકથી ધડકી રહ્યું હતું. છતાં દઢ હૈયું કરીને ગુફાના દ્વાર પાસે આવીને તેણે પોકાર કર્યો:—

"દાદા કંથડ આદેશ!"

"કઓન?" યોગીએ ક્રોધથી ખરખરા બનેલા અવાજે જણાવ્યું.

સાડના હૃદયના ધબકારા વધવા લાગ્યા. ખુદ કાળ તેની સામે ડાચું ફાડીને ઉભો હોય એવો એને આભાસ થયો. તે ગુંગળાતા સ્વરે મહા મુશ્કેલીએ બોલ્યો:—

"જામ સાડ."

યોગી કંઇ બોલે ત્યાર પહેલાં તો તેનો ચેલો ભસ્મનાથ બે હાથ જોડીને યોગીની પાસે આવી ઉભો અને તેને દયા કરવા વીનવવા લાગ્યો.

યોગીને હવે ભાન આવ્યું. તેના સાત સાત વચનો નિષ્ફળ ગએલા જોઇને તેને અત્યંત નવાઇ લાગી આમ કેમ બનવા પામ્યું,

તેનું કંઇ પણ કારણ તે કળી શકયો નહિ ભસ્મનાથને આજીજી કરતો નિહાળીને યોગીનો ગુસ્સો જરા શાન્ત થયો. તેણે જામ સાડને બોલાવવાની આજ્ઞા કરી.

સાડ અંદર આવતાંજ યોગીના પગોમાં આળોટી પડ્યો અને ક્ષમા-યાચના કરવા લાગ્યો. સાડજામની અતિ નમ્રતા જોઇને યોગીને દયા આવી. યોગીએ તેને તેની હૃદયેચ્છા વ્યકત કરવાની આજ્ઞા કરી.

"મહાત્મન્ !" સાડ જામે બે હાથ જોડીને વિનંતિ કરતાં કહ્યું. "મારી ઇચ્છા માત્ર આ ડુંગર પર કિલ્લો બાંધવાની છે. અને તે કાર્ય ચાલુ કરાવવા માટે આપની આજ્ઞા માગવાનેજ હું અત્રે આવેલો છું."

જામ સાડની વીનવણીથી યોગીનો ક્રોધ શમતો જતો હતો. સાડની નમ્રતાએ યોગીના મનમા તેને માટે સદ્‌ભાવ ઉત્પન્ન કર્યો હતો. યોગીએ રાજી થઇને સાડને કિલ્લો ચણાવવાની આજ્ઞા આપી.

યોગીની આજ્ઞા થતાંજ સાડનું હૈયું હર્ષથી ઉભરાઇ ગયું. તેનો સઘળો શ્રમ આજે સફળ થયો તે યોગીને નમન કરીને ત્યાંથી ચાલતો થયો તરતજ તેણે કિલ્લો ચણાવવાનું કાર્ય શરૂ કરી દીધુ. કિલ્લાનુ નામ યોગી કથડનાથના નામ પરથી કથકોટ રાખવામા આવ્યુ. અને કિલ્લાની ખડકી (બારી) નું નામ સાડ ખડકી રાખવામાં આવ્યું જે અદ્યાપિ મોજુદ છે +

ઉપરાત જામ સાડે અહીં એક મોટો કુવો ચણાવ્યો અને તેનું નામ તેના પિતાના સ્મરણાર્થે મોડ કુવો રાખવામાં આવ્યું.

કિલ્લાનું કાર્ય સમ્પૂર્ણ થતાં જામ સાડે પોતાનું સઘળું લક્ષ પોતાનો મુલક આબાદ કરવા તરફ ફેરવ્યુ તેણે અત્યંત કાબેલીયત અને કાર્યદક્ષતાથી પોતાના રાજ્યની હદ ઘણી વધારી મૂકી અને તેના રાજ્યની આબાદી પણ દિનપ્રતિદિન વધતી ચાલી.

જામ સાડના મુલકની જાહોજલાલી જોઇને ધરણ વાઘેલાને વિચાર થયો, કે આ લોકોને મેંજ આશ્રય આપ્યો અને હવે તો એમની સત્તા મારાથી પણ વધતી જાય છે"

+ કથડનાથની દહેરી આજ પણ કથકોટમાં કાયમ છે.

આથી જામ સાડની વધતી જતી સત્તાને કોઈપણ પ્રકારે તોડી પાડવાનો ધરણ વાઘેલાએ પોતાના મનમાં નિશ્ચય કરી લીધો. ઈર્ષાનો અગ્નિ તેના હૃદયમાં દિવસે દિવસે ભયંકર સ્વરૂપ ધારણ કરતો ગયો. જામ સાડનું રાજ્ય પચાવી લેવાની તમન્ના ધરણ વાઘેલાના અંતરમાં વધુને વધુ મજબુત બનતી ગઈ.

જામ સાડ ધરણ વાઘેલાનો બનેવી થતો હતો. છતાં સાડની સાહેબી તે સહન કરી શકયો નહિ. એક દિવસ તેણે સાડને પોતાને ત્યાં મીજબાનીમાં બોલાવ્યો. નિખાલસ હૃદયી જામ સાડ નિષ્કપટ અંતરે ત્યાં ગયો. અને ધરણ વાઘેલાએ ત્યાં દગાથી તેનો ઘાત કર્યો.

દુહો—કંથાગઢમેં રાજીયો, સાડ રાજ કરે,
ધરણ હથા મરે, વાઘેલે વિલી કઈ.

ભાવાર્થ—કંથાગઢ અર્થાત્ કંથકોટમાં જામ સાડ રાજ્ય કરે છે. તેનું ધરણ વાઘેલાના હાથે મૃત્યુ થાય છે. વાઘેલાએ આ ભુંડું કામ કર્યું.

જામ સાડને ધરણ વાઘેલાની બેનથી એક કુમારની પ્રાપ્તિ થઇ હતી. તેનું નામ તેણે ફુલકુમાર રાખેલું હતું. આ ફુલકુમાર હજુ બાળક હતો. છતાં ધરણ વાઘેલાએ હવે તેના તરફ મીટ માંડી. સાડ જામને કત્લ કરીને તેણે ફુલકુમારનો ઘાટ ઘડવાનો નિશ્ચય કરી લીધો. આ વિચારથી તે તરતજ ગેડીથી ચાલતો થયો, અને કંથકોટ પ્રતિ પ્રયાણ કરવા લાગ્યો.



## પ્રકરણ ૩ જું

### જામ ફુલ.

### (૧)
### સ્વામિભક્તિ.

ધરણુ વાઘેલાએ જામ સાડને ઠાર કર્યાની વાત કંથકોટમાં વાયુવેગે ફેલાઈ ગઇ. રાણીવાસમાં હાહાકાર થઇ રહ્યો. સૌને ભય પેઠો, કે હવે રાજકુમાર ફુલનું કોણ જાણે શું થશે? ધરણુ વાઘેલાનો રાજ્યલોભ જોતાં તે ફુલકુમારને જીવતો રહેવા દેશે કે કેમ, તેની શંકા હતી.

જામના જનાનખાનામાં ફારક નામની એક કાબેલ અને નીમકહલાલ દાસી હતી. ફુલકુમારનો જીવ બચાવવાનું બીડું તેણે ઝીલી લીધુ તે ફુલકુમારને તથા પોતાના બાલપુત્રને સાથે લઇને સિંધ તરફ ચાલવા લાગી

આ તરફ ધરણુ વાઘેલાએ આવીને જોયું, તો તેને ફુલકુમારનો પત્તો લાગ્યો નહિ. તેણે ફુલકુમારને ગમે ત્યાંથી શોધીને તેનો નાશ કરવા માટે ચારે તરફ ઘોડેસ્વારો દોડાવી મૂકયા.

સ્વામિભક્ત ફારક દાસી બંને બાળકોને ઉપાડીને સિંધ અને કચ્છ વચ્ચેના રણમા ઝપાટાબંધ રસ્તો કાપ્યે જતી હતી. આ ચતુર દાસી વિચાર કરવા લાગી, કે જો પાછળ ધરણુ વાઘેલાની વાર આવી પહોંચશે, તો સઘળી જહેમત ધૂળમાં મળશે. આથી તે વારંવાર પાછળ પાછળ જોતી ચાલતી હતી.

થોડીજવારમાં દૂરથી ઉડતી ધૂળ પર તેની દષ્ટિ પડી. તેના પેટમા એકદમ ફાળ પડી તે ત્વરિત ગતિએ અને એકજ શ્વાસે ઝપાટાબંધ ચાલવા લાગી

એટલામાં દાસીના મનમાં એક નવો વિચાર ઉદ્દભવ્યો. રાજકુમારને બચાવવાની એક સરસ યુક્તિ તેને સૂઝી આવી તેણે રાજકુમારના રજવાડી વસ્ત્રો પોતાના પુત્રને પહેરાવ્યા, અને પોતાના

પુત્રનાં ફાટાંતૂટાં કપડાં કુલકુમારને પહેરાવી દીધાં. આમ સ્વામિભક્તિએ વાત્સલ્યભાવ પર વિજય મેળવ્યો. દાસીના મનમાં હવે સ્હેજ સંતોષ થયો. રાજકુમારને પીઠ પર બાંધી, અને પોતાના પુત્રને ખભે બેસાડીને તે આગળ ચાલવા લાગી

એટલામાં ધરણુ વાઘેલાના ઘોડેસ્વારો નજદીક આવી પહોંચ્યા. તેમણે ફારક દાસીને ઉભી રાખવા પડકાર કર્યો.

દાસીનું હૃદય જાણે ફાટવા લાગ્યું. તેની સઘળી શક્તિ હવે મરી ગઇ હતી. આગળ વધવાની હવે તેનામાં તાકાત રહી ન હતી. તે ગરીબડી બનીને ત્યાંજ ઉભી રહી.

"ક્યાં જાય છે કમજાત ?" એક ઘોડેસ્વારે ક્રોધથી ગર્જના કરી.

"વીરા ! નિર્દોષનો પ્રાણ લેવાથી પ્રભુ રાજી નહિ થાય," દાસી ગળગળા અવાજે કરગરવા લાગી

દાસીના કરગરવાથી પીગળી જાય, એટલી દયા આ ઘોડેસ્વારોમાં પ્રભુએ મૂકી ન હતી. દાસીની પીઠે બેઠેલા બાળકનાં રજવાડી વસ્ત્રો જોઇને તેમને ખાતરી થઇ, કે કુલકુમાર આ પોતેજ છે. નિર્દય-હૃદયી સવારોએ દાસીની પીઠ પરથી આ બાળકને એકદમ ખેંચી લીધો. અને તેજ ક્ષણે તેમના ખૂની હસ્તમાં રહેલી તલવાર વડે ફારક દાસીના આ નિર્દોષ બાળકનો નાશ થયો. આ ભયંકર દૃશ્ય જોઇને ફારકનું માતૃ-હૃદય ફાટી જવા લાગ્યું. છતાં તે મનની લાગણીઓ મનમાંજ દબાવી દૃઢ હૈયું કરીને શાન્તિપૂર્વક ઉભી રહી.

પોતે માની લીધેલા રાજકુમારને કત્લ કરવાની સાબીતી ખાતર સવારોએ તેની આંખો ધરણુ વાઘેલાને બતાવવાને કહાડી લીધી, અને તરતજ તે પાછા ફર્યા. આ તરફ પુત્રવિહોણી બનેલી આ સ્વામિભક્ત માતા બાળરાજકુમારને લઇ મુઠીઓ વાળીને સિંધને રસ્તે નાસવા લાગી.

દુહો—બાની ગિની ભગી, કુલ પીંગોડે બાર,
ત પણ ન કઇ ન્યાર, જે પુતર આરાયો પિંઢજો.

ભાવાર્થ—પારણામાં ઝુલતા કુલકુમારને લઇને દાસી ભાગવા માંડી. અને તેણે પોતાના પેટના પુત્રને મરાવ્યા છતા તેની દરકાર કરી નહિ.

## ( ૨ )

## સાવજનો શિકાર.

ફારક દાસી ચાલતાં ચાલતાં સિંધ-બાંભણાસરમાં ધલુરા પાદશાહના રાજ્યમાં આવી પહોંચી. અહીં અજો અને અણગોર નામના બે શ્રીમંત શાહુકારો હતા. તેમનો આશરો લઈ, તે ત્યાં રહેવા લાગી.

દુહો—આવઇ બાંભણસરમેં, અજો અણગોર વટ,
ઠારે વિઠી અરટ, સમેં કે સાંઢે ઘણું.

ભાવાર્થ—ફારક દાસી બાંભણાસરમાં અજા અને અણગોર પાસે આવી. અને રેંટીયો કાંતી સમા રાજકુમાર ફુલને ઉછેરવા લાગી.

ફુલકુમાર જ્યારે દશેક વર્ષનો થયો, ત્યારે તે અજા-અણગોરનાં અને અન્ય શાહુકારોનાં વાછરડાં ચારવા જવા લાગ્યો. પરંતુ " કર્મ છુપે નહિ ભભુત લગાયે " એ નિયમાનુસાર ' ફુલગોવાળીઓ ' બનેલો આ ફુલકુમાર જંગલમાં દરરોજ નિશાનબાજી શીખવા લાગ્યો. તલ્વાર, તીર-કમાન, તથા સાંગ ઇત્યાદિ શસ્ત્રાસ્ત્રોનો અભ્યાસ કરવા લાગ્યો.

દુહો—જડેં સમું સુંઆપજે, તડેં માણક તુલ,
બાજન જો મિલે કરે, થ્યો ગાભાર ફુલ.

ભાવાર્થ—આ સમો કુમાર જ્યારે ઓળખાય, ત્યારેજ તેની ખરી કિંમત થાય. હમણાં તો ફુલકુમાર બાંભણાસરના મહાજનનો ગોવાળીઓ બન્યો છે.

ફુલકુમાર થોડાજ સમયમાં દરેક હથિયાર વાપરવામાં પારંગત બની ગયો. એનું નિશાન ભાગ્યેજ ચૂકવા લાગ્યું. હવે તે પોતાની વિદ્યાનો ઉપયોગ કરવાની તક શોધવા લાગ્યો.

એક વખત એક વિકાળ સિંહ બાંભણાસરની આજુબાજુમાં બહુ જુલ્મ કરવા લાગ્યો. એનો ત્રાસ એટલો વધી ગયો, કે ઢોર-ઢાંકર અને માણસોના જીવ પણ મૂઠીમાં રહેવા લાગ્યા. આથી બાંભણાસરનો ધલુરા પાદશાહ એ વિકાળ પશુનો નાશ કરવા અર્થે પોતાની શિકારી મંડળી સાથે તેની બોડ પર ચડી ગયો. આ વર્તમાન

કુલકુમારને પ્રાપ્ત થતાં તે પણ પોતાનાં હથિયારો સહિત ત્યાં હાજર
થઈ ગયો. આ શિકારી મંડળીએ સિંહની ગુફાને ઘેરી લીધી. અને
તેને બહાર કાઢવા માટે તે લોકો તેને જુદી જુદી રીતે ખીજવવા
લાગ્યા. સિંહ તરતજ પોતાનું લાંબું પુછડું ઝાટકી, એક ભયં-
કર ત્રાડ મારીને બહાર નીકળી આવ્યો. તેના વનના રાજ્યમાં
વિક્ષેપ પાડવા આવેલા માનવ પ્રાણીઓને શી શિક્ષા કરવી, તેનો
વિચાર કરતો તે જાણે ક્ષણભર બહાર ઉભો રહ્યો. સિંહને બહાર
નીકળેલો જોઈને તેની ગુફાને ઘેરી ઉભેલા ઘોડાઓ ઉભી પુછડીએ
નાસવા લાગ્યા. અને તેમના પરના સવારો પણ મને કે કમને તેમની
સાથે ખેંચાવા લાગ્યા. માત્ર એક ધલુરા પાદશાહનો હાથી અને
કુલકુમારજ ત્યાં ઉભેલા રહ્યા. ઘોડાઓને ભાગતા જોઈને હાથી પણ
પોતાની સઘળી હિંમત સંકેલીને નાસવા તૈયાર થતો હતો, ત્યાં તો
છંછેડાયલો જંગલનો રાજા વીરની પેઠે તેની પાસે એકજ ચોટમાં
પહોંચી આવ્યો. હાથી પર કુદકો મારી જેવો તે ધલુરા પાદશાહ
પર પોતાના પંજાનો થાપો મારવા જાય છે, કે તરતજ કુલકુમારની
તેજસ્વી તલ્વાર તેના પર તૂટી પડી. તલ્વારના એકજ ઝાટકાથી
સિંહના તેની કમ્મરમાંથી બે કટકા થઈ પડ્યા. કુલકુમારની તલ્વારે
પાદશાહને મૃત્યુમુખમાંથી બચાવી લીધો.

દુહો—સાવજ જે સિકાર તેં, ચડ્યો ધલુરા વાર,
સંધે સમેં બાર, સીં મારિઓ સટ કરે.

ભાવાર્થ—ધલુરા પાદશાહ સિંહના શિકાર પર ચડ્યો. ત્યાં કુલ
કુમારે દોટ મૂકીને સિંહના પ્રાણ લીધા.

સિંહને મારી, તેનું પુછડું અને કાન કાપી લઈને તેજ ક્ષણે
કુલકુમાર ત્યાંથી પસાર થઈ ગયો. સિંહને જમીન પર પડેલો જોઈને,
પેલા શિકારીઓ તરતજ ત્યાં આવી પહોંચ્યા. અને પડેલા સિંહ પર
ઘા કરતા પોતપોતાની બહાદુરી બતાવવા લાગ્યા.

સિંહને મારનાર કોણ છે, એમ જ્યારે ધલુરા પાદશાહે તેમને
પૂછી જોયું, ત્યારે તેઓ સઘળા પોતપોતાની બડાઈ હાંકવા લાગ્યા.
પરંતુ ધલુરા પાદશાહ આ લોકોની વાત માની જાય તેમ ન હતું.
સિંહને મારનારને તેણે નજરોનજર જોએલો હોવાથી, પાદશાહે

તેમને પૂછ્યું, કે જો તમેજ આ સિંહને માર્યો હોય, તો તેના કાન-પૂછ કયાં ગયાં તે કોઈ કહી શકશો?

પાદશાહનો આ પ્રશ્ન સાંભળીને શિકારીઓ બોલ્યા:—

દુહો—અસાંજો સાવજ કે, કે કે જુગ થેઆ,
ખેરેં સેં ખનૅારેં, સે કન-પુછ ખિરી વેઆ.

ભાવાર્થ—અમારો આ સિંહ કેટલાએ જમાનાનો જુનો છે. ખેરનાં ઝાડો સાથે ઘસાઇ ઘસાઇને એના કાન-પૂછ ખરી પડયા છે.

આ સાભળીને પાદશાહને આ લોકોની શેખાઈ પર ગુસ્સો ચઢયો. તે બોલ્યો:—

દુહો—સિર વાઈ સટ કરે, જે હૅમર બચાયો,
ઊ ગોટીયો કિનજો, પાતશા પુછાયો.

ભાવાર્થ—પાદશાહે પૂછ્યું, કે જેણે સિંહના શિર પર તલ્વાર મારીને હાથીને બચાવી લીધો એ જવાન કોણ છે?

ઘલુરા પાદશાહે આ બડાઇ-બહાદુરોને સખ્ત ફરમાન કર્યું, કે જો તેઓ સિંહના મારનારને નહિ શોધી લાવે, તો ઘાણીમા પીલીને તેમનું માણસ્મીઓ તેલ કાઢવામાં આવશે પાદશાહના કડક હુકમથી આ લોકો ડરવા લાગ્યા. અને તે સિંહને મારનારની શોધ ચલાવવા લાગ્યા એમાના કેટલાકે કુલકુમારને દીઠેલો હોવાથી તેઓ તેની તપાસ કરતા છેક તેને ઘેર પહોચી ગયા. અને કુલકુમારને પાદ શાહ પાસે તેડી જવા લાગ્યા કુલને પાદશાહ બોલાવતો સાંભળીને ફારક દામીના પેટમાં ફાળ પડી આથી તે પણ તેની સાથે પાદશાહની કચેરીમા ચાલવા તૈયાર થઈ.

કુલકુમાર તે હાલના કુલગોવાળીઆને દૂરથી જોતાજ પાદશાહ તેને ઓળખી ગયો

"બહાદર છોકરા, તું કોણ છે, અને કયાનો છે?" પાદશાહે કુલકુમારને પ્રશ્ન કર્યો "ખુદાવંદ! એ મારો પુત્ર છે અને હું કચ્છ દેશની એક ગરીબ બાનડી છું. હાલ પેટ વાસ્તે અહીં આવેલી છું." ફારક દામી વચમાંજ બોલી ઊઠી

આ સાંભળીને પાદશાહને ઘણીજ નવાઇ લાગી, તે બોલ્યો, કે "આ છોકરાએ એક એવું મહાન કાર્ય કર્યું છે, કે કાં તો એ તારો પુત્ર નથી, અને કાં તો તું બાનડી નથી."

દુહો—ભિત્ત ધારાં ભાર ન ઉપડે, કુર વિણ કડે ન હોય,
ફારક ફુલ ડિઠો, સૅલ વિઢંધો સીંયરેં.

ભાવાર્થ—ભીંત વગર ભાર ઉપડે નહિ. અને કુળ વગર કદી પણ તેમ થાય નહિ. હે ફારક દાસી! અમે આ ફુલને સહેલાઇથી સિંહ સાથે લડતો જોયો છે.

પાદશાહે ફારક દાસીને ખરી હકીકત જણાવવા આગ્રહ કર્યો. દાસીએ વિચાર્યું, કે આવો વખત ફરીફરીને આવવાનો નથી. આથી તેણે પાદશાહને ફુલકુમારનો સઘળો ઇતિહાસ વીગતવાર સંભળાવી દીધો. ફારક દાસીની અનહદ સ્વામિભક્તિ જોઇને પાદશાહના હર્ષનો પાર રહ્યો નહિ. ફુલકુમારની ખાનદાની અને તેનું પરાક્રમ જોઇ પાદશાહ તેના પર અત્યંત પ્રસન્ન થયો. અને તેની સાથે તેણે પોતાની પુત્રીનાં લગ્ન ઘણીજ ધામધૂમથી કરી દીધાં.

દુહો—ડિનીં નિયાણીં નેહસેં, બઇ લાઇ-લાભાઇ,
ધહુરા ધીવાનજો, સમું થેઓ જમાઇ.

ભાવાર્થ—પાદશાહે ફુલકુમારને પોતાની પુત્રી પ્રેમથી પરણાવી, અને બીજો પણ ઘણો લાભ આપ્યો. સમોકુમાર ધહુરા પાદશાહનો જમાઇ થયો.

ફુલકુમાર અને ફારક દાસીની સઘળી સ્થિતિ હવે પલટીજ ગઇ હતી. હવે તેઓ રાજમહાલયમાં રાજવંશીની માફક રજવાડી ઠાઠથી રહેવા લાગ્યાં હતાં. એમની ગરીબાઇ સૂર્યોદયથી ઝાકળ ઉડી જાય તેમ ઉડી ગઇ હતી. ફુલકુમાર હજુ ફારક દાસીને એક માના જેટલાજ માનથી નિહાળતો હતો. તેનો સઘળો સમય હવે આનંદ વૈભવમાં પસાર થતો હતો.

ફુલકુમારને અયશ-આરામમાં પડી ગએલો જોઇને એક દિવસ ફારક દાસીને તેને કંઇક ટકોર કરવાની ઇચ્છા થતાં તે બોલી:—

દુહો—ખેધીઆ ખેધ ન વિસરે, આરોડો સુડસાં,
સિંહાં લત્ત નં વિસરે, ડિનીં જે હરણાં.

ભાવાર્થ—વેરવાળો માણસ કદી પણ વેરને વીસારતો નથી. મરદને ગુણસંગ્રામ વીસરતો નથી. તેમ સિંહને હણે મારેની લાત તેને કદી પણ વીસરતી નથી

આનંદ—વૈભવની નિદ્રામાં ભાન ભૂલેલો કુલકુમાર ફારક દામીનાં ઉપરોક્ત વચનોથી સફાળો જાગૃત થઇ ગયો ધરણ વાઘેલા પાસેથી તેના પિતાનું વૈર વાળવા તેનું હૃદય હવે તલપાપડ બની રહ્યું તેના અંતરમાં "વૈર વૈર" એજ શબ્દનું ગુંજન ચાલવા લાગ્યું વૈરની ધુનમાં કુલકુમાર રાત્રિ-દિવસ ઉદાસ રહેવા લાગ્યો તેની ઉદાસીનું કારણ એક દિવસ તેની રાણીએ પૂછી જોયું. કુલકુમારે તેને પોતાની સઘળી હકીકત કહી સંભળાવી અને પિતાના વૈરનો બદલો લેવા કચ્છ તરફ જવાની પોતાની ઇચ્છા પણ વ્યક્ત કરી દીધી રાણીએ એ કાર્યમા પોતાની સંપૂર્ણ સંમતિ દર્શાવવાથી કુલકુમાર ઘલુરા પાદશાહની રજા લઇને કચ્છ પ્રતિ પ્રયાણ કરવાની તૈયારી કરવા લાગ્યો. ઘલુરા પાદશાહે તેને સારી પેઠે લાવ લશ્કર અને એક રાજવી જેટલી સાધન-સામગ્રી આપીને અત્યંત માનપૂર્વક વિદાય કર્યો

જતી વખતે ઘલુરા પાદશાહે પોતાની પુત્રીને કંઇક માગી લેવા જણાવ્યું. આ એક સુંદર તક હાથમા આવેલી જાણીને તેની ચાલાક પુત્રીએ સમસ્ત બાભણાસરમા શ્રીમંત અને કાર્યદક્ષ શાહુકારો અજો, અણગોર અને તેમની બેન બોલાડીની માગણી કરી પાદશાહને પોતાની પુત્રી પર અત્યંત પ્યાર હોવાથી, તેણે આ ત્રણે જણને કુલકુમાર સાથે મોકલાવ્યા

દુહો—અજો ને અણગોર, બોલાડી ભેણાર,
નિખેટી કરે નિગેઆ. માડાણી સેણાર.

ભાવાર્થ—અજો, અણગોર અને તેમની બેન બોલાડી એ સગાં કુલ માડાણી સાથે ચાલવા લાગ્યા

દુહો—અણગોર ડિનાં ડેજમેં, અજો ડિનાં ઇવિ,
કુલ વલુરા ધીય, કાયે આયા કચ્છમેં.

ભાવાર્થ—પાદશાહે અજો અને અણગોર દાયજામા આપ્યા અને ત્યાંથી ચાલીને મધરાં કચ્છમાં આવી પહોંચ્યા

## ( ૩ )
## વેરની વસુલાત.

કુલકુમાર પોતાના સઘળા રસાલા સાથે કચ્છ બન્નીમાં આવ્યો. અહીં બન્નીની વટમાં આવેલા એક ડુંગર પર એક સારૂં સ્થાન જોઇને, તે સઘળા ત્યાં નિવાસ કરવા લાગ્યા. આ ડુંગર કિલ્લો બંધાવવા લાયક હોવાથી કુલકુમારે પોતાની એ ઇચ્છા અજા અને અણુગોરની બેન બોલાડી પાસે વ્યક્ત કરી. કુલકુમારની આ યોજના સૌને વાસ્તવિક જણાતાં તે ડુંગર પર કિલ્લો બંધાવવાનો સૌએ ઠરાવ કર્યો. અને બોલાડીએ તરતજ કિલ્લો ચણાવવાનું કાર્ય ચાલુ કરી દીધું. કિલ્લો તૈયાર થઇ રહેતાં તેનું નામ બોલાડીના નામપરથી 'બોલાડીગઢ' રાખવામાં આવ્યું. અને ફારકદાસીની સ્વામિભક્તિની યાદગીરીમાં 'ઝીકડી' નામનું ગામ વસાવવામાં આવ્યું. કારણ કે તેણે સિંધ-બાંભણાસરમાં પોતાનું નામ 'ઝીકડી' રાખેલું હતું.

દુહો—ગઢ બોલાડી અડેઓ, પાય ડુંગરમેં પેર,
વઇ ફુલ વિચમેં, કરે ધરણસેં વેર.

ભાવાર્થ—ફુલકુમારે ડુંગરમાં બોલાડીગઢ બંધાવ્યો, અને ત્યાં બેસી તે ધરણ વાઘેલા સાથે વેર કરવા લાગ્યો.

કુલકુમારે કંથકોટમાં બેઠેલા ધરણ વાઘેલાને કહેવડાવ્યું, કે 'મારા પિતા સાડનો તમે છળ કપટથી ઘાત કર્યો છે, તો હવે તૈયાર રહેજો અમારૂં લશ્કર તરતજ તમારી ખબર લેવાને આવે છે.'

ફુલનો સંદેશો સાંભળીને ધરણ વાઘેલાને ભય પેઠો. ફુલની પાછળ રહેલું પાદશાહી જંગી પીઠબળ ધરણ વાઘેલાના લક્ષ બહાર ન હતું. તેણે વિચાર્યું, કે હવે ફુલથી વેર કરવામાં તે જરા પણ ફાવી શકે તેમ નથી. આ કારણથી તેણે ફુલના લશ્કરનો સામનો કરવાને બદલે તેને કંથકોટના કિલ્લાનો કબજો સોંપી દેવાની અને વિશેષમાં પોતાની પુત્રી તેને પરણાવવાની ઇચ્છા દર્શાવી.

ધરણ વાઘેલાને આમ તદ્દન નમી પડેલો જોઇને, ફુલનો ક્રોધ જરા શાન્ત થયો તે તરતજ કંથકોટ આવી પહોંચ્યો અને સઘળો કબજો પોતાના હાથમાં લઇ, જામની પદવી ધારણ કરી રાજ્ય-તખ્ત

પર બેઠો. ત્યારપછી ધરણ વાઘેલાએ પોતાના વચન મુજબ પોતાની પુત્રી પણ ફુલ જામને પરણાવી.

દુહો—વિઓ ડિનેં વેરમેં, વાઘેલે વરડાઈ,
ઊ બાઈયેંમેં થઈ બાઈ, વિઠી વાઘેલી વિચમેં.

ભાવાર્થ—ધરણ વાઘેલાએ વેર ટાળવાને પોતાની પુત્રી જામફુલને પરણાવી. અને તે જામફુલની રાણી તરીકે રહેવા લાગી.

કંથકોટના કિલ્લાનો કબજો જામફુલને સોંપીને ધરણ વાઘેલો પોતાને મૂળ ગામ ગેડીમાં રહેવા લાગ્યો હતો. તેનું અને જામફુલનું વેર દેખીતી રીતે સંધાયા છતાં આ બંને જણનાં અંતર હજુ વૈર-વૃત્તિથી તદ્દન મુક્ત થયાં ન હતાં.

ધરણ વાઘેલાની પુત્રી ચોપાટબાજીમાં અત્યંત કુશળ હતી. આથી જ્યારે જ્યારે જામફુલ તેના મહેલે આવતો, ત્યારે ત્યારે તેની સાથે ચોપાટનો ખેલ જરૂર ખેલતો. ધરણ વાઘેલાએ ફુલજામના પિતા સાડને મારી નાખેલો હોવાથી, પાસા ઢાળતી વખતે વાઘેલી રાણી બોલતી; કે 'ઢળ પાસા, જેમ ધરણના ઢળ્યા.'

વાઘેલી રાણીનાં આ વચનો ફુલજામના હૃદયમાં હંમેશાં તીરની પેઠે ભોંકાતાં. તે પોતાના પિતાનું વેર વાળવાની અને વાઘેલી રાણીનું ગુમાન ઉતારવાની તક શોધવા લાગ્યો.

ધરણ વાઘેલો એક મહાન શિવભક્ત હતો. તે દરરોજ શિવ-સેવા અર્થે ગેડીથી શીકારા ગામે કાકેશ્વર મહાદેવ પર આવતો. આ વાત જામફુલના લક્ષમાં હોવાથી તે ઘણીવાર ધરણ વાઘેલાનો રસ્તો રોકી ઉભતો. પરંતુ ધરણ વાઘેલાનો ઘોડો 'રત્નાકર' પંખીની પેઠે ઉડતો જતો હોવાથી, ફુલજામની હામ મનની મનમાંજ રહી જતી.

એક વખત જામ ફુલે ધરણ વાઘેલાના અશ્વ રત્નાકરને લલ-ચાવવા માટે એક નવો નુસ્ખો અજમાવ્યો. ધરણ વાઘેલાના રસ્તા-પર આવેલી એક ઝાડી પાસે તેણે કેટલીક ઓઠાણે આવેલી ઘોડી-ઓને ચરતી મૂકી દીધી.

જ્યારે ધરણ વાઘેલો પોતાના નિત્ય નિયમ અનુસાર રત્નાકર

અશ્વને પૂરપાટ દોડાવતો ચાલ્યો આવતો નજરે પડ્યો, ત્યારે ફુલ જામ પોતાના માણસો સાથે ઝાડીમાં છુપાઇ ગયો.

ઘોડીઓને છૂટી ચરતી જોતાંજ ધરણ વાઘેલાનો પાણીપંથો અશ્વ આજ એકદમ અટકી ગયો. ધરણ વાઘેલાએ તેને ચલાવવાને કેટલાએ ઉપાય લીધા, પરંતુ હઠે ચડેલા અશ્વની હઠીલાઇએ આજ તેને હરાવ્યો માત્ર એકજ ઇશારતમાં તેના મનનો આશય સમજી જનાર અશ્વ આજ નફ્ટ બન્યો હતો. તેને આગળ ચલાવવાના વાઘેલા રાજાના સઘળા ઇલાજ આજ નિષ્ફળ નીવડ્યા.

એટલામાં ઝાડીમાંથી બહાર નીકળી આવેલા જામ ફુલ અને તેના સંગાથીઓ પર વાઘેલાની દૃષ્ટિ પડી. તેના અશ્વ રત્નાકરને લલચાવવાને આ એક કાવત્રુંજ રચવામાં આવેલું હતું, એમ તે હવે સમજી ગયો. તેણે ઘોડાને ખેંચી જવાને પોતાની સઘળી શકિત ખરચી નાખી, છતાં ઘોડાએ તો જાણે આગળ વધવાના સોગનજ લીધા હોય, તેમ તે એક ડગલું પણ ત્યાંથી આગળ વધ્યો નહિ. ધરણ વાઘેલાને પોતાનું મૃત્યુ નજદીકમાંજ દેખાયું. આખરે તે હતાશ થઇને બોલ્યો, કે "રત્નાકરને ગમ્યું તે વાઘેલાને વીશ વાર." *

એટલામાં ફુલજામ પોતાના માણસો સાથે આવી પહોંચ્યો. તેણે ધરણ વાઘેલાને જીવતોજ પકડી લેવાનો પોતાના માણસોને હુકમ કીધેલો હોવાથી તેમણે તેને ચારે બાજુથી ઘેરી લઇને જીવતો પકડી લીધો.

દુહો—શિવ-સેવા-લા સીકરે, અચે વાઘેલો નિત્ત,
ફુલ સાડ વારેઓ, ધરણ મારેઓ તિત્ત.

ભાવાર્થ—ધરણ વાઘેલો શિવ-સેવા અર્થે દરરોજ શીકરે આવતો, ત્યાં તેને મારીને જામ ફુલે પોતાના પિતા સાડનું વેર વાળ્યું.

જામ ફુલે ધરણ વાઘેલાના શરીર પર એક પણ ઘા ન કરતાં ફાંસીએ ચડાવીને તેના પ્રાણ લીધા. ત્યારપછી ફુલજામે તેના શરીરપરથી સઘળી ચામડી ઉતરાવી, તેના મ્હોં પરનો તમામ ભાગ તથા તેના મસ્તકપરના બાલ સલામત રાખીને તેનો એક ચાકળો તૈયાર કરાવી લીધો.

* આ કહેવત આજ પણ કચ્છમાં પ્રસંગ આવતાં બોલાય છે.

જ્યારે વાઘેલી રાણીના મહેલે જવાનો દિવસ આવ્યો, ત્યારે ફુલજામે આ ચાકળો પોતાની સાથે લઇ લીધો, અને લાગ જોઇને તેને રાણીની ચોપાટ રમવાની બેઠક નીચે મૂકી દીધો

ચોપાટ ખેલવાનો સમય થતાં રાજા-રાણીએ બાજીની શરૂઆત કરી પોતપોતાના દાવ બને જણ કાળજીપૂર્વક ખેલવા લાગ્યા રમત જ્યારે રસાકસીવાળી થઇ, અને ખરા રંગમાં આવી, ત્યારે અમુક દાની ખાસ જરૂર પડતા, વાઘેલી રાણી પાસા નાખતી વખતે પોતાના હમેશના રિવાજ મુજબ બોલી ઊઠી, કે "ઢળ પાસા, જેમ ધરણના ઢળ્યા "

દુહો—વઈ ચાકરે સિર ચડી, વિઠી રમે રાંધ,
જિકા ગાલ માંધ, મે સમેં સભારઈ.

ભાવાર્થ—પિતાના મસ્તકપર બેસીને વાઘેલી રાણી ચોપાટ ખેલતી હતી, ત્યારે ફુલજામે પ્રથમની વાત યાદ કરીને રાણીને કહી.

વાઘેલી રાણીના મુખમાંથી "ઢળ પાસા જેમ ધરણના ઢળ્યા." એવા શબ્દો બહાર પડતાજ ફુલજામને જોઇતી તક આવી મળી. તે બોલ્યો, રાણી, ધરણના પાસા કેવા ઢળ્યા છે, તે જોવુ હોય, તો જરા ઊઠો, હું તમને હમણાજ તે બતાવુ.

જામના મુખમાથી આજ જુદાજ શબ્દો બહાર પડવાથી વાઘેલી રાણીને સદેહ પડ્યો, કે આજ જરૂર કાંઇ નવાજુની હોવી જોઇએ. તે તરતજ ઉભી થઈ ગઇ જામ ફુલે તેના આસન તળેથી ધરણ વાઘેલાની ચામડીનો ચાકળો બહાર કાઢ્યો. વાઘેલા રાજાની એજ વાંકડી મૂછો, એજ લાંબા બાલ અને એજ મૂર્તિ જોઇને રાણીએ તેને તેજ ક્ષણે ઓળખી લીધો રાજપૂતાણીનુ હૃદય આવી ભયકર મશ્કરી સહન કરવાને તૈયાર ન હતુ. તેનું લોહી એકદમ ઉકળી ઉઠ્યુ. રાણીનું સઘળું સ્વરૂપ તેજ ક્ષણે જાણે પલટાઇ ગયું તે વિકાળ વાઘણ સમાન બની ગઇ તે ક્રોધાયમાન સ્વરે ફુલજામને કહેવા લાગી, કે "તમે મારા પિતાનો ઘાત કર્યો, તે તો એક જુદી વાત છે, પણ તેના મૃત શરીર પર બેસાડવાની મારી ક્રૂર મશ્કરી કરી, માટે હું હવે જગતમા જરાવાર પણ જીવવા માગતી નથી."

આજી પલટી ગએલી જોઇને હવે જામ ફુલ પણ વિચારમાં પડ્યો. એટલામાં તેને એક નવો માર્ગ સૂઝી આવવાથી તે બોલ્યો, "રાણી સંસાર પરથી તમારૂં મન કદાચ ઊઠી ગયું હશે, પણ તમારા પેટમાં ગર્ભ હોવાથી, પ્રસુતિનો સમય આવતાં લગી તમે અકાળ મૃત્યુને વહોરી શકો તેમ નથી."

વાઘેલી રાણીના પેટમાં પુરા દહાડાનો ગર્ભ હતો. છતાં તેનો નિશ્ચય તો મેરૂ સમાન અડગ હતો. તેણે તરતજ કટારી ખેંચી લીધી. અને ગર્ભને જરા પણ આંચ ન આવે એવી રીતે તેણે પોતાનું પેટ ચીરી નાખ્યું અને ગર્ભને બહાર કાઢ્યો.

ફુલજામ ફાટી આંખે આ દૃશ્ય જોઈ રહ્યો. તેને વિચાર થયો, કે આવું પગલું ન લીધું હોત તો વધારે સારૂં હતું. પરંતુ હવે તો થયું તે ન થયું થનાર ન હતું. રક્તના ખાબોચીઆમાં તરતી રાણી હવે બચી શકે તેમ ન હતી.

દુહો—ખણી ચાકરો હથ કરે, રાણી ઉખાડે,
હણી કટારો પેટમેં, ઘાહો કઢી ડિને.

ભાવાર્થ—ફુલજામે ધરણ વાઘેલાની ચામડીનો ચાકજો રાણીને બતાવ્યો, અને રાણીએ પોતાના પેટમાં કટાર મારીને ઘાહો કુંવર કહાડી આપ્યો.

રાણીએ પોતાના પેટમાં કટારીનો ઘા કરીને કુંવરને કહાડેલો હોવાથી તેનું નામ ઘાહો કુમાર રાખવામાં આવ્યું.

---

(૪)

## સોનલ પરી.

કચ્છ-પ્રદેશના પાવર અગણામાં વિકીયો સંગાર અને કુકડર રબારી નામના બે મિત્રો એક વખત પોતાની આથો જંગલમાં ચારી રહ્યા હતા. સમય બરાબર મધ્યાહ્નનો હતો. આસપાસ સઘળું શાન્ત હતું. તે વખતે આ ઉભય મિત્રોના કર્ણપટ ઉપર કોઈ સ્ત્રીના રૂદનનો ધ્વનિ અથડાયો. તે સાંભળીને આ બંને જણએ સ્વર ક્યાંથી આવે છે, તેની તપાસ કરવા લાગ્યા. તરતજ

તેમને જણાયું, કે તેમનાથી થોડે દૂર આવેલા ભૂતનાથ મહાદેવના શિવાલયમાંથી, એ આક્રંદનો સ્વર આવી રહ્યો છે. બંને જણ શિવાલયમાં દાખલ થયા. ત્યાં તેમની દૃષ્ટિ સ્વરૂપના અંબાર સમી એક નવયૌવના યુવતિ પર પડી આવું અલૌકિક સ્વરૂપ તેમણે આજ લગી ક્યારે જોયું ન હતું આ મૃત્યુલોકની સ્ત્રી છે, કે કોઇ સ્વર્ગની અપ્સરા છે, તેનો નિર્ણય તેઓ કરી શક્યા નહિ. તેઓ હિંમત ધરીને આગળ આવ્યા, અને પેલી સ્ત્રીને પૂછી જોયું, તો તેમને જણાયું, કે તે કોઇ મામુલી સ્ત્રી નહિ, પણ ઇન્દ્રના દરબારની અપ્સરા છે, અને શાપિત થવાથી મૃત્યુલોકમાં આવી છે. આ સાંભળીને એ બંને જણને અત્યંત નવાઇ લાગી. તેમણે તે સ્ત્રીને પોતાની સાથે ચાલવા કહ્યું.

યુવતિનું નામ સોનલ હતું. સોનલનું અથાગ સ્વરૂપ જોઇને આ ભૂત જેવા ભરવાડ જાણે ખરેખર ભૂત બની ગયા હતા. તેમાં પણ વિકીયો સંગાર તો સોનલના સ્વરૂપમાં એવો ગાંડાતૂર બની ગયો, કે તેણે સોનલનો કબજો પોતે મેળવવાને પોતાની સઘળી આથ કુડધર રબારીને સોંપી દીધી. પરંતુ રાત્રિ પડતાં તે તેની પાસે ગયો, તો સોનલને બદલે એક વિકાળ સિંહ તેના જોવામાં આવ્યો. બિચારો મૂર્ખપ્રેમી આમ કેટલાએ દિવસ નિરાશ થઇને પાછો ફર્યો આખરે તેણે પોતાની આથ કુડધર રબારી પાસેથી પાછી લીધી અને તેના બદલામા સોનલની સુપરત તેને કરી કુડધર રબારીએ સોનલને પોતાને ત્યાં પુત્રી પ્રમાણે રાખી, અને સોનલ તેની આથનું સઘળું કામકાજ કરવા લાગી.

એક વખત આ કુડધર રબારીની આથ ચાલતાં ચાલતાં જામ ફુલના ભોલાડીગઢની પાડોશમાં આવી પહોંચી એક દિવસ મસ્તક પર દૂધનાં મટકાં લઇ, હાથમાં દશ બે સોને દોરતી સોનલ જામ ફુલના રાજમહાલય પાસેથી પસાર થતી હતી પરંતુ રસ્તામા બે મજબૂત બાંધાના જમ જેવા પાડા લડી રહેલા હોવાથી, લોકોની આવજાનો રસ્તો તદ્દન બંધ થઇ ગયો હતો આ પાડાઓ વચ્ચેથી જવાની કોઇની હિંમત ન ચાલતાં રસ્તાની બંને તરફ લોકોની ઠઠ જામી ગઇ હતી.

આ વખતે આ દૃશ્ય જામ ફુલ પોતે પોતાના રાજ્ય-મહા-

લયના ઝરૂખામાં બેઠાબેઠા જોઇ રહ્યો હતો. અન્ય લોકો દૂર ઉભા હ્યા હતા, પરંતુ સોનલને હિંમતથી આગળ વધતી જોઇને, જામ કુલને અત્યંત નવાઇ લાગી એ સ્ત્રી આગળ આવીને શું કરે છે, તેનું તે ઉત્કંઠિત અંતરે નિરીક્ષણ કરવા લાગ્યો

સોનલ તો નિર્ભયપણે શિર પરનાં મટકાં સાથે મહિષીઓને દોરતી આગળ ને આગળ ચાલી આવતી હતી જ્યારે તે પેલા પાડાઓની છેક નજદીકમાં આવી, ત્યારે ભેંસોનાં દોરડાં પોતાના પગ નીચે દબાવીને દરેક પાડાને એકેક એવી થપ્પડ લગાવી, કે તેમનો સઘળો મદ ઉતરી ગયો. પાડાઓનો લડાયક જુસ્સો સોનલની એકજ થપ્પડમાં જાણે ક્યાંએ ઉડી ગયો ! તેમની સઘળી સાન ઠેકાણે આવી ગઇ મદમસ્ત પાડા ગરીબ બકરી જેવા બની જઇને પોતપોતાને રસ્તે પડી ગયા અને સોનલ પણ આડું અવળું ક્યાંએ જોયા વગર આગળ વધવા લાગી

આ અપૂર્વ દેખાવ જામ કુલે નજરોનજર જોયો આવી અનુપમ સ્વરૂપવાન અને સામર્થ્યવાન સ્ત્રી તેણે આજ લગી એક પણ જોઇ ન હતી તેને સહસા વિચાર ઉદ્‌ભવ્યો, કે આવી અતૂલ સૌન્દર્યવતી અને શક્તિશાળી સ્ત્રીને પેટે જે કુમારનો જન્મ થાય, તે ખરેખર, એક મહાન પ્રતાપી અને પરાક્રમી નીવડે આથી જામ કુલે આ સ્ત્રીની તપાસ ચલાવી તે કુડધર રબારી પાસે ઉછરેલી એક અપ્સરા છે, એમ જાણી, તેણે કુડધર રબારીને ત્યા સોનલ માટે પોતાનું માગું મોકલાવ્યું.

જામનું માગું કુડધર રબારી પાછું ઠેલી શકે તેમ ન હતું. વળી સોનલ પોતે પણ જામકુલને વરવામાં નારાજ ન હોતા, કુડધર રબારીએ જામની માગણીનો સ્વીકાર કર્યો થોડાજ સમયમાં અત્યત ધામધૂમથી સોનલનાં લગ્ન જામ કૂલ જોડે કરવામાં આવ્યાં.

દુહો—વિકીયે કુડધર વનમેં, લધી ઇંદ્રિ-પરી,
સોગાયત મારી, અચી પરણાઇ કુલ કે.

ભાવાર્થ—વિકીયા અને કુડધરને જંગલમા એક ઇંદ્ર-પરીની પ્રાપ્તિ થઇ. આ ઉતમ સોગાયત રૂપ સોનલને તેમણે જામ કુલ સાથે પરણાવી.

જામ ફુલ પોતાનો સમય સોનલ અપ્સરાના સહવાસમાં અત્યંત અયશ-આરામમાં નિર્ગમન કરી રહ્યો હતો. તે સોનલના પ્રેમપાશમાં એટલો મુગ્ધ બની ગયો હતો, કે તેને રાત દિવસનું ભાન રહ્યું ન હતું. કેટલોક સમય આ રીતે આનંદ-વૈભવમાં વ્યતીત થવા પછી એક દિવસ સિંધ-બાંભણાસરથી ધણુરા પાદશાહનો હુકમ આવતાં, ફુલજામ પોતાની રાજ્ય-વ્યવસ્થાનો સઘળો બંદોબસ્ત કરીને, સિંધ-બાંભણાસર તરફ ચાલતો થયો.

---

## ( ૫ )

## લાખાકુમારનો જન્મ.

જામ ફુલની બાંભણાસર તરફ વિદાય પછી એક દિવસ સોનલને મીઠા મહેરામણમાં[1] નાહવા જવાની ઇચ્છા થતાં, તે પોતાની ત્રણ દાસીઓ સંગાથે પ્રભાતના સમયે મીઠા મહેરામણ પર ગઇ. ત્યાં તે નહાઇ ધોઇને સૂર્યભગવાનને અર્ઘ્ય આપવા લાગી. એટલામાં મીઠા મહેરામણના પ્રવાહમાં એક અલૌકિક પુષ્પ તણાતું આવતું તેની દૃષ્ટિએ પડયું. પુષ્પ પાસે આવી પહોંચતાંજ સોનલે તે ઉપાડી લીધું, અને તેને સૂંઘવા લાગી.

સોનલના હસ્તમાં એક અજાયબ તરેહનું ફૂલ જોઇને તેની ત્રણે દાસીઓ પણ તેની પાસે આવી પહોંચી. અને તેમણે પણ એક પછી એક આ પુષ્પની સુગંધ લીધી.

દુહો—મથો ધોઇ મેટ, ઉભી સુરજ સામઇ;
સભું પઇરેઓ પેટ, સોનલ ફુલ સુંધેઓ.

ભાવાર્થ—મેટથી મસ્તક ધોઇને સોનલ સુરજ સામે ઉભી, ફુલને સૂંઘવા લાગી. તેજ દિવસથી કુમાર લાખો તેના ઉદરમાં રહેવા પામ્યો.

---

[1] સિંધુ નદીનો પ્રવાહ એ સમયમાં કચ્છના રણમાં આવીને અરબી સમુદ્રમાં જતો હતો. સિંધુ નદીને કચ્છ અને સિંધના કેટલાક ભાગમાં મીઠા મહેરામણ અથવા "મિઠા મેરાણ" ના નામથી ઓળખવામાં આવે છે.

દુહો—સોનલ ફુલ સુંઘીઓ, પોય ખવાસણ ખધો,
કુમણી ખણી હથ કીઓ, સે લાલઈ સુંઘીઓ.

ભાવાર્થ—જે ફૂલ સોનલે સૂંઘ્યું, તે તેની ખવાસણ લખીએ સૂંઘ્યું. ત્યાર પછી તે ફૂલ રામસરી કુમણીએ પોતાના હાથમાં લઇને સૂંઘ્યું. અને પછી લાલઇએ સૂંઘ્યું.

આમ આ પુષ્પને સૂંઘવાથી ચારે જણીઓને ગર્ભ રહ્યો. જામ ફુલના જનાનખાનામાં સોનલ સગર્ભા હોવાની ચર્ચા ચાલવા લાગી. બરાબર નવ માસ પુરા થયા બાદ આ ચારે જણીઓએ એકેજ દિવસે એકેક બાળકને જન્મ આપ્યો.

દુહો—સંવત નવ સુભ છૈંતરો, બીજ તિથી કાર્તક માસ,
તિણ દિન લાખો જનમીઓ, સુરજ જોત પ્રકાસ.

ભાવાર્થ—સંવત નવસેં છૌંતેરના કાર્તક સુદિ બીજના પ્રભાતમાં સૂર્યની જ્યોતિના પ્રકાશ સમાન લાખા કુમારનો જન્મ થયો.

દુહો—સોનલ લાખો જનમીઓ, લખીણ ધાણ જાઈ,
લાલઈ ખેંરે ખિલ થીઓ, રામસરી ઘર ડાઇ.

ભાવાર્થ—સોનલને ત્યાં લાખાકુમારનો જન્મ થયો. લખીને ત્યાં ધાણ નામે પુત્રીનો જન્મ થયો. લાલઇને ખિલ નામે પુત્ર જન્મ્યો. અને રામસરી કુમણીને ત્યાં ડાહી કુમણીનો જન્મ થયો.

દુહો—હથેં હથરીઉં, લાખે કન લોરીઆ,
ઇંદ્રા પુતરીઉં, લાખો લોડણ આવઈયું.

ભાવાર્થ—લાખાકુમારના અંગપર જાતજાતનાં ઘરેણાં પહેરાવવામાં આવ્યાં. અને ઇંદ્રની અપ્સરા જેવી સુંદરીઓ તેને હીંચોળવા લાગી.

દુહો—હીંડોરો ઓવન, પથરણ સે ફુલજા,
લાખે આભુખન, લોડીં જે કે અપછરૂં.

ભાવાર્થ—સુવર્ણનો જેનો હીંડોળો છે, અને જેની પુષ્પની પથારી છે, એવા અનેક આભૂષણ યુક્ત લાખાકુમારને જાણે અપ્સરાઓ હીંચોળવા લાગી.

દુહો—ફુલ પરહે પ્રીતસેં, પાતશા મોકલાએ,
સમું સાંભાએ, અચી બોલાડી ઉલથો.

ભાવાર્થ—ફુલ જામને પાદશાહે આદર-માનથી પાછો મોકલાવ્યો. અને ફુલ જામ પોતાના સઘળા રસાલાથી બોલાડી આવી પહોંચ્યો.

ફુલ જામ સોનલને મળવાને અતિ ઉમંગ ભેર બોલાડીગઢ પાછો આવ્યો પરંતુ જ્યારે તેણે સોનલને ત્યાં પુત્ર જન્મવાની વાત સાંભળી, ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ છતા ખરી વસ્તુ સ્થિતિ શું છે, તેનું જાતે નિરીક્ષણ કરવા તે સોનલના મહેલમાં આવ્યો. જામની ક્રોધાયમાન આંખ ચતુર સોનલ ઓળખી ગઇ હતી. તેણે જે હકીકત બની હતી, તે સઘળી સત્ય સ્વરૂપમાં જામ સમક્ષ નિવેદન કરી. અને પોતે તદ્દન નિર્દોષ છે એમ અત્યંત આજીજી પૂર્વક વીનવવા લાગી. સોનલનું નિર્મળ હૃદય તથા તેના ચહેરા પરની સત્ય નિષ્ઠા જોઇને ફુલ જામનો ક્રોધ કઇક ઓછો થયો. પરંતુ તેના મનનું પૂરેપૂરૂં સમાધાન થયું નહિ. આથી તેણે સોનલને કહ્યું, કે "આવી સ્થિતિમાં મારે તારાં સતીત્વ અને સત્ય નિષ્ઠાની સંપૂર્ણ કસોટી કરવી જોઇએ માટે જો તું સળગતી ચિત્તામાથી સહીસલામત બહાર નીકળી આવે, તોજ મારા મનનું સાચું સમાધાન થાય"

કસોટી ભયંકર હતી છતાં સોનલે તેનો સહર્ષ સ્વીકાર કર્યો. બીજેજ દિવસે ગામની પાદરે પંદર હાથ લાંબી ચેહ ખડકવામાં આવી, અને ભડભડ બળતા અગ્નિની જવાળાઓ આકાશમાં ઉંચે ઉંચે ઉછળવા લાગી સોનલ રાણીના સત્યની આજે પરીક્ષા થવાની છે એ વાત દરેક સ્થળે જાહેર કરેલી હોવાથી, લોકોનાં ટોળે ટોળાં આજ તે તરફ ઉલટયા હતાં સૌ કોઇ આજે ગંભીર વદને સોનલના સતીત્વની ભિન્નભિન્ન પ્રકારે ચર્ચા ચલાવી રહ્યા હતાં.

એટલામાં સોનલ પોતાના બાલકુમાર સાથે આવી પહોંચી. તે ચિત્તાની સન્મુખ ઉભી રહીને બોલવા લાગી

દુહો—કોરી સાડી મ બરે, અંડ મ લગે ધાગ,
લાખો હુવે ફુલ જો, ત સુરજ ભરજ સાખ.

ભાવાર્થ—મારી કોરી સાડી જરા પણ બળશો મા, અને અંગને

અગ્નિની આંચ પણ આવશો મા. જો લાખોકુમાર ફૂલનો જ હોય, તો હે સૂર્યદેવ ! તમે સાક્ષી પૂરજો.

સતિ સોનલ પોતાના સુકુમાર બાળકને કાખમાં લઇ, પરમાત્માનું નામ દઇને ભડકે બળતી આગમાં કૂદી પડી. સઘળા લોકોની મુખમુદ્રા પર દુઃખ, શોક અને ગાંભીર્યની છાયા છવાઇ ગઈ. કોઈ કંઇ કહેવા લાગ્યા, અને કોઇ કંઇ. કોઈ તેની દયા ખાવા લાગ્યા, અને કોઇ તેને જુઠી માનીને બળી ગએલી ધારવા લાગ્યા. પરંતુ થોડીજ વારમાં સૌની અજાયબી વચ્ચે સોનલ પોતાની સત્યતાના આધારે, પોતાના બાલપુત્ર સહિત, સળગી રહેલી ચેહમાંથી સહીસલામત બહાર આવીને ઉભી લોકોના અંતરમાંથી નીકળેલો એક હર્ષનો ધ્વનિ વાતાવરણને ગજાવી રહ્યો.

દુહો—અચી ઉભી ચરમે, પુતર ગિની પાણ,
સાડાણી સુજાણ, સીં ખણાય સચી કઈ.

ભાવાર્થ—સોનલ પોતાના બાળક સાથે, બળતી ચેહમાં આવીને ઉભી. સુજાણ જામ ફુલે તેની સત્યનિષ્ઠા આમ અગ્નિ-પરીક્ષાથી સાબીત કરી આપી.

જામ ફુલ અને સોનલ રાણી ત્યાંથી રથમાં બેસીને રાજ્ય મહાલયમાં આવ્યાં. સોનલ સમાન એક મહાન સતિ સ્ત્રીની બોલાડીના પાદરે આવી દુઃખદ કસોટી કરેલી હોવાથી, જામ ફુલ જ્યારેજ્યારે બોલાડીની પાદરે આવતો ત્યારેત્યારે તેનું હૃદય ઉકળી ઊઠતું. આ કારણથી તેને આખા બોલાડી ગામ પ્રત્યે અભાવ આવી ગયો.

એક દિવસ તેણે પોતાના મંગીઓ અજા અને અણગોરને બોલાવીને તેમની પાસે આ વાત રજુ કરી. અજો અને અણગોર હવે જામ ફુલ સાથે ખૂબ નિકટમા આવી ગએલા હોવાથી તેમણે જામની ઇચ્છા પારખી લીધી આથી એક બીજો ડુંગરી કિલ્લો તેમણે ચણાવવા માંડ્યો. આ કિલ્લો જ્યારે બંધાઇને તૈયાર થયો, ત્યારે તેનું નામ અણગોરના નામ પરથી અણગોરગઢ રાખવામા આવ્યું. ફુલ જામે ત્યાં એક શહેર વસાવ્યું અને પોતાની રાજ્યગાદી બોલાડી ગઢમાંથી બદલાવીને આ અણગોરગઢમાં રાખી. ત્યારથી જામ ફુલ પોતાના સઘળા કુટુંબ કબીલા સહીત ત્યાંજ રહેવા લાગ્યો.

## ( ૬ )

## દેશવટો.

વસંતઋતુનો સમય હતો. જામ ફુલના રંગ મહાલયમાં વસંતનો ઉત્સવ ઉજવાતો હતો. ચારે તરફથી કેસુડાના લાલ રંગની પીચકારીઓ છૂટી રહી હતી. આ સમયે રાજકુમાર લાખો પ્રભાતમાં દંતધાવન કરી રહ્યો હતો. એટલામાં તેની ઓરમાન ભાભીઓએ એકદમ હુમલો કરીને લાખાને રંગથી તરબોળ કરી દીધો. લાખોકુમાર શરમનો માર્યો, નીચું મસ્તક કરીને જેમ બેઠો હતો તેમનો તેમ શાન્ત બેસી રહ્યો.

જામ ફુલની પાંચ રાણીઓ હતી એક ધનુરા પાદશાહની પુત્રી, બીજી ધાણુ વાઘેલી, ત્રીજી ચાવડી, ચોથી સોઢી, અને પાંચમી સોનલ હતી. જામ ફુલની સોનલ પ્રત્યે અત્યંત પ્રીતિ હોવાથી, તેની ચાહના લાખાકુમાર પર ઘણી હતી. અન્ય રાણીઓના કુમારો લાખા જેવા તેજસ્વી ન હોવાથી તેઓ હંમેશાં લાખાકુમાર તરફ ઈર્ષાની નજરે નિહાળતી. લાખાનો પ્રતાપ, તેનું ઓજસ, અને તેની લોકપ્રિયતા જોઇને, સોઢી રાણીના હૃદયમાં તેલ રેડાતું. તે એમ માનતી હતી, કે જ્યાંસુધી લાખો અહીં હાજર છે, ત્યાંસુધી તેના કુમારો કદીપણ આગળ પડી શકવાના નથી. આથી તે કોઇને કોઇ પ્રકારે લાખાનો ઘાટ ઘડવા માગતી હતી પરંતુ ફુલજામનો લાખા પર અત્યંત પ્રેમ હોવાથી, તે પોતાની નેમમા ફાવી શકતી ન હતી.

આજની સુંદર તક એળે જવા ન દેવી, એમ વિચારી સોઢી રાણી લાખા પાસે આવી, અને કહેવા લાગી, કે "લાખાકુમાર! તમારી ભાભીઓ જ્યારે તમારા પર રંગ ઢોળે, ત્યારે તમારે પણ હુતાશનીનો ભાર ઉતારવા તેમના પર રંગ ઢાળવો જોઇએ." આમ કહીને તેણે એક રંગનો લોટો પણ લાખા પાસે મૂકી દીધો અને પોતે તરતજ ત્યાંથી ચાલી, કપડાં બદલાવી વહુઅરો સાથે મુખ છુપાવી ઉભી રહી

એકવાર ફરીથી લાખાકુમાર પર રંગ અને ગુલાલની વૃષ્ટિ ચલાવવામાં આવી. સોઢી રાણીની સૂચના અનુસાર લાખાએ પણ ભાભીઓને રંગથી નહવડાવી દીધી. ભાભીઓના ટોળામા મોઢું ઢાંકીને ઉભેલી સોઢી રાણી પણ લાખાના રંગનો ભોગ બની ગઇ.

સોઢી રાણી પર રંગ પડતાંજ તે લાખાકુમાર પર ક્રોધાયમાન બની ગઇ, અને તેની આવી બેઅદબી ભરેલી વર્તણુક માટે તેને ધમકાવવા લાગી. લાખાએ પોતાની સરતચૂક માટે ક્ષમા માગી. પરંતુ સોઢી રાણીનો ગુસ્સો તેથી લેશ પણ શાન્ત થયો નહિ. તેણે તરતજ ફુલ જામને દરબારમાંથી બોલાવી લીધો. અને લાખાની નિર્લજતાની ગાડાં ભરાય એટલી વાતો કીધી. તેનાં કપડાં રંગથી તરબોળ બની ગએલાં હોવાથી ફુલ જામને તેનાં વચનોમાં વિશ્વાસ બેઠો. "રાજા કાનના કાચા." એ નિયમ અનુસાર ફુલ જામનો લાખાકુમાર પરનો સઘળો પ્રેમ સત્વર ગુસ્સામાં ફેરવાઈ ગયો. જામ ફુલે લાખાકુમારને તેડાવી, તેનો એક પણ શબ્દ સાંભળ્યા વગર ક્રોધમાં ને ક્રોધમાં તેને એકદમ દેશપારીનો જહાંગીર હુકમ ફરમાવી દીધો.

પિતાને નિરર્થક ગુસ્સે થએલા જોઇને, લાખાનું અંતર ઉકળી ઊઠયું. પરંતુ તે પુરેપુરો પિતૃભક્ત હોવાથી, એકે શબ્દનો પણ ઉચ્ચાર કર્યા વગર ત્યાંથી ચાલી નીકળ્યો અને પિતા તરફથી પોતાને માટે આવેલો કાળો પોશાક ધારણ કરીને, પોતાના પ્રિય વતન કચ્છને છેલ્લા નમન કરી ત્યાંથી ચાલતો થયો. પરંતુ જતાં જતાં તેણે પ્રતિજ્ઞા લીધી, કે જે કોઇ જામફુલ અથવા ધાણુ વાઘેલી દેવ લોક પામ્યાના, કે શીણાય તળાવની* પાળ તૂટી ગયાના ખબર લાવશે તેનો હું પ્રથમ જ શિરચ્છેદ કરીશ.

આમ કદી પણ કચ્છમાં પાછા ન ફરવાનો નિશ્ચય કરીને, પિતાની આજ્ઞાનું પાલન કરવાને તે તત્કાળ કચ્છની સરહદ છોડી ગયો.

---

## ( ૭ )

## પુનરાગમન.

આ સમયે અણહીલપુર પાટણમાં સામંતસિંહ ચાવડો રાજ્ય ચલાવી રહ્યો હતો. પરંતુ તેના કેટલાક દુર્વ્યસનોને લઇને તેનું રાજ્ય તદ્દન બેહાલ સ્થિતિમાં આવી પડ્યું. પ્રજાના જાન-માલની સલામતી

* શીણાગ તળાવને લાખામાગર પણ કહે છે એ અંજારથી થોડે દૂર આવેલું છે.

હણાઈ જવા લાગી ચોર–ચકાર, લુટારા, અને બહારવટીઆઓનો ત્રાસ દિન પ્રતિદિન વધતો ચાલ્યો. આવા અત્યંત બારીક સમયમાંથી આ વખતે અણહીલપુર પાટણની પ્રજા પસાર થઈ રહી હતી. આ કટોકટીના પ્રસંગે તે પ્રજાનાં સદ્‌ભાગ્યે કચ્છનો કુમાર લાખો ફૂલાણી ત્યાં જઈ જઢ્યો લાખા જેવા એક મહાન્ પરાક્રમી અને પ્રતાપી વીરને અનાયાસે આવી ચડેલો જોઈને, સામંતસિંહ ચાવડાએ તેને પોતાની પાસે રહેવા આગ્રહ કર્યો. ચાવડા રાજના આગ્રહથી લાખાકુમારે ત્યાં રહીને, પોતાની અપૂર્વ વીરતા, અને કાર્યકુશળતાથી અણહીલપુર પાટણની વણસી ગએલી વ્યવસ્થામાં સુંદર પલટો આણ્યો. તેણે પોતાની કુનેહ અને કાબેલીયતથી અણહીલપુરની અશાન્ત પ્રજામાં શાન્તિનુ વાતાવરણ જમાવી દીધુ. લાખાકુમારની આ અતૂલ કુશળતાથી સામંતસિંહ ચાવડો તેના પર અત્યંત પ્રસન્ન થયો અને એ પ્રસન્નતાની નિશાનીમાં તેણે પોતાની પુત્રીનો હાથ લાખાકુમારના હાથમાં સોંપ્યો. લાખો પણ ત્યાંજ રહીને પોતાનો સમય સુખચેનમાં ગાળવા લાગ્યો.

લાખોકુમાર કચ્છ છોડી ગયા પછી કચ્છમાં ભારે પલટો આવી ગયો હતો. વરસાદ તો લાખાની વિદાયથી જાણે રીસાયોજ હોય, તેમ બીલકુલ બધજ થઈ ગયો હતો. પશુપાળકો પોતપોતાના પશુ–સમુદાયને લઈને કોઈ સિંધ તો કોઈ કાઠિયાવાડ એમ જુદા જુદા સ્થાને નીકળી ગયા હતા. અને જે પશુઓ બાકી રહ્યાં હતા તે તાવડામાં ધાણી ફૂટે, તેમ ટપોટપ પડવા લાગ્યાં. ખેડુતોની દુર્દશાનું તો પૂછવુંજ શું ? આમ લાખાના જવા પછી આખા કચ્છમાં ભયંકર દુષ્કાળે ત્રાસ બોલાવી દીધો. વળી જામફુલની રાણી ઘાણુ વાઘેલી પણ આજ સમયે પેટમાં કટારી મારી મૃત્યુ પામી. અને અધુરામાં પૂરૂં ફુલજામ પોતે પણ સ્વર્ગવાસી થયો. તેમજ લાખાસાગર પણ ધણીધોરી વગરનો થઇ પડતાં અત્યંત જીર્ણ હાલતમાં આવી ગયો. એક વખતનો ફૂલ્યો–ફાલ્યો કચ્છડો બેહાલ સ્થિતિમાં આવી પડ્યો. આખો દેશ ડામાડોળ થવા લાગ્યો.

હવે કચ્છની પ્રજાને લાખોકુમાર સાંભર્યો. “ લાખોકુમાર પાછો ફરે તોજ કચ્છની હાલત સુધરે, ” એવી લોક–વાણી ઠેર–ઠેર સંભળાવા લાગી. જામકુલના અન્ય કુમારોમાં તેજસ્વિતાનો અભાવ હોવાથી,

તેમનામાં પ્રજાને રાહત આપવાની શક્તિ હતી નહિ. આ કારણથી કચ્છી જનતા લાખાના નામનું રટન કરવા લાગી હતી. પરંતુ તેને બોલાવવા જવાની કોઇની હિંમત ચાલતી નહિ. કારણકે કચ્છની બેહાલ હાલતના સમાચાર જે તેને આપવા જાય, તેને સૌથી પ્રથમ ઠાર કરવાની તેની પ્રતિજ્ઞા હોવાથી, હાથે કરીને મૃત્યુમુખમાં હોમાવા તૈયાર કોણ થાય ?

કચ્છના આવા કપરા સમયમાં રામસરી કુમણીની પુત્રી ડાહી કુમણીએ લાખાકુમારને બોલાવી લાવવાનું બીડું ઝડપ્યું. ડાહી કુમણી પર લાખાને ઘણું હેત હતું. એટલુંજ નહિ, પરંતુ તે તેને એક બ્હેન જેટલા વહાલથી ચાહતો હતો. ડાહી કુમણી એક મહાચતુર બાલા હતી. અંગ પર વિભૂતી ચોળી, ભગવી કંથા ધારણ કરી, હાથમાં જંત્રી લઇને તે જોગણના વેશથી લાખાકુમારની શોધમાં નીકળી પડી. તેને બાલ્યાવસ્થાથીજ જંત્રી વગાડવાનો અત્યંત શોખ હોવાથી, તેએ કળામાં એટલી પ્રવીણ બની ગઇ હતી, કે આકાશનાં પંખીઓ પણ એની જંત્રીના મનમોહક અવાજપર થંભી જતાં. ડાહી કુમણી આમ ફરતી ફરતી છેક અણહીલપુર પાટણ સુધી આવી પહોંચી.

મધ્યરાત્રિનો સમય હતો. નિશાદેવીના પ્રગાઢ અંધકારનું સામ્રાજ્ય સર્વત્ર વ્યાપી રહ્યું હતું. વાતાવરણમાં આજે જાણે કંઇ અજબ જેવી શાન્તિ જામી ગઇ હતી. તમરાંનો તીણો અવાજ તો શું, પણ રાત્રિનો સમસમાટ પણ જાણે શમી ગયો હોય, એવી સુમસામ શાન્તિમાં અણહીલપુર પાટણની શેરીઓમાં એક યોગિનિ ભટકી રહી હતી. તેની ફાટફાટ થતી યુવાની ભગવા રંગના અંબ્બા વડે ઢંકાઇ ગઇ હતી. તેના મસ્તકપરના લાંબા કાળા બાલ તેની પીઠપર છૂટા છવાયા પથરાયલા હતા. તેની આંખોમાંથી આંસુની ધારાઓ ચાલી રહી હતી. હાથમાં જંત્રી લઇ જંત્રીના સ્વર સાથે પોતાનો કોમળ સૂર મિલાવીને આ પ્રેમઘેલી યોગિની બરાબર મધ્યરાત્રિના સમયે અણહીલપુર પાટણની શેરીઓ ગજાવી રહી હતી. એના દર્દપૂર્ણ અંતરથી નીકળતા કચ્છી ભાષાના હૃદયદ્રાવક દુહા અને સોરઠાના આલાપ અણહીલપુરની અંધકારઘેરી ભીંતો સાથે અથડાઇને આસપાસના વાતાવરણને કચ્છી સંગીતથી ઝણઝણાવી રહ્યા હતા.

શહેરની શેરીએ શેરી ખૂંદતી, આ ભગવાંવસ્ત્રધારી યોગિની આખરે કચ્છના કુમાર લાખાફૂલાણીના શયનગૃહ નીચે આવી પહોંચી. લાખો આ વખતે અણુહીલપુરની રાજ્ય-વ્યવસ્થાની તમામ ચિંતાઓથી પરવારી શાન્ત નિદ્રામાં પોઢેલો હતો. વહાલા વતનની મધુરી ભાષાના મનોહર રણકારથી તેની નિદ્રામાં એકાએક ભંગ પડ્યો. તે ઝબકીને જાગી ઊઠ્યો. આજ કેટલાએ દિવસે કાનપર પડેલી તેની વહાલી કચ્છી ભાષાના સંગીતનો મનોમુગ્ધ અવાજ તે કાન માંડીને સાંભળવા લાગ્યો. સંગીતનો હૃદયવેધક લલકાર એના અંતરને આરપાર વીંધવા લાગ્યો

દુહો—વર લાખા મૅરાણ, તોં વિણ કાછો કુવાયો,
મુરત ગિન સુજાણ, માહુએં પેઓ મામલો.

ભાવાર્થ—હે મીઠા મહેરામણ સમા લાખાકુમાર ! તું હવે પાછો ફર. તારા વગર આજ કચ્છડો કામાડો‌ગ થઈ રહ્યો છે. હે સુજાણ ! તુ સંભાળ લે ! આજ માણસો પર મામલો આવી પડયો છે.

સંગીતનો એકેક શબ્દ લાખાના અંતર પટપર કારી જખમ કરવા લાગ્યો તેનાં અંતર્ચક્ષુ આગળથી અનેકરંગી પડદાઓ ચિત્ર-પટની પેઠે એક પછી એક પસાર થવા લાગ્યા વિચારોની ઘટમાળમાં એનુ મન ચઢ.ઊતર થવા લાગ્યું. અવાજ પણ તેને પરિચિત જણાયો તેની શંકાઓ પળેપળે વધતી ચાલી તરતજ તે ગોખમાં ઉભો રહીને બોલવા લાગ્યો.

દુહો—મુંજા મંગણહાર, ભિની રાત ભુપુકેઆ,
કાં કુળીંડું કુવેઆ, કાં ડેમેં ડકાર.

ભાવાર્થ—મારા માગણહાર આજ અધારી રાત્રે દુઃખમય શબ્દોનો ઉચ્ચાર કરે છે માટે કાંતો તેમનું દુ ખી હૃદય કોઇએ દુભવ્યુ છે અથવા તો દેશમા દુષ્કાળ પડયો છે.

કચ્છધરાના પનોતા પુત્ર લાખાફૂલાણીનો અવાજ ચતુર ડાહી ડુમણી ઓળખી ગઈ તેણે કચ્છનો વૃત્તાંત યુક્તિપૂર્વક જણાવવા માંડ્યો.

દુહો—ભટ્ટી મધે ધાણ, ફુલ પસન વાડીએં,
વેઆ તાપો વાણ, સજણ ! સીણાય બનજા.

ભાવાર્થ—ધાણુ એટલે ધાણી તો માત્ર ભઠ્ઠી ઉપરજ રહેવા પામી છે. અર્થાત્ ધાણ વાયેલી ગરણુ પામી છે. વળી ફૂલ તો માત્ર વાડીઓમાંજ દેખાય છે. અર્થાત્ ફૂલજામનું પણ મૃત્યુ થયું છે. તેમ શીણાય તળાવના પણ તાણાવાણા જતા રહ્યા છે અર્થાત્ તે તૂટી ગએલું છે.

સેદી શબ્દોમાં ભરેલા આ ભયંકર સમાચાર સાંભળીને લાખાના હૃદયને એક મહાન્ આઘાત લાગ્યો. તેણે તરતજ ડાહીકુમણીને પોતાની પાસે બોલાવી લીધી. એકમેકની ઓળખાણુ પડી, અને ઉભયના હર્ષનો અવધિ થયો. પોતાના પ્રિય વતનના દુ:ખદ વર્તમાન શ્રવણુ કરીને લાખાનું હૃદય શોકસાગરમાં ડૂબી ગયું. થોડાજ સમયમાં કચ્છની સ્થિતિમાં આટલો પલટો આવી ગએલો જાણીને લાખાના અંતરમાં વૈરાગ્યની ભાવના જાગી ઊઠવાથી તે બોલ્યોઃ—

દુહો—લાખો ભણે સુભટ, હું પો જિનીં ન; માણુઆ,
ગણુઆ લખેં ડીંયડા, કાં બ્યારાં કાં અઠ.

એ સાંભળીને ડાહીકુમણી બોલીઃ—

દુહો—બ્યારાં અઠ મ જોય, ફૂલાણી ફેર ઘણું,
ઘડીએં ઘડીઆરા ફિરેં, ઘડીએં ગડથલ હોય.

ત્યારે લાખો ફરી બોલી ઊઠ્યોઃ—

દુહો—લાખો ભુલો લખ, ડાઇ ભુલી તું મત,
હિકડે અખ-ફરકડે, હુવે અનેરી ગત.

આમ વિવિધ પ્રકારની વતનની વાતોમાંજ રાત્રિનો શેષ સમય વ્યતીત થઇ ગયો. સવાર પડતાં પાટણપતિ સામંતસિંહ ચાવડાને પોતાના પ્રિય વતનની વિપત-કથાથી વાકેફ કરી, તેની રજા લઇને લાખોફૂલાણી મોટી સવારી સાથે ઘણાજ દમામથી સ્વદેશ તરફ પાછો ફર્યો. એનાં પ્રતાપી પગલાં પડતાંજ કચ્છની નિર્જળ જમીનમાં બારે મેઘ તૂટી પડ્યા. સુકાઇને વેરાન જેવી બની ગએલી કચ્છની ભૂમિ ફરી એકવાર લીલીકુંજાર બની ગઇ *

* કેટલાક એમ કહે છે કે લાખો અણહીલપુર પાટણમાં કાઠા રાજપૂતના ગુપ્ત નામથી રહ્યો હતો તેથી એના વંશવાળા આજે પણ કાઠા રાજપૂતના નામથી ઓળખાય છે.

ચાલતાં ચાલતાં 'સા' જંગલમાં એક નિર્જન સ્થળે આવી પહોંચ્યો. અહીં આવીને તેણે 'હાશ' નો એક ઉંડો શ્વાસ લીધો. તે વિચાર-મગ્ન બની જરાવાર સ્થિર ઉભો રહ્યો. તેના ચહેરા પર દુઃખ અને પશ્ચાત્તાપની લાગણીઓ સાફસાફ દષ્ટિગોચર થઇ રહી હતી. કોઇ અત્યંત ઉંડા વિચારમાં તે લીન થએલો જણાતો હતો થોડીવારે તે સાવધ થયો અને જંગલમાંથી લાકડાં એકઠાં કરીને તેનો એક મોટો ઢગલો ખડક્યો. થોડે દૂર ચૂનો પકવનારા લોકો ચૂનો પકવી રહ્યા હતા, તેમની પાસેથી દેવતા લાવીને તેણે તે લાકડાના ઢગલાને ચેતાવી દીધો ઝટવારમાં અગ્નિદેવ કોઇ ભૂખ્યા રાક્ષસની માફક સહસ્ર જીહ્‌વાઓ હલાવતો જાગૃત થયો, અને એક પ્રચંડ હોળી સળગી ઊઠી બહુવાર રાહ જોવડાવનાર પ્રિયમિત્રને જેમ કોઇ ભેટવા દોડે, તેમ 'સા' એક વાયાનક ભૂસ્કો મારીને, પોતાના અંતરમાં ઉદ્દભવેલી પેલી અપવિત્ર કલ્પનાનું પ્રાયશ્ચિત કરવા ધગધગતા અગ્નિમાં કૂદી પડ્યો

આ ભયંકર દશ્ય દૂરથી દોડતા આવતા 'લા' એ નજરોનજર નિહાળ્યું. પોતાના પ્રિયમિત્રને આમ અગ્નિમાં કૂદી પડતો જોઇને તેનું અંતર જાણે ચીરાવા લાગ્યું મિત્ર વિહોણુ જીવન એ તેને માટે એક અત્યંત દુઃખદાયક વસ્તુ હતી તે પણ તરતજ ત્યાં આવી પહોંચ્યો, અને મનમાં ને મનમાં પ્રભુ પ્રાર્થના કરીને, પોતાના વહાલા દોસ્તને યાદ કરી પોતે પણ એજ અગ્નિ-કુંડમાં ઝંપલાવી દીધું. સર્વભક્ષી અગ્નિદેવે એને પણ સદાને માટે પોતાની ગોદમા લઇ લીધો. આમ આ બને જણને ભડભડતા અગ્નિમા કૂદી પડેલા જોઇને ચૂનો પકવનાર લોકો પણ દોડી આવ્યા, અને આ અપૂર્વ આત્મ-ત્યાગ જોઇને આશ્ચર્યચકિત બની ગયા.

તેજ ક્ષણે દૂરથી બાલયોગિની સરખી દીસતી, સાક્ષાત્ જગદંબા સમાન 'લા'ની બ્હેન પણ એજ સ્થળે આવી પહોંચી આજુબાજુનું વાતાવરણ અવલોકતાજ આ ચાલાક બાળા સઘળી હકીકત પામી ગઇ. 'લા' અને 'સા' વગરનું જીવન તેને માટે હવે અસહ્ય હતુ. દીપકને જોઇને એક પતંગ જેમ દોટ મૂકે, તેવી દોટ મૂકીને આ પવિત્ર કુમારિકા પેલી રાક્ષસી ચિત્તા તરફ ધસવા લાગી. પરંતુ તે ચિત્તાની નજદીક આવી પહોચતાંજ પેલા લોકોએ

તેનો હાથ પકડી લીધો, અને આ બધી ઘટનાનું શું કારણ છે, તે તેને પૂછવા લાગ્યા, ત્યારે તે બોલી:—

દુહો—બધી મુઠ લખજી, ઉઘાડીઉં ત વા,
ગાલ કરીઆં કેંસે', જિત લા ન કો સા!

ભાવાર્થ—બાંધી મૂઠી લાખની છે, એને ઉઘાડતાં બધો ભેદ બહાર પડી જાય તેમ છે. જ્યાં લા કે સા કોઇ નથી ત્યાં વાત પણ કોની સાથે કરૂં?

આમ બોલતાંજ તે બાળા જાણે સત ચડયું હોય તેમ થરથર કંપવા લાગી. હવે આ યોગમાયાને રોકવાની પેલા લોકોની સઘળી હિંમત હણાઈ ગઇ. તરતજ તેમણે તેનો હાથ મૂકી દીધો, અને આ નાજુક વેલડી સરખી સુકુમાર કન્યા દારૂણ અગ્નિદેવના અંકમાં પોઢી ગઈ. સમસ્ત વનરાજિ જાણે આ ત્રિપુટીના અદ્દભુત આત્મ-ત્યાગ ઉપર રડી ઊડી.

આ અત્યંત કરૂણ દશ્ય જોઇને પાસે ઉભેલા પેલા લોકોની આંખોમાંથી પણ અશ્રુબિન્દુ ટપકવા લાગ્યાં તેઓ નિરાશ હૃદયે ધીમે પગલે ત્યાંથી ચાલતા થયા.

---

## ( ૨ )
## સુવર્ણ પુરસો.

આ ત્રણે પવિત્ર હૃદયી વ્યક્તિઓનું આત્મ-બલિદાન જેવું તેવું ન હતું. વર્ષાઋતુ આવતાં એમના શરીરની પવિત્ર ભસ્મ સાથે વર્ષાના સલિલનું મિશ્રણ થયું, અને એમાંથી એક વિલક્ષણ પ્રકારની અમરવેલી નામની વેલ ઉત્પન્ન થઇ. સાનુકુળ સંયોગો પ્રાપ્ત થતાં એ વેલી દિન પ્રતિદિન વૃદ્ધિંગત થતી ચાલી.

દુહો—ભદ્રાનગરી રાજીયા, લદ્રિયર લા ને સા,
સે બરેઆ નિંગારમેં, થઈ અમરવેલ પેદા,

ભાવાર્થ—ભદ્રાવતી નગરીના નવજવાન રાજવંશી લા અને સા નીંગાળ પાસે બળીને ભસ્મ થવાથી ત્યાં અમરવેલી ઉત્પન્ન થઇ.

## પ્રકરણ ૪ થું.

### જામ લાખો ફૂલાણી.

લાખા પુત્ર સમુદ્રકા, ફુલ ઘરે અવતાર,
પારેવા મોતી ચુગે, લાખારે દરબાર;
પલાણી હીરે જડી, સુરત પચાણી,[૧]
પશ્ચિમ હિંદકા પાતશા, લાખો ફૂલાણી.

(૧)

### લા અને સા.

પાંડવોને અશ્વમેધયજ્ઞાર્થે જ્યાંથી પંચકલ્યાણ અશ્વની પ્રાપ્તિ થઇ હતી, તે મહાભારતમાં વર્ણવેલી પુરાણી ભદ્રાવતીનગરી પર આજ પર્યંત અનેક કાળચક્રો ફરી વળ્યાં છે. જામ લાખા ફૂલાણીના સમયમાં આ ભદ્રાવતીનગરીમાં 'લા' અને 'સા' નામના બે પરમ મિત્રો થઇ ગયા. આ ઉભય જણ વચ્ચે ગાઢ મૈત્રી જામેલી હતી. એકબીજાને ન જુએ, ત્યાંસુધી કોઇને ચેન પડતું નહિ. એમનો પ્રેમ અજબ હતો.

એક દિવસ પ્રભાતના સમયે 'લા'ની બ્હેન સરિતા તટે પાણી ભરવા માટે ગઇ હતી. તે પાણી ભરીને પાછી ફરતી હતી, તે વખતે તેના પર 'સા' ની દૃષ્ટિ પડી. બાઇનું સૌન્દર્ય અદ્‌ભુત હતું. તેની હંસગતિ સમી આકર્ષક ચાલ અને મનમોહક છટાથી 'સા' મોહાંધ બન્યો. એ અપૂર્વ સૌન્દર્યશાળી મનોહર મુગ્ધાને જોઇને તે જાણે મંત્ર–મુગ્ધ બની ગયો. તેનું ચિત્ત ચકડોળે ચડ્યું. તેની સઘળી બુદ્ધિ જાણે બહેર મારી ગઇ. એ લાવણ્યવતી લલના તેના પરમ મિત્ર 'લા'ની બ્હેન છે, એટલું ઓળખવાની તેની શક્તિ

---

૧ પચાણી=ગિદ્ધ જેવી.

પણ તેને તજી ગઇ. તે આ ખૂબસુરત બાળાની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

એ મનોહર કન્યા જ્યારે પોતાના ઘરના દ્વારમાં દાખલ થઇ, ત્યારેજ 'સા' ને જ્ઞાન થયું, કે એ બાળા અન્ય કોઇ નહિ, પરંતુ તેના પરમ મિત્ર 'લા' ની બ્હેન છે. આવું ભાન આવતાંજ 'સા'ના હૃદય પર જાણે વીજળીનો આચકો લાગ્યો. તે પત્થરની મૂર્તિ પેઠે જડ જેવો બનીને ત્યાંજ સ્થિર થઇ ગયો.

'લા' ની બ્હેન ચકોર હતી. આજે 'સા' ની આવી હાલતથી તેને અત્યંત નવાઇ લાગી હતી થોડીવાર પછી જ્યારે તે પાછી બહાર આવી, ત્યારે દરવાજા પાસે જડવત્ ઉભેલા 'સા' પર ફરી તેની દૃષ્ટિ પડી. તેને જોઇ 'સા' પણ સફાળો પોતાની વિચાર-નિદ્રામાંથી જાગૃત થઇ ગયો તેનું હૃદય હવે તેને અનેક વીંછીઓની વેદનાથી ડંખી ઉઠ્યું. 'લા' ની બ્હેનની તેના પર દૃષ્ટિ પડતાંજ, તે અત્યંત શરમિન્દો બની ગયો; જમીન માર્ગ આપે, તો તેમાં પેસી જવા તે જાણે તલપાપડ બની ગયો. તેજ ક્ષણે તે ત્યાંથી પાછો ફર્યો, અને ત્વરિત ગતિથી ત્યાંથી પસાર થઇ ગયો. કોઇ અદૃષ્ટ આકર્ષણ જાણે તેને આકર્ષી રહ્યું હોય, તેમ તે ભદ્રાવતીનગરી બહાર નીકળીને જંગલને માર્ગે પ્રયાણ કરવા લાગ્યો.

ઘેર આવતાં જ્યારે 'લા' ને આ ઘટનાની જાણ થઇ, ત્યારે તેને પણ અત્યંત નવાઇ લાગી. તેને ધાસ્તી પેડી, કે 'સા' કોણ જાણે ક્યાં ચાલ્યો ગયો હશે! આથી તે પણ પોતાના પરમ મિત્રની શોધમાં તેના પગ લેતો લેતો આગળ ચાલવા લાગ્યો.

પોતાના ભાઇને 'સા' ની શોધમાં નીકળેલો જોઇને 'લા' ની બ્હેનનું હૃદય પણ પળેપળે અસ્વસ્થતા અનુભવવા લાગ્યું. તરતજ તે પણ આ બંને જણની પાછળ જવા તૈયાર થઇ. પૂછતી અને પગ લેતી, તે 'લા-સા' ના પંથે પરવરી ચૂકી.

સૌથી પહેલાં 'સા' હતો. તેને જાણે કોઇ નિશ્ચિત કલ્પના દોરી જતી હોય, તેમ તે ધસારાબંધ જંગલમાં ધસ્યો જતો હતો. તેની પાછળ 'લા,' અને તેની પછવાડે 'લા' ની બ્હેન, આમ આ ત્રણે વ્યક્તિઓ એક પછી એક વાયુવેગે કૂચ કરી રહી હતી

પુરો મેઘવાળ કરણુ દાતાર જેવો છે. માગણ લોકો માટે દાતારો પ્રભાત-માજ પાધરા થઇ જાય છે.

જામ ફુલના સાત કુમારોમાં સૌથી મોટો સાંધ હતો છતાં સૌ કોઇ પહેલી સલામ જામ લાખાની કરતા. ભાટચારણાદિ યાચક વર્ગ પણ એમ કહેતા કે.–

દુહો—વડેરે સાંધા, પૅલો લાખો ગાઇજે,
ડિનીં ડાત હથા, ઇ વડા અવની મથે.

ભાવાર્થ—પાટવી કુમાર સાંધ કરતાં પણ જામ લાખાની કીર્તિ પ્રથમ ગાવી જોઇએ. કારણકે આ જગતમા જે પોતાને હાથે દાન કરે છે તેજ મોટો ગણાય છે.

દુહો—મનાઇજા કેર થેઆ, લાખો ફુલ ફરા,
અઠૉય ઘર ઊજરા, ફૂલાણી કેઆ.

ભાવાર્થ—મનાઇના વંશના કહેર રજપૂત કહેવાયા, અને મોડના વંશમા ફુલનો કુમાર લાખો થયો. આમ સિંધપતિ જામ લાખા ધુરારાની આઠે પાખડીઓ જામ લાખા ફૂલાણીને લીધે ઉજ્જવળ થઈ.

જામ લાખાનો પ્રતાપ આમ દિન પ્રતિદિન ચંદ્રની વધતી કળાની પેઠે વધતો ચાલ્યો પરંતુ તેની આવી અનુપમ તેજસ્વિતા તેના ઓરમાન ભાઇઓથી સહન થઇ શકી નહિ. જામ લાખાનો પ્રતાપ અને પ્રભાવ તેમને ડગલે ડગલે ડખવા લાગ્યો આ ડંખે ઈર્ષાનું સ્વરૂપ પકડયું અને જામ લાખાના ઓરમાન ભાઇઓ તેની પાસેથી પોતપોતાનો ગ્રાસ મગાવાની માગણી કરવા લાગ્યા જામ લાખાને પોતાના બાહુબળ ઉપર અત્યંત શ્રદ્ધા હતી તેણે અણુગોરગઢ અને પાવર પ્રગણા સહિત સઘળો ગ્રાસ પોતાના છ ભાઈઓ, સાંધ, ઘાહો, સૂર, ચરડ, નીંઅ, તથા ખીંઅરા વચ્ચે વહેચી આપ્યો. આગળ જતાં જે નીંઅ હતો, તેણે પોતાના નામ પરથી નારાપો નામનું ગામ વસાવ્યું, અને ખીંઅરાએ ખીચસરો ગામ વસાવ્યું. તે સિવાય બીજા ચાર કુમારો અણુગોરગઢમાંજ રહેવા

જામ લાખો આમ અણુગોરગઢનો ત્યાગ કરીને પોતાના થોડા સરદારો સાથે આગળ ચાલવા લાગ્યો ચાલતાં ચાલતાં તે આજના કેરાકોટ પાસે આવ્યો આ સ્થાન તેને કિલ્લો બંધાવવા યોગ્ય જણાયાથી, તેમજ તે કચ્છના મધ્ય પ્રદેશમાં હોવાથી, તેણે ત્યાં એક મજબુત કિલ્લો તૈયાર કરાવ્યો. અહીં તેણે કેરાકોટ યાને કપિલકોટની[1] સ્થાપના કરીને ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું.

---

## (૪)

## ભાન તુમેરની ઉત્પતિ.

એક દિવસ જામ લાખા ફૂલાણીને પોતાના પૂર્વજોની ખ્યાતિ સાંભળવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. આ કારણથી તેણે તુમેર ચારણ સોમંગને બોલાવીને પૂછ્યું:—

દુહો—લાખે સોમંગ પુછીઓ, કો ડસોંધી દેખાડ,
પરીયા મું મિઠા લગેં, જી હીયે જે હાર.

ભાવાર્થ—જામ લાખાએ સોમંગને બોલાવીને પૂછ્યું. કે અમારા પૂર્વજો મને હૈયાના હાર જેવા વહાના લાગે છે, માટે તેમની ખ્યાતિ સંભળાવનાર કોઇ દશોંદી તું બતાવ.

આ સાંભળીને સોમંગ ચારણ બોલ્યોઃ—

દુહો—સમા! સાંમૈં-સિંધમેં, ઈ ઉમણાં સુણે ઉત્ત,
ત તું પરીયા પરૂડીએં, જ કોઠીયેં હિત્ત.

ભાવાર્થ—હે સમા સરદાર! તમારા પરીયાગતી સિંધ-નગરસમૈમા દુ:ખી હાલતમા હોવાનુ સંભળાય છે. જો તમે એ લોકોને અહીં બોલાવો, તો તમારા પૂર્વજોની ગુણ-ગાથા જરૂર સાભળી શકો

---

[1] આ સ્થળે એ વખતે કપિલ મુનિ નામના એક મહાત્મા તપ આચરી રહ્યા હોવાથી, એ કોટનું નામ મુનિના નામ પરથી કપિલકોટ પાડેલું હોવાનું કહેવાય છે.

આમ કેટલોક સમય વ્યતીત થઇ જવા પછી નીંગાળીઆને વિચાર થયો, કે આવી અપ્રાપ્ય વસ્તુની મને પ્રાપ્તિ તો થઇ, પરંતુ તેનો ખરેખરો સદુપયોગ મારાથી થઇ શકે તેમ નથી. આથી તેણે એ બાબતમાં તેના શેઠ માવલ ચારણની સલાહ લીધી. તેમણે બંનેએ નિશ્ચય કર્યો, કે આ અનુપમ વસ્તુ મહાન દાતાર કચ્છાધિપતિ જામ લાખા ફૂલાણીને સમર્પણ કરવી અને તેમ કરવા માટે નીંગાળીઆં રબારીએ એ સુવર્ણ–પુરસો તેના શેઠ માવલ ચારણને સુપરત કર્યો.

માવલ ચારણ અત્યંત સમૃદ્ધિશાળી હતો તેની પાસે આ સુવર્ણ–પુરસો આવી જતા, તેણે પણ તેનો ઉપયોગ કરવામા કચાશ રાખી નહિ આ માવલ ચારણે એક મહાન્ યજ્ઞનો આરંભ કર્યો. અને જે કાર્ય મહાન્ નૃપાળો પણ ન કરી શકે, તે તેણે એ સુવર્ણ પુરસાની સહાય વડે સંપૂર્ણ કર્યું આ યજ્ઞ એણે તેર માસ સુધી ચલાવ્યો, અને તે મુદ્દત દરમિઆન તેણે અપૂર્વ અન્નદાન કરીને પોતાનુ નામ યુગોયુગ પર્યંત અમર કર્યું. માવલ ચારણના અન્નદાનની પ્રશંસા કરતા આજ પણ ભાટચારણો કહે છે કે—

છપ્પો.

ચરૂ ચડાયા માવલે, ધરા બાધી ધમધમે,
ચરૂ ચડાયા માવલે, તાપે શેષ તલખ્ખે;
ચરૂ ચડાયા માવલે, ભયવા સાંયર ભજ્જે,
ચરૂ ચડાયા માવલે, માન મહીપત તજ્જે.
ચરૂ માવલે ચડાયા જેણે, રથ રવરાય રખ્ખિયો
માવલ સાબો એહવો, આભ ધુંવાડે ઢક્કિયો.

યજ્ઞનું કાર્ય સમાપ્ત થતા માવલ ચારણએ સુવર્ણ–પુરસો લઇને, કચ્છાધિપતિ જામ લાખા ફૂલાણીને તેની ભેટ ધરવા ભદ્રાવતી નગરીથી ચાલતો થયો

છ ભાટ લોકોના કથન મુજબ જામ લાખાએ નીંગાળીઆ રબારીના સ્મરણ આમ વસાવી તેનુ નામ નીંગાળ રાખેલ છે.

( ૩ )

## કેરાકોટની સ્થાપના.

જામ લાખો ફૂલાણી અણગોરગઢમાં પોતાનું રાજ્ય-તંત્ર ચલાવી રહ્યો હતો. તે એક અદ્વિતીય દાતાર હતો. વહેલી પ્રભાતથી સવાપ્રહર દિન ચડતાં લગી, તે ભાટચારણાદિ યાચક વર્ગને છૂટે હાથે દાન આપતો. આથી જામ લાખાની દાનવીરતાનો ડંકો દેશ વિદેશમાં ગાજવા લાગ્યો.

દુહો—પ્રથમ દાન પરભાતમેં, ડનણ પોય કરે,
લાખો લખ સુરજ સમું, મંગણહારે દે.

ભાવાર્થ—પ્રભાતમાં પ્રથમ દાન આપે, અને પછી દાતણ કરે, એવો લાખ સુરજ સમાન તેજસ્વી જામ લાખો માગણ વર્ગને દાન આપવા લાગ્યો.

જામ લાખાના સમયમાં અણગોર ગઢમાં કપુરો નામનો એક મેઘવાળ રહેતો હતો. આ મેઘવાળ પણ અત્યંત શ્રીમંત અને ઉદાર હતો. જામ લાખાના દાનવીર પણાએ આ કપુરા મેઘવાળને પણ દાતારીનો રંગ ચડાવ્યો. તેને પણ પોતાનું નામ જુગોજુગ પંકાય એવી આકાંક્ષા જાગી ઊઠી તેનો એવો નિયમ હતો, કે જામ લાખો જેને જેને ઘોડાનું દાન આપે, તેને પોતા તરફથી તે સજાઇનું દાન આપતો. જામ લાખો તો એક મહાન દાતાર હતો, તેથી તે દરરોજ સેંકડો ઘોડાઓ દાનમાં આપતો. અને આ કપુરો મેઘવાળ પણ એ દરેક ઘોડાને માટે સજાઇ તૈયાર કરાવી આપતો. તેણે આ કાર્યને માટે અનેક કારીગરોને રોકી લીધા હતા. આ કારીગરો દરરોજ સૈકડાબંધ સજાઇયો તૈયાર કરતા, અને કપુરો તે દાનમાં આપી દેતો. આથી કપુરા મેઘવાળની કીર્તિ પણ દેશ પરદેશમાં ગવાવા લાગી. ભાટ-ચારણો આ કપુરા મેઘવાળની પ્રશંસા કરતાં કહેવા લાગ્યાઃ—

દુહો—લાખો લખ સુરજ સમું, કપુરો કરણ,
મંગણહારેં જે મને, પ્રૌમેં દાતાર પધરા.

ભાવાર્થ—જામ લાખો લાખ સુરજ સમાન દાનવીર છે. અને ક-

આ વખતે ભદ્રાવતી નગરીમાં માવલ નામનો એક શ્રીમંત ચારણ રહેતો હતો. તેની પાસે ઊંટ, ઘોડા, ગાયો, ભેંસો, ઘેટાં, બકરાં ઇત્યાદિ પુષ્કળ પશુ-ધન હતું. નીંગાળીઓ નામનો એક રબારી આ માવલ ચારણનાં બકરાં ચારતો હતો નીંગાળીઆના વગમાં એક અત્યંત ઘરડી બકરી હતી. તે માંડ માંડ ચાલી શકતી હોવાથી, આખા ટોળાની પછવાડે ચાલતી. એ બકરી હવે ઘરડી થએલી હોતાં હવે વિઆય તેમ ન હોવાથી, નીંગાળીઓ રબારી પણ તેની બહુ દરકાર કરતો ન હતો. છતાં કુદરતની કૃપાએ આજ લગી આ ઘરડી બકરી વાઘ કે વરૂનો ભોગ થતાં બચી ગઇ હતી.

વર્ષાઋતુના એક દિવસે આ બકરી નીંગાળીઆના વગની પાછળ પાછળ મહા મુશ્કેલીએ ચાલી આવતી હતી. એટલામાં અચાનક તેની નજર પેલી અમરવેલી પર પડી. બકરીનું મન આ અમરવેલીનો આસ્વાદ લેવા લલચાયું. તરતજ તે પેલી વેલી પાસે પહોંચી જઇને તેનાં પાંદડાં કરડી ખાવા લાગી. આમ એ આખી અમરવેલડી આ નિર્દોષ પ્રાણીના ઉદરમાં સમાઈ ગઇ. અમરવેલી જેવી એક અદ્દભુત વસ્તુ આ બકરીના પેટમાં જતાંજ તે એકદમ જુવાન અને મજબુત બની ગઈ. તેનાં સુકાઇ ગએલાં આંચળ દૂધથી ઠસોઠસ ભરાઇ ગયાં. આથી આ બકરીબાઈ તો એકદમ ઉછળી નીકળ્યાં. તેનુ તો જાણે સ્વરૂપજ તદ્દન પલટાઈ ગયું. થોડીજ વારમાં આ બકરી નાચતી કૂદતી નીંગાળીઆના વગ પાસે પહોચી ગઇ. આ નવિન પ્રાણીને જોઇને નીંગાળીઆને પ્રથમ તો નવાઇ લાગી. પરંતુ એવાં જાનવરોની ત્રીજી પેઢીનાં બચ્ચાંને પણ ઓળખી કાઢવાનું જ્ઞાન ધરાવનારા ગોવાળીઆની શક્તિ નીંગાળીઆ રબારીમાંથી ઓસરી ગઈ ન હતી તેણે તરતજ આ બકરીને ઓળખી લીધી. પરંતુ તેના શરીરમાં આવો અજબ પલટો કેમ થઈ ગયો, તેનુ કારણ તે કળી શકયો નહિ બકરીનાં ફાટ ફાટ થતાં આંચળોમાંથી ઉભરાઇ જતું દૂધ જોઇને તે તેને દોહવા લાગ્યો. અને તરવજ એ બકરીનું શેડકઢું દૂધ નીંગાળીઓ રબારી ગટગટાવી ગયો. આ દૈવી દૂધ રબારીના ઉદરમાં જતાંજ તે પણ એક અલમસ્ત નવજવાન બની ગયો. ત્યારપછી આ બકરીનું દૂધ બને વખત એ પોતેજ પીવા લાગ્યો. એક દિવસ સવારમાં એ બકરીનું

દૂધ થોડું વધી પડવાથી તે તેણે આકડાનાં પાંદડાંના એક દડીઆમાં નાખીને તેને એક સર્પના રાફડા પાસે મૂકી દીધું. અને પોતે બકરાં ચારવાના પોતાના કાર્યમાં મશગુલ બની ગયો.

આ સમયે એવી ઘટના ઘટી, કે સાધુઓની એક મોટી જમાત હીંગળાજ પીરસીને પાછી ફરતાં એજ ઠેકાણેથી પસાર થતી હતી. એ જમાતમાં પણ પેલી બુઢ્ઢી બકરી જેવો એક અત્યંત ઘરડો અને વધારામાં કોઢીઓ સાધુ સૌથી પાછળ ધીમેધીમે ચાલ્યો આવતો હતો. શારીરિક વ્યાધિને લીધે તેને પોતાના જીવન પર કંટાળો આવી ગયો હતો. અચાનક આ સાધુની દૃષ્ટિ સર્પના રાફડા પાસે પડેલા પેલા દૂધના દડીઆ પર પડી. સાધુએ વિચાર્યું કે આ દૂધ સર્પનું એઠું જણાય છે માટે લાવ, હમણાંજ એ પી જઇને મારી જીંદગીનો અંત લાવું, અને આ દુઃખદ વ્યથાથી મુક્ત થાઉં. આમ વિચારી તેણે પેલો દૂધનો દડીઓ ઉઠાવી લીધો, અને તેમાંનું સઘળું દૂધ તે ગટગટાવી ગયો. પરંતુ દૂધ પીતાંજ તેને સમસ્ત જગત જાણે પલટી ગએલું જણાયું. તેના શરીરનું વૃદ્ધત્વ, ભૂખ, દુઃખ અને ત્રાસ એ સૌ એક સ્વપ્ન સમાન બની ગયાં. વળી તેને જ્ઞાન થયું, કે આ દૂધના પીનારને જો કડકડતા તેલના કડાયામાં તળી લીધેલો હોય, તો તે થોડાજ વખતમાં એક અખંડિત સુવર્ણપુરસો બની જાય. આ જ્ઞાન થતાંજ એ સાધુ મહારાજના મનમાં સુવર્ણ-પુરસો બનાવવાની ધૂન જાગી ઉઠી. આ વિચારથી તેણે પોતાનો ચાલુ કાર્યક્રમ ફેરવી નાખ્યો. અને પેલા સાધુઓની જમાત પાછળ જવાને બદલે એ દૈવી દૂધના પીનારની શોધમાં નીકળી પડ્યો.

સમય બપોરનો હતો. નીંગાળીઓ રબારી પોતાના વગને સારી પેઠે ચારી-પીવડાવીને એક નાની તળાવડીની પાળે ઝાડના છાંયડા નીચે, આખે ડીલે પોતાનો જાડો ધાબળો ઓઢીને આરામથી ઊંઘતો હતો. ત્યાં દૂરથી ચીપીઓ પછાડતા પેલા સાધુ મહાત્મા આવી પહોંચ્યા. તેના 'અહાલેક' ના ધ્વનિથી આખું જંગલ જાણે ગાજી ઊઠયું છતાં નીંગાળીઓ રબારી એક પડખું પણ ફેરવ્યા વગર જેમનો તેમ નિશ્ચિંતપણે ઊંઘી રહ્યો હતો. રબારી ન ઊઠવાથી સાધુ મહારાજે તેને જગાડવા માંડ્યો.

દુહો—હલી જોગી આવિઓ, વેઓ વગજી વટ,
સામી કરે સટ, નિંગારીઓ ઉથીઆરેઓ.

ભાવાર્થ—આ યોગી રબારીના વગ પાસે આવી પહોંચ્યો, અને રોટ મૂકીને તેણે નીંગાળીઆને ઊઠાડવા માંડયો.

નીંગાળીઓ રબારી સાધુના જગાડવાથી જાગી ઊઠયો. સાધુને જોતાંજ તે સઘળી વસ્તુસ્થિતિ સમજી ગયો. બાવાજીએ તો "રામરામ" કરીને રબારી પાસેથી ખાવાનું માગ્યું. એને ખાવાનું કાઢી આપવા માટે રબારી પોતાના રોટલાનું પોટકું છોડતો હતો, એટલામાં બાવાજીએ તેને પ્રશ્ન કર્યો, કે "લોપા! તેં ગુરૂ કર્યો છે કે કેમ?"

આ સાંભળીને રબારી બોલ્યો, કે "બાપજી, હજુ સુધી તો મેં કોઇ પણ ગુરૂ કર્યો નથી." રબારીનું બોલવું સાંભળીને સાધુ ક્રોધથી લાલચોળ બની ગયો. તે બોલ્યો, "એમ છે, તો તારા રોટલા જેમના તેમ રહેવા દે! હું 'નુગરા'નું અન્ન ખાતો નથી." રબારીએ વિચાર્યું, કે સાધુનું મોત આજ તેને બોલાવી રહ્યું છે. આથી તે બોલ્યો, "મહારાજ, મારો ગુરૂ તો કોઇ નથી, પણ આજ તમેજ મારા ગુરૂ થાઓ તો વધારે સારૂં." સાધુને આ વાતથી આનંદ થયો. તેને તો ભાવતું હતું, અને વૈદે બતાવ્યા જેવું થયું. તેણે તરતજ ગુરૂ બનવાની કબુલાત આપી, અને વિધિ માટે એક મોટો કડાયો અને તેમાં સમાય તેટલું તેલ લાવવા રબારીને સૂચના કરી. રબારી તો તૈયારજ હતો તેણે થોડાજ સમયમાં એ વસ્તુઓ બાવાજી પાસે લાવીને હાજર કરી.

કડાયામાં તેલ ભરી, નીચે દેવતા સળગાવીને નીંગાળીઓ રબારી તેને બાવાજીની આજ્ઞા અનુસાર ઉકાળવા લાગ્યો તેલ જ્યારે ઉકળીને લાલચોળ થઇ ગયું, અને વિધિને યોગ્ય થયું, ત્યારે બાવાજીએ એ કડાયાને ફરતી દૂધની સાત ધારાવળી દેવા રબારીને સૂચના કરી. નીગાળીઓ અજ્ઞાનતાનો ડોળ કરીને બોલ્યો, "બાપા! અમે જંગલમાં વસનારા એવું કંઇ પણ જાણીએ નહિ. પણ તમે જો કરી બતાવો, તો તે પ્રમાણે કરવાને હું તૈયાર છું." આથી સાધુ પોતે પેલા રબારીને સમજાવવાને કડાયાની આસપાસ દૂધની ધારાવળી દેતો પ્રદક્ષિણા કરવા લાગ્યો. આગળ બાવો, અને પાછળ

રબારી. એમ આ બંને જણ ફરવા લાગ્યા. સાધુના મનમાં હું છેતરૂં છું, અને રબારી જાણે છે, કે હું છેતરૂં છું. આમ કરતાં કરતાં જ્યારે છ આંટા પૂરા થયા, ત્યારે બાવાજી સાતમો ફેરો ફરવા લાગ્યા. તે પોતાના મનમાં ને મનમાં મનસુબો કરવા લાગ્યો, કે આ મૂર્ખ રબારીનો સાતમો ફેરો પૂર્ણ થઇ જતાંજ આપણો બેડો પાર થઇ જવાનો છે. આમ આગળ બાવો અને પાછળ નીંગાળીઓ પોતપોતાના મનમાં અનેક અવનવા ઘાટ ઘડતા જતા હતા. એક બિલાડી, ઉંદરને જે નજરથી ટાંપીટાંપીને જોતી ચાલે, તેવીજ રીતે રબારી પણ બાવાજી પર કૂદી પડવાનો લાગ શોધતો ચાલતો હતો. બાવાજીનું સાતમું ચક્કર પૂરૂં થતાંજ રબારી એકદમ છલંગ મારીને તેના પર તૂટી પડ્યો, અને તેને કમ્મરમાંથી પકડીને આ બળવાન નરે તરતજ ધગધગતા તેલના કડાયામાં ફેંકી દીધો. રબારીને પોતાની જાળમાં સપડાવવાની આકાંક્ષા સેવનાર આ બાવાજીનું શરીર અલ્પ સમયમાંજ એક સુવર્ણ-પુરસાના સ્વરૂપમાં ફેરવાઇ ગયું.

દુહો—મંઢયો કડાઇયો તેલજો, મંતર સાધી મધ,
અલે પછાડી પછાડ્યો, થ્યો સામી પુરસો સિદ્ધ.

ભાવાર્થ—તેલનો કડાયો ચડાવી, મંત્રની સાધના કરી, રબારીએ બાવાજીને કમ્મરમાંથી પકડી તેમાં પછાડ્યો, એટલે તે એક સુવર્ણનો પુરસો બની ગયો.

નીંગાળીઆ રબારીને અચાનક આવી અમૂલ્ય વસ્તુની પ્રાપ્તિ થતાં તેના આનંદનો પાર રહ્યો નહિ. આ સુવર્ણ-પુરસામાં વિશિષ્ટ ગુણ એ હતો કે મસ્તક સિવાયનું એનું કોઇ પણ અંગ કાપવામાં આવે, તો પણ બીજેજ દિવસે, એ પુરસો પાછો પ્રથમ મુજબ અખંડ બની જતો. આવો અખૂટ ભંડાર અનાયાસે હાથ ચડી જતાં નીંગાળીઓ રબારી જાણે કુબેર ભંડારીનો અવતાર બની ગયો. આ સંપત્તિનો તે પોતાની બુદ્ધિ-શક્તિ અનુસાર પરોપકારી કાર્યોમાં ઉપયોગ કરવા લાગ્યો. જે તળાવની પાસે તે પોતાના વગ સાથે દરરોજ બેસતો, ત્યાં તેણે એક વિશાળ તળાવ ખોદાવ્યું અને પોતાના નામ પરથી તેનું નામ નીંગાળસર રાખ્યું. જે અદ્યાપિ કાયમ છે.*

* નીંગાળસર તળાવની પાસે આવેલા ગામનું નામ પણ નીંગાળ

આમ કેટલોક સમય વ્યતીત થઇ જવા પછી નીંગાળીઆને વિચાર થયો, કે આવી અપ્રાપ્ય વસ્તુની મને પ્રાપ્તિ તો થઇ, પરંતુ તેનો ખરેખરો સદુપયોગ મારાથી થઇ શકે તેમ નથી. આથી તેણે એ બાબતમાં તેના શેઠ માવલ ચારણની સલાહ લીધી. તેમણે બંનેએ નિશ્ચય કર્યો, કે આ અનુપમ વસ્તુ મહાન દાતાર કચ્છાધિપતિ જામ લાખા ફૂલાણીને સમર્પણ કરવી અને તેમ કરવા માટે નીંગાળીઆ રબારીએ એ સુવર્ણ-પુરસો તેના શેઠ માવલ ચારણને સુપરત કર્યો.

માવલ ચારણ અત્યંત સમૃદ્ધિશાળી હતો. તેની પાસે આ સુવર્ણ-પુરસો આવી જતાં, તેણે પણ તેનો ઉપયોગ કરવામાં કચાશ રાખી નહિ. આ માવલ ચારણે એક મહાન્ યજ્ઞનો આરંભ કર્યો. અને જે કાર્ય મહાન્ નૃપાળો પણ ન કરી શકે, તે તેણે એ સુવર્ણ પુરસાની સહાય વડે સંપૂર્ણ કર્યું. આ યજ્ઞ એણે તેર માસ સુધી ચલાવ્યો, અને તે મુદત દરમિઆન તેણે અપૂર્વ 'અન્નદાન' કરીને પોતાનું નામ યુગોયુગ પર્યંત અમર કર્યું. માવલ ચારણના અન્નદાનની પ્રશંસા કરતાં આજ પણ ભાટચારણો કહે છે કેઃ—

છપ્પો.

ચરૂ ચડાયા માવલે, ધરા બાધી ધમધમે,<br>
ચરૂ ચડાયા માવલે, તાપે શેષ તલખ્ખે;<br>
ચરૂ ચડાયા માવલે, ભયવા સાંયર ભજ્જે,<br>
ચરૂ ચડાયા માવલે, માન્ મહીપત તજ્જે.<br>
ચરૂ માવલે ચડાયા જેણે, રથ રવરાય રખ્ખિયો<br>
માવલ સાબો એહવો, આભ ધુંવાડે ઢક્રિયો.

યજ્ઞનું કાર્ય સમાપ્ત થતાં માવલ ચારણ એ સુવર્ણ-પુરસો લઇને, કચ્છાધિપતિ જામ લાખા ફૂલાણીને તેની ભેટ ધરવા ભદ્રાવતી નગરીથી ચાલતો થયો.

---

છે. ભાટ લોકોના કથન મુજબ જામ લાખાએ નીંગાળીઆ રબારીના સ્મરણ માટે ત્યાં ગામ વસાવી તેનું નામ નીંગાળ રાખેલ છે.

( ૩ )

## કેરાકોટની સ્થાપના.

જામ લાખો ફૂલાણી અણુગોરગઢમાં પોતાનું રાજ્ય-તંત્ર ચલાવી રહ્યો હતો. તે એક અદ્વિતીય દાતાર હતો. વહેલી પ્રભાતથી સવાપ્રહર દિન ચઢતાં લગી, તે ભાટચારણાદિ યાચક વર્ગને છૂટે હાથે દાન આપતો. આથી જામ લાખાની દાનવીરતાનો ડંકો દેશ વિદેશમાં ગાજવા લાગ્યો.

દુહો—પ્રથમ દાન પરભાતમેં, દતણ પોય કરે,
લાખો લખે સુરજ સમું, મંગણહારે ડે.

ભાવાર્થ—પ્રભાતમાં પ્રથમ દાન આપે, અને પછી દાતણ કરે, એવો લાખ સુરજ સમાન તેજસ્વી જામ લાખો માગણ વર્ગને દાન આપવા લાગ્યો.

જામ લાખાના સમયમાં અણુગોરે ગઢમાં કપુરો નામનો એક મેઘવાળ રહેતો હતો. આ મેઘવાળ પણ અત્યંત શ્રીમંત અને ઉદાર હતો. જામ લાખાના દાનવીર પણાએ આ કપુરા મેઘવાળને પણ દાતારીનો રંગ ચડાવ્યો. તેને પણ પોતાનું નામ જુગોજુગ પંકાય એવી આકાંક્ષા જાગી ઊઠી તેનો એવો નિયમ હતો, કે જામ લાખો જેને જેને ઘોડાનું દાન આપે, તેને પોતા તરફથી તે સજાઇનું દાન આપતો. જામ લાખો તો એક મહાન દાતાર હતો, તેથી તે દરરોજ સેંકડો ઘોડાઓ દાનમાં આપતો. અને આ કપુરો મેઘવાળ પણ એ દરેક ઘોડાને માટે સજાઇ તૈયાર કરાવી આપતો. તેણે આ કાર્યને માટે અનેક કારીગરોને રોકી લીધા હતા. આ કારીગરો દરરોજ સૈકડોબંધ સજાઇયો તૈયાર કરતા, અને કપુરો તે દાનમાં આપી દેતો. આથી કપુરા મેઘવાળની કીર્તિ પણ દેશ પરદેશમાં ગવાવા લાગી. ભાટ-ચારણો આ કપુરા મેઘવાળની પ્રશંસા કરતા કહેવા લાગ્યાઃ—

દુહો—લાખો લખ સુરજ સમું, કપુરો કરણ,
મંગણહારેંજે મન, પ્રેમેં દાતાર પધરા.

ભાવાર્થ—જામ લાખો લાખ સુરજ સમાન દાનવીર છે. અને ક-

પુરો મેઘવાળ કરણુ દાતાર જેવો છે. માગણુ લોકો માટે દાતારો પ્રભાત-માજ પાધરા થઇ જાય છે.

જામ ફુલના સાત કુમારોમાં સૌથી મોટો સાધ હતો છતાં સૌ કોઇ પહેલી સલામ જામ લાખાની કરતા. ભાટચારણાદિ યાચક વર્ગ પણ એમ કહેતા કે –

દુહો—વડેરે સાંધા, પૅલો લાખો ગાઇજે,
ડિની ડાત હથા, ઇ વડો અવની મથે.

ભાવાર્થ—પાટવી કુમાર સાધ કરતાં પણ જામ લાખાની કીર્તિ પ્રથમ ગાવી જોઇએ કારણકે આ જગતમા જે પોતાને હાથે દાન કરે છે તેજ મોટો ગણાય છે

દુહો—મનાઇજા કૅર થેઆ, લાખો ફુલ કુરા,
અઠૉય ઘર ઊજરા, ફૂલાણી કેઆ.

ભાવાર્થ—મનાઇના વંશના કહેર રજપૂત કહેવાયા, અને મોડના વંશમા ફુલનો કુમાર લાખો થયો આમ સિંધપતિ જામ લાખા ધૂરારાની આઠે પાખ્ખડીઓ જામ લાખા ફૂલાણીને લીધે ઉજ્જવળ થઈ.

જામ લાખાનો પ્રતાપ આમ દિન પ્રતિદિન ચંદ્રની વધતી કળાની પેઠે વધતો ચાલ્યો પરંતુ તેની આવી અનુપમ તેજસ્વિતા તેના ઓરમાન ભાઇઓથી સહન થઇ શકી નહિં જામ લાખાનો પ્રતાપ અને પ્રભાવ તેમને ડગલે ડગલે ડંખવા લાગ્યો આ ડંખે ઈર્ષાનું સ્વરૂપ પકડયું અને જામ લાખાના ઓરમાન ભાઇઓ તેની પાસેથી પોતપોતાનો ગ્રાસ મળવાની માગણી કરવા લાગ્યા જામ લાખાને પોતાના બાહુબળ ઉપર અત્યંત શ્રદ્ધા હતી તેણે અણુગોરગઢ અને પાવર પ્રગણા સહિત સઘળો ગ્રાસ પોતાના છ ભાઈઓ, સાધ, ઘાહો, સૂર, ચરડ, નીંઅ, તથા ખીંઅરા વચ્ચે વહેંચી આપ્યો આગળ જતા જે નીંઅ હતો, તેણે પોતાના નામ પરથી નાડાપો નામનુ ગામ વસાવ્યુ, અને ખીંઅરાએ ખીરસરો ગામ વસાવ્યુ તે સિવાય બીજા ચાર કુમારો અણુગોરગઢમાજ રહેવા લાગ્યા.

જામ લાખો આમ અણગોરગઢનો ત્યાગ કરીને પોતાના થોડા સરદારો સાથે આગળ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં તે આજના કેરાકોટ પાસે આવ્યો. આ સ્થાન તેને કિલ્લો બંધાવવા યોગ્ય જણાયાથી, તેમજ તે કચ્છના મધ્ય પ્રદેશમાં હોવાથી, તેણે ત્યાં એક મજબુત કિલ્લો તૈયાર કરાવ્યો. અહીં તેણે કેરાકોટ યાને કપિલકોટની[૧] સ્થાપના કરીને ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું.

---

## (૪)

## ભાન તુમેરની ઉત્પત્તિ.

એક દિવસ જામ લાખા ફૂલાણીને પોતાના પૂર્વજોની ખ્યાતિ સાંભળવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. આ કારણથી તેણે તુમેર ચારણ સોમંગને બોલાવીને પૃછયું:—

દુહો—લાખે સોમંગ પુછીઓ, કો હસોંધી દેખાર,
પરીયા સું મિઠા લગે, જીં હીયેજો હાર.

ભાવાર્થ—જામ લાખાએ સોમંગને બોલાવીને પૂછયુ. કે અમારા પૂર્વજો મને હૈયાના હાર જેવા વહાલા લાગે છે, માટે તેમની ખ્યાતિ સંભળાવનાર કોઇ દશોંદી તુ બતાવ.

આ સાંભળીને સોમંગ ચારણ બોલ્યો:—

દુહો—સમાં! સામૈં-સિંધમેં, ઇ ઉમણાં સુણેં ઉત્ત,
ત તું પરીયા પરૂંઢીએં, જ કોઢીયેં હિત્ત.

ભાવાર્થ—હે સમા સરદાર! તમારા પરીયાગતી સિંધ-નગરસમૈમાં દુખી હાલતમા હોવાનું સંભળાય છે. જો તમે એ લોકોને અહીં બોલાવો, તો તમારા પૂર્વજોની ગુણ-ગાથા જરૂર સાંભળી શકો

---

૧ આ સ્થળે એ વખતે કપિલ મુનિ નામના એક મહાત્મા તપ આચરી રહ્યા હોવાથી, એ કોટનું નામ મુનિના નામ પરથી કપિલકોટ પાડેલું હોવાનું કહેવાય છે.

આ સાંભળીને જામ લાખાએ પોતાના પરીયા વાંચનારાઓને બોલાવવા માટે સિંધ-નગરસમૈમાં પોતાના માણસોને મોકલાવ્યા.

આ સમયે સિંધ-નગરસમૈમાં જામ ઉન્નડના વંશવાળા જામ સાંધને રાજ્ય-અમલ ચાલી રહ્યો હતો. તેની પાસે માણુ મેરૈયાના વંશમાંથી ભોણુ મેરૈયો નામનો તેનો પરીયાગતી હતો. તેને બોલાવવાને કચ્છથી જામ લાખા ફૂલાણીના માણસો આવેલા હોવાથી સિંધપતિ જામ સાંધે તેના વહીવંચા ભોણુ મેરૈયાને જામ લાખા પાસે કચ્છ જવા સૂચના કરી. પરંતુ ભોણુ મેરૈયો એક અડંગ સ્વામિભક્ત અને ટેકવાળો હતો. તે બોલ્યો, કે "જામ ઉન્નડનું દગાથી ખૂન કરીને નાસી જનાર મોડ અને મનાઇના વંશવાળાને હું કદી પણ યાચવા જવાનો નથી." આ ભોણુ મેરૈયો સારી પેઠે સમજતો હતો, કે જામ લાખો એક અદ્વિતીય દાતાર છે, અને તેના એકજ વખતના દાનથી પોતાની સાત પેઢીનું દળદર ચૂર થઈ જાય તેમ છે; તોપણ તેણે પોતાની ટેકને વળગી રહીને, જામ લાખાને યાચવા જવાની લેશ માત્ર પણ ઇચ્છા બતાવી નહિ. છેક કચ્છ-કેરાકોટથી આવેલા જામ લાખાના માણસોને જેમના તેમ પાછા ફેરવવાનું જામ સાંધને યોગ્ય જણાયું નહિ. આ કારણથી સાંધ જામે કારાબેલા* માણસ મોકલીને ત્યાંથી મેરૈયાના વંશમાંથી ફૂટેલા લાલખાન નામના સમાવંશના અન્ય પરીયાગતીને બોલાવી લીધો, અને તેને જામલાખાના માણસો સાથે કચ્છ મોકલાવ્યો.

કેટલાક દિવસે સૌ કચ્છ-કેરાકોટ આવી પહોંચ્યા. પોતાના પરીયાગતીને પહોંચી આવેલો જોઇને, જામલાખાના હર્ષનો પાર રહ્યો નહિ તેણે યોગ્ય વિધિ પૂર્વક પોતાનાં પૂર્વજોની ગુણ-ગાથા સાંભળવા માંડી. અને એ કાર્ય સમાપ્ત થતાં જામ લાખાએ લાલખાનને ક્રોડપસાનું દાન કરી, તેનું તમામ દારિદ્રય દૂર કરી દીધું. વળી તે કેરા કોટમાં કાયમ રહી શકે, તે માટે તેને સોમંગ ચારણની કન્યા પણ ઘણીજ ધામધૂમથી પરણાવી. આ કારણથી લાલખાનના વંશવાળા ખાન તુમેરના નામથી ઓળખાવા લાગ્યા.

---

* કરાચીથી હીંગળાજ જવાના રસ્તા પર સોન મિયાણી પાસે આવેલ છે.

(૫)

## રાણો ચાંદ

અથવા

## રોઝડીનાં રમખાણ.

જે સમયે કચ્છ-કેરાકોટમાં જામ લાખાની સત્તા પ્રવર્તી રહી હતી, તે અરસામાં થરપારકરની રાજ્ય-ધુરા રાણા ચાંદના હસ્તમાં હતી. થરપારકરની રાજ્યધાનીનું શહેર ઉમરકોટ હતું.

રાણો ચાંદ એક મહાન શિવભક્ત હતો. તે સવાર-સાંજ પોતાનો ઘણો સમય શંખેશ્વર મહાદેવના પૂજન-કાર્યમાં વ્યતીત કરતો. થરપારકર કચ્છના રણની ઉપલી મેર આવેલો ક્ષારવાળો પ્રદેશ હોતાં, ત્યાં ફૂલઝાડ અત્યંત ઓછા પ્રમાણમાં ઉત્પન્ન થઇ શકતાં પરંતુ રાણા ચાંદે શિવ-પૂજન માટે ઘણા મોટા ખર્ચે પ્રવીણ માળીઓની દેખરેખ તળે એક વિશાળ પુષ્પ-બાગ તૈયાર કરાવ્યો હતો.

આ સમયે જામ લાખા પાસે એક અપૂર્વ વેગવતી રોઝડી હતી. રોઝડાં ફૂલોની કાચી કળીઓ ખાવાનાં બહુ શોખીન હોય છે. આ રોઝડી પણ રાત પડે, એટલે દરરોજ કેરાકોટનો કિલ્લો કુદાવી જઇને, આસપાસની પુષ્પ-વાટિકાઓ સાફ કરી આવતી. અને સવાર પહેલાં પાછી પોતાના સ્થાનકે દાખલ થઇ જતી. આ રોઝડીને જ્યારે કેરાકોટની નજદીકના પ્રદેશમાં પુષ્પ-કળીઓ મળતી બંધ થઇ, ત્યારે તે પોતાની પવનવેગી ગતિની સહાયથી દૂરદૂરની ભૂમિમાં ભટકી ભટકીને નવીનવી પુષ્પ-વાટિકાઓ ખોળવા લાગી. આમ ખોળ કરતાં કરતાં તેને થરપારકરમાંનો રાણા ચાંદનો વિશાળ પુષ્પ-બાગ મળી આવ્યો. તે દિવસથી રાણા ચાંદનાં માનીતાં પુષ્પો શંકર પૂજનાર્થે વપરાવાને બદલે આ રોઝડીના ઉદર-મંદિરમાં પધરાવા લાગ્યાં. કેટલોક વખત તો આમ ચાલ્યું. પણ આખરે રાણાના પૂજન માટે પુષ્પો મળતાં તદ્દન બંધ થઇ જવાથી તેણે એ કાચી કળીઓના ચોરને શોધવા માટે પુષ્પ-બાગમાં અખંડ ચોકી બેસાડી.

એક દિવસ મધ્યરાત્રિએ આ કાબેલ ચોર પર રાણાના ચોકી-

દારોની દષ્ટિ પડી. પણ એ પવન-પુત્રી સમાન રોઝડીને પકડી પાડવાનું કાર્ય તો આકાશ કુસુમવત્ હતુ ચોકીદારો દરરોજ મહેનત કરતા છતા જ્યારે તેને પકડી પાડવાને નિષ્ફળ નીવડ્યા, ત્યારે રાણો ચાંદ પોતે પોતાના પાણીદાર અશ્વ સાથે આ વિલક્ષણ ચોરને યોગ્ય નસીહત આપવા આખી રાત્રિ ખડે પગે રહ્યો પણ વાયુવેગે વિહરતી એ રોઝડી પાસે ઘોડાના શાં ગજાં ?

જ્યારે રાણાને ખાતરી થઇ, કે કોઇ દૈવી સહાય વગર એ રોઝડી હાથ આવવી મુશ્કેલ છે, ત્યારે તેણે શ ભેશ્વર મહાદેવ પર નિરાહાર તપશ્ચર્યા કરવા માંડી આમ ત્રણ દિવસ વીતી જવા પછી ચોથે દિવસે રાણા ચાંદને શ કરની કૃપાથી એક દૈવી અશ્વની પ્રાપ્તિ થઇ

દુહો—ચાંદન ગિરો ચાહુ, સઓં હથ સ કર મે,
ઉતર્યો અશ્મે મિંજા, ઘણાં મુલો ઘોડો.

ભાવાર્થ—રાણા ચાંદને શ કરની કૃપાથી એક અત્યંત મૂલ્યવાન દૈવી અશ્વની પ્રાપ્તિ થઈ

બીજેજ દિવસે રાત્રિના સમયે રાણો ચાંદ આ ચમત્કારી અશ્વ પર આરૂઢ થઇને, પોતાની પુષ્પ-વાટિકામા પહોચી ગયો, અને પેલી પવન વિહારી રોઝડીની રાહ જોવા લાગ્યો બરાબર મધ્યરાત્રિ થઇ, ત્યારે પવનના એક સૂસવાટની સાથે રોઝડી આવી પહોચી, અને રાણાના બાગની પુષ્પ-કલિકાઓ ખાવા લાગી. રોઝડી પર રાણાની દષ્ટિ પડતાજ તેણે અશ્વને એડીમારી, અને તેજ ક્ષણે આ રોઝડી જાણે ગરૂડ ગતિએ ઉડતી હોય, તેમ છલાગ મારતી નાસવા લાગી રાણાનો અશ્વ પણ વટોળીઆની પેઠે ધસતો તેની પાછળ પડયો રોઝડી પણ ઘડીકમા આગળ, અને ઘડીકમા આઘે, એમ જાણે મૂર્તિમત વીજળી જમીન પરથી સપાટાબધ ચાલી જતી હોય, તેમ એક શ્વાસે દોડતી ચાલી જરાવારમા જાણે હમણાજ રાણાના ઘોડાના દાબડા નીચે કચડાઇ ગઇ એમ જણાય છે, અને તેજ ક્ષણે પાછી બેચાર ખેતરવા દૂર નીકળી ગએલી નજરે પડે છે આમ કરતા કરતા મોટી પરોડના સમયે કેરાકોટના દરવાજા પાસે રાણાનો ઘોડો રોઝડીને લેટોલેટ થઇ ગયો અને તેજ ક્ષણે રોઝડી જમીન પર પટકાઇ પડતા તેના પ્રાણ પખેરૂ પરવારી ગયા.

રોઝડીને જમીન પર પટકાઇ પડેલી જોઇને રાણાએ પોતાનો અશ્વ થંભાવ્યો, અને તેજ વખતે કપિલકોટનો દરવાજો પણ ખોલવામાં આવ્યો. દરવાજા પરના ચોકીદારે જામ લાખાની માનીતી રોઝડીના પ્રાણ હરનાર રાણા ચાંદને બંદીવાન તરીકે જાહેર કર્યો. રાણાને હવેજ ભાન આવ્યું, કે પોતે રાતની રાતમાં પોતાની રાજધાની ઉમરકોટથી કેટલાએ ગાઉ દૂર કેરાકોટમાં આવી ચડયો છે. અહીં પરમુલકમાં તેનું કંઇ પણ ચાલી શકે તેમ ન હોવાથી, તે રાજ્ય-વ્યવસ્થાના નિયમને આધીન થયો.

સવાર પડતાં પહેરેગીરોએ રાણા ચાંદને જામ લાખાની રાજકચેરીમાં હાજર કર્યો. અને રોઝડીના મારનાર તરીકે તેને ઓળખાવ્યો. પોતાની માનીતી રોઝડીના મૃત્યુના વર્તમાન સાંભળીને જામ લાખો પણ દીલગીર થયો, અને તે રાણા ચાંદને રોઝડી મારવાનું કારણ પૂછવા લાગ્યો રાણા ચાંદે પોતાની ઓળખાણ આપી, અને સઘળી વાતથી જામ લાખાને તેણે વાકેફ કર્યો. પરંતુ રોઝડી એકજ રાત્રિમાં છેક ઉમરકોટથી પાછી કેરાકોટ વળી આવે, એ વાત જામ લાખાને અસંભવિત જણાતાં, એમ ઠરાવવામાં આવ્યું, કે જો રાણો પોતાની વાત સિદ્ધ કરી આપે, તો જામ લાખાએ તેને સગપણ આપવું, અને જો તેમ ન કરી શકે, તો રાણાએ જામ લાખાને સગપણ આપવું.

રાણા ચાંદે પોતાની વાતની સત્યતા સિદ્ધ કરી આપવા જણાવ્યું, કે "એ રોઝડીએ મારા બગીચામાંથી પુષ્પોનાં થોડાંક ઝુમખાં તોડયાં, કે તરતજ મેં તેની પુંઠ પકડી છે અને આખે રસ્તે તેને શ્વાસ ખાવા જેટલો વખત પણ મળેલો ન હોવાથી તે ફૂલો તેને હજમ થયા વગર જેમનાં તેમ તેના પેટમાંથી અત્યારે પણ નીકળે તો મારી વાત સાચી નહિ તો ખોટી."

રાણાની આ શરત જામ લાખાએ કબુલ કરી, અને તેની ખાતરી કરવા માટે રોઝડીનું પેટ ચીરતાંજ તેને પ્રતીતિ થઈ કે રાણાની વાત અક્ષરશઃ સત્ય હતી. જામ લાખાની આંતરિક ઇચ્છા રાણા ચાંદને સગપણ આપવાની ન હતી. છતાં તે પોતાની શરતના બંધનથી બંધાઇ ચૂકેલો હોવાથી, તેણે અચૂકે પોતાની બેનનું વેશવાળ

રાણા ચાંદ જોડે નક્કી કર્યું. લગ્નનો દિવસ પણ મુકરર કરવામાં આવ્યો. પરંતુ જામ લાખાએ રાણા સાથે ત્રણ અશક્ય શરતો કરી. એક તો એ, કે રાણાએ ઉમરકોટથી નીકળીને એકજ દિવસમાં રથમાં બેસી કપિલકોટ આવવું. બીજી દરેક જાનૈયાએ પોતાની સાથે સો સો કાતળીવાળી એકેક લાકડી લાવવી. અને ત્રીજી એ, કે એકેક આખો શીરાનો પેડો* ખાઇ જાય, એવા સો માણસો જાનમાં લાવવા.

ઉપરોક્ત ત્રણે શરતો સંપૂર્ણ કરવાનું કાર્ય અતિ દુર્ઘટ હતું. છતાં રાણા ચાંદે ઉમરકોટમાં જઇને એ શરતોનું પાલન થઇ શકે, તેવી તજવીજ ચલાવવા માંડી. રાણાએ પોતાના મુલકમાં દાંડી પીટાવીને જાહેર કર્યું, કે જે કોઇ આ ત્રણ શરતો પરિપૂર્ણ કરી આપશે, તેને મનગમતું ઇનામ આપવામાં આવશે. ઉમરકોટના એક બુદ્ધિશાળી વૃદ્ધ પુરૂષે આ બીડું ઝડપી લીધું.

ઉમરકોટમાં પાલણીઓ નામનો એક સુતાર હતો. તેણે બે રોઝડાંનો એક અપૂર્વ ઝડપે ચાલનારો રથ તૈયાર કર્યો હતો આ રથમાં એકજ દિવસમાં ઉમરકોટથી કપિલકોટ પહોંચી શકવાની રાણા ચાંદને પેલા વૃદ્ધે ખાતરી આપી. બાકીની બે શરતો ત્યાં પહોંચ્યા પછી પૂરી કરવાની હોવાથી, લગ્નના દિવસથી એક અઠવાડીઉં અગાઉ પેલો વૃદ્ધ સો માણસોની જાનના કાફલા સાથે ઉમરકોટથી ચાલતો થયો. કપિલકોટની નજદીક આવી પહોંચતાં પેલા વૃદ્ધે એક નદીની ભેખડમાંથી એકેક દર્ભની પાડ× કહાડીને દરેક જાનૈયાને આપી દીધી. દરેક જણે સો સો કાતળીવાળી દર્ભની પાડ પોતાની સાથે રાખી લીધી આમ આ બીજી શરત પણ પૂર્ણ થવાથી સૌને અત્યંત આનંદ થયો. પણ એકેક જણે એકેક આખો શીરાનો પેડો ખાઇ જવાની શરત દરેકના મનમાં ચિંતા ઉપજાવી રહી હતી પેલો વૃદ્ધ સર્વને ધૈર્ય આપતો કપિલકોટની પાદરે આવી પહોંચ્યો.

લગ્નના દિવસે રાણો ચાંદ પણ પાલણીઆના રથમાં બેસીને એકજ દિવસમાં ઉમરકોટથી કપિલકોટ આવી પહોચ્યો. જાનને

* રાંધવાનું મોટું માટીનું વાસણ.

× દર્ભની પાડ અર્થાત્ તેનાં મુળીઆમાં અનેક કાતળીઓ આવેલી હોય છે.

આવી પહોંચેલી જાણીને જામ લાખાએ, પોતાની શરતોનું પાલન બરાબર થયું છે કે કેમ, તેની તપાસ કરવા કારભારીઓને મોકલ્યા. તપાસ કરતાં તેમણે જોયું, કે દરેક જાનૈયા પાસે સો સો કાતળીવાળી એકેક લાકડી મોજુદ છે. તેમજ રાણો ચાંદ પણ રોઝડીના રથમાં એકજ દિવસમાં ઉમરકોટથી કપિલકોટ આવી પહોંચેલ છે. રાણાએ વિશેષ ખાતરી આપતાં જણાવ્યું, કે જો તમારા જામને હજુ વધારે મજબુત પુરાવાની જરૂર હોય, તો અમારો પાલણીઓ સુતાર તેને એકજ દિવસમાં અહીંથી ઉમરકોટ લઇ જવાને તૈયાર છે. આમ બે શરતો સંપૂર્ણ થઇ જવાથી, જામ લાખાના કારભારીએ ત્રીજી શરત પૂરી કરવાનું કહેતાં, તેના પ્રત્યુત્તરમાં પેલા વૃધ્ધે જણાવ્યું, કે ભલે તમે શીરાના સો પેડા રાંધી તૈયાર કરો. અમારા જાનૈયા, તે ખાઇ જવાને તૈયાર છે. આ સાંભળીને જાનવાળા સૌ પોતપોતાના મનમાં અકળાવા લાગ્યા, અને કહેવા લાગ્યા, કે આ ડોસો આપણો જીવ લેવા માગે છે કે શું? કારણ કે શીરાનો એક આખો પેડો એક માણસ ખાઇ જાય, એ તો "ન ભૂતો ન ભવિષ્યતિ."

રસોઇની તૈયારી થવા માંડી. સો ચૂલા મંડાઇ ગયા. અને દરેક ચૂલાપર એકેક જંગી પેડો ચડાવી દેવામાં આવ્યો. આ જોઇ પેલા જાનૈયાઓ મુંઝાવા લાગ્યા. ક્યાં એક રાક્ષસી પેંડો, અને ક્યાં એક માનવીનું નાનકડું પેટ! તેઓ આ અસંભવિત વસ્તુની મનમાં ને મનમાં તુલના કરવા લાગ્યા. અને પેલો વૃદ્ધ તો તદ્દન નિશ્ચિંતપણે શાન્તિપૂર્વક આ સઘળું જોઇ રહ્યો હતો.

જ્યારે શીરાનો એક પેડો રંધાઇને તૈયાર થઇ ગયો, ત્યારે તરતજ પેલો વૃદ્ધ ઊઠ્યો, અને બધા જાનૈયાને એક પંગતમાં બેસાડીને, સૌને તેમાંથી થોડો થોડો શીરો વહેંચી આપ્યો, આ શીરો થોડીજ વારમાં બધા જાનૈયા ખાઇ ગયા. અને બીજા પેડાની રાહ જોવા લાગ્યા. એટલામાં બીજો પેડો રંધાઇને તૈયાર થયો. તેમાંથી પણ સૌને થોડો થોડો ભાગ મળ્યો. ત્યારપછી ત્રીજો ચોથો એમ એક પછી એક શીરાના પેડા આવવા લાગ્યા, અને તેજ વખતે સાફ થવા લાગ્યા. જાણે દેવની પ્રસાદી ખાતા હોય તેમ સૌ વિના તકલીફે પોતપોતાને ભાગે પડતું થોડું થોડું ખાતા આવ્યા. આમ એક પછી એક શીરાના સો પેડા કોણ જાણે ક્યાં અદૃશ્ય થઇ ગયા, તે કોઇ સમજી

શક્યું નહિ. સૌ કોઇ પેલા વૃદ્ધની અદ્દભુત બુદ્ધિ પર આફ્રીન થવા લાગ્યા. આજ પણ આવું બુદ્ધિને કસોટી આપનારૂં કોઇ કાર્ય જોઇને કચ્છના લોકો "લાખે વારા પેડા" એ અતિ પ્રચલિત કહેવતને યાદ કરવાનું ચૂકતા નથી

આમ સઘળી શરતો સંપૂર્ણ થઇ જતાં રાણા ચાંદની જાન વાજતે-ગાજતે કપિલકોટની અંદર દાખલ થઇ અને બંને પક્ષના લોકોમાં લગ્નની તૈયારીઓ ચાલવા લાગી

જામ લાખાને પાલણીઆ સુતારવાળો બે રોઝડાંનો રથ ખૂબ ગમી ગયો હતો. આથી તેણે એ રથ રાણા ચાંદ પાસેથી મેળવી લેવાની તજવીજ ચલાવવા માંડી. પરંતુ આ વાત પાલણીઆ સુતારના જાણવામાં આવી જતાં તેને પોતાનો રથ ગુમાવવાની ધાસ્તી પેઠી આથી તે છાનોમાનો જાનના ઉતારા વિષે આવેલા બગીચામાં જ્યાં એ રથ છોડેલો હતો ત્યાં પહોંચી ગયો, અને તરતજ રથમાં પોતાનાં રોઝડાં જોડીને એકદમ નાસી ગયો

આ વખતે એવી ઘટના ઘટી હતી, કે જામ લાખાના પિતા ફુલ જામની રખાત મેરાદે થોડીવાર પહેલાં એજ બાગની અંદર ફેરી રહી હતી તે ગર્ભવતી હોવાથી થોડીજવારમાં થાકી જવાથી, ત્યાં પડેલા પાલણીઆ સુતારના રથમાં જરા વિશ્રાંતિ લેવાને બેઠી. સમય રાત્રિનો હતો. બાગની સુંદર અને સુખકારક હવાની લહેરો આવતી હોવાથી, મેરાદે તે રથ પર જરા આડે પડખે પડી, અને તેજ વખતે ત્યાં નિદ્રાધીન થઇ ગઇ. પાલણીઆ સુતારને આ વાતની કશી ખબર ન હોવાથી, તે ઉતાવળો ઉતાવળો રથ જોડીને ચાલી નીકળ્યો હતો રોઝડાં જાણે પખી ઉડતાં હોય તેમ વાયુવેગે ઉમરકોટ પ્રતિ ધસવા લાગ્યા. પાલણીઆનો રથ જ્યારે રણની અધવચ્ચે આવ્યો, ત્યારે મેરાંદે જાગૃત થઇ. પોતાને ઝપાટાબંધ દોડતા રથમાં સૂતેલી જોઇને તેને નવાઇ લાગી, હવેજ તેને પોતાની ભૂલ સમજાઇ તે રથમાજ મોટે સાદે બૂમો પાડવા મંડી રથની અંદર બુમો પડતી સાંભળીને પાલણીઓ પણ ગભરાઇ ગયો તેને વહેમ પડ્યો, કે ચાલતા રથમાંજ ભૂત જાગ્યું કે શું ? તેણે તરતજ રથને ઉભો રાખ્યો. તપાસ કરતાં તેને જણાયું કે એ તો જામફુલની

રખાત મેરાંદે છે. મેરાંદે પોતાને પાછી કેરકોટ પહોંચાડવા આગ્રહ કરવા લાગી. પણ હવે પાલણીઓ પાછો જાય તેમ ન હતું. તેમજ મેરાંદે એકલી પહોંચી શકે એ વાત પણ અશકય હતી. આથી પાલણીઓ સુતાર તેને પોતાની સાથે છેક ઉમરકોટ લઇ ગયો, અને પોતાને ઘેર તેને એક પુત્રી પ્રમાણે રાખી.

જ્યારે પાલણીઓ પલાયન થયાના અને મેરાંદે ગુમ થયાના વર્તમાન જામ લાખાને કાને આવ્યા, ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે રાણા ચાંદને ચોકખું જણાવી દીધું, કે જ્યાંસુધી તમે પાલણીઆ સુતારને અને મેરાંદેને અહીં હાજર નહિ કરો, ત્યાંસુધી લગ્નનું કાર્ય કોઇપણ પ્રકારે બની શકશે નહિ. આ અપમાનથી રાણા ચાંદને અત્યંત ગુસ્સો ચઢ્યો. પરંતુ તેની પાસે યુદ્ધનો કશો સરંજામ ન હોવાથી તેને અફૂટકે અપમાનિત દશામાં ત્યાંથી પાછા ફરવું પડ્યું. ઉમરકોટ પહોંચી જઇને રાણા ચાંદે પોતાના અપમાનનો બદલો લેવા, મેરાંદેને પાછી ન મોકલવા પાલણીઆ સુતારને સખ્ત તાકીદ કરી જેથી મેરાંદે બાકીનો સમય ત્યાંજ રહી

અહીં ઉમરકોટમાં મેરાંદેએ એક અપૂર્વ લાવણ્યવતી પુત્રીને જન્મ આપ્યો. એ બાલિકા અન્ય કોઇ નહિ પરંતુ કચ્છની મહા સતિ માહરૂઇ* અથવા મારઇ પોતેજ.

---

## ( ૬ )

## સતિ મારઇ.

દુહો—કુલ ધીય સાડ પોત્રી, મેરાંદે જેંજી માસ,
લિખ્યા લેખ છઠીજા, થ્યો પાલણીઉ પેઆસ.

ભાવાર્થ—જામકુલની દીકરી, સાડની પૌત્રી, અને મેરાંદે જેની માતા છે તે મારઇનો પાળક પિતા ભાવિના યોગથી પાલણીઓ બન્યો.

મારઇનું સ્વરૂપ બાલ્યાવસ્થાથીજ કંઇ અજબ હતું. તેના આવા અદ્ભુત સૌન્દર્યના કારણથીજ તેનું નામ 'માહરૂઇ' અર્થાત્ ચંદ્ર

* માહરૂઇ—ચંદ્રસમાન વદનવાળી.

શરમાવી દે એવું મારઈનું અપૂર્વ સૌન્દર્ય જોઇને ઉમર સૂમરો મોહાંધ બન્યો. તેને ફોગની વાત અક્ષરશઃ સત્ય જણાઇ.

એટલામાં મારઇ ઠમકતી ચાલે પોતાની સાહેલીઓ સહિત કુવા-કાંઠે આવી પહોંચી અને પાણી સીંચવા લાગી. ઉમર સૂમરાએ પોતાનો ઊંટ કુવાની બાજુમાંજ ઝુકાવીને મારઇ પાસે તેણે પાણી પાવાની માગણી કરી. તૃષાતુર મુસાફરોને પાણી પાવાને સદા તત્પર રહેલી મારઇ અતિથિ-સત્કારના ઉત્તમ પાઠો પઢી હતી. તેણે કુવામાંથી ઘડો કાઢીને ઉમર સૂમરાને પાણી પાવા માંડયું. બે હાથનું પાત્ર બનાવી, ખોબો મોઢે માંડીને, ઉમર સૂમરો નીચો વળી પાણી પીવા લાગ્યો. પરંતુ તેની આંખો તો મારઇના વદન કમળમાંજ ચોંટી રહેલી હોવાથી, તેને પાણી પીવાનું લેશ પણ ભાન રહ્યું નહિ. મારઈએ તેના હાથ પર રેડેલું સઘળું પાણી જમીન પર ઢોળાઈ ગયું. મારઇને પણ આજ આ વિચિત્ર મુસાફરની સ્થિતિ જોઇને નવાઇ લાગી. આખો ઘડો ઠલવાઈ જતાં, મારઇએ તેને હજુ બીજું પાણી જોઈએ છે કે કેમ, તે વિવેકની ખાતર પૂછી જોયું. મોહાંધ મુસાફર પોતાની મોહ નિદ્રામાંથી જાગૃત થયો, અને ડોકું ધુણાવી હા કહી મારઇ નિખાલસ હૃદયે ફરીથી ઘડાને કુવામાં નાખીને પાણી ખેંચવા લાગી. પાણી ખેંચવાની મારઇની મનમોહક ઢબે ઉમર સૂમરાને જાણે ગાંડો બનાવ્યો. તેનું હૈયું હવે હાથમાં રહેવું મુશ્કેલ હતું. તે વાઘની છલંગથી કુવાના પડથાળ પર ચઢી ગયો. અને પાણી ખેંચવામાં મશગુલ બનેલી નિર્દોષ મારઇને કમ્મરમાંથી પકડીને ઊંટ પર નાખી અને તેજ ક્ષણે એ પવનવેગી પ્રાણીને ઉમરકોટના માર્ગે મારી મૂકયું. શિકારીના પાશમાં ફસાયલી હરણીની પેઠે મારઈ અર્ધમૂર્છિતાવસ્થામાં ઊંટ પર પડી રહી તેની સાહેલીઓ ફાટી આંખે આ ભયંકર દૃશ્ય નિહાળી રહી તેમની કારમી ચીસો વાતાવરણમાં વ્યર્થ વેરાઇ ગઇ.

મારઇ શુદ્ધિમાં આવતાંજ જુએ છે, તો તે એક રજવાડી ઠાઠથી શણગારેલા દીવાનખાનામાંના પલંગ પર પડી હતી મધુર પુષ્પો અને નાનાવિધ પ્રકારના સુગંધી દ્રવ્યોથી આખો ઓરડો મહેકી રહ્યો હતો, અને ઉમરકોટનો સરદાર ખુદ ઉમર સૂમરો તેની સેવા શુશ્રૂષા ઉઠાવી રહ્યો હતો.

મારઇનો પ્રેમ પ્રાપ્ત કરવા માટે ઉમર સૂમરો તેને અનેક પ્રકારે સમજાવવા લાગ્યો. સામ, દામ, ભેદ અને દંડ એ ચારે પ્રકારની નીતિ વડે ઉમર સૂમરાએ તેની સાથે કામ લીધું. પરંતુ આ પતિ પરાયણ નારી ન તો તેની કોઈ લાલચથી લલચાઇ કે ન તો તેની કોઈ ધમકીથી ડરી. તે પોતાના દૃઢ નિશ્ચયમાંથી લેશ પણ ડગી નહિ. સૂમરા સરદારની સઘળી આજીજીઓ, યુક્તિઓ અને ધમકીઓ સતિ શિરોમણિ મારઈના સતિત્વ પાસે નિષ્ફળ ગઈ. જ્યારે જ્યારે ઉમર સૂમરો યુક્તિ-પ્રયુક્તિથી તેની પાસે પ્રેમ-યાચના કરતો, ત્યારે ત્યારે મારઈ તેને સંસારની અસારતાનો અને માનવ-જીવનની ક્ષણભંગુરતાનો બોધ આપવાનું ચૂકતી નહિ. ઉમરકોટાધિપતિ સતિ મારઇને સમજાવતાં કહે છે કેઃ—

દુહો—પૅર પટોરા મારઇ, તું ધાબર લાય ધણાર,
જનમારો જટનસેં, ખોંભે રંગ મ ખાર,
વેણુ મથેજી વાર, મારઇ છડ મલીરકે.

ભાવાર્થ—હે મારઇ! તું ધણાર અર્થાત્ ગોવાળીઆઓના ધાબળાનો પહેરવેશ છોડી દઇને પટોળાં ધારણ કર. મૂર્ખ લોકો સાથે જીવન વીતાવી તારો ખોભા જેવો રંગ ખરાબ કર મા. તારા માથાની વેણીને સરખી કર. અને મલીરનું નામ સદાને માટે છોડી દે.

મારઇ ઉમર સૂમરાને પ્રત્યુત્તર આપતાં જણાવે છેઃ—

દુહો—પટૉરો પંઍ સોંયજો, મુંજી લુઇ લીર મલીર,
મથો મૂર નં વેડીઆં, મર ચગેં પયસ ચીક,
હુંડે હાલ હમીર, મર મરી પુજાં મસાણુમેં.

ભાવાર્થ—હે હમીરાણી ઉમર સૂમરા! તારા પાંચસોના પટોળા કરતાં મલીરની મારી ચીથરેહાલ ધાબળી અનેકગણી સારી છે. વળી મારા માથાના વાળની લટો મેલી થઇને ચીડાઈ જશે, તો પણ હું માથું ઓળવાની નથી. અને મારા મૃત્યુ સુધી હું એજ હાલમાં રહેવાની છું.

દુહો—ત પટૉરા પૅરીઆં, જ કિયામત તૈં જિયાં,
મિટ્ઠી મિલંધી મિટ્ટીમેં, પેંધા કલર-કીયા,
ડિસંધે ડીં ડીયાં, માંજે કુડકે મીયણું?

ભાવાર્થ—હે સૂમરા સરદાર! હું તારાં પરોળાં તોજ પહેરૂં, જો મારી જીંદગી કિયામત અગર પ્રલય સુધીની હોય. માનવીનું માટીનું શરીર માટીમાં મળી જશે. તેમજ તેને કબર અને જીવજંતુ ખાઈ જશે. તો જાણી બૂઝીને હું મારા કુળને કલંક કેમ લગાડું?

ઉમર સૂમરો ફરી મારઈને મનાવતાં કહે છેઃ—

દુહો—મેડી ચડ તું મારઈ, સોન સવેરો પાય,
વે સાંગામંઝી મથે, સુખેં પેર સિરાય,
સૂમરીઉં સભાય, મિકે તોજી સલામ કે.

ભાવાર્થ—હે મારઈ! તું સૂમરા સરદારના મહાલય પર ચડી સત્વર સુવર્ણાલંકારો ધારણ કર વળી સાંગામાંચી પર બેસીને તારા પગને આરામ આપ. સઘળી સૂમરીઓ તારી સલામ માટે તલસી રહી છે.

ઉમર સૂમરાને ઉત્તર આપતા મારઈ બોલીઃ—

દુહો—મેડીઉં મરક ન અસાંજો, ઝુંપડીએં કે જસ,
હિન સાંગામ ઝી મથે, આંઉં ન વેઆં અવસ,
મરકેં અસીં મલીર તેં, જિત ઝિઝી થિએ તી વસ,
ઉમર પાણજો પસ, કી તું ડીં કિયામ જો.

ભાવાર્થ—મેડીઓ અને મહેલો એ અમારા ગર્વનું સ્થાન નથી. અમારે ત્યા એ યશ અમારી ઝુંપડીઓને છે. તારી આ સાગામાંચી ઉપર હું કદી પણ બેસવાની નથી. અમારા ગર્વનું સ્થાન અમારૂં વતન મલીર છે, જ્યાં પુષ્કળ વરસાદ વરસે છે. હે ઉમર સૂમરા! તુ છેવટના કિયામતના દિવસનો કંઈક વિચાર કર.

ત્યારબાદ મારઇ પોતાના વહાલા વતન મલીરને યાદ કરતાં કહે છે.—

દુહો—થર થુવર ઘર ઝુંપડા, બાયણ જિનીજો થૂ,
વેણ જિનીજો સુંઅમેં, સે સિંઝી ખારા ખૂ,
માકું પથ મલીરમેં, તિરમણ લગેં ત્રૂ,
રાત સુહીજે રૂ, સુતે સજણ સંભારેઆ.

ભાવાર્થ—અમારી વતનની ભૂમિમાં કાંટાળા થોર છે, અને ઘરોને

બદલે ઝુંપડાં છે. બાળતણમાં ખૂ છે. બેસવાનું નિર્જન વનમાં છે. અને લોકો કુવાઓનું ખારૂં પાણી સીંચીને પીએ છે. ત્યાં ઝાકળ ઘણી પડે છે. અને વનસ્પતિ ઝાકળ બિન્દુઓથી આર્દ્ર થાય છે. આવા મારા વતનનાં વહાલાં જનો મને રાત્રે સૂતાં યાદ આવ્યાં હતાં.

દુહો—થર થુવર ઘર ઝુંપડા, વેહેં બિંજ વથાણુ,
સાંજી શાહ લતીફ ચે, આંઉં ભરીંધી હુઈસ ભાણુ,
મારૂઇજી ઉમાણુ, તું સાભત રખજ સૂમરા!

ભાવાર્થ—થળના થોરોમાં જેમનાં ઝુંપડાં છે, અને વેહાઓમાં જેનાં વથાણુ છે એવા મારા પ્રિય પતિને હું રોજ સાંજે વાળુનું ભાણું ભરી આપતી હતી. એવી મારૂઈના શિયળની અમાનત હે સૂમરા સરદાર, તું સલામત રાખજે.

દુહો—સોણું લધમ સૂમરા, આંઉં લોઇયેંમે લેટી,
મંધી પાય મટમેં, વલોડ઼ીયાં વેઠી,
પખેમેં વેઠી, આંઉં ખીરૂં ડીયાં જેડીએ.

ભાવાર્થ—હે ઉમર સૂમરા! મારી કામળીમાં વીંટળાઇને મેં એક સ્વપ્નું જોયું, કે જાણતી માટલીમાં રવૈયો નાખીને હું જાણે દહીં વલોવી રહી છું અને મારા ઝુંપડામાં બેસીને હું જાણે મારી સહીઅરોને મારી મુક્તિની વધામણીઓ આપી રહી છું.

દુહો—સોણું લધમ સૂમરા, સું ખથિયનમેં ખાસો,
વઠા મીંય મલીરમેં, તડ઼ તડ઼ તમાસો,
જાં ફેરીયાં પાસો, ત જુસો જંજીરનમેં.

ભાવાર્થ—હે સૂમરા! મેં મારી ધાબળીમાં સુતાં સુતાં એક સુંદર સ્વપ્નું જોયું, કે જાણે મારા પ્રિય વતન મલીરમાં વરસાદ વરસે છે અને ટેકરીએ ટેકરીએ તે જોવાનો આનંદ વ્યાપી રહ્યો છે. પરંતુ પડખું ફેરવતાંજ મને જણાયું, કે હું હજુ બંદીવાન સ્થિતિમાંજ છું.

દુહો—આણ્યાં તંડ઼ી ચાડ઼ીં, ડુથ્થ ડીયાણીં,
પોરેઆ વિંઞે પેટકે, સંપત ન સારીં,
પાંખી રધીં-પતરી રધીં, ઘરેં ગુજારીં,

અછ રાત મૈયધ ચેં, ગુંધર પ્યા ગારીં,
મું કે ત્યું મારીં, ગાલ્યું ઈ ગોઠીયન જ્યું.

ભાવાર્થ—આમો, ચેક વગેરે જંગલી ધાન્ય-દ્રવ્ય જેવાં લઇ આવે તેવાંજ દરરોજ રાધીને ખાય, રોજ પેટને માટે બહાર નીકળી જાય, જેઓ કંઇ પણ દ્રવ્ય ધરાવતા નથી, વળી ખાખી-પાતળી રાબ રાધી ઘેર રહીને જ જે ગુજારો કરે છે, અને આખી રાત જેઓ સુખ-દુ:ખની વાતોમા વીતાવે છે, એવા મારા સ્નેહીઓની વાતો મારા હૃદયમા ખૂચી રહી છે.

દુહો—કિરડ કંડેરિઆ, ડોરેં મયે ડીં,
મોકલ ડીયેં જ મું કે, તં વિંઆં પ સે પુંસીં,
ઉત્તપ ચોંધીંસ ઇં, મું તેં હુથ્થ હમીરજો.

ભાવાર્થ—કેરાનાં ઝાડ કાલતા જેઓ તેમના પરજ પોતાનો આખો દિવસ કહાડી નાખે છે, એવા મારા સ્નેહીઓ પાસે જવાની તું રજા આપે, તો હું ત્યાં જઇને પણ એમ કહીશ, કે મારા પર હમીરાણી ઉમર સૂમરાનો ઉપકાર છે.

મહાસતિ મારઈનું મન ફેરવવાની ઉમર સૂમરાની સઘળી મહેનત આખરે વ્યર્થ ગઇ. ઉમર સૂમરો ગમે તેવો હોય, તો પણ મારઇની અનિચ્છાએ તેના પર જુલમ ગુજારવાનો તેનો ઈરાદો લેશ પણ ન હતો. થોડે થોડે તે પોતે ઠેકાણે આવી જશે, એમ ધારી ઉમર સૂમરો થોડા દિવસ તેને કંઈ પણ કહેવા વગર શાન્તિ ધારણ કરીને બેઠો.

ઉમરકોટના ઉમર સૂમરાએ મારઈનું હરણ કર્યાની વાત મારઇના પતિ ખેતસિંહના કાને આવતા તેને ઉમર સૂમરા પર અતિશય ક્રોધ વછૂટ્યો. તરતજ તેણે પોતાના રાજપૂત સાથીદારોને એકઠા કરી લીધા, અને ઉમર સૂમરાના રાજ્યમાં બહારવટુ ખેડવા કૂદી પડ્યો સૌથી પહેલાં તેણે પારકરના સૂબાનો ખજાનો લૂટ્યો. એમ લૂટફાટ કરતો કરતો તે છેક ઉમરકોટ પહોચી આવ્યો. અહીં વેશ બદલી મારઈના રહેઠાણની તપાસ કરી, તે ત્યાંથી આંટા ફેરા કરવા લાગ્યો. એટલામાં તેના પર ઓચીંતી મારઇની દૃષ્ટિ પડી ઉભય પ્રેમીઓએ તેજ ક્ષણે એકબીજાને ઓળખી લીધા બંનેના અંતરમાં આશાની વીજળી એક સાથે ચમકી ઉઠી. ચતુર મારઇએ

તેને શહેર બહાર આવેલી એક પીરની દરગાહ પાસે અમુક દિવસે હાજર રહેવા સંકેતમાં સમજાવી દીધું. અને તેજ ક્ષણે ખેતસિંહ ત્યાંથી પસાર થઇ ગયો.

મુકરર કરેલો દિવસ આવી પહોંચતાંજ ખેતસિંહ પોતાની પાણીપંથી સાંઢણી સાથે નિશ્ચિત સ્થળે પહોંચી ગયો. થોડીવાર થતાંજ મારઇ અન્ય સૂમરી રાણીઓ સાથે ત્યાં આવી પહોંચી. અહીં આ સાંઢણી બેઠેલી જોઇને, એક સૂમરીરાણી ગમ્મતની ખાતર મારઇને કહેવા લાગી, કે "મારઇ! મને તો એમ જણાય છે, કે આ ઊંટ ખાસ તારા માટેજ આવેલ છે. માટે જેમ તને ઉમરસૂમરો અહીં હરી લાવ્યો, તેમ તું હમણાંજ તારે મુલક પાછી ચાલી જાય, તો તને અત્યારે કોણ પૂછનાર છે?"

સૂમરીરાણીએ ટીખળ પૂર્વક કરેલી આ વાત ખરેખર સત્યાર્થ નીવડી. સાંઢણીને જોતાવેંતજ મારઇનું હૃદય તો 'ઉડુંઉડું' થઇ રહ્યું હતુ. સૂમરીરાણીની વાત પુરી થતાંજ તે એકજ ચોટમાં પેલી સાંઢણી પાસે પહોંચી ગઇ, અને કૂદકો મારી તે પર ચઢી બેઠી. તેજ ક્ષણે ખેતસિંહે સાંઢણીને એડી મારીને ઉભી કરી, અને થળ ની આ પવનવેગી સાંઢણી ગરૂડગતિએ મલીરને માર્ગે ઉડવા લાગી. સૂમરીરાણીઓ આ અદ્દભુત દૃશ્ય મોંમાં આંગળીઓ ઘાલીને ફાટી આંખે જોઇ રહી

સાંઢણી તો ખાડા-ટેકરા કંઇ પણ જોયા વગર એકસરખી ગતિએ માર્ગ કાપવા લાગી અને થોડાજ સમયમા આ પ્રેમી યુગલ પોતાના પ્રિય વતન મલીરમા આવી પહોચ્યું.

ઉમર સૂમરાને આ વર્તમાન પ્રાપ્ત થતાં તેના ક્રોધનો જ્વાળામુખી એકદમ ભભૂકી ઊઠ્યો તરતજ તે લશ્કર તૈયાર કરી, મારઇને પાછી વાળવા, કૂચકદમ કરતો મલીરને માર્ગે ચાલવા લાગ્યો.

ઉમરસૂમરો એક વિશાળ સૈન્ય સાથે ધસી આવતો હોવાની વાત ખેતસિંહ તથા તેના કાકા પાલણુસિંહને કાને આવતાં તેઓ પણ પોતાના લડાયક વીરો સાથે તરત તૈયાર થઇ ગયા, અને તલ્વારની અણીઓ વડે ઉમરસૂમરાનો આદરસત્કાર કરવાની રાહ જોવા લાગ્યા મારઇને પ્રાણાન્તે પણ પાછી ન સોંપવી, એવો તેમણે પોતાના મનમા અટૂટ નિશ્ચય કરી લીધો.

ઉમરસૂમરાનું સૈન્ય આવી પહોંચતાંજ ઉભય પક્ષમાં લડાઇની તૈયારીઓ ચાલવા લાગી. મલીરના મૂઠીભર યોદ્ધાઓ કેસરીઆં કરવાની તૈયારીઓ કરવા લાગ્યા આ તૈયારીઓ થતી જોઇને માર ઇના અંતરમાં અત્યંત દુઃખ થવા લાગ્યું. તેને લીધે હમણાંજ અનેક શૂરવીર નવજવાનોનો નાશ થવાનો છે, એ વાત યાદ આવતાં તેને કમકમાટ ઉત્પન્ન થતો હતો. આ હત્યાકાંડ ખાળવા માટે તેને એક નવો ઇલાજ અજમાવવાની ઇચ્છા થઈ. તેનામાં પ્રાણાન્તે પણ પોતાનું શિયળ સાચવી લેવાની અદ્દભુત શક્તિ હતી. અને તેથીજ તેણે આ માનવકાંડ થતો અટકાવવાને એક નવિન રસ્તો ગ્રહણ કર્યો. તેણે પોતે ચાલીને ઉમર સૂમરાને સામે જઇ તેને વધાવવાનો વિચાર કર્યો. આ કાર્ય માટેની સઘળી તૈયારી કરી, તેણે પોતાના પતિ ખેતસિંહને કેસરીઆ વાઘા ધારણ કરાવી, ખભે તલ્વાર રખાવી, આગળ કર્યો અને પાછળ પોતે ઉત્તમ પ્રકારનાં વસ્ત્રાભૂષણો ધારણ કરી હાથમાં કંકુ–ચોખાનો થાળ લઇ, મસ્તક પર પાણીનો કળશ ચડાવી, પોતાની સઘળી સહીઅરોના ટોળા સાથે ગીતો ગાતી વાજતે–ગાજતે ઉમર સૂમરાને સામૈયું કરવા ચાલતી થઇ. ઉમર સૂમરાની સ્વાભાવિક ખાનદાની તે જાણતી હોવાથી તેણે આ નવિન સાહસ માટે હિંમત કરી હતી

ઉમર સૂમરાએ દૂરથી આ દૃશ્ય જોયું. લડાયક યોદ્ધાઓને બદલે, લગ્નપ્રસંગ જેવા આનંદથી ગીતો ગાતી રમણીઓને આવતી જોઇને તેને અત્યંત નવાઇ લાગી.

નજદીક આવી પહોંચતાંજ મારઇએ હિંમતભેર સૌથી આગળ આવીને સૂમરા સરદારના કપોળ–પ્રદેશપર કુમકુમનું તિલક કર્યું ચોખા ચોંટાડી, માથે ઓવારણાં લીધાં, અને આશીર્વાદ દઇને બોલી, કે હે સૂમરા સરદાર તું અમારો માવિત્ર છે અને અમે તારાં બાળકો છીએ. હવે ચાહે તો માર, અને ચાહે તો જીવાડ.

દુહો—મારઇ મથે બેડલો, ખેનસીં કંધ તરાર,
તું અસાંજો માઇતર, અસીં તોજા બાર,
હાણે માર ક જિયાર, સરણ તુહીંજે સૂમરા.

મારઇની આ અપૂર્વ હિંમતભરી યુક્તિ જોઇને ઉમર સૂમ-

રાનો સઘળો ક્રોધ તેજ ક્ષણે શમી ગયો તેને ધર્મબન્ધુ ગણી વધાવનાર મારઇને તેણે પોતાની ધર્મ-ભગિનિ કહી અભયવચન આપ્યું, અને મારઇ તેને પોતાના ખરા અંતરથી આશીર્વાદ આપવા લાગી. ઉમર સૂમરાએ મારઇને તેની શિયળરક્ષાની ઉત્તમ ભાવના માટે ધન્યવાદો આપ્યા. સૂમરા સરદારને પોતાના સતિત્વની પ્રશંસા કરતો જોઇને ઉપકારવશ અંતરે મારઈ બોલીઃ—

દુહો—શીલ ત ઉમર સૂમરા, મારઈ કુજારો,
ભોર ભમંધો આયો, ડિસી ફુલેંજો વાડો,
હુવો ઉમરસેં રાડો, ત લજ રખેં હિન લોઇજી.

ભાવાર્થ—હે સૂમરા સરદાર ! ખરેખરું શીલ તો તારૂં કહેવાય. તારી પાસે મારૂં શિયળ કઇ ગણતરીમાં ? ફૂલવાડી જોઈ, તેની સુગંધ લેવા આવેલો ભ્રમર પાછો વળી જાય, તેમ હે સૂમરા વીર ! તેં મારા સતિત્વની રક્ષા કરી છે.

આ સાંભળી ઉમર સૂમરો મારઇ પર અત્યંત પ્રસન્ન થયો. તેણે તેને ધર્મભગિનિ તરીકે કેટલોક ખાસ ઈનામમાં આપ્યો, અને તેમની પાસેથી પનચરી લેવી માફ કરી, તે પાછો પોતાના ઉમરકોટ પ્રતિ ચાલતો થયો.

મારઇ અને તેના પતિએ પોતાનું શેષ જીવન પોતાના વહાલા વતન મલીરમાં અત્યંત આનંદપૂર્વક પસાર કર્યું. હજારો ધન્યવાદ હજો, કચ્છની એ મહા સતિ મારૂઇને ! ×



× મેરાદે અને મારઇના સંબંધમાં જામ લાખાએ લક્ષ કેમ ન આપ્યું એ એક વિચારણીય પ્રશ્ન છે. એજ અરસામાં જામ લાખાને કેટલાક વિગ્રહોમાં ઉતરવું પડ્યું હોવાથી તે એ વિષયમાં લક્ષ આપી શક્યો ન હોય તો તેમ થવું પણ સંભવિત છે.

## ( ૭ )

## દિગ્વિજય.

એક દિવસ જામ લાખો કેરા કોટમા પોતાના રાજ્ય-દરબારમા બેઠો હતો. એટલામા સુવર્ણ-પુરસો લઇને માવલ ચારણ ત્યા આવી પહોચ્યો

દુહો—પુરસો ગિની આવેઓ, માવલ લાખે વટ,
સારી હી સોગાયતી, લાખા રખ તૉ વટ.

ભાવાર્થ—પુરસો લઇને માવલ જામ લાખા પાસે આવ્યો અને કહ્યુ કે હે જામ, આ સરી સોગાયત તુ તારી પાસે રાખ

દેવતાઓને દુર્લભ એવો આ સુવર્ણ-પુરસો જામ લાખા જેવા એક અદ્વિતીય દાતારને પ્રાપ્ત થતા સોનામા સુગંધ ભળવા જેવુ થયુ. તે યાચક લોકોને પેટ ભરીભરીને સુવર્ણનુ દાન કરવા લાગ્યો. જામ લાખાની ખ્યાતિ, હતી તે કરતા અનેકગણી વધી ગઇ તેની કીર્તિનો ડંકો જગતભરમા એક સરખો ગર્જી રહ્યો

જામ લાખાએ કચ્છમા આવીને પ્રથમ અજાર પાસેનું પોતાનુ લાખાસાગર તળાવ જે તૂટી ગયુ હતુ તે સમરાવ્યુ તેમજ ગુજરાત કાઠિયાવાડનો ઘણો પ્રદેશ પોતાને હસ્તક કર્યો ગિરનાર ઉપર જમિઅલશા દાતારની ઉગમણી બાજુએ આવેલુ વિશાળ લાખાવન તથા ગુરૂ દત્તાત્રેયની દક્ષિણે બોરદેવી પાસે આવેલી લાખામેડી કચ્છના એ મહાપ્રતાપી રાજવીના પરાક્રમ અને પ્રભાવની આજ-પણ સાક્ષી પુરી રહ્યા છે

જામ લાખાની મહાત્વાકાંક્ષા દિનપ્રતિદિન વધતી ગઇ. તેણે આજુ બાજુના નાના મોટા અનેક રાજા રજવાડાઓને નમાવ્યા અને ત્યારપછી તે દિગ્વિજય કરવાને નીકળી પડ્યો *

---

* કચ્છી જનતા આ દિગ્વિજયને સુજની ગખાતના નામથી ઓળખે છે ભાટ ચારણોના કથન મુજબ જામ લાખાએ પોતાની સાથે માન જુવાનીઆઓને લીધા હતા પરતુ એક જણને દરરોજ પોતાના પિતાના દર્શન કરી પછી જમવાનો નિયમ હોવાથી તે પોતાના ઘર

જામ લાખો દિગ્‌વિજય કરીને ઘણી લાંબી મુદત્તે પાછો ફર્યો. કચ્છી જનતાએ તેને અત્યંત ઉમળકાભેર વધાવી લીધો.

જામ લાખાના દિગ્‌વિજય વખતની તેની જાહોજલાલીનું વર્ણન કરતા ચારણ કવિઓ આજ પણ કહે છેઃ—

છપ્પો.

સત્તર લાખ રાજંદ, ક્રોડ ઉમરાવ કહીજે,
સાહસ્ર એક સામંત, ભૂપ દસ લાખ ભણીજે;
વેપારી પંચ લાખ, લાખ ભટ ચારણ ભાઈ,
કાઠી અરધા લાખ, લાખ નીસાણ બજાઈ,
નર અંત ખેઆં[1] સૂઝે નહિ, પંનર ફેર જોજન પડે,
ચૌદ ક્રોડ પરધાન મત, પણુપસર[2] લાખો ચડે.

ઉપરોક્ત કાવ્યકૃતિ અલંકારી ભાષામાં હોવાથી તેમાં અતિશયોક્તિ હોવા સંભવ છે. છતાં એટલું તો ચોક્કસ જણાય છે, કે

---

પિતાને ગુપ્ત રીતે પોતાની સાથે લઇ લીધો હતો. જામ લાખો પોતાના કાફલા સાથે આગળને આગળ બહુ બહુ દૂર કોઇ અંધકારમય પ્રદેશમાં નીકળી ગયો. જેમ જેમ તે આગળ ચાલ્યો જતો હતો, તેમતેમ રસ્તો વધારે ભયંકર બનતો જતો હતો. છેવટે તે એવા પ્રદેશમાં આવી ચડ્યો, કે ત્યાંથી પાછા ફરવાનું કાર્ય પણ અત્યંત મુશ્કેલ થઇ પડ્યું. કોઇને પણ રસ્તો સૂઝે નહિ. સૌ હિંમત હારી ગયા. આ વખતે કોઇએ કહ્યું, કે આપણી સાથે કોઇ વૃદ્ધ માણસ હોત તો જરૂર કંઇક ઇલાજ બતાવી શકત. આ સમયે પેલા પિતૃભક્ત યુવાને પોતાના વૃદ્ધ પિતાને હાજર કર્યો. આ વૃદ્ધે એવો રસ્તો બતાવ્યો, કે કચ્છ છોડતી વખતે જે ઘોડીઓએ ઠાણ આપેલું હોય, એવી ઘોડીઓને છૂટી મૂકી દેવી, અને આપણે સૌએ તે ઘોડીઓની પછવાડે ચાલવું. આ ઘોડીઓ પોતે પાછા વળવાનો રસ્તો શોધી કહાડશે. સૌએ તેમ કર્યું. અને એ વૃદ્ધની ચતુરાઇને લીધે સૌ પાછા સારે રસ્તે આવી ચડ્યા. કહેવાય છે, કે બાજરી અને થોરનું બીજ જામ લાખો દિગ્‌વિજય કરીને પાછો ફર્યો ત્યારે પોતાની સાથે લાવેલો હતો.

૧ ખેઆં=ખોબડને લીધે. ૨ પણુપસર એ જામ લાખાની સવારીના ઘોડાનું નામ છે.

જામ લાખાની સવારી અત્યંત દમામદાર તથા દબદબા ભરેલી અને ભવ્ય હોવી જોઇએ.

જામ લાખા જેવો પરાક્રમી અને પ્રતાપી રાજવી કચ્છની ગાદી ઉપર અન્ય મળવો મુશ્કેલ છે.

---

## (૮)
## વિકીયો દાતાર.

જામ લાખો એક દિવસ પોતાના રંગ મહાલયમાં રાણીઓ સંગાથે વિવિધ પ્રકારનો વાર્તા-વિનોદ કરતો બેઠો હતો એટલામા દેશના જુદા જુદા દાનવીરો વિષે કંઇક વાત નીકળતા, જામ લાખો પોતાની દાતારીના ગર્વમા આવી જવાથી રાણીઓને પૂછવા લાગ્યો, કે "મારા જેવો કોઇ દાતાર તમોને સૂઝે છે ખરો?"

દુહો—લાખે રાણીઉં પુછ્યું, વ્યારે હારો હાર,
અસાં જેડા આંકે સુજે, ડે મેં કો દાતાર?

જામ લાખાનો આ વિચિત્ર પ્રશ્ન સાભળીને કોઇએ કશો જવાબ આપ્યો નહિ માત્ર એક ચાવડી રાણીથી લાખાનો આ ગર્વ સહન ન થતાં તે બોલી ઊઠી —

દુહો—લાખા રાણીયું ન પુછજે, પુછજે મંગણહાર,
જિતીં મવે ઘરમેં, ડિસીંજા ડાતાર.

ભાવાર્થ—હે લાખા જામ! એ વાત રાણીઓને ન પૂછાય પણ માગણ લોકોને પૂછી શકાય કારણકે એમના મનમા દિશોદિશાના દાતારોની ઓળખાણ હોય.

ચાવડીરાણીનાં આ હિંમતભર્યા વચનો જામ લાખાના હૃદયમાં તીરની પેઠે પેસી ગયા. તેણે બીજેજ દિવસે એક મોટો દરબાર ભર્યો, અને સઘળા ભાટ-ચારણોને ભેગા કરીને જામ લાખાએ તેમની પાસે એજ પ્રશ્ન મૂકયો.

દુહો—લાખે જામ પુછાયા, મિડે મંગણહાર,
અસાં જેડો કો ડિસાં, ડિસીમેં ડાતાર.

જામ લાખાનો આ પ્રશ્ન સાંભળીને કેટલાક તેની પ્રશંસાનાં ગીત ગાવા લાગ્યા. અને કેટલાકે કહ્યુ, કે આપના જેવો એકપણ દાતાર આજે જગતના પટ પર અસ્તિત્વ ધરાવતો નથી પરંતુ જ્યારે તેના

દશોંદી સોમંગ બારોટનો વારો આવ્યો, ત્યારે તે કંઇપણ ન બોલતાં શાન્તિ ધારણ કરીને ઉભો રહ્યો. તેને ચુપચુપ ઉભેલો જોઇને, જામ લાખાએ તેને ખરેખરી વાત બેધડકપણે જણાવી દેવાનો આગ્રહ કરવા માંડયો. તેનો આગ્રહ જોઇને સોમંગ હિંમતથી બોલ્યો, કે જામ, પૃથ્વી તો ભલભલેરી પડી છે. તેમાં દાતારોનો કદી તોટો પડ્યો નથી. આજના સમયમાં પણ આપણા દેશમાં એકંદર દશ દાતારોની ગણતરી થાય છે. આપના જેવાજ બીજા નવ દાતાર ગણાય છે. જુઓ સાંભળોઃ—

દુહો—ઘર આવેં મંગણે, દાન સભકો દે,
સપક સે સારે, વુકો ઝુંપડીઅનમેં ઝુકયા.

ભાવાર્થ—ઘેર આવેલા યાચકને તો સૌ દાન આપે પણ સપડચોટાણી તો ઝુંપડીઓમાં વસનારા યાચકોને ખોળી ખોળીને દાન આપે છે.

દુહો—ઓડે જે દાનેં, એઉં અંબર લગીઉં,
રજ પઈ રાણેં, ડટજી વ્યા ડાતાર સૈ.

ભાવાર્થ—જામ ઓડા જખરાણીએ ગાયો, ભેંસો, ઘોડા, ઊંટો વગેરે પશુધનનું એટલુ દાન કર્યુ છે, કે તે પશુઓના પગવડે ઉડેલી રજ આકાશમાં જઇને પહોંચી, અને એ રજ શરીર પર પડવાથી તેમાં સઘળા દાતારો જાણે દટાઇ ગયા છે.

દુહો—ચંડાં-ભલા ઊ ત્રૅ, વિજે વિકીયો ને જખરો,
કપડજા કોટ કરે, ડીં તા મંગણહાર કે.

ભાવાર્થ—વિજો, વિકીયો, અને જખરો એ ત્રણ પણ ઉત્તમ પ્રકારના દાતાર છે. કાપડના મોટા કિલા પણ તે માંગણનેકોને દાનમા આપી દે છે.

દુહો—થધી સ્તન ડિનાસ, સમું સાહજી પુઠમેં,
પધરો પરખઢેં, હણુત થધિયાણી થીઓ.

ભાવાર્થ:—માતા થધીએ જેને સ્તનપાન કરાવ્યું, એવો માડની પછવાડે થએલો સમો દાતાર હણુત થધિયાણી પરખંડામાં પ્રખ્યાત થયો.

દુહો—બેટો વીરમ રા, પૌત્રો વાંગડ જખરે;
ડિનેં રા દેઆસ, મથો મંગણહાર કે.

ભાવાર્થઃ—વીરમરાનો પુત્ર અને બહાદુર જખરાનો પૌત્ર રા દેઆસ એવો દાતાર થયો, કે તેણે પોતાનુ મસ્તક ચારણને દાનમાં આપી દીધું.

દુહો—સોઢે દિની સટ, ઘણાં મેવાસી મુંઝી રેઆ,
રાણું રાયમલ જેં મદયો, મદયો પારકર પટ.

ભાવાર્થ—સોઢા રાણા ચાંદે પણ એવી દાનવીરતા બતાવી કે જેથી ઘણા મહાપુરૂષો પણ મુંઝાઇ પડ્યા. રાણા ચાંદે એના વડીલ રાણા રાયમલનાનામને ઉજ્જવળ કર્યું, અને પારકરની જમીનને પણ દીપાવી.

દુહો—ચડી મેડિય માગ, ઉચાં ઉધરકે વિરો,
તારા કડે ન તાગ, જામ ઉઢાણી જખરો.

ભાવાર્થ—જે પોતાની મેડીએ ચડીને પણ યાચકોને દાન આપવા માટે ઉંચો ઉભી રહ્યો છે એવા જામ જખરા ઉઢાણીની દાનવીરતાનો તાગ કોઇપણ કાઢી શકે તેમ નથી.

સોમંગ બારોટનાં ઉપરોક્ત વચનો સાંભળીને જામ લાખાને માથાથી પગ સુધી ઝાળ ઉઠી. પરંતુ તે પોતાના મનમાંજ સમાવીને તે બોલ્યો, કે "બારોટ, દાતારો જ્યારે પોતાનાં મસ્તકનું દાન આપતા હતા, ત્યારે ચારણો પણ એવા હતા, કે તેમની સાથે બળી મરતા એવા ચારણ પણ આજ ક્યાં છે?"

જામ લાખાનું આ મ્હેણું સાંભળીને સોમંગ બારોટને રીસ ચડી. તે બોલ્યો. "દાતાર, જો તમે તમારૂં મસ્તક મને દાનમાં આપતા હો તો હું પણ તમારી સાથે બળી મરવાને તૈયાર છું."

સોમંગના વચનો જામ લાખાના અંતરમાં તીરની પેઠે પેસી ગયાં. છતાં તે બહારથી શાન્તિનો ડોળ કરીને બોલ્યો, કે "બારોટ! માથું તો દૂર રહ્યું, પણ જ્યાં ગાડાં ભરાય એટલાં પીલુ* થાય છે, એવા ચીનાઇ બેલાના ધણી વિકીયા દાતાર પાસેથી માત્ર થોડાં પીલુજ લઇ આવો."

"અન્નદાતા! પીલુની હમણાં મોસમ નથી, એટલે ક્યાંથી મળી શકે?" સોમંગે પ્રત્યુત્તર આપતાં જણાવ્યું

"શું પીલુ જેવી એક નજીવી ચીજ પણ તમારા દાતારોમાંનો કોઇ નહિ આપી શકે?"

"દાતાર! મોસમ વગરની વસ્તુ શી રીતે મળી શકે?"

"બારોટ! જો પીલુની મોસમ ન હોય, તો માથું માગી

---

* વાગડ પ્રદેશમા ચૈત્ર-વૈશાખ માસમા પીલુ નામના ઝીણાં ફળ થાય છે. તે વાગડનો મેવો ગણાય છે.

આવજો. માથાને તો મોસમની જરૂર નથી ને ?" જામલાખાએ ભયંકર માગણી રજુ કરતાં કહ્યું

દુહો—મથો મંડજ મંડણાં, કાં પીરૂ મંડજ દાત,
અજ અસાંજે રાજમેં, ચારણુ મ રૅાજ રાત.

ભાવાર્થ—હે ચારણુ! કાં તો પીલુ માગી આવ, અને તે ન બની શકે તો માથું લઈ આવ. આજની રાત મારા રાજમાં ન રોકાતાં હમણાજ એ બે વસ્તુઓમાંની એક લાવવા માટે ચાલતો થા.

જામ લાખાની આવી અવિચારી માગણી જોઇને, સોમંગને પણ વિચાર થઇ પડ્યો. છતાં જામ લાખાને ખરેખરા દાતારનાં દર્શન કરાવવાની તેને લાલાવેલી લાગેલી હોવાથી, તે તેજ વખતે ત્યાંથી ઊઠીને ચાલવા લાગ્યો.

દાતાર વિકીયો પુનાણી ચીનાઇ બેલાનો રાજ્યાધીશ હતો. સોમંગ બારોટે તેને નજરે નિહાળ્યો ન હતો, પણ તેની પ્રશંસા સાંભળીનેજ તે જામ લાખા જોડે વાદમાં ઉતર્યો હતો છતાં તે ઇશ્વર પર શ્રદ્ધા રાખી, મજલ દર મજલ કરતો ચીનાઇ બેલાને રસ્તે ચાલતો થયો.

કેટલાક દિવસે સોમંગ ચારણુ ચીનાઇ બેલે આવી પહોંચ્યો. ગામની પાદરમાંજ રાજપૂત જેવો જણાતો એક માણસ ઘેટાના પગ પર પાટા વીટાળી રહ્યો હતો અહીં આવીને સોમંગ બારોટે વિકીયા દાતારના દરબારના માર્ગની પૂછા કરી. પેલા રાજપૂતે રાજકચેરીનો માર્ગ બતાવ્યો, અને સોમંગ તે તરફ ચાલતો થયો

સોમંગ બારોટને રાજદરબારનો રસ્તો બતાવનાર બીજો કોઈ નહિ, પણ વિકીયો દાતાર પોતે હતો. ચારણુને ચાલતો થએલો જોઇને તે પણ ઉભો થયો, અને ટુંકે રસ્તે થઇ પોતાનો પોશાક ધારણુ કરીને, ચારણુની પહેલાંજ રાજકચેરીમાં પહોંચી ગયો.

થોડી વારમાં સોમંગ બારોટ પણ આવી પહોંચ્યો. વિકીયા દાતાર પર દષ્ટિ પડતાંજ તે ચેતી ગયો, કે ઘેટાના પગ પર પાટા વીટાળનાર પણ એ પોતેજ હતો મસ્તકનું દાન લેવાની મોટી ઉમેદમાં આવેલા સોમંગ બારોટનું મો આ જોઇને ઠાણું થયું !

પડી ગયું. તેણે વિચાર્યું, કે ઘેટાંને પગે પાટા બાંધનાર માણસ શું દાન આપવાનો હતો?

ચારણના ચહેરામાં થએલો ફેરફાર વિકીયો દાતાર તરત કળી ગયો. તેણે ચારણને તેનું કારણ પૂછયું. સોમંગ બારોટે પ્રથમ તો કંઇપણ જણાવ્યું નહિ, પરંતુ વિકીયાના અત્યાગ્રહથી તે ખરી વાત જણાવતા બોલ્યો:—

દુહો—ફૂલાણી લાખે વટે, વડા કેઆતે વાદ,
પણ વેટે પટીયું બધે, સે ડીધો ડૂઢી ડાત?

ભાવાર્થ—જામ લાખા પાસે મેં ઘણો વાદ વિવાદ કર્યો. પણ હવે મને ખબર પડી, કે જે માણસ ઘેટાંને પગે પાટા બાંધે તે મને દાન શું આપવાનો હતો?

ચારણનાં આ વચનો સાંભળીને વિકીયો દાતાર બોલ્યો, કે બારોટજી! રાજપૂતો તો ઘેટાંને પગે પાટા પણ બાંધે, દાન પણ આપે, અને જરૂર પડયે રણ-સંગ્રામના મયદાનમાં પણ કુદી પડે માટે તમારે જે કંઇ માગવું હોય તે સુખેથી માગી લ્યો

વિકીયા દાતારની મીઠી વાણીથી સોમંગને સંતોષ થયો. પીરુ જેવી અપ્રાપ્ય વસ્તુની માગણી કેવી રીતે કરવી, તેનો વિચાર કરતો તે જરાવાર શાન્ત ઉભો રહ્યો

"ક્યાંથી આવો છો ગઢવી?" ચારણને ચુપચુપ ઉભેલો જોઇને, વિકીયા દાતારે નવો પ્રશ્ન કર્યો.

"આવ્યો તો બાપ! બહુ આઘેથી છું. ઠેઠ કચ્છના કેરાકોટથી."

"અહીં પહેલ વહેલાજ આવ્યા લાગો છો?"

"સાચી વાત છે દાતાર! આજ દિન લગી ચીનાઇ એલાનું નામ સાંભળવા સિવાય તેનું પાદર પણ ભાળ્યું નો'તું."

"ભલે આવ્યા બારોટજી! બહુ દૂર નીકળી આવ્યા હો! કેવા ચારણ છો? અહીં આવવું કેમ થયું?"

"તુમેર ચારણ છું. કચ્છના જામ લાખા ફૂલાણીનો દશોંદી ભાટ છું, અને વિકીયા દાતારનાં 'જસનામાં' સુણી તેને જાચવા આવ્યો છું."

"લાખો ફૂલાણી? કચ્છનો સુરજ? જેનાં પરાક્રમ અને પ્રતાપના ડંકા દશે દિશામાં ગાજી રહ્યા છે, તેનો દશોંદી ભાટ કચ્છના છેડા પર બેઠેલા મારા જેવા એક સાધારણ જાગીરદારને જાચવા આવે, વાત અસંભવિત જેવી જણાય છે."

"વાત તદ્દન સત્ય છે દાતાર! હું વિકીયા પુનાણીને જાચવા અર્થેજ આવેલો છું."

"એમજ હોય, તો વિકીયાનાં ધન-ધામ અને માલ-મિલ્કત યાચકોને માટે સદા સર્વદા ખુલ્લાં છે. જે જોઇએ તે માગી લ્યો."

"વિકીયા દાતાર! હું વચન માગું છું." ચારણ બોલ્યો.

"વચન છે ગઢવી! બોલો શું જોઇએ?"

"દાતાર બીજું તો કંઇ નહિ, માત્ર થોડાં પીલુની ખપત પડી છે. તે લાવી આપો તો ચારણ રસ્તે પડે."

"પીલુ? અને તે આ રતમાં?"

"હોવે દાદા! પીલુ અને તે હમણાંજ ખપે છે."

"પણ મોસમ વિનાનાં પીલુ કદી સુણ્યાં છે ચારણ દેવ!"

"દાતાર! નથી મળતાં ત્યારે તો છેક કેરાકોટથી અહીં સુધી ચાલી આવ્યો છું. દાતારોનાં વચન મિથ્યા થાય, તો આભામંડળ ઉથલી જાય દાદા!"

વિકીયો ચતુર હતો. તે તરત સમજી ગયો, કે વાતમાં જરૂર કંઈક પાણી મરે છે. તેમ ન હોય, તો પીલુ જેવી વસ્તુને માટે આટલી લાંબી મજલ ખેડવા કોઇ તૈયાર થાય નહિ. આમ વિચારી તેણે પૂછયું. "ચારણદેવ! પીલુની એવી તે શી ખપત પડી છે, કે જેને માટે આખું કચ્છ ચીરી તમોને અહીં સુધી આવવું પડયું?"

"ખપત પડી છે ત્યારે તો આટલી ધરતી ખૂંદી આવ્યો છું દાતાર! ઘેર ચારણિયાણીને ઓધાન છે, તેથી તેનો જીવ પીલુમાંજ લાગી રહ્યો છે ને પીલુ ન જડે તો બાપુ! ચારણિયાણીનો જીવ જાય તેમ છે."

વિકીયા દાતારે ચારણને વચન આપેલું હોવાથી તેનાથી ના કહેવાય તેમ હતુંજ નહિ. આથી તે થોડીવાર વિચાર કરીને બોલ્યો:—

દુહો—આંબે નંઇ કેરીઉં, જારીં નાઈં છત્તર,
વે ચારણુ માઠ કરે, જેમીં અચે વતર.

ભાવાર્થ—આંબાના ઝાડ કેરીઓ પણ આવી નથી. અને પીલુની જાળ પણ હજુ ફાલી નથી. માટે હે ચારણ! જ્યાંસુધી મોસમ આવે ત્યાં સુધી શાન્તિ રાખીને બેસ.

આ સાંભળીને સોમંગ બોલ્યો:—

દુહો—વતર અચે તેર્માવિઆં, તેંકે લગે વેર,
છુત્ર ચારણી જે વિંએ, મે વારિ ડીંધો કેર?

ભાવાર્થ—મોસમ આવવા લગી બેગી રહું, તો તેને વખત લાગી જાય. અને ત્યે તેથી ચારણિયાણીનો જીવ જાય, તો તે મને કોણ વાળી આપે તેમ છે?

ત્યારે વિડીઓ બોલ્યો—

દુહો—પોરૂ ડીઆં પંજજો, જ્યા અનજા ઉઠ ભરાય,
ચારણ ચિત્રાણેમેં, મર તરે પયાએં ખાય.

ભાવાર્થ—તને પાંચસો ઘેટાં દઉં, અને અનાજના ઉંટ ભરાવી આપું. ભને તારી ચારણિયાણી તે ખાય અને આનંદ કરે.

આ સાંભળી ચારણ બોલ્યો:—

દુહો—અન કે તાં ઓઠી ન થીએ, પકો મા ન ખાય,
ચારણ ચિત્રાણેમેં, પીરૂ વિડી પુછાય.

ભાવાર્થ—તે અનથી તો અગ્રીજ રહે છે. અને પકવેલું માંસ પણ ખાતી નથી. માત્ર તે પીલુનીજ પડપૂછ કરી રહી છે.

ચારણને એકજ વાતને વળગી રહેલો જોઇને વિડીયાની અકળામણ વધતી ચાલી. આજ દિવસ લગી, તેને આવો હઠીલો ચારણ કોઈ મળ્યો ન હતો. તેણે ચારે તરફ પીલુની તપાસ કરાવી જોઇ પણ ઋતુ વિનાનાં પીલુ ક્યાંથી મળે? દરેક બાજુથી નિરાશાજનક સમાચાર મળ્યા અને વિડીયો દાતાર હવે ભયંકર મુંઝવણમાં આવી પડ્યો.

વિકીયાનો કારભારી અત્યંત કુશળ હતો. તેણે સલાહ આપી, કે આપણા ગામમાં એક કસબી કંદોઈ રહે છે, તે કોઈપણ વસ્તુ પર ચાસણી ચડાવી દેવામાં અત્યંત કુશળ છે. માટે સોનાનાં પીલુ બનાવી તે પર ચાસણી ચડાવી દઇએ, તો ચારણનું મન સંતોષાય, અને આપણું બિરદ પણ જળવાય ચારણના હડવાદનો આ ઉપાય વિકીયાને પણ ઠીક જણાયો. તેણે સોની લોકોને તેડાવીને પીલુ તૈયાર કરવા માટે સુવર્ણના ઠળીઆ તૈયાર કરાવી લીધા.

દુહો—વિકીયે જામ થઈ, સોનારા સભ કોકેઆ,
માણક મર કઈ, પીરૂ ઘડાયા સોનજા.

ભાવાર્થ—વિકીયા જામે સોનીઓને તેડાવી, મોંઘા મૂલનાં સુવર્ણનાં પીલુ તૈયાર કરાવી લીધાં.

સુવર્ણનાં પીલુ તૈયાર થતાંજ તેને ચાસણીવડે એવાં ગલેફી લેવામાં આવ્યાં, કે કોઇ પણ જોનારને તે ખરેખરાં પીલુજ જણાય. સોમંગ બારોટને કચેરીમાં બોલાવી, સુવર્ણના થાળમાં આ પીલુ મૂકીને વિકીયાએ તેને આપ્યાં

પીલુ જોઇ ચારણને નવાઇ લાગી તેણે બે-ચાર પીલુ હાથમાં લઇને મોંમાં નાખ્યાં, તો સ્વાદમાં એ ફરક, અને ઠળીયા તો દાંતને તોડી નાખે તેવા. આ જોઇને ચારણ બોલ્યોઃ—

દુહો—વિકીયે સે કાત કઈ, જેસેં કંધ જુરન,
ચારણ પીરૂ ઊ મંગે, જુકો જારીં પાંધ પચન.

ભાવાર્થ—વિકીયાએ એવાં પીલુનું દાન કર્યું, કે જેથી દાંતજ ભાંગી પડે. આ ચારણ તો એવાં પીનુ માગે છે, કે જે જાગ નામનાં ઝાડોમાં ઉગે છે.

ચારણનો હઠાગ્રહ જોઇને વિકીયો જામ વિચારમાં પડ્યો. તે બોલ્યો, ચારણદેવ! જ્યાં સાચાં પીલુ મળી શકતાં ન હોય, ત્યાં બીજું શું થાય? પીલુ સિવાય જે જોઇએ તે માગી લો બાકી આ મોસમમાં પીલુ તો ક્યાંએ મળી શકે તેમ નથી.

"વિકીયા દાતાર! હાં તો તમે તમારા વચન અનુસાર સાચાં પીલુ આપો, અને તેમ ન બની શકે તો તમારૂં મસ્તક આપો" સોમંગ બારોટ હવે મુદ્દાની વાત પર આવ્યો.

વિકીયાને હવે ખાતરી થઇ, કે તેની શંકા ખરી હતી. પરંતુ તે પોતાનું વચન મિથ્યા કરે એવો ન હતો. બોલ્યું અણુબોલ્યું થવાનો એ જમાનો ન હતો. ચારણનું વિચિત્ર પ્રકારનું વલણ જોઇને, વિકીયાએ એકવાર ફરીથી એને સમજાવવા માંડ્યો.

દુહો—તાજી ડીયાં તકડા, ને માતંગ મૈયું મતાર,
કોડીલીયું ડીયાં કોંતલું, સભ સૂણું સણગાર,
થરીએં ઉઠંજી બઇ, તો કે ડીયાં કતાર,
ચારણ થી અસવાર, ગિન સાંઢણીયું સેલારીઉં.

ભાવાર્થ—હે ચારણ! તને ઝડપી ગતિવાળા ઘોડા આપું, હાથી જેવી માતેલી ભેંસો આપું, સારા શણગારથી શણગારેલી કોડીલી કોંતલો (ઉત્તમ પ્રકારની ઘોડીઓ) આપું, વળી થરીઆ ઊંટોની લાંબી હાર આપું, અને ફલંગો મારતી સાંઢણીઓ આપું. તે લઇને હમણાંજ ભલે તું તેમના પર સવાર થા.

દુહો—માણું તો કે મોતી ડીયાં, હીરા ડીયાં હજાર,
મથો મ મંગ મંડણ્યાર, ચારણ તું ચેંસે ડીયાં.

ભાવાર્થ—હે ચારણ! તને માપ ભરીને સાચાં મોતી આપું, અને હજારો હીરા આપું. તને જે જોઇએ તે આપું. પણ એક મસ્તકની માગણી કર મા.

વિકીયા દાતારનાં ઉપરોક્ત વચનો સાંભળીને સોમંગ બારોટ બોલ્યોઃ—

દુહો—હાથી, ઘોડા હેમ ને, હીરા લખું હજાર,
સાંઢણીયું સણગાર ને, ગોંઇયું મઇયું મતાર.
માલ-મતા ડીંધલ ડિઠા, દિઠા કેક દાતાર,
સિરજો સોંપણહાર, ડે મેં કો ડિસજે નતો.

ભાવાર્થ—હાથી, ઘોડા, હેમ, હજારોના હીરા, સાંઢણીઓ, શણગાર, માતેલી ગાયો-ભેંસો અને માલ-મત્તા આપનાર તો બીજા અનેક દાતાર મેં જોયા છે, પણ મસ્તકનું દાન આપનાર દાતાર દેશમાં કોઇ પણ દેખાતો નથી.

દુહો—પગ પગ રિઠડ્યું પોરઈયું, સચો અઘયેં તું સીં,
ઙ્યા કારીઉં રાતડ્યું, તું ડાતારેં મેં ડીં,
ગુરાં ન તો ઙ્યો કીં, અઈયાં સુવાલી સિરજો.

ભાવાર્થ—મને તો ઠેકાણે ઠેકાણે બધાં મેંઢાંજ જોવામા આવે છે. તુંજ એક ખરેખરો સિંહ છે. બીજા બધા કાળી રાત્રિ જેવા છે, જ્યારે તું દાતારોમા પણ સૂર્ય સમાન પ્રકાશિત છે. હું બીજું કશું માગતો નથી. મારો સવાલ માત્ર શિરનોજ છે.

ફરી ફરીને સમજાવવા છતાં આ હઠાગ્રહી ચારણ એક ટળીને બે થયો નહિ. તે તો એકજ વાત પકડીને બેસી રહ્યો. “પીલુ આપ, કાં માથું આપ” ચારણની હઠીલાઈ જોઇને વિકીયાએ તેની પાસે એક દિવસની મહેતલ માગી.

દાતાર વિકીયા પુનાણીને બે રાણીઓ હતી. એક સિંધ-બાંભણાસરના ઘલુરા પાદશાહની શાહજાદી અને બીજી દાતાર સપડ ચોટાણીની કુમારી. ઘલુરા પાદશાહની શાહજાદી માનીતી હોવાથી તે પ્રથમ ત્યાં ગયો, અને ચારણના દુરાગ્રહની સઘળી વિગત તેને સમજાવી. ચારણની આવી જીદ્દ જોઇને પાદશાહની પુત્રી ક્રોધાયમાન થઇ અને બોલી:—

દુહો—ચારણ નાંય ઈ ચોરટો, કૂડો આય કુંભાર,
કાં હણ હાથી જે પગેં, કાં તાં ખણ તરાર.

ભાવાર્થ—એ ચારણ નથી પણ ચોર છે, જુઠો છે, અને કુંભાર જેવો છે. કા તો તેને હાથીના પગ હેઠળ કચરાવી મારો, અથવા તો તેને તલ્વારથી કત્લ કરો.

પાદશાહની બેટીના આ બોલ વિકીયા દાતારને ઝેર જેવા જણાયો. તે એકદમ ત્યાંથી ઊઠીને ચાલતો થયો. અને દાતાર સપડ ચોટાણીની પુત્રી લંજી રાણીના આવાસમાં જઇને તેને ઉપરોક્ત સઘળી ઘટના જણાવી.

દુહો—સપડ ચોટ ધીય, મોસેં વિકીઓ આવેઓ,
પૈલો મથો મુહીં જો, પોય તુહીંજો ડીજ.

ભાવાર્થ—સપડ ચોટાણીની પુત્રીના મહેલે વિકીયો ગયો તો તેણે કહ્યું કે પહેલું માથું હું મારૂં આપીશ, અને પછી તમારૂં.

દાતારની પુત્રીની આવી સુંદર સલાહ સાંભળીને વિકીયા જામના આનંદનો પાર રહ્યો નહિ તેણે બીજેજ દિવસે પ્રભાતમાં સોમંગ બારોટને શીશ-સમર્પણ કરવાનો ઠરાવ કરી લીધો, મસ્તક-દાનનો વિધિ પોતાના કુળગોરને પૂછતાં તેણે જણાવ્યું, કે સાત પેઢીથી ઉતરી આવેલી ભેસના દૂધથી સ્નાન કરી, ઈશ્વર-પૂજન કરીને, સ્વહસ્તે મસ્તક ઉતારી આપવું, એમાં મોટું પુણ્ય રહેલું છે. આ સાભળીને વિકીયો દાતાર અત્યંત આનંદિત થયો તેણે પોતાની ભેસોના ગોવાળ વસાઇયા મેહારને બોલાવીને, તેને બીજે દિવસે પરોડમાં તારો ઉગતાંજ સાત પેઢીની ભેસનું દૂધ હાજર કરવાની સૂચના આપી દીધી

વિકીયો દાતાર સોમગ બારોટને મસ્તકનું દાન આપવાનો છે, એ વાત કર્ણોપકર્ણ આખા શહેરમા પહોચી વળી. આથી ઠેકઠેકાણે હાહાકાર મચી રહ્યો કોઇ કહે કે એ ચારણને કિલ્લામાં ચણાવી દેવો જોઇએ, કોઈ કહે એને તોપને ગોળે ઉડાડવો જોઇએ, અને કોઈ કહે એને જીવતોજ દાટી દેવો જોઇએ પરંતુ વિકીયા દાતારને મન તો આજે સોનાનો સુરજ ઉગ્યો હતો. તેનો તો એકજ નિશ્ચય હતો. હિમાલય હટે, કે મેરૂ ચળે, પણ વિકીયા દાતારનું વચન મિથ્યા થાય તેમ ન હતું. તેણે આખી રાત્રિ ઇશ્વરોપાસનામાં ગાળી. મોટી પરોઢ થતાં તે પેલી ભેંસના દૂધની રાહ જોતો, મસ્તક-દાન માટે તત્પર બનીને બેઠો.

વિકીયા દાતારની સાત હજાર ભેસો હતી તેમને ચારનાર ગોવાળીઆઓના ઉપરી તરીકે વસાઇયો મેહાર હતો. આ સાત હજાર ભેસોમા માત્ર એકજ ભેસ તેની સાત પેઢીથી ઉતરી આવેલી હતી તેનું નામ માણકી હતું

વહેલી પ્રભાતમાં ઉઠીને વસાઇયાએ ભેસને હાકલ પાડી. "માણકી! માણકી! માણકી!" વસાઇયાના બુલદ અવાજથી આખું વાતાવરણ ગાજી ઉઠયું. પરંતુ કોણુ જાણે કેમ, આજે વસાઇયાના બોલાવવા છતાં માણકી આવી નહિ 'માણકી' ન આવવાથી વસાઇયાને પણ નવાઈ લાગી. હમેશા તેના પહેલાજ સાદે દોડી આવનાર 'માણકી' ભેસની જ્યારે આજે ખાસ જરૂર જણાઇ, ત્યારે તેને ગેબ થઇ ગએલી જોઇને વસાઇયો વિચારમાં પડ્યો તે પોતાની

તીક્ષ્ણ દષ્ટિ ચારે તરફ ફેરવતો તેને શોધવા લાગ્યો. પરંતુ સાત હજાર ભેંસોના ટોળામાંથી 'માણકી' ને શોધી કાઢવાનું કાર્ય પણ મુશ્કેલ હતું. અને જો દિવસ ઉગી જાય, તો દાતારનું બિરદ તૂટી જાય તેમ હોવાથી, વસાઇયાની અકળામણ પળે પળે વધતી જતી હતી તે "માણકી! માણકી!" એમ પોકારતો ભેંસોની આથમાં ગરૂડદષ્ટિ ફેરવતો વિહ્‌વળ હૃદયે ફરી રહ્યો હતો. એટલામાં દૂરથી રણકાર કરતી દોડતી આવતી 'માણકી' પર તેની દષ્ટિ પડી.

વસાઇયાના એકજ અવાજથી મોરલી પર જેમ સાપ દોડી આવે, તેમ દોડી આવનાર 'માણકી' ને આજે મોડું થવાનું કારણ એ હતું, કે આજે તેનાં વાંકાં શીંગડાં એક ઝાડની ડાળીમાં ભરાઈ ગએલાં, તે કેમે કરી નીકળતાં ન હતાં. વસાઇયાના અવાજ પર અવાજ સાંભળીને તેની પાસે ઝટપટ દોડી જવાને 'માણકી' પોતાનાં શીંગડાં ડાળીઓમાંથી એંચી કાઢવાને મહેનત કરવા લાગી—ખૂબ જોર કરવા લાગી. 'માણકી' ના જોરથી ડાળી ભાંગી પડી. અને શીંગડાંમાં અટકી રહેલી પેલી ભાંગેલી ડાળી સહિત 'માણકી' એ વસાઇયાના અવાજ પર દોટ મૂકી.

ચંદ્રના પ્રકાશથી ઉજળી દૂધ જેવી ખીલી ઊઠેલી પ્રભાતમાં માણકી રણકાર કરતી દોડતી આવતી હતી. ઝટવારમાં તે વસાઇયા મેહાર પાસે આવી ડોકું ધુણાવતી ઉભી રહી.

"માણકી! આજ તો તેં ભારે કરી હો!" આમ કહી તેને દોહવા માટે હાથમાં વટલોઇ લઇને તૈયાર ઉભેલા વસાઇયાએ માણકીનાં શીંગડામાં ભરાઇ ગએલી ડાળી કાઢી નાંખવા તેનાં શીંગડાં પર હાથ નાખ્યો.

"પણ આ શું!" વસાઇયો ચમકી ગયો. ભેંસનાં શીંગડાંમાં ભરાઇ રહેલી ડાળી પાકેલાં પીલુઓથી ઝુમ્મર બની રહી હતી. સત્યનિષ્ઠાવાળા વિફીયા દાતારનું બિરદ દયાળુ પ્રભુએ સાચવી લીધું હતું આ અકલ્પ્ય દ્રશ્ય જોઇને, વસાઇયાનું અંતર હર્ષાવેશથી નાચી ઊઠયું. દૂધ દોહવાને માટે આણેલી વટલોઇ તેણે પીલુથીજ ભરી લીધી.

દોહો—વસાઇયો આયો વીયમેં, મૈયેં જો મેહાર,
કારે ઘોરે પેરૂએં, પચી પઇસિ ડાર.

ભાવાર્થ--વસાઇયો મેદાર બેંમોના સ્થાનકમાં આવ્યો, અને જુએ છે તો કાળાં અને ધોળાં પીલુઓથી આખી ડાળી લચી રહેલી હતી.

પીલુથી ભરેલી વટલોઇ લઇને વસાઇયો ઉત્સાહિત અંતરે એકજ દોટમાં વિકીયા દાતાર પાસે પહોંચી આવ્યો.

વિકીયો તેની રાહ જોઇનેજ બેઠો હતો તેની એક એક પળ એક એક યુગ જેવી જતી હતી વસાઇયાને આવી પહોંચેલો જોઇને તેને આનંદ થયો. વસાઇયાએ આવતાં વેંતજ પીલુથી ભરેલી વટલોઇ તેનાં ચરણોમાં મૂકી વટલોઇમાં દૂધને બદલે પીલુ જોઇને વિકીયો આશ્ચર્યચકિત બની ગયો. પોતે જાગૃતાવસ્થામાં છે, કે સુષુપ્તાવસ્થામાં, તેનો પણ તે નિર્ણય કરી શક્યો નહિ

વસાઇયાએ સઘળી ઘટના તેને કહી જણાવી આ સાંભળતાંજ વિકીયાની આંખો હર્ષાશ્રુથી છલકાઇ ગઇ. એકજ પળમાં બધી બાજી પલટાવી નાખવાની ઇશ્વરની અદ્ભુત લીલા જોઇને, વિકીયા દાતારનું હૃદય ભક્તિ-ભાવમાં લીન બની ગયું.

થોડો વખત થતાં સોમંગ બારોટ પણ વિકીયા દાતારનું મસ્તક લેવાની ઉમેદથી તૈયાર થઇને આવી પહોચ્યો. પરંતુ વિકીયાએ તો મસ્તકને બદલે પીલુ તૈયાર રાખેલાં જોઇને, તેને પણ અત્યંત નવાઇ લાગી સોમંગ બારોટ આવતાજ તેના હાથમાં પીલુનો થાળ મૂકીને વિકીયો બોલ્યો:—

દુહો—ક્રમુંધજી કૂડી ગુરેં, દાતારે વટ દાત.
ગિન તું ચારણ કોઢીઆ, દિની વિકીયે દાત.

ભાવાર્થ—તુ દાતાગે પાસેથી કમોસમનું અજુગતુ દાન માગે છે, તો હે કોઢીઆ ચારણ! વિકીયો તને દાન આપે છે તે લે.

વિકીયા દાતારના મુખમાથી 'કોઢીઆ' શબ્દ પડતાંજ ચાર ઘુને આખે ડીલે કોઢ વ્યાપી ગયો તેનાં અંગેઅંગ બળુબળું થવા લાગ્યાં દાતારનો શ્રાપ તેને તાત્કાલિક પૂગી વળ્યો. ગળત કોઢની પીડા અસહ્ય થઇ પડવાથી શ્રાપનું નિવારણ કરવા સોમંગ ચારણ વિકીયા દાતારને વીનવવા લાગ્યો-કરગરવા લાગ્યો તેણે તેની પીલુની માગણીનું સાચું કારણ વિકીયા પાસે વ્યક્ત કરી દીધું.

વિકીયાએ વિચાર્યું, કે ચારણ નિર્દોષ છે, અને એ આખું કાવત્રું જામ લાખાને લીધેજ ઉત્પન્ન થયું છે. આથી તેણે સોમંગ બારોટને શ્રાપનું નિવારણ બતાવતાં જણાવ્યું, કે "તું જ્યારે કેરાકોટ જઈશ અને જામ લાખો જ્યારે તને બાથમાં લઈને ભેટશે, ત્યારે તારા શરીરનો કોઢ તેના શરીરમાં ચાલ્યો જશે. માટે હવે સત્વર અહીંથી રસ્તે પડ"

માથું લેવાને માટે આવેલો ચારણ કોઢ લઈને ચીનાઈબેલાથી ચાલવા લાગ્યો, અને કેટલાક દિવસ પછી પાછો કેરાકોટ આવી પહોંચ્યો. જામ લાખાને ભેટીને તેને કોઢ આપવાનો સોમંગ બારોટનો ઈરાદો, એક ચારણ દ્વારા જામ લાખાની જાણમાં આવી ગયો હતો આ કારણથી જામ લાખાએ સોમંગને પોતાની નજદીકમાં ન આવવા દેવાનો પ્રથમથીજ પ્રબંધ કરી રાખેલો હતો. સોમંગ બારોટ જ્યારે જામ લાખાના દરબારમાં દાખલ થયો, ત્યારે તેને દૂરથીજ વાર્તાલાપ કરવાના જામ લાખાના ફરમાનથી વાકેફ કરવામાં આવ્યો સોમંગ બારોટને આથી ગુસ્સો તો ચઢ્યો, પણ તેને તેણે મનમાંજ શમાવી દીધો. પોતાની સાથે આણેલું પીલુનું માટીનું વાસણ આગળ ધરીને તે બોલ્યો:—

દુહો—લાખા ઉપટે ન્યાર, ફરો ફુજાડો મટમેં,
તોં ગુરેઆ મું મંઉેઆ, ડિનાં વિકીયે ડાતાર.

**ભાવાર્થ**—હે લાખા જામ! આ વાસણમાં શું છે, તે તું ખોલીને જો. તેં જે વસ્તુ કહી, તે મેં માગી, અને વિકીયા દાતારે તે મને આપેલ છે.

જામ લાખાએ સોમંગના શબ્દો પર કંઇ પણ લક્ષ ન આપતાં, તે પોતાના કાર્યમાંજ મશગુલ રહ્યો આ જોઇને સોમંગ ફરીથી બોલ્યો:—

દુહો—હઈ પાલખીએં પેર, જડેં ઓસમતા ઉલથા,
અસીં તડણાં તુમેર, લોદ્રાડ લાખે જામજા.

**ભાવાર્થ**—તમારા પૂર્વજ જ્યારે પાલખીએ પગ દઇને ઓસમના ડુંગરપરથી ઉતર્યા, તે દિવસથી અમે તુમેર ચારણો તમારા જુના દશોંદી ભાટ છીએ.

જામ લાખાએ સોમંગ બારોટને કંઈ પણ પ્રત્યુત્તર ન આપતાં પોતાનું રાજ-કાર્ય કર્યા કર્યું. આથી હવે સોમંગ બારોટનો ગુસ્સો હાથમાં રહ્યો નહિ. તે બોલી ઊઠ્યાઃ—

દુહો—મઘેંજ્યું મંડગ્યું કરે, સમજે આપ સવાઈ,
ડિંઠો દાતારે મેં, લાખો કર કાંસાઈ.

ભાવાર્થ—માથાંની માગણીઓ કરનાર અને પોતાને સૌથી સવાયો સમજનાર જામ લાખો દાતારોમાં કસાઇના જેવો છે.

આટલું બોલીને તરતજ સોમંગ બારોટ જામ લાખાની કચેરી-નો ત્યાગ કરી ગયો, અને કેરાકોટને છેલ્લી સલામ કરી, પાછો ચીનાઇબેલાના વિકીયા દાતાર પાસે પહોંચી જઇને તેને સઘળી હકી-કતથી વાકેફ કર્યો સોમંગના શરીરે વ્યાપેલો કોઢ હવે તેને માટે અસહ્ય થઈ પડેલો હોવાથી, તે પોતાનો કોઢ મટાડવા વિકીયા દાતા-રને વીનવવા લાગ્યો. દાતારને ચારણની દુઃખદ સ્થિતિ પર દયા આવવાથી તેણે આસપાસના પ્રદેશના તમામ સાધુ-સંતો અને મહાત્માઓને આમંત્રણ કરીને બોલાવી લીધા. અને એક મોટો ઉત્સવ રચી, એ સઘળા ભક્તાત્માઓને ઉચ્ચ પ્રકારનાં ભોજન જમાડીને તેમની 'એઠ'નું સઘળું પાણી એકઠું કરી લીધું. ત્યાર પછી સોમંગ બારોટને બોલાવીને તેના કપાળની મધ્યમાં અંગુઠો રાખી, વિકીયા દાતારે પ્રભુસ્મરણ કરી, તના પર પેલું એઠનું પાણી રેડાવીને નહવડાવ્યો. ઇશ્વરકૃપાથી તેજ ક્ષણે સોમંગના શરીરનો સ-ઘળો કોઢ દૂર થયો માત્ર કપાળની મધ્યમાં જ્યાં વિકીયા દાતારે પોતાનો અંગુઠો રાખ્યો હતો, ત્યાંજ એક કોઢનો ડાઘ રહી ગયો.* સોમંગ બારોટનું દુઃખદાયક દર્દ આમ દૂર થઈ જવાથી તે આનં-દિત થયો. તે દિવસથી તે જામ લાખાનો દશોંદી મટીને વિકીયા દાતા રનો દશોંદી બન્યો, અને તેના વંશવાળા 'કડમા' ચારણ કહેવાયા.

વિકીયા દાતારે સોમંગ બારોટવાળી ઘટના પછી માનીતી રાણી-નું પદ સપડ ચોટાણીની કુંવરી લછીને આપ્યું, અને ધનુરા પાદ

* સોમંગ બારોટના કપાળપરનો આ કોઢનો ડાઘ તેના વંશમાં ચાલેલો એમ કહેવાય છે.

શાહની શાહજાદી જેણે ચારણને કત્લ કરવાની સલાહ આપી હતી, તેને 'દોહગ'× આપ્યો. આ વાતની ખબર જ્યારે ખાંભણાસરના ધધુરા પાદશાહને પહોંચી, ત્યારે તેને વિકીયા પર અત્યંત ક્રોધ ચઢ્યો. આ કારણથી તેણે તેને શિક્ષા કરવાને માટે પોતાની પાસે ખાંભણાસર બોલાવી લીધો. પરંતુ ત્યાં વિકીયા દાતારની ઇશ્વરાભિમુખતા જોઇને તેને ખાતરી થઈ, કે તે એક ખરેખરો મહાત્મા અને પરમહંસ છે.* આથી ધધુરા પાદશાહે તેને શિક્ષા કરવાને બદલે ઘણા માન-પાનથી ત્યાંથી વિદાય કર્યો.

ખાંભણાસરથી પાછા ફરતાં વિકીયો દાતાર જામ લાખાની મુલાકાત માટે કેરાકોટ આવ્યો. બન્ને દાતારો ઘણાજ ભાવથી ભેટ્યા, અને હર્ષિત થયા. જામ લાખાએ વિકીયાનો ઘણો આદરસત્કાર કરી, તેને સંતુષ્ટ કર્યો. વહેલી પ્રભાતથી બરાબર સવાપ્રહર લગી જામ લાખાના હસ્તમાંથી એક સરખી વહેતી દાનની સરિતા નિહાળીને વિકીયો દાતાર અત્યંત પ્રસન્ન થયો અને તેણે પ્રભાતના સમયને "જામ લાખાના પહોર"નું ઉપનામ આપ્યું.+

ઘણા દિવસ જામ લાખાની મહેમાનદારી ચાખીને, વિકીયો દાતાર તેની રજા લઇને પોતાને ગામ ચીનાઇ બેલા તરફ વિદાય થયો. |

---

× દોહાગ=ત્યાગ કરવો તે.

* વિકીયા દાતારે ખાંભણાસર જઇને ત્યાં ઘણાએક ચમત્કાર બતાવેલા હોવાનું કહેવાય છે. પરંતુ વિસ્તારના ભયથી તે અત્રે આપવામાં આવેલ નથી.

+ સવારનો સમય આજ પણ કચ્છમાં "લાખેજો પૅાર" એવા પવિત્ર નામથી ઓળખાય છે. સવારમાં કોઇને ખોટું કામ કરતો જોઇને લોકો કહે છે, કે "લાખેજે પૅારમેં ઇ ન કજે."

| વિકીયા દાતારના વંશજોને કાતિયારની ઓળખ લાગેલી કહેવાય છે

( ૯ )

## હણુત દાતાર.

વિદીયા દાતારની સંપૂર્ણ પરીક્ષા કર્યા પછી જામ લાખાને હણુત દાતારની કસોટી કરવાની ઇચ્છા થઇ. આ કારણથી જામલાખો કેરાકોટથી હણુત દાતારના પ્રદેશ તરફ ચાલતો થયો.

કારીકચ્છીમાં રાજ્યગાદી સ્થાપનાર જામ અબડા રાઉઆણીને લાખિયાર અને જખરો નામના બે કુંવરો હતા. આ જખરાનો પુત્ર સાડ થયો. અને તેની ચોથી પેઢીએ બીજો સાડ થયો. આ સાડને તેની કર્મપાંતિના ચાસમાં ચોણુ પ્રગટ્યું મળ્યુ. સાડ અત્યંત કૃપણુ હતો. તેણે ખૂબ દ્રવ્ય એકઠું કરીને તેના નવ કુવા ભરી રાખ્યા હતા પરંતુ તેને સંતાનની ખોટ હતી જ્યારે તેની ઉંમર પચાસ વર્ષની થઇ, ત્યારે તેને ત્યાં એક બાલકુમારનો જન્મ થયો. આ બાલકુમાર તે અન્ય કોઇ નહિ, પરંતુ કચ્છનો એક પ્રખ્યાત દાનવીર હણુત દાતાર પોતેજ. હણુતકુમાર જ્યારે યુવાવસ્થામાં આવ્યો, ત્યારે તેનાં લગ્ન દાતાર સપડ ચોટાણીના પુત્ર લાખાની કુમારી લંછી વેરે કરવામાં આવ્યાં. હણુતકુમારમાં દાનવીરપણાનાં લક્ષણ તેની બાલ્યાવસ્થાથીજ સ્પષ્ટ દેખાતાં હતા. જેમ જેમ તે મોટો થતો ગયો, તેમ તેમ તેનો હાથ માગણ વર્ગ તરફ વધારે છૂટથી લંબાતો જતો હતો. જેવો તે પોતે દાતાર હતો, તેવોજ તેનો પિતા બખીલ હતો. તેના પિતાની કંજુસાઇને લીધે હણુતકુમારની મુશ્કેલી દિન પ્રતિદિન વધતી જતી હતી

હણુતકુમારની માતા એક ઉદાર હૃદયની વીર રાજપૂતાણી હતી તેના પુત્રની અપૂર્વ દાનવીરતા જોઇને તેનું હૈયું હર્ષથી ફુલાઇ જતું હતુ. પરંતુ જ્યારે તેને હણુતકુમારની મુશ્કેલીની જાણ થઇ, ત્યારે તેના અંતરને અત્યંત દુઃખ થયુ, અને તેથી તેણે પોતાનો સઘળો ખજાનો હણુતકુમારને સોંપી દીધો. આમ એકાએક મોટી રકમ હાથમાં આવતા હણુતકુમારે ભાટ-ચારણાદિ માગણ વર્ગને ખૂબ સંતુષ્ટ કરીને થોડાજ સમયમા એ સઘળું દ્રવ્ય તેણે પરોપકાર અર્થે ખર્ચી નાખ્યું.

હણુતકુમારની માતાનું નામ 'થધી' હતું. આ કારણથી તે હણુત થધિયાણીના નામથી કચ્છના ઇતિહાસમાં મશહૂર છે.

દુહો—થધી સ્તન ડિનાસ, સમું સાડજી પુઠમેં,
પધરો પરખંડે', હણુત થધિયાણી થેઓ.

ભાવાર્થ—માતા થધીએ જેને સ્તનપાન કરાવ્યું, એવો સાડની પછવાડે થએલો સમો દાતાર હણુત થધિયાણી પરખંડોમાં પ્રખ્યાત થયો છે.

હણુતકુમારની બેહદ ઉદારતાની વાત જ્યારે તેના પિતા સાડના જાણવામાં આવી, ત્યારે તે કુમાર પર અત્યંત ક્રોધાયમાન થઇ ગયો, અને તેણે હણુતકુમારને દાનવીરતાનો ત્યાગ કરવા સખ્ત તાકીદ કરી. પરંતુ આવા અવરોધ દાતારોનાં હૃદય પલટાવવાને સદા અશક્ત નીવડે છે. હણુતકુમારે તો પોતાનો કાર્યક્રમ પ્રથમની પેઠેજ કાયમ રાખ્યો. કુમારની નાફરમાની પર તેના પિતાને એકદમ ક્રોધ ચઢ્યો. તેણે હણુતકુમાર તથા તેની પત્નીને પોતાનો મુલક છોડી દેવાનું સખ્ત ફરમાન કરી દીધું.

પિતાની આજ્ઞા મસ્તકપર ચઢાવીને, હણુતકુમાર પોતાની પત્ની સાથે માત્ર જરૂર પુરતી સાધન-સામગ્રી લઇને ધોણા પ્રગણાનો ત્યાગ કરી ગયો. અને થોડે દૂર આવેલા રોહા તળાવની પાળ પર વૃક્ષોની છાયામાં જરા વિશ્રાંતિ લેવાને બેઠો ભોજનનો સમય થઇ ચૂકેલો હોવાથી, તેઓ ક્ષુધાતુર બનેલાં હતાં. પરંતુ હણુત દાતારનો એક અચૂક નિયમ હતો, કે પ્રથમ કોઇપણ અભ્યાગતને ભોજન કરાવીને પછીજ પોતે ભોજન લેતો. આજ દિવસ લગી તેણે પોતાનો એ નિયમ અખંડિતપણે પાળ્યો હતો પરંતુ આજ જંગલમાં એક પણ માનવ પ્રાણી દૃષ્ટિગોચર થતું ન હોવાથી, તેને માટે ભોજન લેવાનું કાર્ય મુશ્કેલ બન્યું હતું. ભોજનનો સમય વ્યતીત થઇ જવા છતાં, આ પરોપકારી દાનવીર પોતાની ક્ષુધા-તૃષિનું કાર્ય પુરું કરી શકયો ન હતો થોડો વધુ સમય વ્યતીત થતાં દૂર દૂર કોઇ માનવ-વ્યક્તિ ચાલી જતી હોય એવો તેમને આભાસ થયો. તરતજ તેમની સાથેની ચાકરડી ત્યાં દોડી ગઇ, અને એક ચારણ છોકરો તથા તેની માતા, જે ત્યાંથી પસાર થતાં હતાં, તેમને સમજાવીને તેડી લાવી.

હણુત દાતારે આ ઉભય જણુને સારીપેઠે ભોજન કરાવ્યું, અને

પોતે પણ ભોજન લીધું. ભોજન કાર્યથી પરવારીને સૌ જરા વિશ્રાંતિ લેવા વૃક્ષોની ઘનઘટા નીચે આડે પડખે પડ્યાં.

પેલી ચાકરડી જે ચારણબાઇ તથા તેના પુત્રને તેડી લાવી હતી, તેઓ હણુત દાતારનેજ યાચવા માટે જતાં હતા. છોકરાનો પિતા તેની બાલ્યાવસ્થામાંજ સ્વર્ગવાસી થએલો હોવાથી, આ બાઇએ તેને મહામુશ્કેલીએ ઉછેરીને મોટો કર્યો હતો. આ છોકરાનું સગપણ તેના પિતાએ તેના બાલ્યકાળમાંજ કરી નાખ્યું હતું. અને હવે કન્યા ઉંમર લાયક થએલી હોવાથી, સામા પક્ષવાળા લગ્ન કરવા માટે આ નિરાધાર ચારણબાઇને કનડગત કરી રહ્યા હતા આ બાઇ અસહાય હોવાથી, પોતાના પુત્રના લગ્ન કરી શકે એવી સ્થિતિમા ન હતી અને બીજી બાજુ આબરૂનો ભ ગ થવાનો પ્રસંગ આવી ઉભો હતો આવી દુ:ખદ સ્થિતિનો અંત શી રીતે આણવો, તેનો વિચાર કરવામાં આ બાઇ મુંઝાઇ પડી હવે વધુ વખત પસાર થતાં સામાવાળા પોતાની કન્યા કદાચ બીજા કોઇને પરણાવી દે એવી ધાસ્તી હતી. આ ભયંકર આફત વચ્ચે આ ચારણબાઇ ઘેરાઇ ગઇ હતી. આવા કટોકટીના પ્રસંગે હણુત દાતારની દાનવીરતાનાં કીર્તિ–કથન શ્રવણ કરીને આ બાઈ હણુત દાતારને યાચવા જવાને તૈયાર થઇ તે પોતાના પુત્ર સાથે રાજથળીથી નીકળી, હણુત દાતારની તપાસ કરતી વોણા પ્રગણા તરફ ચાલવા લાગી આમ ચાલતાં ચાલતા તેને કર્મ સંજોગે ખુદ હણુત દાતારનો જ ભેટો થઇ ગયો.

જ્યારે હણુત દાતારને આ ચારણી બાઇના ઇતિહાસની ખબર પડી ત્યારે તેના હૃદયમા સખ્ત આંચકો લાગ્યો જે વખતે યાચકો તેની કીર્તિ સાંભળીને તેને યાચવા જતા હતા, તે વખતે પોતાની નિર્ધન હાલત નિહાળીને હણુત દાતારને અત્યંત દુ:ખ થયું. આશાભરી ચારણી બાઇને નિરાશ કરવા તેની હિંમત ચાલી નહિ એની મુશ્કેલી કોઈપણ રીતે ટાળી દેવા આ દાતાર વીરે પોતાના મન સાથે નિશ્ચય કરી લીધો તેની પાસે બીજુ તો કશુ ન હતુ, પણ એક ઉંટ, એક ઘોડી, તથા થોડુંક દ્રવ્ય હતુ તેણે પોતાની આ સઘળી પુંજી પેલી ચારણીબાઇને સોંપી દીધી તેમજ હણુત દાતાર હાલ વોણા પ્રગણામાં નથી એવુ જણાવી, તેમને ત્યાંથીજ તેમને ગામ ચાલ્યા જવાની સૂચના પણ આપી દીધી ચારણીબાઇનું કામ

જામ અણુચિંતવ્યું પરિપૂર્ણ થઈ જવાથી તે અત્યંત હર્ષિત થઇ, અને દાતારને આશીર્વાદ દેતી તે પોતાના પુત્ર સાથે પોતાના વતન રાજધણી પ્રતિ ચાલવા લાગી.

દુહો—ડિને સભકીં ડાનમેં, ક્રોડ મિંજા કેકાણુ,
પૌરી થેઓ પંધમેં, સાડાણી સુરતાણુ.

ભાવાર્થ—હણુત દાતારે પોતાની સઘળી વસ્તુઓ ઊંટ, ઘોડી ઈ. ત્યાદિ દાનમાં આપી દીધી. અને ત્યારપછી જામ સાડનો કુમાર હણુત દાતાર પંથે પળ્યો.

પોતાની એક ટેકની ખાતર સઘળી માલમત્તા અને ધન-દોલતથી વિહીન થઇને હણુત દાતાર એક સાધારણ માણુસની પેઠે પોતાની સુકોમળ પત્નીસાથે પગપાળો ચાલવા લાગ્યો. બીજે દિવસે તે તરૈ ગામથી ત્રણુ ગાઉપર આવેલી એક નાની તળાવડી પાસે આવી પહોંચ્યો. પગપાળા ચાલવાને લીધે તેના સુંવાળા પગોમાં ઝોલા ઊઠી આવેલા હોવાથી, હવે તેનાથી એક ડગલું પણુ ચાલી શકાય તેમ ન હતું. આથી તેમણે એ તળાવડીની પાળ પર જ પોતાનું મેલાણુ કર્યું. ગઈકાલના ભોજન પછી તેમણે કંઇ પણુ ખાધેલું ન હોવાથી સૌ ક્ષુધાતુર બન્યાં હતાં. પરંતુ તેમની પાસે હવે ખાનપાનની કંઇ પણુ સામગ્રી ન હોવાથી, તેમજ દ્રવ્યમાં પણુ કશું ન હોવાથી, હવે શું કરવું તેનો તેઓ વિચાર કરવા લાગ્યાં. સદ્ભાગ્યે હણુત દાતારની સ્ત્રીના હાથમાં એક સુવર્ણુની વીંટી રહી જવા પામી હતી; તે આપી તેમણે ચાકરડીને ગામમાંથી ભોજન-સામગ્રી લાવવાને મોકલી. ચાકરડી થોડાજ વખતમાં જોઇતી વસ્તુઓ ખરીદીને હાજર થઇ ગઇ. આમ એક મુશ્કેલી તો ટળી ગઈ, પણુ આ સ્થળે કોઇ અતિથિ મળવો મુશ્કેલ હોતાં તેને ભોજન કરાવ્યા સિવાય હણુત દાતાર ભોજન લઇ શકે તેમ ન હતું. તેમણે સૌએ ઘણીવાર રાહ જોઇ, પણુ એકે માનવ પ્રાણી તેમની નજરે ચડ્યું નહિ. પરંતુ જ્યાં તેઓ ઉતર્યા હતાં, ત્યાં ઉંદરો પુષ્કળ પ્રમાણુમાં હતા. તેઓ વારંવાર પોતાના દરમાંથી માથું ઉંચું કરીને વળી પાછા દરમાં પેસી જતા. આ જોઇને હણુત દાતારે વિચાર કર્યો, કે અહીં કોઇ મનુષ્ય-પ્રાણી દેખાતું ન હોવાથી, આ ઉંદરોને જ પ્રથમ ભો-

પોતે પણ ભોજન લીધું. ભોજન કાર્યથી પરવારીને સૌ જરા વિશ્રાંતિ લેવા વૃક્ષોની ઘનઘટા નીચે આડે પડખે પડ્યાં.

પેલી ચાકરડી જે ચારણબાઇ તથા તેના પુત્રને તેડી લાવી હતી, તેઓ હણુત દાતારનેજ યાચવા માટે જતાં હતાં. છોકરાનો પિતા તેની બાલ્યાવસ્થામાંજ સ્વર્ગવાસી થએલો હોવાથી, આ બાઇએ તેને મહાસુશ્કેલીએ ઉછેરીને મોટો કર્યો હતો. આ છોકરાનું સગપણ તેના પિતાએ તેના બાલ્યકાળમાંજ કરી નાખ્યું હતું. અને હવે કન્યા ઉમર લાયક થએલી હોવાથી, સામા પક્ષવાળા લગ્ન કરવા માટે આ નિરાધાર ચારણબાઇને કનડગત કરી રહ્યા હતા. આ બાઇ અસહાય હોવાથી, પોતાના પુત્રનાં લગ્ન કરી શકે એવી સ્થિતિમા ન હતી. અને બીજી બાજુ આબરૂનો ભંગ થવાનો પ્રસંગ આવી ઉભો હતો. આવી દુઃખદ સ્થિતિનો અંત શી રીતે આણવો, તેનો વિચાર કરવામાં આ બાઇ મુંઝાઇ પડી હવે વધુ વખત પસાર થતાં સામાવાળા પોતાની કન્યા કદાચ બીજા કોઇને પરણાવી દે એવી ધાસ્તી હતી. આ ભયંકર આફત વચ્ચે આ ચારણબાઇ ઘેરાઇ ગઇ હતી. આવા કટોકટીના પ્રસંગે હણુત દાતારની દાનવીરતાનાં કીર્તિ–કથન શ્રવણ કરીને આ બાઈ હણુત દાતારને યાચવા જવાને તૈયાર થઇ તે પોતાના પુત્ર સાથે રાજથળીથી નીકળી, હણુત દાતારની તપાસ કરતી વોણા પ્રગણા તરફ ચાલવા લાગી આમ ચાલતાં ચાલતાં તેને કર્મ સંજોગે ખુદ હણુત દાતારનોજ ભેટો થઇ ગયો.

જ્યારે હણુત દાતારને આ ચારણી બાઇના ઇતિહાસની ખબર પડી ત્યારે તેના હૃદયમાં સખ્ત આચકો લાગ્યો જે વખતે યાચકો તેની કીર્તિ સાંભળીને તેને યાચવા જતા હતા, તે વખતે પોતાની નિર્ધન હાલત નિહાળીને હણુત દાતારને અત્યંત દુઃખ થયું. આશાભરી ચારણી બાઇને નિરાશ કરવા તેની હિંમત ચાલી નહિ એની મુશ્કેલી કોઈપણ રીતે ટાળી દેવા આ દાતાર વીરે પોતાના મન સાથે નિશ્ચય કરી લીધો તેની પાસે બીજું તો કશું ન હતું, પણ એક ઉંટ, એક ઘોડી, તથા થોડુંક દ્રવ્ય હતું તેણે પોતાની આ સઘળી પુંજી પેલી ચારણીબાઇને સોંપી દીધી તેમજ હણુત દાતાર હાલ વોણા પ્રગણામાં નથી એવું જણાવી, તેમને ત્યાંથીજ તેમને ગામ ચાલ્યા જવાની-સૂચના પણ આપી દીધી. ચારણીબાઇનું કામ

આમ અણુચિંતવ્યું પરિપૂર્ણ થઈ જવાથી તે અત્યંત હર્ષિત થઇ, અને દાતારને આશીર્વાદ દેતી તે પોતાના પુત્ર સાથે પોતાના વતન રાજથળી પ્રતિ ચાલવા લાગી

દુહો—ડિનં સભકીં હાનમેં, કોડ મિંજા કેકાણ,
પૌરી થેઓ પંધમેં, સાહાણી સુરતાણ.

ભાવાર્થ—હણુત દાતારે પોતાની સઘળી વસ્તુઓ ઊંટ, ઘોડી ઈ-ત્યાદિ દાનમાં આપી દીધી. અને ત્યારપછી જામ સાડનો કુમાર હણુત દાતાર પંથે પળ્યો.

પોતાની એક ટેકની ખાતર સઘળી માલમત્તા અને ધન-દોલતથી વિહીન થઇને હણુત દાતાર એક સાધારણ માણસની પેઠે પોતાની સુકોમળ પત્ની સાથે પગપાળો ચાલવા લાગ્યો. બીજે દિવસે તે તરે ગામથી ત્રણ ગાઉ પર આવેલી એક નાની તળાવડી પાસે આવી પહોંચ્યો. પગપાળા ચાલવાને લીધે તેના સુવાળા પગોમાં ફોલ્લા ઊઠી આવેલા હોવાથી, હવે તેનાથી એક ડગલું પણ ચાલી શકાય તેમ ન હતું. આથી તેમણે એ તળાવડીની પાળ પર જ પોતાનું મેલાણ કર્યું. ગઇકાલના ભોજન પછી તેમણે કંઇ પણ ખાધેલું ન હોવાથી સૌ ક્ષુધાતુર બન્યાં હતાં. પરંતુ તેમની પાસે હવે ખાનપાનની કંઇ પણ સામગ્રી ન હોવાથી, તેમજ દ્રવ્યમાં પણ કશું ન હોવાથી, હવે શું કરવું તેનો તેઓ વિચાર કરવા લાગ્યાં. સદ્‌ભાગ્યે હણુત દાતારની સ્ત્રીના હાથમાં એક સુવર્ણની વીંટી રહી જવા પામી હતી; તે આપી તેમણે ચાકરડીને ગામમાંથી ભોજન-સામગ્રી લાવવાને મોકલી. ચાકરડી થોડાજ વખતમાં જોઈતી વસ્તુઓ ખરીદીને હાજર થઇ ગઇ. આમ એક મુશ્કેલી તો ટળી ગઈ, પણ આ સ્થળે કોઇ અતિથિ મળવો મુશ્કેલ હોતાં તેને ભોજન કરાવ્યા સિવાય હણુત દાતાર ભોજન લઇ શકે તેમ ન હતું. તેમણે સૌએ ઘણીવાર રાહ જોઇ, પણ એકે માનવ પ્રાણી તેમની નજરે ચડ્યું નહિ. પરંતુ જ્યાં તેઓ ઉતર્યા હતાં, ત્યાં ઉંદરો પુષ્કળ પ્રમાણમાં હતા. તેઓ વારંવાર પોતાના દરમાંથી માથું ઉંચું કરીને વળી પાછા દરમાં પેસી જતા. આ જોઇને હણુત દાતારે વિચાર કર્યો, કે અહીં કોઇ મનુષ્ય-પ્રાણી દેખાતું ન હોવાથી, આ ઉંદરોને જ પ્રથમ ભો-

જન કરાવીને પછી જમવું. આથી ખાનપાનના સઘળા પદાર્થોમાંથી થોડું થોડું લઇને તે સર્વે વસ્તુઓ ઉંદરોનાં દર પાસે મૂકી દેવામાં આવી. ઉંદરો તરતજ બહાર આવી આવીને તે ખાઇ જવા લાગ્યા.

એટલામાં એક મોટો ઉંદર પોતાના મોઢામાં એક ચકચકતી સોનામહોર સાથે દરમાંથી બહાર નીકળી આવ્યો, અને તેની પુંઠ-માંજ સુંડલો ભરાય તેવડો એક કાળો નાગ ક્રોધથી ફૂંફાડા મારતો બહાર નીકળ્યો. ઉંદર બીકથી થરથરતો અર્ધમુવા જેવો હણુત દાતા-રના ખોળામાં આવીને પડ્યો. શરણાગતનું રક્ષણ કરવાનો ક્ષત્રિ-ચોનો પરમ ધર્મ હોવાથી, હણુત દાતારે પેલા ઉંદરને પોતાના ખો-ળામાં ઢાંકી દીધો. આ જોઇ ફૂંફાડા મારતો નાગ ત્યાંથી નિરૂપાયે પાછો ફર્યો, અને પોતાના રાફડામાં ચાલ્યો ગયો. ઉંદરના મ્હોંમાં સોનામહોર જોઇને સૌને નવાઇ લાગી. તેમને ખાતરી થઇ, કે આ સ્થળે જરૂર કોઇ મોટો ખજાનો દટાયલો હોવો જોઇએ.

અહીં જે સ્થળે હણુત દાતારે પોતાનો પડાવ નાખ્યો હતો, ત્યાં જુના સમયમાં એક મોટું નગર વસેલું હતું, અને તેમાં અનેક સંપત્તિશાળી ધનાઢ્યો વસતા હતા. પણ એ નગરમાં એક ઘણોજ કંજુસ શ્રીમંત રહેતો હતો. તેની પાસે અખૂટ દ્રવ્ય હોવા છતાં, તે તેમાંથી એક પાઇ પણ કદી વાપરતો નહિ. તેણે પોતાની સઘળી મિલ્કતનો સંગ્રહ જમીનની અંદર એક ભોંયરામાં કરી રાખેલો હતો. આ કંજુસ જ્યારે મરણ પામ્યો, ત્યારે તેનો જીવ તેના અપાર દ્રવ્યની અંદર રહી જવાથી તેની અસદ્‌ગતિ થઈ, અને તે એક નાગ સ્વરૂપે જન્મ ધારણ કરીને પોતાના દ્રવ્યની ચોકી કરવા લાગ્યો. આગળ જતાં એ નગર ઉજ્જડ થઈ ગયું, પણ પેલો સાપ તો પો-તાના દ્રવ્ય પર રાતદિવસ બેસી રહીને તેને સાચવી રહ્યો હતો. આજ પેલા ઉંદરને સોનામહોર લઇને નાસી જતો જોઇને તે ગુસ્સાથી ફૂંફાડતો તેની પાછળ પડ્યો. પરંતુ એ ઉંદરને સદ્‌ભાગ્યે હણુત દાતારનો આશરો મળી જવાથી તે બચી જવા પામ્યો.

હવે હણુત દાતારે પેલું દ્રવ્ય પોતાને હાથ કરવાનો વિચાર કર્યો. તેણે એક મોટો કડાયો અને તેલ મંગાવીને તે તેલ ઉકાળવા માંડ્યું. જ્યારે તેલ તપીને લાલચોળ થઇ ગયું, ત્યારે હણુત દાતારે તે આખો કડાયો પેલા સર્પના રાફડામાં રેડી દીધો.

કડકડતું તેલ પોતાના શરીર પર પડતાંજ પેલા નાગનો તેજ ક્ષણે અંત આવ્યો. પછી હણુત દાતારે તે જમીન ખોદાવી જોઇ, તો તેમાંથી દ્રવ્યનો મોટો ભંડાર નીકળી આવ્યો આમ હણુત દાતારને કર્મસંજોગે પુષ્કળ દ્રવ્ય હાથ આવી જતાં તેણે આ સ્થળે એક મોટું નગર વસાવ્યું. અને એ નગરના નામ સાથે પેલા ઉંદરનું નામ કાયમ રાખવાને તેણે તે શહેરનું નામ કોઆપદ્ધર× રાખ્યું.

કોઆપદ્ધરના લોકો માટે હણુત દાતારે અનેક પ્રકારની સગવડો કરી આપેલી હોવાથી, થોડાજ સમયમાં ત્યાં નાના મોટા શ્રીમંતો અને ખેડુતો આવી વસ્યા અને કોઆપદ્ધર એક આબાદ શહેર બની ગયું.

હણુત દાતારના હસ્તમાં દ્રવ્યનો ભંડાર આવી જતાં, તે પોતાના હંમેશના નિયમ અનુસાર તેનો ઉપયોગ પુણ્ય-દાનમાં કરવા લાગ્યો યાચક લોકો પણ તેને યાચવા માટે સમુદ્રની ભરતીની માફક ઉભરાવા લાગ્યા હણુત દાતાર તેમને મોકળે મને દાન આપવા લાગ્યો. હણુત દાતારની સ્ત્રી પણ સપડ ચોટાણી જેવા એક મહાન દાનવીરના વંશની હોવાથી તે પણ દાતારના પરોપકારી કાર્યોમાં તનમનથી સહાય આપવા લાગી

દુહો—લંજી લાખે ધીય, માન વધારે મંડણે,
વેં ઘર નાઠી વીય, તં ત્રી વીયેં ત્રેવડ કરે.

ભાવાર્થ—સપડ ચોટાણીના પુત્ર લાખાની કુંવરી લંજી પણ માગણ લોકોને અત્યંત આદરમાન આપે છે, અને ઘેર વીસ પરોણા હોય, તો ત્રીસની ત્રેવડ કરે છે.

હણુત દાતારને ત્યાં યાચકોનો ધસારો દિન-પ્રતિદિન વધવા લાગ્યો, અને દાતારનો ખજાનો દિવસે દિવસે ખાલી થવા લાગ્યો આમ કેટલોક વખત જતાં હણુત દાતાર અત્યંત તંગ હાલતમાં આવી પડ્યો આથી તેનું મન રાત-દિવસ ચિંતામગ્ન રહેવા લાગ્યું.

જામ લાખો ફૂલાણી પણ બરાબર એજ અરસામાં હણુત દાતારની કસોટી કરવાને કેરાકોટથી નીકળીને મજલ દર મજલ કરતો, પોતાના

× કચ્છીભાષામા ઉંદરને કોઆના નામથી પણ ઓળખવામા આવે છે.

મોટા મેલાણુ સાથે કોઆપદ્ધરની પાદરે આવી પહોંચ્યો. અહીં આવતાંજ તેને હલુત દાતારની વિષમ સ્થિતિની જાણ થઇ. પરંતુ દાતારોની પુરેપુરી કસોટી કરવાવાળો જામ લાખો હલુત દાતારની નિર્ધન હાલતની વાત સાંભળીને પાછો ફરે તેમ ન હતું. તેણે વિચાર્યું, કે દાતારની કસોટી કરવાનો ખરેખરો પ્રસંગ આજ કહેવાય. આથી તેણે હલુત દાતારને પોતાના આગમનના સમાચાર મોકલી દીધા.

જામ લાખો હલુત દાતારની દાનવીરતાને કસોટી પર કસી જોવાના ઈરાદાથી માગણોના એક મોટા ટોળાને પોતાની સાથે તેડી લાવેલો હતો. દાતારનું સત છોડાવવાના ઉદ્દેશથી તેણે માગણોને મોટી મોટી રકમોની માગણી કરવાનું શીખવીને હલુત દાતાર પાસે મોકલી દીધા.

એક તરફ જામ લાખાના મોટા મેલાણુનો આદર–સત્કાર કરવો, અને બીજી તરફ કીડીઓની પેઠે ઉભરાઇ નીકળેલા યાચકોની અશક્ય માગણીઓને પહોંચી વળવાની બેવડી આફતમાં હલુત દાતાર ઘેરાઇ ગયો. આવા કટોકટીના પ્રસંગમાથી સહીસલામત પાર ઉતરવાનું કાર્ય તેની તંગદસ્તી જોતાં તદ્દન અશક્ય હતુ. દાતારે પોતાની આ મુસ્કેલી પોતાની રાણી પાસે વ્યક્ત કરી રાણી મહા ચતુર હતી. આ મુસ્કેલીમાંથી પાર ઉતરવા તેણે અનેક વિચારો કરી જોયા. પરંતુ તેને એક પણ માર્ગ જોવામાં આવ્યો નહિ. પોતાના દાતાર પતિ પર અચાનક આવી પડેલા ધર્મસંકટનો વિચાર કરતાં તેના અંતરમાં ભયંકર દુઃખ થવા લાગ્યું.

આ વખતે એક અજબ જેવી ઘટના થઈ દાતારના મકાનમાં એક મોટી કોઠી પડેલી હતી. હાલ એ કોઠીમાં કંઇપણ અનાજ ન હોવાથી તે ખાલી પડી હતી. રાણીએ તેના બાકામાં થઇને એક કાળા ભયંકર નાગને અંદર જતો જોયો. તરતજ દાતારની લાજ સાચવી લેવાનો એક નવો વિચાર રાણીના મગજમાં સ્ફુરી આવ્યો. તેણે વિચાર્યું, કે આ નાગ જો પોતાને ડસે, તો દાતારની સઘળી મુસ્કેલી તરતજ દૂર થઈ જાય. તેને યાચવા આવેલા યાચકો તથા જામ લાખો ફુલાણી એ સઘળા વગર કહેજ પોતપોતાને ઠેકાણે પડી જાય, અને દાતાર પર ફરી વળેલાં આફતનાં વાદળાં આપમેળેજ વિખેરાઇ જાય. આમ વિચારીને રાણીએ સર્પ–દંશ લેવાના ઇરાદાથી, તેજ ક્ષણે

કોઠીમાં જ્યાં કાળો નાગ ગયો હતો ત્યાં પોતાનો હાથ નાખ્યો. પરંતુ રામ રાખે તેને કોણ ચાખે ? સર્પ-દંશને બદલે એક મોટો રત્ન-જડિત સુવર્ણનો અમૂલ્ય હાર તેના હાથમાં આવી ગયો. ઇશ્વરની આ અણચિંતવી સહાયથી રાણીના હર્ષનો પાર રહ્યો નહિ તરતજ તેણે દાતારને સઘળી બીનાથી વાકેફ કર્યો પરમાત્માએ અણીના સમયે તેમની લાજ રાખી લીધેલી હોવાથી પતિ-પત્નીની આંખોમાંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં. સઘળી બાજી એક પલકમાંજ પલટી ગઇ.

હણુત દાતારે પેલા અમૂલ્ય હારની મદદથી જામ લાખાનો અત્યંત માનપૂર્વક આદરસત્કાર કર્યો તેમજ તેના માગણોને પણ તેમની ઇચ્છા અનુસાર હાથી, ઘોડા, તથા માલ-ધન આપી સંતુષ્ઠ કર્યા, હણુત દાતારનો કીર્તિ-ડંકો ફરી એકવાર દશે દિશામાં ગાજી રહ્યો.

જામ લાખાને જ્યારે હણુત દાતારની મુશ્કેલીની અને ઉપરોક્ત ઇશ્વરી સહાયની જાણ થઇ, ત્યારે તે પોતાના અંતરના ઉમળકાથી હણુત દાતારને ભેટી પડ્યો. અને તેની દાનવીરતા પર ધન્યવાદોના વરસાદ વરસાવવા લાગ્યો તેને ખાતરી થઇ, કે પૃથ્વી 'ના-સત' નથી. હણુત દાતારની અનુપમ દાનવીરતા અને તેના હૃદયની અતૂલ વિશાળતા જોઇને જામ લાખાનો સઘળો ગર્વ ગળી ગયો.

એક વખત હણુત દાતાર પોતાના શિકારીમંડળ સાથે મૃગયા ખેલવા નીકળ્યો હતો. ત્યાં એક શિકાર પાછળ પોતાનો ઘોડો તેણે એવી ઝડપથી દોડાવી દીધો, કે તે પોતાના સઘળા સાથીદારોથી છૂટો પડીને દૂર નીકળી ગયો. ત્યાંથી પાછા ફરતાં તેના પર ચોરી કરવા નીકળેલા સાત ચોરોની દૃષ્ટિ પડી દાતારના ગળામાં જવાહીર પહેરેલાં જોઇને તે ઝૂટવી લેવાનો તેમણે વિચાર કર્યો. અને સઘળાએ મળીને તેના પર એક સામટો હુમલો કર્યો. હણુત દાતાર જેવો દાનવીર હતો, તેવોજ એક કુશળ પટ્ટાબાજ પણ હતો. તેણે તરતજ કમરે લટકતી પોતાની તલવાર ખેંચી કહાડી, અને એક યુદ્ધ-કુશળ યોદ્ધાની કુનેહથી તેણે એ સાતે જણને ત્યાંજ ભૂરા કરી નાખ્યા.

દુહો—સમે ખણી સમસેર, હલુત હલાઈ,
મારે કેઆ મુકામ, ચોટ ડિની ચાઇ.

ભાવાર્થ—હલુત દાતારે પોતાની તલ્વાર ચલાવવા માંડી, અને એ-કજ ચોટમાં બંધાને મારીને જમીનદોસ્ત બનાવી દીધા.

આ ઝપાઝપીમાં હલુત દાતારને પણ પાંચ સાત ઘા થયા હોવા છતાં, તેણે ત્યાં જરાપણ ન અટકતાં પોતાનો ઘોડો કોઆપદ્ધર તરફ મારી મૂકયો. જખ્મોથી ચકચૂર બનેલો આ વીર રાજપૂત જ્યારે રોહા પાસે આવ્યો, ત્યારે તેનુ ગળુ જખ્મોને લીધે તૃષાથી સુકાઈ જવા લાગ્યું.

આ વખતે ગામની પાદરે કુવા કાંઠે પનિહારીઓ પાણી ભરી રહેલી હોવાથી અત્યંત તૃષાતુર બનેલા હલુત દાતારે તેમની પાસેથી પીવાને પાણી માગ્યું. પરંતુ કોઈ પણ પનિહારીએ તેને પાણી પાવા જેટલી ઉદારતા દર્શાવી નહિ.

દુહો—રોઆ મંધે માડુએં, મં બુડેન પાણી,
જિતે અચી ઉનેઓ નિંગે, હલુત થવિયાણી.

ભાવાર્થ—ત્યા આવીને હલુત દાતાર તરશ્યો જ ચાલી નીકળ્યો, એવા રોહા ગામને પાણી મળનો મા.*

હલુત દાતારને લાગેલા જખ્મો જેમ જેમ ઠંડા પડતા ગયા, તેમ તેમ તેમની પીડા પણ વધતી જતી હોવાથી, તે મહા મુશ્કેલીએ કોઆપદ્ધર પહોંચી શકયો. છ મહીના પથારીનું સેવન કર્યા પછી તે સારો થયો

થોડા સમય પછી હલુત દાતારને તેના પિતા સાડના અવસાનના વર્તમાન પ્રાપ્ત થતાં, તે પોતાના પ્રદેશ વોણા પ્રગણા તરફ ચાલતો થયો. તેણે ત્યા જઈ પોતાના મુલકનો સઘળો કબજો પોતાને હસ્તક લઇ લીધો, અને તે પોતાનું શેષ જીવન પણ દાન વીરતામાંજ સમાપ્ત કરીને અમર કીર્તિને પ્રાપ્ત કરી ગયો.

---

* લોક વાયકા છે, કે તે દિવસથી ગામમા પાણીની અછત આજ પર્યંત ચાલી આવે છે.

## (૧૦)

# ચાતુર્માસની સહેલગાહે.

ચાતુર્માસની રમણીય ઋતુ કચ્છ પ્રદેશ પર ઉતરી ચૂકી હતી. વન-ઉપવનો લીલાં કુંજાર બની ગયાં હતાં. જ્યાં જુઓ ત્યાં આનંદ છવાઇ ગયો હતો. આવા સૌન્દર્યપૂર્ણ સમયમાં જામ લાખાને એક વખત કચ્છ પ્રદેશની સહેલગાહે નીકળી પડવાની ઇચ્છા થઇ આવતાં, તે પોતાના મોટા રસાલા સાથે કેરાકોટથી ચાલતો થયો. ડુંગરો, નદીઓ, તથા મેદાનોની શોભાનાં ભવ્ય દશ્યો નિહાળતો, તે ફરતો ફરતો પ્રથમ નેત્રા ગામની પાડોશમાં આવી પહોંચ્યો. ગામની પાદરે આવેલું તળાવ છલોછલ હૂબકી રહ્યુ હતું, અને તેમાં આખા ગામનાં નાનાં-મોટાં તમામ માણસો નાહવા-ધોવાનો આનંદ લઇ રહ્યાં હતાં. આ વખતે અત્યંત સૌન્દર્યવાન છ નવયુવતિઓ એક કિશોર વયના બાળકની સાથે સરોવરના પાણીમાં આનંદ-ગમ્મત કરી રહી હતી.

આ છએ નવયૌવનાઓ સંગાર જાતિની હતી અને છએ એકજ ઘરની વહુઆરો હતી કમનસીબે આ છએ યુવતિઓના પતિ મરણ પામેલા હોવાથી તેઓ વિધવા હતી એમના સસરાનું નામ સારો સંગાર હતું. સારા સંગારને સાત પુત્રો હતા. તેમાના છ એકજ મરકીમાં મરણ પામેલા હતા. માત્ર એક નાનો પુત્ર હયાત હતો સારો સંગાર એક લાજ-આબરૂવાળો માણસ હોવાથી તેના ઘરની પ્રતિષ્ઠા જાળવીને તેના છએ પુત્રોની વિધવા સ્ત્રીઓએ પુનર્લગ્ન કર્યું ન હતું પરંતુ પોતાના નાનકડા દિયર પર આધાર રાખીને આ છએ જણીઓ પોતાના વૈધવ્યના દિવસો ગુજારી રહી હતી

આજ આ છએ જણીઓ પોતાના બાળવયના દિયરને સાથે લઇને સરોવરમા ઝીલવા આવેલી હતી તેઓ પેલા કિશોર વયના બાળકને રમાડતી આનંદ કરી રહી હતી

ફાટફાટ થતા યૌવનવાળી સ્વરૂપવાન સુંદરીઓ વચ્ચે આનંદે બેઠી રહેલા આ બાળકનું દશ્ય ખરેખર અદ્દભુત હતું. આ અપૂર્વ દેખાવ જોઇને જામ લાખાનું હૃદય આનંદાવેશથી નાચી ઊઠયું. તરતજ તે બોલી ઊઠયો:—

કચ્છનું વનસ્પતિ-સૌન્દર્ય, એ ત્રણ વસ્તુઓથી હે જીવ! તું મરણ પર્યંત અતૃપ્ત જ રહીશ.

અહીંથી ચાલીને જામ લાખો જ્યારે વોંધડી નદી પાસે આવ્યો, ત્યારે એકદમ મુસળધાર વરસાદ તૂટી પડ્યો. જામ લાખાએ વરસાદથી રક્ષણ મેળવવાનો સઘળો સરંજામ પોતાની સાથેજ લીધેલો હોવાથી, તરતજ પાણી ન ભેદી શકે એવા તંબુઓ ખડા કરી દેવામાં આવ્યા, અને સઘળાએ અહીંજ પોતાનું મેલાણ રાખ્યું. જામ લાખો એકચિત્તે વૃષ્ટિ સમયનું સૃષ્ટિ-સૌન્દર્ય જોવામાં મગ્ન બની ગયો. આ પ્રદેશમાંથી કેટલીક નદીઓ દક્ષિણ દિશામાં ચાલી જાય છે અને કેટલીક ઉત્તર દિશામાં જાય છે. આ દૃશ્ય જોઇને જામ લાખો બોલ્યો:-

દુહો—કચ્છજો વિચ્ચ વોંધડી, નક્ષે વિરાયા નીર,
હિકડયું હલઇયું પાવર કે, બિઅયું સાંયરજી સીર.

ભાવાર્થ—વોંધડી નદીનું મૂળ કચ્છના મધ્યભાગે છે. અહીં નદીઓ પોતપોતાનાં નીર વહેંચી લે છે. કેટલીક પાવર પ્રગણા તરફ જાય છે. અને કેટલીક સમુદ્રને જઇને મળે છે.

---

## (૧૧)

## જસમા ઓડણ.

કચ્છનો જામ લાખો ફૂલાણી કચ્છના જુદા જુદા પ્રદેશોમાં પ્રવાસ કરતો, ફરતો ફરતો ગંજ્યુસર આવી પહોંચ્યો. ગંજ્યુસરમાં આ વખતે પશુધન પુષ્કળ પ્રમાણમાં હોવાથી અહીં એક તળાવ ખોદાવવાનું કાર્ય જામ લાખા તરફથી ચાલી રહ્યું હતું. આ કાર્યને માટે અસંખ્ય ઓડ જાતિના લોકો કામે લાગ્યા હતા. તળાવનું ખોદકામ જોવાને જામ લાખો પોતાના સંગાથીઓ સાથે આવી પહોંચ્યો. અહીં કામ કરનારા લોકોમાં સૂર્ય સમાન કાન્તિવાળી એક અત્યંત ખુબસુરત ઓડ કુમારિકા કામ કરી રહી હતી. તારામંડળમાં જેમ ચંદ્રમા ચમકી ઊઠે, તેમ અન્ય સ્ત્રીઓમાં આ અત્યંત લાવણ્યવતી કુમારિકા ઝળકી નીકળી હતી. યૌવનને આંગણે ઉભેલી એ નવયૌવનાનું તેજસ્વી સ્વરૂપ જોતાંજ જામ લાખો ઘેલો બની ગયો.

તપાસ કરતાં જામ લાખાને માલમ પડયું, કે એ કુમારિકા તેના પિતાને એક અપ્સરાના આશીર્વાદે પ્રાપ્ત થએલી છે અને તેનું નામ જસમા છે શરદની ચંદ્રિકા સમાન જસમાનું સૌન્દર્ય નિહાળીને જામ લાખો જાણે મંત્ર-મુગ્ધ બની ગયો-મોહિત બની ગયો

દુહો—લાખે જામ ગુરાઈ, તું ઓડ ઓરૈં આ,
લથા તોં મથા, મિટ્ટી સંધો ભામલો.

ભાવાર્થ—હે ઓડ કુમારિકા, તું આ તરફ આવ. તને જામ લાખો બોલાવે છે. તારા મસ્તક પરથી માટી ઉપાડવાનો બોજો આજથી દૂર થયો છે.

જામ લાખાએ જસમા ઓડણના પિતાને પણ બોલાવી લીધો, અને તેની પાસે પોતાના હૃદયની વાત વ્યક્ત કરી. જસમાને વર વાની જામ લાખાની મનોભાવના જોઇને જસમાના પિતાને અત્યંત નવાઈ લાગી તે બોલ્યો —

દુહો—તું લાખો લખેં ધણી, અસીં અગલા ઓડ,
કેડો લગો કોડ, અસાં ઓછી જાતસેં ?

ભાવાર્થ—કયા તું લાખોનો ધણી કચ્છનો જામ લાખો ફુલાણી અને કયા અમે અણઘડ ઓડ લોકો ? અમારી આવી ઉતરતી જાતિથી સ્નેહ બાધવાના કોડ તારા મનમા કેમ જાગ્યા ?

જામ લાખો જસમા ઓડણના સૌન્દર્ય પર એટલો મુગ્ધ બની ગયો હતો, કે તે કોઈ પણ ભોગે તેને વરવા ચાહતો હતો જામ લાખાનો આવો મજબુત આગ્રહ નિહાળીને જસમાના પિતાએ તેની પાસે એવી સરત મૂકી, કે જો તે જસમાનેજ મુખ્ય રાણી બનાવે, અને તેના ઉપર બીજી કોઇ પણ રાણી ન પરણે તોજ તે તેને પોતાની પુત્રી પરણાવવાને ખુશી છે. જામ લાખાએ જસ માના પિતાની સરતનો બનતા સુધી સ્વીકાર કરવાની કબુલાત આપી અને કચ્છના જામ લાખા ફૂલાણીનાં તથા જસમા ઓડણના લગ્ન ત્યાંજ કરી દેવામા આવ્યા

જામ લાખો પોતાની નવી રાણી જસમા ઓડણને સાથે લઇને, ત્યાથી સીધો કેરાકોટ આવી પહોચ્યો જસમા ઓડણમા અપ્સરાના લક્ષણોનો આવિર્ભાવ હોવાથી, તે અનાજ સિવાયની વસ્તુઓજ

દુહો—રેણુ જિનીંજો નેતરા, રમંધલ વસંધે મીંઓ,
આંઉ ઉનીં રીંયેં, નિંઢડો થઇને નીપજાં.

ભાવાર્થ—નેત્રા જેનો નિવાસ છે, અને જે વરસતા મેહમાં રમત-ગમતનો આનંદ લઈ રહેલ છે, એવો બાળક હું થયો હોઉં, તો મારૂં પણ સદ્‌ભાગ્ય ગણાય.

આમ નેત્રાનું સૃષ્ટિ-સૌન્દર્ય નિહાળી, આનંદ પામીને જામ લાખો ત્યાંથી ચાલતો થયો, અને રાબડી નદી પર આવ્યો. અહીં રબારી લોકોની વાંઢો પડેલી હતી. તે જોઇને ત્યાંથી રામવાડે ગયો, અને ત્યાંથી થઇને બેર ગયો. જામ લાખો જ્યાં જ્યાં જાય છે, ત્યાં વૃષ્ટિની વિપુલતાને લીધે આનંદ-મંગળ છવાઇ રહેલો જોઇને, તેનું હૈયું ગજ ગજ ફૂલે છે. તેના હૃદયનો હર્ષ પગલે પગલે ઉભ-રાઈ જતો આવે છે. બેર, રામવાડો, અને રાબડી નદી નિહાળીને તે બોલ્યોઃ—

દુહો—બેર જિનીંજો વાસ, રામવાડો ને રાબડી,
સધર સેણુ સંગાથ, રૂખ કરે મર રૂચનીઉં.

ભાવાર્થ—બેર, રામવાડો, અને રાબડી નદીના સૌન્દર્ય વચ્ચે જો પ્રિય સ્નેહીઓ પાસે હોય તો હૃદયના આનંદમાં કંઇપણ ઉણપ રહેવા પામે નહિ.

જામ લાખો ત્યાંથી હમનપુરી આવ્યો. અહીં જત લોકોની વાંઢ પડી હતી. તેમની પાસે પશુધન પુષ્કળ પ્રમાણમાં હોવાથી ઘી, દૂધ, માખણ આદિ પંચામૃતોનો પાર ન હતો. ઘી અને દૂધમાં જ ઉછરેલા આ લોકોની ઉત્તમ શરીર સંપત્તિ જોઇને જામ લાખો અ-ત્યંત હર્ષિત થયો.

દુહો—હમનપુરી હાર, પાસે પખેંજા મેંર,
કબો જતેં જુહાર, પસો કંઠ કોરઈ.

ભાવાર્થ—હરિયાળી ખીલી રહેલા કંઠ પ્રદેશમાં હારોહાર આવેલા જતગોકોનાં ઝુંપડાં મઢેલા છે સા જતોને જુહાર કરીશું.

જામ લાખો હમનપુરીથી ડેયારી ગયો, અને ત્યાંથી કોટેશ્વરનાં દર્શન કરી, નારાયણ સરોવર થઇને બૈ ગામે આવ્યો. જ્યારે જામ

લાખો બે ગામની પાદરમાં આવ્યો, ત્યારે એક અથાગ સૌન્દર્યવતી ઢેડી બાઈ કુવા પર પાણી ભરી રહેલી તેના જોવામાં આવી. પરમાત્માએ એ બાઇને કંઇ અદ્ભુત લાવણ્યની બક્ષીસ કરી હતી. રાજરાણીઓ જેનાં ચરણુ ચૂમવાને પણ લાયક નહિ, એવી આ ઢેડીનું અપ્સરાઓને પણ શરમાવી દે, એવું અનુપમ સૌન્દર્ય જોઇને જામ લાખાનો અંતરાત્મા અત્યંત પ્રસન્ન થયો.

રાત્રિ પડતાં જામ લાખાએ સઘળા મેઘવાળ લોકોને પોતાના મેલાણમાં ભજનો ગાવા માટે બોલાવ્યા. જામની આજ્ઞા મસ્તક પર ચઢાવીને સઘળા ઢેડા હાજર થઈ ગયા. જામ લાખાએ બધાંને ભોજન કરાવ્યું. અને ત્યારપછી ભજનો ચાલુ થયાં. તંબુરાના તાલ સાથે મંજીરાની રમઝટ ચાલવા લાગી. હરિજન ભગતોનો પહાડી અવાજ જામ લાખાની આખી છાવણીમાં ગાજી રહ્યો. આ વખતે પ્રકાશ માટે જમીનમાં ખૂંચેલી દીવીઓમાં તેલ પૂરવાનું કામ જામ લાખાએ પેલી સ્વરૂપવાન બાઇને સોંપેલું હતું.

આ દ્રશ્ય જોઇને જામ લાખાના સરદારો વહેમમાં પડ્યા. તેમણે વિચાર્યું, કે જામ લાખો ઢેડીના સૌન્દર્ય પર મુગ્ધ હોવાથી, તેનું મુખ-મંડળ સ્પષ્ટપણે નિહાળવા માટેજ તેણે તેને દીવીઓમાં તેલ પૂરવાનું કાર્ય સોંપેલ છે. આ લોકોની હૃદય-ભાવના જામ લાખો કળી ગયો. છેક સવારે જ્યારે ભજનોનું કાર્ય પૂર્ણ થયું, ત્યારે જામ લાખાએ પેલી ઢેડીબાઇને બોલાવી અને કહ્યું, કે "બ્હેન, તું તો ખરેખર અમારા દેશની શોભા છે" આમ કહી જામ લાખાએ તેને બ્હેન તરીકે બે ગામો બક્ષીસમાં આપ્યાં. એકનું નામ 'બેયાવો' અને બીજા ગામનું નામ એ બાઇની યાદગીરી કાયમ રાખવા માટે "ઢેઢડી"* રાખવામાં આવ્યું. લાખાનો આવો શુદ્ધ મનોભાવ નિહાળીને તેની સાથેના સઘળા સરદારોનો સંદેહ દૂર થયો. જામ લાખો ગુણનો પૂજક હતો. તે વારંવાર કહેતો કે:—

દુહો—ભલ ઘોડાં ગુણિયલ ત્રીયાં, વડે કચ્છ વણાં,
ઈનીં ત્રીં થોકાં, અકાયો વેનં હીયાં.

ભાવાર્થ—ઉત્તમ પ્રકારનો ઘોડો, ગુણિયલ સ્ત્રી, અને ચોમાસામાં

* ઢેઢડી ગામ ગરડામાં આવેલું છે.

ખાતી હતી. આજ દિન લગી અનાજનો એક કણ પણ તેના ઉદર પ્રદેશમાં કદી પ્રવેશ કરવા પામ્યો ન હતો. એટલુંજ નહિ પણ અનાજ ખાનારના મુખની વાસ પ્રત્યે પણ તેને સખ્ત અણગમો હતો. એક વખત જામ લાખાના મુખમાંથી નીકળતી અન્નની વાસથી અકળાઇને તેણે પોતાનું મ્હોં મરડ્યું. જામ લાખાએ તેને તેમ કરવાનું કારણ પૂછતાં તે પ્રથમ તો કંઇ પણ બોલી નહિ. પણ લાખાના અત્યંત આગ્રહથી તેણે તેને સત્ય વસ્તુ જણાવી દીધી. આ સાંભળીને જામ લાખો અત્યંત ક્રોધાયમાન બની ગયો, અને તે તેજ વખતે ત્યાંથી રીસાઇને ચાલી નીકળ્યો.

થોડા સમય પછી સિંધુસાગરને કિનારે આવેલા ગુજરાસરની રાજકન્યા સુમલે સ્વયંવર રચેલો હોવાની વાત જામ લાખાના કર્ણપટ પર આવી. આ સુમલના અથાગ સૌન્દર્યની વાતો જામ લાખાએ આજ પર્યંત અનેક વખત સાંભળી હતી. એના સ્વયંવરની વાત સાંભળીને તે તરતજ સિંધુસાગરને કિનારે ગુજરાસર જવા તૈયાર થયો.

આ વાતની ખબર જ્યારે જસમા ઓરડીને પડી, ત્યારે તેના અંતરને મહાન્ આઘાત લાગ્યો. તે પોતાની અજ્ઞાનતા માટે ક્ષમા યાચના કરતી જામ લાખાને, ત્યાં ન જવા માટે અનેક પ્રકાર વીનવવા લાગી

• દુહો—અગલાકઁગું ઓરેંડયું, લાખો ન લેખે,
  મગલા ઊ સેખે, પરે લગાએં પાનસા.

ભાવાર્થ—હે લાખા જામ! અમારી ઓઃ લોકોની અજ્ઞાનતા તરફ તારે જોવું ન જોઇએ. માટે હે ચતુર જામ! તું માગે વાંક માફ કરી મારો સ્વીકાર કર.

દુહો—હંગું રૂપાના કંધમિંઆ, હણું વરી હોઇ,
  અર્થી અગલા ઓડ, તોય લાખે જામજા.

ભાવાર્થ—અમારૂં ઓલવું અભિમાનભરેલું છે. અને અમારી હાલવા-ચાલવાની રીત પણ કંઇ ઓર છે. અમે જેમ તેવા અજ્ઞાન હોવા છતાં જામ લાખાનાંજ છીએ, એ વાત ભૂલવી જોઇતી નથી.

આગળ જતાં જગતની ક્ષણભંગુરતાની યાદ આપતાં તે બોલી:—

દુહો—અડઅડે ઓડ, છડે વેઆ હી મેડીયું,
અઇં કૂડા કોડ, કિનીં નેભા ન થીએં.

ભાવાર્થ—ઓડ લોકો જેમ આ મેડીઓ અને મહાલયો ચણી ચણી ને ચાલ્યા ગયા છે તેમજ આ જગતનો પણ સઘળો ઠાઠ જુઠો છે, અને આખરે તે કોઇનો પણ થતો નથી.

આમ જસમા ઓડણ જામ લાખાને અનેક રીતે સમજાવવા લાગી પરંતુ તેની સઘળી સમજાવટ જામ લાખાના દૃઢ નિશ્ચય પાસે વ્યર્થ નીવડી. તે પોતાના નિશ્ચયમાંથી લેશ પણ ડગ્યો નહિ. અને સિંધુ કિનારે આવેલા ગુજરાસરને રસ્તે ચાલતો થયો.

જામ લાખો પોતાની મોટી સવારી સહિત મજલ દર મજલ કરતો ગુજરાસર પહોંચ્યો. પણ તે ત્યાં પહોંચ્યો તે પહેલાં તો સુમલકુમારી રાણા મહીધરણ અથવા મેંધરાને વરી ચૂકેલી હોવાથી તે ત્યાંથી સિંધ તરફનો પ્રવાસ કરીને પાછો ફર્યો.

એ વખતે કચ્છમાં હાલ જે પ્રદેશ ભુવડ ચોવીસીના નામથી ઓળખાય છે, ત્યાં ભુવડ ચાવડાનો રાજ્ય-અમલ ચાલી રહ્યો હતો. આ ભુવડ ચાવડાની કન્યાનું જામ લાખાને વરવાનું બિરદ હોવાથી, તે આણાની વેલ લઇને જામ લાખાને વરવા માટે આવતી હતી. સિંધથી પાછા ફરતાં જામ લાખાને આ વર્તમાન પ્રાપ્ત થવાથી તે કેરાકોટ જવાને બદલે આણાની વેલની સામે આવ્યો. સાણંદ્રો પાસે આવતાં તેને આણાની વેલનો ભેટો થયો. જામ લાખાએ તેજ સ્થળે ભુવડ ચાવડાની કુમારિકા સાથે પોતાનાં લગ્ન કર્યાં.* અને ચાવડી-રાણી સાથે તે કેરાકોટ તરફ ચાલતો થયો.

જામ લાખો ચાવડી રાણીને પરણી આવતો હોવાના વર્તમાન કેરાકોટમાં જસમા ઓડણને પ્રાપ્ત થતાંજ તેના અંતરમાં સખ્ત આંચકો લાગ્યો, અને તેણે તેજ વખતે પોતાના દેહનો ત્યાગ કર્યો.



* અહીં સાણંદ્રો પાસે જામ લાખાનાં અને ચાવડી રાણીનાં લગ્નનાં તોરણ અદ્યાપિ કાયમ છે એમ કહેવાય છે.

## (૧૨)

## સતિ મુમલ.

કચ્છના કંઠ કકરાડામાં આવેલા કોટેશ્વરથી થોડે દૂર ઘૂનાય ગામની ઉત્તર તરફ આવેલા પ્રાચીન કાક પ્રદેશના ગુજરાસરનાં ખંડેર જે અદ્યાપિ જોવામાં આવે છે, ત્યાં જામ લાખા ફૂલાણીના સમયમાં વીરમ ચાવડાની સત્તા જામેલી હતી. આ ચાવડા રાજાની રાણીનું નામ હીરાંદેવી હતું. સંતતિમાં તેને સાત કુંવરીઓ થઈ હતી

દુહો—મુમલ, સુમલ ને સોદેહ, મેણી ને મુરજલ,
હીરાંદે ઘર જનમ્યું, નેણી ને નિરમલ.

ભાવાર્થ—વીરમ ચાવડાને હીરાંદેવીથી મુમલ, સુમલ, સદદેવી, મેણી, મુરજલ, નેણી અને નિરમલ નામની સાત કુંવરીઓ થઈ.

આ સાતે કુંવરીઓમાં સૌથી મોટી મુમલ હતી મુમલ રૂપ રૂપનો ભંડાર અને બુદ્ધિના સાગર સમાન હતી. વીરમ ચાવડો ગુજરાતથી આવેલો હોવાથી, તેની સાતે કુમારિકાઓ ગુર્જરીના નામથી ઓળખાતી. વીરમ ચાવડાના અવસાન પછી કાક પ્રદેશની રાજ્યગાદી તેની મોટી કુંવરી મુમલના હાથમાં આવી.

દુહો—જડે વીરમ મારેઓ, પેઓ છત્ર છણી,
તડે નવલખી કાકજી, ગુજર થઈ ધણી.

ભાવાર્થ—જ્યારે કાક પ્રદેશના છત્ર સમાન વીરમ ચાવડો મરણ પામ્યો, ત્યારે નવલખી કાકભૂમિની હકુમત ગુર્જરી મુમલ કુમારીના હાથમાં આવી.

એ સમયે કચ્છમાં હિમાલયનું પાણી સિંધુસાગર મારફત કોરી નદી વાટે પુષ્કળ પ્રમાણમાં આવતું હોવાથી એ પ્રદેશ લીલો કુંજાર બની રહ્યો હતો. મુમલ કુમારીને બાગ-બગીચાનો અત્યંત શોખ હોવાથી તેણે પોતાની પુષ્પ-વાટિકાને ઉત્તમ પ્રકારનાં ફૂલ ઝાડોથી અત્યંત શણગારી હતી. એ પુષ્પ-વાટિકામાં તેણે પોતાના બુદ્ધિબળથી અને કાબેલ કલાકારોની સહાયથી એવી એવી અજબ ભૂલવણીઓ ગોઠવેલી હતી, કે કોઈ પણ માણસ એ પુષ્પ-વાટિકામાથી

સહીસલામત પસાર થઇ શકતો નહિ એ પુષ્પ-વાટિકામાં જળને ઠેકાણે જમીન, અને જમીનને ઠેકાણે જળ જોવામાં આવે એવી, અને એથી પણ અદ્ભુત અનેક રચનાઓ કરેલી હતી

સુમલ કુમારીએ એવો નિયમ લીધેલો હતો, કે જે કોઇ તેની ભૂલભૂલામણીઓવાળી ફૂલવાડી નિર્વિઘ્ને પસાર કરીને તેના મહેલ સુધી આવી પહોંચે તેનેજ વરવું. સુમલકુમારીના આ નવિન પ્રકારના સ્વયંવરની વાત સાંભળીને દેશ-દેશાવરના રાજવીઓ અને રાજકુમારો તેને વરવાના ઇરાદાથી આવતા. પરંતુ તેનું બિરદ સંપૂર્ણ કરવાને આજ લગી કોઇ પણ ફત્તેહમંદ થયો ન હતો. સુમલની ફૂલવાડીની ભૂલભૂલામણીઓ મોટા મોટા મહારથીઓને પણ મ્હાત કરવાને બસ હતી. અહીં આવનાર તેના હસ્તનો દરેક ઉમેદવાર નરી નિષ્ફળતા પ્રાપ્ત કરી નિરાશ થઇને પાછો ફરતો આમ કેટલોએ સમય પસાર થઇ ગયો, છતાં સુમલનું બિરદ પૂર્ણ કરવા કોઇ ભાગ્યશાળી થઇ શક્યું નહિં.

આ સમયે સિંધ-ઉમરકોટમાં હમીર સૂમરો રાજ્ય ચલાવી રહ્યો હતો. તેના ત્રણ વજીર હતા. તેમાં મુખ્ય નગરપારકરના સોઢા રાણા ચાંદનો કુમાર મહીધરણ અથવા મેંધરો હતો. રાણા મેંધરાની બ્હેન હમીર સૂમરાને પરણાવેલી હોવાથી તે હમેશાં ઉમરકોટમાંજ રહેતો હતો રાણા મેંધરાને આંખ એકજ હતી તેમજ તેના મોઢા પર શીળીના ડાઘા હોવાથી તે ખૂબસુરત દેખાતો ન હતો છતાં તે અરસામાં તેના જેવો અક્કલબાજ અને કાર્યકુશળ માણસ બીજો ન હતો આ કારણથી હમીર સૂમરાનો તેના પર અત્યંત ભાવ હતો જ્યારે હમીર સૂમરાને સુમલ કુમારીના સ્વયંવરની જાણ થઇ, ત્યારે તે પણ પોતાનુ ભાગ્ય અજમાવવા રાણા મેંધરાને સાથે લઇને ત્યાં પહોચી ગયો, અને સુમલનું બિરદ પૂર્ણ કરવા તેની પુષ્પ-વાટિકામાં આવી લાગ્યો. પરતુ કમભાગ્યે તે પણ પેલી ભૂલભૂલામણીઓમાં ફસાઇ પડ્યો. અને સુમલની દયાથી મહા મુશ્કેલીએ ત્યાંથી બહાર નીકળી શકયો

સૂમરો સરદાર નિષ્ફળતા મેળવીને પાછો ફરતાં રાણો મેંધરો પણ પોતાના નસીબનો પાસો ફેંકવા તૈયાર થયો, અને સુમલની

ફૂલવાડીમાં આવી પહોંચ્યો. આગળ દાસી અને પાછળ રાણો મેંધરો એમ તેઓ ચાલવા લાગ્યાં થોડી વાર થતાંજ દાસી પોતાના હંમેશના નિયમ અનુસાર રાણા મેંધરાને ભૂલથાપ આપીને છટકી જવાનો વિચાર કરવા લાગી. દાસીની મનોભાવના રાણા ચાંદનો કાબેલ કુમાર તરતજ કળી ગયો. દાસી તેને થાપ આપીને સટકી જાય, તે પહેલાં તેણે તેને ગળચીમાંથી પકડી લીધી. રાણાએ તેની ગળચી દબાવીને તેજ ક્ષણે તેના પ્રાણ લઇ લેવાનો એવો દેખાવ કર્યો, કે મૃત્યુભયથી ડરી ગએલી પેલી દાસી, ફૂલવાડીની ભૂલભૂલામણીઓનો સઘળો ભેદ પોપટની જેમ રાણા પાસે પઢી ગઈ. સુમલના મહાલયમાં પહોંચી જવાની કળા રાણાએ ચાલાકીથી તેની પાસેથી જાણી લીધી. એ પુષ્પ-વાટિકામાં કયાં કયાં ખરેખરાં જળ-સ્થળ છે અને ક્યાં ક્યાં કૃત્રિમ છે, તથા ક્યાં કયાં ખરેખરાં હિંસક પ્રાણીઓ છે, અને કયાં કયાં બનાવટી વાઘો અને સિંહો મૂકવામાં આવેલા છે, તે તથા તેમને ઓળખી લેવાની સઘળી નિશાનીઓ ચતુર રાણાએ દાસી પાસેથી જાણી લઇને ત્યારપછીજ તેને રજા દીધી. મૃત્યુ-મુખમાંથી ઉગરવા જેવો આનંદ પામેલી પેલી દાસી 'હાશ'નો એક શ્વાસ મૂકીને ઉતાવળે પગલે ત્યાંથી ચાલતી થઇ, અને રાણો મેંધરો પેલી દાસીએ બતાવેલા માર્ગ અનુસાર નિર્ભયપણે આગળ વધવા લાગ્યો. રસ્તામાં આવતી અનેક ભૂલવણીઓ અને ભયાનક પ્રસંગોમાંથી ક્ષેમકુશળ પાર ઉતરીને રાણો મેંધરો જ્યારે સુમલના મહાલયના દરવાજા પાસે આવી પહોંચ્યો, ત્યારે દરવાજા પર બેસારેલા બે કૃત્રિમ સિંહોએ પોતાના પંજા ઉઠાવીને એવી ભયાનક ગર્જના કરી, કે ગમે તેવા છાતીવાળા પુરૂષનું હૈયું પણ ધાસ્તીથી ફૂટી જવા વિના રહે નહિ. પરંતુ રાણો મેંધરો તો હવે સઘળી વાતે વાકેફ થઈ ગએલો હોવાથી, તે આ કૃત્રિમ સિંહોના હોકારાથી લેશ પણ ડરી જાય તેમ ન હતું. તે તો સડસડાટ કરતો સુમલ કુમારીના રાજ્યમહાલયનાં પગથીઆં ચડવા લાગ્યો, અને થોડાજ સમયમાં એ અદ્ભુત કાન્તિવાળી કુમારિકાની સન્મુખ આવી પહોંચ્યો.

રાણાને આવી પહોંચેલો જોઇને સુમલના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આજ ઘણી મુદતે તેનું બિરદ પરિપૂર્ણ થએલું હોવાથી તેને

અત્યંત આનંદ થયો. સુમલ કુમારીએ તેજ વખતે રાણાના ગળામાં વરમાળા પહેરાવી દીધી. તેજ દિવસે રાણા મેંધરા અને સુમલનાં લગ્ન યોગ્ય વિધિ અનુસાર કરી દેવામાં આવ્યાં. લગ્નને બળતે દિવસેજ રાણો મેંધરો સૂમરા સરદાર હમીર સાથે ઉમરકોટ રવાના થઇ ગયો. ત્યારપછી તે દરરોજ રાત્રે ઉંટ પર ચઢીને ઉમરકોટથી અહીં આવતો, અને પ્રભાત થતાં પાછો ઉમરકોટ તરફ ચાલવા માંડતો. આ તેનો દરરોજનો કાર્યક્રમ થઇ પડ્યો.

સુમલ કુમારીના સ્વયંવરની વાત સાંભળીને કચ્છ–કેરાકોટથી નીકળેલો જામ લાખો ફૂલાણી મજલ દર મજલ કરતો ગુજરાસર આવી પહોંચ્યો. અહીં આવતાં તેણે જાણ્યું કે સુમલ તો સોઢા રાણા મેંધરાને વરી ચૂકી છે. આ સાંભળીને જામ લાખો નિરાશ થયો. જેની પ્રાપ્તિ માટે અનેક રાજવીઓ અપાર કષ્ટો વેઠીને અહીં પડેલા હતા, એવી સુમલનાં દર્શન કરવાની જામ લાખાના અંતરમાં તીવ્ર ઇચ્છા ઉદ્દભવી. તેણે પોતાની હૃદયેચ્છા સુમલની દાસી મારફત તેને કહી જણાવી. સુમલ જામ લાખાના નામથી અપરિચિત ન હતી પરંતુ તે હવે પરણી ચૂકેલી હોવાથી, તેણે જામ લાખાને મુખ બતાવવાની પોતાની અનિચ્છા જાહેર કરી, પણ પડદાની અંદર રહીને જામ લાખા સાથે વાત કરવાની તેણે કબુલાત આપી

રાત્રિ પડતાં સુમલનો મહાલય રોશનીથી સારીપેઠે શણગારવામાં આવ્યો, અને સમય થતાંજ જામ લાખો ફૂલાણી સુમલ સાથે વાર્તાલાપ કરવાને તેના મહેલમાં આવી પહોંચ્યો.

જે વખતે જામ લાખો સુમલ સાથે વાતચીત કરવામાં રોકાયલો હતો, તેજ વખતે રાણો મેંધરો પણ ત્યાં આવી પહોંચ્યો. સુમલનો મહાલય આજ અનેરી રોશનીથી ઝગમગતો જોઇને તેને નવાઈ લાગી તપાસ કરતાં તેને જણાયું કે કચ્છનો જામ લાખો ફૂલાણી આજે સુમલના મહેલમાં આવેલો છે અને એ કારણથીજ મહેલને રોશનીથી શણગારવામાં આવેલો છે. આ સમાચાર સાંભળીને રાણા મેંધરાની રગેરગમાં અત્યંત ક્રોધ વ્યાપી ગયો. તેણે પોતાના આવવાની નિશાની તરીકે પોતાનો ચાબુક સુમલના શયનગૃહમાં બારી વાટે ફેંક્યો, અને પોતે તરતજ પાછો ઉમરકોટ તરફ ચાલતો થયો.

જ્યારે સુમલને આ વાતની ખબર પડી, ત્યારે તેના હૃદયમાં મહાન ઉલ્કાપાત મચી રહ્યો. તેણે કેટલાએ દિવસ રાણા મેંધરાની રાહ જોઇ, પરંતુ રીસાઇ ગએલો રાણો પાછો ન ફર્યો તે નજ ફર્યો. સુમલ જ્યારે રાણાની રાહ જોઇને થાકી, ત્યારે તેણે રીસાયલા રાણા મેંધરાને મનાવવાને પોતાની નિર્દોષતા પૂરવાર કરનારા સંદેશા મોકલવા માંડ્યા. પરંતુ સુમલની મહોબતમાંથી એકવાર ફટકી ગએલું રાણાનું હૃદય લેશ પણ નરમ થયું નહિ. રાણાના હૃદયની કઠોરતા નિહાળીને સુમલનું અંતર દિનપ્રતિદિન દુઃખિત થવા લાગ્યું. તે રાણાના સ્નેહનું સ્મરણ કરતી, અને પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરતી અનેક પ્રકારે વિલાપ કરવા લાગી.

દુહો—મોટ સુહીંજા વલા, લાલ વરાઈ લાંગ,
ડીયા તેલ ફુલેલજા, બારીયાં તાંહીં બાંગ,
વિહી ઉડાઈયાં કાંગ, સોઢો અચે માં ઘરે.

ભાવાર્થ—હે લાલ પીતાંબર ધારણ કરનારા મારા વહાલા તું પાછો ફર. હું પ્રભાત સુધી ફુલેલ તેલના દીવા સળગાવી તારી વાટ જોઇને બેસી રહી છું. અને તું મારે ત્યાં આવે એવા શુકન લેવા કાગડાને ઉડાવી રહી છું.

દુહો—સોઢે ધારાં સરતીયું, થ્યો ભુતનમેં ભંગ,
ઉજામી વ્યો અંગજો, રાણે ધારાં રંગ,
સું તુહીંસેં સંગ, વિહી હુંજો હારીયાં.

ભાવાર્થ—હે મહિયરો! સોઢા રાણા સિવાય મારૂં શરીર જાણે ભાંગી ગયું છે. તેમજ મારા અંગનો તેજસ્વી રંગ પણ ઓલવાઇ ગયો છે. તારા સિવાય મારૂં મરૂં વહાલું પણ કોઇ નથી. હવે હું હિંમત હારી ગઈ છું.

દુહો—સુરજ સાંમું કઢયું, શમાં બારીંધે શબ,
મોટ મરાંતી મેંધરા, રાણે કારણ રબ,
તોજી આય તલબ, કાગ ઉડાયાં કાકજા.

ભાવાર્થ—આખી રાત દીવા બાળીને તારી રાહ જોતાં છેક સૂર્યોદય થઈ ગયો. હે રાણા! તું પાછો ફર. હું તારા સિવાય ઝૂરી મરૂં છું. હું તારીજ આશામાં અહીં કાગડા ઉડાવી રહી છું.

દુહો—નર સોરીંધે વલા, વેઓ તેલ બરી,
મોટ મુસાફર સિપરીં, ચાંગે મથે ચડી,
રાણે લાય રડી, વઇ વિયામીં રાતડી.

ભાવાર્થ—હે વહાલા ! દીવાની વાટ સમી કરતાં કરતાં સઘળું તેલ બળી ગયું. હે વહાલા મુસાફર, તું ઊંટ પર ચડીને પાછો ફર. તારા માટે રડી રડીને મેં આખિ રાત્રિ વીતાવી દીધી છે.

દુહો—મુંકે રાણું મેંધરો, ડિઠે થેઆ ડીં,
હાણે કરીયાં કીં, વિહી ગુંધર ગારીયાં.

ભાવાર્થ—રાણા મેંધરાનાં દર્શન કર્યાંને આજ કેટલાએ દિવસ વીતી ગયા. હવે હું શું કરૂં ? હું માત્ર તારાજ વિચારો કર્યા કરૂં છું.

દુહો—કતીયું કપાર આવયું, લોહણ રેઆ લુડી,
રાણું રાત ન આવેઓ, જેંસે જિંધ જડી,
સોઢે લાય સડી, વઈ વિયામીં રાતડી.

ભાવાર્થ—કૃતિકા નક્ષત્ર કપાળે આવ્યું. અને પ્રભાત થઈ. પણ જેનાથી જીવ જડેલો છે, તે રાણો હજુ આવ્યો નહિ એ સોઢાની રાહ જોવામાંજ આખી દુઃખદ રાત વીતી ગઈ.

દુહો—રૂસ મ રૂસણ ગોરેઓ, ઉઠ ઓરાંઉં આણ,
ચાંગેજો લતીફ ચય, તંગ સવેરો તાણ,
રાણા કર રેઆણ, સુમલ સંધી મેડીએં.

ભાવાર્થ—હે રાણા ! તું રોષ કર મા. અને તારા ઊંટને નજદીક લાવ. શાએર લતીફ કહે છે, કે હવે તું તરતજ તારા ઊંટનો તંગ તાણીને તૈયાર થા. અને સુમલના મહાલયમાં આનંદથી નિવાસ કર.*

રીસાયલા રાણા મેંધરાને મનાવવાને જ્યારે સુમલનો એકપણ ઈલાજ કારગત નીવડ્યો નહિ, ત્યારે તેણે એક નવિન બાજી રચવા માંડી. તે ઘોડાના સોદાગરના સ્વરૂપમાં પુરૂષ વેશ ધારણ કરીને ઉત્તમ પ્રકારના ઘોડાઓ સાથે ગુજરાસરથી નીકળીને ઉમરકોટ પહોંચી ગઈ, અને ઘોડાઓના સોદા કરવા લાગી. ઘોડાઓના શોખીન અનેક મોટા મોટા લોકો તેના ઘોડા જોવાને આવવા લાગ્યા રાણો મેંધરો

* સુમલ અને રાણાના આવા અગણિત દોહરા કચ્છી લોક સાહિત્યમાં આજ પણ અમર છે.

ઉત્તમ અશ્વોનો અત્યંત ચાહક હતો. તે પણ આ નવિન સોદાગરને ત્યાં ઘોડાઓને જોવા અવાર નવાર આવવા લાગ્યો. એ પ્રસંગનો લાભ લઈને આ ચાલાક સોદાગરે રાણા સાથે દોસ્તી બાંધી લીધી.

એક વખત રાણો સોદાગરના વેશમાં રહેલી સુમલ સાથે ચોપાટનો ખેલ ખેલી રહ્યો હતો. એ વખતે પાસા ફેંકતાં સુમલના શરીર પરનું એક તલ રાણાના જોવામાં આવી ગયું. આ તલ પર દૃષ્ટિ પડતાંજ તેને તેની વહાલી સુમલ યાદ આવી ગઇ. આથી રાણાના હૃદયમાંથી એક ઉંડો નિશ્વાસ નીકળી પડ્યો. રાણાને નિશ્વાસ નાખતો જોઇને આ બનાવટી સોદાગર તેને તેમ કરવાનું કારણ પૂછવા લાગ્યો પરન્તુ રાણાએ કંઈપણ પ્રત્યુત્તર ન આપતાં મૌનજ પકડયું. રાણાને સ્તબ્ધ બની ગએલો જોઇને આ સોદાગર તેને ખરી વાત જણાવી દેવા અત્યંત આગ્રહ કરવા લાગ્યો. મિત્રનો અતિ આગ્રહ જોઇને રાણો દુઃખદ હૃદયે બોલી ઉઠ્યો, કે " જેવું તલ તમારા શરીર પર છે તેવુંજ તલ મારી વહાલી સુમલના શરીર પર પણ છે. એ સતિને મેં અત્યંત દુ:ખી કરી છે. અને એ વાત આજ યાદ આવી જતાં મારા અંતરમાંથી નિશ્વાસ નીકળી ગયો "

ઉપરોક્ત શબ્દોનો ઉચ્ચાર કરતાંજ રાણાની આંખોમાં ઝળઝળીઆં આવી ગયાં ચતુર સુમલ ચેતી ગઇ કે રાણાનું હૃદય હજુ તેના પ્રત્યે એજ પ્રેમ ધરાવી રહ્યું છે. હવે પ્રગટ થવામાં લેશ પણ હરકત નથી એમ વિચારી તે તેજ ક્ષણે બાજુના ઓરડામાં ચાલી ગઇ, અને પોતાનો અસલી પોશાક પહેરી રાણાની સન્મુખ બહાર આવી રાણાએ તરતજ તેને ઓળખી લીધી. સુમલ દોટ મૂકી હર્ષાવેશથી રાણાની બાથમાં લપેટાઇ ગઇ. ઘણા દુઃખી દિવસોનો આજે અંત આવેલો હોવાથી સુમલના હૃદયમાં હર્ષનો એટલો અતિરેક થઇ ગયો, કે રાણાની બાથમાં લપેટાઇ જતાં તેજ ક્ષણે તેના પ્રાણ પરવારી ગયા

આશાભરેલી સતિ સુમલને આમ અચાનક મૃત્યુ પામેલી જોઇને રાણાના હૃદયમાં એક સખ્ત આઘાત લાગ્યો, અને તે પણ સુમલની સાથેજ ચિત્તામાં પડીને મરણને શરણ થયો. આમ આ ઉભય પ્રેમીઓનાં જીવનનો અત્યંત કરૂણ અંત આવ્યો.

## (૧૩)

# રાજ સોલંકી.

ગુજરાતની પ્રાચીન રાજધાની પંચાસરમાં ચાવડા જયશિખરિ એક મહાન્ પ્રતાપી ભૂપાળ તરીકે પ્રખ્યાત થઇ ગયો છે. તેના પર વિજય મેળવનાર ભુવડ સોલંકીની ચોથી પેઢીએ થએલા ભુવનાદિત્યને રાજ, બીજ અને દંડક નામના ત્રણ કુમારો હતા. તેઓમાંના દંડકે કલ્યાણનું રાજ્ય પચાવી પાડતાં રાજ અને બીજ એ બે ભાઇઓ વઢવાણમાં આવીને રહ્યા. રાજ સૌથી મોટો હતો. તે જન્માંધ હોવા છતાં કોઇ પણ વસ્તુની ચિકિત્સા કરવામાં અત્યંત પ્રવીણ હતો. તેમજ અક્કલમાં પણ એક્કો હતો. આ બંને ભાઇઓ યાત્રા કરતા કરતા એક વખત અણહીલપુર પાટણના સરોવર-કિનારે આવીને ઉતર્યા હતા. તે વખતે ત્યાંના રાજા સામંતસિંહ ચાવડાના નોકરો ચાવડા સરદારના ઘોડાઓને પાણી પાવા માટે આવ્યા. આ સમયે એક સગર્ભા ઘોડી ચમકી જવાથી, તેના અશ્વપાલે તેને જોરથી એક ચાબુકનો ફટકો લગાવ્યો. તે સાંભળીને પેલા અંધકુમાર રાજે તરતજ તેમને કહ્યું કે આ ઘોડીના પેટમાં પંચકલ્યાણી વછેરો છે, તેની ડાબી આંખ તાજણો વાગવાથી ફૂટી ગઇ. આ વાત સાંભળીને પેલાઓ તો તેની મશ્કરી કરવા લાગ્યા. પરંતુ આ ઘટના જ્યારે સામંતસિંહ ચાવડાને કાને આવી ત્યારે તેણે આ બંને ભાઇઓને બોલાવીને તેમને પંચકલ્યાણી વછેરાની હકીકત પૂછવા માંડી.

અંધકુમાર રાજે પોતાના પ્રથમના અભિપ્રાય પર ભાર મૂકતાં જણાવ્યું, કે જો મારી આ વાત સત્યાર્થ નીવડે, તો આપે મને સગપણ આપવું, અને અન્યથા નીવડે તો અમારો જે ગ્રાસ આ પ્રદેશમાં છે, તેનો કબજો અમારે આપને સોંપી દેવો. આ શરત ઉભય પક્ષ તરફથી બહાલ રાખવામાં આવી. લેખિત કરારો પણ થઇ ગયા. ઘોડીના પ્રસુતિ-સમયની રાહ જોતા આ બંને ભાઇઓ ત્યાંજ રોકાઇ રહ્યા.

યોગ્ય સમયે રાજકુમાર રાજના કથન અનુસાર પેલી ઘોડીએ એક પંચકલ્યાણી વછેરાને જન્મ આપ્યો, અને તેની ડાબી આંખ પણ ફૂટેલી જોવામાં આવી. આ દૃષ્ટિહીન કુમારની અજબ ચિકિત્સા-

તે જોઇને ચાવડો રાજા તેના પર અત્યંત પ્રસન્ન થયો. તેણે
વ અનુસાર પોતાની બ્હેન લીલાદેવીનાં લગ્ન આ રાજસોલંકી
કરી દીધાં.

થોડા સમય પછી આ ઉભય રાજકુમારો ત્યાંથી પાછા વઢ-
ણ ગયા. અહીં રાજ સોલંકીને ત્યાં લીલાદેવીથી એક કુમારનો
મ થયો. પરંતુ એ કુમાર મૂળ નક્ષત્રમાં જન્મેલો હોવાથી મો-
ળ પક્ષનો નાશ કરનાર થશે એવું જ્યોતિષવેત્તાઓએ જણાવ-
થી લીલાદેવીને અત્યંત દુઃખ થયું. તેણે વિચાર્યું, કે મોસાળનો
શ કરનાર કુમારને ઉછેરીને મોટો કરવા કરતાં તેનો ત્યાગ કરવો
જ વધારે ઉત્તમ છે. આથી તેણે તે કુમારને જંગલમાં છોડી
આવવાની દાસીને આજ્ઞા કરી દીધી. રાણીની આજ્ઞા માથે ચડાવીને
સી આ બાલકુમારને ભયંકર જંગલમાં એક એકાંત સ્થળે છોડી
આવી. પરંતુ તેની સાથેજ લીલાદેવીના માતૃ-હૃદયને એવો સખ્ત
ધાંચકો લાગ્યો, કે તેણે ત્યારપછી થોડાજ સમયમાં પોતાના બાલ-
ત્રના શોકમાં પ્રાણ ત્યાગ કર્યા.

લીલાદેવી અને બાલકુમાર મૂળરાજના વિયોગથી રાજ સોલં-
ના અંતરમાં અત્યંત દુઃખ થયું. અને એજ શોકમાં તેનું મન
જગતથી વિરક્ત બની ગયું. આ કારણથી તે દેશાટન કરતો સ્થળે
સ્થળે યાત્રા નિમિત્તે ફરવા લાગ્યો

હવે મૂળરાજ કુમારને દાસી જંગલમાં છોડી આવેલી હતી,
ત્યાં તે એક યોગીની દૃષ્ટિએ ચડવાથી તેણે તેને ઉચકી લીધો.

આ યોગીના આશ્રમ પાસે એક વાઘણનું રહેઠાણ હતું. આ
વાઘણ રોજ એ બાલકુમારને ધવડાવવા લાગી. આમ આ મૂળરાજ
કુમાર વાઘણનું દૂધ ધાવીને દિવસે દિવસે મોટો થવા લાગ્યો. *

જ્યારે સામંતસિંહ ચાવડાને જાણ થઇ, કે તેની બેન લીલા-
દેવીએ પોતાના બાલપુત્રને જંગલમાં મોકલાવી દીધો છે, ત્યારે આ
ચાવડા રાજાએ જંગલમાં ઠેકઠેકાણે મૂળરાજની શોધ ચલાવવા માંડી.

---

* મૂળરાજ સોલંકી વાઘણને ધાવીને ઉછરેલો હોવાથી તેના વંશ-
વાળા વાઘેલા કહેવાયા, એવી લોકોક્તિ પણ ચાલે છે.

આખરે તેને પેલા યોગી પાસે રહેલા એક બાળકની ભાળ લાગી, અને તપાસ કરતાં જ્યારે તેને ખાતરી થઈ, કે તેની બેનનો પુત્ર મૂળરાજ એ પોતેજ છે, ત્યારે તેણે તેને પોતાની પાસે ગ્રોલાવી લીધો, અને ઉછેરીને મોટો કરવા લાગ્યો.

રાજ સોલંકી દેશાટન કરતો ફરતો ફરતો, કચ્છ-કેરાકોટમાં જામ લાખા ફૂલાણીના દરબારમાં આવી ચઢ્યો. જામ લાખાનો પણુ-પસર નામનો એક માનીતો ઘોડા હતો. તેને હમણાં એક એવું વિચિત્ર દરદ થઈ આવ્યું, કે તે પોતાનો એક પગ જમીન પર ન ટેકવતાં ઉચો ને ઉચો અદ્ધર ઝીલી રાખતો જામ લાખાએ દેશદેશાવરથી શાલિહોત્રમાં પ્રવીણ એવા અનેક ચિકિત્સકોને બોલાવીને તેના વહાલા અશ્વના એ વિલક્ષણ દર્દની ચિકિત્સા કરાવવા માંડી. તેમજ બીજા અનેક ઇલાજો કામે લગાડ્યા. પરંતુ તેના ઘોડાનું દર્દ કોઇપણ રીતે ટળી શક્યું નહિ જ્યારે રાજ સોલંકી જામ લાખા પાસે આવ્યો, ત્યારે તેને પણ પણુપસરના રોગની સઘળી હકીકત જણાવવામાં આવી રાજ સોલંકીએ જામ લાખાના અશ્વની ચિકિત્સા કરતાં તેને જાણવામાં આવ્યું, કે ઘોડાને સ્વપ્નઘાત* થએલ છે. આથી તેણે ઘોડાનું વિચિત્ર દર્દ મટાડવા માટે, એક વિચિત્ર ઈલાજ અજમાવવા માંડ્યો

રાજ સોલંકીએ લશ્કરની બે ટુકડીઓ તૈયાર કરાવીને તેમને બહાર મેદાનમાં ઉભી કરી બને ટુકડીઓને લડાઇનો ખરેખરો દેખાવ કરવાનો હુકમ કરવામાં આવ્યો સિંધુડો વાગવા લાગ્યો. અને બને પક્ષના માણસોમાં લડાઇની વીરહાકો ગાજવા લાગી તલ્વાર, બરછી, ભાલા વગેરે શસ્ત્રો ચમકવા લાગ્યાં, અને બન્ને પક્ષ વચ્ચે જાણે ખૂનખાર રણસંગ્રામ ચાલતો હોય, એવો આબેહૂબ દેખાવ રણમેદાનમા કરવામાં આવ્યો આ વખતે જામ લાખાએ રાજ સોલંકીના કથન અનુસાર એક વીરહાકની સાથે પણુપસર પર સવાર થઇને તેને પગની એડી લગાવી તરતજ ઘોડાની આંખમાં વીરરસના આવિર્ભાવ થયો તે શૌર્યમાં આવી ગયો, અને સ્વપ્નની વાત ભૂલી જઇને તેણે શૂરાતનના આવેશમાં પોતાનો ચોથો પગ સડા

---

* સ્વપ્નામાં ઘા વાગવો તે.

પા દઇને જમીનપર માંડી દીધો. પણુપસરનું સઘળું દર્દ રાજ સોલંકીના આ નવા ઇલાજથી દૂર થયું.

રાજ સોલંકીની આવી અજબ હીકમત જોઇને જામ લાખાનું હૃદય હર્ષથી નાચી ઊઠયું. તેણે રાજ સોલંકી સાથે પોતાની બ્હેન રાંયાજીનાં લગ્ન કરી દીધાં. અહીં રાંયાજીના ઉદરથી રાજ સોલંકીને એક કુમારની પ્રાપ્તિ થઇ. તેનું નામ લાખાઇત રાખવામાં આવ્યું.

એક સમયે રાજ સોલંકી અને જામ લાખો ફૂલાણી ચોપાટનો ખેલ ખેલી રહ્યા હતા. વાત પરથી વાત નીકળતાં બંને એક–બીજાના કુળની શ્રેષ્ઠતા માટે વિવાદે ચડ્યા. બેમાંથી કોઇ પણ ઝટ નમી દે એવો ન હોવાથી, વાત વધવા લાગી, અને રાજ સોલંકીએ જામ લાખાને મ્હેણું માર્યું, કે તમને સોમંગ બારોટે ખરૂંજ કહ્યું હતું, કે તમારી દાતારી "કસાઇના દાન" જેવી છે.

સોમંગ બારોટનાં ઉપરોક્ત વચનો જામ લાખાના હૃદયમાં તીરની પેઠે ખટકી રહ્યાં હતાં. રાજ સોલંકીએ પણ એજ મ્હેણું મારવાથી જામ લાખાનો જંપી ગએલો જુસ્સો પાછો અનેકગણો ભભૂકી ઊઠ્યો. તેની રગેરગમાં ભયંકર ક્રોધ વ્યાપી ગયો. તરતજ તેણે પોતાની તલ્વાર ખેંચી કહાડી, અને એકજ ઝાટકાથી રાજ સોલંકીનું મસ્તક તેના ધડ પરથી ઉડાવી દીધું.

રાજ સોલંકીના મરણથી જામ લાખાની બ્હેન રાંયાજી તેની પાછળ સતિ થઇ. અને તેનો પુત્ર લાખાઇત જામ લાખાને ત્યાં ઉછરીને મોટો થવા લાગ્યો.

પેલી તરફ પાટણના રાજા સામંતસિંહ ચાવડાએ તેના ભાણેજ મૂળરાજને ઉછેરીને મોટો કર્યો. પરંતુ મૂળરાજ મોટો થતાંજ તેણે તેના મામા સામંતસિંહ ચાવડાને ઠાર કર્યો, અને પાટણની રાજગાદી પર પોતે બેસી ગયો રાજ સોલંકીના બીજા પુત્ર લાખાઇતને કેરાકોટમાં આ ખબર પડતાં તે પણ ત્યાંથી તેના મોટા ભાઈ મૂળરાજ પાસે પહોંચી ગયો * અને આ બંને ભાઇઓ જામ લાખા ફૂલાણી

* જામ લાખાના ભાણેજ લાખાઇતે કેરાકોટનો ત્યાગ કરવા સંબંધમાં એવી દંતકથા ચાલે છે, કે જામ લાખાએ તેને દક્ષિણ દિશામાં શિ-

પાસેથી પોતાના પિતા રાજ સોલંકીના ખૂનનું વેર લેવાનો વિચાર કરવા લાગ્યા.

આ સમયે સોરઠના વંથલી અથવા વામનસ્થળી શહેરમાં ચુડાસમા વંશનો ગ્રહરિપુ કિંવા ગાહીરીઓ રાજા રાજ્યઅમલ ચલાવી રહ્યો હતો. આ ગ્રહરિપુ અત્યંત જુલ્મી હતો. પ્રભાસપાટણમાં સોમેશ્વર મહાદેવની યાત્રાએ જતા આવતા યાત્રાળુઓને તે હંમેશાં બહુ રંજાડતો, અને તેમના પર લૂટફાટ ચલાવતો. ગ્રહરિપુનો આ જુલ્મ દિવસે દિવસે વધતો જતો હતો. આ વર્તમાન અણહિલપુર પાટણમાં મૂળરાજ સોલંકીને પ્રાપ્ત થતાં તેને ગ્રહરિપુ પર અત્યંત ક્રોધ ચઢ્યો. મૂળરાજ એક મહાન્ શિવ-ભક્ત હોવાથી ગ્રહરિપુનો જુલ્માટ તેનાથી સહન થઈ શકયો નહિ તે ગ્રહરિપુને શિકસ્ત આપવાના ઇરાદાથી, એક મોટા લશ્કર સાથે તેના ભાઈ લાખાઈતને લઈને ચઢી ગયો.



કારે જવાની ના કહેવા છતાં લાખાઈત એક દિવસે કુતુહળપૂર્વક તેજ દિશામાં શિકાર કરવા માટે ગયો. ત્યાં બહુ દૂર નીકળી જતાં તેને દરિયા કિનારે કેટલીક અપ્સરાઓ ઘડીમા હસતી અને ઘડીમાં રડતી જોવામાં આવી. તેમને પૂછતા જણાયુ, કે તેઓ જામ લાખો ફૂલાણી થોડા સમય પછી દેવ થવાનો હોવાથી રડી રહી હતી. અને તેને વરવાની ઉત્કંઠાથી હસતી હતી.

દુહો—ઇંદ પરીઉં પામને, જ હૂંને લાખાઈત પાસ,
થીંધો લાખે તેં લોચુંલો, કાં મહીને કાં માસ.

અપ્સરાઓના ઉપરોક્ત કથનથી લાખાઇતને નવાઇ લાગી. થોડે દૂર એક અપ્સરાને ઘુમટો તાણીને ઉભેલી જોઇ, લાખાઇતે તેનું કારણ પૂછી જોયું, તો તેને જણાવવામા આવ્યું કે જામ લાખા સાથે એક મેઘવાળ પણ શૂરો થઇને રણમા પડવાનો છે. તેને એ ઘુમટાવાળી અપ્સરા વરવાની છે. આટનું કહેતાજ અપ્સરાઓ ત્યાંથી અદૃશ્ય થઇ ગઈ. અને લાખાઇત અનેક તર્કવિતર્ક કરતો પાછો ફર્યો. લાખાઇત દક્ષિણ દિશા તરફ શિકારે ગયાની વાત જામ લાખાને જાણ થતા તે તેના પર ક્રોધે ભરાયો, અને તેને કેરાકોટ છોડી જવા ફરમાન કર્યું.

## (૧૪)

# વીર મૃત્યુ.

દુહો—લાખે મરણ સંભરેઓ, આઠમહીના અગ,
વારે મુંજા વગ, કજા કેરે કંધીએ.

ભાવાર્થ—જામ લાખાને આઠ મહીના અગાઉ તેના મરણનું ભાન થયું. તેણે પોતાના શરીરને કેરે અગ્નિદાહ આપવાની ઇચ્છા વ્યક્ત કરી.

દુહો—લાખો ચે મું બેલીયા, કેરે ડીજા ડાઘ,
ભાંન ઉધરકી ઉથીઆં, સુણી સિંધુ રાગ.

ભાવાર્થ—જામ લાખો જણાવે છે, કે હે બેલીઓ, મને કેરામાં અગ્નિ-દાહ આપજો, કે જેથી સિંધુડાનો અવાજ માંભળીને હું કોઇવાર જાગી ઊઠું.

જામ લાખાને તેનું મૃત્યુ પ્રથમથીજ સૂઝી આવ્યું હતું. એટલુંજ નહિ, પરંતુ તેનું અવસાન રણસંગ્રામમાં એક વીરનરને છાજે તેવુંજ થવાનું છે, તેનું પણ તેને ભાન થઇ ગયું હતું. આમ વીર મૃત્યુને ભેટવાને કચ્છનો આ કોડીલો રાજવી હવે અધીરો બન્યો હતો. વીર-મૃત્યુને પામીને અપ્સરાઓને વરવાને જાણે તે અત્યંત ઉત્કંઠિત બન્યો હોય, તેમ તે દરરોજ રાજગાદી પર બિરાજમાન થવા વખતે "હલઇ હલઇ હલઇ" એવી ત્રણ બૂમો મારતો જામ લાખાની આવી આશ્ચર્યકારક વલણથી ઘણાને અત્યંત અચંબો લાગતો, પરંતુ તેણે પોતાના ખાસ અંગત સ્નેહીઓ સિવાય એના ભેદનું સ્ફોટન કોઈ પાસે કર્યું ન હતું.

આ વખતે જામ લાખાની અવસ્થા એકસો પચ્ચીશ વર્ષ ઉપર થવા આવી હતી આમ છતાં તેના અંગની બાંધણી એક જુવાનના જેવીજ મજબુત હતી. તેનું કસરતબાજ શરીર હજુ જેવું ને તેવું લટ્ઠ હતું. રણસંગ્રામનું નામ સાંભળતાં આજ પણ તેનાં રૂંવાડાં એકદમ ઉભાં થઇ જતાં.

સોરઠ-વામનસ્થળીનો ચુડાસમા વંશનો રાજા ગ્રહરિપુ જામ લાખાનો અત્યંત મિત્ર થતો હતો જ્યારે ગ્રહરિપુ ઉપર મૂળરાજ

સોલંકી મોટા લશ્કર સાથે ચઢી આવ્યો, ત્યારે તેણે પોતાના મિત્ર જામ લાખાને મદદ માટે આવવાનું આમંત્રણ આપ્યું જેને માટે જામ લાખો રાત દિવસ ઝંખી રહ્યો હતો, તે યુદ્ધનું આમંત્રણ આવી પહોંચતાં તેની છાતી ગજગજ ઉછળવા લાગી. તેણે તરતજ લશ્કરની તૈયારી કરી લીધી અને પોતાના મિત્ર ગ્રહરિપુની મદદે જવા તૈયાર થયો.

જામ લાખાને ખાતરી હતી, કે તે આ લડાઇમાંથી પાછો ફરવાનો નથી. આ કારણથી તેણે પ્રથમથીજ સઘળી વ્યવસ્થા કરી લીધેલી હતી. માત્ર તે એક સુવર્ણ-પુરસાની વ્યવસ્થા કરી શક્યો ન હતો. એ અમૂલ્ય વસ્તુ કોને આપી જવી, તે તેને સૂઝતું ન હતું. તેનો ભત્રીજો પુંઅરો તેની આજ્ઞા બહાર હોવાથી, એ પુરસો તેને આપી જતાં પણ જામ લાખાનું મન માનતું ન હતું. ઘણો વિચાર કરતાં છેવટે તેને એક ઈલાજ સૂઝી આવ્યો તે પેલો સુવર્ણ-પુરસો લઇને ભુજથી દોઢેક ગાઉ પર આવેલા કુકડ અને કુકડી નામના બે પાતાળી કુંડ પાસે આવી પહોંચ્યો. અને પોતાની એ અમોલી અમાનત જીવની પેઠે જાળવવાનું જણાવી તેણે તે સુવર્ણ-પુરસો એ પાતાળી કુંડની અંદર પધરાવી દીધો સુવર્ણ-પુરસાની આવી વ્યવસ્થા કરીને જામ લાખો તરતજ ત્યાંથી પાછો ફર્યો. અને કેરાકોટ આવી, એક મોટા સૈન્યની સાથે તે તેના મિત્ર ગ્રહરિપુની મદદે ઉપડી ચૂક્યો. રણ ઓળંગી તે મજલ દર મજલ કરતો આગળ ચાલવા લાગ્યો. અને જાબુમાલી નદી પાસે જ્યાં મૂળરાજનું સૈન્ય પડયું હતું ત્યાંથી થોડે દૂર તેણે પોતાની છાવણી નાખી.

મૂળરાજના પક્ષમાં તેના ખંડીઆ રાજાઓ, મારવાડના રાજા તથા કાશી સુધીના રાજા લડવા આવેલા હતા, અને ગ્રહરિપુની મદદમાં કચ્છનો જામ લાખો ફૂલાણી તથા સિંધનો એક રાજા આવેલા હતા.

રાત્રિ પડતાં જામ લાખાએ પોતાના લશ્કરમાંના એક ચાલાક જાસુસ વેરાને બીજા ત્રણ માણસો સાથે સોલંકીના સૈન્યની ખબર મેળવવા મોકલી દીધા. આ ચારે જણ ચાલાકીથી મૂળરાજની ફોજમાં દાખલ થઇ ગયા, પરંતુ જામ લાખાનો લાણેજ લાખાઇત આ લોકોને

પ્રથમથીજ પીછાનતો હોવાથી તેણે તેમને જામ લાખાના જાસુસો તરીકે તરતજ ઓળખી લીધા. સોલંકી સરદારો આ ચારે જણ પર એકદમ તૂટી પડ્યા. ઝપાઝપી ચાલવા લાગી. જામ લાખાના જાસુસ વેરાએ બહાદુરીથી અનેક સૈનિકોને યમપુરીમાં પહોંચાડી દીધા. પરંતુ મૂળરાજની ફોજના અગણિત લડવૈયાઓ પાસે આ ચાર જણનું શું ગજું ? પ્રાણાન્ત સુધી લડતાં આ ચારે જણ આખરે રણમયદાનમાં પડ્યા.

દુહો—લાખે જામ હલાયા, વડા વાવસુ ચાર,
વાઘેલે વઢે વિધા, સમેજા સરદાર.

ભાવાર્થ—જામ લાખાએ પોતાના ચાર મોટા જાસુસોને મોકલાવ્યા પરંતુ વાઘેલાઓએ એ સમા લશ્કરના સરદારોને કાપી નાખ્યા.

દુહો—તેં વજાઈ વેરડા, વાવસુએંજી વટ,
હજારેમેં હિકડો, થોભે ઉભો થટ.

ભાવાર્થ—હે વેરડા ! તેં જાસુસોના નામને ઉજ્વળ કર્યું. હજારોની ફોજને રોકી નાખનાર તું એકજ હતો.

વેરાની બહાદુરીની વાત જ્યારે જામ લાખાના જાણવામાં આવી ત્યારે તેના હર્ષનો પાર રહ્યો નહિ. બીજેજ દિવસે તે પોતાની ફોજને તૈયાર કરીને સોલંકીઓના સૈન્ય પર તૂટી પડવાને તૈયાર થઇ ગયો. યુદ્ધનો ડંકો ગડગડવા લાગ્યો. બંને પક્ષો એક બીજા પર તૂટી પડવાની તક શોધવા લાગ્યા. જામ લાખો પોતાના સૈનિકોને વેરાનું અનુકરણ કરીને પ્રાણાન્ત લગી પણ પાછી પાની નહિ કરવાનું સમજાવતો તેમને ઉત્તેજીત કરવા લાગ્યો.

દુહો—લાખો ચેં ન ભજજે, વેરી વડા વસાય,
જીયણુ વલો મિણીકે, લજતી મારાય.

ભાવાર્થ—જામ લાખો કહે છે, કે મોટા દુશ્મનો ઉભા કરી અને પછી ભાગી જવું ન જોઇએ. જીવન તો સૌને વહાલું હોય છે. પરંતુ આ-પણી લાજ આપણને મરાવે છે.

ઉભય ફોજોનો મુકાબલો થતાંજ લડાઇ ચાલુ થઈ. આ લડાઈમાં જામ લાખાએ પોતાનું પરાક્રમ સારી પેઠે બતાવ્યું. અને સોલંકી સૈન્યને જબરી શિકસ્ત આપીને તેમનાં નેજા-નિશાન પણ ઝૂંટવી લીધાં.

દુહો—અઠે કોટે આયો ચડી, ફૂલાણી ફેરકે,
વરકી વાઘેલા અચે, ઝંડા તિની ઝટ.

ભાવાર્થ—જામ લાખો ફૂલાણી આટકોટ પર ચઢી આવ્યો, અને વાઘેલાઓના ઝંડા તેણે ઝૂંટવી લીધા.

બીજે દિવસે મૂળરાજ સોલંકીએ પોતાની ફોજને વધારે બળવાન બનાવી લીધી જે કાઠીઓને જામ લાખાએ કચ્છમાંથી નસાડીને કાઢી મૂક્યા હતા,* તેમને પણ તેણે પોતાની મદદમાં બોલાવી લીધા હતા. આથી સોલંકી લશ્કરનું બળ હવે સારીપેઠે વધી જવા પામ્યું હતુ. દિવસ ઉગતાંજ લડાઈ જાહેર કરવામાં આવી સિંધુડાનો ગગનભેદી નાદ વાતાવરણને ગજાવવા લાગ્યો

જામ લાખો પણ પોતાના સૈન્ય સહિત તરત તૈયાર થઇ ગયો. એટલામાં કચ્છનો કપુરો મેઘવાળ જેના દાનવીરપણાને ચારણોએ જામ લાખાની દાતારી સાથે સરખાવેલ છે, તેને જામ લાખાની કૂચની ખબર પડતાં તે પણ તરતજ પોતાના અશ્વને તૈયાર કરી શસ્ત્રાસ્ત્ર-સજ્જ થઇને મારતે ઘોડે જામ લાખાની છાવણીમા આવી પહોંચ્યો.

કપુરાને આવા કટોકટીના પ્રસંગે આવી પહોંચેલો જોઇને જામ લાખાને અત્યંત આનંદ થયો જામ લાખાએ તેને શાબાશી આપી. અને તેને પણ સાથે લઇને કચ્છ-નરેશ જામ લાખો ફૂલાણી તેજ વખતે રણસંગ્રામમાં કૂદી પડ્યો.

ઉભય સૈન્યોનો ભેટો થતાજ તરવારોની ઝડીઓ ચાલવા લાગી શૂરવીરો સામી છાતીએ ઘા ઝીલતા જંગના મયદાનમાં ઝઝૂમવા લાગ્યા કાયરોના પગ આ દેખાવ જોઇને છૂટી જતા તેઓ ઉભી પુછડીએ નાસભાગ કરવા લાગ્યા શૂરવીર યોદ્ધાઓના કપાઇ ગએલા હાથ-પગ આદિ અવયવો જમીન પર ટપોટપ પડવા લાગ્યા. શોણિતની છોળો ઉછળવા લાગી અને દારૂણ યુદ્ધ મચી રહ્યુ.

---

* જામ લાખાની વિરૂદ્ધમા ડાહીકુમણીએ એક ગીત બનાવેલુ હોવાથી તેણે તેને કાઢી મૂકી હતી એજ ગીત કાઠીઓએ ડાહીકુમણી પાસેથી ગવડાવેલુ હોવાથી, તથા જામ લાખાના સમરા ભુવડ ચાવડાને પણ કાઠીઓએ મારી નાખેલ હોવાથી જામ લાખાએ કાઠીઓ પર ચઢી જઇને તેમને મારી મારીને કચ્છમાથી કાઢી મૂકયા હતા.

આ વખતે મૂળરાજ સોલંકી તથા તેનો ભાઇ લાખાઇત જામ લાખા પાસે તેમના પિતાનું વેર લેવા તેને રણસંગ્રામમાં શોધવા લાગ્યા. તલવારોની રમઝટ વચ્ચે જ્યાં કચ્છનો કેસરી જામ લાખો ઝઝૂમી રહ્યો હતો, ત્યાં તેઓ આવી પહોંચ્યા. રણખેલના ખેલનમાં મસ્ત બની રહેલા જામ લાખા પર તેનાં ભાણેજ લાખાઇતે "આ બાપનું વેર" એ શબ્દોના ઉચ્ચાર સાથે પછવાડેથી બરછીનો ઘા કર્યો, આ ઓચીંતો ઘા થવાથી જામ લાખો ચમકી ગયો. એ નવી દિશાના હુમલાનો સામનો કરવા તે તૈયાર થાય, ત્યારપહેલાં તો મૂળરાજ સોલંકીએ તેના પર પોતાના સઘળા બળથી બીજો જીવલેણ ઘા કર્યો. અને તેજ ક્ષણે કચ્છનો આ પ્રતાપી ભૂપાળ જામ લાખો ફૂલાણી પોતાના ઘોડા પરથી ધબ! દેતો જમીન પર તૂટી પડ્યો. તેમજ તેની સાથે લડતાં પેલા કપુરા મેઘવાળનો પણ અંત આવ્યો.

દુહો—અચી ફૂલાણી ફેરેઓ, રારો મંડાણું,
મૂળરાજજી સાંગસેં, લાખો મારાણું.

ભાવાર્થ—લાખો ફૂલાણી રણમેદાનમાં ઝઝૂમવા લાગ્યો. અને ભયંકર યુદ્ધ મચી રહ્યું. મૂળરાજની સાંગ વડે જામ લાખાનો અંત આવ્યો.

દુહો—બાબરીયા ને બોરીચા, કાઠી હુવા હજાર,
ભગા જે સૌ વાર, તિની લાખો મારેઓ.

ભાવાર્થ—બાબરીયા, બોરીચા ઇત્યાદિ અનેક કાઠીઓ જેઓ જામ લાખા પાસેથી નાસી છૂટયા હતા, તેમની સાથે લડતાં જામ લાખાનો સ્વર્ગવાસ થયો.

છપ્પો.

સંવત દસસેં એક, માસ કાર્તક નિરંતર,
પિતા વેર છલ ગ્રહે, સાડ દાખેઅત સહ્દર;
પડે સમા સો પનર, પડે સોલંકી સો ખટ,
સો ઓગણીસ ચાવડા, મુઆ રણખેત્ર રાજવટ;
મંગલ ગાવે અપ્સરા, સેલ સિંધુ નામો સરે,
આઠમે શુક્ર પક્ષ ચાંદણે, મૂળરાજ લાખો મરે.

આમ કચ્છના મહાન પ્રતાપી રાજવી જામ લાખા ફૂલાણીનો આટકોટ પાસે જાંબુમાલી નદીના કિનારા પર એક વીરનરને છાજે

તેવીરીતે સામી છાતીએ લડતાં દેહાંત થયો. જામ લાખાનો પાળીઓ અદ્યાપિ ત્યાં હજાર વર્ષનાં શૌર્ય-ગીત ગાતો ઉભો છે. દર વરસે ત્યાં મોટો મેળો ભરાય છે. અને ભરવાડણો તેમજ રબારણો તેની પ્રતિમાને દૂધ વતી નહવડાવે છે.

જામ લાખાએ એકંદરે એકસો પચ્ચીસ વર્ષની લાંબી જિંદગી ભોગવી સ્વર્ગગમન કર્યું. તેની જિંદગીનાં વરસોનો કાર્યક્રમ બતાવતું એક પુરાણું ચારણી ગીત નીચે મુજબ છેઃ—

છપ્પો.

પ્રથમ વરસ પચવીસ, પાટ બેઠો પાટોધર,
ધમળ-મંગળ પ્રજમસે, કનક ફૂલે ફૂલાંધર;
પૂરાં વરસ પચાસ, ફેરીયો કટક ફૂલાણી,
નમાય નર નવખંડ. આણ ફેરી આપાણી.
જાઇ સૂર સખાત, લાખે જસ ભારો લીયો,
પચવીશ વરસ દૂણા પછી, કોટ રાજ કેરે કીયો.

---

## ( ૧૫ )

## વિરહ.

જામ લાખા ફૂલાણી જેવા એક મહા પરાક્રમી પુરૂષ-પુંગવના અવસાનથી દેશ-દેશાવરોમા હાહાકાર વર્તી રહ્યો. તેમા પણ કચ્છ તો જાણે જામ લાખાના અવસાનથી કાળું ધમ! પડી ગયું. જ્યાં જોઇએ ત્યાં શોકનાં શ્યામ વાદળાં છવાઈ રહ્યાં. એવો ભાગ્યેજ કોઇ કચ્છી હશે, કે જેની આંખો જામ લાખાના અવસાનથી ભીની નહિ થઇ હોય! જામ લાખાના સ્વર્ગગમનના વર્તમાન જ્યારે ચીનાઈ-બેલામાં વિકીયા દાતારને પ્રાપ્ત થયા, ત્યારે તેના હૃદયમાં પણ અત્યંત દુઃખ થયું. તે સોમગ બારોટને સાથે લઈને જામ લાખાની લૌકિક માટે કેરાકોટ આવ્યો અહીં પગલે પગલે યાદ આવતી જામ લાખાની સ્મૃતિઓથી વિકીયા દાતાર અને સોમગ બારોટનું હૃદય જામ લાખાના દુઃખદ વિયોગથી ઘેરાઈ ગયુ. આ બંને જણ જામ લાખાની મુલાકાતનાં મીઠાં સ્મરણો સંભારતા ફરતા ફરતા જામ

લાખાના બંધાવેલા વિશાળ શિવાલય પાસે આવી પહોંચ્યા. જામ લાખા જેવો એક મહાન્ દાતાર આ દુનિયામાંથી સદાને માટે વિદાય થઈ જવા છતાં અડોલ ઉભેલા એ દેવળને જોઇને સોમંગ બારોટની આંખોમાંથી અશ્રુનો પ્રવાહ ચાલવા માંડ્યો. તે પેલા દેવળને ઉદ્દેશીને બોલ્યોઃ—

દુહો—ડેવર તું હરી, ભુરી ભુક્કા ન થૈં,
લાખે જેડો મહીપતી, વેઓ મિંત્ર મરી.

ભાવાર્થ—હે દેવળ! જામ લાખા જેવો મહીપતિ મિત્ર મરી જવા છતાં તું ભાગી જઇને ભુક્કા કેમ ન બની ગયો ?

વિકીયો દાતાર અને સોમંગ બારોટ અહીંથી આગળ ચાલવા લાગ્યા. થોડે દૂર જતાં આંમલીઓનાં વિશાળ વૃક્ષ આવ્યાં. આ આંમલીઓની શીતળ છાંયડીમાં બેસીને જામ લાખાએ અનેક વખત ચારણ-ભાટ આદિ યાચકવર્ગને દાનમાનથી સંતોષ્યા હતા. એ આંમલીનાં ઝાડો જોઇને, સોમંગ બારોટને જુનાં સંભારણાં યાદ આવી જતાં તે બોલ્યોઃ—

દુહો—જુની થઇયેં જુરાણ, તોં કે કીંય ઘણેરા સંભરેં,
ડિઠે કો પુરાણ, લાખે જેડો મહીપતી ?

ભાવાર્થ—હે આંમલી! તું ઘણી જુની હોવાથી તને ઘણા અસલના દિવસો સાંભરતા હશે. તેં આજ લગી કોઇ જામ લાખા જેવો મહીપતિ નિહાળ્યો હોય તો કહે.

જામ લાખા જેવો એક અનુપમ દાતાર નીકળી જવા છતાં એ આંમલીનાં વૃક્ષોને ફુલોથી ફોરી રહેલાં જોઇને સોમંગ બારોટના હૃદયમાં લાગણી થઈ આવતાં તે બોલ્યોઃ—

દુહો—અક્કલહીણી આંમરી, ફુલેં ફોરી રહયેં,
લાખે જો લડાણેં, તું ન લડે વકયેં.

ભાવાર્થ—હે અક્કલ વગરની આમલી! તું ફુલોથી શું મહેકી રહી છે? જામ લાખાની વિદાય સાથે તું પણ કેમ ચાલી ગઈ નહિ ?

જામ લાખાના વિયોગથી સુની બની ગએલી આંમલી પોતાની મૂક વાણીથી જાણે એવો જવાબ આપતી હતી કે.—

દુહો—લડીયાં કીં લાખો પોઆ, પાડ વઈયું પાતાર,
લાખે જે આધાર, વિડી ગારીયાં ડીંયડા.

ભાવાર્થ—જામ લાખાની પાછળ હું કેવીરીતે જઈ શકું ? મારાં મૂળીયાં તો છેક પાતાળમાં પહોંચી ગયાં છે. હું જામ લાખાના પવિત્ર નામને આધારે દિવસો ગાળી રહી છું. ×

આમ જામ લાખાના અવસાનથી કેરાકોટનો પત્થરે પત્થર જાણે રડી રહ્યો હતો. જ્યાં જોઈએ ત્યાં શોક, નિરાશા અને શૂન્યતા પોતાના ઘોર સ્વરૂપમાં છવાઈ રહ્યાં હતાં. અવ્યવસ્થા અને અરાજકતાનું ભૂત જાણે કચ્છ પર ડોળા ધુરકાવી રહ્યું હતું

જામ લાખાના વિયોગથી ભારે બનેલાં હૈયાંથી વિકીયો દાતાર અને સોમંગ બારોટ કેરાકોટમાંથી વિદાય થયા કેરાકોટની સઘળી સ્થિતિ એકાએક પલટી ગએલી જોઇને સોમંગ બારોટ જતાં જતાં બોલી ઊઠ્યો:—

દુહો—નાંય લાખો નાંય ઓડ, નાંય મેરાંદે મેડીએં,
વ્યા વરતાએં કોડ, કોડીલા ઈ કચ્છજા.

ભાવાર્થ—નથી જામ લાખો, નથી ઓડણ રાણી જસમા, અને નથી મહેલમાં મેરાંદેવી. કચ્છના એ કોડીના પોતાના કોડ પરિપૂર્ણ કરીને ચાલી નીકળ્યા.

કચ્છના ઇતિહાસ પટ પર મહાપ્રતાપી જામ લાખા ફૂલાણીનું નામ આજે અમર છે અને સદા સર્વદા રહેશે



× જામ લાખાના વખતનો કેરાકોટનો ખંડેર સમો કિલ્લો, તથા ખડખડી ગએલું જીર્ણ દહેરું હજાર વર્ષોની એ ભવ્ય ગાથા ગાતા આજપણ ત્યાં ઉભા છે. તેમજ લોકોકિત મુજબ જામ લાખાના સમયની કેટલીક પુરાતન આમલીઓ પણ ત્યાં અદ્યાપિ મોજુદ છે.

## પ્રકરણ ૫ મું.

### જામ પુંઅરો.

### (૧)

### પદ્ધરગઢની સ્થાપના.

દુહો—લાખે ખરચે લખ, કેરે કોટ અડાયો,
ગંઠમેં હુવે ગરથ, ત પદ્ધર અડાય પુંઅરા.

જામ લાખા ફૂલાણીના કેરાકોટના વાસ્તુ સમયે પુંઅરાએ કે
કોટ જઇને જ્યારે જામ લાખા પાસે કંઇક ગ્રાસની માગણી ક
ત્યારે એક ચારણે તેને ઉપરોક્ત મ્હેણું માર્યું.

ચારણનું મ્હેણું સાંભળીને પુંઅરાને રગેરગ ક્રોધ વ્યાપી ગયે
તે તરતજ ગુસ્સાથી લાલચોળ બનીને બોલી ઉઠ્યા:—

દુહો—ચારણ મેણાં મ માર, આંઉ પુંઅરો ઘાએજો,
થીએ ભલે સિર ધાર, પણ ગઢ અડાઇયાં પિંઢજો.

ભાવાર્થ—હે ચારણ! તું મ્હેણાં માર નહિ. હું બાહાનો કુ
પુંઅરો છું. મારૂં મસ્તક ધડથી જુદું ભલે પડી જાય, પણ હું હવે મા
પોતાનોજ કિલ્લો તૈયાર કરાવીશ.

ચારણ પણ પૂરો હતો. પુંઅરાનાં હઠાગ્રહી વચનો સાંભળી
તે બોલ્યો:—

દુહો—પુંઅરા થી તું ડાઉડો, વડા મ કઢ વેણ,
ખાંખડ થીંધો ગઢડો, તડેં સંભારજ વેણ.

ભાવાર્થ—હે પુંઅરા! તું ડાહ્યો થા. અને ભારે પડતા બોલ
મા. તારો કિલ્લો વેરાન બની જશે. અને ત્યારેજ તને મારાં વ
યાદ આવશે.

ચારણના શબ્દોએ પુંઅરાના ક્રોધમાં જાણે ઘી હોમ્યું.
બોલ્યો:—

દુહો—પાણી આય હરામ, માંકે કેરે કોટજો,
હૈયે હિકડી હામ, પદ્ધર કે પટણ કરાં.

ભાવાર્થ—મને કેરાકોટનું પાણી હવે હરામ છે. મારા હૃદયમાં હવે પદ્ધરને પાટણ બનાવવાની એકજ ઉત્કંઠા છે.

આટલુ કહેતાંજ પુઅરો કેરાકોટથી ચાલતો થયો, અને તરતજ પદ્ધરગઢનો કિલ્લો ચણાવવાની પેરવી કરવા લાગ્યો. જામ લાખાનો કેરાકોટનો કિલ્લો તૈયાર કરનાર ગેધરનો પુત્ર તેના બાપ કરતાં પણ કારીગરીમાં સવાયો ઉતરે તેવો હતો. તેને તેડાવીને પુઅરાએ પદ્ધરગઢ બંધાવવાનું કાર્ય શરૂ કરી દીધુ.

પુઅરાના દરબારગઢનો ઘેરાવો સુતારી ૩૫૦૦ ગજથી પણ વિશેષ રાખવામાં આવ્યો હતો. અને તેની અંદર "નિઢીમેડી" અને "વડીમેડી" નામના બે સુંદર રાજમહેલો ઉભા કરવામાં આવ્યા આ બે અનુપમ મહાલયો ઉપરાંત ટંકશાળ, નગારખાનું, ઘોડાર તથા રાજ્યના કામદાર વર્ગના નિવાસ માટે પણ સુંદર મકાનો તૈયાર કરવામાં આવ્યાં.

"વડી મેડી"ની બાંધણી અત્યંત નમુનેદાર કરવામાં આવી હતી પચ્ચાસ માણસો પણ જેને મહામુશ્કેલીએ ઉઠાવી શકે, એવી અત્યંત વિશાળ શિલાઓ એમાં વાપરેલી જોતાં, કચ્છી કારીગરોની ઉત્કૃષ્ટ કળા માટે કોઇને પણ આશ્ચર્ય જણાયા વિના રહે નહિ. એ સમયમાં ચોસઠ થંભવાળાં દીવાનખાના ઉત્તમ કોટિનાં ગણાતાં હતાં. પરંતુ જામ પુઅરાની આજ્ઞાનુસાર એ બે માળના રાજ્યભુવનનો પહેલો માળ ચોર્યાશી સુંદર સ્તંભોવડે સુશોભિત કરવામાં આવ્યો હતો. તેમજ પહેલા માળ પરની અગાસી પણ ચારે બાજુએથી ખુલ્લી હોવા છતાં ચોર્યાશી સ્તંભોવાળી મજબુત પત્થરોની છત વડે છવાઇ રહેલી હતી અને ખાસ ખુબીની વાત તો એ હતી, કે એ દરેક સ્તંભ એકેક સળંગ પત્થરમાંથી ઘડી કાઢવામા આવેલો હતો. દરેક સ્તંભનો ચોરસ શિરોભાગ મનુષ્ય અને અન્ય પ્રાણીઓની આકૃતિઓના સુંદર કોતરકામથી અંકિત થએલો હતો છત માટે વપરાયલી પાંચપાંચ ગજની ભારે ખમ શિલાઓ આજના યાંત્રિક યુગને પણ પડકાર કરી રહી છે દરબારગઢનું પ્રવેશદ્વાર યુક્તિ પૂર્વક

નાનું હોવા છતાં ધરખમ બાંધણીનું હતું. રાજગઢની વચ્ચે એક વિશાળ ચોક રાખવામાં આવેલો હતો. રાજ્ય મહાલયોના બાંધકામમાં ખાસ ધ્યાન એંચે એવી વિશિષ્ટતા એ હતી, કે તેમાં ક્યાંએ ચુનાનો કે એવા ચીકટ પદાર્થનો ઉપયોગ કરવામાં આવેલો ન હતો. એટલુંજ નહિ પરંતુ તેમાં લાકડાનો એક કટકો પણ ક્યાંય વાપરવામાં આવેલ ન હતો.

"નિંઢી મેડી" માત્ર એકજ માળનું મકાન હતું. તેના ચણતરમાં પણ પત્થરો, સ્તંભો વગેરે "વડી મેડી" ની માફકજ વાપરવામાં આવ્યાં હતાં. આ "નિંઢી મેડી" "અધો તડો" ના નામથી ઓળખાતી. લોક વાયકા પ્રમાણે તે માત્ર અર્ધા દિવસના ટુંક સમયમાંજ બંધાઇને તૈયાર થએલી હતી.

ઉપરોક્ત કથનાનુસાર પદ્ધરગઢનો કિલ્લો જ્યારે સંપૂર્ણ તૈયાર થઇ ગયો, ત્યારે પુઅરાને ખાતરી થઇ, કે તેના ગઢની બરોબરી કરી શકે એવો એકે કિલ્લો કચ્છમાં નથી. આથી પુઅરાને એવો ગર્વ આવી ગયો, કે તેનો સમોવડીઓ હવે કોઇપણ ન હોવાથી તેના જેવો કિલ્લો પણ કોઇનો નજ હોવો જોઇએ છતાં જ્યાંસુધી પદ્ધરગઢનો બાંધનાર જૈધર હયાત હોય, ત્યાંસુધી એવોજ કિલ્લો બીજે ક્યાં તૈયાર થવાની ધાસ્તી પણ રહેજ. આ સ્થિતિ દૂર કરવાને તેણે પેલા જૈધરને બોલાવીને પ્રથમ તેની અપૂર્વ કામગીરી માટે પુષ્કળ ઇનામ આપ્યું. અને ત્યાર પછી તરતજ તેના બંને હાથ કાંડામાંથી કપાવી નાખ્યા જૈધરના કાંડા કલમ થઇ જવાથી તેની ધોરી નસો પણ કપાઇ ગઇ, અને જૈધર એક દુઃખની ચીસ પાડીને જમીન પર ઢળી પડ્યો

દુહો—જૈધર હાથ હણી કરે, છણી પેઓ સે ઠામ,
"જી છણાંતો આંઉં, તીં તું છણને પુંઅરા!"

ભાવાર્થ—જૈધર એક ચીસ સાથે જમીન પર ઢળી પડ્યો અને બોલ્યો કે "હે પુંઅરા! જેવી રીતે હું પડું છું તેવીજ રીતે તું પણ પડીશ."

દુહો—જૈધર હથ વઢે વિધા, કરે કૂડો કમ,
એડા મ કર અધમ, છણી કંઈ તો પુંઅરા!

ભાવાર્થ—ગૈધરના હાથ કાપીને પુંઅરાએ ભુંડું કર્મ કર્યું. હે પુંઅરા! એવાં પાપ કર્મો કર મા.

કાંડાં કપાઈ જવાથી ગૈધર મરણ પામ્યો. પરંતુ તેની સ્ત્રી સતિ હોવાથી તેને સત ચડયું. તે તેના પતિ પાછળ બળી મરવા તૈયાર થઇને તેના પતિની ચિત્તા પાસે આવી પહોંચી. પદ્ધરગઢના સઘળા લોકો સતિ માતાને પગે લાગવા અને તેના આશીર્વાદ લેવા આવી પહોંચ્યા.

આ વખતે પુંઅરો પણ સતિ માતાના આશીર્વાદ લેવા આવી પહોંચ્યો. પરંતુ તેને જોતાંજ સતિએ તેને શાપ આપ્યો કે:—

દુહા—ફિટ ફિટ તોકે પુંઅરા ફિટઈ તોજી જમાર,
વેરાણુ સુંજા વાસ, તોડા થીંધા તુહીંજા.
ઉત્તર ડિસતું અચીંધા, જમડે જોડા સત,
માડ મારાઇને મુલકજા, પત ન રેંધી પુંઅરા!
ખાંગી થીંધી મેડીયું, પોંધો ગઢ પાતાર,
પટ પોંધા હી ખોયડા, સે સંભારજ પુંઅરા!
ગડોડા ચરંધા ગોઠ મેં, કુત્તા પીંધા ખીર,
મેડી મથે મરને, જડે અચીંધા પીર.

સતિનો શાપ સાંભળીને પુઅરાને કંપારી વછૂટી. તે બે હાથ જોડીને ક્ષમા-યાચના કરતો બોલ્યો:—

દુહો—સું સાસું મ ન્યાર, ન્યાર આઈ જામાઈ કે,
કર કીં કચ્છજી વાર, તરાર રખ સામાઇજી.

ભાવાર્થ—હે દેવી! મારા કાર્ય સામે ન જોતાં જામાઈ અર્થાત જામપદ તરફ જો અને કચ્છમા સમાઓની આણ કાયમ રહે એવું કંઇ કર.

આ સાંભળી સતિ બોલી:—

દુહો—વાર અચીંધી સિંધનું, ઇન્દ્રા તોજા ભા,
સામાઇ રેંધી કચ્છમેં, પણ તું પછડાને પુઅરા!

ભાવાર્થ—કચ્છની વાર કરનારા, તારા ભાઇઓ સિંધમાંથી આવશે. સમા વીરોની આણ કચ્છમાંજ રહેશે પરંતુ તારો વિનાશ થશે.

આટલું કહેતાંજ સતિ સૂરબાઇ ચિત્તા પર ચઢી બેઠી. ચિત્તા

ભડભડાટ કરતી સળગવા લાગી. ઢોલ-શરણાઈ આદિ વાજિંત્રોના અવાજથી, અને "જે અંબે-જે અંબે" ના પોકારોથી વાતાવરણ ગાજી ઊઠયું:

દુહો—સૂરત સતીજી સિજસેં, થઇ હિકડી તાર,
અગન ઝર્યો તે અંગુઠે, પુગી ધણીજે દુઆર.

ભાવાર્થ—સતિ અને સૂર્યનાં તેજ એકતાર બની ગયાં. સતિને અંગુઠેથી અગ્નિ ઝરતાં તે પ્રભુના દરબારમાં પહોંચી ગઈ.

પુંઅરો વ્યગ્રચિત્તે પાછો ફર્યો. તે દિવસથી સતિ સુરબાઇનો શાપ તેના અંતરમાં કાંટાની માફક ખટકવા લાગ્યો.

---

## (૨)

## શિવાલયનું આગમન.

જામ લાખો ફૂલાણી જ્યારે નગર પારકરના રાણા ચાંદ પર ચડાઇ લઇ ગયો હતો, ત્યારે તે રાણા ચાંદને શિકસ્ત આપીને પોતાના ભત્રીજા પુંઅરાનું સગપણ રાણા ચાંદની કુમારી જોડે કરી આવેલો હતો. જેમ રાણો ચાંદ એક મહાન શિવભક્ત હતો, તેમ તેની કુંવરીની પણ એવી ટેક હતી, કે શંકર પૂજન કર્યા પછીજ ભોજન લેવું. આ ઉભય પિતા-પુત્રી રાતદિવસ શંકર-સેવનમાંજ નિમગ્ન રહેતાં.

રાણા ચાંદની કુંવરી ઉંમર લાયક થતાં તેનાં લગ્ન નક્કી કરવામાં આવ્યાં. અને આણાંની તૈયારીઓ ચાલવા લાગી. પરંતુ આ વખતે મુશ્કેલી એ ઉભી થઈ કે રાણા ચાંદની કુંવરી તેના ઇષ્ટદેવના મંદિરથી લેશ પણ દૂર થવા તૈયાર ન હતી. શંકર-મંદિરનો ત્યાગ કરી જવા કરતાં તે મરણને વધારે પ્રિય ગણતી હતી. આ વિષમ પરિસ્થિતિ ઉપસ્થિત થતાં રાણો ચાંદ એક મોટા ધર્મ-સંકટમાં આવી પડ્યો. એક તરફ જામ પુંઅરાનો ભયંકર ખૌફ હતો. અને બીજી તરફ તેની વહાલી પુત્રીનું અટૂટ બિરદ હતું. આ બે વિરોધી બાબતો વચ્ચેથી માર્ગ કાઢવામાં રાણો ચાંદ મુંઝાઇ પડયો. જ્યારે

તેને એકપણ ઉપાય સૂઝયો નહિ, ત્યારે કંટાળીને તે પોતાના ઈષ્ટ-દેવ શિવ પર કમળપૂજા કરવા તૈયાર થયો. રાણો હાથમાં તલવાર લઈને જેવો પોતાના મસ્તક પર તેનો ઘા કરવા જાય છે, કે તરત જ મહાદેવ પ્રસન્ન થયા, અને તેની પુત્રી સાથે પદ્દરગઢ જવાનું વચન આપ્યું. પરંતુ રસ્તામાં કુંવરીએ ક્યાં પણ પાછું ફેરવીને જોવું નહિ એમ પણ તેને કહેવામાં આવ્યું.

મહાદેવની પ્રસન્નતાથી સોઢા રાણાના હૃદયની ચિંતા દૂર થઈ. જ્યારે તેણે આ વાત તેની કુંવરીને જણાવી, ત્યારે તેને પણ અત્યંત આનંદ થયો. કુંવરીના આણાની તૈયારી કરવામાં આવી. અને તેજ રાત્રે આણાની વેલ પદ્દરગઢ તરફ ચાલવા લાગી. આગળ વેલ અને પાછળ મહાદેવનું દહેરૂં ચાલવા લાગ્યું. પ્રભાત સમયે જ્યારે વેલ પદ્દરગઢના દરવાજામાં દાખલ થઈ, ત્યારે સોઢીરાણીની દાસી બોલી, કે આવું મોટું દહેરૂં આ નાનકડા દરવાજામાં શી રીતે દાખલ થઈ શકશે? દાસીની આ વાત સાંભળીને બાઈએ વેલનો પડદો ઉંચો કરીને દેવળ તરફ દષ્ટિપાત કર્યો, કે તેજ વખતે દેવળ પદ્દરગઢના દરવાજા બહારજ અટકી ગયું. એ દેવળ આજ પણ હજાર વર્ષની એ ભવ્ય ગાથા ગાતું પદ્દરગઢના ખડખડી ગએલા દરવાજા બહાર જીર્ણ સ્થિતિમાં ઉભું છે.

દુહો—સંભઈ સોઢી હુલેઓ, ઉવર ડગમગી,
અચી પદ્દર પુંઅરે, ઉત્તે રેઓ અટકી.

ભાવાર્થ—દેવળ તૈયાર થઇને ચાલવા માંડયું. અને પુઅરાના પદ્દરગઢ પાસે આવીને અટકી ઉભું રહ્યું.

---

(૩)

## પદ્દરગઢ પરણે છે.

પુંઅરાએ પદ્દરગઢનો કિલ્લો તૈયાર કરીને, તરત તેને પરણાવવાના* વિચારો કરવા માંડ્યા. તેણે પોતાની કચેરીના સઘળા સરદારોની સલાહ લીધી, પરંતુ પુંઅરાનો સામનો કરે એવો એક પણ

* ગઢ પર કોઈ લશ્કર લઇને ચડી આવે ત્યારે ગઢ પરણ્યો ગણાય.

રાજવી કોઇને જણાયો નહિ. બહુ વિચાર કરતાં છેવટે ઘુમલીના વીયડ ગુર્જરની ભાળ લાગી. વીયડ ગુર્જર એ અરસામાં એક પરાક્રમી રાજા ગણાતો. આથી પુંઅરાએ પોતાના માણસોને તૈયાર કરીને તેમને વીયડ ગુર્જરની આથો વાળી આવવા માટે મોકલી દીધા

દુહો—પુંઅરે કયા પરિયાણ, બરડે તેં બરીયા,
તિની વિંઝીને વારયું, લોક લિક મથા.

ભાવાર્થ—પુંઅરાએ બળવાન સરદારોને બરડા ડુંગર પર મોકલવાની તૈયારી કીધી અને તેમણે ત્યાંથી આથોને વાળીને ચાલવા માંડ્યું.

પુંઅરાના માણસો આથો વાળીને જાય છે, એવા સમાચાર વીયડ ગુર્જરને મળતાં, તેણે તરતજ ફોજ તૈયાર કરીને તેમની પૂંઠ પકડી. વીયડ ગુર્જરની ફોજ ઝપાટાબંધ પુંઅરાના લશ્કરને પહોંચી ગઇ. બંને લશ્કરનો ભેટો થતાંજ ઝપાઝપી ચાલવા લાગી. વીયડ ગુર્જરના બળવાન લશ્કરે થોડીજ વારમાં પુંઅરાની ફોજનો ઘાણ વાળી નાખ્યો. વીયડ ગુર્જરની ફોજ વિજય કરી આથોને લઇને પાછી ફરી.

જ્યારે આ વાતની પુંઅરાને ખબર પડી ત્યારે તેને ઘણો ગુસ્સો ચઢ્યો. તેણે એક મોટું સૈન્ય તૈયાર કર્યું, અને ફરીથી વીયડ ગુર્જરની આથો વાળી લાવવા મોકલી દીધું. આ લોકો બરડે પહોંચી જઇને વીયડ ગુર્જરની સાંઢણીઓનું એક મોટું ટોળું હરી લાવીને કચ્છમાં ઉતરી પડ્યા.

પુંઅરાની વારંવારની આવી દંડતીથી વીયડ ગુર્જરને ઘણો ગુસ્સો ચઢ્યો. તે પણ એક મોટા લશ્કર સાથે પુંઅરાને તેના અભિમાનનો સ્વાદ ચખાડવા રણ ઓળંગી કચ્છમાં આવી પહોંચ્યો.

દુહો—ચાંવત કરે ચડેઓ, ગુજર ઘુમલીઆ,
પવાડા પુંઅરે ભેલીએં, ઘણાં વિચ કેઆ.

ભાવાર્થ—વીયડ ગુર્જર ઘુમલીથી ફોજ લઇને ચડી આવ્યો. રસ્તામાં પુંઅરાના સરદારોએ તેની સાથે ઘણીવાર ઝપાઝપી કરી.

વીયડ ગુર્જર કચ્છમાં ઠેકઠેકાણે લૂંટફાટ કરતો પુંઅરાના પદ્ધરગઢ પાસે આવી પહોંચ્યો. અને પુંઅરાના ગઢને તેણે ચારે બાજુથી

ઘેરી લીધો વીયડ ગુર્જર બે મહીના લગી ઘેરો ઘાલી પડી રહ્યો છતાં પદ્દરગઢનો એક પત્થર પણ તે ખસેડી શક્યો નહિ. અવાર નવાર તક મળતા ઉભય લશ્કરો વચ્ચે ઝપાઝપી ચાલતી, અને બને પક્ષના માણસો થોડા ઘણા પ્રમાણમાં રણમાં પડતા આમ જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ બને પક્ષો નબળા પડતા ગયા આ કારણથી આખરે એવો નિર્ણય થયો, કે લશ્કરી માણસોને રોજ રોજ કત્લ કરાવવા કરતા દરેક પક્ષમાથી બબ્બે બળવાન યોદ્ધાઓએ બહાર મયદાનમા પડવું, અને તેમની હારજીત પર લડાઇની હારજીતનો આધાર રાખવો આવો ઠરાવ થતાં આ તરફથી જામ પુઅરો અને પેલી તરફથી વીયડ ગુર્જર પ્રથમ મલ્લ-યુદ્ધમા ઉતરે, એવું નક્કી થતા આ બને યોદ્ધાઓ તૈયાર થઇને મલ્લ-યુદ્ધ માટે મયદાનમા કુદી પડ્યા

બને જણ અતૂલ બળવાન હતા અને તેવાજ ખેલાડી હતા પ્રાત કાળથી મધ્યાહ્ન લગી તેમણે યુદ્ધ ચાલુ રાખ્યું છતાં કોઈની હાર જીત થઈ નહિ બંને જણ પોતપોતાના દાવ ખેલતા એક બીજાને ભૂલથાપ આપવા યત્ન કરી રહ્યા હતા પરંતુ કોઇ કોઇથી ગાજ્યો જાય એવો ન હતો છેવટે વીયડ ગુર્જરને જામ પુઅરાને ઉથલાવી પાડવાની એક સુંદર તક હાથ આવી જતા, તેણે તરતજ તે તકનો ઉપયોગ કરી લીધો, અને જામ પુઅરો ચિત્તોપાટ જમીન પર પટકાઇ પડ્યો વીયડ ગુર્જરની જીત થતા તેના લશ્કરમા હર્ષના પોકારો ગાજવા લાગ્યા

દુહો—સંસૈ સામંત ઉથિઆ, ખીટ્યા અચી ખાન,
વીયડ મોડે માન, પલમેં પુઅરે જામજો.

ભાવાર્થ—બને સામતો મેદાનમા પડીને યુધ્ધ કરવા લાગ્યા અને વીયડ ગુર્જરે આખરે એક પલકમા પુંઅરાનુ અભિમાન ઉતારી દીધું.

મલ્લ-યુદ્ધમા જામ પુઅરાની હાર થતા હવે એક શસ્ત્રયુદ્ધ ખેલવાનું બાકી હતુ વીયડ ગુર્જરની અથાગ શક્તિ અને સ્ફુર્તિ જોઇને જામ પુઅરાને ખાતરી થઈ, કે તે પોતે તેને હરાવી શકે એ વાત મુશ્કેલ છે આથી તેણે સિંધ-મોમનગરના હમીર સૂમરાને પોતાની મદદે બોલાવવાનો વિચાર કર્યો.

દુહો—માડું હલાંય મોમતુર, કોઠે' સિંધ હમીર,
સંગ ડીઆં સુભગ, બ્યા પદ્ધર ડીયાં વીર.

ભાવાર્થ—પુંઅરાએ હમીર સૂમરાને માણસ મોકલીને જણાવ્યું, કે જો તું મારી મદદમાં આવીશ, તો હું તને સગપણ આપીશ, તેમજ જાગીરો પણ આપીશ.

દુહો—પીયાણે' પીયાણે' લખ ડીવાં, ઘોડા ડીયાં ગચ્ચ,
સમે' કારણ સૂમરા, સોંઢી વેલો અચ્ચ.

ભાવાર્થ—તારી દરેક મજલ માટે લાખોની રકમો આપીશ, તેમજ અસંખ્ય ઘોડાઓ આપીશ. માટે હે સૂમરા સરદાર ! તું આ સમા જામની મદદ માટે તૈયાર થઇને ઝટ આવ.

હમીર સૂમરાને જામ પુઅરાનો ઉપરોક્ત સંદેશો પ્રાપ્ત થતા તેણે તરતજ પોતાનું સૈન્ય તૈયાર કરી લીધુ, અને એક મોટી ફોજ સાથે તે જામ પુંઅરાના પધ્ધરગઢ પ્રતિ પ્રયાણ કરવા લાગ્યો

દુહો—જીં ડુંગર તીં હાથીઆ, જીં ખેરીં તીં છતર,
હમીરાણી ફૌજ કર, ઉગા અભ નખતર.

ભાવાર્થ—હાથીઓ ડુંગરોની માફક અને છત્રો મોટાં ખેરનાં ઝાડોની માફક જણાવા લાગ્યા. હમીર સૂમરાની ફોજ આકાશનાં નક્ષત્રો જેવી લાગવા માંડી.

દુહો—અચે' માણ્ ઉલટેઆ, ઉડાણી પણી,
રાંજે' ન્યારે ગોખતા, આયો સિંધ-ધણી.

ભાવાર્થ—હમીર સૂમરાના યોદ્ધાઓ સાદ્ધાની પેઠે ધસ્યા આવતા હતા. અને આકાશમા તેની ધૂળ ઉડી રહી હતી. આ દૃશ્ય ગોખમાથી જોઇને પુઅરની રાણી રાજેએ તેને કહ્યુ, કે સિંધનો ધણી આવી પહોંચ્યો

હમીર સૂમરાને આવી પહોચેલો જોઇને, પુઅરાના આનંદનો પાર રહ્યો નહિ તે હમીર સૂમરાને સામૈયુ કરી તેની સામે ગયો બન્ને રાજવીઓ એક બીજાને હેતથી ભેટી પડ્યા. સૂમરા સરદારના લશ્કરે પધ્ધરગઢની પાદરમા છાવણી નાખી, અને હમીર સૂમરાને પધ્ધરગઢની અંદર ચાલવા જામ પુઅરાએ વિનતિ કરી આ સાભળીને તે બોલ્યો.—

દુહો—વાડે વત્ર્ડું પૂરજે, પાડા કિનીં ન પૂરેઆ,
અસીં પદ્ધરજા પાતશા, ધ્રિહું ન કંજે ધ્રા.

ભાવાર્થ—વાડાઓમાં વાછરડાં પુરાય, પરંતુ પાડા પુરાય નહિ. અમે હમેશાં મયદાનોમાંજ રહેવા વાળા છીએ. અને ક્રોધના ડરથી ડરી જઇએ તેમ નથી.

બીજેજ દિવસે વીયડ ગુર્જર અને હમીર સૂમરા વચ્ચે શસ્ત્રયુદ્ધ ખેલાવાનો નિર્ણય થઇ ચૂકયો. યોગ્ય સમય થતાં બંને યોધ્ધાઓ શસ્ત્રાસ્ત્ર સજ્જ થઇને યુધ્ધના મયદાનમાં કુદી પડ્યા. વીયડ ગુર્જર પોતાના હાથી પર હતો. અને હમીર સૂમરો અશ્વ પર સવાર થયો હતો આ બંને બળવાન યોધ્ધાઓ રણસંગ્રામમાં ઘૂમવા લાગ્યા. હમીર કહે "પહેલો તું ઘા કર" અને વીયડ કહે "તું કર." આમ કેટલીક વખત રકઝક ચાલતાં છેવટે વીયડ ગુર્જરે હમીર સૂમરાં પર ગુર્જનો ઘા કર્યો. ગુર્જર વીરનો છૂટેલો ગુર્જ બરાબર હમીર સૂમરાના મોઢા ઉપર વાગ્યો. સૂમરા સરદારના મ્હોંમાંના ઘણાખરા દાંત એ ગુર્જના ઘાથી નીકળી પડ્યા. હમીરના મ્હોંમાંથી રક્તની ધારા વહેવા લાગી અને તેને તમ્મર આવી જતાં તે પોતાના અશ્વ પરથી નીચે લટકી પડ્યો.

જામ પુંઅરાની રાણી રાજૈ જે પોતાના રાજ્યમહાલયના ગોખ પરથી આ તુમુલ યુદ્ધ જોઇ રહી હતી, તે હમીર સૂમરાને ઘોડાપરથી ઢળી પડતો જોઇને બોલી ઊઠી:—

દુહો—ઘા લગો ગુર્જજો, છણેઓ છત્ર મથા;
રાજૈ ઇય પુકારેઓ, હમીર વ્યો હથા.

ભાવાર્થ—હમીર સમરા પર ગુર્જનો ઘા વાગવાથી ઘોડા પરતું છત્ર પડી જતાં, રાજૈ પોકારી ઊઠી, કે હવે હમીર પણ હાથથી ગયો.

હમીર સૂમરો એક યુધ્ધકુશળ શૂરવીર લડવૈયો હતો. તે અલ્પ સમયમાંજ પાછો તૈયાર થઇ ગયો અશ્વ પર સવાર થઇ વીયડ ગુર્જરને હવે સાવધાન રહેવા તેણે પડકાર કર્યો. હમીરના પડકારથી રણમયદાન જાણે ગાજી ઊઠ્યું તેજ ક્ષણે આ સૂમરા સરદારે પોતાના તમામ બળથી વીયડ ગુર્જર પર સાંગનો પ્રહાર કર્યો.

હમીર સૂમરાની સાંધનો ભયંકર ઘા બચાવવા વીયડ ગુર્જરના એક અંગરક્ષકે તેજ પળે પોતાનો ઘોડો વચ્ચે નાખ્યો. પણ હમીર સૂમરાના અથાગ બળથી વછૂટેલી સાંધ એ ઘોડાને વીંધી હાથીને જખ્મી કરીને વીયડ ગુર્જરની છાતીમાં એવી વાગી કે તેજ પળે તેના પ્રાણ પરવારી ગયા.

દુહો—છુટી સાંધ છિન્ની મિંજા, વીર હમીર હથા;
ઘોડો હાથો ને ગુજર, ગિડે હિકડે ઘા.

ભાવાર્થ—હમીર સૂમરાના હાથમાંથી જોરથી છૂટેલી સાંધના એકજ ઘા એ હાથી અને ઘોડાને વીંધીને વીયડ ગુર્જરના પ્રાણ લીધા.

વીયડ ગુર્જર મરાતાં તરતજ તેની ફોજમાં ભંગાણ પડયું, અને સિંધી સૈન્યમાંથી છૂટેલા આનંદના પોકારો આકાશને ગજવવા લાગ્યા. પુંઅરા જામનું હૃદય પણ હર્ષિત થયું. આખા પધ્ધરગઢમાં આનંદ છવાઇ રહ્યો.

હમીર સૂમરાની જીત થતાં જામ પુંઅરાના કરાર મુજબ હમીરનાં લગ્નની તૈયારીઓ ચાલવા લાગી. જામ પુંઅરાને રાણી રાજૈના ઉદરથી એક કુંવરીની પ્રાપ્તિ થઇ હતી. આ કુંવરી હમણાં ઉમર લાયક થએલી હોવાથી, તેનાં લગ્ન સિંધના હમીર સૂમરા સાથે કરી દેવાનો જામ પુંઅરાએ વિચાર કર્યો. આખું શહેર તોરણ-વાવટાઓથી શણગારવામાં આવ્યું. લગ્નની ધામધૂમથી પદ્ધરગઢ ગાજી ઊઠયું.

લગ્ન સમયે હમીર સૂમરો મસ્તક પર મોડ બાંધીને તોરણે આવી પહોંચ્યો તેને પોંખવા માટે રાણી રાજૈ સુંદર વસ્ત્રાલંકારોથી વિભૂષિત થઇને આવી.

હમીર સૂમરાના દાંત વીયડ ગુર્જર સાથેના તુમુલયુદ્ધમાં પડી ગએલા હોવાથી, તેનું મોઢું બોખું બની ગએલું હતું. આ કારણથી જ્યારે રાણી રાજૈ હમીર સૂમરાને પોંખવા જતી હતી ત્યારે એક ટીખળીખોર લગી મજાકમાં બોલી ઊઠી:—

દુહો—જેહો અણુવર ક્રરો, તેહો વર જો હોય,
ત કચો ન કરે કોય, સસ ભલે સાસતર કરે.

ભાવાર્થ—જેવો અણુવર રૂપાળો છે, તેવોજ જો વરરાજા રૂપાળો હોય, તો સાસુને પોંખવાની ક્રિયા કરતી વખતે કોઇને કંઇ કહેવાપણું રહે નહિ.

લંગીની આ મશ્કરી સાંભળીને હમીર સૂમરો એકદમ ક્રોધાયમાન થઈ ગયો. તેની આંખો ગુસ્સાથી લાલચોળ બની ગઇ. તે તેજ વખતે રીસમાંને રીસમાં ત્યાંથી પાછો ફર્યો.

હમીર સૂમરાના રીસાઇ જવાથી સૌને ધાસ્તી લાગી. આ સૂમરા સરદારને મનાવવા રાજ્યના મોટા મોટા અમીરો હમીર સૂમરાના સ્થાન પર ગયા અને તેને સમજાવવા લાગ્યા. હઠે ચડેલો હમીર સૂમરો કચ્છમાં પોતાનું નામ કાયમ રહે, તોજ પાછો તોરણે આવવા હઠ લઈને બેઠો હતો. રાજ્યના સરદારોએ તેની તે વાત પણ કબુલ રાખી અને મહા મુસ્કેલીએ તેને સમજાવીને તોરણે લાવ્યા, અને લગ્નનું કાર્ય સમ્પૂર્ણ કરવામાં આવ્યું. તે દિવસથી હમીર સૂમરાનું નામ કાયમ રાખવાને કચ્છમાં અઘાટ ખતો લખવા વખતે " અઘાટ હમીરાવાર " એમ લખવાનો રિવાજ પડ્યો છે.

---

## (૪)

## પદ્ધરગઢનું પતન.

જામ પુંઅરાના પદ્ધરગઢની પશ્ચિમે એકાદ માઇલને અંતરે આવેલી નદીની ભેખડમાં આવેલા એક ભોંયરામાં સાત ઋષિદેવો તપશ્ચર્યા આદરી રહ્યા હતા કચ્છના સંગાર જાતિના લોકો આ ઋષિઓના ભકત હોવાથી તે તેમની સેવા-શુશ્રૂષા કરતા. એ ઋષિઓના રહેઠાણ પાસે આવેલા નદીના એક ધ્રોમાં એક માછી દરરોજ માછલા પકડવા આવતો. આ માછીને ત્યાં કંઈ સંતતિ ન હોવાથી, એક દિવસ તે આ તપસ્વીઓના આશીર્વાદ મેળવવાને તેમની પાસે આવ્યો, અને તેમને પગે પડી, પોતાની પુત્ર-પ્રાપ્તિની ઇચ્છા તેમની પાસે વ્યકત કરી. પ્રત્યુત્તરમા ઋષિઓએ જણાવ્યું કે:

દુહો—જે તું મચ્છી ન મારીએં, જેસો રખેં ન મન,
પ ધીનેં તુ પુતરન્જો, અંગણ ઝિઝો અન.

ભાવાર્થ—જો તું માછલાં મારીશ નહિ, અને મન મેલું રાખીશ નહિ તો તને પુત્ર-પ્રાપ્તિ થશે, અને અન્ન-ધન પણ પુષ્કળ મળશે.

માછીએ તે દિવસથી માછલાં ન પકડવાની પ્રતિજ્ઞા લીધી, અને સંજોગવશાત્ તેને ત્યાં નવ મહીને એક પુત્રનો જન્મ થયો ઋષિદેવોના આ ચમત્કારની વાત પગલે પગલે ચાલવા લાગી.

જામ પુઅરાને ત્યાં પુત્રની ખોટ હતી. તેણે પુત્ર-પ્રાપ્તિ માટે અનેક દેવોની માન્યતાઓ માની, અને પાણા તેટલા પીર કર્યા, પણ તેની હૃદયેચ્છા કોઇ પણ રીતે પાર પડી નહિ હમણા આ ઋષિદેવોના ચમત્કારની વાતો સાભળીને, પુઅરાની રાણી રાજેને એ ઋષિદેવોનું શરણું લેવાની ઇચ્છા થતા, તે રથ જોડીને તેમની પાસે પહોચી ગઇ, અને પુત્ર પ્રાપ્તિની પોતાની અભિલાષા તેણે ઋષિઓ પાસે વ્યક્ત કરી.

દુહો—રાણી રથકે જોડેઓ, આનઈ રખીએં વટ,
વીયા વધાઇયુ સુ ડેઓ, ત માણક ડીયાં ભટ.

ભાવાર્થ—રાણી રથ જોડીને ઋષિઓ પાસે આવી, અને કહ્યું, કે મને પુત્રની પ્રાપ્તિ થાય તો તમોને અમૂલ્ય હીરા માણેકની ભેટ ધરું.

રાણીને પુત્ર લેવા આવેલી જોઇને ઋષિઓ બોલ્યા —

દુહો—અસી ન એડા ઓલીયા, જો ડીયું બેં કે બાર,
ઈ નીયા ઉત થીએ, સાહેબજે દરબાર.

ભાવાર્થ—અમે એવા ઓલીયાઓ નથી, કે બીજાઓને પુત્ર આપી શકીએ. એ ન્યાય તો માત્ર ઇશ્વરના દરબારમાંજ થાય છે,

ઋષિઓના આમ કહેવા છતાં રાણીનું મન માન્યું નહિ તે આખમા આંસુ લાવી તેમની પાસે આજીજી કરવા લાગી, અને કરગરવા લાગી રાણીની અજ્ઞાનતા પર ઋષિઓને દયા આવી. તે બોલ્યા —

દુહો—બાઇ બચા તું ડાઇ થી, અસી ન હોંદા ઠગ,
વિધ્યા કરમજા ની ટરેં, જાણે મજો જગ.

ભાવાર્થ—હે બાઇ, તું જરા ડાહી થા અમે કઇ ખુંડા કે ઠગો નથી. કર્મના લેખ ટળતા નથી એ વાત આખું જગત જાણે છે.

ઋષિઓનો આ જવાબ સાંભળીને રાણી નિરાશ હૃદયે પાછી ફરી. ઘેર આવીને તેણે ઋષિઓ સાથે થએલી સઘળી વાત જામે પુંઅરાને કહી જણાવી.

દુહો—રાજૈ પુંઅરે જામકે, ચઈયું ગાલીયું ચાર,
મોઆંણી તેં મેર કઈ, અસાં કઈ નાકાર.

ભાવાર્થ—રાણી રાજૈએ પુંઅરા જામ પાસે બધી વાત કરતાં કહ્યું, કે ઋષિઓએ માછીની સ્ત્રી પર દયા કરી અને અમોને ના કહી.

ઋષિઓના આ પક્ષપાતથી જામ પુંઅરાને ઘણો ગુસ્સો આવી ગયો. તેણે તરતજ પોતાના માણસો મોકલીને ઋષિઓને બોલાવી લીધા, અને તેમને શિક્ષા આપવા અંધારી કોટડીઓમાં પૂરી મૂક્યા.

દુહો—પુંઅરે રખી પૂરેઆ, તાહા ડિનાં તિત,
વીંયા વધાઇયું મું ઉઓ, નકાં મારે કરીઆં મિંત.

ભાવાર્થ—પુંઅરાએ ઋષિઓને તેડાવીને તેમને કોટડીમાં પૂરીને તાળાં દીધાં. અને કહ્યું કે મને પુત્ર નહિ આપો તો મારીને તમારો જાન લઇશ.

આ સાતે જણ પોતાના નિશ્ચયમાં મક્કમ હોવાથી તેઓ પુંઅરાથી ડરી જાય તેવા ન હતા. ઋષિઓની અડગતા જોઇને પુંઅરાને ઘણો ગુસ્સો ચઢ્યો. તેણે લોઢાના ગોખરૂ તૈયાર કરાવ્યા અને જેમ કણસલાંમાંથી દાણા છૂટા પાડવાને તેમના પર બળદોને હલડી ફેરવવામાં આવે છે, તેમ તે ઋષિઓને ઘાણીમાં જોડીને કાંટાળા ગોખરૂ પર તેમને ફેરવવા લાગ્યો. આ સાતે જણ પુંઅરાના એ ત્રાસથી અત્યંત ત્રાસિત બની ગયા. તેમનું દુઃખ જોઇને પુંઅરાના એક ઝંભીયા નામના હજામને તેમના પર અત્યંત દયા આવવાથી તે તેમને પૂછવા લાગ્યો, કે તેમની ભાળ લેનાર કોઇ છે ખરો કે કેમ? હજામનો આ પ્રશ્ન સાંભળીને ઋષિઓ બોલ્યા, કે અમારી ધાં સાંભળનાર તો મોટા દાંતવાળા છે. પણ કોઇક અમારે બદલે આ ઘાણીમાં જોડાય, તો અમારામાંથી એક જણ અમારા દેવોને બોલાવી શકે.

દુહો—અસીં મુલક રૂમસામજા, વડા અસાંજા વીર,
છાડે કો હલડી સિંજા, ત અચે અસાંજા પીર.

ભાવાર્થ—અમે રૂમશામના છીએ. અમારી સંભાળ લેનાર મહાન્ વીરો છે. પણ જો આ હલડીમાંથી અમે છૂટીએ, તોજ અમારા દેવોને અમે બોલાવી શકીએ.

હજામને ઋષિઓની કરૂણ દશા પર દયા આવી. આથી 'ભીખ ધરસ' નામના એક ઋષિને સ્થાને ઘાણીમાં તે જોડાયો, અને ભીખ ધરસ તે ઘાણીમાંથી છૂટો થયો તે બહાર જઇ લાખાડી નામની એક ટેકરી પર ચઢી કાનમાં આંગળાં ઘાલીને પોતાના દેવોને બોલાવવા દુઃખદ સ્વરે ધાં દેવા લાગ્યો.

દુહો—કને પાએ કૂકરા, ધરસ બુશયમ ધાં,
રેઆ રાજ અઘાં, અમાં કો ન આવેઓ.

ભાવાર્થ—ધરસઋષિ કાનમાં આંગળાં ઘાલીને ધાં દેતો પોતાના દેવોને કહેવા લાગ્યો, કે તમારૂં રાજ્ય દૂર હોવાને લીધેજ તમારામાંથી કોઇ પણ હજુ આવી શકયું નથી.

દુહો—કને પાએ કૂકરા, લાખાડી ચડેઓ,
બૌંતેર જખ ભેરા થેઆ, પિંઢમેં ઘાટ ઘડયો.

ભાવાર્થ—કાનમાં આંગળાં ઘાલીને ધાં દેતો ધરસ લાખાડી ટેકરી પર ચઢયો. અને તેથી બૌંતેર જખ ભેગા થઇને પોતપોતામાં વિચાર કરવા લાગ્યા.

આ બૌંતેર યક્ષદેવો પોતાના રૂષિ ભકતોની ભાળ લેવા માટે રૂમશામથી ચડયા, અને જખો બંદરેથી * ઉતરીને કચ્છની અંદર દાખલ થયા. તેમનો સરદાર સાંઉ યક્ષ નામનો હતો.

દુહો—સચી સાંએ જખજી, અચી વરતઈ આણ,
રૂમ સામ સુરતાણ, બૌંતેર બેલીડે ધણી.

ભાવાર્થ—બૌંતેર જખના સરદાર રૂમશામના સુલ્તાન સાંઆ જખની આણ ચારે તરફ ફરી વળી.

દુહો—બૌંતેર બેલીડે ધણી, રૂમસામજો રા,
સેવક સંગારા, સાઉં ગરીબે સાય થીએ.

* જખ લોકો પ્રથમ આ બંદરેથી ઉતરવાથી તેનું નામ જખો-બંદર પડેલું કહેવાય છે.

ભાવાર્થ—બૌંતેર જખનો સરદાર રૂમશામનો રાજા સાંઓ જખ, જેના સેવક સંગાર લોકો છે, તે ગરીબોને સદા સહાય થાય છે.

દુહો—ઝંઢીએ મધે ઝંઢા, પેરણ પટોરા,
તાંસરીએં ખીર પીએં, જેંજા રખી પૂજારા.

ભાવાર્થ—ઝંઢીઆ જખ ઉપર વાળના ગુચ્છ છે, અને તે પટોળાં ધારણ કરે છે. એના પૂજારી રુષિઓ તાંમડીઓથી રકત ભરખી જાય તેવા છે.

આ બૌંતેર યક્ષનાં નામ નીચે પ્રમાણે છે:—

યક્ષગીત.

સાંઉ, બેરીઓ, ઝંઢીયો, સીણાગરી સચો જખ,
સાઉપુરી, દેવપુરી, સાંચરી, દાતાર;
ઠઠેરો, વેકડશેન, મેખાયલ, મહુપાડ,
અરદાસ સુણે જખ જખેં જો આધાર. ૧

જખદેવ, ઉભદેવ, ઉભેવાન, આદજખ,
ગેત્રફ્ણ શેષનાગ ઓલીયા રતન,
સિદ્ધાંત, પદમનાગ, શેષનાગ, મહેશ્વરી,
સેવકેં કે વડા જખ થીઓતા પ્રસન્ન. ૨

મકડ, કકડ, સિદ્ધ, શહાડ ને ચાડ, મેદો,
અમર, પીંગલ, શાહ, જસુટ, બલુગ;
વીશોત, વ્યાસગુરૂ, યશગુરૂ, વછેરાજ,
એલાંખ, બેલાંખ, જખ, હાજત, મહુન. ૩

સિધારથ, સમરથ, ભરત, ઉત્તમસેન,
પ્રતાપી, ગઉપાળ, ભૂપાળ, ઉથાપ;
ગંગેશર, હથારણ, ધરમ, ગોતમરાજ,
બુદ્ધવંત, તેજવંત, જખ માઇ બાપ. ૪

મકરં, પદારથ, ધજાબંધ, રખબાણુ,
સઠધડી, અડધાર, જખ, સાવધાન;
નકલંકી, ભગવાન, જગત સંસાર નમે,
થાપેઆ ઠેકાણે ઘણેં, જખેં સંધા થાન. ૫

ગુરચંદ, વીરચંદ, આણુદ, સધીરચંદ,
નવખંડ, ધરતીજા રૂમધણી વીર;
અકલ, અગોચર, આદનાથ, અવિચલ,
હાજરા હજુર પોચે જખે કે હમીર.* ૬

આ ઇોંતેર યક્ષો પ્રથમ નનામા ડુંગર પર આવ્યા. પરંતુ નનાગો તેમનો કોધ સહન ન કરી શકવાથી નમી પડવા લાગ્યો, આથી તેઓ મઞવાની ધારે ગયા. પરંતુ ત્યાં એ ન ફાવતાં ત્યાંથી લાખાડીઆ ટેકરી પર અને ત્યારપછી અધો છીણી પર આવ્યા. પણ એમાંનું એક પણ સ્થળ તેમને બરાબર યોગ્ય ન જણાતાં આખરે તેઓ પુંઅરાના પદ્ધરગઢની પશ્ચિમે એકાદ માઇલને અંતરે આવેલી એક ટેકરી પર ગયા. એ સ્થાન તેમને સર્વ રીતે સગવડ વાર્યું જણાવાથી, તેમણે ત્યાંજ પોતાની છાવણી નાખી.

આ યક્ષદેવો સાથે સાંયરી નામની તેમની એક બ્હેન હતી. તેને તેમણે પદ્ધરગઢની બાતમી મેળવવા માટે શહેરમાં મોકલાવી દીધી. આ સાંયરી અત્યંત કાર્યકુશળ અને ચાલાક હોવાથી તેણે રાજરાણી રાજૈ પાસે પહોંચી જઇને, થોડાજ સમયમાં રાજ્ય મહાલયની સઘળી ખબર મેળવી લીધી. એટલુંજ નહિ પરંતુ પુંઅરાના આખા દિવસના કાર્યક્રમની સઘળી માહીતી તેણે ચતુરાઈથી પ્રાપ્ત કરી લીધી. આમ તમામ હકીકત મેળવી લઇને તેણે તે બીના યક્ષ દેવો સમક્ષ રજુ કરીને જણાવ્યું, કે પુંઅરો દરરોજ સવારે પોતાની મોટી મેડીની અગાસી પર નાહવાને બેસે છે. માટે એ સમય તેનો નાશ કરવા માટે અત્યંત ઉચિત થશે

સાંયરીની વાત યક્ષદેવોને પણ યોગ્ય જણાઇ. તેમણે પુંઅરાનો ઘાટ ઘડવાની તમામ યોજના ગોઠવી લીધી બીજે દિવસે પુઅરાના નાહવાના સમયે કક્કડ નામના યક્ષે ટેકરી પરથી તેના પર બાણનો ઘા કર્યો. બાણના ઘાથી પુંઅરાની મેડીની એક મોટી છીપર તૂટી પડવાથી જામ પુંઅરો તેની નીચે દબાઇને મરણને શરણ થયો.

---

* યક્ષગીત નામક આ શીઘ્ર કાવ્ય ચારણકવિ હમીરજીએ ના. મહારાઓશ્રી દેશળજી બીજાની ઇચ્છાથી સ્વલ્પ સમયમા તૈયાર કર્યું છે.

દુહો—કક્કડ કાની ઉખતી, કાની કેઓ ઠકા,
પુંઅરો વેંધે પાટતેં, છીપર પઇ મથા.

ભાવાર્થ—કક્કડે મારેલું બાણુ છીપરમાં વાગતાં તે છીપર પુંઅરો નાહવા બેસતો હતો તે વખતે તેના પર પડી. *

આમ યક્ષ લોકોની કુનેહથી પુંઅરાનો અંત આવ્યો કચ્છમાં

* પુંઅરાને મારવા માટે યક્ષ લોકોએ ટેકરીપર તોપ ગોઠવેલી હોવી જોઇએ એવો કેટલાક વિદ્વાનોનો અભિપ્રાય થાય છે. પુંઅરાને કક્કડ નામના યક્ષે માર્યો એથી એ ટેકરીનું નામ કક્કડભિટ્ટ પડેલું છે.

આ યક્ષ લોકો કોણ હતા, તે બાબતમાં જુદા જુદા વિદ્વાનોના જુદા જુદા અભિપ્રાય છે. એ સંબંધમાં એમ પણ કહેવાય છે, કે મૂળરાજ સોલંકી પોતાના મામા અણહિલપુર પાટણના ચાવડા સામંતસિંહને હાર કરીને પોતે ગાદીપર બેઠો, એ વખતે સામંતસિહ ચાવડાનો વારસદાર તેનો ભત્રીજો ભોયણદેવ ચાવડો પણ માર્યો ગયો એટલે તેની રાણી જે જેસલમેરના ભટ્ટીરાજાની કુંવરી થતી હતી તે પોતાના એક વર્ષના બાળકુમાર અહીવનરાજને લઇને જેસલમેર પોતાને પિયેર જતી રહી. અહીવનરાજ ઉમરે પહોંચતાં મૂળરાજ સામે બહારવટે ચઢ્યો. પુઅરાના ત્રાસથી ત્રાસી ગએલા સંગારલોકો આ અહીવનરાજની મદદ માગવા ગયા. આથી અહીવનરાજ ઔતેર જણુ સાથે વેષ બદલાવી ફકીરી લેબાસમાં સિંધના દેવળબંદર (કરાંચી)થી જખૌબંદરે આવીને ઉતર્યો. તેણે પદ્ધરગઢ પાસેની એક ટેકરીપર પડાવ નાંખી પુઅરાનો નાશ કર્યો, અને ત્યારબાદ કચ્છના ઘણા ભાગનો કબજો તેણે પોતાના હાથમાં લઈ લીધો. એના વંશમાં ચૌદ પેઢી લગી કચ્છનો કબજો રહ્યો. તેના છેલ્લા રાજા પુંજાજી ચાવડા પાસેથી સમા રાજા જામ લાખા જાડાણીએ કચ્છનો કબજો પોતાના હાથમાં લીધો.

જૈન મત મુજબ બહારવટીઆ જેવી ક્રૂર વ્યક્તિઓને 'યક્ષ' કહેવામાં આવે છે. કચ્છી ભાષામા તેમને 'જખ' કહેવામાં આવે છે. પાછળથી સંગારલોકોએ તેમનો ઉપકાર યાદ રાખવાને એ ઔતેર જણની ઘોડેસ્વાર જેવી મૂર્તિઓ બનાવી કક્કડભિટ્ટ પર તેમની સ્થાપના કરી છે. હાલ પણ સંગારલોકો જખની પૂજા કરે છે અને ભાદરવા માસમાં તેમનો મોટો મેળો ભરાય છે. જે હજામ ઋષિને બદલે ઘાણીમા જોડાયો હતો, તેના વંશજોને આજ પણ મેળાની ઉપજમાંથી અમુક ભાગ આપવામાં આવે છે.

યક્ષ લોકો તે દિવસથી દેવ તરીકે પૂજાય છે. અને પુત્ર-પ્રાપ્તિ માટે તેમની માન્યતાઓ માનવામાં આવે છે.

જામ પુંઅરાને સંતતિમાં પુત્રની ખોટ હોવાથી તેની રાણી રાજૈં રાજ્યની વ્યવસ્થા શી રીતે કરવી તેનો વિચાર કરવા લાગી. અણુગોરગઢ તરફ સેઠો અને દેથો નામના જામ પુંઅરાના બે પીતરાઈ ભાઈઓ હોવાથી રાણી રાજૈએ જામ પુંઅરાના વારસદારો તરીકે તેમને પદ્ધરગઢ બોલાવી લીધા

દુહો—પુંઅરો લોંય ભુકકો થેઓ, વેઓ રાજ હથા,
રાજૈં સતી સંભારિઆ, સેઠા ને દેથા.

ભાવાર્થ—જામ પુંઅરો મરણ પામ્યો અને રાજ્ય હાથમાંથી જવા લાગ્યું ત્યારે તેની રાણી રાજૈંએ પુંઅરાના પીતરાઈ સેઠા અને દેથા ને યાદ કર્યા.

પુંઅરાના પીતરાઈ ભાઈઓ આવી પહોંચતાં રાણીએ તેમનો આદર સત્કાર કર્યો, અને જામ પુંઅરા પાછળ તેણે એક મોટો યજ્ઞ કર્યો.

દુહો—જગન કેઓ પુંઅરે પોઆ, મિડેઆ મંગણહાર,
દાનં અંત ન પાર, રાજૈં રૅ કુર તારિઆ.

ભાવાર્થ—જામ પુંઅરા પાછળ એક મોટો યજ્ઞ કરવામાં આવ્યો અને માગણ વર્ગને ખૂબ દાન આપવામાં આવ્યું. આમ રાણી રાજૈંએ કુળનો ઉદ્ધાર કર્યો.

જામ પુંઅરાની ઉત્તર ક્રિયાનું કાર્ય સમાપ્ત થતાં રાણી રાજૈએ તેના ભત્રીજા સેઠા અને દેથાને રાજગાદી પર બેસાડ્યા. પરંતુ તેઓ રાજ્ય ચલાવી શકે એવા પરાક્રમી આજાનબાહુ ન હતા. એક રાજ્યાધીશ તરીકે તેમની ૯૬ન નાલાયકી જોઇને રાણી રાજૈએ તેમને થોડાજ સમયમાં રાજપદથી દૂર કર્યા.

દુહો—ટુંકી બાંઇયેં લમેં ટંગે, બગ ઉડાંમધા હિઠા,
સેઠા ને દેથા, ઉથિઆ તેંડા વિઠા.

ભાવાર્થ—ટુંકા હાથો અને લાંબા પગોવાળા બગલા જેવા દેખાતા સેઠા અને દેથા જેવા ગાદી પર બેઠા તેવાજ ઊઠયા.

ત્યારપછી રાણી રાજૈએ રાજ્યની સત્તા પોતાના હસ્તમાં લઈ લીધી. અને કુશળતાપૂર્વક તે રાજ્ય-કારભાર ચલાવવા લાગી.

# પ્રકરણ ૬ ઠું.

## લીલાં અને ચનેસર.

### ( ૧ )
### લીલાજી.

જામ ઉન્નડ પછી સિંધ–નગર સમૈની રાજ્ય લગામ તેના કુમાર સમાના હાથમાં આવી. સમા જામને બે કુંવર હતા. મોટો જામ કાકુ અને નાનો રાઉ. રાઉકુમારને તેની કર્મપાંતિમાં લિયર પ્રાગણું મળ્યું. રાઉનો કુમાર દાસડો થયો. તેને પાંચ પુત્રો થયા. તેમાં સૌથી મોટો ચંદ્રેશ્વર અથવા ચનેસર હતો જામ દાસડાના વંશવાળા દાસડા સમા કહેવાયા. ચનેસરના પિતા જામ દાસડાના અવસાન પછી લિયર પ્રદેશની સત્તા ચનેસર જામના હસ્તમાં આવી. જામ ચનેસર અતિ પરાક્રમી અને ઔદાર્ય વૃત્તિનો હતો, અને તેના ભાઇઓ અત્યંત સ્વાર્થી તેમજ સંકુચિત વૃત્તિના હતા. લિયર પ્રદેશની હકુમત જામ ચનેસરના હાથમાં આવતાં તેના બીજા ચારે ભાઇઓ એકસંપ થઇને તેની પાસે પોતપોતાના ગ્રાસ માટે માગણી કરવા લાગ્યા. જામ ચનેસરે ઉદારતાથી પોતાના ચારે ભાઇઓને પૂરતો ગ્રાસ આપીને તેમને સંતુષ્ટ કર્યા આથી તેની પોતાની પાસે માત્ર થોડોજ પ્રદેશ રહેલો હોવાથી તેની પેદાશ પર મોટો કાપ પડ્યો આથી ચનેસર જામ તંગ સ્થિતિમાં આવી પડ્યો.

જામ ચનેસરનું સગપણ થર પ્રદેશના શોભા રાજપૂતોની કુમારી લીલાંદેવી જોડે થએલું હતું લીલાંદેવી હવે ઉંમર લાયક થએલી હોવાથી તેના પિતા સંગ્રામસિંહે જામ ચનેસરને લગ્ન માટે એક બે વખત કહી મોકલાવ્યુ હતું. પરંતુ જામ ચનેસર હાલ તદ્દન તંગ હાલતમાં આવી પડેલો હોવાથી તે રાત્રિદિવસ એજ ચિંતામાં ગુંથાએલો રહેતો હતો આ મુશ્કેલી દૂર કરવા એકાદ મોટી ધાડ મારી લાવવા માટે તે પોતાના બહાદુર સરદારો સાથે બહાર નીકળી પડયો.

જામ ચનેસરનું વેશવાળ જેની સાથે કરવામાં આવેલું હતું, તે લીલાદેવી તેના પિતાની એકની એક પુત્રી હતી. તેના પિતાને જોઇને, તેને બાલ્યકાળથીજ શસ્ત્રાસ્ત્રો વાપરવાનો અથાગ શોખ લાગ્યો હતો. આ કારણથી સંગ્રામસિંહે લીલા કુમારીને તીરંદાજી, ઘોડેસ્વારી આદિ કળાઓનું સંપૂર્ણ જ્ઞાન આપીને અત્યંત પ્રવીણ બનાવી હતી. લીલાદેવી પોતાની તીક્ષ્ણ બુદ્ધિથી તીરંદાજીમાં ભલભલા મહારથીઓને પાણી ભરાવે એવી કુશળ બની ગઇ હતી. નિશાનબાજીમાં તેની હરિફાઇ કરી શકે, એવો એકપણ સુજાન સમસ્ત સિંધમાં ન હતો. અને, યુદ્ધકુશળ રાજવીઓ અને રાજકુમારો લીલાદેવીની અચૂક નિશાનબાજી જોઇને ચકિત બની જતા. લીલાકુમારીની આ અનુપમ કળા દેશ-વિદેશમાં વિખ્યાત થઈ હતી.

જ્યારે લીલાદેવીને જાણ થઇ કે જામ ચનેસર પોતાની આ ચિંતા મુશ્કેલી ટાળવા માટે પોતાના માણસો સાથે બહાર નીકળી પડ્યો છે, ત્યારે તેના મનમાં અત્યંત લાગણી થઇ આવતાં તેણે જામ ચનેસરને તેના કાર્યમાં મદદ કરવાનો નિશ્ચય કરી લીધો. આ કારણથી લીલાદેવી પુરૂષ વેશ ધારણ કરીને જામ ચનેસરની શોધમાં નીકળી પડી.

કચ્છના રણને કાંઠે જામ ચનેસર પોતાનો તંબુ નાખીને પડ્યો હતો. તેના માણસો તેના તંબુથી થોડે દૂર એક ઝાડના છાયા નીચે શિકાર પકવી રહ્યા હતા. સમય બપોરનો હતો. સવિતા દેવ પોતાના પ્રચંડ કિરણો વડે રણ પ્રદેશને તપ્ત બનાવી રહ્યો હતો. આ વખતે દૂરથી પોતાના ઘોડાને પૂરપાટ દોડાવ્યા આવતા એક ઘોડેસ્વાર પર તેમની દૃષ્ટિ પડી. થોડીજ વારમાં પેલો ઘોડેસ્વાર નજદીક આવી પહોંચ્યો. આ ખુબસૂરત નવજવાનને બળતા બપોરે અહીં આવી પહોંચેલો જોઇને, સૌને ઘણી નવાઇ લાગી. આવો ખૂબસુરત અને સુકોમળ નવજવાન તેમણે આજ લગી કદી જોયો ન હતો. તપતા મધ્યાહ્‌ને પણ શીતળ કિરણો પ્રસરાવતું તેનું મુખચંદ્ર અજબ હતું. આ શસ્ત્રસજ્જ સુકોમળ ઘોડેસ્વારને અચાનક આવી ચડેલો જોઇ જામ ચનેસરના માણસો માંહોમાંહે તેને લૂંટી લેવાના મનસુબા સેવવા લાગ્યા. એક કહે હું એની સિંધી તલવાર ઝૂટવી લઇશ, બીજો કહે હું એની ઢાલ ખેંચી લઇશ, અને ત્રીજો

કહે હું એની કમાન છીનવી લઇશ. ઘોડેસ્વારની દષ્ટિ જામ ચનેસરના કીનખાબના તંબુપર ચોંટેલી હોવા છતાં તે તપાસ માટે આ શિકાર પકવતા સરદારો પાસે આવી લાગ્યો. ઘોડો થંભાવતાંજ તેણે 'રામરામ' શબ્દનો ઉચ્ચાર કરીને વિવેક બતાવ્યો.

બેઠેલા શખ્સોમાંના એકે તેના પ્રત્યુત્તરમાં 'સતરામ' કહીને તેને પૂછ્યું, કે " તમે કોણ છો ? અને આવા સખ્ત તાપમાં અહીં ક્યાંથી ? "

પેલા નવજવાન ઘોડેસ્વારે પોતાને પૂછાયલા પ્રશ્નનો ઉત્તર ન આપતાં સામો પ્રશ્ન કર્યો, કે તમે આવા ઉજ્જડ પ્રદેશમાં મેલાણ નાખીને શામાટે પડેલા છો ?

" અમે રાજપૂતો છીએ અને લોડ * માટે બહાર નીકળેલા છીએ પણ તમે કોણ છો ?" પેલાએ પ્રત્યુત્તર આપતાં સામો પ્રશ્ન કર્યો.

" હું પણ લોડાઉ રાજપૂત છું. અને એટલાજ માટે બહાર નીકળેલો છું. તમોને શિકાર પકવતા જોઇને મારી ક્ષુધા શાન્ત કરવા માટેજ અહીં આવ્યો છું. "

" તો પછી અહીં આવવાનું કશું પ્રયોજન ન હતું. લોડાઉ રાજપૂતો પોતે શિકારનો ખેલ સારી રીતે જાણતા હોવાથી તેમને ક્ષુધાતૃપ્તિ માટે ભીખ માગવાની જરૂર પડતી નથી. "

" ખરૂં છે. રાજપૂત બચ્ચો કદી ભીખ માગેજ નહિ. " આમ કહેતાંજ આગંતુક નવજવાને ધનુષ્યમાં બાણ ચડાવીને આગના ભાઠામાં તેનો એવો કળાપૂર્વક ઘા કર્યો, કે આગમાંથી શિકારનો એક કટકો ઉડીને પેલા ઘોડેસ્વારના હાથમાં આવી પડયો.

આ જોઇને સૌનાં મોઢાં કાળાં ધબ ! પડી ગયાં. આ નવ યુવકની આટલી બધી આપખુદીની શિક્ષા આપવા સૌ તેના પર હુમલો કરવા ઉભા થઈ ગયા પેલા નવજવાનનો હાથ પણ ઝટ કમરે લટકતી તલ્વારની મૂઠ પર આવી પડ્યો. મામલો બગડવા લાગ્યો.

જામ ચનેસર પોતાના તંબુમાંથી આ તમામ દૃશ્ય જોઈ રહ્યો

---

* લોડ=આથોનું હરણ કરવું તે

હતો. હવે આગ બગડતી જોઇને તે એકદમ તેમની પાસે પહોંચી આવ્યો. જામ ચનેસરને આવી પહોંચેલો જોઇને તેના માણસો આગળ વધતા અટકી ગયા અને હવે શું થાય છે, તે શાન્ત ઉભા રહીને જોવા લાગ્યા.

જામ ચનેસર આવી પહોંચતાંજ પેલો નવજવાન ઘોડેસ્વાર પણ જાણે તેને ઓળખી ગયો હોય તેમ પોતાના અશ્વ પરથી નીચે ઉતર્યો. જામ ચનેસર પોતાના માણસોને શાન્ત રહેવા જણાવી, પેલા ખૂબસુરત જવાનનો હાથ પકડીને તેને પોતાના તંબુમાં લઇ ગયો.

" બહાદુર નવજવાન ! આપનું નામાભિધાન જણાવશો ? " જામ ચનેસરે તંબુમાં આવતાંજ પેલા નવયુવકને પ્રશ્ન કર્યો.

" મને લોકો લીલાજીના નામથી ઓળખે છે. " નવયુવકે પોતાનું સ્થાન લેતાંજ જણાવ્યું.

" લીલાજી ? વાહ ! કેવું સુંદર નામ ! જેવો તમારો ચહેરો ખૂબસુરત છે, તેવુંજ સુંદર તમારૂં નામ છે. " લીલાજીની આંખોમાં ઉભરાતા માધુર્યને પોતાની તીક્ષ્ણ દૃષ્ટિ વડે ભેદતા જામ ચનેસરે તેના સૌન્દર્યની પ્રશસ્તિનાં વચનો ઉચ્ચાર્યા.

લીલાજીનું હૃદય ઘડીભર ધ્રૂજી ઊઠયું. પોતાના સૌન્દર્યની પ્રશંસાનાં જામ ચનેસરનાં વચનોએ તેના અંતર પ્રદેશમાં ઉત્કાપાત મચાવી મૂક્યો. પરંતુ તરતજ તેણે સ્વસ્થ થઇને પ્રશ્ન કર્યો, કે "આપનું નામ ?"

" મારૂં નામ ચનેસર હાલ દુષ્કાળના ડાચામાં સપડાયલા પરંતુ એક વખતના લીલી નાગરવેલ જેવા લિયર પ્રદેશનો હું માલીક છું. પણ લીલાજી ! હું આપને પૂછું છું કે આવા અઘોર અને તપ્ત રણમાં તમારા જેવા સુકોમળ યુવકને બળતા બપોરે ભટકવાનું કંઇ કારણ ? "

" મહારાજ ! એ રણનો તાપ આપના જેવા રાજવંશીઓનેજ ડરાવી શકે અમારે મન તો આ રણ-પ્રદેશ અમારા ઘર-આંગણ સમાન છે. "

" આવું ધગધગતું રણ તમોને ઘરના આંગણા સમાન જ-ણાય છે, તે પરથી અનુમાન થઈ શકે છે કે તમારૂં નિવાસ-સ્થળ પણ રણની નજદીકમાંજ હોવું જોઇએ. "

" આપનું અનુમાન તદ્દન સત્ય છે. હું થરનોજ રહે-વાશી છું "

" એમ છે ? ત્યારે તો થર પ્રદેશના રાજ્યાધીશ સંગ્રામ-સિંહને આપ અવશ્ય ઓળખતા હશો. એઓ મારા શ્વસુર થાય છે."

" આતો ઘણાજ આનંદની વાત થઇ. સંગ્રામસિંહ મારા કાકા થાય છે."

" વાહ વાહ ! ત્યારે તો આપણે નજદીકના સંબંધી થયા ખરૂં કે નહિ ? "

" પણ ક્ષમા કરજો, આપ આવા શૂરવીર અને પરાક્રમી હોવા છતાં અમારા કાકા સંગ્રામસિંહ જેમજેમ લગ્નને માટે વધુ તત્પ-રતા બતાવે છે, તેમ તેમ આપ વધુ વિલંબ કેમ સેવી રહ્યા છો તે સમજી શકાતું નથી. આપના અંગત વિષયમાં માથું મારવાની મારી ધૃષ્ટતાથી આપ માઠું તો અવશ્ય નહિજ લગાડો. "

લીલાજીના આ શબ્દોથી જામ ચનેસરના અંગ પર જાણે વી-જળી પડી. તેનું મોઢું કાળું ધબ !, પડી ગયું. થોડીવાર વિચાર કરીને તે બોલ્યો, " ખૂબસુરત જવાન આ તપતા રણને કાંઠે તપ-શ્ચર્યા આદરવાનું કારણ પણ એજ છે. મારી આર્થિક અવદશામાં પલટો આણવા માટે જ હું મારા નીમકહલાલ માણસો સાથે આવા ભયંકર તાપમાં ભટકી રહ્યો છું. "

" બસ ! એજ મુશ્કેલી આપને મુંઝવી રહી છે ? "

" એજ. " જામ ચનેસરે જવાબ આપ્યો.

" તો પછી તેનો ઇલાજ તો સત્વર થઈ શકે તેમ છે. હું પણ કોઇ જબ્બર ધાડ મારી લાવવાના ઇરાદાથીજ આ તપતા ર-ણને ખૂંદી રહ્યો છું. પરંતુ અહીં તો તમે બીજા પંદર દિવસ પડ્યા રહેશો, તો પણ કંઈ પરિણામ લાવી શકશો નહિ. મારી સલાહ

માનો, તો આપણે બાંભણાસરના પાદશાહની મોટી આથો સહેલાઇથી વાળી શકીએ તેમ છે."

"ખરેખર, તમારી સલાહ સોના જેવી છે. તમે અમારી સાથે હશો, તો અમોને ખૂબ ઉપયોગી થઇ પડશો."

"પણ તેમ કરવામાં મારી એક શરત છે. અને તે એ કે આપણે જે માલ મેળવીએ, તેનો અર્ધો ભાગ આપનો બધાનો, અને અર્ધો ભાગ મારો એકલાનો."

"તમારી આ શરત ન્યાય પુરઃસર તો નજ કહેવાય."

"કેમ ન કહેવાય?" લીલાછની આંખોના માધુર્યમાં તેજસ્વિતા ઝળહળી ઊઠી. "જે કાર્ય આપના બધા સંગાથીઓ કરી શકે, તેજ કાર્ય જો હું એકલો કરૂં, તો પછી તેમાં અન્યાયની વાત જ ક્યાં રહી?"

"અને તે શી રીતે?" જામ ચનેસરે પૂછ્યું.

"જુઓ! આથોનું હરણ કરવા વખતે ખાસ કરીને બે પ્રકારનાં કાર્ય કરવાનાં હોય છે. એક તો ધાડના માલને ધારેલા સ્થળે સહીસલામત પહોંચાડવાનું કાર્ય, અને બીજું પાછળ આવતી વારને રોકવાનું કાર્ય. આ બંને કાર્યોમાંથી કોઇ પણ એક કરવાને હું તૈયાર છું. હવે આપજ કહો કે અર્ધો ભાગ માગવાની મારી લાયકાત ખરી કે નહિ?"

જામ ચનેસર આ વીર યુવકની શૌર્યભરી વાતોથી ચકિત થઇ ગયો હતો. તેના સુકોમળ શરીરમાં રહેલા મહાન્ આત્મબળે જામ ચનેસરને મુગ્ધ બનાવ્યો હતો. જેમ જેમ તે આ યુવકની વાતો વધુ સાંભળતો હતો, તેમ તેમ તેના પ્રત્યેનો તેનો ભાવ વધતો જતો હતો. કોઇ અગમ્ય આકર્ષણ વડે જામ ચનેસર આ નવયુવક પ્રત્યે ખેંચાઈ રહ્યો હતો. તેની ઇચ્છા ન હોવા છતાં તેણે લીલાછની શરતનો સ્વીકાર કરી લીધો.

બીજે દિવસે રાત્રિ સમયે જામ ચનેસર અને લીલાછએ પોતાના સઘળા સંગાથીઓ સાથે રણમાર્ગમાં પ્રયાણ કરવા માંડ્યું. રણના રસ્તાઓનું સંપૂર્ણ જ્ઞાન લીલાછ ધરાવતો હોવાથી સવાર

પડતાં પહેલાંજ તેઓ રણપ્રદેશ ઓળંગી આવ્યા. અહીં થોડી વિશ્રાંતિ લઇને તેમણે પાછું બાંભણાસર તરફ ચાલવા માંડયું

આ નાનકડી ટુકડી જ્યારે બાંભણાસરની હદમાં આવી પહોંચી, ત્યારે સાંઢણીઓને ગળે બાંધવામાં આવે છે, તેવા ખરકા (ઘંટડીઓ)નો રણકાર દૂરથી આવતો લીલાજીના કાન પર પડ્યો. એ અવાજ સાંભળીને સૌના આનંદનો પાર રહ્યો નહિ. તેમને ખાતરી થઇ, કે નજદીકમાંજ ક્યાંક સાંઢણીઓનું મોટું ટોળું ચરતું હોવું જોઇએ. આ અવાજને આધારે સૌ આગળ ચાલવા લાગ્યા. થોડુંક ચાલતાંજ સાંઢણીઓના એક જંગી ટોળા પર તેમની દૃષ્ટિ પડી. સૌએ પોતાના અશ્વોને તે તરફ પૂરપાટ મારી મૂકયા

સાંઢણીઓના વર્ગની વચ્ચે બેઠેલા દશબાર રબારીઓ પોત પોતાની ચામડાની થેલીઓ ખોલીને તેમાંથી તમાકુ કહાડી ભુંગળીઓ પીવામાં મશગુલ બની ગયા હતા. ધૂમ્રપાનના રસાસ્વાદમાંથી અવકાશ લઇને તેઓ દૂર નજર કરે, તે પહેલાં તો આ ઘોડેસ્વારોની ટુકડી છેજ નજદીક આવી પહોંચી.

ઘોડાઓનો હણહણાટ અને તેમના દાબડાઓનો ગડગડાટ જ્યારે પેલા રબારીઓના કાનપર પડ્યો, ત્યારેજ તેમણે ભુંગળીઓ અને ચલમોમાંથી પોતાનું મસ્તક ઉંચું કર્યું. એકાએક આ ધાડપાડુ મંડળીને આવી પહોંચેલી જોઇને તેમની આંખો ફાટી ગઇ. તેઓ સઘળા પત્થરનાં પુતળાંની પેઠે સ્તબ્ધ બની ગયાં. એકપણ શબ્દ મોંમાંથી બોલવા જેટલી કોઇનામાં હિંમત રહી નહિ. ભુંગળીઓ અને ચલમો તેમના હાથમાંજ ઠરી ગઇ તેમનાં ડાચાં ઉંચાં રહી ગયાં.

“ આ કોની સાંઢો છે લોપા ? ” લીલાજીએ પોતાના તીક્ષ્ણ અવાજથી રબારીઓને પ્રશ્ન કર્યો.

“ સિંધ–બાંભણાસરના પાદશાહની. ” એક રબારીએ હિંમત એકઠી કરીને જવાબ વાળ્યો.

“ એકંદર કેટલી છે ? ” લીલાજીએ પૂછયું.

“ અઢારસેં છે દાદા ! રબારીએ ધ્રૂજતાં ધ્રૂજતાં ઉત્તર આપ્યો.

લીલાજીએ તેજ વખતે સઘળા રબારીઓને મુશ્કેટાટ કરી લેવાનો હુકમ આપી દીધો. અને રબારીઓના શીણાઇ (મુખી) ને આ સમાચાર પાદશાહને ઝટ પહોંચાડવા રવાના કર્યો.

આ તરફ લીલાજી બાંભણાસરના પાદશાહની વારને રોકવા માટે રહ્યો, અને જામ ચનેસરને તેણે સાંઢણીઓ સાથે સત્વર પસાર થઇ જવા સૂચના કરી. પાદશાહની ફોજનો સામનો કરવા લીલાજીને એકલો મૂકી જવા જામ ચનેસરનું મન માનતું ન હતું. તેણે પોતે પણ તેની સાથેજ રહેવા આગ્રહ કર્યો. પરંતુ લીલાજી તેની ઇચ્છાનો કદીપણ સ્વીકાર કરે તેમ હતું નહિ. આ સમયે વધુ વખત વાદવિવાદમાં વ્યતીત કરવો અનુચિત હોવાથી, તેણે પોતાના માણસોને સાંઢણીઓ સાથે ચાલતા કર્યા, અને પોતે જરૂર પડતાં લીલાજીને મદદ કરવા માટે તેના પર નજર રાખતો તેનાથી થોડે દૂર એક જગાએ સંતાઇને ઉભો.

જામ ચનેસરના એક સવારે એક સાંઢણીના કપાળ પર ભાલો મારી તેના રક્ત વડે એક વસ્ત્ર ભીંજવીને, તેને ભાલા પર પકડી તે ઝપાટાબંધ આગળ ચાલ્યો. આથી સાંઢણીઓ જાણે મંત્ર-મુગ્ધ બની હોય, તેમ બધી એક સરખી પેલા ઘોડેસ્વાર પાછળ દોડવા લાગી. +

પેલી તરફ રબારી એકજ ચોટમાં બાંભણાસર પહોંચી ગયો. તેણે સઘળી સાંઢણીઓ હરાઈ જવાની પાદશાહ પાસે ફરિયાદ કરી. પાદશાહે તરતજ પોતાનું સૈન્ય તૈયાર કરી લીધું, અને હરાઇ ગએલી સાંઢણીઓ પાછી વાળવા તે મોટા લશ્કર સાથે બાંભણાસરથી ચડ્યો.

આ બાજુ લીલાજી એક ઉંચી ટેકરી પર પાદશાહી ફોજની પ્રતીક્ષા કરતો ઉભો હતો. જ્યારે તેની દૃષ્ટિ દૂરથી પાણીના પૂરની પેઠે ધસી આવતી પાદશાહી ફોજ પર પડી, ત્યારે તે ધનુષ્ય-બાણ પોતાના હાથમાં લઇને તૈયાર થઇ ગયો. ફોજ જરા આગળ આવતાં તે તેના પર બાણોની વૃષ્ટિ ચલાવવા લાગ્યો. થોડાજ સમયમાં તેણે

---

+ પૂર્વકાળમાં સાંઢણીઓ હાંકી જવાની એ રીત હતી. લોહીવાળું વસ્ત્ર જોઇને બધી સાંઢણીઓ પોતાની મેળેજ તેની પછવાડે દોડવા માંડતી.

પાદશાહી ફોજના ઘણા સૈનિકોને જમીન દોસ્ત કરી દીધા. આ એ-કજ જણે આખી ફોજમાં વર્તાવેલો અનહદ ત્રાસ જોઇને પાદશાહ વિચારમાં પડ્યો. પરંતુ એક જણને ઉડાવી દેતાં શી વાર લાગવાની છે, એમ વિચારીને પાદશાહે પોતાના તમામ સૈનિકોને એકી સાથે તેના પર બાણો છોડવાનો હુકમ કરી દીધો. લીલાજી સર્વાંગે બખ્તર ધારણ કરીને એક ઉંચી ટેકરી પર ઉભેલો હોવાથી તેના સુધી ભા-ગ્યેજ કોઈ બાણ આવી શકતું. પરંતુ શાહી સૈન્ય ક્ષણે ક્ષણે વધુને વધુ નજદીક આવતું હોવાથી, તેમના શરીર પર બાણોનો ધસારો આવવા લાગ્યો. લીલાજી ઢાલનો ઉપયોગ પણ બહુ સુંદર રીતે કરી જાણતો હોવાથી તેણે હજુ સુધી એક પણ બાણને પોતાના અંગ સુધી આવવા દીધું નહતું. પોતાના શરીરનો બચાવ કરવો અને દુશ્મન પર ઘા કરવો, એ બંને કાર્યો સફળતાથી પાર પાડવામાંજ સૈનિકની ખરેખરી કુશળતા સમાયલી છે. લીલાજી આ ઉભય કાર્યો એકી સાથે કરવાને સમર્થ હતો છતાં તેણે હવે વખત વિચારીને એક નવો માર્ગ ગ્રહણ કર્યો. તેણે પ્રથમથીજ એક બાણ પર ચિઠ્ઠી બાંધીને તે તૈયાર કરી રાખેલું હતું આ બાણને કમાન પર ચ-ઢાવી તેણે નિશાન તાકીને તેને પાદશાહના શીરમુકુટ પર છોડી દીધું.

લીલાજીનું તીર બરાબર પાદશાહના મુકુટની વચ્ચમાં વાગ્યું. મુકુટ મસ્તક પરથી ઉડીને દૂર જઇ પડ્યો અને તીર તેના ખોળા-માં આવી પડ્યું તીર સાથે ચિઠ્ઠી બાંધેલી જોઇને, પાદશાહને ભય સાથે કુતુહળ જાગ્યું. તેણે તે ચિઠ્ઠી બાણ પરથી છોડી તે વાંચી જોઇ. સિધી ભાષામાં તેમાં લખ્યું હતું, કે "બાંભણાસરના ઓ ગમાર પાદશાહ ! જેટલો વખત તારા મસ્તક પરના રાજમુકુટને ઉડી જતાં લાગ્યો, તેટલોજ વખત તારૂં માથું ઉડી જતાં લાગશે. માટે જો તને તારો જીવ જરા પણ વહાલો હોય, તો એક પળનો પણ વિલંબ કર્યા સિવાય, રણસંગ્રામ છોડીને બાંભણાસર ભેળો થઇ જા."

ચિઠ્ઠી વાંચીને પાદશાહના હોશ કોશ ઉડી ગયા. તેણે વિચાર કર્યો, કે " જે માણસે એક સપાટામાં મારા મસ્તક પરનો તાજ ઉડાવી દીધો, તેને મારૂં મસ્તક ઉડાવી દેતાં પણ એટલીજ વાર લાગશે " આમ વિચારી ભયગ્રસિત પાદશાહે લડાઈ તરત મોકુફ

રાખવાનો હુકમ કરી દીધો. શાહી હુકમનો તત્કાળ અમલ કરવામાં આવ્યો લડાઈ બંધ પડી અને બાંભણાસરપતિ પોતાના સૈન્ય સાથે પાછો ફર્યો.

શાહી લશ્કર ઉપડી ગએલું જોઈ લીલાજી પણ ચાલતો થયો. તે થોડુંક ચાલ્યો, એટલામાં જામ ચનેસર પણ પોતાના માણસો સાથે તેની સામે આવ્યો. જામ ચનેસરને હજી અહીં ઉભેલો જોઇને લીલાજીને નવાઈ લાગી. તે બોલ્યો, "ચનેસર દેવ! શું તમે બધા અહીંજ ઉભા રહ્યા? આથી કયાં ગઇ? અને આમ કરવાનું કારણ શું?"

"જંગબહાદુર નવજવાન!" જામ ચનેસરે લીલાજીને સંબોધીને કહ્યું. "ખરૂં કહું? મને ધાસ્તી હતી, કે પાદશાહી ફોજને તમે એકલા શી રીતે પહોંચી શકશો? આ કારણથી ભીડ પડેતો તમને મદદ કરવા અમો અહીં તૈયાર રહી તમારી તીરંદાજીનો તમાશો જોઇ રહ્યા હતા. ખરેખર! લીલાજી, તમે તો તમારૂં યુદ્ધ–કૌશલ્ય દાખવવામાં આજે કમાલ કરી. તમારા જેવા એક મહારથી મારા મિત્ર બનેલા હોવાથી હું પણ મગરૂર છું."

"અને આપના જેવા મારા સરદાર હોવાથી હું પણ મગરૂર છું" લીલાજીએ જરા વિલક્ષણતાથી જણાવ્યું.

"સરદાર નહિ પરંતુ મિત્ર કહો. આપણો સંબંધ મિત્રોનો છે. તમારા જેવા એક મહાબાહુ વીરના સરદાર બનવાની મારામાં યોગ્યતા પણ કયાં છે?"

"ચનેસર રાજ! મારી વધારે પડતી પ્રશંસા કરવામાં આપ આપની લાયકાત જ બતાવી રહ્યા છો. હું જે કહું છું તે અક્ષરશઃ સત્ય છે. તેની ખાતરી આજ નહિ તો કોઇક દિવસે અવશ્ય કરી આપીશ."

ચનેસર જામ વિચારમાં પડ્યો, કે આ માણસ શું કહેવા માગે છે. લીલાજી તેને માટે દિવસે દિવસે એક ગુંચવાયલો પ્રશ્ન બનતો જતો હતો. લીલાજીમાં રહેલી સુકોમળતા અને વીરતાનું અદ્ભુત મિશ્રણ તેણે આજ લગી કયાંએ જોયું ન હતું. લીલાજી માટે જામ

ચનેસરના મનમાં જાગેલા અનેક તર્ક-વિતર્કો તેને મુંઝવી રહ્યા હતા. તેણે લીલાજીને ઉદ્દેશીને કહ્યું, કે " તમે આજે મારા જીવનમાં એવો અગત્યનો ભાગ ભજવ્યો છે, કે તે હું કદી પણ વીસરી શકનાર નથી "

" અને વધુ અગત્યનો ભાગ તો હજુ હવેજ ભજવવાનો છે." લીલાજીએ કટાક્ષપૂર્વક કહ્યું.

જામ ચનેસર ફરી વિચારમાં પડી ગયો કેટલીક વાર લીલાજીની અત્યંત સાદી જણાતી વાતો તેને ગભીર બનાવી મૂકતી કયું આકર્ષણ તેને લીલાજી પ્રત્યે આકર્ષી રહ્યું છે, તે જામ ચનેસર પોતે પણ સમજી શકવાને સમર્થ ન હતો.

થોડા સમયમાં જામ ચનેસર અને લીલાજી સાંઢણીઓને પહોંચી આવ્યા, અને એક સારૂં સ્થાન જોઇ, ત્યાં તેઓએ છાવણી નાખી અહીં જામ ચનેસરે પોતાના માણસોને સાંઢણીઓના બે વિભાગ પાડવાની આજ્ઞા કરી. સાંઢણીઓ બે વિભાગમાં વહેંચાઇ જતાં જામ ચનેસરે લીલાજીને ઉદ્દેશીને કહ્યું, કે " મિત્ર લીલાજી ! હવે આ બે હિસ્સામાં જે તમે પસંદ કરો તે તમારો "

" ચનેસર રાજ ! " લીલાજીએ જામ ચનેસરને ઉત્તર આપતાં જણાવ્યું. મારો હિસ્સો પણ હું આપણી મૈત્રીની નિશાની તરીકે આપને પ્રેમસહ સમર્પણ કરૂં છું. "

લીલાજીની આવી અજબ ઉદારતા જોઇને, જામ ચનેસર તથા તેના અન્ય સરદારોને પણ ઘણી નવાઈ લાગી લીલાજી એ કેવી વિચિત્ર વ્યક્તિ છે, તેનું જાણે નિરીક્ષણ કરતા હોય તેમ તેઓ એકી ટસે તેની સામે જોઇ રહ્યા.

જામ ચનેસરે લીલાજીને અત્યત આગ્રહ કર્યા છતાં લીલાજીએ એક પણ સાંઢણી લેવા પોતાની ઇચ્છા દર્શાવી નહિ લીલાજીની મનોકામના હવે પરિપૂર્ણ થઇ ગએલી હોવાથી, તેણે જામ ચનેસરની વિદાય માગી

લીલાજીને વિદાય માગતો જોઇને જામ ચનેસર ઉપર જાણે વીજળી પડી. લીલાજી તેને માટે એક અદ્દભુત આકર્ષણનો વિષય

બની ગયો હતો. લીલાજી જાણે તેનો જીવન-દીપ હોય, તેમ તે તેના વિના ચોમેર અંધકારજ જોઈ રહ્યો હતો તેને વિદાય આપતાં જામ ચનેસરની જીભ ઉપડતી ન હતી.

લીલાજીએ તો તરતજ પોતાની તૈયારી કરી લીધી. જામ ચનેસર પાસે આવી તેણે સ્મૃતિ-ચિહ્ન તરીકે તેની મુદ્રિકા પોતે લીધી, અને પોતાની તેને આપી. ત્યારપછી તરતજ તેણે સૌને રામ રામ કરી, પોતાના અશ્વને થરના માર્ગે મારી મૂક્યો જામ ચનેસર રડતા હૃદયે અને ફાટી આંખે લીલાજી તરફ જોતો અવાક્ જેવો ઉભો રહ્યો.

---

## ( ૨ )

## કોરૂ કુમારી.

દુહો—જડેં ડાણ સુડાણમેં, વારી વીરમ જામ,
ઘણા હુવા ઘર ચાવડેં, તડેં ગંજા ગામ.

ભાવાર્થ—જ્યારે ડાણમાં વીરમ ચાવડાનો વખત હતો, ત્યારે કચ્છના ઘણા ગામોની સત્તા ચાવડા રાજપૂતોને ઘેર હતી.

આ સમયે કચ્છના ડાણ ગામમાં વીરમ ચાવડાનો અમલ હતો. વીરમ ચાવડાને કોરૂ નામની એકની એક પુત્રી હતી. કોરૂ કુમારીને બાલ્યાવસ્થાથીજ કાંતવાની કળા તરફ અત્યંત ભાવ હતો.

દુહો—જડેં કોરૂ નિંઢડી, ઢીંગલેં રાંધ કરે,
વે ચરતીયેં વિચમેં, કો કો તંધ ભરે.

ભાવાર્થ—કોરૂ કુમારી જ્યારે નાની હતી, અને માટીનાં રમકડાંથી રમત કરતી, ત્યારે પણ પોતાની સખિઓ સાથે રેંટીયા પર સુતરના તાર કાઢતી.

કોરૂને બાલપણથીજ કાંતવાની કળા પર અપાર લગની લાગી હતી. તેના જેવું ઝીણું કાંતનારી બાળા એકે ન હતી. જેમ જેમ તે મોટી થતી ગઇ, તેમ તેમ એ કળામાં તે પ્રવીણ થતી ગઇ. જરા પણ પવનનો ઝપાટો લાગતાં તૂટી પડે, એવું બારીક સુતર તે કાંતતી. આ સુતર કાંતતી વખતે તે જે સ્થાને બેસતી, ત્યાં પવનની

એક લ્હેર પણ આવવા પામતી નહિ. આવા સુતરનું કપડું પાણી જેવું પાતળું થતું. કોરૂએ તેના પિતા વીરમ ચાવડાનાં વસ્ત્રો માટે આવું નમુનેદાર સુતર ઘણીવાર તૈયાર કર્યું હતું. કાંતવાની હરિફાઈમાં પણ હમેશાં પ્રથમ સ્થાન કોરૂનેજ પ્રાપ્ત થતું.

કાંતવું એ કચ્છમાં પૂર્વકાળમાં એક મહાન આવશ્યક કાર્ય ગણાતું હતું. તેની એક રહી સહી નિશાની તરીકે હિંદુ સમાજમાં લગ્ન સમયે આજ પણ વરરાજાને રેંટીયાની ત્રાક વડે પોંખવામાં આવે છે. આ ક્રિયામાં કાંતવાનું કાર્ય જિંદગી ભર ન ભૂલવાની ઉંડી સૂચના રહેલી છે. પરંતુ આજ તો આ બધી ક્રિયાઓ માત્ર પ્રણાલિકાની ખાતર યંત્રવત્ કરવામાં આવે છે. એના ઉચ્ચ ઉદ્દેશો વિષે ઉંડો વિચાર કરવાની ફુરસદ આજના સમાજને ઓછી છે.

જુના સમયમાં ગામની પાદરે એકાદ વિશાળ ખેતર, વાડી, કે બાગ-બગીચા જેવું કોઇ સ્થાન મુકરર કરવામાં આવતું. એ સ્થાનમાં ગામની કુમારિકાઓ અને ઘણીવાર પુખ્ત વયની સ્ત્રીઓ પણ દરરોજ કાંતવાને માટે આવતી. આ સ્થાન જાણે કાંતવું પીંજવું શીખવાની વિશાળ શાળા હોય, તેમ અસંખ્ય નાની મોટી કુમારિકાઓ સવાર પડતાંજ અહીં આવી પહોંચતી અને આખો દિવસ એજ કાર્યમાં સમાપ્ત કરતી. આવું સ્થાન ' આંતણિયારો ' અથવા ' આંતણ ' ના નામથી ઓળખાતું. આવા આંતણિયારા પ્રથમ ગામો ગામ દૃષ્ટિ ગોચર થતા હતા. અહીં રાવ-રંક વચ્ચે કશો ભેદ ગણવામાં આવતો નહિ. ડોણાધિપતિ વીરમ ચાવડાની કુમારી કોરૂ પણ દરરોજ અહીં આંતણિયારામાં કાંતવા માટે આવતી.

કોરૂ કુમારી હવે બાલ્યાવસ્થાનો પૂલ ઓળંગીને યુવાવસ્થાના પ્રવેશદ્વારમાં આવી પહોંચી હતી એનું શરીર-સૌન્દર્ય વસંતમાં ખીલતા ગુલાબ જેવું ખીલી ઉઠયું હતું. ફૂલડાં વેરતું એનું હાસ્ય, અને કોકિલાને શરમાવનાર એનો કમનીય કંઠ એ સમસ્ત આંતણિયારાની શોભા હતાં. જેવી તેની કળા અદ્વિતીય હતી, તેવુંજ તેનું લાવણ્ય હતુ

કોરૂના અથાગ સૌન્દર્યની અને તેની કળાની ખ્યાતિ ચારે તરફ પ્રસરી ગએલી હોવાથી, હમણાં હમણાં ઠેકઠેકાણેથી વીરમ ચાવ-

કાને ત્યાં કોરૂના વેશવાળનાં માગાં આવતાં. પરંતુ કોરૂનું વેશવાળ તેની સંમતિથીજ કરવાની ઇચ્છાવાળા તેના પિતાએ એ સઘળાં માગાંનો કોરૂની સૂચનાથી અસ્વીકાર કર્યો હતો. લક્ષ્મી જેવી આ અનુપમ કન્યાનું દાન કયા રાજકુમારને અર્પણ કરવું એનોજ વિચાર આજકાલ વીરમ ચાવડાના હૃદયમાં ઘોળાઇ રહ્યો હતો.

એક દિવસ સવારમાં કોરૂ કુમારી પોતાની અન્ય સખિઓ સાથે કાંતવાનું કાર્ય કરી રહી હતી સઘળી કુમારિકાઓ પોતપોતાના કાર્યમાં મશગુલ હતી કોઇ કાંતતી હતી, કોઇ કપાસ સાફ કરી રહી હતી, કોઇ પીંજતી હતી, અને કોઇ પૂણીઓ તૈયાર કરી રહી હતી. કેટલીક કન્યાઓ પોતપોતાના કાર્યની સાથે પોતાનું પ્રિય સંગીત ઝીણા સ્વરે લલકારી રહી હતી.

થોડો સમય આમ પસાર થયો, એટલામાં બહારથી જાણે કોઇ જાન પસાર થતી હોય એવાં વાજિંત્રો અને ગીતોનો ધ્વનિ રેંટીયાશાળાની કન્યાઓના કર્ણપટ પર પડ્યો કુતુહળવૃત્તિ એ સ્ત્રી જાતિનો ખાસ સ્વભાવ છે. અને તેમાં પણ કંઇ ગાન–તાન કે સંગીતનો સ્વર સંભળાય, તો તે સાંભળવાને સ્ત્રીઓ મરણ–પથારી પરથી પણ દોટ મૂકવાને તૈયાર થાય, એમાં શક નહિ આજ પણ બહાર સંગીતનો સ્વર સાંભળીને આંતલિયારાની સઘળી કુમારિકાઓ પોતપોતાનું કાર્ય પડતું મૂકીને બહાર શું છે, તે જોવાને દોડી ગઇ.

આ વખતે એકજ કોરૂ કુમારી પોતાના સ્થાન પર રેંટીઓ ચલાવતી બેઠી હતી જ્યારે તેણે જાણ્યું, કે જામ ચનેસરનાં લગ્ન પ્રસંગે કચ્છનાં તેનાં સગાં સંબંધીઓ વાજતે ગાજતે લિયર તરફ જાય છે, ત્યારે તે પણ ઉતાવળી ઊતાવળી તે જોવાને ઉઠી.

કોરૂના રેંટીયાની બાજુમાંજ તેના પીતરાઇ ભાઇની સ્ત્રી જમનીનો રેંટીયો પડેલો હતો. આ જમનીના ભાઇ સાથે હમણાં કોરૂનાં વેશવાળની વાતો ચાલી રહી હતી. જમની જરા ગર્વીલી અને 'બટાકબોલી' હતી. કોરૂના ઉતાવળે ઊઠવાથી અકસ્માત્ તેની કીનખાબની ઓઢણીનો છેડો જમનીના રેંટીઆની ત્રાકમાં ભરાયો. તેથી જમનીના રેંટીયાની ત્રાક જે ઘણી પાણીદાર હતી, તે એકાએક ભાંગી પડી. જ્યારે જમનીને આ વાતની જાણ થઇ, ત્યારે

તે પોતાની ત્રાક માટે મોટું ધાંધલ મચાવવા લાગી. તે પોતાની ત્રાક ભાંગનારને શાપ આપતી કહેવા લાગી કે:—

દુહો—સજિયું સભઇં, ત્રક મુંજી ત્રડકઇ,
આસા રેઆ ઈ, જે મુંજી જોરઇ.

ભાવાર્થ—બીજી બધી ત્રાકો સાજી છે, અને મારીજ એકની ભાંગી પડી છે. મારી ત્રાક ભાંગનારની આશા પૂરી થશે નહિ.

જમનીને ક્રોધાયમાન બની ગએલી જોઇને કોરૂ તેને શાન્ત પાડતી કહેવા લાગી.—

દુહો—ઝગરો મ કર જમની, મેણું વેણુ મ હાર,
તોજી જુરઈ હિકડી, ત આંઉં ડીયાં ચાર.

ભાવાર્થ—હે જમની ! તું નાહક ઝગડો કર મા. અને વહાલાઓ સામે કુવેણુ કાઢ નહિ. તારી એક ત્રાક ભાગી, તો તેને બદલે હું ચાર આપીશ.

જમની બોલી તારી ચાર ત્રાકને હું શું કરૂં ? આ ત્રાક તો મારો પતિ છેક કિરમાણીથી ખાસ મારા માટે લાવ્યો હતો.

દુહો—કિરમાણીયાં કોડ કરે, આંધી મુંજે કાંધ,
ન કીં ઘોડે મોટિયાં, ન-કીં ભથલ નાંધ,
પાય પટોરે પાંધ, ત્રક મુંજી ત્રડકાય.

ભાવાર્થ—મારો પતિ એ ત્રાક કિરમાણીથી કોડ કરીને લાવેલો હતો તે હું ઘોડાને સાટે પણ આપુ નહિ અને ધનના ભંડારને માટે પણ બદલું નહિ એવી મારી ત્રાક તે તારા પટોળાના પાલવ વડે તોડી નાખી.

કોરૂને ત્રાક ભાંગવા માટે કંઈક આકરા વેણુ સુણાવવાના ઇરાદાથી વળી તે બોલી:—

દુહો—લડપડંધો ઉથડચેં, કોરૂ કુઆરા,
ક વર કનીચેં ધાસડો, ક પરણંધે સુ ભા ?

ભાવાર્થ—હે કોરૂ ! તું આટલી બધી ઉતાવળથી ઊઠી, તે તને કંઇ સનેચર દાસડો તો વરવાનો નથી. તને તો મારો ભાઇ પરણવાનો છે.

જમનીના આ શબ્દો તીરની પેઠે કોરૂના અંતરમાં પેસી ગયા. જમની તેને આવું મહેણું મારશે એવી તેને કલ્પના પણ ન હતી. તેની આંખો રક્તવર્ણી બની ગઇ. તેના રોમે રોમમાં ક્રોધની જ્વાળાઓ ઊઠવા લાગી. તે એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય તેજ ક્ષણે તે સ્થાનનો ત્યાગ કરી ગઇ.

---

## ( ૩ )

## પરબત વઝીર.

દુહો—કોરૂ આવઈ મા વટે, રૂંની નેણ ભરે,
માંસેં ઝગડે જમની, માંસેં ડંધા ડે,
સહી પારઓ સે, જે માં કે જીઓ મીયણું.

ભાવાર્થ—કોરૂ એની મા પાસે આવી, અને આંખોમાં આંસુ લાવીને બોલી, કે જમની મારાથી ઝગડા કરે છે. તેણે મને જે મહેણું આપ્યું છે તેનુંજ હું પાલન કરીશ.

કોરૂ કુમારીએ પોતાના મન સાથે દૃઢ નિશ્ચય કરી લીધો. કે કાંતો જામ ચનેસરનેજ વરવું, અને કાંતો જીવન કૌમાર્ય-વ્રતમાંજ વ્યતીત કરવું. જ્યારે કોરૂની આ પ્રતિજ્ઞાની તેનાં માતા-પિતાને જાણ થઇ, ત્યારે તેમને ઘણીજ ચિંતા થવા લાગી જામ ચનેસર તેમના માગાનો સ્વીકાર કરે કે કેમ એ વાત અનિશ્ચિત હોવાથી તેઓ કોરૂ કુમારીનું મન ફેરવવા તેને સમજાવવા લાગ્યાં. પરંતુ કોરૂ કુમારી પોતાના દૃઢ નિશ્ચયમાંથી લેશ પણ ડગી જાય તેમ ન હતું. આથી તેનાં માતા-પિતાએ હવે તેનું મન ફેરવવાના સઘળા પ્રયત્નો છોડી દીધા. હવે તેમણે કોરૂની પ્રતિજ્ઞા કઇ રીતે પાર પડે તે તરફ ધ્યાન દેવા માંડ્યું. જામ ચનેસરની મનોભાવના જોવાને કોરૂના પિતા વીરમ ચાવડાએ તેને પોતાના ગોર મારફત ચીતરેલું નાળિએર મોકલાવ્યું.

આ તરફ જામ ચનેસર અને લીલાંદેવી વચ્ચે અતૂટ સ્નેહ ગાંઠ બંધાઇ ચૂકી હતી. લીલાંદેવીએ કૌમાર્યાવસ્થામાં પોતાની અદ્ભુત શક્તિથી જામ ચનેસરને જે અપૂર્વ મદદ કરી હતી, તે વાત

ચનેસર જામ કદી પણ ભૂલી શકે તેમ ન હતું. જ્યારે તેને જાણ થઇ કે લીલાજીના સ્નાંગમાં તેને સહાય કરનાર લીલાંદેવી પોતે હતી, ત્યારે તેના આનંદ અને આશ્ચર્યનો પાર રહ્યો નહિ. લીલાંદેવી જેવી એક અતૂલ શક્તિશાલિની પત્ની પ્રાપ્ત થવાથી તે પોતાને અહોભાગ્ય માનતો હતો. આ કારણથી જામ ચનેસર અને લીલાંદેવીનો પ્રેમ દિન પ્રતિદિન વધુને વધુ ગાઢ સ્વરૂપ ધારણ કરતો જતો હતો. જામ ચનેસરે હવે લિયર પ્રદેશમાં પોતાની સત્તા સારી પેઠે જમાવી લીધેલી હોવાથી, તેને ત્યાં કેટલીક અન્ય રાજકુમારીઓનાં માગાં પણ આવી ચૂક્યાં હતાં. પરંતુ જામ ચનેસર લીલાંદેવીના સ્નેહમાં એટલો ઓતપ્રોત થઈ ગયો હતો, કે તેણે એક પણ કન્યાના માગાનો સ્વીકાર કર્યો ન હતો જ્યારે વીરમ ચાવડા તરફથી તેની પુત્રી કોરૂ કુમારીનું માગું લઇને તેનો ગોર જામ ચનેસર પાસે આવ્યો, ત્યારે પણ જામ ચનેસરે એ માગાનો અસ્વીકાર કરવાથી ગોર ત્યાંથી પાછો ફર્યો. અને સઘળી ઘટના તેણે વીરમ ચાવડા પાસે વ્યક્ત કરી.

ગોરની વાત સાંભળીને વીરમ ચાવડાના હ્રદયમાં કોરૂના ભવિષ્યની ચિંતાએ ઉલ્કાપાત મચાવ્યો. કોરૂ કુમારી તેની એકની એક પુત્રી હોવાથી, તેના પર તેનો પ્રેમ અથાગ હતો. કોરૂની ભયંકર પ્રતિજ્ઞાથી વીરમ ચાવડાના હ્રદયમાં રાતદિવસ દુઃખનો દાવાનળ સળગી રહ્યો હતો.

વીરમ ચાવડાનો વઝીર પરબત એક મહાન્ બુદ્ધિશાળી પુરૂષ હતો. હાલ તેની ઉંમર વૃદ્ધ થએલી હોવા છતાં તેની બુદ્ધિ ભલભલા સુત્સદ્દીઓને પાણી ભરાવે એવી તેજસ્વી હતી. જ્યારે વીરમ ચાવડાની હ્રદય-વ્યથાની તેને જાણ થઇ, ત્યારે તેણે પોતાના અન્નદાતાનું દુઃખ મટાડવાનો નિશ્ચય કરી લીધો. અને એ કાર્ય પોતાને સોંપવા તેણે વીરમ ચાવડાની આજ્ઞા માગી. વીરમ ચાવડાને પરબત વઝીરની કુશાગ્ર બુદ્ધિમાં અત્યંત શ્રદ્ધા હતી જ્યારે તેણે પરબત વઝીરને એ કાર્ય પાર ઉતારવા તૈયાર થએલો જોયો, ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ. તેને સંપૂર્ણ વિશ્વાસ હતો, કે પરબત વઝીર જે કાર્ય પોતાના હાથમાં લે છે તેને કોઇપણ ઉપાયે પરિપૂર્ણ કર્યા વિના તે રહેતો નથી. પરબત વઝીરે વિચાર્યું, કે આ

કાર્ય અહીં બેઠે પાર પડી શકે એવો સંભવ નથી. આથી તે પોતાનો નવો ઈલાજ અજમાવવા માટે કોરૂ કુમારી તથા તેની માતા સાથે લિયર પ્રદેશ તરફ ચાલતો થયો.

---

## ( ૪ )

## વ્હાલમનાં વેચાણ.

પરબત વઝીરે લિયર પહોંચી જઇને, પોતાની બાજી ખેલવા માંડી. જામ ચનેસરનો કારભારી તેનો ખાસ મિત્ર હોવાથી સૌથી પ્રથમ તે તેને જઇને મળ્યો અને સઘળી હકીકતથી તેને વાકેફ કર્યો. કારભારીનું વચન જામ ચનેસર ઉથાપે તેમ ન હોવાથીજ પરબત વઝીરે આ રસ્તો લીધો હતો. પરબત વઝીરની વાત કારભારીના હૃદયમાં આરપાર ઉતરી ગઇ. એક નિર્દોષ કુમારિકાની નષ્ટ થતી જીંદગી પર કારભારીને કરૂણા ઉત્પન્ન થઇ. તેણે જામ ચનેસરને સમજાવવાનું કાર્ય માથે લીધું. તે તેજ વખતે પરબત વઝીરને લઇને જામ ચનેસર પાસે આવી પહોંચ્યો. અને જામ ચનેસરને સઘળી ઘટનાથી વાકેફ કરતાં કહેવા લાગ્યો, કે "ખુદાવંદ ! વીરમ ચાવડાની કુમારી કોરૂ કે જેના સૌન્દર્ય પાસે ચંદ્રમા પણ લજવાઇને ઝાંખો પડી જાય છે, તેમજ જેની અનુપમ કળાનાં કીર્તિ–ગાન દિગંતમાં ગર્જી રહ્યાં છે, એવી એ રાજકુમારી આજ કેટલાએ સમયથી આપ શ્રીમાન્નેજ વરવાનું અવિચળ બિરદ લઇને બેઠી છે. તેને અનેક ઉપાયે સમજાવવા છતાં તે પોતાના નિશ્ચયમાંથી લેશ માત્ર પણ ડગતી નથી. સવાર–સાંજ તે આપની પ્રતિમાનુંજ પૂજન કરી રહી છે. આપ એ ડુબતી બાળાનો હસ્ત પકડી તેનો ઉદ્ધાર કરશો એવી અમારી અભિલાષા છે."

દુહો—ડાણ સુડાણાં આવયું, બાઇયું બ જણીયું,
તિની મિંજાનું હિકડી, કર માંધરીયે મણીયું.

ભાવાર્થ—કચ્છડાણથી બે બાઇઓ આવેલી છે, તેમાંની એક તો માદળીયામાં જેમ મણિ શોભે એવી સૌન્દર્યવતી છે.

દુહો—લખે લીલાં કુંદરી, ત પણ ન કોરૂ તુલ,
જેંજે ખિલંધે ખિરેંતા, નિત કેરંધા ફુલ.

ભાવાર્થ—લીલાંદેવી ચાહે તેટલી સૌન્દર્યવતી હોય, તો પણ જેના હાસ્યમાં ફુલ ખરતાં જણાય એવી કોરૂ કુમારીની તોલે આવી શકે તેમ નથી.

કારભારીની વાતથી જામ ચનેસર જરા મુંઝવણમાં પડ્યો. આજ પર્યંત તેણે તેની એક પણ વાતને તરછોડી ન હતી. પરંતુ આજની વસ્તુસ્થિતિ નિરાળીજ હોવાથી, જામ ચનેસરે તરતજ કારભારીને પ્રત્યુત્તર આપતાં જણાવ્યું, કે "વીરમ ચાવડાને મેં મારો નિશ્ચય ક્યારનોએ જણાવી દીધો છે."

દુહો—સત સોણીં આયવું, સે મોટાયવું માં,
અસાં લો લીલાંસે, લીલાં અસાં સાં.

ભાવાર્થ—આથી પહેલાં આવેલાં સાત માગાં મેં પાછા વાળ્યાં છે. અમારો સ્નેહ એક લીલાંદેવી સાથેજ છે અને લીલાંદેવીનો સ્નેહ અમારી સાથે છે.

જામ ચનેસરનો ખુલ્લો જવાબ સાંભળીને તેનો કારભારી તથા પરબત વઝીર બંને ઠંડાગાર બની ગયા. ભોંઠપથી ભારે બનેલા હૃદયે આ બંને વૃદ્ધ મહાશયોએ જામ ચનેસરના રાજ્યમહાલયનો ત્યાગ કર્યો.

પરબત વઝીર એક પ્રયોગમાં નિષ્ફળ થતાં હિંમત હારી બેસે એવો ન હતો. એક ઇલાજ અફળ જતાં તેણે બીજો ઇલાજ શોધ્યો. કોરૂ કુમારી તથા તેની માતાને જનાનખાનાની નોકરી માટે તેણે લીલાંદેવી પાસે મોકલી.

લીલાંદેવી કોરૂની કાંતણકળા તથા પુષ્પગૂંથણ-કળાથી અત્યંત પ્રસન્ન થઇ, અને તેણે આ બંને જણીઓને પોતાની પાસે ચાકરીમાં રાખી લીધી. કોરૂ કુમારી ચંપા માલણના કૃત્રિમ નામથી લીલાંદેવીની સેવા ઉઠાવવા લાગી

દુહો—યે ચંપા કર પીયરો, કત ચનેસર પાગ,
ત હી સૌલ હી મેડીઉં, હી તુહીંજા માગ.

ભાવાર્થ—હે ચંપા માલણ! તું અહીં રહીને કાર્ય કર અને ચનેસર જામની પાઘડી મારે સુતર કાંત. આ મહાલય અને આ સ્થાન હવે તારા માટેજ છે.

તે દિવસથી કોરૂ તથા તેની માતા ત્યાંજ રહેવા લાગી. કોરૂની માતા અવારનવાર પરબત વઝીર પાસે જઇ તેને સઘળી ઘટનાથી વાકેફ કરતી, અને કયા ઉપાયે કાર્ય પાર ઉતારવું તેની સલાહ મેળવી આવતી.

કોરૂએ થોડા સમયમાં પોતાની અજબ કળાથી લીલાંદેવીના મનનું હરણ કરી લીધું. લીલાંદેવી કોરૂની કળા પર એટલી મુગ્ધ બની ગઇ, કે તેને કોરૂ વગર જરા પણ ચાલતું નહિ. એક વખત રાત્રિ સમયે જામ ચનેસર જરૂરી કાર્યવશાત્ બહાર ગએલો હોવાથી લીલાંદેવી તથા કોરૂ કુમારી મોડી રાત સુધી જુદા જુદા વિષયો ઉપર વાર્તાલાપ ચલાવતી જાગતી બેઠી હતી એટલામાં જામ ચનેસરના શયનાગારનો દીપક ઝાંખો થતાં લીલાંદેવીએ કોરૂને દીવાની વાટ સંકોરવાની આજ્ઞા કરી. કોરૂ દીવાની વાટ સંકોરવા જામ ચનેસરના શયનગૃહમાં ગઇ. પરંતુ ત્યાં જતાંજ તેને પોતાના કાર્યમાં વારંવાર પ્રાપ્ત થતી નિષ્ફળતાનું સ્મરણ થઇ આવ્યું, અને તેની આંખોમાંથી અશ્રુધારા ચાલવા લાગી. પરંતુ આ સમય યોગ્ય નથી એમ ધારી કોરૂ તરતજ પાછી સ્વસ્થ બની ગઇ, અને પોતાના પાલવ વડે અશ્રુ લુછી, દીવો સંકોરી, લીલાંદેવી પાસે હાજર થઇ ગઇ કોરૂની લાલચોળ બની રહેલી આંખો ચતુર લીલાદેવીથી છાની રહેવા પામી નહિ તે તેને રડવાનું કારણ પૂછવા લાગી

દુહો—ક કેં હિનીયું ગારિયું, ક કેં ચેઆ કુવેણ;
ઙી નિમાણાં નેણ, રૂઈ રતા કીં કેઆ?

ભાવાર્થ—તને કોઇએ ગાળો આપી છે, કે અયોગ્ય વચનો કહ્યાં છે? તેં તારી ગરીબડી આંખે રોઇને રાતી કેમ કરી છે?

લીલાંદેવીને શો જવાબ આપવો તે કોરૂને જરાવાર સૂઝયું નહિ પરંતુ તરતજ તેની કુશાગ્ર બુદ્ધિ તેની વહારે ચડી, અને તે નવો પાસો ફેંકતાં બોલી:—

દુહો—ન કે' ડિનીયું ગારિયું, ન કે' ચ્યા કુવેણ,
હી સુહીંજા નેણ, ધુંઆડે ધંધોડ્યા.

ભાવાર્થ—મને કોઇએ ગાળો આપી નથી, તેમ અયોગ્ય વચનો પણ કહ્યાં નથી. માત્ર દીવાના ધુમાડાથીજ મારી આંખો લાલ બનેલી છે.

કોરૂનાં આ વચનોથી લીલાંદેવીને ઘણી નવાઇ લાગી. તે બોલી, કે "દીવાના ધુમાડાથી આંખોમાં આંસુ આવે એ વાત માનવાજોગ નથી." ત્યારે કોરૂ બોલી, કે "આ દીવાઓ તો હું અહીંજ જોઉં છું. અમારે ત્યાં આવા દીવા કદી બાળવામાં આવતા નથી." આ સાંભળી લીલાંદેવીને વધુ નવાઇ લાગી. તે કોરૂને પૂછવા લાગી, કે "તમે તમારે ત્યાં કેવા દીવા બાળો છો?" હવે દાવ આવેલો જાણી કોરૂએ તરત બધા દીવા હોલવી નાખ્યા, અને પોતાના ગુંજામાંથી એક મણિ કહાડીને તેને ટેબલ પર મૂક્યો. તેના તેજથી આખા ખંડમાં દિવ્ય પ્રકાશ પથરાઇ રહ્યો.

લીલાંદેવીએ આવો હીરો અગાઉ કદી પણ જોયો ન હતો. તેને વિચાર થયો, કે આ હીરો તેના હારની મધ્યમાં મૂક્યો હોય, તો તેનું સૌન્દર્ય અનેકગણું વૃદ્ધિંગત થઇ જાય એમાં શક નહિ આ હીરો લીલાંદેવીના મનનું આકર્ષણ થઇ પડ્યો. તેણે એ હીરો કોઈ પણ ઉપાયે પ્રાપ્ત કરવાનો પોતાના મનમાં નિશ્ચય કરી લીધો

"ચંપા! આ હીરો તું વેચવા માગતી હોય, તો તને મનગમતી કિંમત આપવા હું તૈયાર છું." લીલાંદેવીએ હીરાનો સોદો કરવાની તજવીજ કરવા માંડી.

"પણ મને શંકા છે, કે હું જે માગીશ તે તમે આપી શકવાના નથી." ચંપાના વેશમાં રહેલી કોરૂ કુમારીએ પોતાના અંતરની વાતને સ્પષ્ટ કરતાં કહ્યું

"શું લિયર પ્રદેશની પટ્ટરાણી તારા એક હીરાનું મૂલ્ય નહિ આપી શકે? તારે જે જોઇએ તે માગી લે! ધન, ધામ, ગામ, ગ્રાસ કે જમીન-જાગીર જે કંઇ જોઇએ તે વિના સંકોચે માગી લે"

"હું વચન માગું છું." કોરૂએ નિડરતાથી જણાવ્યું.

"શું મારા બોલમાં તને વિશ્વાસ નથી?" મારું વચન છે, ખુશીથી માગ. લીલાંદેવીએ ઔદાર્ય દર્શાવતાં કહ્યું.

"હું માગું છું જામ ચનેસરની સેવામાં માત્ર એકજ રાત્રિ." કોરૂએ બેધડકપણે ધડાકો કરાવ્યો.

એક ચાકરડીના મુખમાંથી નીકળતાં ઉપરોક્ત વચનો સાંભળીને લીલાંદેવી પર જાણે વીજળી પડી. તેની આંખો ક્રોધથી લાલચોળ બની ગઈ. તેનું મગજ ચક્કર ચક્કર ઘૂમવા લાગ્યું. આ નફ્ટ છોકરીને શો જવાબ આપવો તે તેને સૂઝ્યું નહિ. એ નિર્લજ ગુલામડીને ફાંસીએ ચડાવવી કે તોપને મોઢે બાંધવી તેનો તે વિચાર કરી રહી હતી, એટલામાં તેની દૃષ્ટિ ફરીથી પેલા પ્રકાશમાન હીરા પર પડી. એ હીરાની લાલચમાં તેનો સઘળો ગુસ્સો પાછો ગળી ગયો. તેજ વખતે તેને એક નવી યુક્તિ યાદ આવી જતાં, તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે એ હીરાના બદલામાં કોરૂની માગણીનો સ્વીકાર કરવાનું તેને વચન આપી દીધું.

---

## (૫)

## કોરૂની સફળતા.

કોરૂ કુમારીએ આ છેલ્લો પાસો ફેંક્યો હતો. તેના જીવનધ્યેયની સફળતા–નિષ્ફળતાનો આ છેલ્લો પ્રયોગ હતો. જામ ચનેસરને વરવાના તેના હૃદયમાં રમી રહેલા અનેરા કોડ કાં તો આજ તેની આ નવિન બાજીથી પરિપૂર્ણ થઈ જવાના હતા, અથવા તો તે સદાને માટે નષ્ટ–ભ્રષ્ટ થઈ જવાના હતા. જામ ચનેસરના સ્નેહ માટે મરી ફીટવા તૈયાર રહેનાર લીલાંદેવી જેવી એક પ્રેમ–મગ્ન મુગ્ધા પાસે તેના પ્રિયતમની માગણી કરવી, એ કાળા નાગના રાફડામાં હાથ નાખવા સમાન છે, એ વાત ચાલાક કોરૂના લક્ષ બહાર ન હતી. પરંતુ તે પોતાની જિંદગીથી હાથ ધોઇને બેઠેલી હોવાથી, પોતાની મનોકામનાની સિદ્ધિ માટે ભયંકરમાં ભયંકર પરિણામથી પણ ડરે તેમ ન હતી.

કોરૂ કુમારીનો આજનો દિવસ જાણે સોનાનો ઉગ્યો હતો. જે

વસ્તુને માટે તે રાતદિવસ અખંડ જાપ જપી રહી હતી, જે વસ્તુ-ને માટે તે પોતાનું સર્વસ્વ સમર્પણ કરી દેવાને તૈયાર હતી, એ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થવાનો સુદિન આજે આવી પહોંચેલો હોવાથી, તેના અંતરનો આનંદ માતો ન હતો. તકદીરને થપ્પડ લગાવીને તે આજે પોતાની તદબીરના બળે પોતાના જીવન ધ્યેય-ની સાન્નિધ્યમાં આવી પહોંચી હતી.

કોડૂ કુમારીની એકે એક પળ આજે એક એક યુગ જેવી લાંબી થઇ પડી હતી. ચાતકની ઝંખનાથી તેણે રાત્રિનો પ્રથમ પ્રહર પૂર્ણ કર્યો પરંતુ હજીસુધી લીલાંદેવી તરફથી તેને કંઇ પણ ફરમાન થ-એલું ન હોવાથી કોડૂનું હૃદય હવે આશા-નિરાશા અને શંકા-કુ-શંકાના વમળોમાં ઘેરાવા લાગ્યું હતું.

આ તરફ લીલાદેવી પોતાના ષડ્યંત્રની રચના કરવામાં તલ્લીન બની ગઈ હતી આજ સાંજથીજ તેણે જામ ચનેસરને મદ્યપાનમાં ગુલ્તાન બનાવી દીધો હતો. ઉંચામાં ઉંચી કિસમના શરાબની પ્યા લીઓ એક પછી એક તે જામ ચનેસરના મુખમાં રેડયે જતી હતી મદ્યપાનમાં હંમેશાં અમુક હદમાંજ રહેનારી લીલાદેવી આજે શું કરવા માગે છે, તે જામ ચનેસર પણ સમજી શકતો ન હતો તે તો એક પછી એક આવતી લીલાંદેવીના હાથમાંની પ્યાલીને ઇન્સાફ આપવાનું કાર્યજ કર્યે જતો હતો. આમ કરતાં કરતાં આખરે જામ ચનેસર શરાબપાનમાં બેભાન બની પલગપર ઢળી પડ્યો

જામ ચનેસર બીલકુલ બેશુદ્ધ બની ગયા પછી લીલાંદેવીએ કોડૂને જામના શયનભુવનમાં પ્રવેશ કરવાની પરવાનગી મોકલા-વી. કોડૂની સૂકાતી આશાલતા ફરી સજીવન બની. તેનું હૈયું આનંદસાગરમાં નાચી ઊઠયું. પ્રત્યેક પગલે અપનવી ભાવનાઓ અનુભવતી તે હંસગતિએ જામના શયનાગાર પ્રતિ પ્રયાણ કરવા લાગી.

ઉછળતે હૈયે તેણે જામ ચનેસરના રંગમહેલના દ્વાર પર પગ મૂક્યો આજ સુધી કદી પણ ન અનુભવેલી લાગણીઓ તેના અંત રમાં વીજળીની ઝણઝણાટી ઉત્પન્ન કરી રહી હતી દ્વારમાં પ્રવેશ કરતાંજ કોડૂ કુમારીના હર્ષને, લજ્જા અને મુંઝવણે દબાવી

દીધો. તેના ચહેરા પર સપાટાબંધ લોહી તરી આવ્યું. છાતીના ધબકારાનો વેગ અનેકગણો વધી ગયો કપોલ-પ્રદેશ પર પ્રસ્વેદ-બિન્દુ ચડી આવ્યાં.

જામનું મહાલય ઝગહળતી રોશનીના પ્રકાશથી પ્રકાશમાન બની ઊઠ્યું હતું. ક્ષણવારમાં કોરૂની ચકોર દૃષ્ટિ ત્વરિત ગતિએ આખા ખંડમાં ફરી વળી. રોશનીથી ઝળહળતા રંગમહેલમાં અજબ જેવી શાન્તિ વ્યાપી રહી હતી આ જોઇને કોરૂના અંતરમાં ઉભરાઈ આવેલી લાગણીઓએ તરત પલટો ખાધો પ્રણય-તેજથી પ્રકાશમાન બનેલા જામ ચનેસરના મુખચન્દ્ર પર દૃષ્ટિ પડવાને બદલે તેનાં ઢળેલાં ચક્ષુ પર નજર પડતાંજ કોરૂ કુમારીને નવાઇ લાગી. લિયર પ્રદેશનો પતિ ચનેસર જામ આજે અસ્તવ્યસ્ત સ્થિતિમાં પલંગ પર પડેલો હતો. આ અણધારેલું દૃશ્ય દૃષ્ટિએ પડતાં કોરૂ કુમારી એકાએક થંભી ગઇ. તેના હૃદયનો હર્ષોન્માદ ગંભીરતાના સ્વરૂપમાં ફેરવાઇ ગયો. તે જામ ચનેસર જાગ્રત થવાની વાટ જોતી બેસી રહી

જામ ચનેસરના મુખમંડળ પ્રત્યે મીટ માંડી બેઠેલી કોરૂ કુમારી જેમ જેમ વખત જતો હતો, તેમ તેમ વધુને વધુ અધીરી બનતી જતી હતી. મધ્યરાત્રિ વીતી જવા આવેલી છતાં જામ ચનેસર હજુ એક પણ પડખું ફેરવ્યા વગર એજ સ્થિતિમાં પડ્યો હતો. આનું કારણ કંઇ પણ ન સમજી શકાયાથી કોરૂ કુમારીની વ્યાકુળતા પળે પળે વધતી જતી હતી જામ ચનેસરની સમસ્ત રાજનગરી જ્યારે શાન્તિની ગોદમાં સૂતેલી હતી, પશુ-પખીઓ સૌ કોઇ જ્યારે નિદ્રાદેવીના મીઠા અંકમાં શાન્તિનું સેવન કરી રહ્યાં હતાં, ત્યારે એકજ કોરૂ કુમારીનું અંતર અશાન્તિની આગમાં સળગી રહ્યું હતું.

થોડો વધુ સમય જતાં કોરૂ કુમારીને ખાતરી થઈ, કે જામ ચનેસર નિદ્રાધીન નહિ પરંતુ મૂર્છિતાવસ્થામાં છે હવે તેણે જામને જગાડવાના પ્રયત્નો કરવા માંડ્યા પરંતુ બેશુદ્ધિની અસરથી આરપાર ઘેરાઇ ગએલા જામ ચનેસરની અચેતન અવસ્થામાં લેશ પણ પરિવર્તન થયું નહિ.

જામ ચનેસરને જાગ્રત કરવાના નિષ્ફળ પ્રયત્નો કરતાં રાત્રિનો ત્રીજો પ્રહર પણ પસાર થવા આવ્યો છતાં જામ ચનેસરની આંખ ન ઉઘડી તે નજ ઉઘડી. કોરૂ કુમારી હવે કંટાળી. તે પોતાના લલાટ પર હસ્ત મૂકી, નસીબને દોષ દેતી થાકીપાકીને બેઠી. આજલગીની તેની તમામ ઝહેમત હવે પાણીમાં જતી હોવાથી, તેના અંતરમાં અપાર વેદના થતી હતી. મહા મુશ્કેલીએ હાથમાં આવેલો આજનો અમૂલ્ય પ્રસંગ પણ એળે જતો જોઇને, કોરૂનું હૃદય બળીને ખાક બની જતું હતું. જેટલા ઉમંગ અને ઉત્સાહ વચ્ચે તે અહીં આવી હતી, તેટલાજ દુઃખ અને ત્રાસમાં તે ઘેરાઇ ગઇ હતી. તેની સઘળી મુરાદો આજે ભાંગીને ભુક્કો બની જતી હતી.

મોટી પરોઢ થવા આવેલી હોવાથી કુકડાનો 'કૂકરે કૂક' અવાજ તેના કર્ણપટ પર અથડાયો. રાત્રિનો અવશેષ ભાગ હવે થોડા જ સમયમાં સમાપ્ત થઇ જવાનો છે, એ વિચારે કોરૂનું હૃદય ચચુચણી ઊઠતું હતું. તે પોતાના મનમાં ને મનમાં પેલા હૃદયહીન ઘાતકી કૂકડા પ્રત્યે શાપોના વરસાદ વરસાવવા લાગી. પૂર્વાકાશમાં પ્રભાતનો પ્રકાશ પથરાય છે કે કેમ, એ વિચારે તે ઘડી ઘડીમાં ભડકી ઊઠતી, અને તેથી તે વારંવાર ઉકળતા અંતરે પ્રાચી દિશા તરફ દૃષ્ટિપાત કરી રહી હતી.

લીલાંદેવી તેની સાથે ભયંકર દગો રમેલી હોવાની વાત હવે કોરૂના લક્ષબહાર રહી ન હતી. પરંતુ હમણાં એ વેરની વસુલાતનો વિચાર કરવાનો અવસર ન હતો. હાથમાં આવેલી આ સોનેરી તક કોઇ પણ પ્રકારે સાધી લેવાનો આ છેલ્લો પ્રસંગ હતો. તેમજ ફરીથી આવો દુર્લભ પ્રસંગ પ્રાપ્ત થવાનો સંભવ પણ ન હતો. પરંતુ આજે તો કોરૂ કુમારીની ચતુરાઇ, ચાલાકી અને તેની કુશાગ્ર બુદ્ધિ કોણ જાણે ક્યાંએ નાશ પામ્યાં હતાં! એની અતુલ બુદ્ધિમત્તામાં એને જેટલી શ્રદ્ધા હતી, તેટલીજ તે આજે નિરાશાદાયક સાબીત થઇ ચૂકી હતી.

જામ ચનેસરની સ્થિતિ હજુ એજ હતી રાત્રિ પોતાનું કાર્ય અવિશ્રાંતપણે કર્યે જતી હતી પ્રભાતના કૂકડાઓ એક પછી એક

બાંગો પોકારતા જતા હતા. રાજનગરીમાં રાજવૈદ્યોનો તેમજ સુનાની હકીમોનો તોટો ન હતો. પરંતુ તેમની ઔષધિનો લાભ અત્યારે લઈ શકાય એવા સંજોગો ન હતા. કોરૂ કુમારીની કુશાગ્ર બુદ્ધિ આખરે હારી બેઠી. તેની આંખોમાંથી હૃદયની વરાળ રૂપ અશ્રુ-બિન્દુઓ સરી પડવા લાગ્યાં. મોતીની માળા તૂટે અને તેનાં મોતીડાં જેમ એક એક બનીને જમીનપર વેરાઇ જાય, તેમ કોરૂ કુમારીની આંખોમાંથી ખરતાં અશ્રુબિન્દુઓ ટપક! ટપક! ટપકવા લાગ્યાં. બહાદુર ચાવડા કુમારી આજે ભગ્નાશ બનીને રડવા લાગી.

એટલામાં એકાએક કોરૂના નસીબે જાણે પલટો ખાધો હોય, તેમ જામ ચનેસરે પડખું ફેરવ્યું. કોરૂનું હૃદય આનંદાવેશથી નાચી ઊઠયું. તેની ભસ્મીભૂત થએલી આશાવલ્લી નવપલ્લવિત થવા લાગી.

થોડીજ વારમાં જામ ચનેસરને વમનની શરૂઆત થઈ ચૂકી તેના પેટમાંનું બધું બહાર આવી પડયું. કોરૂ કુમારી કુશળતા પૂર્વક દરેક વસ્તુનો તાત્કાલિક ઇલાજ કરી રહી હતી વમનથી ઉ-ત્પન્ન થતી અશક્તિની અસરથી જામ ચનેસરે થોડો સમય લગી એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો નહિ. લીલાંદેવીને બદલે કોઇ અ-તૂલ સ્વરૂપવાન અન્ય નવયૌવના તેની સારવારમાં હાજર હતી, એ વાત બહુ વખત તેના લક્ષબહાર રહી નહિ. આજને સમયે લીલાં-દેવીની ગેરહાજરી જોઇને જામ ચનેસરનું હૃદય આશ્ચર્ય-મુગ્ધ બની ગયું હતું. પરંતુ તે એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય બધું શાન્તિપૂર્વક નિહાળી રહ્યો હતો આજે એકાએક આવો પલટો કેમ થવા પામ્યો તેનું કારણ તે કળી શકયો નહિ જામ ચનેસરની . ધીરજ આખરે ખૂટી. લીલાંદેવીની ગેરહાજરી તે વધુ વખત સહન કરી શકયો નહિ.

"દેવી કયાં છે ?" જામ ચનેસરે એકાએક પ્રશ્ન કર્યો.

કોરૂ કુમારી જામના પ્રશ્નનો કશો ઉત્તર આપી શકી નહિ. તેની જીભ જાણે તાળવે ચોંટી ગઇ હતી પત્થરની પુતળી પેઠે સ્તબ્ધ બનેલી તે જડવત જેમની તેમ ઉભી રહી. એટલામાં જામ ચનેસરે ફરી એનો એ પ્રશ્ન કર્યો

કોરૂ કુમારી હજુ જેમની તેમ અનુત્તર હતી જમીન પર ઢળે લાં તેનાં ચક્ષુઓ ઉંચાં થવાને જાણે અશક્ત બન્યાં હતાં

"કેમ કોઈ બોલતું નથી? આજે આ બધી શી ધાંધલ છે?" જામ ચનેસરના સ્વરમાં તીખાશ તરવરતી હતી

જામના અવાજમાં રહેલી તીખાશે કોરૂનું મૌન તોડ્યું. "મહારાજ! આજની રાત્રિ માટે આપ નામદારને મેં ખરીદી લીધા છે." કોરૂ કુમારીએ જામને ચમકાવનારાં વચનોનો ઉચ્ચાર કર્યો.

"શું હું વેચાયો છું? સિંધ પ્રદેશના અધિષ્ઠાતાને વેચી નાખનાર કોણ છે?" જામ ચનેસરે આવેશપૂર્વક ઉપરોક્ત વચનો ઉચ્ચાર્યાં.

"ખુદાવંદ! આપ નામદારને વેચવાનો અધિકાર બીજા કોને હોય?" ચાવડા કુમારી કોરૂના અવાજમાં રૂપાની ઘંટડીનો ઝીણો રણકાર રણકી રહ્યો હતો.

"તમે શું કહેવા માગો છો, તે હું સમજી શકતો નથી"

"હું તદ્દન સત્ય કહું છું, કે આપ નામદારને મેં ખરીદી લીધા છે."

"કોની પાસેથી?" જામ ચનેસરનો અવાજ ખોખરો બન્યો

"આપનાં મહારાણી શ્રી લીલાંદેવી પાસેથી."

"આશ્ચર્ય! લીલાદેવી પાસેથી? અને ખરીદનાર તમે પોતે?"

'જી હા નામવર!" કોરૂ કુમારીએ ઠંડે પેટે જવાબ આપ્યો.

"તમારી વાતો વિચિત્ર છે." જામ ચનેસરે જણાવ્યું

"છતાં તે તદ્દન સત્ય છે" આમ કહી કોરૂ કુમારીએ પ્રથમથી માંડીને લીલાદેવીની આજની પ્રપચજાળ પર્યંતનો તમામ ઇતિહાસ જામ ચનેસર પાસે રજુ કર્યો કોરૂ કુમારીની હૃદયદ્રાવક હકીકત સાંભળીને જામ ચનેસરના આશ્ચર્યનો પાર રહ્યો નહિ જ્યારે તેણે જાણ્યું કે તે એક માલણની પુત્રી નહિ પરંતુ કચ્છના વીરમ ચાવડાની પુત્રી કોરૂ કુમારી પોતેજ છે, ત્યારે તે તેની એક-

નિષ્ઠા પર અત્યંત પ્રસન્ન થયો. અને તેને એક હીરાની ખાતર વેચી નાખનાર લીલાંદેવી પર તે એટલોજ ક્રોધાયમાન થયો.

"બહાદુર બાળા! હવે તમારી જે ઇચ્છા હોય તે બેલાશક જણાવો." જામ ચનેસરે કોરૂ કુમારી પર પ્રસન્ન થઇને કહ્યું.

"નાથ! મને મારનાર કે તારનાર આપજ છો આપનાં દર્શન માત્રથી મારાં ભવોભવનાં પાપ બળી ગયા હોય એવી સાક્ષી મારો અંતરાત્મા પૂરી રહ્યો છે મારી હૃદયેચ્છા એજ છે કે આપની છાયામાં રહીને હું મારૂં અવશેષ જીવન વ્યતીત કરૂં."

"ચાવડા કુમારી! તમોને તમારી એકનિષ્ઠાનો બદલો અવશ્ય મળશે તેની ખાતરી રાખજો." જામ ચનેસરે ઉદાર હૃદયે જણાવ્યુ.

કોરૂ કુમારીની આંખો શરમથી જમીન પર ઢળી પડી કોઇ અતુલ સૌન્દર્યવતી આરસની પુતળી પેઠે તે જરા પણ હીલ્યા વગર સ્થિર ઉભી રહી. તેની આંખોમાથી હર્ષનાં આસુ મોતીડાની પેઠે ટપક ટપક ખરી રહ્યા હતા

---

(૬)

## દોહાગ.

ચાવડા કુમારી કોરૂને ફસાવવા માટે તૈયાર કરેલી પ્રપંચજાળ મા લીલાદેવી પોતેજ ફસાઈ પડી જામ ચનેસરને તે દિવસથી લીલાદેવી પર અત્યંત અભાવ આવી ગયો એક હીરાને માટે તેને વેચી નાખનાર રાણી તેને આખના પાટા જેવી અળખામણી થઈ પડી સ્થિર પ્રદેશની એક વખતની સર્વસત્તાધીશ મહારાણી પર જામ ચનેસરનો સઘળો ખૌફ ઉતરી પડ્યો. તેના ભાગ્યમા દોહાગના દિવસો ઉભા હતા, તે અણધાર્યા આવી ચડ્યા

જામ ચનેસર કોરૂ કુમારી સાથે લગ્ન કરીને તેના સહવાસમાં આનંદપૂર્વક દિવસો નિર્ગમન કરવા લાગ્યો જામને સમજાવવાને લીલાદેવીએ અનેક પ્રયત્નો કર્યા, છતા જામનુ હૃદય તેના તરફ ન

વધ્યું તે નજ વધ્યું લીલાંદેવી તેના એક વખતના પરમ પ્રેમી પ્રિયતમના સુખ-દર્શનના લાભથી પણ વંચિત બની ગઇ

રાજરાણી લીલાંદેવી હવે ત્યાગી જીવન ગુજારવા લાગી. તેણે સઘળા આનંદ-વૈભવો અને અયશ-આરામોનો પરિત્યાગ કરી દીધો. તે રાત-દિવસ જામ ચનેસરના સ્નેહનું સ્મરણ કરી કરીને કલ્પાંત કરવા લાગી.

કચ્છી લોકસાહિત્યની કાફીઓમાં 'લીલાં' આજ પણ એક મહત્વનું સ્થાન ભોગવી રહી છે. એ કાફીઓનો એક સૂર ખાસ "લીલાંજો સુર" એ નામે ઓળખાય છે. લીલાંના સૂરના હૃદયદ્રાવક જ્હેતો અને કાફીઓ પત્થર હૃદયને પણ પીગળાવી દેવાની કંઇ અજબ શક્તિ ધરાવે છે. તેના નમુના તરીકે લીલાંદેવીના હૃદય દર્દને સ્પષ્ટ કરતું થોડું કચ્છી સાહિત્ય આ નીચે આપવામાં આવે છે.

દુહો—વધઇયેં ન વેપાર મેં, કઈ સૌંધે સદ્દ,
ધીસ્ત વિંઆએં ધાસડો, મુરખ મણિયેં વદ્દ.

ભાવાર્થ—હે લીલાં ! તું વેપારમાં આગળ વધી નહિ. કારણ કે તેં ઉતાવળે સોદો કરી નાખ્યો. હે મૂર્ખ ! તેં એ મણિના બદલામાં તારા સ્નેહી ચનેસર દાસડાને ગુમાવી દીધો.

દુહો—મણિયેં ભધલ મણિયાં, નાંધેં ભધલ નાંધ,
કડેં કેં ન મેટ્યા, મણિયેં ભધલ કાંધ.

ભાવાર્થ—મણિને બદલે મણિ અને ખજાનાને બદલે ખજાના લઇ દઇ શકાય. પરંતુ મણિને બદલે પોતાનો પતિ કદી કોઇએ વેચ્યો નથી.

દુહો—મું ચનેસર સારેઓ, ભેનર ભિની રાત,
લગી તવાર તનમેં, જંપ ન અચે જાત.

ભાવાર્થ—હે બ્હેન ! માઝમ રાત્રિમાં મને જામ ચનેસરના આગમનનો આભાસ થયો, ત્યારથી મારા મનમા એ એકજ રટન લાગ્યું છે. અને મારા જીવને શાન્તિ થતી નથી.

દુહો—લીલાં હીલા છડ, તું હારે ભાંધયેં હીંય,
જામ તડાએ તિનકે, કોય ન પુછે કીંય.

ભાવાર્થ—હે લીલા! હવે તું તારા પ્રયત્નો છોડી દે કારણ કે તું હારી ગઇ છે. જામ ચનેસર જેને તરછોડે છે તેની કોઇ પણ કદી પૂછા કરે તેમ નથી.

દુહો—લીલાં ગૅર લિઆરમે, ઘર ઘર ધાંઉં રે,
ચનેસર રીસાણું, મે કેર વાગે રે?

ભાવાર્થ—લીલા આખા લિયર શહેરમા ઘેર ઘેર ફરિયાદ કરે છે કે જામ ચનેસર મારાથી રીસાયો છે તેને સમજાવી આપે એવો કોણ છે?

દુહો—વિઠી વાટું ન્યારીઆં, ચોરીઆં ચરખે કે,
લાલન! લીલાં કે, લૂંટજ કી મ લિઆરમે.

ભાવાર્થ—હે જામ ચનેસર! હુ ચરખાને ફેરવતી તારી વાટ જોઇને બેઠી છું. વહાલા! તું તારી લીલાને લિયર શહેરમા લૂટી લેજે નહિ

દુહો—જે તું સોભી સિખંદયે, ત લીલાં હીલા છડ,
પાય પાંવ ગિચીમે, પાણ ગરીબી ગડ.

ભાવાર્થ—હે શોભી રાજપૂતાણી લીલાં! જો હજુ પણ તું કંઇ શીખી હોય, તો બીજા સઘળા પ્રયત્નો છોડી દઇને ગરીબ થઇ જામને શરણે જા.

દુહો—જે તું મણિયુ ભાંયો, ઈ અસલ કૂડો કચ્ચ,
હિન ધુતાગે હારકે, તું સોભી ભાંયે સચ્ચ,
ગાલિયું કરિયે ગચ્ચ, પણ હરફ ન આયો હિકડો.

ભાવાર્થ—જેને તે હીરો માન્યો હતો તે એક કાચનો ટુકડો જ નીવડ્યો હે શોભી રાજપૂતાણી તેં એ ઠગારી વસ્તુને સાચી માની હતી. પ્રથમ તો તું ઘણી વાતો કરી રહી હતી પણ પાછળથી એક અક્ષર પણ બોલી શકી નહિ.

દુહો—મણિયેં મથે મુજો, ચરીઓ ચિત્ત થીઓ,
હાર ખયો હોડમેં, પણ કુજાડો કરીઓ?
અગે અંગ લિખેઓ. સે આયો ડીં ડોહાગજો.

ભાવાર્થ—હીરાના મોહમાં મારૂં મન દીવાનું બની ગયું હતુ. શરતમાં તો હું એ હીરો હતી પણ તેથી મારૂં કયુ કાર્ય પાર પડ્યું? મારા નસીબમાં તો જે દોહાગના દિવસો પ્રથમથીજ લખેલા હતા તે આવીને ઉભા રહ્યા.

દુહો—પિલાસેજી પાસડા, તું કીંક વાઈ વાર,
તું સુંજો વલો, આંઉં તોજી તમાંધાર,
ઢોલા! ઢક ગુઝાર, લજ સુહીંજી લોકમેં.

ભાવાર્થ—હે ચનેસર દાસડા! તું મને દિલાસાનો એક શબ્દ તો કહે. તું મારો વહાલો છે અને હું તારી તલબગાર છું. હે પ્રિયતમ! લોકોમાં મારી જતી લાજને તું ઢાંકી દે.

દુહો—મું ચનેસર સારેઓ, ભેનર ભિની રાત,
લોક સુતા નિંધ્રું કન, મું કે જંપ ન અચે જાત,
પ્રૉ ફુટી પરભાત, પણ ચુણકે વિઠો ચિત્તમેં.

ભાવાર્થ—માઝમ રાત્રે મને ચનેસર આવતો જણાયો. લોકો આરામથી નિદ્રા લઈ રહ્યા છે પણ મારો જીવ જંપતો નથી. પ્રભાતનો સમય થયો છતાં જામ ચનેસર મારા ચિત્તમાં ચણુકી રહ્યો છે.

લીલાંદેવીના આ કરૂણ કલ્પાંતની કથની જ્યારે ચાવડીરાણી કોરૂના જાણુવામાં આવી, ત્યારે તેના અંતરમાં દયાની લાગણી ઉભરાઈ આવતાં તેણે લીલાંદેવીનું દુઃખ દૂર કરવા જામ ચનેસર પાસે આગ્રહભરી અરજ ગુજારવા માંડી. ચાવડીરાણી કોરૂની આવી અતૂલ ઉદારતા જોઇને જામ ચનેસરનું હૃદય સંતુષ્ટ થયું. તેણે ભૂતકાળની સઘળી વાતો ભૂલી જઇને ચાવડીરાણી કોરૂની ઇચ્છા પરિપૂર્ણ કરવા લીલાંદેવીનો સઘળો વાંક માફ કર્યો, અને તેના દોહાગના દિવસો સદાને માટે દૂર કર્યા.

લિયરાધિપતિ જામ ચનેસર, ચાવડીરાણી કોરૂ તથા શોભી રાણી લીલાંદેવીની ત્રિપુટીએ પોતાના જીવનનો શેષ ભાગ અત્યંત સુખચેનમાં પસાર કર્યો જામના જનાનખાનામાં ફરી એકવાર આનંદ અને ઉલ્લાસની છોળો ઉછળી રહી.

પરબત વઝીર આખરે પોતાના કાર્યમાં ફતેહમંદ થએલો હોવાથી કોરૂના પિતા વીરમ ચાવડાને અત્યાનંદ થયો. કોરૂના ભવિષ્યની ચિંતાને લીધે કાળી બનેલી તેની જીવન-સંધ્યા પરબત વઝીરના પ્રયાસથી ફરી એકવાર નવરંગીત રોશનીથી ઝળકી ઊઠી.

# પ્રકરણ ૭ મું.

## ઉઢો જામ અને હોથલ પદ્મણી

### (૧)

### શીલવંતનું શીલ.

જામ મોડ અને મનાઈએ કચ્છનો ઘણોખરો પ્રદેશ કાયમ કરીને તેની વહેંચણ કરવા માંડી તેમણે પોતાના રાજ્યના ચાર વિભાગ કર્યા તેમાં બે ભાગ મોડના, એક ભાગ મનાઈનો, અને એક ભાગ તેમણે ઘણાં કહેર અર્થાત્ પાપ કરેલાં હોવાથી ધર્માદા માટે રાખ્યો મનાઈએ પોતાને ભાગમા ઓછું મળેલું જાણીને કહેરનો ભાગ પણ પોતેજ રાખી લીધો. ત્યારથી મનાઈના વંશજો કહેરના નામથી ઓળખાવા લાગ્યા

મનાઈને ત્રણ કુંવરો થયા. હોથી, મોડ અને ઉઢો. તેમની રાજ્યધાનીનું શહેર મણિયારા અથવા ઘોલાયગઢ હતું કચ્છના પશ્ચિમ પ્રદેશની લગભગ તમામ હકુમત આ કહેર રાજપૂતોના હાથમાં હતી તેમનો રાજ્યપ્રદેશ કંઠ કકડારાના નામથી ઓળખાતો

દુહો—કેર કકડારો, ખનેજે બર ખટેઆ,
નાં જેતા નડીયં, પેરીં જામા પટેઆ.

ભાવાર્થ—રેશમી જામા પહેરનારા કહેર રાજપૂતો ખાંડાને બળે કંઠ કકડારો જીત્યા છે તે કોઈને નખ જેટલી જમીન પણ આપતા નથી.

જામ મનાઈના ત્રણ કુમારોમાં સૌથી નાનો ઉઢો ઘણો ખૂબસુરત, બળવાન અને પરાક્રમી હતો ઉઢાના મોટાભાઈ હોથીની સ્ત્રીનું નામ મીણાવતી હતુ આ મીણાવતી ઉઢાના અતુલ સૌન્દર્ય પર તનમનથી મુગ્ધ બની હતી પરંતુ ઉઢો સદા સત્ય પથપર ચાલનારો અને ટેકીલો હોવાથી, મીણાવતી પોતાની હૃદયેચ્છા તેની પાસે વ્યક્ત કરવાની હિંમત કરી શકતી ન હતી

ઉઢાનું સગપણ વાગડમાં ગેડીગામમાં વીશળદેવ વાઘેલાની પુત્રી રૂપાવતી જોડે કરવામાં આવેલું હતું ઉઢાકુમાર હવે વયમાં આવેલો હોવાથી તેના લગ્નની તૈયારીઓ ચાલી રહી હતી આથી શહેરમાં ચારે તરફ આનંદ છવાઇ રહ્યો હતો. આ વખતે લાગ જોઇને, સિંધના ઘલુશ પાદશાહનો સરદાર બાંભણીઓ, હોથી જામના રાજ્યની મોટી આથોનું હરણ કરીને ચાલતો થયો. એ સમયે ઉઢાનાં લગ્ન ચાલતાં હોવાથી, તેને પોતાની સાથે ન લેતાં તેના બંને ભાઇ ઓ હોથી અને મોડ, પોતાની આથોને પાછી વાળવા માટે બાંભણીયા સરદાર પાછળ ચડી ગયા

લગ્નનો દિવસ આવી લાગતાં ગેડીથી આણું પણ આવી પહોંચ્યું ઉઢાકુમારની ભાભી મીણાવતીએ તેને વસ્ત્રાલંકારો ધારણ કરાવીને તૈયાર કરવા માંડ્યો. ઉઢાનું કામદેવ સરખું સ્વરૂપ જોઇને, મીણાવતી તેના પર મોહિત બની.

દુહો—ઉઢે કેસરીઆ પૅરેઆ, અંગણ ઊજારો,
દિઠે દેરજો મોં તડે, સૂર થ્યોસ કારો.

ભાવાર્થ—ઉઢાએ કેસરી વસ્ત્રો ધારણ કર્યાં, અને આખું આંગણું પ્રકાશમાન બની ગયુ. આ વખતે દિયરનુ મ્હો જોઇને તેની ભાભી મીણાવતીના અંતરમા દ્હાય લાગવા માડી.

દુહો—ઉઢે કેસરીઆ પૅરેઆ, મથે બધે મૉડ,
દેર-ભોજાઇ પાણમેં, અઇયું સરખી જોડ.

ભાવાર્થ—ઉઢાએ કેસરી વસ્ત્રો પરિધાન કર્યાં, અને માથા પર મોડ બાધ્યો, ત્યારે તેની ભાભીએ કહ્યુ, કે આપણ દિયર-ભોજાઇની જોડ બરાબર સરખી છે.

ઉઢા કુમારના લગ્નનું કાર્ય પરિપૂર્ણ થઇ જતાં તે જ્યારે તેની ભાભી મીણાવતીને પગે લાગવા માટે આવ્યો, ત્યારે તે ઉઢાનાજ વિચારો કરતી, પોતાના પલંગ પર ધ્યાન—મગ્ન બેઠી હતી ઉઢા કુમારને આવી પહોંચેલો જોઇને, તેને અત્યંત આનંદ થયો. ઘણા દિવસથી મનમાં ધારેલી મુરાદ આજે પાર પાડવા તેણે નિર્ધાર કર્યો તેનું મન આજે ઉઢાને પોતાની જાળમાં ફસાવવા માટે તલ-

પાપડ બની રહ્યું. ઉઢો તેને પગે લાગીને જ્યારે નીચે બેસવા જતો હતો, ત્યારે લાગ જોઇ તે બોલી:—

દુહો—ઉઢા મ વે ઊંભરે, હીની પલંગ પેઓ,
આધી રાત ઉધી, ઉઢા જાધ પેઓ.

ભાવાર્થ—હે ઉઢા! તું ઉંબર પર બેસ નહિ. આ પલંગ પર આવી બેસ. આજે અર્ધી રાતે ઓચિંતાજ મને તું યાદ આવ્યો હતો.

મીણાવતીનાં આ વચનો સાંભળીને ઉઢાને ઘણી નવાઇ લાગી. તે શું કહેવા માગે છે, તે તે બરાબર સમજી શક્યો નહિ તો પણ તે બોલ્યો:—

દુહો—હીની પલંગ હોથીજો, હોથી મુંજો ભા,
તું તેંજી ઘરવારી, સે થઇયેં મુંજી મા.

ભાવાર્થ—આ પલંગ હોથીનો છે, અને હોથી મારો વડીલભાઇ છે. તું તેની સ્ત્રી તે મારી માતા સમાન છે. મારે મારાથી પલંગ પર બેસાય નહિ.

ઉઢાનો આ જવાબ સાંભળીને મીણાવતી ભોંઠી પડી ગઇ. છતાં એ કામાંધ કામની હજુ ઉઢાને સમજાવવાના વધુ પ્રયત્ન કરવા લાગી

દુહો—ઉઢા થીનેં તું દુખીઓ, મ કર મુંકે ના,
અજાઓ ગોતર પાણુંજો, કયાં હુંટીસ તોજી મા?

ભાવાર્થ—હે ઉઢા, તું દુખી થઇશ માટે મને ના કર મા. આપણે ભિન્ન ભિન્ન ગોત્રનાં હોવા છતા હું તારી મા કયાંથી ફૂટી નીકળી?

ઉઢો કુમાર પોતાના નિશ્ચયમાં મેરૂ સમાન અડગ હતો તે દૃઢતાથી બોલ્યો:—

દુહો—ન હુવે સે ન થીએ, ન કન્ને અેડી ગાલ,
કચો લગે કુડકે, પોય કુડો મેડીજે માલ?

ભાવાર્થ—ન બનવા જોગ બાબત કદી પણ બને નહિ. એથી કુળ ને કલંક લાગે, અને કંઈ પણ ફાયદો થાય નહિ.

ઉઢાની અડગતાએ મીણાવતીના અંતરમાં જ્વાળામુખી જગાવ્યો. તે ક્રોધથી લાલચોળ બનીને બોલી:—

દુહો—ઉઢા થીનેં તું ડુખીઓ, ઝિઝા થીંધે સૂર,
છડાંઇંધીસ હી કકડારો, વેનેં પાણીજે પૂર.

ભાવાર્થ—હે ઉઢા! તું દુઃખી થઇશ અને ઘણું કષ્ટ પામીશ. આ કંડ કકડારો તને છોડાવીશ, અને તું પાણીના પૂરની પેઠે અહીંથી ચાલ્યો જઈશ.

મોહાંધ મીણાવતી હવે ક્રોધાયમાન બની ગએલી હોવાથી, ઉઢો તેજ વખતે ત્યાંથી ઊઠીને ચાલતો થયો. ઉઢાને ચાલ્યો ગએલો જોઇને મીણાવતીના ક્રોધાગ્નિમાં ઘી હોમાયું.

પ્રેમમાં નાસીપાસ બનેલી સ્ત્રી શું નથી કરતી? નાઉમેદ બનેલી નારી એક રાક્ષસી કરતાં પણ વધારે ભયંકર બની જાય છે એમાં શક નથી. આથી મીણાવતીએ પણ હવે ઉઢા પાસેથી વેર વાળવાનો નિર્ધાર કરી લીધો. જ્યારે તેનો પતિ જામ હોથી પાછો ફર્યો, ત્યારે તે રાજ્યમહાલયના તમામ દીવાઓ હોલવી, એક અંધારા ખૂણામાં પડી રહી. આજે મહેલમાં ચારે તરફ અંધકાર જોઇને, હોથી જામ તેનું કારણ દાસીને પૂછવા લાગ્યો. દાસીએ મીણાવતીની આજ્ઞા અનુસાર ઉઢાકુમારે તેની નિર્લજ મશ્કરી કર્યાની વાત હોથી જામ પાસે રજુ કરી.

દુહો—આની આવાકે ચએ, ધારૂએં ઘૂમ લગી.
રતફુડે રાણી રૂએ, ઉઢો મોલેં આવેઓ.

ભાવાર્થ—દાસી જામ હોથીને કહે છે, કે ઉઢો દારૂના નિશામાં ચકચૂર બનીને મહેલમાં આવેલો, તેથી રાણી રક્તનાં આંસુએ રડી રહી છે.

હોથી જામ તેની રાણી મીણાવતી પાસે આવ્યો, તો તેની સ્થિતિ દાસીના કહેવા પ્રમાણેજ હતી. તેની રાણીએ પણ હોથી જામ પાસે એજ હકીકત રજુ કરી. આ સાંભળીને હોથી જામના ક્રોધનો પાર રહ્યો નહિ. જ્યારે ઉઢો તેને રામરામ કરવા આવ્યો ત્યારે ક્રોધાયમાન થએલા હોથી જામે તેનો તિરસ્કાર કરતાં કહ્યું કેઃ—

દુહો—જ હુવેં સુંજો ભા, ત મ કજ રામરામ,
મ રૅાજ સુંજે રાજમેં, તોંકે અન્ન આય હરામ.

ભાવાર્થ—હે ઉઢા! જો તું મારો ભાઈ હોય, તો મારાથી રામ-

રામ કરીશ નહિ. અને મારા રાજ્યમાં પણ રહીશ નહિ. અહીંનું અનાજ તને હરામ છે.

સઘળો મામલો ઉલટો ફેરવાઇ ગએલો જાણીને ઉઢાનું હૃદય અત્યંત દુ:ખી થયું. તે તેજ વખતે પોતાના માણસો તથા રસાલા સાથે કંડ કકડારાનો ત્યાગ કરવાની તજવીજ કરવા લાગ્યો.

દુહો—જેડા થ્યાસીં પાણ, તેડા ન થેઆ પાણમેં,
હલ હંધિયા હાણ, કેડો કુછણુ તિનીમેં?

ભાવાર્થ—જેવા આપણે થયા, તેવા આપણાથી થયા નહિ. તો હે જીવ! હવે અહીંથી ચાલવા માંડ. એમનાથી બોલવું પણ કેવું?

દુહો—ઉઢે ઊચાડા ભરેઆ, મૈયેં મથે માલ,
કોઝાણું કઈ ગાલ, કેરેં કાછો છડેઓ.

ભાવાર્થ—ઊંટો પર સામાન લઈને ઉઢો ચાલવા લાગ્યો. કોણ જાણે કઈ વાતને લીધે ઉઢા કહેરે કચ્છનો ત્યાગ કર્યો?

ઉઢાને ઊચાળા ભરીને ચાલી નીકળતો જોઇને તેની ભાભી મીણાવતી પોતાના મન સાથે કહેવા લાગી

દુહો—જિનીં કારણ મેં કેઆ, ભિતીં મિંજ બારા,
સે સજણ લડયા વિંએં, ભરે ઊચાહા.

ભાવાર્થ—જેનું મુખ જોવા માટે મેં ભીંતોમાં બાકાં કર્યાં, તે પ્રિયતમ ઉચાળા ભરીને ચાલી નીકળ્યા.

દુહો—બાઇ ઉથી ન્યારે, ત ગુરીઉં ડઈ વ્યો ઘાત,
જોગીઉડા જમાત, વેંધા કઈ વિલાતકે?

ભાવાર્થ—બાઈ ઊઠીને જુએ છે, તો તેનો વહાલો તેના શરીરમાં વિરહની પીડા આપી ગયો એ યોગી જેવો ઉઢો કોણ જાણે કયા દેશમાં ચાલ્યો જશે?

દુહો—બાઇ ઉથી ન્યારે, પૉ પૅર ભરે,
સામી સુઞ કરે, ઊઢો હલી નિકરેઓ.

ભાવાર્થ—બાઇ પ્રભાતમાં ઊઠીને જુએ છે, તો સામે સુનકાર કરીને ઉઢો તો ચાલી નીકળ્યો

ઉઢાને ચાલી નીકળેલો જોઇને મીણાવતીના અંતરમાં વધારે દુઃખ થવા લાગ્યું. ઉઢા વગર તેને ચારે તરફ અંધકાર જણાવા લાગ્યો. તે ઉઢાને મનાવી લાવવા તેના દિયર મોડને સમજાવવા લાગીઃ—

દુહો—આંઈ મનાઈજા મકડા, અર્યા સગા ત્રૌ ભા,
ઉઢા હલી નિકરેઓ, તું કે મોડ વારે આ.

ભાવાર્થ—તમે મનાઇના વંશના ત્રણે લાલ રંગના ભાઇઓ છો. પણ તેમાંથી ઉઢો ચાલી નીકળેલો છે, તો હે મોડ! તું તેને મનાવી આવ.

મીણાવતીનું કહેવું સાંભળીને મોડ બોલ્યો, કે "ઉઢાને દેશવટો અપાવનાર તમેજ છો. તો પછી તે મારા કહેવાથી કદી પણ પાછો ફરશે નહિ. માટે તેને પાછો વાળવા તમારેજ જવું જોઇએ." આ સાંભળી ઉઢાના સ્વરૂપમાં અંધ બનેલી મીણાવતી ફરીથી ઉઢાને સમજાવવા માટે રથમાં બેસી તેની પાછળ ચાલવા લાગી. ઉઢા પાસે પહોંચીને તેણે વળી તેને કહ્યું કેઃ—

દુહો—ચોંધે વરે ચાર, ઉઢા અસાંકે થેઆ,
વેણ અસાંજો વાર, ત વઇયું લડ વારીયાં.

ભાવાર્થ—હે ઉઢા! તને કહેતાં મને ચાર વર્ષ થયાં. હજુ પણ તું મારું વચન માને તો તારાં ઉપડેલાં મેલાણ પાછા વળાયું.

આ સાંભળીને ઉઢો બોલ્યોઃ—

દુહો—હી લજાણાં વેણ, અસાં મ ચ્યો ગોરડી,
હિકડા લજેં નેણ, બ્યો સુકર લગે મિયણ.

ભાવાર્થ—હે સ્ત્રી! તું આવાં લજ્જાસ્પદ વચનો મને કહે નહિ એથી મારી આંખો લજાય છે, અને મને કલંક લાગે છે.

મીણાવતી ઉઢાને સમજાવતી ફરીથી કહેવા લાગીઃ—

દુહો—અખિયું તોજ્યું સિપરીં, રૂપે જેડી રઇ,
અસીં જાગો જિનીંલા, રુમી પ રેઆ સઇ,
અખિયું આભ વડ, ત્યારે વેણ્યું ન રે.

ભાવાર્થ—હે વહાલા! તારી આંખો તો ચાંદી જેવી ચકચકતી છે.

અમે જેના માટે જાગરણું કરીએ છીએ તે પોતે તો ઉંઘી જાય છે. અ-
મારી આંખો આકાશ સુધી પહોચે છે. અને જોવા વગર રહી શકતી નથી.

દુહો—અખિયું તોજ્યું સિપરીં કાજર જીં કારિયું,
ડિન્યું સાહેબ સુણિયું, મીં મેં સુચારિયું.

ભાવાર્થ—હે વહાલા! તારી આંખો કાજળ જેવી તો કાળી છે. ઇશ્વરે તે તારા મુખ પર શોભે એવી સુંદર બનાવી છે.

પોતાની આંખોની પ્રશંસા સાંભળીને ઉઢો બોલ્યો:—

દુહો—ઇની નિમાણું નેણું, ડુંગર ડીંધાસીં,
એરો આડો વેરી, તિત રાત રેંધાસીં.

ભાવાર્થ—એ માધુર્યપૂર્ણ આંખો આડે મોટા મોટા ડુંગરા દઇ દેશું. અને એવો વેરી જ્યાં આડો હશે ત્યાજ રાત રોકાશું.

ઉઢાને કોઈ પણ રીતે ન માનતો જોઇને મીણાવતી બોલી, કે હે ઉઢા તારા જવા પછી તારી મોટી મેડીઓ અને તારા પશુ સમુદાયના કેવા હાલ થશે, તેનો તેં કંઇ વિચાર કર્યો છે? ત્યારે ઉઢો બોલ્યો:—

દુહો—વગ ન ગિડેં, ચીરીયેં, તડ ન તાજો પૅર,
સુનું થીએ સૅર, મર મેડીયું મુકામ થીએં.

ભાવાર્થ—ભલે મારા પશુ-સમુદાયને વીરડાઓમાં પાણી પાવામાં ન આવે, તેમજ ડુંગરાઓમાં તેને ચારવામા પણ ભલે ન આવે. મારા વગર શહેર ભલે સુનું થઈ જાય અને મારી મેડીઓ ભલે સ્મશાનવત બની જાય.

આમ કહીને ઉઢો તેજ વખતે ત્યાંથી ચાલતો થયો અને મીણાવતી નિરાશ હ્રદયે પાછી ફરી.

ઉઢો આગળ ચાલતાં બન્નીના કીરા ડુંગર પાસે આવી પહોંચ્યો. કીરા ડુંગરને જોઇને તેનું હૈયું લાગણીથી ભરાઈ આવતાં તે બોલ્યો:—

દુહો—કીરા તું અધયેં નીરો, ઉભેં બન્નીય બોક,
ડઈ હીયેં મેં ખોક, કેરેં કાઢો છડેઓ.

ભાવાર્થ—હે નીલવર્ણા કીરા ડુંગર, તું તારી જન્મભૂમિ બન્નીમાં ઉભેલો છે. પણ અમે તો ઘવાયલા અંતરથી અમારા વતનનો ત્યાગ કર્યો છે.

ઉઢો અહીંથી આગળ ચાલ્યો, ત્યારે એક હોલો તેને કચ્છ તરફથી ઉડી આવતો જોવામાં આવ્યો. આ હોલાને જોઇને તે બોલ્યો:—

દુહો—બાબીહા બઇયાર, કડેં વેને કચ્છડે?
જિઆ ડીજ જુહાર, પાડે પુછી પિરીયનજો.

ભાવાર્થ—હે હોલા! તું ફરીથી કચ્છ ક્યારે જઇશ? તું ત્યાં જા ત્યારે મારાં વહાલાંઓના નિવાસસ્થાનની તપાસ કરી, તેમને મારા ઘણા ઘણા જુહાર કહેજે.

જામ ઉઢો કચ્છનો ત્યાગ કરી જાય છે, એ વાત જાણતાં ચારે બાજુથી માગણ લોકો તેને યાચના માટે આવવા લાગ્યા ઉઢો સૌને મનમાનતું દાન આપી સંતુષ્ટ કરવા લાગ્યો. તેણે પોતાની સાથેનું લગભગ તમામ પશુધન ભાટ-ચારણોને દાનમાં આપી દીધું. જ્યારે તેની પાસે તેની એકજ ભેંસ બાકી રહી, ત્યારે કચ્છના વડસર ગામનો એક ચારણ આવી પહોંચ્યો, અને તેની પાસેથી એક ભેંસની યાચના કરવા લાગ્યો. ઉઢાએ તેને કહ્યું, કે ચારણદેવ! હવે તો મારી પાસે મારી એકજ ભેંસ બાકી રહી છે. માટે બીજું જે જોઇએ તે માગી લો. ઉઢાનો આ બોલ ચારણને ઠીક ન લાગતાં તે બોલ્યો:—

દુહો—મઇયું મોટા કામ, ડીયણ ઘણું ડુવલિયું,
રેખડિયારા જામ, કરે જે મન કાકીઉં.

ભાવાર્થ—ભેંસો એક મોટી વસ્તુ છે. તે દાનમાં આપવી ઘણી કઠણ છે. તેમાં પણ રેખડિયારા જામ કહેવાતા કહેર રજપૂતોને મન તો તે પોતાની કાકીઓ સમાન છે.

ઉઢો એક મોટો દાતાર હતો. ચારણનાં વચનોથી તે ક્રોધાયમાન ન થતાં તેના ઉપર ઉલટો ખુશી થયો. તેણે ખાસ પોતાની ભેંસ પણ તે ચારણને દાનમાં આપી દીધી. ચારણ રાજી થયો. અને એજ દુહો ફેરવીને બોલ્યો.

દુહો—મઇયું મોટા કામ, ડીયણ ઘણું ડુવલિયું,
રેખડિયારા જામ, કરે જે મન કોડિયું.

'ભાવાર્થ—બેંમો મોટી વસ્તુ છે. તેનું દાન દેવું ભારે પડે તેમ છે. પણ રેખડિયારા જામ કહેવાતા કહેર રાજપૂતોને મન તો તે કોડીઓ સમાન છે.

ઉઢાનો વિચાર સિંધ જવાનો હોવાથી, તે પોતાના તમામ રસાલા સાથે વહાણમાં ચઢી બેઠો. વહાણનો પગો છૂટતાંજ તે બોલ્યોઃ—

દુહો—જર મથે જહાજ, પૅર ન લજે સજણેં,
મણુ નંગર ને ખુઆજ, પગા છોડે પંધ પ્યા.

ભાવાર્થ—વહાણ પાણી ઉપર છે. અને હવે અમારો પગ પણ કોઇને શોધ્યો જડે તેમ નથી. સઢ, લંગર અને ખુઆને તૈયાર થતા વહાણનો પગો છૂટવાથી અમે પંથે પડ્યા છીએ.

ઉઢો પ્રથમ સિંધ-બાંભણાસર જઇને ધલુરા પાદશાહ પાસે નોકરીમાં રહ્યો. પરંતુ જ્યારે તેને જણાયુ, કે ધલુરા પાદશાહ તેની કદર કરી શકે તેમ નથી, ત્યારે તેણે પાદશાહની નોકરીનો ત્યાગ કર્યો, અને તેના સસરા વીશળદેવ વાઘેલા પાસે વાગડના ગેડી ગામે આવી પહોંચ્યો. આ વખતે વીશળદેવ વાઘેલાની આંખો ધલુરા પાદશાહના માણસો હરી ગએલા હોવાથી આ વૃદ્ધ રાજવી રાત-દિવસ ચિંતાતુર રહેતો હતો જ્યારે આ વાતની ઉઢાને જાણ થઇ, ત્યારે તે ધલુરા પાદશાહ પાસેથી બદલો લેવા પોતાના માણસો સાથે તરતજ સિંધ તરફ ઉપડી નીકળ્યો.

---

## ( ૨ )
## હોથલ નિગામરી.

પૂર્વકાળમાં કચ્છમાં નિગામરા જાતિના રાજપૂતો ઘણા હતા એ જાતિનો સરદાર સાંગણ નિગામરો એક પરાક્રમી વીર હતો તે પુષ્કળ પશુ-સમુદાયનો માલીક હતો તેને ત્યાં કંઇ સંતતિ ન હોવાથી તે રાત-દિવસ ચિંતામગ્ન રહેતો હતો એક દિવસ તેને જંગલમાથી એક નાની ઉંમરની બાળિકાની પ્રાપ્તિ થઈ. આથી સાંગણ નિગામરાને અત્યંત આનંદ થયો તે તેને પોતાની પુત્રીની પેઠે

ઉછેરવા લાગ્યો એ કન્યા અતુલ સૌન્દર્યવતી હોવાથી તેનું નામ હોથલ* રાખવામાં આવ્યું. હોથલ જેમ જેમ મોટી થતી ગઇ, તેમ તેમ તેનું સૌન્દર્ય અનેકગણું ખીલવા લાગ્યું. આ કારણથી લોકો તેને હોથલ પદ્મણીના નામથી ઓળખવા લાગ્યા. સાંગણ નિગામરાએ હોથલને બાલ્યાવસ્થાથીજ ઘોડેસ્વારીમાં તેમજ ધનુર્વિદ્યામાં અત્યંત પ્રવીણ બનાવી હતી.

સાંગણ નિગામરો મોટી અવસ્થાનો હોવાથી તે જ્યારે મરણ પથારીએ પડ્યો, ત્યારે ઘણુરા પદશાહના માણસો જે કચ્છમાં લૂટ-ફાટ ચલાવી રહેતા હતા, તે સાંગણ નિગામરાની મોટી આથો હરી ગએલા હોવાથી તેનો જીવ ગત થતો ન હતો. પોતાના પાળક પિતાનો જીવ અકળાતો જોઇને હોથલે તેને ઘણુરા પાદશાહ પાસેથી તેનું વેર લેવાનું વચન આપ્યું. આ સાંભળીને સાંગણ નિગામરાના અંતરમાં શાન્તિ પ્રાપ્ત થઇ, અને તેણે તેજ વખતે પોતાના પ્રાણત્યાગ કર્યા.

હોથલે સાંગણ નિગામરાની અંતિમ ક્રિયા પૂર્ણ કરી. ત્યાર-પછી તે પોતાના વચનનું પરિપાલન કરવા પુરૂષવેશ ધારણ કરી, સિંધ બાંભણાસર તરફ ચાલવા લાગી. આગળ ચાલતાં જ્યાં ઉઢા જામે પોતાના માણસો સાથે છાવણી નાખી હતી, ત્યાં તે આવી પહોંચી. આ લોકો કોણ છે તેની તપાસ કરવા તે તેમના તરફ ચાલવા લ ગી.

આ વખતે ઉઢા જામના માણસો દેવતા સળગાવીને તાપતા હતા તેઓ એક સુંદર નવજવાનને પોતાની તરફ આવતો જોઇને તેને એકીટસે નિહાળી રહ્યા પેલો નવજવાન નજદીક આવી પહોંચતાંજ તેણે તેમની સાથે વાત કરવાના ઇરાદાથી હોકા માટે દેવતાની માગણી કરી. ઉઢા જામના માણસો બોલ્યા, કે " દેવતા જોઇતો હોય, તો ઘોડા પરથી નીચે ઉતરી લઇ લો " આ લોકોને કંઇક ચમત્કાર બતાવવાના ઇરાદાથી પેલા નવજવાને કમાન પર તીર ચડાવીને તેને એવી યુક્તિથી દેવતામાં ફેંક્યું, કે તેજ વખતે એક બળતું લાકડું તેના હાથમા આવી પડ્યુ આ યુવાનની આવી અ-

* સિંધી ભાષામા હોથલનો અર્થ સુંદર થાય છે.

નન્ય કળા જોઇને જામ ઉઢાના માણસો આશ્ચર્યમુગ્ધ તેના તરફ જોઈ રહ્યા. જ્યારે ઉઢા જામને આ નવજવાનની અદ્‌ભુત તીરંદાજી-ની જાણુ થઇ ત્યારે તે પણુ તેની પાસે આવ્યો, અને તેને રામરામ કરી તેનું નામઠામ પૂછવા લાગ્યો.

પેલા સવારે પ્રત્યુત્તરમાં જણાવ્યું, કે "મારૂં નામ હોથી છે અને હું ધહુરા પાદશાહની આથો વાળવા માટે જાઉં છું" આ સાંભળી ઉઢા જામને નવાઈ લાગી તેણે તેને પોતાની સઘળી હકી કતથી વાકેફ કરી, તેને પોતાની સાથેજ આવવા જણાવ્યું. આ વખતે એ ખૂબસુરત યુવાને એવી શરત મૂકી, કે જો તેને તમામ લૂટમાંથી અર્ધો ભાગ મળે તેમ હોય, તોજ તે તેમની સાથે આવી શકે. આ શરત ઘણી આકરી હતી છતાં ઉઢા જામ આ નવજવાન તરફ એટલો આકર્ષાઇ ગયો હતો, કે તેણે તેની શરતનો સ્વીકાર કરી લીધો. આ સઘળો કાફલો તેજ રાત્રે સિંધ-બાભણાસર તરફ કૂચ કરવા લાગ્યો રાત્રિ પૂર્ણિમાની હોવાથી રણમાં રમણીયતા વ્યાપી રહી હતી આ જોઈ ઉઢો જામ બોલ્યો—

દુહો—રણ-ઘોડા ને રાત, ચંધર ચોડઈ માહજો,
સારા બેલી વેં સાથ, ત કજે રૂચન્યું ગાલીઉં.

ભાવાર્થ—રણ, ઘોડા, પૂર્ણિમાની રાત્રિ અને સારા દોસ્તો એ સ-ઘળું સાથે હોય, તો ખરેખરા આનંદની વાતો કરવી જોઇએ.

બાભણાસરની નજદીક આવી પહોંચતા ધહુરા પાદશાહની મોટી આથો ચરતી તેમના જોવામાં આવી આથો ચારનાર રબારીઓને બાંધી લઇને તેમણે સઘળી આથોને વાળી લીધી પેલા નવજવાને ઉઢા જામના માણસોને આથો સાથે આગળ ચાલતા કર્યા, અને પોતે એકલો પાદશાહી વારને રોકવા માટે એક ઉંચી ટેકરી પર ચડી ઉભો રહ્યો આ માણસની અપૂર્વ હિંમત જોઇને ઉઢા જામને પણ નવાઈ લાગી તે જરૂર પડે તો તેને મદદ કરવા માટે એક જગાએ સંતાઇને ઉભો રહ્યો.

પાદશાહી સૈન્ય આવી પહોંચતા આ નવજવાને ઉંચી ટેકરી પરથી તાતા તીરોની એવી વૃષ્ટિ ચલાવવા માંડી, કે પાદશાહી ફોજના ઘણાખરા માણસો તેણે થોડાજ સમયમાં એકએક કરીને ચૂંટી લીધા

અષાડ માસની હેલી જેવા તેના અવિરત તીરોથી કાયર થઇને શાહીસૈન્ય આખરે પાછું ફર્યું. અને આ નવજવાન ફતેહની પ્રાપ્તિ કરીને આથીના પગ લેતો આગળ ચાલવા માંડ્યો. એટલામાં ઉઢા જામ પણ તેને આવી મળ્યો, તેના અથાગ પરાક્રમની પ્રશંસા કરતો તે તેની સાથે ચાલવા લાગ્યો. થોડીજ વારમાં આ બંને જણુ પોતાના માણુસો પાસે પહોંચી આવ્યા. આ વખતે ઉઢા જામના માણસોએ આથીના બે વિભાગ પાડી રાખ્યા હતા. પરંતુ આ વહેંચણીમાં તેમણે નબળાં ઢોરો આ નવજવાનની પાંતિમાં મૂક્યાં હતાં અને સારાં સારાં ઉઢા જામના ભાગમાં રાખેલાં હતાં આ પક્ષપાત તરતજ પેલા યુવકના લક્ષમાં આવી જતાં તેને હસવું આવ્યું. જામ ઉઢાના માણસોને વહેંચણી કરવાની નવી રીત બતાવવા માટે તેણે પોતાનો ઘોડો એ સઘળી આથીની આસપાસ એવો તો ચક્કર ચક્કર ફેરવવા માંડ્યો, કે થોડીજ વારમાં સઘળો પશુ-સમુદાય એક ગોળ કુંડાળામાં આવી ગયો. ત્યારપછી તેમની વચ્ચેથી પોતાનો ઘોડો તેણે એવી રીતે પસાર કર્યો, કે તે સઘળી આથી બરાબર બે વિભાગ વચ્ચે વહેંચાઈ ગઈ. હોથીની આ અજબ યુક્તિ જોઇને સૌ નવાઈ પામ્યાં અને તેની અજબ શક્તિની પેટ ભરી પ્રશંસા કરવા લાગ્યા

આ નવા રાજપૂત હોથીની સ્ત્રીસુલભ સુકોમળતા જોઇને ઉઢા જામને ઘણીજ નવાઇ લાગી હતી. પરંતુ તેણે પોતાના હૃદયની એ શંકા હોથીની પાસે મૂકવાની હિંમત કરી ન હતી. હોથીએ પોતાના હિસ્સાનો તમામ ભાગ ઉઢા જામને મિત્રતાની નિશાની તરીકે પાછો આપ્યો અને જવાની રજા માગી. આથી ઉઢા જામના હૃદય પર સખ્ત આઘાત લાગ્યો. તે હોથીથી પળવાર પણ છૂટો થવા માગતો ન હતો. જેમ જેમ તે તેના પ્રસંગમાં વધુ આવતો હતો, તેમ તેમ તેના પ્રત્યેનું તેનું આકર્ષણ વધતું જતું હતું એ નવજવાન જેટલી વિલક્ષણતા તેણે અન્ય એક પણ પુરૂષમાં અનુભવી ન હતી. હોથીને રજા માગતો જોઇને ઉઢો જામ જડ જેવો બની ગયો. હોથી તો તરત તૈયાર થઇ ગયો, અને જતાં જતાં બોલ્યો, કે "ઉઢા જામ! અમને કોઇક દિવસ યાદ તો કરશોને!" આ સાંભળીને ઉઢા જામ બોલ્યો, કે "વહાલા મિત્ર! તમારી મૂર્તિ તો મારા હૃદયમાં એવી સજ્જડ જડાઇ ગઇ છે કે તે જીવન પર્યંત

કદીપણ ખસેડી શકાશે નહિ. પરંતુ તમે અમને યાદ કરશો કે કેમ તેનીજ શંકા છે." ત્યારે હોથી બોલ્યોઃ—

દુહો—રૂદે મિંઝા રૂઅ, જેની વલા વિસરેં,
મરતાં લગે લૂઅ, થર બાબોડી થઈ ભુણાં.

ભાવાર્થ—જ્યાંસુધી મારામાં જીવ છે ત્યાંસુધી વહાલાઓ વીસરવાના નથી. પછી હું થરના રણમાં હોલી થઇને ભટકતી હોઉં તોપણ શું ?

"થર બાબીડી થઇ ભુણાં" એ નારીજાતિવાચક શબ્દોએ ઉઢા જામના અંતરની શંકાને વધારે મજબુત કરી. તેણે એજ દુહો હોથીને ફરીથી બોલવાનું કહેતાં તેણે ચાલાકીથી દુહો ફેરવી નાખીને કહ્યું કેઃ—

દુહો—રૂદે મિંઝા રૂઅ, જેંની વલા વિસરેં,
મરતાં લગે લૂઅ, થર બાબીડો થયો ભુણાં.

આટલું બોલતાંજ હોથીના નામથી પુરૂષ-વેશમાં રહેલી હોથલ પદ્મણીએ પોતાનો ઘોડો વાયુવેગે દોડાવી મૂકયો. ઉઢો જામ એકી ટસે, અને ફાંટી આંખે તેના તરફ જોતો પથ્થરના પુતળાની પેઠે ઉભો રહ્યો.

(૩)

## ચક્રાસરની પાળપર.

હોથી ગયો અને તેની સાથે જામ ઉઢાના હૃદયની શાન્તિ પણ લેતો ગયો. ઉઢા જામના સઘળા વિચારોનું મધ્યબિન્દુ હવે હોથીજ બન્યો હતો. ઉઢા જામના અંતરની સઘળી આશાઓ અને શંકાઓ હવે તેના મનની અંદરજ શમાઇ જવા લાગી. હોથી પુરૂષ હતો કે સ્ત્રી તેનો પણ તે પોતાના મનથી નિર્ણય કરી શક્યો ન હતો. આથી તેનું મન પ્રતિપળે વધુને વધુ ચકડોળે ચડવા લાગ્યું. હોથી વગરનું જીવન તેને ઝેર જેવું જણાવા લાગ્યું. આથી ઉઢા જામે પોતાના પ્રિયમિત્રને શોધી કાઢવાનો પોતાના મન સાથે નિશ્ચય કરી લીધો. તેણે પોતાના માણસો સાથે વીશળદેવ વાઘેલાને સંદેશો મોકલાવ્યો કેઃ—

દુહો—છિત્રા દીજા જુહાર, વીસલદે વાઘેલે કે,
જિત આપડ્ઈ વાર, ઉત ઉઢો મારાણું.

ભાવાર્થ—વીશળદેવ વાઘેલાને ઘણા ઘણા જુહાર સાથે કહેજો કે ઉઢો જ્યા વાર આવી, ત્યા કામ આવી ગયો.

આટલું કહેતાંજ જામ ઉઢો હાથીના ઘોડાના પગ લેતો લેતો ઝપાટાબંધ આગળ ચાલવા લાગ્યો. જ્યારે તે ચક્રાસર તળાવ પાસે આવ્યો ત્યારે તળાવની પાળે હાથીના ઘોડાને બાંધેલો જોઇને ઉઢા જામના આનંદનો પાર રહ્યો નહિ. તરતજ તે તળાવની પાળ પર ચઢી ગયો, અને જુએ છે, તો તળાવના મધ્ય ભાગમાં એક નવયૌવના પોતાના મસ્તક પરના લાંબા કેશને છૂટા મૂકીને પાણીમાં તરી રહી છે. આ અનુપમ દશ્ય જોઇને ઉઢો જામ જાણે મંત્રમુગ્ધ બની ગયો. તેની સઘળી શંકા હવે ટળી ગઇ. તે જડવત્ એ સ્વર્ગીય દેખાવ ધરાઇ ધરાઇને નિહાળવા લાગ્યો.

દુહો—ચઢી ચક્રાસર પાર, હલૉ હોથલ કે ન્યારીઉં,
વિછાય વિઠી વાર, પાણી મધે પંપમણી.

ભાવાર્થ—ઉઢાએ વિચાર્યું, કે ચક્રાસરની પાળ પર ચડીને ચાલો હોથલને જોઇએ. તેણે જોયું, તો હોથલ પોતાના લાબા વાળ પાથરીને પાણીમા નહાઈ રહી હતી.

દુહો—ચઢી ચક્કાસર પાર, હોથલ ઝીલે હેકલી,
સીધ ઉખલા વાર, તરે ને તિકું ઉ.

ભાવાર્થ—ઉઢાએ ચક્રાસરની પાળપર ચઢીને જોયું તો હોથલ એકલી નાહી રહી હતી. માથાના વાળ છૂટા મૂકી તે સપાટાબંધ તરી રહી હતી

દુહો—પાણી મધે પન, તરે ને તિકું ઉ,
તિંય અસાંજો મન, લુરે લૉરો વિચમેં.

ભાવાર્થ—પાણી ઉપર જેમ પાંદડું તરતુ તરતું દોટ મૂકે, તેમ અમારું મન પ્રેમ-સાગરના મોજાઓ વચ્ચે ઝૂલી રહ્યું છે.

ઉઢા જામના ઘોડાને જોઇને હોથલનો ઘોડો હણહણવા લાગ્યો, ત્યારે હોથલનું ધ્યાન તે તરફ ખેંચાયુ. ઉઢા જામને આવી પહોંચેલો

## હોથલ પદમણી.



દુહો—ચડી ચકાસર પાર, હવોં હોથલ ન્યારિયુ,
વિછાય વિઠી વાર, પાણી મથે પદમણી.

દુહો—છિઆ ઠીજા જુઆર, વીસલદે વાઘેલે કે,
જિત આપઇ વાર, ઉત ઉઢા મારાણું.

ભાવાર્થ—વીશળદેવ વાઘેલાને ઘણા ઘણા જુહાર સાથે કહેજો કે ઉઢો જ્યા વાર આવી, ત્યાં કામ આવી ગયો.

આટલું કહેતાંજ જામ ઉઢા હોથીના ઘોડાના પગ લેતો લેતો ઝપાટાબંધ આગળ ચાલવા લાગ્યો. જ્યારે તે ચક્કાસર તળાવ પાસે આવ્યો ત્યારે તળાવની પાળે હોથીના ઘોડાને બાંધેલો જોઇને ઉઢા જામના આનંદનો પાર રહ્યો નહિ. તરતજ તે તળાવની પાળ પર ચઢી ગયો, અને જુએ છે, તો તળાવના મધ્ય ભાગમાં એક નવયૌવના પોતાના મસ્તક પરના લાંબા કેશને છૂટા મૂકીને પાણીમાં તરી રહી છે. આ અનુપમ દૃશ્ય જોઇને ઉઢા જામ જાણે મંત્રમુગ્ધ બની ગયો. તેની સઘળી શંકા હવે ટળી ગઇ. તે જડવત્ એ સ્વર્ગીય દેખાવ ધરાઇ ધરાઇને નિહાળવા લાગ્યો.

દુહો—ચડી ચક્કાસર પાર, હલ્લો હોથલ કે ન્યારીઉં,
વિછાય વિઠી વાર, પાણી મથે પદ્મણી.

ભાવાર્થ—ઉઢાએ વિચાર્યું, કે ચક્કાસરની પાળ પર ચડીને ચાલો હોથલને જોઇએ. તેણે જોયું, તો હોથલ પોતાના લાંબા વાળ પાથરીને પાણીમા નહાઈ રહી હતી.

દુહો—ચડી ચકકાસર પાર, હોથલ ઝીલે હેકલી,
સીંધ ઉખલા વાર, તરે ને તિકું ડ.

ભાવાર્થ—ઉઢાએ ચક્કાસરની પાળપર ચડીને જોયું તો હોથલ એકલી નાહી રહી હતી. માથાના વાળ છૂટા મૂકી તે સપાટાબંધ તરી રહી હતી.

દુહો—પાણી મથે પન, તરે ને તિકું ડ,
તિંય અસાંજો મન, લુડે લૉરીં વિચમેં.

ભાવાર્થ—પાણી ઉપર જેમ પાંદડું તરતું તરતું દોટ મૂકે, તેમ અમારું મન પ્રેમ-સાગરના મોજાંઓ વચ્ચે ઝૂલી રહ્યું છે.

ઉઢા જામના ઘોડાને જોઇને હોથલનો ઘોડો હણહણવા લાગ્યો, ત્યારે હોથલનું ધ્યાન તે તરફ ખેંચાયું. ઉઢા જામને આવી પહોંચેલો

જોઇને તેને ઘણી નવાઈ લાગી તે કિનારે આવી, અને વસ્ત્રો પહેરવા બહાર આવવા માટે તેણે ઉઢા જામને જરા દૂર થવાની સૂચના કરી

દુહો—ઉઢા અરગો થી, લગે સરવર પાર
કંધાસું સે ગાલ, જિકા તાંજે મનમેં.

ભાવાર્થ—હે ઉઢા જામ, તુ સરોવરની પાળ ઉતરીને જરા અળગો થા. જે વાત તારા મનની અંદર છે તેજ વાત આપણે કરીશું.

હોથલના સૌન્દર્ય-દર્શનમાં મસ્ત બનેલા ઉઢા જામે જાણે કંઇ પણ ન સાંભળ્યું હોય, તેમ તે એક વાતનો જવાબ બીજી રીતે આપતા બોલી ઊઠયો —

દુહો—ચાય ત માર-જિયાર, મયણુ ચંડું માશુક હથ;
જીવ જિયારણુ હાર, નેણાં તાંજા નિગામરી.

ભાવાર્થ—હે હોથલ ! તું ચાહે તો માર અને ચાહે તો જીવાડ. પ્રિયતમાના હાથથી મરવુ પણ ઉતમ છે. હે નિગામરી, તારી આંખો મને જીવન આપનારી છે

ઉઢા જામને મંત્ર-મુગ્ધ બની ગએલો જોઇને હોથલ પોતાનું આખું શરીર પોતાના લાંબા વાળ વડે ઢાકી દઈને બહાર આવી વસ્ત્રો પહેરવા લાગી હોથલનું સૌન્દર્ય જોતાજ ઉઢા જામ મૂર્છિત થઈ જમીન પર પટકાઇ પડ્યો હોથલ ઉઢાનો હાથ પકડીને તેને ઢઢોળવા લાગી

દુહો—બાંઉં અલેને બાર જી, હોથલ સદ કરે,
ઉઢા મુર્છાણું મનમે, માન સાર વરે.

ભાવાર્થ—હોથલ ઉઢાના હાથ બાળકની માફક પકડીને તેને સાદ કરવા લાગી અને વિચારવા લાગી કે ઉઢો મૂર્છિત થયો છે, તે શુદ્ધિમાં આવે તો સારું.

હોથલની સારવારથી ઉઢા જામની મૂર્છા ઉતરી ગઇ અને તેણે આંખો ઉઘાડી. ઉઢાને જાગૃત થએલો જોઇને હોથલના આનંદનો પાર રહ્યો નહિ. આ ઉભય પ્રેમીઓ ચક્કાસરની પાળે આવેલા એક વિશાળ વડલાની શીતળ છાયડી નીચે બેઠા, અને આનંદજનક વાર્તાલાપ કરવા લાગ્યા

## ( ૪ )

## વતનની યાદ.

જામ ઉઢા અને હોથલ અહીંથી ચાલીને રાપર તાલુકાના સઇ ગામની નૈઋત્યે એકાદ માઇલ પર આવેલા હોથલપરા નામે ડુંગરમાં આવેલા હોથલના ભોંયરા પાસે આવી પહોંચ્યા. અહીં જામ ઉઢાએ હોથલ સાથે ગાંધર્વ-લગ્ન કર્યાં.

દુહો—રણની કેઓ માંડવો, વિછાયા દાડમ ધ્રાખ,
ઉઢા-હોથલ પેણજેં, તેંજી સુરજ પૂરજ સાખ.

ભાવાર્થ—રણમા માડવો કરવામાં આવ્યો અને દાડમ દ્રાક્ષ આદિ વનફળો ગોઠવી દેવામા આવ્યા. આ રીતે ઉઢો અને હોથલ પરણે છે તેની હે સૂર્યનારાયણ તમે સાક્ષી પૂરજો

દુહો—ચોરી આંટા ચાર, ઉઢ હોથલસેં ડિનાં,
હિકડી નિગામરીનાર, બ્યો કેવર કકડારેજો.

ભાવાર્થ—કકડારાનો કહેર જામ ઉઢો હોથલ નિગામરી જોડે ચોરીના ચાર ફેરા ફર્યો.

ઉઢા જામ અને હોથલ નિગામરીનાં લગ્ન પછી કેટલોક સમય વીતી ગયો. તેમને ત્યાં જખરો અને જેસંગ નામના બે વીર કુમારોનો જન્મ થયો. આ બધો સમય જામ ઉઢા અને હોથલે હોથલ પરા ડુંગરના ભોંયરામાંજ ગાળ્યો હતો જખરો અને જેસગ જ્યારે કંઇક મોટા થયા, ત્યારે ઉઢા જામને વારંવાર પોતાના વતનના વિચારો આવવા લાગ્યા. પરંતુ તે હોથલ પાસે પોતાના વિચારો વ્યક્ત કરી શકતો નહિ

એક દિવસ ઉઢા જામ પોતાના બંને કુમારો સાથે ડુંગર પર ફરવા ગયો હતો. તે વખતે તેના નાના પુત્ર જેસંગને એક મોર તરફ પત્થર ફેંકતો જોઇને ઉઢા જામ બોલ્યો:—

દુહો—છેલમ છેલા ડુંગરા, ચાવો લગે ચકોર,
વિસાર્યા સંભારે ડે, સે ન મારજે મોર.

ભાવાર્થ—વતન તરફના આ છેલા ડુંગરો જોઇને હૃદયમાં ચકોરની

માફક ચાહના લાગે છે. જે વીસારેલાં સજ્જનોને સંભારી દે એવા મોરને મારીએ નહિ.

દુહો—કારાયલકે ન મારજે, જેજા રત્તા નેણ,
તડ વિઠો ટૌકા કરે, નિત સંભારે સેણ.

ભાવાર્થ—જેની આંખો લાલ છે એવા મોરને મારીએ નહિ. એ ડુંગર પર ટહુકા કરે છે અને દરરોજ પોતાના સ્નેહીને યાદ કરે છે.

એટલામાં મોરે ટહુકાર કરવા માંડ્યા. તે જોઇને મોટા કુમાર જખરાએ જામ ઉઢાને પૂછ્યું, કે આ મોર શું કહે છે ? જખરાનો આ ઉત્તમ પ્રકારનો પ્રશ્ન સાંભળી ઉઢો જામ બોલ્યો એ મયુર એમ કહે છે કે:—

દુહો—અસીં ગિરિવરજા મોરલા, કંકર ચુણ ચરેં,
રૂત આવઇ ન બોલજે, ત હૈયે ફાટી મરેં.

ભાવાર્થ—અમે કાંકરી અને દાણા ચણનારા ગિરિવરના મોર! છીએ. ઋતુ આવ્યા છતાં અમે ન બોલીએ તો અમારૂં હૈયું ફાટી પડે.

ઉઢો જામ જ્યારે ત્યાંથી પાછો ફર્યો, ત્યારે ઉત્તર તરફ વાદળાં ચઢી આવેલાં હોવાથી તેને તેના પ્રિય વતનના વહાલા મિત્રો યાદ આવતાં તે બોલ્યો:—

દુહો—ઉત્તર સેંરૂં કટકિયું, ડુંગર- ડમરેઆ;
હૈયો ફડકે મચ્છ જીં, સજણ સંભરેઆ.

ભાવાર્થ—ઉત્તર તરફ કાળા ડુંગર જેવાં વાદળાં ચઢી આવ્યાં તે જોઇને સ્નેહીઓ યાદ આવતાં અમારૂં હૈયું પાણી વગરના માછલાની માફક તરફડે છે.

દુહો—છપ્પર મથે ચિત્તર, ઘણ મિંયેં ન ફિટે;
તીં બાલાપણજા મિંતર, વિસાર્યા ન વિસરે.

ભાવાર્થ—પત્થર પર ચિત્ર કર્યું હોય તે જેમ ઘણા વરસાદથી પણ ધોવાઈ જાય નહિ, તેમ બાલ્યાવસ્થાના મિત્રો વીસાર્યા વીસરતા નથી.

ઉઢાના આ ઉદ્‌ગાર હોથલના સાંભળવામાં આવતાં તે બોલી:—

દુહો—ઉકંઠયો વેં ત ઉઞ્જો, શુંધર હિત મ ગાર;
શુધાતુરા શિપરીં, શે રિઆ પરિયેં પાર.

ભાવાર્થ—જો તું તારા દૂર રહેલા સ્નેહીઓને મળવાને ઉત્સુક હોય તો ભલે ત્યાં જા. અહીં દુઃખો રડ નહિ.

હોથલને ગુસ્સે થએલી જોઇને જામ ઉઢાએ તેને સમજાવવા માંડી, કે આપણે માટે નહિ તો આપણા કુમારો માટે. પણ આપણે હવે જનસમુદાયમાં જરૂર ભળવું જોઇએ. કારણ કે તેમ કર્યા વગર કુમારોને વ્યવહારિક જ્ઞાન મળી શકશે નહિ. આ સાંભળીને હોથલ કહેવા લાગી, કે તમારા કચ્છમાં ખેર અને બાવળ સિવાય બીજું છે પણ શું? જામ ઉઢાએ હોથલના પ્રશ્નનું પ્રત્યુત્તર આપતાં કચ્છની પ્રશંસા કરતાં જણાવ્યું કે:—

દુહો—ખેંરીં બેરીં ને બાવરીં, કુલ કંડા ને કખ્ખ,
હોથલ! હલો કચ્છડે, જિત માડુ સવા લખ્ખ.

ભાવાર્થ—કચ્છમાં ખેર, બોરડી, બાવળ, ફુલ, કાંટા અને ખડ છે તોપણ હે પ્રિય હોથલ! ત્યાં માણસો સવા સવા લાખના અર્થાત્ અમૂલ્ય છે માટે ત્યાં ચાલો.

દુહો—વંકા કુંવર વિકટ ભડ, વંકા વાડિય વચ્છ;
વંકા કુંવર ત થિયેં, જ પાણી પિયેં કચ્છ.

ભાવાર્થ—ત્યાં વંકા અને ભડવીર કુંવરો તથા વંકા વછેરા છે એવા કચ્છ પ્રદેશનું પાણી જ્યારે કુંવરો પીએ ત્યારેજ તે ખરેખરા બહાદુર થાય.

જામ ઉઢાની અતિ સમજાવટથી હોથલે કચ્છ ચાલવાની કબુલાત આપી. પણ એવી શરત કરી, કે જો તે હોથલ પદ્મણી છે એવી કોઇને ખબર પડશે તો તે તેજ વખતે ત્યાંથી વિદાય થઇ જશે. હોથલની શરતનો જામ ઉઢાએ સ્વીકાર કર્યો જામ ઉઢા અને હોથલ પોતાના કુમારો સાથે કચ્છ તરફ ચાલવા લાગ્યા.

જ્યારે તેઓ ઉઢા જામ પાસેથી છેલ્લી ભેંસ લેનાર ચારણના ગામે આવી પહોંચ્યા, ત્યારે ગામની પાદરે ઉભેલી એજ ભેંસે જામ ઉઢાને ઓળખી લીધો, અને તે રણુકતી રણુકતી તેની પાસે આવી.

આ જોઈ પેલા ચારણે પણ ઉઢા જામને ઓળખ્યો. તેણે જામ ઉઢાને પોતાને ઘેર તેડી જઇને તેનો સારી રીતે સત્કાર કર્યો. જતી વખતે ઉઢાએ ચારણને સારી ભેટ આપી અને બોલ્યો કેઃ—

દુહો—મિંતર કજે ત મંગણાં, બેઆ આર પંપાર,
જીરે પણ જસ ગાવણાં, મોય લડાવન હાર.

ભાવાર્થ—જગતમાં મિત્રો તો માગણ લોકોનેજ કરવા. કારણ કે તેઓ જીવતાં લગી જશ ગાવાવાળા છે અને મુઆ પછી પણ ખૂબ લડાવનારા છે.

દુહો—ઉઢા ચેં અદાતારેંજા, વેંધા નાં નિપટ,
જાણે પંખી ઉડેઆ, લી નકાં લટ.

ભાવાર્થ—ઉઢો કહે છે કે જેમ પંખી ઉડી ગયા પછી તેની કંઇ પણ નિશાની રહેતી નથી, તેમ અદાતારોનાં નામ દુનિયામાંથી તદ્દન નાબુદ થઇ જવાનાં છે.

---

( ૫ )

## વિયોગ અને સંયોગ.

ઘોલાયગઢમાં જામ ઉઢાને દેશવટો અપાવનાર તેની ભાભી મીણાવતી પોતાના કર્મનો બદલો મેળવવા પ્રભુધામમાં પહોંચી ગઇ હતી. પાછળથી જામ ઉઢાની નિર્દોષતાની તમામ હકીકતથી તેનો ભાઇ હોથી વાકેફ થઇ ગયો હતો આથી એ સઘળા જામ ઉઢાના આવવાની રાહ જોઇ રહ્યા હતા. જ્યારે તેમને ઉઢા જામ આવતો હોવાની જાણ થઈ, ત્યારે ઘોલાયગઢમાં સૌના આનંદનો પાર રહ્યો નહિ એકમોટા સામૈયા સાથે જામ ઉઢાને ગામમાં લેવામાં આવ્યો. ઉઢા જામના આગમનથી ચારે તરફ આનંદ આનંદ છવાઇ રહ્યો.

હોથલ અહીં ગુપ્ત રીતે રહેવા લાગી તેણે કોઇને પણ પોતાનું મ્હોં બતાવ્યું ન હતું. એક દિવસ ઉઢા જામના બંને કુમારો બહાર રમી રહ્યા હતા, તેવામાં બે મોટા પાડાઓ લડતા લડતા તેમના તરફ ધસી આવ્યા. આ દશ્ય હોથલની દૃષ્ટિએ પડતાં તેણે કુમારોને પોતાની દિવ્ય શક્તિથી ઉપર ખેંચી લીધા. આ વાત

ઘોલાયગઢમાં ઘેર ઘેર ચર્ચાવા લાગી ઉઢાની રાણી વિષે અનેક ચર્ચાઓ અને કલ્પનાઓ ઠેકઠેકાણે ચાલવા લાગી. હોથલ અહીં પણ કોઇને મ્હોં બતાવતી ન હોવાથી આ ચર્ચા દિન-પ્રતિદિન મોટું સ્વરૂપ પકડતી ગઇ.

એક દિવસ ઉઢા જામના મિત્રો અને ભાઇઓએ તેની સ્ત્રીની બાતમી મેળવવા માટે એક નવી યુક્તિ રચી તેમણે ઉઢાને ખૂબ દારૂ પાયો, અને પછી વાતો કરવા લાગ્યા કે "ગામમાં એવી ચર્ચા ચાલે છે કે ઉઢા તો કોઇક ડાકિનીને પરણી આવેલો હોવાથી તે કોઇને મ્હોં બતાવતી નથી." આ સાંભળીને શરાબના નિશામાં આવેલો ઉઢા આવેશપૂર્વક બોલી ઊઠ્યો, કે "મારી હોથલ પદ્મણીને ડાકિની કહેનાર કોણ છે?"

ઉઢા જામના આ ખુલાસાથી પેલાઓને જે કંઇ જાણવાનું હતું તે જણાઇ ગયું ઉઢાના ઘરમાં હોથલ પદ્મણી હોવાની વાત જાણીને તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

આ વાતની હોથલને ખબર પડતાં તેને ખોટું લાગ્યું તેણે પોતાની શરત મુજબ ત્યાંથી વિદાય થવાની તૈયારી કરી લીધી. તેણે ચાર ચિઠ્ઠીઓ દાસીના હાથમાં આપીને ઉઢાને મોકલાવી અને પોતે તેજ ક્ષણે અદૃશ્ય થઇ ગઇ.

દુહો—ચિઠીયું લખી ચાર, હોથલ ડિને હથમેં,
ઉઢા! વાંચે ન્યાર, અસાં અચણ ઇતરો.

ભાવાર્થ—હોથલે ચાર ચિઠ્ઠીઓ ઉઢા જામને મોકલાવી અને જણાવ્યું, કે હે ઉઢા જામ! આ વાંચી જો! અમારૂં આવવું હવે એટલું જ છે.

હોથલે ચિઠ્ઠીઓમાં પોતાને ચાલ્યા જવાનાં કેટલાંક કારણ દર્શાવ્યાં હતાં અને વિશેષમાં એમ પણ જણાવ્યું હતું કે "આપણા કુમારોનાં લગ્ન પ્રસંગે તેમને પોંખવા માટે હું અવશ્ય આવીશ."

હોથલને ચાલી ગએલી જોઇને ઉઢા જામની આંતર્-વેદનાનો પાર રહ્યો નહિ. તે પોતાની ભૂલને માટે અનહદ પશ્ચાત્તાપ કરવા લાગ્યો, અને એક બાળકની માફક અશ્રુપાત કરતો રહવા લાગ્યો.

રાત-દિવસ તે પોતાની હૃદયદેવીના વિયોગથી ઝૂરતો વિલાપ કરવા લાગ્યો

દુહો—હુઈ મારેજી મનમે, ત પેલી ન કજે પ્રીત,
છડ હાણે છાજે નતી, હોથલ હેડી રીત.

ભાવાર્થ—હે હોથલ! તારા મનમાં અમને આમ મારવાનો ઇરાદો હતો, તો પહેલેથીજ સ્નેહ કરવો ન હતો આવી રીત તને છાજતી ન હોવાથી હવે તેનો ત્યાગ કર

દુહો—હોથલ હ જ ક મોર, પારેલો ક પપૈયો,
કરે અંધારો ઘોર, વઈ નિગામરી નિકરી.

ભાવાર્થ—હ સ, મયુર, કબુતર, અને પપૈયા સમાન અનુપમ સૌન્દર્ય ધરાવનારી હોથલ નિગામરી મારા અ તરમા ઘોર અ ધારૂ કરીને ચાલી નીકળી.

દુહો—સિજ ઉલથો સાંજી પઇ, પખી વન વરે,
ઉઢા ચયતો બેલીયા! અજ હોથલ નાંય ઘરે.

ભાવાર્થ—દિવસ આથમ્યો, સાંજ પડી પક્ષીઓ પણ જ ગનમાથી પાછાં વળવા લાગ્યાં. ઉઢો કહે છે કે હે બેલી! આજ હોથલ ઘેર નથી

દુહો—બક્કર મારે જીય, કાંસાઇ કુટકા કરે,
છાકે અસાકે તીય, હોથલ હલી નિકરઇ.

ભાવાર્થ—કસાઇ બકરાને મારીને જેમ કટકા કરે છે, તેમ અમોને કતલ કરીને હોથલ ચાલી નીકળી

દુહો—હી ભુગા હી ભેણિયું, હી ચુલા હી ચિતર,
સે સજણ લડે વેઆ, જુકો બાલાપણજા મિતર.

ભાવાર્થ—આ ઝુ પડા, મેડીઓ, ચૂના વગેરે જેમના તેમ પડેલા છે પણ મારા બાળસ્નેહી સરખી હોથલ આજે ચાલી નીકળી

ઉઢા જામને આમ અત્યત કલ્પાત કરતો જોઇને તેનો મોટો કુમાર જખરો તેને સમજાવવા લાગ્યો ઉઢાએ પોતાના હૃદયનું દર્દ તેની પાસે વ્યકત કરતા કહ્યુ:—

દુહો—જખરા! મન જ પિયાં, પલ જપૈ નતી જ઼ાર,
મિઢની મચ્છ બરે, સે જી બાદ નિકરેતી બાર.

ભાવાર્થ—હે જખરા ! હું મારા મનને ઘણું વાળું છું પણ હૃદયની જ્વાળા શાન્ત પડતી નથી. મારા મનમાં જે ભડકા બળે છે, તેની બાફ સ્વયં બહાર નીકળી જાય છે

દુહો—જખરા ! મન જપિયાં, પણ જંપે નતી રે ક્યાર,
ચમ તાં ચીરે ન્યાર, પકે મા પિરીયન જો.

ભાવાર્થ—હે જખરા ! હું મારા મનને શાન્ત કરું છું પણ તે શાન્ત થતું નથી. મારી ચામડી ચીરીને જોઇશ, તો તને જણાશે કે વિયોગ દુઃખથી મારું માંસ પણ પાકી ગયું છે.

ઉઢા જામે હોથલને શોધવા માટે કેટલાએ પ્રયત્નો કર્યા, કેટલીએ તપાસ કરાવી પરંતુ તેને નિષ્ફળતા સિવાય કશું પ્રાપ્ત થયું નહિ. આખરે થાકીને હોથલને તેના વચન મુજબ એકવાર પાછી વાળવાના ઉદ્દેશથી જામ ઉઢાએ પોતાના બંને કુમારોનાં લગ્ન કરવાની તજવીજ કરવા માંડી. બંને કુમારોનાં સગપણ સોઢા રાજપૂતોમાં કરવામાં આવ્યાં લગ્નનો દિવસ મુકરર થયો, અને ચારે તરફ આનંદ-મંગળ ગવાઇ રહ્યાં.

બરાબર લગ્નને દિવસે કુમારોને પોંખવા વખતે હોથલ પદ્મણી પોતાના વચન અનુસાર આવીને હાજર થઇ ગઇ હોથલને આવી પહોંચેલી જોઇને ઉઢા જામનો આનંદનો અવધિ થયો

બંને કુમારોને પોંખીને હોથલે પોતાની બંને પુત્રવધુઓને જે જોઇએ તે માગી લેવા કહ્યું. જામ ઉઢાએ તેની ઉભય પુત્રવધુઓને પ્રથમથીજ શીખવી રાખ્યુ હતું, કે હોથલ જ્યારે માગવાનું કહે, ત્યારે તેની પાસેથી વચન માગીને તે પાછી ન જતાં અહીંજ રોકાઇ જાય એવી માગણી કરવી. પરંતુ મોટી વહુ તો હોથલના ગળામાંનો હીરાનો હાર જોઇ એ લાલચમાં આગલી વાત ભૂલી ગઇ અને હાર માગી લીધો. પણ નાની વહુ ચતુર હતી. તેણે હોથલ પાસેથી વચન લઇને ત્યાંજ રોકાઇ જવાની તેના પાસે માગણી કરી. નાની વહુની આ ચતુરાઇ જોઇને હોથલને પણ આનંદ થયો. તે તે દિવસથી પ્રત્યક્ષપણે ત્યાંજ રહેવા લાગી. ઉઢા જામનો સૂનો બનેલો ગૃહસંસાર ફરી એકવાર પ્રણુ-જ્યોતિના અદ્ભુત ચમકાર વડે ચમકી ઊઠ્યો.

## ( ૬ )

## જામ જખરો અને જેસંગ.

જામ ઉઢાના બને કુમારો જખરો અને જેસંગ પણ તેમના પિતાની માફક મહા પરાક્રમી અને પ્રતાપી થયા તેમાં પણ જખરો તો એક મોટો દાનવીર થયો. જામ લાખા ફૂલાણીના વખતમાં જે મોટા દશ દાતાર ગણવામાં આવે છે, તેમાંનો એક જામ જખરો હતો.

દુહો—જખરા જસ ખરા, બ્યા અનેરી રા,
સુરતાણે ઘર સંઘરા, સે જખરે દાન કેઆ.

ભાવાર્થ—હે જખરા ! ખરેખરો યશસ્વી તો તુંજ થયો. બીજા રાજાઓ તો માત્ર નામનાજ મોટા છે. સુલ્તાનોએ જેટલું દ્રવ્ય સંઘરી રાખ્યું, તેટલું જખરાએ દાનમાં આપી દીધું.

દુહો—ચડી ઘોડિય માગ, ઉચૌ ઉધરકે વિહો,
તારા કઢે ન તાગ, જામ ઉઢાણી જખરો.

ભાવાર્થ—ઘોડી ઉપર ચડીને જે દાન દેવાને માટે ઉંચો ઉછળી રહ્યો છે, એવા જામ ઉઢાણી જખરાની દાનવીરતાનો કોઇ પણ તાગ કાઢી શકે તેમ નથી.

દુહો—જખરા ! તું જુગ જિયે, અઇયેં થકેં જો થાં,
ઉઢજી ઑલાધમેં, તરંધો તોજો નાં.

ભાવાર્થ—થાકેલાના વિશ્રામ સ્થાનરૂપ હે જામ જખરા ! તું જુગોજુગ જીવજે ! ઉઢા જામના વંશમાં તારૂં નામ સદા અમર રહેશે.

આ સમયે સિંધ-નગરસમૈમાં જામ ઉન્નડના વંશવાળા બાંભણીઆ સમાનો અમલ હતો. એ અરસામાં ઘૂમલીમાં સિયા જેઠવા અને હલામણ વચ્ચે અણુરાગ ચાલી રહ્યો હતો. હલામણ અને બાંભણીયા વચ્ચે અતિ ગાઢ સ્નેહ-સંબંધ હોવાથી તે હલામણની મદદ માટે ઘૂમલી પર ચઢી ગયો, અને સિયા જેઠવાને ઠાર કરીને ઘૂમલીની ગાદીપર હલામણને નિયુક્ત કર્યો. આ સમય દરમિઆન નગર-સમૈની રાજ્યગાદી ખાલી રહેવાથી બાંભણીઆ સમાના દુશ્મનોએ નગર-સમૈ પર આક્રમણ કરીને તેનો કબજો પોતાને હસ્તક

લઇ લીધો બાંભણીઆ સમો જ્યારે સિયા જેઠવાપર જીત મેળવીને પાછો ફરતો હતો, ત્યારે તેને આ સમાચાર પ્રાપ્ત થયા. આથી તે સિંધ જવાને બદલે કચ્છ-ગરડા તરફ વળ્યો, અને ત્યાંનો કેટલોક પ્રદેશ તેણે મોડના વંશજો પાસેથી છીનવી લીધો. ત્યારબાદ મનાઈના વંશજો કહેર રાજપૂતોનો પ્રદેશ પણ પોતાને હસ્તક કરવા તે તેમના પર ચઢી ગયો. આ વખતે જામ ઉઢાના બંને કુમારો જખરો અને જેસંગ બાંભણીઆ સમાનો સામનો કરવા તૈયાર થયા. તેઓ પોતાની ફોજ સાથે બાંભણીઆ સમાની સામા આવ્યા, અને નારાયણસરના કૈયારી ગામ પાસે પડાવ નાખ્યો

ઉભય સૈન્યોનો ભેટો થતાં લડાઇ ચાલવા લાગી. આ યુદ્ધમાં હજારો માણસો કામ આવી ગયા. જામ જખરો અને જેસંગ બંને બહાદુરીથી લડતાં આખરે વીરગતિને પામ્યા આ ઉભય વીર પુરૂષોની લાશોને કોઆસર નામના તળાવની આથમણી તરફ પાળ પર જંગસૈદાના હોજ પાસે ભૂમિદાહ કરવામાં આવ્યા છે લોકો આજ પણ તેમને જંગ ઓલિયાના માનવંતા નામથી સંબોધે છે અને તેમનું પૂજન કરે છે. અહીં દર સાલ મોટો મેળો ભરાય છે, અને હજારો માણસો તેમનાં દર્શને આવે છે.

જામ ઉઢો કહેર તથા હોથલ પદ્મણીનાં સ્થાનક પણ તળાવની દક્ષિણે જોવામાં આવે છે

> જેડી હોથલ પદ્મણી, જામ ઉઢો અણભંગ,
> તેંડા રણઝૂંઝાર થ્યા, જખરો ને જેસંગ.



# પ્રકરણ ૮ મું.

## (૧)
## જામ સમાથી જામ સાંધભડ.

### જામ સમો (૧૪૮)

જામ ઉન્નડના સ્વર્ગવાસ પછી નગર-સમૈની રાજ્યસત્તા જામ ઉન્નડના કુમાર સમાના હાથમાં આવી આ સમયે જામ સમાની અવસ્થા નાની હોવા છતાં તેણે પોતાની માતામહ ગોહિલરાણીની સલાહ અનુસાર સિંધની રાજ્યવ્યવસ્થા સારી રીતે ચલાવી.

### જામ કાકુ (૧૪૯)

જામ સમા પછી નગરસમૈને ટીલે જામ કાકુ બેઠો. જામ કાકુના બે પુત્ર થયા. મોટાનું નામ રાયધણ અને નાનાનું નામ જખરો. આ જખરાના વંશવાલા ચેગા કહેવાયા. જામ કાકુની વિશેષ ખ્યાત નથી.

### જામ રાયધણ (૧૫૦)

જામ કાકુનો કુમાર રાયધણ જામ નગર-સમૈની ગાદી પર આવ્યો. તે મહા પ્રતાપી રાજવી હોવાથી, તેનું નામ દેશ-વિદેશમાં વિખ્યાત થયું.

દુહો—ઉનડાણી અભુભંગ, તેંજો કાકુ જામ,
કાકુજો થ્યો રાયધણ, જે જો નોંધ ખંડેમેં નામ.

ભાવાર્થ—ઉન્નડણી જામ સમાનો કુમાર કાકુ થયો, અને કાકુનો રાયધણ થયો. જેનું નામ નવખંડમાં મશહૂર થયું.

દુહો—રણ રમાયા રાયધણ, ભ્યા ડિનાં મંગણું દાન,
સમેંજે સરદારજે, નોંધ ખંડેમેં નામ.

ભાવાર્થ—જામ રાયધણે અનેક રણસંગ્રામ ખેલ્યા, અને યાચકોને દાન આપ્યાં. સમાના સરદારે પોતાનું નામ જગતભરમાં વિખ્યાત કર્યું.

જામ રાયધણને આઠ કુંવર થયા.

દુહો—બ નાંઇ, ત્રૅ મંધરા, સમેજો, નોતિયાર,
સિંધ સુહાગણ સાર, પલીકે પેદા થઇ.

ભાવાર્થ—બે કુમાર નાંઇ નામના, ત્રણ મંધરા નામના, છઠ્ઠો સમેજો, સાતમો નોતિયાર, અને આઠમો સૌથી મોટો પલી થયો, તેને સુહાગણ સિંધ ભૂમિની પ્રાપ્તિ થઈ.

જામ રાયધણના આઠ કુમારો નીચે મુજબઃ—

૧ સૌથી મોટો પલી જામ તે નગર-સમૈ ની ગાદીપર બેઠો.

૨ સમેજો તેને સિંધનું રાઠોડી પ્રગણું ગ્રાસમાં મળ્યું. તેના પુત્ર ભોમણનો દીકરો હાલો થયો.

આ હાલાના છ કુવર થયા તે નીચે મુજબ:—

૧ કરન તેના સમેજા થયા. જ્યારે લાખો ને લાખિયાર નગરસમૈથી કચ્છમાં આવ્યા ત્યારે કરન તેમની સાથે આવ્યો હતો
૨ વહાસુદ. તેના વંશજો વહાસુદ સમા કહેવાયા.
૩ લખમીર. તેના વંશજો લખમીર સમા કહેવાયા
૪ બરંદ. તેના વંશજો બરંદ સમા કહેવાયા.
૫ બંભો. તેના વશજો બંસા સમા કહેવાયા.
૬ પલી. તેના બે દીકરા થયા.
  ૧ રાઉ. તેના વંશજો રાઉ સમા કહેવાયા.
  ૨ જખરો. તેના વંશજો જખરા સમા કહેવાયા.

૩-૪ નાંઇ બે ભાઇ તેમાં એક ભાઈના વંશવાળા નાંઇ કહેવાયા. બીજો ભાઇ પણ નાઇ તેનો દીકરો શુડીયો થયો. તેના વંશવાલા શુડીયા સમા કહેવાયા

૫-૬-૭ મંધરા ત્રણ ભાઈ એકજ નામના હતા. તેમના વંશજો મધરા કહેવાયા

૮ નોતિયાર તેના વંશવાલા નોતિયાર કહેવાયા.

## જામ પલી (૧૫૧)

જામ રાયધણુ પછી નગર-સમૈની ગાદીપર તેનો પુત્ર જામ પલી આવ્યો.

દુહો—બનીઉં કેઆં પિંકજ્યું, ભડેં ઉતારેં ભાર,
સિંધ સુહાગણ સાર, પલીકે પેધા થઇ.

ભાવાર્થ—જામ પલીએ અભિમાનીઓનાં માન ઉતાર્યાં, અને બન્ની પર પોતાની હકુમત બેસાડી, તેમજ તે સમસ્ત સિંધનો માલીક થઇ બેઠો.

જામ પલીને ત્યાં એક કુમારનો જન્મ થયો તેનું નામ સાંધ રાખવામાં આવ્યું.

દુહો—રાઉ, અબડો, લાખિયાર, લાખો, ઉન્નડ જામ,
પલી સાંધ જનમેઓ, સમું ઇ સુજાણ.

ભાવાર્થ—જામ રાઉનો અબડો, અબડાનો લાખિયાર, લાખિયારનો લાખો, અને લાખાનો જેમ ઉન્નડ થયો, તેમ પલી જામને ત્યાં પણ તેવાજ સાંધ કુમારનો જન્મ થયો.

## જામ સાંધ (૧૫૨)

જામ પલી પછી નગર-સમૈની રાજ્ય-લગામ જામ સાંધના હસ્તમાં આવી. જામ સાંધ મહા પરાક્રમી અને અટંકી હતો તેથી તે સાંધ ભડના નામથી કચ્છના ઇતિહાસ પટ પર પ્રખ્યાત થયો છે આ જામ સાંધના પાંચ પુત્ર થયા.

દુહો—સાંધ જામ ઘર જનમેઆ, સમાં પાંડવ પંજ,
સવારેને સંજ, મોજું ડિયેં મંગણેં.

ભાવાર્થ—જામ સાંધને ત્યાં પાંચ પાંડવ જેવા પાંચ કુમારોનો જન્મ થયો. તેઓ સવાર-સાંજ યાચક લોકોને દાન આપવા લાગ્યા.

દુહો—હાલો, કાકો, ચારો, વેરૈં, જારો જામ,
સમું વિરો સામૈનગર, મલે મિસર શામ,

ભાવાર્થ—જામ સાંધના પુત્રો હાલો, કાકો, ચારો, વેરૈં, અને જારો જામ થયા. તેમાં સૌથી મોટો જારો જામ નગરસમૈની ગાદી પર આવ્યો, તેણે મિસરશામનું નામ દીપાવ્યું.

જામ સાંધનો ચોથો કુમાર ચારો સ્વર્ગવાસી થતાં બાકીના ચાર વચ્ચે રાજ્યની વહેંચણ કરવામાં આવી.

દુહો—હાલે કચ્છી સોંપેઆં, કાકો મ'ધીય મટ,
જાડો નિરો શામે, વેરે ડિનાં વટ.

ભાવાર્થ—હાલા કુમારને કારી કચ્છી પ્રગણું, અને કાકાને મંધી પ્રગણું આપવામાં આવ્યું. જામ જાડો નગરસમૈની ગાદીએ આવ્યો, અને વેરેને નગરસમૈમાંજ પાતિ આપવામાં આવી.

---

## ( ૨ )

## હમીર સુમરો અને વીર હીંગોરજી.

દુહો—હાલો કચ્છી રાજિયો, સમું સાંધાણી,
ચાંવન કરે ચારેઓ, પદ્મીયેકે પાણી.

ભાવાર્થ—કારીકચ્છીનો રાજવી હાલો મહા પરાક્રમી થયો. તેણે પોતાના વડીલોનું નામ ઉજ્જવળ કર્યું.

કારીકચ્છીમાં હાલા સમાની સત્તા દિન-પ્રતિદિન જામતી જતી હતી. તેનાં પ્રતાપ અને પરાક્રમનો ડંકો સ્થળે સ્થળે ગાજી રહ્યો હતો. હાલા સમાને સઘળી વાતે સુખ હતું. માત્ર તેને શેર માટીની ખોટ હતી. સંતાનપ્રાપ્તિ માટે તેણે અનેક પ્રયત્નો કર્યા, પરંતુ તેની એ આશા કોઈ પણ ઉપાયે ફળિભૂત થઇ નહિ. હાલો સમો આખરે ઇશ્વરી ઇચ્છાને આધીન થઇને સંતોષ પકડી બેસી રહ્યો.

એક દિવસ તે સવારમાં વહેલો કચેરીમાં જતો હતો. તે વખતે મહેલની નીચે બે ચાકરડીઓ વાસીદું વાળી રહી હતી. હાલા સમાને જોઇને આ બંને જણીઓએ પોતાનાં મોઢાં સંતાડી મૂક્યાં અને ધીરે સાદે માંહોમાંહે બબડવા લાગી, કે "સવારમાં ક્યાં આ વાંઝીઆનું મ્હોં જોવું પડ્યું!" હાલા સમાની તીક્ષ્ણ શ્રવણ શક્તિએ આ બોલ ઝીલી લીધા. ચાકરડીઓ પણ પ્રભાતમાં તેનું મ્હોં જોવાને તૈયાર નથી, એમ જાણી હાલા સમાના અંતરને સખ્ત આંચકો લાગ્યો. તે તેજ વખતે કચેરીમાં જવાને બદલે કારીકચ્છીનો ત્યાગ

કરી ગયો. હીંગળાજ માતાના સ્થાનક પર જઈ, તે ત્યાં આહારપાણી કંઈ પણ લીધા સિવાય કપરી તપશ્ચર્યા આદરી બેઠો. કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ જેવો કરમો નિશ્ચય કરી, તે ત્યાં દઢ આસન જમાવીને લાગી ગયો. જ્યારે સાત દિવસ વીતી ગયા, ત્યારે હાલા સમાને પોતાના જીવન પર અત્યંત કંટાળો આવી જવાથી તે કમળપૂજા કરવા તૈયાર થયો. જેવો તે પોતાના મસ્તક પર તલ્વાર નો ઘા કરવા જાય છે, કે તરતજ માતાજી તેના પર પ્રસન્ન થયા, અને તેને સાત પુત્ર તથા એક પુત્રી થવાનું વચન આપ્યું. વળી તેને આજ્ઞા કરી, કે તારા પ્રથમ પુત્રનું નામ હીંગોરજી રાખજે ઉપરાંત તેને નિત્ય પૂજન માટે હીંગળાજ દેવીએ પોતાના પગલાં અને સોપારી પણ આપ્યાં. હવે હાલા સમાના હર્ષનો પાર રહ્યો નહિ તેનું સઘળું દુઃખ એકજ સપાટામા જાણે અદશ્ય થઈ ગયું.

દુહો—હીંગલાજ તેં હેકલે, કમલપૂજા કેં,
સોપારીને પગલા, માતા પિંટ ડિનેં.

ભાવાર્થ—હાલા સમાએ હીંગળાજ દેવી પર એકલે આવીને કમળપૂજા કરવા માંડી, ત્યારે દેવીએ પ્રસન્ન થઈને તેને સોપારી અને પગલા આપ્યા.

દુહો—કારીકચ્છી રાજિયા, સમા જામ સુધીર,
સરખા ડીંધા સત પુતર, ડીયાં વધાઈયું વીર.

ભાવાર્થ—દેવીએ કહ્યું, કારીકચ્છીના ધણી, તને સાત પુત્ર થવાની હું વધામણી આપુ છું.

હાલા સમાના અંતરની અભિલાષા પરિપૂર્ણ થતાં તે તરતજ ત્યાંથી પાછો ફર્યો, અને પોતાની રાજ્યધાનીમાં આવી પહોચ્યો. અહીં આવીને તેણે દરરોજ હીંગળાજ દેવીના પગલાની પૂજા કરવા માંડી બરાબર સાડાનવ માસે હાલા સમાને ત્યાં એક અત્યંત સ્વરૂપવાન કુમારનો જન્મ થયો તેનું નામ તેણે દેવીની આજ્ઞા અનુસાર હીંગોરજી રાખ્યું ત્યારપછી હાલા સમાને ત્યાં અનુક્રમે જેહો, જુણો, દેહરો, પલી, જખરો અને ટોથી નામના બીજા છ પુત્રોનો જન્મ થયો અને એક પુત્રી થઈ, તેનું નામ બાઘીકુમારી* રાખવામા આવ્યું.

* બાઘી શબ્દ સૌભાગી અથવા સુભાગનો અપભ્રંશ હોવો જોઇએ.

સૌમાં મોટો કુમાર હીંગોરજી હતો, તે મહાપરાક્રમી અને બુદ્ધિશાળી હતો. હીંગોરજીની ઉમર વીસ વરસની થઈ, ત્યારે એક મોટો દુકાળ પડ્યો. દુષ્કાળના ત્રાસને લઇને પશુ-સમુદાય અત્યંત ત્રાસિત થવા લાગ્યો. આથી હાલો સમો પોતાના સઘળા ભાયાતો અને મોટી મોટી આથીને લઇને સિંધ તરફ નીકળી પડ્યો. આગળ ચાલતાં સિંધની લીલીછમ ભૂમિને જોઇને એક ચારણ કહેવા લાગ્યોઃ—

દુહો—સિંધ સજી સમેંજી, જિકા ઘરેં હોય,
ત વાંઢીં વલાસા કરીં, બેઓ ન બધે કોય.

ભાવાર્થ—જો આખી સિંધ હાલા સમાને ઘેર હોય, તો આપણી આથીને ખૂબ આનંદ થાય. અને કોઈ તેને બાંધી શકે નહિ.

ચારણના ઉપરોકત શબ્દો સાંભળીને હાલા સમાએ કહ્યું, કે ચારણ દેવ, આપના મુખમાં સરસ્વતિનો વાસો હોવાનું કહેવાય છે. તેથી હું ધારૂં છું કે આપણી અવસ્ય ફતેહ થશે.

ચાલતાં ચાલતાં આ સમા સરદારો સિંધમાં સૂમરાઓના પ્રદેશમાં આવી પહોંચ્યા, અને છૂટથી તેમની સીમમાં પોતાની આથી ચારવા લાગ્યા.

દુહો—ન બધે તેંજી ચારીં, બધે તેંજી બેં,
જાલમ હુવં જોરમેં, તિતે વાંઢીએ વે.

ભાવાર્થ—જેઓ કંઇ ન બોલે તેમની જમીન ચારે છે, અને જેઓ સામા થાય છે તેમની જમીનના ધણી થઈ બેસે છે. આ સમા લોકો જ્યાં જોરાવર જાલીમો હોય છે, સાંજ પોતાની આથીનું રહેઠાણ કરે છે.

પોતાની સીમમાં સમાની આથીને બેધડક ચરતી જોઇને એક દિવસ સૂમરા લોકો તૈયાર થઇને સમાઓની વાંઢમાં આવ્યા, અને તેમને પોતાની સીમમાંથી તેજ વખતે ચાલ્યા જવાની તાકીદ કરવા લાગ્યા. પણ આ સમા-લોકો સૂમરાઓથી ગાંજ્યા જાય તેવા ન હતા. તેઓ સામા થયા, અને ઝગડો વધવા લાગ્યો. બંને પક્ષો જોરમાં હોવાથી થોડીવારમાં ઝપાઝપી ચાલુ થઇ, અને સૂમરાલોકોને શૂરવીર સમાઓની માર ખાઇ ત્યાંથી પાછા ફરવું પડયું.

દુહો—સભઇ અચે' સૂમરા, વાંદીં વારણુ વીર,
સમાં તિની સામા થીએં, ડીયે' તરાર'-તીર.

ભાવાર્થ—સઘળા સૂમરાઓ સમા લોકોની વદિ વાળી જવાને આવ્યા પણ સમાઓ તેમની સામા થયા, અને તેમને તીરો તથા તલ્વારોના ઘા કરવા લાગ્યા.

આમ સમા સરદારો સૂમરાઓની સીમમાં ઘણી થઇને ધરાર પોતાની આથો ચારવા લાગ્યા

આ વખતે સિંધ-મોમતુરમાં સૂમરાઓનો સરદાર હમીર સૂમરો રાજ્ય-અમલ ચલાવી રહ્યો હતો. જ્યારે તેણે સમાઓની આપણુદીની વાત સાંભળી ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે સમાઓને હાંકી કાઢવા લશ્કર લઈ જવાની તૈયારી કરી રહ્યો હતો એ અરસામાં તેણે સાભળ્યુ, કે હાલા સમાની નવયૌવના કુમારિકા અતૂલ સૌન્દર્યવતી અને ચન્દ્ર સમાન કાન્તિવાળી છે. આથી હમીર સૂમરાના મનમાં હાલા સમાની લાવણ્યવતી કન્યાને પરણવાના કોડ જાગ્યા તેણે એ સમા સરદારને ત્યા પોતાનું માગું મોકલાવ્યું.

દુહો—હાલા આવે' હલી, સામે' ચડી સમા,
જ-ચે રાણું સિંધમેં, ત ઘલો કર વીયાં.

ભાવાર્થ—હે હાલા સમા, તું અમારી સામે ચડીને અહીં આવેલો છે પણ હવે જો તારે સિંધમાં રહેવું હોય તો સત્વર તારી પુત્રીનાં લગ્ન મારી સાથે કરી આપ.

હમીર સૂમરાનું માગું આવેલું જાણીને હાલો સમો વિચારમાં પડી ગયો તે જાણતો હતો, કે હમીર સૂમરાનો ખોફ વહોરી લેવાથી તેમને સિંધમાં રહેવું ભારે થશે વળી આ વખતે હાલા સમાના સાને પુત્રો બહાર નીકળી ગએલા હોવાથી તે વધારે મુંઝવણમાં પડ્યો. આ તરફ હમીર સૂમરાને પણ હા-ના નો જવાબ તત્કાળ મોકલવાનો હોવાથી હાલો સમો ધર્મસંકટમાં આવી પડ્યો હતો આખરે વિચાર કરતાં તેને હમીર સૂમરા સાથે લગ્ન-સંબંધ સાધવાનું વિશેષ યોગ્ય જણાયું. તેણે કોઇને પણ પૂછયા વગર સૂમરા સરદારના માગાનો સ્વીકાર કરી લીધો.

દુહો—સમા અને સૂમરા, સરચી થીઆ સેણ,
ડિનાં વધાઇયું ઉમેં, કેઆં વરાકા વેણ.

ભાવાર્થ—સમા અને સૂમરાઓએ પરસ્પર પતાવટ કરીને સ્નેહ-સંબંધ બાંધ્યો અને આખા દેશમાં તેની વધામણીઓ મોકલવામાં આવી.

હાલા સમાના કુમારો પાછા ફરતાં જ્યારે તેમણે આ વાત જાણી, ત્યારે તેમને તેમના પિતાના આ ઉતાવળા પગલા માટે અત્યંત દુઃખ ઉત્પન્ન થયું. હાલા સમાનો મોટો પુત્ર હીંગોરજી મહા પરાક્રમશાળી હતો. તે જાણતો હતો કે હમીર સૂમરો એક કુપાત્ર માણસ છે. તેથી તેના પિતાના આ કાર્ય માટે તેને એકદમ માઠું લાગ્યું. પરંતુ એક વખત છૂટેલું તીર પાછું ખેંચી શકાય નહિ, એમ સમજી સૌ કોઇ પોતપોતાનો ગુસ્સો મનમાં શમાવીને શાંન્ત ચિત્તે બેસી રહ્યા.

થોડો વખત વ્યતીત થતાંજ હમીર સૂમરો લગ્ન માટે ઉતાવળ કરવા લાગ્યો હાલો સમો પોતાના પુત્રોની નાખુશીથી અજાણ ન હતો. છતાં તેણે પોતાનું વચન પાળવા ખાતર લગ્નનો દિવસ શુભ મુહૂર્ત જોવડાવીને નક્કી કરી આપ્યો.

બંને તરફ લગ્નની તૈયારીઓ ચાલવા લાગી. લગ્નના દિવસે હમીર સૂમરો મોટી જાન સાથે આવી પહોંચ્યો.

દુહો—તોરણ આયો સૂમરો, સભૈં સમેં ઘર,
સમે બાધી વર, વધાએ વેઆરેઓ.

ભાવાર્થ—હમીર સૂમરો તૈયાર થઇને સમાને ઘેર તોરણે આવ્યો. અને સમાઓએ તેને વધાવીને આસન આપી બેસાડ્યો.

હમીર સૂમરાનાં લગ્નમાં હાલા સમાના મોટા કુંવર હીંગોરજી તથા તેના ભાઇઓએ લેશ પણ ભાગ લીધો ન હતો. છતાં હાલા સમાએ હમીર સૂમરાનાં લગ્ન યોગ્ય વિધિપૂર્વક કરી આપ્યાં.

લગ્નકાર્ય સમાપ્ત થતાં જાનને ચાલવાનો સમય થયો. હાલો સમો પોતાની પુત્રીને દાયજામાં ગાયો, ભેંસો, ઊંટો વગેરેની મોટી મોટી આથો તથા ગોલા-ગોલીઓ આપવા લાગ્યો. આ વખતે વાર

લાગતી જોઇને હમીર સૂમરાએ તેનું કારણ પૂછતાં કોઇકે જણાવ્યું, કે હાલો સમો પોતાની પુત્રીને દાયજામાં માણસો આપતો હોવાથી વખત વ્યતીત થાય છે. આ સાંભળી હમીર અભિમાનથી બોલ્યો, કે "હાલા સમાને જેટલા માણસો આપવા હોય તેટલા ભલે આપે. આપણી પાસે ખાવાનું ઘણું છે. પણ તેમાં આટલો બધો વખત શા માટે લગાડે છે, તે સમજી શકાતું નથી."

હમીર સૂમરાનાં આ અભિમાની વચનો હાલા સમાની છાતીમાં તીરની પેઠે ખૂંચી ગયાં. આ વખતે તેને તેના પુત્ર હીંગોરજીના શબ્દો યાદ આવ્યા. પરંતુ સમા સરદાર હાલાએ હમીર સુમરાનાં કુવેણ પોતાના અંતરમાંજ શમાવી દીધાં. અને પોતાની કુંવરીને સારી પેઠે માલ ધન આપી તેને સંતુષ્ઠ કરી. ઉપરાંત હાલા સમાએ તેને પોતાના રાજ્યના ત્રણ અત્યંત બુદ્ધિશાળી અને પરાક્રમી માણસો આપ્યા. એક માઓ જાતિનો બબ્બર બાનો, બીજો માંજોઠા જાતિનો છત્તો મેહાર, અને ત્રીજો મારડો એમ ત્રણ કાર્યકુશળ માણસો આપી, તેણે તેને વિદાય કરી.

દુહો—માઓ, માંજોઠો, મારડો, બર-બુદ્ધિ ભંડાર,
સમેંજે સરદાર, દિનું ડાયજે ધીયકે.

ભાવાર્થ—સમા સરદારે માઓ, માંજોઠો, અને મારડો નામના ત્રણ બળવાન અને બુદ્ધિશાળી પુરુષો પોતાની પુત્રીને દાયજામાં આપ્યા.

હમીર સમરો અહીંથી ચાલતો થઇને પોતાની રાજ્યધાની મોમતુરમાં આવી પહોંચ્યો અહીં આવી તે પોતાની નવપરિણિત રાણીના સૌન્દર્યમાં એટલો મુગ્ધ બની ગયો, કે તેણે એ સમીરાણી સિવાય પોતાની સઘળી રાણીઓને દોહાગ આપી દીધો. સમાવંશની એ નવી રાણી સિવાય તેણે કોઇ પણ રાણીના મહેલે જવાનું સદંતર બંધ કરી દીધું. હમીર સૂમરાની અન્ય રાણીઓના મનમાં આથી સમીરાણીને માટે ઇર્ષા ઉત્પન્ન થવા લાગી. તેઓ કોઇ પણ પ્રકારે તેનો ઘાટ ઘડી નાખવાની તજવીજ કરવા લાગી. એક દિવસ એક તહેવારનું બહાનું બતાવી તેમણે ઝેરના લાડુનો એક દાબડો પોતાની દાસી સાથે સમીરાણીને મોકલાવ્યો. દાસીએ આવીને એ દાબડાની ભેટ સમીરાણીને હવાલે કરી. આ જોઇને

ખબ્બર બાનો જે સમીરાણીના દરવાજા પર ચોકી કરવાને નીમાયલો હતો, તે આવી પહોંચ્યો. તેને આ લાડુમાં વહેમ પડવાથી તેણે તેમાંથી એક ટુકડો લાંગીને પોતાના મ્હોંમાં નાખ્યો. લાડુનો ટુકડો પેટમાં જતાંજ તેના શરીરમાં રોમેરોમ ઝેર વ્યાપી ગયું. તેજ વખતે તે ધગ! દેતો જમીન પર તૂટી પડ્યો. પોતાના વફાદાર સેવકને આમ એકાએક જમીનપર ઢળી પડેલો જોઇને, સમીરાણી ગભરાઈ ગઇ. તે પોતાની દાસીઓને બોલાવવા માટે બૂમો પાડવા લાગી. આ ગરબડાટ સાંભળીને હમીર સુમરાની અન્ય રાણીઓ પણ દોડી આવી, અને શુ બન્યું તે પૂછવા લાગી સમીરાણી તો કોઇને કંઈ પણ પ્રત્યુત્તર આપવા સિવાય પોતાના નીમકહલાલ નોકરની સાર વાર કરવા લાગી અને તેને માટે અત્યંત શોક કરવા લાગી.

દુહો—સું બાબાણું બાનું મોઓ, સતેં સમધરેં બન,
હીરા વરણે ડંધડે, સુરત કર ઓવન.

ભાવાર્થ—સાત સમુદ્રોમાં મીઠી વીરી જેવો, હીરા જેવા દાંતવાળો અને સુવર્ણ સમાન કાન્તિવાળો, પિતા સમાન સ્નેહાળ મારો સેવક આજે અવસાન પામ્યો.

દુહો—બાબાણું બાનુ મોઓ, મુગટ વેઓ સુડ઼સાં,
રેખડિયારેં ડંધડે, ભંજે કંધ ભડાં.

ભાવાર્થ—સુવર્ણ-રેખા-મંડિત દાંતવાળો, મર્દોના મુકુટ જેવો, ભડવીરોના કાંધ ભાગનારો અને પિતા જેવા ચાહવાળો મારો સેવક બાનો આજે સ્વર્ગવાસી થયો.

એક અદના ચાકરને માટે આટઆટલાં રૂદન કરતી સમીરાણીને જોઇને અન્ય રાણીઓને નવાઇ લાગી તેમણે તેની મશ્કરી કરતાં કહ્યુ,—

દુહો—સભૅ પાર બાનેં કે, સારે ચઓંતી,
હાસે જેંડે પેય-લા, કી હડ રખેંતી ?

ભાવાર્થ—તું તારા નોકર બાનાને માટે આટલું કલ્પાત કરી રહી છે, તે તારા પિતાને માટે કંઈ બાકી રાખીશ કે નહિ ?

રાણીઓનાં આવાં વચન સાંભળીને સમીરાણીના ક્રોધનો પાર

રહ્યો નહિ. તે બોલી મારા પિતાના મૃત્યુ વખતના પાર* તમારે સાંભળવા હોય તો તે પણ સાંભળો:—

દુહો—ઉભ મનણ, ભું ત્રાંમડી, મું બાબો મંધિયાણ;
હેક ધ્રસૂકેસેં કરે, ઢીલી સભ ખુરસાણ.

ભાવાર્થ—આભ જેનું મંડાણ છે. અને ભોય તામડી છે તેમા મારો પિતા મંધિયાણી+ સ્વરૂપે છે. તે એકજ ફૂસકે સઘળી સત્તાઓને હચમચાવી દેવા શક્તિવાન છે.

દુહો—હાલો કચ્છી રાજિયો, સાંધાણી તાં સુગાર;
સમું સરગ સિધાઈંધો, ત પોંધો ડેહ ડકાર.

ભાવાર્થ—કારીકચ્છીનો રાજવી હાલો સાંધાણી જ્યાં લગી હયાત છે ત્યા લગીજ સારો સમય છે. એ સ્વર્ગવાસી થતાં દેશમાં દુષ્કાળ પડશે

સમીરાણીએ પોતાના પિતાની કરેલી આટલી બધી તારીફ અન્ય રાણીઓથી સહન થઇ શકી નહિ. આથી કુંધઇ નામની એક રાણી મોઢું મરડીને સમીરાણીને કહેવા લાગી, કે તને અને તારા પિતાને હું સારી પેઠે ઓળખું છું, કે તમે છાશના પીનારા વાઢિયાર લોકો છો

દુહો—ઝિઝી સુગોડેને પીએં, નિત ઉિયાણી છાય,
વિઠી વેણ વડા કઢેં, કીક સચ્ચ ગાલાય.

ભાવાર્થ—તમે લોકો હંમેશાં છાશને વલોવીને પીનારા છો. તુ નાહક આવા મોટાં વેણ કાઢે છે તે કંઇક સાચી વાત કર

સમીરાણી અને અન્ય રાણીઓ વચ્ચે આમ રસાકસી ભરેલો વાદવિવાદ ચાલતા છેવટે વાત વધી જવા પામી, અને કુંધઇરાણી એ તેના તરફ પોતાના પગની ચાખડીનો ઘા કર્યો

દુહો—ખણી ચાખડી હથ કઇ, ક્રોધ ભિંન્ન કુંધાઈ;
છડકાઇ છેલાઇમેં, સમી થઈ સવાઈ.

---

* મરણ પામેલાના ગુણ ગાઇને રડવું તે.
\+ છાશ વલોવવાનું સાધન.

**ભાવાર્થ**—કુંધઇ રાણીએ ક્રોધથી ચાખડીનો ઘા કર્યો પણ સમી રાણી તે ચાલાકીથી ચૂકાવી ગઇ, અને તેના કરતાં સવાઇ બની.

સમીરાણીએ પોતાની તરફ આવેલી ચાખડીનો ઘા ચૂકવીને તરત તે પાછી કુંધઇ તરફ ફરી, અને તેને એજ ચાખડી વતી મારવા લાગી.

**દુહો—સમી ઉથઇ સટ કરે, હથેં ઝટે હાર;**
**હુંય ચાખડીઉં ચાર, રેઓ રત રેડા કરે.**

**ભાવાર્થ**—સમી રાણીએ ઉભી થઇને દોટ મૂકી. કુંધઇનો હાર તેણે ઝૂંટવી લીધો, અને તેને ચાર ચાખડીઓ એવી મારી, કે તેના મસ્તકમાંથી લોહી વહેવા લાગ્યું.

આ વખતે સઘળી રાણીઓ ત્યાંથી ઊઠીને ચાલતી થઇ, અને હમીર સૂમરા પાસે સમીરાણી વિરૂદ્ધ ફરિયાદ કરવા લાગી.

**દુહો—રૂંન્યું ને રાડું કન્યું, વઇયું હમીર વટ;**
**સમી સભઇં મારૈયું, રૂવે રાણીઉં રત્ત.**

**ભાવાર્થ**—રાણીઓ ખૂબ રડતી અને રાડો પાડતી હમીર સૂમરા પાસે પહોંચી ગઇ અને કહ્યું, કે સમી રાણીએ અમો બધી જણીઓને ખૂણી માર મારી છે.

આ સાંભળીને હમીર સૂમરાને સમીરાણી પર ક્રોધ વછૂટ્યો. જ્યારે તેણે જાણ્યું, કે સમીરાણીએ પોતાના પિતાનાં પરાક્રમોના અભિમાનને લઇને આ કજીયો કર્યો છે, ત્યારે તેના ક્રોધાગ્નિમાં જાણે ઘૃત હોમાયું. તેણે સમીરાણીનો ગર્વ ગાળવા તેના પિતા હાલા સમાનું હડહડતું અપમાન કરવાની યોજના યોજી તેણે તેજ દિવસે હાલા સમાને સમાચાર મોકલ્યા, કે "તમારી પુત્રી છેલ્લા શ્વાસ લઇ રહી છે, માટે તેનું મોઢું જોવુ હોય તો ઘડીના છઠ્ઠા ભાગમાં અહીં આવી પહોંચજો"

હમીર સૂમરાનો આ સંદેશો સાંભળીને હાલા સમાના અંતરમાં અત્યંત ઉદ્વેગ થવા લાગ્યો. તે તરતજ પોતાની પુત્રીને મળવા જવા તૈયાર થયો. એક ઝડપી ગતિવાળી સાંઢણી પર સવાર થઇ, તેણે

તે વાયુવેગે મોમતુરના માર્ગે મારી મૂકી ત્યાં પહોચીને તેણે તર-તજ પોતાની પુત્રીની તપાસ કરાવતાં તેને જણાયું, કે તેની તબી-યત તો તદ્દન સારી છે આથી હાલા ગમાના મનમાં વહેમ પડ્યો તે આ બાબત વિષે પૂરતી તપાસ કરવાને તરતજ હમીર સૂમરાના રાજદરબાર તરફ ચાલવા લાગ્યો

હાલો સમો કચેરી તરફ ચાલ્યો આવે છે, એવા સમાચાર હમીર સૂમરાને મળતાં તેણે તેની મશ્કરી કરવા માટે આખી કચેરી માણુસોથી ચીકાર કરી દીધી જરા પણ જગ્યા ફાજલ ન રાખવા તેણે સૌને સૂચના કરી દીધી હાલા ગમાને એક ગમરાયલા ગામ-ડીઆની માફક દૂર જોડા મૂકવાની જગ્યાએ ઉભો રહેવો જોવાના હમીરના મનમા કોડ જાગ્યા.

સૂમરા સરદારના ફરમાન અનુસાર કચેરીની સઘળી જગ્યા માણુસોથી ખીચોખીચ ભરાઈ ગઇ કયા તલ પૂરવા જેટલી જગ્યા પણ રહેવા પામી નહિ હાલો સમો અહીં આવી પહોચ્યાજ તેને જણાયું, કે કચેરીમા ઉભા રહેવા જેટલી જગ્યા પણ શિલકમા નથી. હાલો સમો અહીં આવીને અપમાનિત દશામાં ઉભો રહે, કે પાછો ફરે તેવો ન હતો. તરતજ તેને પોતાનુ માન જાળવી લેવાની એક સુદર યુક્તિ સૂઝી આવી તેના હાથમા એક મોટો ભાલો હતો તેની અણી જમીન પર મૂકવા તેણે તરતજ તેને આગળ કર્યો. ભાલાની અણીના ભયથી કચેરીના માણુસોએ જરા જરા ખસી જ ઇને તરતજ તેને જમીન પર મૂકવા જેટલો માર્ગ કરી આપ્યો તેજ ક્ષણે હાલા સમાએ પોતાનો પગ ભાલાની બાજુમા મૂકી દીધો, અને વળી પાછો ભાલાની અણીના બળે નવો માર્ગ કરીને ત્યા આવીને ઉભો આમ કરતા કરતા તે છેક હમીર સૂમરાની બેઠક પાસે પહોચી ગયો સૂમરા સરદારને રામરામ કરી તે તેની બાજુમા જઇને બેઠો હાલા સમાની આ અજબ જેવી યુક્તિથી હમીર સૂમ રો પોતે અને તેની કચેરીના સઘળા સરદારો આશ્ચર્યમુગ્ધ બની ગયા હમીર સૂમરાની આ આખી યોજના નિષ્ફળ જવાથી તેના મોઢા પર ભોઠપની કાળાશ ફરી વળી

હમીરે હવે હાલા સમાને હલકો પાડવા માટે બીજી વાત છે-ડવા માડી. તેનાં લગ્ન વખતે હાલા સમાના સાતે કુમારોએ લેશ

પણ ભાગ લીધેલો ન હતો. આ વાત તેના હૃદયમાં ઘણા દિવસથી ખટકી રહી હતી હમણાં બરાબર લાગ આવેલો જાણી તે બોલ્યો, "હાલા સમા, તમારા પુત્રો તમામ બેઅક્કલ છે. માટે જો તમે તેમને અહીં અમારી પાસે મોકલાવો, તો અમે તેમને કંઈક વિવેક શીખવીએ અને કામે લગાડીએ."

દુહો—હાલા તોજા પુત્ર, અંઈન ટંબર ટંબરા,
અસાં વટ જ આણીએં, ત લગાઇયું કેં સિત્ર.

ભાવાર્થ—હાલા સમા, તમારા પુત્રો નાના અને બેસમજ છે. જો તમે તેમને અહીં મોકલાવો તો અમે તેમને કંઈક ઉદ્યમે લગાડીએ.

હમીર સૂમરાની આ વાત હાલા સમાના મનમાં ભાલાની માફક ખૂચી ગઈ હમીર સૂમરાની સઘળી મનોભાવના ચતુર હાલો હવે કળી ગયો હતો. તે મૂછ પર હાથ નાખી હમીર સૂમરાને પ્રત્યુત્તર આપતાં બોલ્યો:—

દુહો—સમાં સિત્રં ન કરીં, પવંગ પલાણીં,
તો જેડૈં કેકેં વટા, લોડે ધણ આણી.

ભાવાર્થ—સમા લોકો ચાકરી કરે નહિ પરંતુ અશ્વ પર સવારી કરે અને તારા જેવા અનેકની આથો પણ વાળી લાવે.

હાલા સમાના ઉપરોક્ત શબ્દો હમીર સૂમરાને અત્યંત અપમાનકારક જણાવાથી તે બહુ રીસે ભરાયો.

દુહો—વેરી ધણુ વારે અચેં, ધ્રિજેં ન કેંજે ધ્રા,
હમીર ચેં હાલા સમા, ઈ પુતર કેંજા?

ભાવાર્થ—હમીરે હાલા સમાને કહ્યું, કે જેઓ વેરીઓનાં ધણ વાળી આવે છે, અને કોઈનો ડર રાખતા નથી એવા એ કોના પુત્રો છે?

હમીર સૂમરાની આ વાતથી હાલો સમો ક્રોધાયમાન થઈ ગયો. તેની આંખો લાલચોળ બની ગઈ. તે બોલ્યો "સૂમરા સરદાર! જો મારા પહેલવાન પુત્રોને તું પીછાણતો હોત, તો તું આવા અસભ્ય વચનો કદી પણ ઉચ્ચારત નહિ. મારા પરાક્રમી પુત્રોના ઘા જેમને લાગેલા છે, તેમને હજુ રૂઝ વળી નથી."

"પણ સમા સરદાર!" હમીરે ગંભીરતાનો ડોળ કરીને કહ્યું, "તમે લોકો તો વાહિયાર કહેવાઓ તમારા પુત્રોની તમે આટલી બધી પ્રશંસા કરો છો, પણ એ છાશના પીનારા શું લડવાના હતા?"

દુહો—પેટર પુત્ર સંધા, વિઠો કૉ વખાણીએ ?
કૅડે કાજ કંધા, ઉભા મુતરેં ઉઠ જીં.

ભાવાર્થ—હાલા સમા, તું તારા મોટા પેટવાળા પુત્રોનાં આટલા વખાણ શામાટે કરી રહ્યો છે? જેઓ ઊંટની માફક ઊભા ઊભા મૂતરે છે, તેઓ શું પરાક્રમ કરવાના હતા?

આ સાંભળીને હાલા સમાના ક્રોધનો પાર રહ્યો નહિ તે તરતજ બોલી ઊઠ્યો —

દુહો—અવરીયું કરીએં અસાંસેં, સુણ તું સિંધ હમીર,
ક ઑ પલટ્યા ભૂમરા, ક વાયા ફ્રિરે વીર ?

ભાવાર્થ—હે સિંધના હમીર સમરા, તું અમારાથી અવળી વાતો કરે છે તે તારા ગ્રહો પલટ્યા છે કે તારી બુદ્ધિ ફરી ગઈ છે?

હાલા સમાને હવે રગેરગ ક્રોધ વ્યાપી ગયો હતો તે બોલ્યો, હમીર સૂમરા, સમા સિંહોને છછેડવામાં કોઇએ સાર કાઢ્યો નથી. માટે અવળા વેણ કાઢીને તારે પણ જરૂર વિમાસવું પડશે

હમીર સૂમરાને હવે ભય પેઠો, કે હાલો સમો જો છૂટો હશે તો જરૂર કંઈક ઉંધુ વાળી બેસશે. આ કારણથી તેણે તરત તેને પોતાના બદીવાન તરીકે જાહેર કરી દીધો

દુહો—હમીર હાએ કે ચએ, સુણ સાંધાણી મલ્લ,
જડેં સૂમરેં સમાં ફિરે, તડેં તાં મોકલ.

ભાવાર્થ—હમીર હાલા સમાને કહે છે કે, હે સાધ જામના જોરાવર પુત્ર તું સાંભળ. હવે તો જ્યારે તારા સમા વીરો સૂમરા સરદારોને આડા ફરશે ત્યારેજ તને રજા મળશે

હાલા સમાએ વિચાર્યું, કે હમણાં સામા થવામાં માલ નથી આથી તે શાન્ત રહ્યો અને હમીર સૂમરાને સમાઓની શક્તિ બતાવવાના ઉદ્દેશથી તે તેના નજરકેદી તરીકે રહેવા લાગ્યો

દુહો—હાલે હીંગોરલ કે, ચિઠીયું લખયું ચાર,
મીણાં ડિનાં સૂમરેં, વેલો કરજ વાર.

ભાવાર્થ—હાલા સમાએ હીંગોરજીને સમાચાર મોકલ્યા, કે સમરાઓએ અમને મ્હેણાં આપ્યાં છે માટે તરત સંભાળ લેજે.

હાલા સમાનો સંદેશો સાંભળીને હીંગોરજીને હાડોહાડ ક્રોધ વ્યાપી ગયો. હમીર સૂમરા પાસેથી હાલા સમાનું વેર લેવા તેના સઘળા શૂરવીર પુત્રો તલપાપડ બની રહ્યા.

દુહો—પલી પાણી ન પીએ, જુણો અન્ન ન ખાય,
હાણે સિંધ-હમીરસેં, પાંજે કરણું કાય ?

ભાવાર્થ—પલીએ પાણી પીવાનું અને જુણાએ અન્ન ખાવાનું છોડી દીધું. તેઓ કહેવા લાગ્યા કે સિંધના હમીર સૂમરાથી હવે આપણે શું કરવું ?

બીજેજ દિવસે સમાવીરોએ પોતાની સઘળી ફોજ એકઠી કરી લીધી. અને તેઓ સિંધના હમીર સૂમરાના રાજ્ય પર હુમલો લઇ જવા કૂચ કદમ ચાલવા લાગ્યા.

દુહો—સમાં સભઇ ચડેઆ, અંબર લગી ખેં,
મારીંધા સે ડે, જિત હાલે લધો મીયણું.

ભાવાર્થ—સઘળા સમાવીરો તૈયાર થઇને ચઢ્યા અને તેની ધેંખાર આકાશમાં ઉડવા લાગી. જ્યાં હાલા સમાને મ્હેણાંનાં વચનો કહેવામા આવ્યાં છે તે દેશ તેઓ જરૂર જીતી લેશે.

હાલા સમાના સાતે કુમારો પોતાની તમામ ફોજ સાથે સિંધ મૌમતુર તરફ ચઢી ચૂક્યા નોબત-નગારાં અને નિશાન સાથે આ સમાવીરોનું સૈન્ય મજલ-દરમજલ કરતું આગળ ચાલવા લાગ્યું. રસ્તે ચાલતાં હીંગોરજીને વિચાર આવ્યો, કે સાતે ભાઇઓએ એકી સાથે રણ-સંગ્રામમાં ચડવું એ વાજબી નહિ આથી તેણે પોતાના સૌથી નાનાભાઇ હોથીને પાછા વળી જવા માટે સમજાવવા માંડ્યું. પરંતુ હમીર સૂમરા પાસેથી પિતાના વેરનો બદલો લેવા માટે તલસી રહેલો હોથીકુમાર હવે પાછો ફરવા જરા પણ તૈયાર ન હતો. આથી તેના સઘળા ભાઇઓ ભેળા થઇને તેને પાછો ફર-

વા આગ્રહ કરવા લાગ્યા. આ અત્યાગ્રહને વશ થઇને હોથી કુમારને ત્યાંથી અણુટકે પાછા ફરવાની ફરજ પડી

હોથી કુમારને પાછો વળી આવેલો જોઇને તેની ભાભીઓને તેની મશ્કરી કરવાનું મન થયું. તેઓ તેને કહેવા લાગી, કે "હોથીકુમાર! તમે તો અમારી સાથેજ શોભો. તમે વળી આવ્યા તે બહુજ સારૂં કર્યું. કારણ કે ત્યાં તો ભાલાની અણીઓ છે અને હાથે કરીને ભાલાને ભેટવા કોણ તૈયાર થાય?"

ભાભીઓના આવા સખ્ત શબ્દો હોથીકુમાર સહન કરી શકે તેવો ન હતો તેનું માથું ફરવા લાગ્યું. ભાલાની અણીઓ કરતાં ભાભીઓનાં વેણ તેને વધારે અસહ્ય જણાયાં તે એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા વગર તરતજ ત્યાંથી પાછો ફર્યો. હોથીને આમ ખરેખર પાછો ફરતો જોઇને તેની ભાભીઓ તેની પાછળ દોડીને તેને મનાવવા લાગી અને પોતે તેને માત્ર મશ્કરી રૂપેજ કહેતી હતી, એમ સમજાવવા લાગી. પણ હઠે ચડેલો હોથીકુમાર હવે પાછો વળે તેમ ન હતું. તેણે તેજ વખતે પોતાનો ઘોડો પાછો ફોજની પછવાડે મારી મૂકયો.

આ તરફ હીંગોરજી પોતાના સૈન્ય સાથે આગળને આગળ ચાલવા લાગ્યો. રસ્તામાં હીંગળાજ માતાનુ સ્થાનક આવતા હીંગોરજીએ માતાનાં દર્શન કરી તેને બલિદાન ચડાવ્યું.

દુહો—બાર્ફા ચડાયા બકરા, પાડા ચડાયા સાન,
હીંગલાજ હીંગોરજી, મથે થઈ તુસમાન.

ભાવાર્થ—હીંગોરજીએ હીંગલાજ માતા પર બાર બકરા અને બાર પાડાઓનો ભોગ ચડાવ્યો તેથી તે તેના પર પ્રસન્ન થઇ.

હીંગોરજી જ્યારે સિંધ–મોમતુરની પાડોશમાં આવી પહોચ્યો, ત્યારે સીમમાં ગાયો, ભેંસો અને ઉંટોની મોટી આથો ચરતી તેના જોવામા આવી. તપાસ કરતાં જ્યારે તેને જણાયુ, કે એ આથો બીજા કોઇની નહિ, પણ હમીર સૂમરાની પોતાનીજ છે, ત્યારે તેના આનંદનો પાર ન્હો નહિ તેણે તરતજ આથોના સરદાર પર હુમલો કરી, આથો વાળી લેવાનો પોતાના માણસોને હુકમ કરી દીધો

આથોની ચોકી કરનાર છત્તો મેહાર એક ટેકરી પર બેઠો હતો. આ છત્તો મેહાર બીજો કોઇ નહિ પણ હાલા સમાએ પોતાની પુત્રીના દાયજામાં જે મેહાર હમીર સૂમરાને આપ્યો હતો તેજ હતો. છત્તા મેહારને ખબર ન હતી, કે સામે આવતું લશ્કર સમા સરદારોનું છે. તેમ સમા વીરો પણ જાણતા ન હતા, કે એ માણસ છત્તો મેહાર છે. સમા ઘોડેસ્વારો તરતજ છત્તા મેહાર પર ચડી આવ્યા, અને તેને હથિયાર ફેંકી દેવા હુકમ કર્યો. છત્તો મેહાર એમ હથિયાર ફેંકી દે એવો કાયર ન હતો. તે બોલ્યો, "હું હથિયાર ફેંકી દઈને મારા માલીક સમા સરદારોને કદી પણ લજવીશ નહિ." આમ કહેતાંજ તેણે સમાઓની ટુકડીમાં તીરોનો મારો ચલાવવા માંડ્યો. છત્તા મેહારની વાત પર કોઈનું લક્ષ ગએલું ન હોવાથી, તેમજ તેણે એક પછી એક તીરો છોડવાં ચાલુ કરી દીધેલાં હોવાથી, સમા સવારોની ટુકડી એકદમ તેના ઉપર ધસી આવી. આથી આ શૂરવીર મેહાર દૃઢતાપૂર્વક પોતાની ફરજ બજાવતાં પોતાનાજ માલીકોના ઘોડાઓના દાબડા વડે કચડાઈ ગયો—છૂંદાઇ ગયો.

દુહો—તીર-કમાન ત્રે સિંગડી, મેહાર મૂર ન ડે,
છત્તો પેઓ પટ મથે, ચિગરાણું ઘોડે.

ભાવાર્થ—છત્તા મેહારે પોતાનાં હથયાર છોડી દીધાં નહિ, અને તે ઘોડાઓથી ચગદાઇને જમીન પર પડ્યો.

જ્યારે સમા લોકોને આ છત્તા મેહારની ઓળખાણ પડી, ત્યારે તેને અત્યંત અફસોસ થયો. પરંતુ આ સમય અફસોસ કરવાનો ન હતો. તેમણે તરતજ સઘળી આથો વાળીને લઇ જવા માંડી. આથો ચારનાર રબારીનો એક કાન કાપી તેને હમીર સૂમરા પાસે ખબર દેવા રવાના કર્યો.

આ વખતે હીંગોરજીએ પોતાના માણસોને કહ્યું, કે આપણે ફેરાઉ-ઘોડા[1] કરવા કરતાં ચલ-કટક* કરીને હમીર સૂમરાની છાતી

[1] ફેરાઉ-ઘોડા=આથો વાળી લઇને ત્યાંથીજ પાછા વળી જવું તે.

* ચલ-કટક=આથો વાળી લઇ, તેના માલીકની રાજધાનીના કિલ્લાની ચારે તરફ ફેરવી, તેને ચેતવણી આપીને લઈ જવી તે.

પરથી આ સઘળી આથો લઇ ચાલીએ તોજ મારા હૃદયને ખરી શાન્તિ થાય. હીંગોરજીની આ વાત સૌએ વધાવી લીધી. સઘળી આથો હમીર સૂમરાની રાજધાની મોમતુર તરફ ચાલવા લાગી. કિલ્લાની પાસે આવી પહોંચતાં હીંગોરજીએ આથોને કિલ્લાની ચારે બાજુ ફેરવીને લઇ જવાનો હુકમ કરી દીધો.

હમીર સૂમરો સમા લોકોનું કટક અણુચિંતવ્યું આવી પહોંચેલું જોઇને આશ્ચર્ય પામ્યો. તેણે તરતજ પોતાની ફોજને તૈયાર થઇ જવા હુકમ આપી દીધો.

જ્યારે હીંગોરજી પોતાની ફોજ તથા આથો સાથે ગઢ પાસેથી પસાર થઇ રહ્યો હતો, ત્યારે હમીર સુમરાની અન્ય રાણીઓ હાલા સમાની પુત્રી સમીરાણી પાસે આવી પહોંચી, અને કિલ્લાની પ્રદક્ષિણા કરતા સમાવીરોમાંથી તેના ભાઇઓને ઓળખાવવા આગ્રહ કરવા લાગી.

દુહો—બંધવ તોજા બાધી, કર ઉલટયા અચેં સાન,
ક અગીયા, ક પોંઠયાં, ક વિચ્ચ જુવાણ ?

ભાવાર્થ—હે બાધી રાણી, તારા ભાઇઓનું લશ્કર માતેલા સાંઢની માફક ધસતું આવે છે. તેમાં તારા ભાઇઓ આગળ છે, કે પાછળ છે, કે મધ્યમાં છે ?

આ સાંભળીને સમીરાણીએ વિચાર કર્યો કે જો હું કહીશ, કે મારા ભાઇઓ આગળ છે, તો આ બધી જાણીઓ એમ કહેશે કે એ તો ભાગતા જાય છે. જો કહીશ કે પાછળ છે તો કહેશે, કે એ તો *સીસ્તી છે. અને જો કહીશ કે વચમાં છે તો કહેશે કે બીકણ છે. માટે વિચારીને જવાબ આપવો એમ સમજી તે બોલી:—

દુહો—ન અગીયા ન પોંઠયાં, ન કો વિચ્ચ જુવાણ,
પાટ-પટંબર પધરા, સરખા ભા સુજાણ.

ભાવાર્થ—મારા ભાઇઓ આગળ પણ નથી. પાછળ પણ નથી અને વચમાં પણ નથી. પણ શાલ-દુશાલાવાળા બધા સરખા જણાતા મારા ભાઇઓ છે.

---

* પખાલી.

બાધી રાણીનો ચાતુર્ય-પૂર્ણ ઉત્તર સાંભળીને, તેની મશ્કરી કરવા આવેલી હમીર સૂમરાની સઘળી રાણીઓ ઠરી ગઇ. હાલા સમાના પુત્રોનાં પરાક્રમોની વાતો આખા શહેરમાં ચર્ચાવા લાગી.

હીંગોરજીએ પોતાની સઘળી ફોજને આગળ ચાલતી કરી અને પોતે પોતાના પિતા હાલા સમાના ખબર મેળવવા, પચ્ચીસ સમા સરદારો સાથે ગુપ્ત વેશે હમીર સૂમરાની રાજધાનીમાં દાખલ થઇ ગયો.

થોડાજ સમયમાં હમીર સૂમરાના સૈનિકો પણ શસ્ત્ર-સજ્જ થઇને તૈયાર થઈ ગયા. હમીર સૂમરો પોતે પણ તેમની સાથે ચડવા તૈયારી કરવા લાગ્યો. આ સમાચાર સમી રાણીને પ્રાપ્ત થતાં, તેણે તક આવેલી જાણીને હમીર સૂમરાને સંદેશો મોકલાવ્યો કેઃ—

દુહો—ધડ ધીંગા, મોં મુગતો, મુડસ મુછડીયારો,
હમીર હીંગોરલ ડિસેં, ત તેંનું કજ ટારો.

ભાવાર્થ—હે હમીર સુમરા! જે મજબુત શરીરવાળો અને પહોળા મ્હોં વાળો મૂછાળો હીંગોરજી તને જોવામાં આવે, તો તેની સાથે લડાઇમાં ન ઉતરતાં દૂર થઇને ટાળો દેજે. અર્થાત્ તેની સાથે લડતાં તું જીતી શકીશ નહિ.

સમીરાણીનો આ સંદેશો સાંભળીને હમીર સૂમરાને હાડોહાડ ક્રોધ વ્યાપી ગયો. સમા લોકોનો વિનાશ કરી સમી રાણીનો મદ ઉતારવા હમીર સૂમરો હવે જાણે ગાંડો બન્યો. તે તૈયાર થએલા લશ્કરને લઇને તરતજ ત્યાંથી ચાલતો થયો, અને અર્ધું લશ્કર જે પાછળ હતું, તેને અર્ધા ગાઉ પર આવેલા મેલાણ પર મધરાત સુધીમાં પહોંચી આવવાનો હુકમ કરી દીધો.

હમીર સૂમરાની રાજ્યધાનીમાં નજરકેદી તરીકે રહેલા હાલા સમાએ આ તકનો લાભ લઇ લેવાનો વિચાર કર્યો. તે રાત્રિ સમયે પોતાના સાત માણસોને લઇને, મોમતુરના દરવાજા પાસે શસ્ત્ર-સજ્જ થઇને હાજર થઇ ગયો. સૂમરા સૈનિકો જેમ જેમ શહેરમાંથી બહાર નીકળતા આવ્યા, તેમ તેમ તે તેમને કાપી નાખતો આવ્યો. આ સાત જણાએ મધ્યરાત્રિ સુધીમાં અગણુત યોદ્ધાઓનો સંહાર કરી નાખ્યો. આ ધીંગાણામાં આખરે હાલો સમો પોતે પોતાના

સાતે વફાદાર સેવકો સાથે રણમાં પડયો શરીર પર લાગેલા અનેક જખ્મોમાં ચકચૂર બનીને, પોતાના વફાદાર મૃતસેવકો વચ્ચે પડેલો હાલો સમો સંતોષનો એક છેલ્લો શ્વાસ લઇને બોલ્યોઃ—

દુહો—આંઉ મરકાં બેલીએં, મું વટ જુકો મુઆ,
છિજે મોતી હાર તીં, પાસો પાસ પેઆ.

ભાવાર્થ—જેમ મોતીનો હાર તૂટે, અને તેનાં બધાં મોતી એકમેકની પાસે પડી રહે, તેમ મારી પાસેજ મૃત્યુ પામેલા મારા વફાદાર સાથીઓ જોઈ મારે અભિમાન લેવું જોઇએ.

દુહો—ચાર સમાં બ સીરૂ, સતાં લંગા સાથ,
રેઆ રામાયણ કરે, કોટ ધરાજે પાસ.

ભાવાર્થ—ચાર સમા બે સીરૂ જાતિના અને એક લંગો એમ સાતે જણ મહા યુદ્ધ જમાવીને કિલ્લાની પાસેજ મૃત્યુવશ થયા.

આ તરફ હાલા સમાની તપાસ અર્થે નીકળેલા હીંગોરજીને જ્યારે જાણ થઈ, કે તેના પિતાએ તો પોતાના સાત માણસો સાથે સૂમરા સૈનિકોનો કચ્ચરઘાણ વાળી નાખ્યો છે, ત્યારે તે પણ તેજ વખતે કિલ્લાની બહાર આવી પહોંચ્યો. પરંતુ હાલો સમો તે સમયે પોતાના મૃત્યુ પામેલા સાત સેવકો વચ્ચે છેલ્લા શ્વાસ લઈ રહ્યો હતો. આ વખતે પોતાના પરાક્રમી પુત્ર હીંગોરજીને આવી પહોંચેલો જોઇને હાલા સમાના અંતરમાં અવર્ણનીય આનંદ વ્યાપી રહ્યો. તેણે પોતાના પીરપુત્રને ભેટીને તેજ વખતે હર્ષાશ્રુ વચ્ચે પ્રાણ–ત્યાગ કર્યો.

હીંગોરજીએ આ આઠે જણની લોથોને ઊંટો પર લઇ લીધીં. અને પોતે પોતાની ફોજ સાથે થઈ જવા ત્વરિત ગતિએ ત્યાંથી ઉપડી નીકળ્યો.

રાત્રિનો સમય હતો. હીંગોરજી પોતાની ફોજને પકડી પાડવા પૂરપાટ ધસ્યો જતો હતો. પણ રસ્તામાં માર્ગ ચૂકી જતાં તે થર કોડીયા નામના એક સૂમરા સરદારની વાંઢમાં આવી ચડ્યો થરકોડીઓ એ હમીર સૂમરાનો એક વફાદાર મિત્ર હતો. આજે તેની

વાંહમાં તાઇ ધોધાણી નામનો હમીર સૂમરાનો સરદાર જે રાજ્ય-કાર્ય પ્રસંગે બહાર ગયો હતો તે ત્યાંથી પાછો ફરતાં આવીને ઉતર્યો હતો. સૂમરાઓ પર સમાઓ ચડી આવ્યાની વાત તેને કાને આવી હતી જ્યારે તેને ખબર પડી, કે સમા લશ્કરનો સરદાર હીંગોરજી પોતે માર્ગ ચૂકી જતાં અહીં આવી ચડ્યો છે, ત્યારે તેણે આ તકનો લાભ લઇને તેનો ઘાટ ઘડી નાખવાનો વિચાર કર્યો રાત્રિ સમયે માર્ગ ભૂલેલા સમા વીરો પર તે પોતાના પચાસ માણસો સાથે એકદમ તૂટી પડ્યો. પરંતુ હાલા સમાનો મહા પરાક્રમી પુત્ર હીંગોરજી એથી ડરી જાય એવો ન હતો તેણે તરતજ પોતાના માણસોને વ્યવસ્થિત કરી લીધા, અને સૂમરા સૈનિકોનો સામનો કરવા તૈયાર થઇ ગયો તેના સૈનિકોએ અત્યંત શૌર્ય અને કૌશલ્યથી સૂમરા લશ્કર પર વિજય પ્રાપ્ત કરી, આ નવી આવી પડેલી આફતનો નિકાલ કરી દીધો

દુહો—પિંજાઓંસેં મારેઓ, તાઈ ધોધાણી,
હીંગોરલ હલ ધો થેઓ, કુંવર હાલાણી.

ભાવાર્થ—તાઈ ધોધાણીને તેના પચાસ માણસો સહિત મારી લઇને, હાલા સમાનો કુંવર હીંગોરજી ત્યાંથી ચાલતો થયો.

હમીર સૂમરો જે સમા સરદારોને શિકસ્ત આપવા મોમતુરથી ચડી ચૂક્યો હતો, તે પણ વહેલી પ્રભાતે કુન્નરઢઢ ઉપર જ્યા સમાઓ છાવણી નાખીને પડ્યા હતા, ત્યા આવી પહોચ્યો અહીં આવતાજ તેણે સમા સરદારોની છાવણી પર એકાએક છાપો માર્યો સમા વીરો સૂમરા સૈન્યનો સામનો કરવાને તૈયારજ હતા તેઓ તરતજ વ્યવસ્થિત થઇને ગોઠવાઇ ગયા લડાઇ ચાલવા લાગી

સમીરાણીએ હમીર સૂમરાને હીંગોરજીથી દૂર રહેવાનું જે મ્હેણું માર્યું હતું, તે હમીર સૂમરાના મનમા શલ્યની પેઠે ખટકી રહ્યુ હતુ તે સમા સૈન્યમા હીંગોરજીને શોધતો ફરવા લાગ્યો. પરંતુ હીંગોરજી હજુ સુધી અહીં આવી પહોચેલો ન હોવાથી હમીર સૂમરાને તેની ભાળ જડતી ન હતી

સૂમરા-સૈન્યનો સરદાર સુર્તફરદા પોતાની ફોજને ઉશ્કેરતો અને ઉત્તેજિત કરતો લડી રહ્યો હતો આ સ્થળે સમા વંશનો મા

ગણહાર મીર વાઘાઉ પણ લડતો લડતો આવી પહોંચ્યો. સરદાર મુર્તફરદાને પોતાનો મુકાબલો કરવાનો તેણે પડકાર કર્યો. મીરનો પડકાર મુર્તફરદાએ ઝીલી લીધો. બંને જણ સામસામા આવી ગયા અને એકબીજાને શિકસ્ત આપવાના દાવ-પેચ ખેલવા લાગ્યા.

દુહો—સમા ઘેર્યા મૂમરે, પૈલો મીરજો ઘા,
ઘોડો પાખરમેં વિંધે, મારે મુર્તફરદા.

ભાવાર્થ—સમાઓએ સૂમરાને ઘેરી લીધા, અને મીર વાઘાઉએ પહેલાજ ઘાથી મુર્તફરદાના ઘોડાને તેની પાખર સહિત વીંધીને તેને પોતાને પણ યમદ્વાર પહોચાડી દીધો.

દુહો—અચી પછાડે પ્રુફમેં, સદે ગિંદેમ સા,
મંગણે મીર હથા, મુર્તફરદા મારેઓ.

ભાવાર્થ—મીર વાઘાઉએ સૂમરા સરદાર મુર્તફરદાને રણમયદાનમાં પછાડીને તેના પ્રાણ હરી લીધા.

સૂમરા સૈન્યમો સરદાર મુર્તફરદા મરાતાં, તેમની ફોજ વેર-વિખેર થવા લાગી એમ છતાં પણ હજુ હમીર સૂમરો હીંગોરજી-ના નામની હાકો મારતો તેની ખોળ કરતો ફરી રહ્યો હતો તેના પર હાલા સમાના સૌથી નાના પુત્ર હોથીની નજર પડી આ હોથી ભાભીઓના મ્હેણાથી ઉશ્કેરાઇને પાછો સમા-સૈન્યમાં ભળી ગયો હતો. હમીર સૂમરાને હીંગોરજીને પડકારતો જોઇને તેનું લોહી ઉકળી આવ્યું. તરતજ તેણે હમીરના પડકારને ઝીલી લીધો, અને તે પોતેજ હીંગોરજી છે, એમ જણાવીને તે હમીર સૂમરા સાથે દ્વંદ્વ-યુદ્ધમાં ઉતરી પડ્યો. હમીર સૂમરો અને હોથી સમો રણક્ષેત્રમાં એકબીજાને થાપ આપવા ઘૂમવા લાગ્યા બને જેટલા બહાદુર હતા, તેટલાજ બળવાન હતા. હમીરે કહ્યું પહેલો ઘા તુ કર. અને હોથી-એ કહ્યુ તું કર છેવટે હમીરે લાગ સાધીને હોથી પર બરછીનો ઘા કર્યો. ચતુર હોથી પોતાની અતુલ ચાલાકીથી, અને ચિત્તા જેટલી ચચળતાથી સૂમરા સરદારનો ઘા ચૂકાવી ગયો. તેજ ક્ષણે તેણે પોતાનો ભાલો હમીર પર ફેક્યો આ ઝપાઝપીમાં હોથીના ભાના-નું ફળ ભાગી પડેલુ હોવા છતા, તેણે હમીર સૂમરા પર એટલા જોરથી ઘા કર્યો, કે હમીર સૂમરાનું બખ્તર વીંધી તેની છાતીમાં

પેસીને તે ભાલો તેની ઘોડીના બરડામાં ઉતરી ગયો. હોથીનો આ ઘા અતિ ભયંકર હતો. હમીર સૂમરો તેના એકજ ઘાથી ધબ! દેતો ઘોડી પરથી નીચે તૂટી પડ્યો.

દુહો—હોથી ભાલો હથ કરે, હંય હાલાણી વીર,
બખ્તર-પાખરકે વિંધે, લગો મિંધ-હમીર.

ભાવાર્થ—હાલા સમાના કુમાર હોથીએ ભાલો હાથમા લઇને તેનો એવો ઘા કર્યો, કે તે બખ્તર તથા પાખર વીંધીને હમીરના શરીરમાં પેસી ગયો.

હમીર સૂમરો પડતાં સૂમરા સૈન્યમાં અવ્યવસ્થા વધવા લાગી. તેઓ નાસભાગ કરવા લાગ્યા, અને સમા યુવાનો તેમને પકડી પકડીને સંહારવા લાગ્યા.

આ સમયે હીંગોરજી પણ પોતાની નાનકડી ટુકડી સાથે રણક્ષેત્ર-માં આવી પહોંચ્યો. અહીં સમાવીરોનુ વધતુ જતુ બળ જોઇને તેની છાતી ગજગજ ઉછળવા લાગી. હીંગોરજીને મોડા આવેલો જોઇને એક ચારણને તેના જાતિ-સ્વભાવ મુજબ હીંગોરજીની મશ્કરી કર વાની ઇચ્છા ઉદ્ભવતાં તે બોલી ઊઠ્યો:—

દુહો—હીંગોરા તું પુછડી, કુરો કરીને હિત?
સમેં માર્યા સૂમરા, કુન્નર ભરેઓ રત્ત.

ભાવાર્થ—હે હીંગોરજી! તું આટલો મોડો આવીને હવે અહીં શું કરવાનો હતો? સમાઓએ સૂમરાઓનો સંહાર કરી નાખ્યો. અને કુન્નર-ટંક આખો રક્તથી ભરાઈ ગયો.

ચારણને કવખતની મશ્કરી કરતો જોઇને હીંગોરજીની આંખ ક્રોધથી લાલચોળ થઇ ગઇ તેની આખી સુરત જાણે પલટાઇ ગઈ. તેણે તરતજ પોતાનો હાથ એટલા જોરથી મૂછ ઉપર નાખ્યો, કે તેની અર્ધી મૂછ ઉખડીને તેના હાથમાં આવી ગઇ, અને તેમાથી લોહીની શેડો વછૂટવા લાગી તેનું આખું શરીર જાણે ક્રોધની આ-ગથી સળગવા લાગ્યું.

હીંગોરજીને આમ એકાએક પલટી ગએલો જોઇને હોથી પણ ચમકી ગયો તે બોલ્યો, “ચારણ દેવ! તમે તો સૌને મરાવ્યા!

હીંગોરજી ક્રોધાયમાન થયો, તો તે પોતાનું કે પારકું કંઈ જોવાનો નથી. માટે બચી જવું હોય, તો હજુ વાતને વાળી લેવાનો યત્ન કરો. ”

સમયની ગંભીરતા હવે ચારણ પણ સમજી ગએલો હોવાથી તે ગભરાવા લાગ્યો. તેણે તરતજ ચતુરાઈથી પોતાના દુહાને જરા ફેરવીને કહ્યું:—

દુહો—મોડ હીંગોરા મુછડી, હાલાણી તું હિત્ત,
સમેં માર્યા સૂમરા, કુન્નર ભરેઓ રત્ત.

ભાવાર્થ—હે હાલાણી વીર હીંગોરજી તું હવે તારી મૂછને ભલે મરોડ. સમાઓએ સૂમરાઓને સંહારીને આખો કુન્નરકંઢ લોહીથી ભરી દીધો છે.

હીંગોરજીનો ગુસ્સો હજુ બરાબર શમી ગએલો જણાતો ન હોવાથી ચારણ ફરીથી બોલ્યો:—

દુહો—અગન ઝરે કર અંગ મિંજા, અખીયું લાલ ગુલાલ,
ફાટી મુછેં રત રૂે, હાલા ડમ્મર હાર.

ભાવાર્થ—અંગમાંથી આગ ઝરે છે, આંખો ગુલાલ જેવી લાલ બની ગઈ છે, અને ઉખડેલી મૂછમાંથી લોહી ચાલ્યું જાય છે. માટે હે હાલાણી વીર! તારા ક્રોધને હવે શાન્ત કર.

ચારણની આ ચાલાકી જોઈને હીંગોરજીનો ક્રોધ તત્કાળ શમી ગયો. તે તરતજ પોતાના પાણીપંથા અશ્વ પરથી નીચે ઉતર્યો, અને તે ઘોડો સઘળા સાજ–શણગાર સાથે તેણે ચારણને દાનમાં આપી દીધો આ ચારણનું નામ રોએડીયો હતું. હીંગોરજીએ તે દિવસથી રોએડીયા ચારણને પોતાનો દશોંદી બારોટ ઠરાવી રાખ્યો

હમીર સૂમરો રણમાં પડ્યાની વાત સાંભળીને તેના જનાનખાનાની સઘળી રાણીઓ તથા સૂમરીઓ રથમાં બેસીને રણક્ષેત્રમાં આવી પહોંચી. હમીર સૂમરાની બેન પોતાના ભાઈની લાશને ખોળામાં લઈને રૂદન કરવા લાગી:—

દુહો—ચુનીં કરે સિંધકે, હલેઓ વીર હમીર.
અજ કુનરજી કંધીયેં, આંઉ ઝરે સુંદરસ વીર.

ભાવાર્થ—હમીર સૂમરો આજે સિંધને સુની બનાવીને ચાલ્યો ગયો. હે વીરા ! હું આજે કુન્નરદંઢને કિનારે જીવતેજ મૃત્યુ પામી.

આમ કહીને હમીર સૂમરાની બેન અત્યંત રૂદન કરવા લાગી. એક રાજપૂતાણીને ન છાજે તેમ તેને કલ્પાંત કરતી જોઇને સમીરાણી કહેવા લાગી: —

દુહો—તોં વટો સું થાર, કંજે તેતર તેતરો,
તોંજે ઓચન-રાંધરો, મુંજો નવલખ હાર.

ભાવાર્થ—વાટકો અને થાળ જુદા જુદા હોવા છતાં જેમ તેમાં કાંસું તેટતેટલું હોય, તેમ હમીર સૂમરો મને પણ તેટલોજ વહાલો હતો. તારા મનથી તે સુવર્ણ-સાંકળી હતો તો મારા મનથી નવલખો હાર હતો. માટે આટલું બધું રૂદન કરવું એ આપણુ રાજપૂતાણીઓને માટે લાજિમ નથી.

સમીરાણીની ઘણી સમજાવટ છતાં સઘળી સ્ત્રીઓ હમીર સૂમરાના અવસાન માટે છતીફાટ રૂદન કરી રહી હતી. આ જોઇને સમીરાણી તેમને મેને કહેવા લાગી, કે આજ તમારૂં રૂદન તમારા હેયામાં માતુ નથી. પણ જો તે દિવસે તમે મારા જીવત પિતાના પાર ન લેવડાવ્યા હોત, તો આપણે માટે આજનો દુઃખદ દિવસ ઉગવા પામત નહિ. સમીરાણીની આ વાત સાંભળીને મેને પોતાની ભૂલ સમજાઇ. તેઓ હમીર સૂમરાના મૃતદેહને રથમાં નાખીને મોમતુર તરફ ચાલવા લાગી,

આ તરફ હાલા સમા તથા તેના સાત સેવકોનાં શબો ઠેકાણે પાડવાનાં હોવાથી હીંગોરજી પોતાના ભાઇઓ સહિત પોતાના સ્થાનક તરફ ચાલતો થયો.

હાલા સમાની ઉત્તરક્રિયા યથાવિધિ પરિપૂર્ણ કરવામાં આવતાં જામઇની પાઘડી હીંગોરજીને બંધાવવાની તેના ભાઇઓ તૈયારી કરવા લાગ્યા. આ વખતે હીંગોરજીએ કહ્યુ, કે હમીર સૂમરાને મારનાર હોથી છે. માટે જામ-પદ હોથીનેજ મળવું જોઇએ. હોથીએ આ વાત કબુલ ન રાખતાં હીંગોરજીનેજ જામની પાઘડી આપવા ઘણું કર્યું, પરંતુ હીંગોરજીના અત્યાગ્રહથી આખરે તેને જામની પદવીનો સ્વીકાર કરવા વિના ચાલ્યું નહિ કારાકચ્છીની રાજ્ય-ગાદી પર હોથીને

રાજ્યાભિષેક કરવામા આવ્યો. અને સિંધનો હમીર સૂમરાનો પ્રદેશ પણ તેનીજ હકુમત તળે આવ્યો.

દુહો—હોથી જામૈ તેં નિંડો, કારીકચ્છી રા,
સૂમરેં મુલા, સમે ગિંડી સિંધડી.

ભાવાર્થ—કારીકચ્છીના માલીક હોથીએ જામ પદવી ધારણ કરી સમરાઓ પાસેનો સિંધનો પ્રદેશ પણ સમાઓએ પોતાને હસ્તક કરી લીધો.

દુહો—સત ભાવર માંધહરા, પૂરા છેલ હુંગર,
તિનીં સ ધેં પેંગ, થઇ સિંધડી સુંઅણી.

ભાવાર્થ—હાલા સાધાણીના સાતે પુત્રો અતિ પરાક્રમી નીવડ્યા. એમનાં પગલાં પડતા સિંધ સોહામણી બની.

હાલા સમાના સાત પુત્ર થયા. તેમાથી (૧) હીંગોરજીના વશવાળા, હીંગોરા કહેવાયા (૨) જેહાના વશવાળા જેહેજા કહેવાયા (૩) જુણાના વશવાળા જુણેજા કહેવાયા (૪) પલીના વશવાળા પલેજા કહેવાયા (૫) જખરાના વંશવાળા જખરા કહેવાયા. (૬) વેરાના વશવાળા વેરા કહેવાયા અને (૭) હોથી જામ થયો તેનો પુત્ર રાઉ થયો રાઉનો જુણો થયો, અને જુણાનો ગિડરાઉ થયો. તેના ત્રણ પુત્રો થયા.

દુહો—ગિડ઼રાઉ પૂત્ર સુમગે, માંધ લાખો જામ,
મૂંણી નવલખ સિંધમે, મલે મિમર ગામ.

ભાવાર્થ—ગિડરાઉનો પુત્ર સમરો, સાધ અને લાખો જામ થયા. નવનખી સિંધમાં મિસ્રગામનુ નામ પ્રખ્યાત થયુ.

# પ્રકરણ ૯ મું.

## જામ જાડા તથા લાખો જાડાણી.

### (૧)

### જામ જાડો (૧૫૩)

જામ સાંધનો મોટો કુમાર જાડો જામ નગરસમૈને ટીલે આવ્યો. જાડા જામની મોટી અવસ્થા થવા છતાં તેને કંઇ સંતતિની પ્રાપ્તિ થઇ ન હતી. તેના ભાઇ વેરાને ત્યાં બેલડાના બે બાળક જન્મ્યા હતા. મોટાનું નામ લાખો તથા નાનાનું નામ લાખિયાર. જાડો જામ પોતે નિઃસંતાન હોવાથી તેણે પોતાના ભાઇ વેરાના મોટા પુત્ર લાખાને ખોળે લીધો

દુહો—લાખો ને લાખિયાર, બએ જનમ્યા જાડ્રા,
વેરેજો લાખો વડો, જેંનું જાડેજા.

ભાવાર્થ—લાખો અને લાખિયાર બને બેલડા જન્મેલા હતા. અને બેલડાને સિંધી ભાષામાં જાડા કહેતા હોવાથી તેના વંશજો જાડેજા કહેવાયા.

કચ્છી રાજ્ય-વંશને જાડેજાની અવટંક લાગવાનું બીજું કારણ એ છે, કે જામ લાખાને તેના કાકા જાડાએ દત્તક લીધેલો હોવાથી તે સિંધી ભાષાના નિયમ અનુસાર 'જાડેજો' અર્થાત્ જાડાનો (પુત્ર) કહેવાયો અને તેથી તેના વંશજોને જાડેજાની અવટંક લાગી.

જામ જાડો અપુત્ર હોવાથી તેણે લાખા કુમારને દત્તક લીધો ખરો, પણ ત્યારપછી તેને પોતાને ત્યા પણ એક પુત્રનો જન્મ થયો. તેનું નામ ઘાહો રાખવામાં આવ્યુ પરતુ તેથી જાડા જામનો પ્રેમ લાખાકુમાર પરથી લેશ પણ ન્યૂન થયો ન હતો તે ઘાહાને તથા લાખાને બનેને સરખી બેઠક આપતો નગરસમૈની ગાદી ઉપર આ બને કુમારોનો સરખો હક્ક રાખવાની તેની તીવ્ર

ઇચ્છા હતી. પરંતુ તેના મરણ પછી જ્યારે સૌ સૌને તેમના હિસ્સા વહેંચી આપવામાં આવતા હતા, ત્યારે જાડા જામના કુમાર ઘાહાએ લાખાને અર્ધી પાંતિ આપવાની વાત માન્ય રાખી નહિ. આ કારણથી આ બંને ભાઇઓ વચ્ચે અણરાગ ઉત્પન્ન થવા માંડ્યો.

દુહો—લાખે ઘાહેકે ચેઓ, પતી ડે તું ભા,
કાંહી સિંધ તુહીંજી, અસાં ડે રજા.

ભાવાર્થ—લાખાએ ઘાહાને કહ્યું કે હે ભાઇ, તું મને સરખી પાંતિ આપ. અને તે ન આપે, તો આ સમસ્ત સિંધ તું રાખ અને અમને રજા આપ.

દુહો—લાખે ને લાખિયાર કે, ઘાહે ચેઓ ઇંય,
વિંઓં મંધી જીંય, ઉડાં એડઓ ભુંગડા.

ભાવાર્થ—જામ ઘાહાએ લાખા અને લાખિયારને કહ્યુ, કે તમે મંધી પ્રદેશ તમારા કબજામાં લઇને ત્યાં નિવાસ કરો.

એકજ મંધી પ્રગણું લેવાની જામ લાખાની ઇચ્છા ન હોતાં જામ ઘાહાએ તેને વોણુા પ્રગણું પણ આપવા માંડ્યું.

દુહો—થીઓ વોણેંજા રાજીયા, મંધી ડીયાં જીંય,
સરદારી સામઇજી, આંઉં ન ડીયાં ઇંય.

ભાવાર્થ—મંધી પ્રગણા સાથે વોણા પ્રગણું પણ હું તમોને આપું છું. પરંતુ નગરસમૈની સરદારી હું તમોને આપવાનો નથી.

ઘાહો જામ નગરસમૈની અર્ધી પાંતિ લાખા કુમારને આપવા તૈયાર ન હતો, અને તેથી ઓછું લેવાને લાખો કુમાર તૈયાર ન હતો.

આ વખતે સિંધ–નગરસમૈથી થોડે દૂર આવેલા રાટોડી નામક પ્રદેશમાં કરણ સમો રાજ્ય અમલ ચલાવી રહ્યો હતો. આ કરણ સમો લાખા અને લાખિયારનો મસિઆઈ ભાઇ થતો હતો. જાડા જામના પુત્ર ઘાહા તથા લાખા વચ્ચે ચાલતી તકરારની વાત સાંભળીને તે પણ પતાવટ માટે નગરસમૈ આવ્યો. તેણે ઘાહાને સમજાવવા ઘણો પ્રયાસ કર્યો, પણ હઠાગ્રહી ઘાહો એક ટળીને બે ન થયો ઘાહાની આવી અક્કડ વલણથી કરણ સમાને પણ બહુ માઠું લાગ્યું.

હવે અહીં રહેવું યોગ્ય નથી, એમ ધારી લાખોકુમાર પોતાના ભાઈ લાખિયાર અને અન્ય માણસોને લઈને નગરસમૈ છોડી જવાની તૈયારી કરવા લાગ્યો. આ જોઈ કરણ સમો પોતે પણ લાખા કુમારની મદદ માટે તેની સાથે ચાલવા તૈયાર થયો.

દુહો—હલ્યો કરણ કોડ પઈ, બ્યા સંઘુદા સંગાર,
તુમેર ચારણ સાથ થ્યો, બ્યો મિઠો મંગણહાર.

ભાવાર્થ—લાખાકુમાર સાથે કરણસમો તથા બહાદુર સંગારો પણ ચાલવા લાગ્યા. ઉપરાંત દશોંદી તુમેર ચારણ તથા મિઠો માગણહાર પણ તૈયાર થયા.

(૨)

## જામ લાખો જાડાણી (૧૫૪)

લાખોકુમાર નગરસમૈથી ચાલીને સિંધ પસાર કરી પોતાના કાફલા સાથે કચ્છમાં ઉતરી પડ્યો. પ્રથમ તેઓ પુંઅરાના પદ્ધરગઢ પાસે પોતાનું મેલાણુ નાખીને રહેવા લાગ્યા. પરંતુ આ સ્થાન તેમને શાપિત જણાતાં ત્યાંથી ચાલીને તેઓ હાલના લાખિયાર વીયરા પાસે આવ્યા. અહીં એ વખતે રબારી લોકોની વાંઢો પડેલી હતી આ રબારીઓને જત લોકો વારંવાર સતાવતા હોવાથી તેમણે જત લોકો તરફથી રક્ષણ મેળવવા માટે જામ લાખાને પોતાના સરદાર તરીકે સ્થાપ્યો. આ સ્થળે પાણીનો એક મોટો વીરડો ખોદાવીને જામ લાખાએ એક ગામ વસાવ્યું. તેના ભાઈ લાખિયારને પુત્ર ન હોવાથી આ ગામનું નામ લાખિયારના નામ પરથી લાખિયાર વીયરો રાખવામાં આવ્યું.

દુહો—છ મેણાં પધરગઢ, લાખે રાજ કેઓ,
પોય વસાયાં વીયરો, તિત નેહ થઇ રેઓ.

ભાવાર્થ—જામ લાખાએ છ માસ પદ્ધરગઢ પાસે રાજ કર્યું, અને ત્યાર પછી લાખિયાર વીયરો વસાવી, ત્યાં તે દૃઢ થઈને રહ્યો.

કચ્છના રાજ્ય-વંશીઓને જામ લાખા જાડાણીના વખતથી જેમ જાડેજાની અવટંક લાગેલી છે, તેમ દીકરીઓને જન્મતાં વેંતજ મારી નાખવાનો ચાલ પણ એજ રાજાના વખતથી ચાલ્યો છે. તેનું કારણ એ કે જામ લાખાના ભાઇ લાખિયારને રૂપાળીબા, જસુબા, દેવકુંવરબા, રાજકુંવરબા, હમજીબા, પાનબા તથા સોનબા નામની સાત દીકરીઓ હતી. તેઓ જ્યારે પરણાવવા યોગ્ય થઈ, ત્યારે તેમને માટે લાયક વર શોધવા કુળગોરને મોકલવામાં આવ્યો ગોરે ઘણા મુલક ફરી આવીને જણાવ્યું, કે સમાવંશની બરોબરી કરે

એવો એક પણ રાજ્ય-વંશ મારા જોવામાં ન આવતાં મેં એક પણ કન્યાનું સગપણ કરેલું નથી. આ સાંભળીને જામ લાખાના મનમાં અભિમાન આવી ગયું, અને તે બોલ્યો, કે આ છોકરીઓ જન્મી ન હોત, તો અમારે કોઇને સસરા-સાળા બનવાનો વખત આવત નહિ. આ સાંભળીને કન્યાઓનું પણ કુળાભિમાન ઉછળી આવ્યું, અને તેમણે મરવાનો નિશ્ચય કરી લીધો.

તે દિવસથી કન્યાઓએ ગોર પાસેથી ભારતની કથા સાંભળવા માંડી. આથી કન્યાઓનો નિશ્ચય વધારે પ્રબળ થયો, અને તેમણે દેહ-ત્યાગ કરવાની જામ લાખા પાસે પરવાનગી માગી. જામ લાખાએ એ વિષે ગોરોને પૂછતાં એક સારસ્વત ગોર હતો તેણે એ કાર્ય અયોગ્ય જણાવ્યું. પણ હરદાસ નામના એક ઔદિચ્ય બ્રાહ્મણ ગોરે અમુક પ્રાયશ્ચિત કરવાથી તે કાર્ય અયોગ્ય નથી કરતું, એમ જાહેર કર્યું. આથી એ સાતે કન્યાઓએ સુખડની ચિત્તા ખડકાવીને સંવત્ ૧૨૦૭ ના માહ સુદ ૫ સોમવારે સવા પ્રહર દિન ચડતાં અગ્નિસ્નાન કર્યું. પાછળથી ગોરને પણ એ બાબતનો અત્યંત પસ્તાવો થયો, અને તેણે પણ પોતાની સ્ત્રી સહવર્તમાન અગ્નિસ્નાન કર્યું. એ હરદાસ ગોરના કરણજી અને નારાયણજી નામના બે જમાઇ હતા. તેમને જામ લાખાએ તેડાવીને સારી રીતે ગ્રાસ આપ્યો અને પોતાના કુળગોર તરીકે તેમને સ્થાપ્યા એમના વંશજો રાજ્યગોરના નામથી અદ્યાપિ પ્રખ્યાત છે. *

---

* હરદાસના મોટા જમાઇ કરણજીને નરસંગ, સારંગ, તથા ત્રીકમજી નામના ત્રણ પુત્રો અને કુંવરબાઈ નામે એક પુત્રી થઇ. તેમાં નરસંગ તથા સારંગના વંશવાળાને જામ દેદાની વૃત્તિ મળી, અને ત્રીકમજીના વંશજોને ઓઢા વંશની વૃત્તિ મળી. તેમની બેન કુંવરબાઇને પણ વૃત્તિ આપવામાં આવી. તેના વંશજો જેસર ગોર કહેવાય છે, અને નરસંગ તથા સારંગના વંશવાળા દેદા ગોર કહેવાય છે. ત્રીકમજીના વંશવાળા જે ઓઢા વંશની વૃત્તિ ખાય છે તે જોશી તથા કુરપાર કહેવાય છે.

હરદાસના નાના જમાઈ નારાયણજીનો પુત્ર હેમો થયો. તેના વંશવાળાને જામ ગજણના વંશની વૃત્તિ મળી. તેઓ જામ ગોર કહેવાય છે.

હરદાસના અગ્નિપ્રવેશ પછી તેની યજમાનવૃત્તિ તેના ભાયાતોને બદલે તેના જમાઇઓને મળી તેથી તેમને ઔદિચ્ય જ્ઞાતિમાંથી બહિષ્કૃત કરવામાં આવતાં તેઓ રાજગોરના નામથી ઓળખાવા લાગ્યા.

# પ્રકરણ ૧૦ મું.

## જામ રાયધણ. (૧૫૫)

### (૧)

### યોગીનું વચન.

જામ લાખા જાડાણીના સ્વર્ગવાસ પછી તરતજ તેનો ભાઈ લાખિયાર પણ દેવલોક પામ્યો, અને લાખિયાર વીયરાની ગાદી પર લાખાજામનો કુમાર રાયધણ તખ્તનશીન થયો. આ વખતે જામ રાયધણની ઉંમર નાની હતી. તેથી જતલોકો તેના પર અવારનવાર આક્રમણો કરતા હતા જતલોકોની ફોજ હવે બળવાન બની ગએલી હોવાથી, સમાઓ તેમનો સામનો કરવામાં સફળ થઇ શકતા નહિ. આથી એ જતલોકોના દરરોજના ઉપદ્રવથી કંટાળીને આખરે જામ રાયધણે લાખિયાર વીયરાનો ત્યાગ કરવાનો વિચાર કર્યો. આથી એક દિવસ તે પોતાના સઘળા રસાલા સાથે લાખિયાર વીયરો છોડી ગયો, અને બન્નીના રસ્તા પર આવેલી એક મોટી ટેકરી પર નિવાસ કરવા લાગ્યો *

આ વખતે લડકીમાં ગરીબનાથ નામે એક યોગી મહાત્મા રહેતા હતા. આ ગરીબનાથ યોગી મહા તપસ્વી અને ચમત્કારી હતા. તેમણે જ્યારે સમાધી લીધી, ત્યારે તેમની ગાદી પર તેમનો ચેલો આવ્યો. એક દિવસ ગરીબનાથજીનો ચેલો ભિક્ષા અર્થે જતો હતો, ત્યારે પેલા જત લોકોએ તેની મશ્કરી કરી, એટલુંજ નહિ પણ તેના ભુંડા હાલહવાલ કર્યા. ચેલો તેજ વખતે ત્યાંથી પાછો ફર્યો, અને પોતાના ગુરૂની સમાધિ આગળ બેસીને આહાર-પાણી લીધા સિવાય અત્યંત આકરી તપશ્ચર્યા કરવા લાગ્યો. ત્રીજે દિવસે તેને તેના ગુરૂની સમાધિમાંથી અવાજ આવ્યો.

---

* આ ટેકરી આજ પણ રાયધણઢુઆના નામથી ઓળખાય છે.

દુહો—ગરવે ગરીબનાથજે, આયો કને અવાજ,
કૂડા જત કઢી કરે, ડિનું રાયધણ રાજ.

ભાવાર્થ—મહાન ગરીબનાથજીનો અવાજ સંભળાયો કે લુચ્ચા જત લોકોને દૂર કરી, કચ્છનું રાજ્ય જામ રાયધણને આપુ છું.

ગુરૂની વાણી સાંભળીને ચેલાના આનંદનો અવધિ થયો. તે તેજ દિવસે રાયધણકુઆ પર જામ રાયધણ પાસે પહોંચી ગયો, અને તેને સઘળી ઘટનાથી વાકેફ કર્યો. જામ રાયધણના હૃદયમાં આથી નવી હિંમત આવી ગઇ. તેજ દિવસથી તે પોતાનું બળ જમાવવાની તજવીજ કરવા લાગ્યો. તેનું સૈન્ય મજબુત થઇ જતાંજ તેણે જતો પર ચડાઇ લઇ જવાની તૈયારી કરવા માંડી. ફરી એકવાર જોરાવર જતો અને સમા સરદારોને રણસંગ્રામમાં ઉતરવું પડયું. આ સમયે સમા સરદારો અત્યંત ઉત્સાહમાં આવી ગએલા હોવાથી જતોનું જોમ તેમની સામે ટકી શકવાને સમર્થ નીવડયું નહિ સમા સૈન્યનો વિજય થયો, અને જતલોકોને પોતાનો જીવ બચાવવા નાસી છૂટવું પડયું. આ રીતે લાખિયાર વીયરાની રાજ્ય-સત્તા પાછી જામ રાયધણના હાથમાં આવી.

જામ રાયધણે થોડાજ સમયમાં કુશળતાપૂર્વક પોતાની સત્તા અત્યંત પ્રબળ બનાવી મૂકી. જે જતલોકો તેની સામે વૈમનસ્ય ધરાવતા હતા, તેઓ હવે તેના ચરણ ચૂમવા લાગ્યા.

જામ રાયધણને ત્યાં દેવના ચક્ર જેવા મહા પરાક્રમી ચાર કુમારોનો જન્મ થયો 1

દુહો—લાખે રાયધણ જનમેઓ, વડા ખણેતો વેર,
તેંજો દેદો હોથી ગજણ, ઓઠો બિંજ છુગેર.

ભાવાર્થ—જામ લાખાને સા મહા શૂરવીર રાયધણ કુમાર જન્મ્યો, અને તેને ત્યાં દેદો, ગજણ, હોથી અને ઊગાળા ઓઠા કુમારનો જન્મ થયો.

આ વખતે દિલ્હીના તખ્ત પર પૃથુરાજ ચૌહાણ હતો. જ્યારે તેના પર શાહબુદ્દીન ઘોરી ચઢી આવ્યો, ત્યારે જામ રાયધણ પો-

1 જામ રાયધણને પોયનો નામે પાચમો અનૌરસ પુત્ર હતો. તેને ગ્રાસમાં લુડબ અને કુનમ નામનાં ગામો મળ્યા હતાં.

તાના મોટા સૈન્ય સાથે પૃથુરાજની મદદે જઈ પહોંચ્યો હતો. ત્યાં અતુલ પરાક્રમ દાખવી રાયધણ જામે પોતાનું નામ મશહૂર કર્યું છે.*

પાછળથી શાહબુદ્દીન ગોરીએ પૃથુરાજનો પરાજય કરીને તેને મદદ કરનારા સઘળાની ખબર લેવા માંડી, ત્યારે તેણે જામ રાયધણ ઉપર પણ ચડાઇ કરવાને કચ્છમાં લશ્કર મોકલ્યું હતું. જામ રાયધણને પેશકશી+ આપવા અથવા તો લડાઇમાં ઉતરવાને આહ્વાન કરવામાં આવ્યું. જામ રાયધણે હવે પોતાનું બળ બરાબર જમાવી લીધેલું હોવાથી, તેણે તરતજ પોતાનું સૈન્ય એકઠું કરી લીધું. ગોરી લશ્કરનો મુકાબલો કરવાને તેણે પોતાના સૈન્ય સાથે રણમયદાનમાં ઝુકાવી દીધું.

આ વખતે જતલોકો પણ મોટી સંખ્યામાં જામ રાયધણની કુમકે આવી પહોંચ્યા હતા. આ લડાઇમાં જામ રાયધણે અત્યંત શૌર્ય અને કૌશલ્યથી ગોરી સૈન્યને શિકસ્ત આપીને તેમને કચ્છમાંથી હાંકી કહાડ્યા હતા.

ગોરી લશ્કર સાથેના આ યુદ્ધમાં, સિંધથી જામ લાખા સાથે આવેલા કરણ સમાના કુંવર રાયબ અને તેના પુત્ર દેશળે ખૂબ બહાદુરી બતાવી હતી. રાયબ તો એજ લડાઇમાં સામી છાતીએ લડતાં આખરે કામ આવ્યો હતો.

દુહો—સમેંજે સબ મોઢિઆ, સુરતાણેંજા દલ,
રાયબ-દેસર રણમેં, મરકી ઉભા મલ્લ.

ભાવાર્થ—રાયબ અને દેશળ રણમાં અભિમાનથી ઉભા, અને તેમણે સુલતાનના સઘળા સૈન્યને પાછું વાળ્યું.

દુહો—પેઓ રાયબ પટતેં, સમેંજો ભોગ શૂરગ,
દેસર વંકા પગ, ઘણે મુડસેં માપેઆ.

ભાવાર્થ—સમેજો રાયબ ધરણી પર ઢળ્યો, અને સ્વર્ગવાસી થયો. અનેક મર્દો પોતાનો જીવ બચાવવાને વંકા દેશળના પગોમાં પડ્યા.

---

* પૃથુરાજ રાસામાં જામ જાદવ તરીકે જેનું વર્ણન કરવામાં આવેલ છે, તે આ જામ રાયધણ પોતેજ હતા.

+ પેશકશી=ખંડણી.

જામ રાયધણની ફોજ ગોરી લશ્કર પર વિજય પ્રાપ્ત કરીને નોબત-નિશાન સાથે પાછી ફરી. આ લડાઈમાં કરણ સમાના પુત્ર રાયબે બતાવેલા પરાક્રમના બદલામાં રાયધણ જામે તેના પુત્રોને મોટી મોટી જાગીરો આપીને બદલો વાળી આપ્યો. કચ્છના ભાટ ચારણો આજ પણ એ લડાઈનું વર્ણન કરતાં કહે છે કેઃ—

રૂપક.

સત્રહર[1] સાંધેઆર[2], તેં હટાયા જોરાવર જમજાલ,
લાખઉત[3] લોહે[4] વયે લીધા, રાયધણ રણતાલ.
મછરેઓ[5] અર[6] ઘણા મોડે, જિ પીઓ લુદ્ધ-જંગ,
કાછપત પખ સબલ કીધા, ભારથ વાર અભંગ.
રૂઠ ચડે લાખાઉત હુંતલ, ખલ[7] કીયા બ બ ખંડ,
તિલક રાયધણ પથર તેરે[8], ખરો કહે નવખંડ.
રાતો રણતાલ રમાડે રાયધણ, રણ ઝણ વાજે રૂકક[9] ઘણા,
અસપત તણ આવે એરાવત, પડ નાચેઆ પતશાહ તણા.
ફેરફેર અફ્ર વાજત અસર, ભડ ભેરતા ઉઠે ભમરી,
નાટાવો અસુર નરત ગત, ખેલે વડો ખરાખરી.

જામ રાયધણનો પાસો હવે સવળો પડવા માંડ્યો હતો. તેણે થોડે થોડે કચ્છ ભૂમિનો ઘણોખરો પ્રદેશ પોતાને હસ્તક કરી લીધો. દેશ દેશાવરમાં જામ રાયધણનો જય ડંકો વાગવા માંડ્યો.

જામ રાયધણ રણસંગ્રામમાં ચડતા વખતે પાઘડી પર રાતા રંગનો પેચ મારતો, તેથી તે "રત્તા રાયધણ" ના નામથી સર્વત્ર વિખ્યાત થયો હતો.

---

૧ શત્રુને હરનાર. ૨ સાંધના વંશજ. ૩ લાખાના પુત્ર. ૪ લસોવડે. ૫ રૂસે ચડ્યો. ૬ શત્રુ. ૭ દુષ્ટો. ૮ તેર વંશના તિલક સમાન. ૯ હથિયારો.

## ( ૨ )

## દેવ માતૈં.

સિંધ-નગરસમૈમાં જામ લાખા ધૂરારાએ જેના ચમત્કારી આશીર્વાદથી શાહી ફોજ પર વિજય પ્રાપ્ત કર્યો હતો, અને તેથી જેને 'દેવ'નું પદ અર્પણ કર્યું હતું, તેના પુત્ર માતંગ દેવના વંશમાં આ વખતે દેવમાતૈં હતો. આ માતૈં દેવ પણ પોતાના પૂર્વજોની માફક એક સમર્થ પુરુષ ગણાતો હતો. એ અરસામાં અનેક રાજવીઓ માતૈંદેવના આશીર્વાદ મેળવવાને અતિ ઉત્કંઠિત રહેતા. આ માતૈંદેવ સિંધથી જુનાગઢ જતાં લાખિયાર વીયરામાં જામ રાયધણ પાસે આવ્યો. જામ રાયધણે માતૈંદેવનો ઘણો આદર-સત્કાર કર્યો, અને તેને થોડા દિવસ માટે લાખિયાર વીયરામાં રોકાઈ જવા અરજ કરી.

એક વખત જામ રાયધણ પોતાના ચારે પુત્રો અને માતૈંદેવને સાથે લઇને ઘોડા ફેરવવા નીકળ્યો હતો તેઓ ફરતા ફરતા રાયધણપુર પાસે આવેલા ત્રૈંજાર× નામના સ્થાનક પર આવી ચઢ્યા. આ સ્થાન એક પવિત્ર તીર્થધામ મનાતું હોવાથી સૌ પોતાના અશ્વો પરથી નીચે ઉતર્યા, અને એ પવિત્ર ધામના દર્શન કરીને જરા વિશ્રાન્તિ લેવાને બેઠા

દુહો—દેદો, ઓઢો, ગજણ, ચોથો હોથી ચાર,
રાયધણાણી જામ થઇ, અચી વિઠા ત્રૈંજાર.

ભાવાર્થ—જામ રાયધણના ચારે કુમારો દેદો, ઓઢો, ગજણ અને હોથી જાણે જામ બનીને આ ત્રૈંજાર માતાના સ્થાનકે બેઠા.

માતૈંદેવ આ પવિત્ર સ્થાનકના પૂર્વ ઇતિહાસની વાતો જામ રાયધણ અને તેના ચારે કુમારોને સંભળાવવા લાગ્યા આવી સુંદર તક ફરીથી હાથ આવવાની નથી, એમ જાણી જામ રાયધણે પોતાના ચારે પુત્રોને આશીર્વાદ આપવા માતૈંદેવને વિનંતિ કરી જામ

× ભુજથી ઇશાન ખૂણે ત્રણ ગાઉ અને એક ઓટલો આવેલો છે, અને તેની આસપાસ કબ્રસ્તાન છે. આ પુરાતન ઐતિહાસિક સ્થાનક ત્રૈંજારના નામથી પ્રખ્યાત છે.

રાયધણુની અરજથી માતંદેવે તેના ચારે કુમારોને આશીર્વાદ આપ્યા, કે "તમે ચારે જણ જામ થશો."

માતંદેવના આ મહાન્ આશીર્વાદથી સૌને હર્ષ થયો. પરંતુ રાયધણ જામને વિચાર થયો, કે જો આ ચારે જણ સરખે સરખા થશે, તો આપસ આપસમાં ઝગડા કરવા વગર રહેશે નહિ. તેથી તેણે માતંદેવને વિનંતિ કરીને કહ્યું, કે "દેવ, જેમ તમે આ ચારે ભાઇઓને જામ બનાવ્યા, તેમ એ ચારેની જાગીરો પણ જુદી જુદી કરી આપો, તો ભવિષ્યમાં એમને એકબીજા જોડે અથડામણ થવાનો પ્રસંગ આવે નહિ. જામની આ વાત દેવને પણ યોગ્ય જણાઇ. તેમણે આ ચારે ભાઇઓની આંતર-પરીક્ષા કરવા માટે તેમનાં મુખમંડળનું નિરીક્ષણ કરવા માંડ્યું. આ પરીક્ષામાં તેને મોટા દેદાનું મન ઊચક જણાયું. ગજણના મનમાં દગો દેખાયો. હોથીના હૃદયમાં અવિશ્વાસ જોવામાં આવ્યો. માત્ર એક ઓઠાનું મન નિર્મળ અને નિષ્કપટી જણાયું. આમ આ ચારે ભાઇઓની હૃદય-પરીક્ષા કરીને માતંદેવે તેમના આસની વહેંચણ નીચે મુજબ કરીઃ—

દુહો—દેદે કંથાગઢ દિને, હોથીય બંધુ બાર,
ઓઠો લાખિયાર વીયરે, ગજણ બેહદ પાર.

ભાવાર્થ—મોટા દેદાને કંથકોટ આપ્યું. હોથીને બાર બંધી આપી, ઓઠાને લાખિયાર વીયરો, અને ગજણને બેહદ તે બારા પ્રગણું આપ્યું.

માતંદેવની આ વહેંચણ રાયધણ જામને પણ યોગ્ય જણાઈ. પરંતુ તેમાં હજુ શેઢા અને હદ મુકરર કરવાની આવશ્યકતા હોતાં તેમ કરી આપવાની તેણે દેવને વિનંતિ કરી માતંદેવે વિચાર કરીને આ ચારે ભાઇઓના સીમાડા પણ મુકરર કરી આપ્યા.

દુહો—વેઆર વાંઢીયાં ગજણજી, હોથીય બારો ગામ,
સીકરે પર્યાં દેદા ધણી, બઈ ઓઠો જામ.

ભાવાર્થ—વેઢાર ડુંગરથી આથમણી તરફનો પ્રદેશ ગજણનો, બંદરા હેઠે બાર ગામ હોથીના, સીકરાની પાછળનો પ્રદેશ દેદાનો, અને બાકીનો સઘળો ભાગ ઓઠા જામનો એ રીતે વહેંચણ કરવામાં આવી.

આ વહેંચણથી મોટા દેદાનું મન અસંતુષ્ટ થયું. તે સૌથી મોટો

હોવાથી લાખિયાર વીયરાની રાજ્યગાદી તેને મળવી જોઇએ, તેને બદલે કચ્છના છેડાનો ભાગ તેને મળવાથી તેનું મન મુંઝાવા લાગ્યું. આથી તેણે એ વહેંચણમાં એક નવી અડચણ ઉભી કરવાના ઉદ્દેશથી માતૈદેવને કહ્યું, કે "અમારો ચારે ભાઇઓનો આઠમ અને ચૌદશના દિવસે રૂદ્રમાતાનાં દર્શન કરવાનો નિયમ છે. પણ આ વહેંચણથી હું બહુ દૂર નીકળી જતો હોવાથી મારાથી બીજાઓની માફક દર આઠમ અને ચૌદશના દિવસે રૂદ્રમાતાનાં દર્શન માટે આવી શકાશે નહિ માટે મારા નિયમને બાધ ન લાગે એવી ગોઠવણ થવાની જરૂર છે."

દેદાકુમારની મનોભાવના માતૈદેવથી અજાણી રહી નહિ દેદાકુમારની ભાવિકતાની પ્રશંસા કરતાં તેણે એક નવોજ માર્ગ કહાડી બતાવ્યો. તેણે દેદાને રવેચી માતાનું પૂજન કરવાની, ગજણને આશાપુરાનું પૂજન કરવાની, હોથીને હબાય માતાનું પૂજન કરવાની, અને ઓઢાને રૂદ્રમાતાનું પૂજન કરવાની સૂચના કરી. આ રીતે માતૈદેવે આ ચારે ભાઇઓને દેવીઓ પણ જુદી જુદી નક્કી કરી આપી, અને તેમને દર વર્ષે ત્રેજાર પર પાડો ચડાવવાની આજ્ઞા કરી એ ઉપરાંત તેણે હબા ડુંગર પર કોયલા કરવાની અને જધરીયા ડુંગર પર ઘટીઓ ઘડવાની મનાઇ કરતાં કહ્યું, કે જ્યાંસુધી તમે આ સૂચનાનો અમલ કરશો ત્યાંસુધી કોઇને ઊની આંચ આવવાની નથી તેણે ઓઢાકુમારની પીઠ થાબડી અને કહ્યુ, કે જો બીજા ત્રણે ભાઇઓ મારી શિખામણ ભૂલી જાય તોપણ તું મારી વાતને ખચુસ યાદ રાખીને એજ પ્રમાણે વર્તતો રહેજે. આ રીતે જામ રાયધણના ચારે કુમારોને આશીર્વાદ આપી, તેમના ગ્રાસની હદ નિશ્ચિત કરી, થોડા દિવસ પછી માતૈદેવ જુનાગઢ જવા ચાલી નીકળ્યો.



# પ્રકરણ ૧૧ મું.

## દેદા રણમલજી.

### (૧)
### સોઢી રાણી.

જામ રાયધણનો સૌથી મોટો કુમાર દેદો જે કંથકોટની
એ આવ્યો, તેના સાત કુંવર થયા.

(૧) વીરભદ્ર. તેના વંશજો વીરભદ્ર કહેવાયા. (૨) કં
તેના વંશવાળા કન્હડદે કહેવાયા. (૩) પસાઇયો તેના વંશવા
સાઇયા કહેવાયા (૪) લોજદે તેના વંશવાળા લોજદે કહે
(૫) કુલ. તેના વંશવાળા કુલ કહેવાયા (૬) અણડો. તેના
વાળા અખડા કહેવાયા. અને (૭) રણમલજી. તેના વંશવાળા
કહેવાયા

રણમલજીની પાંચમી પેઢીએ દેદો નામોરી થયો, અને
કુંવર રણમલજી થયો. આ રણમલજીને આસમાં મોરાણું મળ્યું
તે ઉપરાંત તેણે પોતાની બહાદુરીથી મચ્છુકાંઠા તરફનો કે
પ્રદેશ પણ પોતાને હસ્તક કરી લીધો હતો તેના સામંતો
સરદારો પણ બધા એક સરખા અને શૂરવીર હતા. આથી ર
લજી જ્યાં હાથ નાખતો, ત્યા તે અવશ્ય ફત્તેહ પામતો

દુહો—રૂડો રણમલ્લ રાજવી, રૂડો રણ-તોખાર,
રૂડી ટોળી રાવતાં, સરજી સરજનહાર.

રણમલજી મહાન્ દાનવીર અને વિદ્યા-કળાનો કદર જા
રાજવી હતો ઉપરાંત તે એક સારો વિદ્વાન અને કવિ પણ
એક દિવસ રણમલજી પોતાના સરદારો અને સામંતો વચ્ચે
હતો, અને વિદ્યા-વિનોદની વાતો ચર્ચી રહ્યો હતો એટલામાં
પાસેથી શું માગવું એવી વાત નીકળતાં તે બોલ્યો:—

દુહો—સારાસુરો ફુલસરો, પાનાં બીડા હાથ,
ઉડણ તુરી સુચંગ ધણ, એતી મંદા આથ.

ભાવાર્થ—સુંદર પુષ્પોના ગુચ્છ, પાનના બીડા, જાણે આકાશમા ઉડતો હોય એવો ઘોડો, અને સદ્‌ગુણી સ્ત્રી, એટલીજ પૂંજી હું પ્રભુ પાસે માગું છુ.

રણમલ્લજીનો આ દુહો સાભળીને કચેરીમા બેઠેલા ભાયાતો અને સામતોને બહુ ગાઢુ લાગ્યુ. ઇશ્વર પાસે માગવા યોગ્ય વસ્તુઓમા રણમલ્લજીએ તેમને યાદ કરેલા ન હોવાથી તેમને રીસ ચડી. તેમને વિચાર થયો કે જેમના માથા સાટે રણમલ્લજીએ આટલો યશ પ્રાપ્ત કરેલો છે, તેમને તો તે કદી ખોટા મનથી પણ સભારતો નથી આ વાત એમના હૃદયમા ખૂચવા લાગી આથી તે સઘળા તેજ વખતે રણમલ્લજીની કચેરીનો ત્યાગ કરી ગયા.

બધા ભાયાતો તેમજ સામતો એકાએક કચેરી છોડીને શા માટે ઊઠી ગયા, તેનુ કારણ નિખાલસ હૃદયના રણમલ્લજીના સમજવામા આવ્યુ નહિ બીજે દિવસે રણમલ્લજી કચેરીમા બેસી બેસીને થાકયો, છતા એક પણ ભાયાત કે સામત પાધરો થયો નહિ. હવે રણમલ્લજીને વહેમ પડ્યો, કે એ લોકોને જરૂર કંઇક ખોટું લાગેલુ છે

રણમલ્લજી સોઢાવશમાથી પરણ્યો હતો જેવો તે વિદ્વાન અને વિદ્યા-વિનોદી હતો, તેવીજ તેની સોઢીરાણી પણ હતી તેજ દિવસે રણમલ્લજીએ કચેરીમા બનેલી સઘળી બીના સોઢીરાણીને કહી સંભળાવી રણમલ્લજીનો દુહો સાભળતાજ સરદારોના ચાલ્યા જવાનું કારણ આ ચતુર રાણી જાણી ગઇ સોઢીરાણીએ રણમલ્લજીને કહ્યુ, કે આવતી કાલે સઘળા સરદારોને કચેરીમા બોલાવીને તમારા દુહા મા થોડો ફેરફાર કરીને આ પ્રમાણે બોલજો.

દુહો—સારા સુરો ફુલસગે, પાનાં બીડા હાથ,
ઉડણ તુરીને સુચંગ ધણ, ભાઈયાં કેરો સાથ.

સોઢીરાણીની આવી ઉંચા પ્રકારની બુદ્ધિ જોઇને રણમલ્લજી આનંદિત થયો બીજે દિવસે કચેરીમા જઇને તેણે સઘળા ભાયાતો

અને સરદારોને કચેરીમાં બોલાવી લીધા. કચેરી ચીકાર ભરાઇ જતાં રણમલ્લજીએ સોઢીરાણીના કહેવા મુજબનો દુહો તેમને કહી સંભળાવ્યો. તે સાંભળીને સઘળા ભાયાતો પાછા આનંદ અને ઉલ્લાસમાં આવી ગયા. સૌની રીસ ઉડી ગઇ. અને તેઓ રણમલ્લજી પર રાજીરાજી થઇ ગયા.

એક દિવસ રણમલ્લજી સોઢીરાણીના મહેલમાં વિદ્યાના વિષયો પર આનંદી વાર્તાલાપ કરતો બેઠો હતો. એટલામાં સાચો આનંદ કયો એ વિષે વાત નીકળતાં સોઢીરાણી બોલી:—

દુહો—ભાદરવામાં ભેંસ વિઆએ, ભરેઆ મહીરા મટ્ટ,
નારી નામે પિયુ પીએ, તો માથે ઘેઘટ.

ભાવાર્થ—ભાદરવા માસમાં ભેંસ વિયાઇ હોય, મહીથી ગોળા ભર્યા હોય, એ વખતે સ્ત્રી પાય અને પુરૂષ પીએ એના જેવો આનંદ એક પણ નથી.

સોઢીરાણીની આ વાણી રણમલ્લજીને યોગ્ય જણાઇ નહિ, તે બોલ્યો, રાજપૂતોને માટે સાચો આનંદ એ નથી પણ આ છે:—

દુહો—કમર કટારી વંકડી, નહિ ઘોડલે ઘટ,
એક દશાંને આપડે, ગોરલ છ ઘેઘટ.

ભાવાર્થ—કમરમાં વાંકડી કટારી હોય, અને જેના ઘોડામાં પણ કંઈ મણા ન હોય, એવો એક વીર દશને પહોંચી વળે, એજ રાજપૂત બચ્ચાનો સાચો આનંદ છે.

સોઢીરાણીએ વિચાર્યું, કે તેના પ્રથમના દુહાથી રણમલ્લજીએ તેને શણગાર-પ્રિય માની લીધેલી હશે. રણમલ્લજીના હૃદયની એ ચંકાનું સમાધાન કરવાના ઉદ્દેશથી તે રાજપૂત ધર્મની વ્યાખ્યા કરતી બોલી:—

દુહો—પગ પલંગ પગ પાગડે, કાં દુરજન કેરી પુઠ,
માંઇ સમવાડો હોય તો, જશ ખાંડારી મુઠ.

ભાવાર્થ—રાજપૂત વીરનો એક પગ પલંગ પર અને બીજો ઘોડાના

પાણડા પર હોય, અથવા દુર્જનની પુંઠે હોય. જો ઇશ્વર સાનુકુળ હોય રાજપૂતનો યશ તેની તરવારની મૂઠમાંજ રહેલો હોય છે,

સોઢીરાણીનો આ વિદ્વત્તાપૂર્ણ દુહો સાંભળીને રણમલ્લજીના આનંદનો પાર રહ્યો નહિ તે સોઢીરાણી પર અત્યંત પ્રસન્ન થયો. અને તેને જે જોઇએ તે માગી લેવાનું ફરમાન કર્યું. હાથમાં આવેલી આ સુંદર તકનો લાભ લઇ લેવા તરતજ સોઢીરાણી બોલી ઊઠી, કે "મારા ઉપર તમારે બીજી સ્ત્રી લાવવી નહિ"

સોઢીરાણીની ચાલાકી જોઇને રણમલ્લજી પોતાના હાસ્યને રોકી શક્યો નહિ. તેણે હસતાં હસતાં રાણીની એ વાતનો સ્વીકાર કર્યો રણમલ્લજીની આવી મશ્કરીરૂપ કબુલાતથી સોઢીરાણીના મનને સંતોષ થયો નહિ. રણમલ્લજીનું વિલક્ષણ હાસ્ય સોઢીરાણીના અંતરમાં તીરની પેઠે પેસી ગયું. તેના હૃદયમાં રણમલ્લજીના પ્રેમ વિષે વહેમની એક રેખા રહી ગઇ

રણમલ્લજીનાં પરાક્રમોની વાતો અમદાવાદમાં પાદશાહને કાને આવતાં, તેણે પોતાના અમીર ખિલચીખાનને તથા આમરણના સુબા મલેક લત્તીફને મોકલાવીને રણમલ્લજીનું મ્હોં જોવા માટે તેને પોતની પાસે બોલાવ્યો રણમલ્લજી પાદશાહના તેડાને માન આપીને તેની મુલાકાત માટે અમદાવાદ પહોંચી આવ્યો રણમલ્લજીનું મલ્લ જેવું મજબુત શરીર તથા તેજસ્વિતા જોઇને પાદશાહ અતિ પ્રસન્ન થયો. તેણે પોતાની 'કનક-વીજળી' નામક જશવતી તલવાર તથા પોશાક રણમલ્લજીને ભેટ આપ્યા થોડા દિવસ પાદશાહની મહેમાની ચાખીને રણમલ્લજી પોતાને વતન આવવા ચાલતો થયો અમદાવાદથી બહાર નીકળતાંજ સોઢી રાણી તેના સ્મૃતિપટ પર ચડી આવી તેણે તેજ ક્ષણે પોતાના અશ્વને વાયુવેગે મોરાણા તરફ મારી મૂક્યો

રણમલ્લજી જ્યારે મોરાણે આવ્યો, ત્યારે તેનો ઘોડો થાકથી લોથપોથ બની ગયો હતો આથી રાજ્ય-મહાલયમાં પહોંચતાંજ સોઢી રાણીને જોઇને તે બોલ્યોઃ—

દુહો—તન તાજાણે તોડિયો, મુખ તોડયો લગામ,
આ મૃગનેણી કારણે, મેં તોડયો કેકાણ.

ભાવાર્થ— આ મૃગનયનીને માટે મેં મારા અશ્વનું આખું શરીર ચાબુકથી તોડી નાખ્યું. અને લગામ ખેંચી ખેંચીને તેનું મ્હોં પણ તોડી નાખ્યું.

રણમલ્લજીનો પોતા પ્રત્યેનો આવો અતુલ સ્નેહ જોઇને સોઢી રાણી અત્યંત હર્ષિત થઇ ગઇ. રણમલ્લજીની સ્નેહ સરિતામાં તેનો પ્રથમનો વ્હેમ ક્યાંએ વહી ગયો!

---

( ૨ )

## વરસંગદેવ ઝાલો.

રણમલ્લજી જેવો શૂરવીર હતો તેવોજ તે દાનવીર પણ હતો ભાટ-ચારણાદિ માગણ વર્ગના લોકો તેની દાતારી પર તન મનથી કુરબાન થતા. એક દિવસ એક ચારણે આવીને રણમલ્લજીના મસ્તક પરની પાઘડીની માગણી કરી. ચારણની આવી વિચિત્ર માંગણી જોઇને રણમલ્લજીને નવાઇ લાગી તે બોલ્યો, "ચારણ દેવ! તમે માગણ વર્ગના રહ્યા એટલે તમને મસ્તક નમાવતાં વાર લાગે નહિ. અને અમારૂં મસ્તક નમે તો પૃથ્વી પરલે જાય માટે મસ્તકની પાઘડી સિવાય બીજું જે કંઈ જોઇએ તે માગી લો"

આથકી ચારણ રણમલ્લજીની વાત માને તેમ ન હતું. તે બોલ્યો, "દાતાર! હું કદાપિ પણ આપનું મસ્તક નમાવીને આપના ઉજ્જ્વળ નામને કલંકિત નહિ કરૂં, તેની પુરેપુરી ખાતરી રાખશો."

ચારણનો અત્યાગ્રહ જોઇને રણમલ્લજીએ પોતાના મસ્તક પરની પાઘડી ઉતારીને તેને પહેરાવી દીધી. એ ઉપરાત બીજું પણ ઘણું દાન આપીને તેણે તેને સંતુષ્ટ કર્યો. ચારણના હર્ષનો પાર રહ્યો નહિ. તે રણમલ્લજીની દાતારીનાં ગુણગાન ગાતો ત્યાંથી વિદાય થયો.

એક વખત એજ ચારણ ફરતો ફરતો ઝાલાવાડમાં આવેલા અજમેર ગામમાં વરસંગદેવ ઝાલાના દરબારમાં જઈ ચડ્યો. દેદા રણમલ્લજીની બેન આ વરસંગદેવ ઝાલાના ઘરમાં હતી. વરસંગદેવ કોઇની કીર્તિ સહન કરી શકે નહિ એવો અદેખો હતો. ચારણ તો વરસંગદેવના દરબારમાં આવીને તેને મસ્તક નમાવ્યા વગરજ બેસી.

વાદો ઉચ્ચારવા લાગ્યો. ચારણની આ વિલક્ષણ રીત જોઇને ઝાલા રાજાને નવાઇ લાગી. તે બોલ્યો "બારોટજી, તમે રામરામ કર્યા વગરજ આશીર્વાદોના દુહા બોલવા મંડી પડ્યા છો, તે તમારા કાંધમાં લોઢાનો ખીલો ઠોકેલો છે કે શું?"

ચારણ વરસંગદેવનો ગાંઝ્યો જાય એવો ન હતો. તેણે કહ્યું "વરસંગદેવ! મારા કાંધમાં ખીલો તો મોટો છે. અને તે મારા મસ્તક પર રહેલી દેદા રણમલ્લજીની પાઘડી. રણમલ્લજીનું મસ્તક સદા સર્વદા અણનમ હોવાથી તેની પાઘડી પણ કોઇને નમે તેમ નથી."

ચારણની વાણીએ વરસંગદેવ પર ઝાટકાનો ઘા કર્યો. રણમલ્લજીની કીર્તિ સાંભળી તેના અંતરમાં આગ સળગી. તે બોલ્યો "ચારણ દેવ! હવે રહેવા દો! એ રણમલીયો અમારાં વાછરડાં તગડનો ફરે છે એજ કે બીજો?"

વરસંગદેવની વાત ચારણને ઝેર જેવી લાગી રણમલ્લજી જેવા એક અઠંગ દાતારનું અપમાન થતું તે સહન કરી શકે તેમ નહતું. તે તેજ ઘડીએ ઝાલા રાજાના દરબારમાંથી પાછો ફરતાં બોલ્યો, કે "જો એ રણમલીયો હશે તો તારાં વાછરડાં તગડતો ફરશે, અને જો ખરેખરો રણમલ્લજી હશે, તો તારી સવેળા ખબર લેશે" આટલું કહેતાંજ ચારણ વરસંગદેવની કચેરીનો ત્યાગ કરી ગયો ત્યાંથી સીધો તે મોશાણે દેદા રણમલ્લજીના દરબારમાં આવી પહોંચ્યો, અને બુલંદ અવાજે પોકારી ઊઠ્યો:—

દુહો—રણમલીયા રણમલ્લ થઈ, અજમેરો ઉથાપ,
દળ-વાદળ વાળી લઇ, વરસંગ દે વીઆપ.

ભાવાર્થ—હે રણમલીયા! તું ખરો રણમલ્લ બનીને અજમેર ઉથપાવી નાખ, અને તારૂં કટક લઇ જઇને વરસંગદેવના અભિમાનનો નાશ કર.

રણમલ્લજી ચારણના દુહાનો ભાવાર્થ બરાબર સમજી ન શકવાથી તેણે તેને ખરેખરી હકીકત પૂછવા માંડી. ચારણે તેને સવિસ્તર હકીકત કહી સંભળાવી, અને તેને વરસંગદેવ પર ચડાઇ લઇ જવા ઉત્તેજિત કર્યો. વરસંગદેવનું ઘમંડ જોઇને રણમલ્લનું રક્ત પણ

ઉછળી ઊઠયું. તરતજ તેણે વરસંગદેવ ઝાલાનો મદ ઉતારવા લશ્કર તૈયાર કરી ઝાલાવાડ તરફ કૂચ કરવા માંડી.

દુહો—હરડો ઘોડો પલાણીઓ, કર કસીઓ કબાણ,
ભંજે કોટરા કુંગરા, ભંજે સેન સુરતાણ.

ભાવાર્થ—કોટના કુંગરા ભાંગનારો, અને સુલ્તાનોના દળને દળનારો રણમલ્લજી, હાથમાં ધનુષ્યબાણ લઈ હરડો ઘોડો પલાણીને ચડી નીકળ્યો.

રણમલ્લજીનું સૈન્ય નોબત-નિશાન સહિત અજમેરની પાદરે આવી પહોંચ્યું. અહીં આવતાંજ રણમલ્લજીએ વરસંગદેવ ઝાલાને રણમેદાનમાં બહાર પડવાનું આમંત્રણ આપ્યું.

રણમલ્લજી દેદાનું સૈન્ય ખરેખર આવી પહોંચેલું જોઇને વરસંગદેવ વિમાસણમાં પડ્યો. રણમલ્લજી આમ એકાએક ચડી આવશે એવો તેને સ્વપ્નેયં ખ્યાલ ન હતો. તેના સૈનિકો અને સરદારો પણ હાલ અજમેરમાં ન હોવાથી તે અત્યંત મુંઝવણમાં આવી પડ્યો. ઉતાવળાં વચનોથી કેવી ભયંકર આફતો આવે છે, તેનું તેને હવે જ્ઞાન થયું. તેણે પોતાની મુંઝવણ રણમલ્લજીની બેન જાડેજી રાણી પાસે રજુ કરી. જાડેજી રાણી ડાહી હતી. તેણે પોતાના પતિને આ સંકટમાંથી ઉગારી લેવા પોતાના મહેલમાં બેસાડી રાખ્યો.

થોડીજવારમાં 'માર માર' કરતું રણમલ્લજી દેદાનું લશ્કર શહેરમાં દાખલ થઈ ગયું, અને ચારે બાજુ લુંટફાટ મચાવવા લાગ્યું. રણમલ્લજી પોતાના શુરવીર સામંતો સહિત હાથમાં નાગી તલવાર સાથે વરસંગદેવ ઝલાને શોધતો રાજ્યમહાલયમાં આવી પહોંચ્યો. આ વખતે રણમલ્લજીની બ્હેન તેને આડી ફરી આવી. તે પોતાના વીર બંધવનાં ઓવારણા લઇને પોતાનો ચુડો સલામત રાખવા તેને વીનવવા લાગી. બ્હેનની વીનવણીથી રણમલ્લજી દેદાનો તમામ ક્રોધ શમી ગયો. તે તેજ ક્ષણે બ્હેનનું વચન માન્ય રાખીને પોતાના સરદારો સાથે ત્યાંથી પાછો ફર્યો.

## ( ૩ )

# આણાની વેલ.

રણમલ્લજી અજમેરથી પોતાને ગામ મોરાણા જતો હતો, ત્યાં રસ્તામાં તેણે જ્યાં મુકામ કરેલો હતો, ત્યાંથી થોડે દૂર એક બીજી છાવણી તેના જોવામાં આવી. તપાસ કરતાં તેને જણાયું, કે સાંગણ વાઢેરની કુંવરીનું આણું પાદશાહને વરવા માટે અમદાવાદ જાય છે. પાદશાહના ખૌફથી ડરી જઇને સાંગણ વાઢેરે પોતાની પુત્રીની ઇચ્છા ઉપરાંત તેને પરાણે પાદશાહને વરાવવા મોકલાવેલી હતી પરંતુ એ બહાદુર રાજપૂત કુમારિકા પાદશાહી સૈન્યને થાપ આપી છટકી જવાનો વિચાર કરી રહી હતી. જ્યારે તેણે જાણ્યું, કે સામે પડેલી છાવણી દેદા રણમલ્લજીની છે, ત્યારે તેના હર્ષનો પાર રહ્યો નહિ. રણમલ્લજી દેદાનાં પરાક્રમોની ઘણી વાતો અત્યાર લગી તેના કાને આવી ગૂઢી હતી. એ રણમલ્લજી કેવોક છે, તે જોઈ આવવા તેણે પોતાની દાસીને મોકલાવી. દાસી રણમલ્લજીની અપૂર્વ તેજસ્વિતા નિહાળીને છક્ક થઇ ગઇ. પોતાની બાઇ પાસે આવીને રણમલ્લજીના અથાગ સૌન્દર્યની પ્રશંસા કરતી તે કહેવા લાગી:—

દુહો—સુવર્ણ સરખી મુખ છટા, રાજહંસ સમ ચાલ,
સુરજ સરખી આંખડી, રણવંકો રણમાલ.

રણમલ્લજીની પ્રશંસા સાંભળીને સાંગણ વાઢેરની કુંવરીને ખાતરી થઇ કે, તેને તેની ભયંકર આફતમાંથી રણમલ્લજી જરૂર ઉગારી લેશે. આથી તેણે પોતાની દાસી મારફત સઘળી હકીકત રણમલ્લજીના કાન પર મૂકી. અને કસાઇવાડેથી ગાયને છોડાવવા તેણે તેને આગ્રહ ભરી વિનંતિ કરી. શરણાગતને રક્ષણ આપવાનો રાજપૂત ધર્મ રણમલ્લજીના રોમેરોમમાં ભરેલો હતો તેણે તે દાસીને તેની બાઇનું રક્ષણ કરવાની સંપૂર્ણ ખાતરી આપી, અને તેની સાથે તેને જે જે સૂચનાઓ કરવાની હતી, તે પણ કરી દીધી. દાસી રાજી થતી આ શુભ વર્તમાન તેની બાઇને જણાવવા એકદમ દોડી ગઇ.

હવે રણમલ્લજીએ એક નવી યુક્તિ રચી તેણે આણું લઇ જનાર સરદારને તેના ઘોડા પોતાના ઘોડાઓ સાથે દોડાવવાનું આમંત્રણ

આપ્યું. પેલા સરદારે બાઇની પરવાનગી લઇને ઘોડા–દોડની શરત માટે કબુલાત આપી. અને બંને તરફ તેની તૈયારીઓ ચાલવા માંડી.

રણમલજીએ પોતાના ઉંચામાં ઉંચા કચ્છી ઘોડાઓ શરતના મયદાનમાં ઉભા કર્યા. પાદશાહી આણાના પણ સારા તેજદાર ઘોડાઓ આવી પહોંચ્યા. કચ્છી અને કાઠિયાવાડી અશ્વોનું પાણી જોવાને સૌનાં મન તલસી રહ્યાં સમય થતાંજ દોડ શરૂ કરવાની તૈયારી થઈ, અને બને પક્ષના માણસો એ દોડ જોવાને ઘસારાબંધ આવવા લાગ્યા. પાદશાહી રસાલાના સઘળા માણસો જ્યારે આ ઘોડા દોડનો તમાશો જોવામાં તલ્લીન બની ગયા હતા, ત્યારે રણમલજીના કેટલાક માણસોએ સાંગણ વાઢેરની કુંવરીને રથમાં બેસાડીને રથને પૂરવેગથી મોરાણાના માર્ગે ચાલતો કર્યો.

આ તરફ ઘોડાદોડ પુરી થતાં જ્યારે પાદશાહી મેલાણ ઉપાડવાનો વખત આવ્યો, ત્યારેજ જાણવામાં આવ્યું કે બાઇ તો તંબુમાંથી ગેબ થઇ ગએલી છે. રણમલજીની યુક્તિનું રહસ્ય હવે શાહી સૈન્યના સરદારો સમજી ગયા તેમણે તરતજ અર્ધા માણસો બાઈ પછવાડે મોકલાવ્યા, અને અર્ધા માણસો સાથે રણમલજી પર હુમલો કર્યો. પરંતુ રણમલજી આવા હુમલાથી ડરી જાય તેવો ન હતો. તેણે પણ પાદશાહી સૈન્યનો બહાદુરીથી સામનો કરવા માંડ્યો આ ઝપાઝપીમાં બંને પક્ષના ઘણા માણસો કામ આવી ગયા બાકી રહેલા પાદશાહી સૈન્યને આખરે વીલે મોઢે અને ભાંગતે પગે અમદાવાદ તરફ ઉપડી જવાની ફરજ પડી

સાંગણ વાંઢેરની કુંવરીનું આણું રણમલજીના સામંતોની કુશળતાથી સહીસલામત મોરાણે આવી પહોચ્યું. પરંતુ આ નવિન ઘટના નિહાળીને સોઢી રાણીના હૈયામાં ફાળ પડી. રણમલજીનું તે દિવસનું વિલક્ષણ હાસ્ય હવે ભયંકર સ્વરૂપે સોઢીરાણીને ડરાવવા લાગ્યું. તેને વિચાર થયો, કે રણમલજી હવે સાંગણ વાઢેરની કુંવરી જોડે પરણ્યા વિના રહેશે નહિ. આવો વિચાર માત્ર પણ સોઢી રાણીને માટે અસહ્ય હતો આ કારણથી તેણે પાણી પહેલાંજ પાળ બાંધવા માંડી. પોતાના બે કુંવરોને સાથે લઈને તે પોતાને પિએર ચાલતી થઇ.

રણમલ્લજી પણ બીજેજ દિવસે મોરાણે આવી પહોંચ્યો. પણ સોઢીરાણી વગરનું મોરાણું તેને જાણે ખાવા ધાતું હોય, એવું જણાયું. આ કારણથી તે તેજ દિવસે પોતાના થોડા સરદારો સાથે સોઢી રાણીને મનાવવા ઉપડી નીકળ્યો.

---

## ( ૪ )

## મલેક લત્તીફ અથવા પીર દાવલશાહ.

રણમલ્લજી ચાલતાં ચાલતાં જ્યારે આમરણની પાદરે આવ્યો, ત્યારે આમરણના થાણામાં રહેલા પોતાના મિત્ર પાદશાહી સૂબા મલેક લત્તીફને મળી, પાદશાહ હવે શું કરવા ધારે છે તેની માહીતી મેળવવા તે પોતાના માણસો સાથે શહેર તરફ ચાલવા લાગ્યો.

આમરણને થાણે રહેલા પાદશાહી સૂબા મલેક લત્તીફનો કારભારી પ્રથમ એક વાણીઓ હતો. મલેક લત્તીફે આ વાણીઆને કંઇ કારણસર ઠાર મારી નાખ્યો હતો. આથી મલેક લતીફનું કારભારૂં હવે એ વાણીઆનો પુત્ર ચલાવી રહ્યો હતો. એ વણિકપુત્ર પોતાના બાપનું વેર વાળવા માટે મલેક લત્તીફના પ્રાણ લેવાની કોઇ યુક્તિ શોધતો હતો. જ્યારે રણમલ્લજી આમરણની પાદરે આવ્યો, ત્યારે આ છોકરાની તેના પર દૃષ્ટિ પડી. હમણાં બરાબર લાગ આવેલો જાણી, એ લુચ્ચા વાણીઆએ આજની સુંદર તક સાધી લેવાનો વિચાર કર્યો. તેણે રણમલ્લજીને ઉભો રાખીને કહ્યું, કે "જે માણસને મળવા માટે તમે આટલા બધા ઉમંગથી જાઓ છો તે માણસ પાદશાહના હુકમથી તમને મારી નાખવાની ત્રેવડ કરી રહ્યો છે. માટે ચેતતા રહેજો."

વાણીઆની આ વાત રણમલ્લજીના માનવામાં આવી નહિ. પણ વાણીઓ પૂરો હતો. તેણે હવે નવી જાળ બિછાવવા માંડી. રણમલ્લજીને પાદશાહે ભેટ આપેલી કનકવીજળી નામની તલવાર મલેક લત્તીફે જોએલી ન હોવાથી, એ તલવાર જોવાને તે અતિ ઉત્સુક હતો; તે વાત આ વાણીઆના બરાબર લક્ષમાં હતી. આથી તેણે રણમલ્લજીને કહ્યું, કે "તમે મારી વાત ભલે ન માનો, પણ એટલું યાદ રાખજો, કે મલેક લત્તીફ જો તમારી તલવારની માગણી કરે, તો તમે

તેજ વખતે સાવધાન બની જજો, અને સમજજો કે વાણીઆ સાચો હતો." આટલું કહેતાંજ તે તરત પાછો પોતાને રસ્તે ચાલતો થયો.

રણમલજીને હવે મલેક લત્તીફની પોતા પ્રત્યેની વફાદારી પર શક પેદા થયો છતાં તે તેનાથી ડરીને પાછો ફરે તેવો ન હતો તે વાણીઆની વાતને પોતાના મનમાં રાખીને ત્યાંથી સીધો મલેક લત્તીફ પાસે પહોંચી ગયો.

રણમલજીને આમ અચાનક આવી ચડેલો જોઈને મલેકલત્તીફ તેને આનંદથી મળ્યો, અને તેનો આદર સત્કાર કર્યો પછી બને જણ જુદા જુદા વિષયો પર વાર્તાલાપ ચલાવવા લાગ્યા. મલેક લત્તીફને રણમલજીની તલ્વાર જોવાની ઘણીજ ઉત્કંઠા હોવાથી, તેણે તેની પાસે તલ્વારની માગણી કરી. રણમલજીને વાણીયાની વાત યાદ આવી. તરતજ તે સાવચેત બની ગયો. તેણે પોતાની તલ્વાર મ્યાનમાથી બહાર કાઢી તેની મૂઠ પોતાના હાથમાં પકડી, અણી મલેક લત્તીફ તરફ કરી તેને તે બતાવવા લાગ્યો. આમ તલ્વાર સરખી રીતે જોઈ શકાય તેમ ન હોવાથી, મલેક લત્તીફે હોંસમાં ને હોંસમા તે તલ્વાર રણમલજીના હાથમાંથી લઇ લેવાને પોતાની તરફ ખેચવા માંડી. રણમલજીનો વહેમ પળે પળે વધવા લાગ્યો. તેને વાણીઆની વાત તદ્દન સાચી જણાવા લાગી. મલેક લત્તીફ તેના પર ઘા કરે તે પહેલાજ તેને ટુંકો કરી નાખવાનો નિશ્ચય રણમલજીએ કરી લીધો તેણે તેજ પળે પોતાની તલ્વાર મલેક લતીફના હાથમાંથી છીનવી લીધી, અને તરતજ તેના મસ્તક પર તલ્વારનો ઘા કર્યો. રણમલજીના એકજ ઝાટકાથી મલેક લત્તીફનું માથું દૂર જઇને પડયું. મલેક લત્તીફનું મસ્તક તેના ધડ ઉપરથી દૂર થતાજ તેનું ધડ ઉઠીને ઉભુ થયું, અને કમરે બાધેલી તલ્વાર ખેચી કહાડીને પોતાનું કે પારકુ કઇ ન જોતા ઝઝુમવા લાગ્યુ ઉભય પક્ષના માણસો એકદમ ઉઠી પડ્યા, અને મોટી ઝપાઝપી ચાલવા લાગી. આ ધીંગાણામા બન્ને બાજુના ઘણા માણસો કામ આવી ગયા. મલેક લત્તીફનું ધડ ચાલતાં ચાલતા આમરણ ગામની બહાર આવેલા એક તળાવની પાસે આવીને પડયુ. *

* જ્યા મલેક લત્તીફનુ ધડ પડયુ ત્યા એક રોજો ચણાવવામા આવ્યો

આ ધીંગાણામાંથી બચેલા માણુસોને સાથે લઇને રણુમલજી ત્યાંથી પાછો સોઢીરાણી પાછળ ચાલવા લાગ્યો. તેજ દિવસે તેણે સોઢીરાણીના રથને પકડી પાડ્યો. સાંગણુ વાઢેરની કુમારી સંબંધી સઘળી હકીકત તેણે સોઢીરાણીને સવિસ્તર સમજાવી, તેને મનાવીને ત્યાંથી પાછી વાળી. સોઢીરાણીના હૃદયનો વહેમનો પડદો દૂર થયો, અને સઘળાં પાછાં મોરાણાને માર્ગે ચાલવા લાગ્યાં.

મોરાણે આવી પહોંચતાં જ રણુમલજીને વિચાર થયો, કે હવે તેના પર પાદશાહની નજર એકદમ કરડી થઈ જશે એમાં શક નહિ. વળી હાલમાં તેના સરદારો અને સામંતો પણ મરી ખૂટેલા હોવાથી તેનું લશ્કરી બળ પણ ઘટી ગયું હતું. જ્યારે પાદશાહી સૈન્ય તો તેના પર આજ આવે કે કાલ આવે, એવી કટોકટી ભરેલી સ્થિતિ ઉપસ્થિત થઇ હતી આથી બહાદુર રણુમલજી મુંઝાઇ પડ્યો. મોરાણામાં નિર્બળ બનીને રહેવા કરતાં, થોડો સમય કચ્છ કંથકોટમાં ગાળી, તેના ભાઇઓ પાસેથી પુરતી મદદ લઇ આવવાનો તેણે નિશ્ચય કરી લીધો. તેજ દિવસે તે પોતાના સઘળા રસાલા સાથે કંથકોટના માર્ગ પ્રતિ પ્રયાણ કરવા સાત શેરડાને* રસ્તે ચાલતો થયો.

---

( ૫ )

## વીરમૃત્યુ.

એક તરફ પાદશાહના આણાની વેલ રણુમલજી અધવચ્ચેથી વાળી ગએલ હોવાથી પાદશાહ તેના ઉપર ચડાઇ મોકલવાની તૈયા-

---

છે. અને તે આજ પણ દાવલશાહ પીરને નામે પૂજાય છે. જ્યાં એનું માથું પડયું, તે સ્થાન આમરણુના ગઢની બાજુમાંજ આવેલું છે. કહેવાય છે કે મલેક લતીફની માતા રણુમલજી દેદાની માની બ્હેન હતી, અને તેથીજ તેનામાં શુરા થઇને ઝૂંઝવાની શક્તિ આવી હતી. દાવલશાહ પીરનાં સ્થાનક કચ્છમાં પણ કોઇ કોઈ ઠેકાણે જોવામા આવે છે.

* જુના વખતમા કચ્છ ભદ્રેરાર પાસેથી પગ રસ્તે પરસે કાઠે જઇ શકાતું હતું. આ રસ્તાને સાત શેરડાના નામથી ઓળખવામાં આવતો.

રી કરી રહ્યો હતો, એટલામાં રણમલ્લજીએ મલેક લત્તીફને પણ ઠાર કર્યાની વાત સાંભળીને પાદશાહના ક્રોધનો પાર રહ્યો નહિ, તેણે રણમલ્લજીને મારી લેવાને એક મોટી ફોજ તેના પર મોકલી. પાદશાહી ફોજ જ્યારે મોરાણે આવી, ત્યારે રણમલ્લજી કંથકોટ જવા માટે સાત શેરડાના માર્ગ તરફ ઉપડી ચૂકયો હતો. આ ખબર શાહી સૈન્યના સરદાર ખિલચીખાનને પડતાં તેણે પોતાની ફોજને રણમલ્લજી પાછળ ત્વરિત ગતિએ કૂચ કરવાનો હુકમ કરી દીધો. સાગર સમાન શાહીસૈન્ય રણમલ્લજીને પકડી પાડવા માટે ત્વરિત ગતિએ કૂચ-કદમ કરતું આગળ ધસવા લાગ્યું.

રણમલ્લજી આ વખતે સાત શેરડાને માર્ગે કચ્છ-અંતરજાર* પાસે આવી પહોંચ્યો હતો. અહીં આવતાં જ્યારે તેને ખબર પડી, કે તેની પાછળ પાદશાહી સૈન્ય વાયુવેગે ધસ્યું આવે છે, ત્યારે તે આગળ જવાને બદલે પાદશાહી સૈન્યનો સામનો કરવા પાછો ફર્યો. આ વખતે અંતરજારમાં આહીરોના વિવાહ હોવાથી, ત્યાં આહીરોની સાત વીસુ જાન આવેલી હતી આ સઘળા આહીરો પણ રણમલ્લજીની મદદે ચાલ્યા પાદશાહી ફોજનો ભેટો થતાંજ બંને પક્ષ વચ્ચે ભયંકર યુદ્ધ શરૂ થઇ ગયું. આ વખતે ચારણ કવિ પાદશાહી સૂબાને રણમલ્લજીને ન છેડવા માટે સમજાવે છે કે:—

રૂપક.

ધીરારો ધારો ઉર ધીરપ, કોપ્યો રણમલ્લ કાલ કરાલ,
રાવણ-દળ પર રગત-લોચને, રામ-કટક ચડિયો રણમાલ.
રણમલ રામ બલોચ રાવણ, થર કવિયણ ઘણા કથિઆ,
લંક-ફતેપુર સહે લોપરો, બેસાડશે રજપૂત બિઆ.
સાચી વાત સંસાર સહુ જાણે, રાવણ માથે કીધી રામ,
પેલે બાણે દંતા પાડે, સાહેબરો માતે સંગ્રામ.

રણવીર રણમલ્લજી અને પાદશાહી સૈન્ય વચ્ચે ખૂનખાર યુદ્ધ જામ્યું. બને પક્ષના અનેક યોદ્ધાઓ સદાને માટે રણભૂમિને ખોળે

* અહીં જુના વખતમા આતણ અર્થાત રેંટીઆ ચનાવવાનું સ્થાન હતું. તથા એક જાળનું ઝાડ હતું તેથી આ ગામનું નામ અાંતરજાર પડેલું કહેવાય છે.

સૂતા. આ લડાઈમાં પાદશાહી સૂબો પોતે તથા રણમલ્લજી પણ અતૂલ પરાક્રમ દાખવીને આખરે કામ આવ્યા તેમજ બહાદુર આહીરોની સાત વીસું જાનના માણસો પણ લગ્નને માંડવડે મહાલવાને બદલે રણ-માંડવડા પર કુરબાન બની પોતાનું નામ અમર કરી ગયા આ યુદ્ધમા રણમલ્લજીએ બતાવેલા અપૂર્વ વીરત્વનું વર્ણન કરતાં ચારણ કવિ કહે છે કેઃ—

ઘમસાણ કરે અસંખ દલ ઘાએ, ચાચર મધરા માલ ચડે,
રૂક-પિયાલા થારા+ રણમલ્લ, પીએ એતા નર ઘેર પડે.
મહા મોતરીક* સુરાહી થારી, પ્યાલી થારી કાલ કરાલ,
ચાખે એતા ચડે કબર પર, મદ આરો થારો રણમાલ.
પલક એકમાં પેખે પરથો, જાડેજા× મદ પીધો જાસ,
મીરન પોતા હુરમા માંહે, પોતા પીર હજીરા પાસ.



+ તારા * મોતની. × જાડેજાનો.

ભગવતી જોઇને જેસલને અત્યંત આનંદ થયો. તે બોલ્યો, "હું તો તારી ઘોડી લેવા માટે આવેલો હતો." આ સાંભળી કાઠીરાજએ પોતાની ઘોડી પણ જેસલને અર્પણ કરી દીધી.

જેસલ તોરલ રાણીને લઇને કચ્છ તરફ ચાલવા લાગ્યો. દરિયા કિનારે આવતાં બંને વહાણમાં બેઠાં. વહાણ વાયુ વેગે માર્ગ કાપવા લાગ્યું. જ્યારે આ વહાણ દરિયાના મધ્ય ભાગમાં આવ્યું ત્યારે એકાએક આકાશમાં વાદળાં ચઢી આવ્યાં. પવન ભયંકર સુસવાટા કરવા લાગ્યો. દરિયો તોફાનથી ખળભળી ઉઠ્યો. ડુંગર જેવડાં મોજાં ઉછળવા લાગ્યાં. જેસલનું વહાણ ડોલમડોલ થવા લાગ્યું. એકજ ક્ષણમાં સઘળો મામલો પલટાઇ ગએલો જોઇને જેસલને ખાતરી થઇ કે તેનું વહાણ હમણાંજ ડૂબી જશે. અનેકોને હંફાવનાર બહાદુર બહારવટીયો આજે એક કાયરની માફક કંપવા લાગ્યો. સામે જ સતિ તોળલ શાન્તિની મૂર્તિ સમી બેઠી હતી. તોળલના ચહેરા પરની દિવ્ય શાન્તિ અને તેનો અજબ પ્રભાવ જોઇને જેસલને નવાઇ લાગી. તેને હવે ખાતરી થઇ કે આ કોઇ મામુલી સ્ત્રી નહિ પણ એક પરમ સિદ્ધિશાળી સતિ છે. તોળલની અતિ શાન્ત અને સૌમ્ય મુખાકૃતિમાં તે પોતાને બચાવી લેવાની શક્તિ નિહાળવા લાગ્યો. તરતજ તે સઘળું માન મૂકી દઇને સતિ તોળલનાં ચરણોમાં પડ્યો, અને પોતાનું રક્ષણ કરવા તેને વીનવવા લાગ્યો. તોળલે તેનાં પાપોનો પ્રકાશ કરવાનું કહેતાં તે હૃદય ખોલીને પોતાનાં પાપ પ્રકાશવા લાગ્યો.

પાપ તારો પ્રકાશ જાડેજા, ધર્મ તારો સંભાર રે,
તારી બેડલીને બૂડવા નહિ દઉં, જાડેજા રે,
એમ તોળલ કહે છે જી—પાપ૦

લુંટી કુંવારી જાન, સતિ રાણી લુંટી કુંવારી જાન રે,
સાત વીશું મોડબંધા મારિયા, તોળાંદે રે,
એમ જેસલ કહે છે જી—પાપ૦

હરણાં હણ્યાં લખચાર, સતિ રાણી હરણાં હણ્યાં લખચાર રે,
એકલશીંગો મૃગલો મારિઓ, તોળાંદે રે,
એમ જેસલ કહે છે જી—પાપ૦

# પ્રકરણ ૧૨ મું.

## જેસલ અને તોળલ.

જામ દેદાના વંશમાં જેસલ એક મહા પરાક્રમી બહારવટીયો થયો. તે પોતાના બહારવટીયા મંડળ સાથે કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત આદિ પ્રદેશોમાંથી મોટી મોટી ધાડો મારી લાવતો, અને અંજાર પાસેના આંબલીઓના ઝુંડમાં ભરાઇ રહેતો.

આ વખતે હાલનું અંજાર શહેર સાત જુદા જુદા વાસમાં વહેંચાયલું હતું. આ સાતે વાસ એ વખતે 'અજાડના વાસ' નામે ઓળખાતા. અંજાર શહેરમાં હાલ સોરઠીયાના વાસ નામે ઓળખાતું ફળિઉં એ મુખ્ય વાસ હતો. તેનું તોરણ વિક્રમ સંવત્ ૧૦૬૨ માં કાઠી રાજપૂતો તરફથી બાંધવામાં આવેલું હતું એ વાસનો ઝાંપો હાલ અંજારની બજારમાં જ્યાં મોહનરાયજીનું મંદિર છે ત્યા હતો. આ અજાડ વાસના નામ પરથી અહીં જે શહેર વસાવવામા આવ્યું, તેનું નામ અંજાર રાખવામાં આવ્યું. અંજારની બહાર ઉત્તર તરફ આવેલા આંબલીઓનાં ઝુંડ એ સમયે અતિ ભયંકર અને એટલાં ખીચોખીચ હતાં, કે તેની અંદર સૂર્યનારાયણના કિરણો પણ ભાગ્યેજ પ્રવેશ કરવા પામતાં આ અતિ ગીચ વનનું નામ કજ્જલીવન રાખવામાં આવ્યું હતું. જેસલ જાડેજાનો નિવાસ આ કજ્જલીવનમાં હતો આજુબાજુના પ્રદેશમાં તેની હાક વાગતી; એનું નામ સાંભળી, બહાદુરો પણ કંપી જતા. તેણે અસંખ્ય જાનો લૂંટી હતી, અગણિત આથોનું હરણ કર્યું હતું, અને એવા અનેક પાપકર્મો કર્યાં હતાં તેનાં અવળાં કાર્યોનો પાર ન હતો.

એક વખત આ જેસલ જાડેજો કાઠિયાવાડમાં લૂંટફાટ ચલાવી રહ્યો હતો, ત્યારે તેને કાઠિયાવાડના એક કાઠીરાજાની તોરી નામની ઘોડીની અત્યંત પ્રશંસા સાંભળવામાં આવી આથી તે તોરી ઘોડીને ચોરવા માટે કાઠીરાજાની ઘોડારમાં પહોંચી ગયો, અને ઘોડીને છોડી જવાનો લાગ શોધવા લાગ્યો.

કાઠીરાજા માતાપંથી હોવાથી તે પોતાના ભકતમંડળ સાથે તેજ વખતે ત્યાં પૂજન-કાર્યમાં લાગેલો હોવાથી જેસલને ઘોડી લઇ જવાનો લાગ મળતો ન હતો છતાં તેણે તક જોઇને ઘોડી છોડવા માંડી.

આ નવા માણસને જોઇને ઘોડી ચમકી ઊઠી તે નાચકૂદ કરવા લાગી અને જમીનમાં ખૂચેલો ખીલો ઉખેડીને બહાર ન્હાસવા લાગી ઘોડીને ખીલા સાથે ન્હાસતી જોઇને તેના સાઇસે તેને પાછી વાળી સાઇસને ઘોડી સાથે આવતો જોઇને જેસલ ત્યાંજ ઘાસ નીચે સંતાઇ ગયો પેલો સાઇસ ઘોડીને પાછી લાવ્યો, અને ઉખડેલો ખીલો પાછો જમીનમાં ઠોકવા લાગ્યો. આ વખતે એવું બન્યું, કે એ ખીલો પરબારો જમીનમાં ઠોકવાને બદલે જેસલ જાડેજાની હથેલીમાંથી આરપાર નીકળી જઇને જમીનમાં ખૂંચી ગયો. પરંતુ આ બહાદુર બહારવટીયાના મુખમાંથી એક સિત્કાર પણ બહાર આવવા પામ્યો નહિ. તે ભયંકર વેદના સહન કરતો જેમનો તેમ છાનોમાનો પડી રહ્યો.

જ્યારે કાઠીરાજાનું પૂજન-કાર્ય સમાપ્ત થયું અને પ્રસાદ વહેંચવામા આવ્યો ત્યારે એક માણસની પ્રસાદી વધી પડી. આટલામાં ક્યાંક માણસ હોવો જોઇએ એમ વિચારી કાઠીરાજાએ તેની તપાસ ચલાવવા માડી. ઘણી ખોળ કરતાં ઘોડારમાં વીંધાયલા હાથ સાથે પડી રહેલા જેસલ જાડેજાની તેને ભાળ લાગી. જેસલના હાથમાથી ખીલો કાઢવામાં આવતાંજ તે છલંગ મારી ઉભો થયો. આ જોઇને કાઠીરાજાને ઘણી નવાઇ લાગી તેણે તેને આમ સંતાઇ રહેવાનું કારણ પૂછતાં જેસલ જાડેજાએ સઘળી સત્ય હકીકત તેની પાસે રજુ કરતાં કહ્યુ, કે " હું તો તોરીને લઇ જવાના ઈરાદાથીજ અહીં આવેલ છું. "

આ કાઠીરાજાનું નામ સાસતીયો હતું. તેને તોળલ અથવા તોરી નામની પરમ સિદ્ધિશાળી રાણી હતી. કાઠીરાજા મહાન ધર્માત્મા હતો. તે કોઇની પણ માગણી પાછી ફેરવે એવો ન હતો. એણે વિચાર્યું, કે જેસલ તોરી રાણીની માગણી કરે છે તેણે તરતજ 'તથાસ્તુ' નો ઉચ્ચાર કરીને તોળલ રાણી જેસલ જાડેજાને સ્વાધીન કરી દીધી. ઘોડીને બદલે એક અત્યંત સ્વરૂપવાન સુંદરી

ગાંદરેથી વાળી ગાય, સતિ રાણી ગાંદરેથી વાળી ગાય રે,
બેન—ભાણેજા દૂભવ્યા, તોળાંદે રે,
એમ જેસલ કહે છે જી—પાપ૦

ત્રોડી સરોવર-પાળ, સતિ રાણી ત્રોડી સરોવર-પાળ રે,
ગાયો તરસી વાળિયું, તોળાંદે રે,
એમ જેસલ કહે છે જી—પાપ૦

જેતા માથાના વાળ, સતિ રાણી જેતા માથાના વાળ રે,
તેતા અવગુણ મેં કર્યાં, તોળાંદે રે,
એમ જેસલ કહે છે જી—પાપ૦

જેનું નામ સાંભળીને ગર્ભવતીઓનાં ગર્ભ ગળી જાય એવો મહા જુલ્મી જેસલ જાડેજો ગરીબ ગાય જેવો બનીને પોતાનાં પાપ પોકારવા લાગ્યો. એક તરફથી તેના અંતરની દુષ્ટતા નષ્ટ થઇ ગઇ, અને બીજી તરફ સમુદ્રમાંનું ભયંકર તોફાન શાન્ત થવા લાગ્યું. એકજ પળમાં જેસલના જીવનમાં અથાગ પરિવર્તન થઇ ગયું. તેનું હૃદય તદ્દન પલટાઇ ગયું.

અંજાર પહોંચતાં જેસલ જાડેજો સતિ તોળલ પાસેથી આધ્યાત્મિક જ્ઞાન મેળવવા લાગ્યો, અને સતિનું પવિત્ર ભાવે પૂજન કરવા લાગ્યો. તે દુષ્ટાત્મા મટીને એક ખરેખરો ધર્માત્મા બની ગયો.

એક વખત જેસલ જાડેજો કંઈ કાર્યવશાત્ બહાર ગામે ગએલો હતો પાછળથી તેને ત્યાં કોઇ પ્રભુ—ભક્ત મહેમાનો આવી પહ્યાં. મહેમાનોનું સ્વાગત કરવા માટે ઘરમાં પુરતી સાધન—સામગ્રી ન હોવાથી તોળલ મુંઝાઇ પડી તરતજ તેને સધીર નામના એક વણિક વેપારીની યાદ આવતા તે તેની દુકાને ગઇ, અને તેની પાસે જોઇતી ચીજોની માગણી કરી.

જેના સૌન્દર્ય પર ચંદ્રમા પણ થભી જાય એવી સતિ તોળલની અતિ સુકુમાર દેહ કળી જોઇને સધીરની આંખમાં શયતાને વાસ કર્યો તેની બુદ્ધિ બગડી તેણે તોળલ પાસે પ્રેમ-યાચના કરી, અને રાત્રે આવવાનુ વચન માગ્યું. સતિએ સધીરની માગણીનો સ્વીકાર કર્યો અને રાત્રે આવવાનું વચન આપી, જોઇતી ચીજો લઇ તે ત્યાંથી વિદાય થયાં.

રાત્રિ પડતાં ધોધમાર વરસાદ પડવો શરૂ થઇ ગયો. સતિ તોળલ વરસતા વરસાદે પોતાના વચનનુ પરિપાલન કરવા સધીરને ઘેર પહોચી ગયા.

આવી મેઘલી રાત્રે પોતાનુ વચન પાળવા માટે તોળલને આવી પહોચેલી જોઇને સધીરને નવાઇ લાગી. વળી વધુ નવાઇની વાત તો એ હતી, કે તોળલ મુસળધાર વરસાદમા ચાલી આવેલી હોવા છતા તેના શરીર પર પાણીનુ એક બિન્દુ પણ પડયુ ન હતુ. આ ચમત્કાર જોઇને સધીરને પોતાની ભૂલ સમજાઈ તે મનમાથી મેલ કાઢી સતિને પગે પડ્યો અને પોતાની દુષ્ટબુદ્ધિ માટે ક્ષમા-યાચના કરવા લાગ્યો. તે દિવસથી સધીર પણ સતિનો પરમ ભક્ત બની ગયો, અને ધર્મ-ધ્યાનમા પોતાનો સમય ગાળવા લાગ્યો *

દુહો—તોળલે ત્રણ નર તારિયા, સામતીયો ને સધીર,
જેસલ જગનો ચોરટો, પલમાં કીધો પીર.

આ વખતે જેમ કચ્છમા જેસલ અને તોળલ પવિત્રાત્મા ગણાતા હતા, તેમ ગુજરાતમા રાવળ માલદેવ અને રાણી રૂપાદેની પવિત્રાત્મા તરીકે કીર્તિ ફેલાએલી હતી જેસલ જાડેજાએ રાવળ માલદેવ અને રાણી રૂપાદેને કચ્છ આવવા આમ ત્રણ આપેલુ હોવાથી તેઓ બન્ને કચ્છ અજાર આવવા માટે નીકળી ચૂકયા હતા પરતુ તેઓ અજાર આવી પહોચ્યા તેને આગલે દિવસેજ જેસલ અને તોળલે સમાધિ લઇ લીધેલી હતી આ બનાવ જોઇને રાવળ માલદેવ તથા રાણી રૂપાદે અત્યત શોક-ગ્રસ્ત થયા જેસલ જાડેજાએજ તેમને કચ્છમા બોલાવેલા હોવાથી તેઓ જેસલ અને તોળલની સમાધિ પર બેસી તેમને તેમના વચનની યાદ આપતા ભજનની ધુન લગાવવા લાગ્યા

“ જાડેજા રે વચન સભારી વહેલા જાગજો હોજી.”

કહેવાય છે કે ત્રીજે દિવસે જેસલની સમાધિમાથી અવાજ આવ્યો, તેથી સતુષ્ઠ થઇ રાવળ માલદેવ તથા રાણી રૂપાદે પાછા ફર્યા.

---

* અજારમા જેસલ-તોળલની સમાધિઓ પાસે પગથિયા તરીકે આ સધીર વાણીયાની સમાધિ આવેલી છે.

# પ્રકરણ ૧૩ મું.

## મોડ પીર.

### (૧)

### જામ અબડો.

જામ રાયધણના પુત્ર ગજણને બે કુંવર થયા. મોટો હાલો અને નાનો જેહો. જામ ગજણના મૃત્યુ પછી આ બંને ભાઇઓ વચ્ચે આસની વહેંચણ સંબંધમાં ઝગડો જાગ્યો. તેમની વચ્ચેનું વૈમનસ્ય દિન પ્રતિદિન વધતું ચાલ્યું. આ કારણને લીધે કુટુંબકલેશથી કંટાળીને નાના ભાઇ જેહાએ બારાનો ત્યાગ કર્યો, અને તે લાખિયાર વીયરે આવીને પોતાના પીતરાઇઓને આશરે રહેવા લાગ્યો. આ જેહાને ત્રણ કુંવર થયા. અબડો, સાડ અને રાયધણ.

દુહો—જેહો જામ ગજણજો, હાલો ગજણાણી,
હાલેજો રાયધણ થીઓ, અબડો જેહાણી,

ભાવાર્થ—જામ ગજણના કુંવર હાલો અને જેહો થયા. તેમાં હાલાનો રાયધણ થયો અને જેહાનો અબડો થયો.

જેહાનો કુંવર અબડો પણ પોતાના પિતાની માફક લાખિયાર વીયરામાંજ રહેવા લાગ્યો. પરંતુ લાખિયાર વીયરાની ગાદી ઉપર જ્યારે વહેણ જામ આવ્યો, ત્યારે વહેણ જામ અને અબડાને આપસમાં બન્યું નાહ. અબડાએ વિચાર્યું, કે હવે અહીં રહેવામાં માલ નથી. આથી તે પોતાના ભાઇ સાડ અને રાયધણને સાથે લઇને લાખિયાર વીયરાને છોડી સિંધ-નગરસમે તરફ ચાલવા લાગ્યો.

આ વખતે નગરસમૈની રાજ્યગાદી જામ ઘાહા લાખાણી પાસે હતી. આ ઘાહાના બાપે જામ ઘાહા જાડાણી પાસેથી નગરસમૈની ગાદી પચાવી પાડી હતી આથી અબડાએ જામ ઘાહા લાખાણી પાસે જઇને સિંધ નગરસમૈમાં પોતાનો ભાગ માગતાં કહ્યું, કે નગરસમૈ-

ની ગાદી ઉપર અમારા દાદા લાખા અને લાખિયારનો બરાબર અર્ધો હક્ક પહોંચતો હોવાથી, તે લીધા વિના હું જવાનો નથી. આ વખતે અબડા પાસે લશ્કરી બળની સારી જમાવટ હોવાથી, જામ ઘાહો લાખાણી વિચારમાં પડ્યો. જામ ઘાહો અબડાને કંઇ પણ આપવા તૈયાર ન હતો. આ વાતનો નિવેડો લાવવાને ચોવટો ચાલવા લાગી. આખરે એવો નિર્ણય થયો, કે બન્ને જણાએ આ મુંઝવણનો અંત આણવાને દિલ્હીના પાદશાહની પાસે જવું, અને તે જે ચુકાદો આપે, તે બહાલ રાખવો. આવો નિશ્ચય કરીને આ બંને જણે દિલ્હી જઇને સઘળી હકીકત પાદશાહ પાસે રજુ કરી. આ વખતે ઇસ્લામનો પ્રચાર જોર–શોરથી ચાલી રહેલો હોવાથી પાદશાહે એવો ફેંસલો આપ્યો, કે બન્નેમાંથી જે ઇસ્લામી મઝહબ ગ્રહણ કરવા તૈયાર હોય, તે નગરસમૈની ગાદી ભોગવે. પાદશાહનો વિચિત્ર નિર્ણય સાંભળીને અબડો વિચારમાં પડ્યો તે પુરેપુરો ટેકીલો હતો દુનિયાની રાજ્ય–સત્તાને બદલે પણ તે પોતાના ધર્મને તિલાજલિ આપે, તેવો ન હતો. પરંતુ ઘાહો માત્ર સ્વાર્થીજ હોવાથી તેણે પાદશાહની શરતનો સ્વીકાર કર્યો. ઇસ્લામ ધર્મ અંગીકાર કરી તેણે નગરસમૈની રાજ્યગાદી પર પોતાનો હક્ક કાયમ કર્યો. આમ ઘાહાને પાદશાહનું પીઠબળ મળી જવાથી, અબડો તેની સામે બળ બાંધવામા ફાવે તેમ ન હતુ. પાદશાહનો આ અવળો ઇન્સાફ સાંભળીને તે દિલ્હીથી નિરાશ હૃદયે પાછો ફર્યો.

એ અરસામાં સિંધમાં બહાઉદ્દીન નામના એક સૈયદે ઇસ્લામનો પ્રચાર પૂરવેગથી કરવા માંડ્યો હતો. સમા, સૂમરા, મોઢા, સમેજા, નોડે, હીંગોરા, નોતિયાર આદિ અનેક રાજપૂત જાતિઓને તેણે પોતાની કળા અને કુનેહથી ઇસ્લામમાં લેવા માંડી હતી

જામ અબડો દિલ્હીથી પાછો ફરતાં જ્યારે કચ્છના રણમાં આવ્યો, ત્યારે તાપ સખ્ત હોવાને લીધે, તેને અને તેના સાથીઓને અત્યંત તૃષા લાગી. સૌ 'પાણી પાણી' એવા પોકાર કરવા લાગ્યા. પણ રણના મધ્ય પ્રદેશમાં પાણીનુ એક બિન્દુ મળવું પણ મુશ્કેલ હતું. આ વખતે બહાઉદ્દીન પીર તેમની સામે આવ્યો, અને સૌને પાણી પાઇને તેમને ઇસ્લામમાં આવી ગએલા હોવાનું જાહેર કર્યું. પરંતુ ધર્મ જેવી વસ્તુનો આમ નાશ થઇ જાય, એમ માનનાર જામ

અખડો ન હતો તે રણ ઓળંગીને પહેલીજ તકે યાત્રાનાં મોટાં મોટા ધામ પોતાના સઘળા સગાથીઓ સાથે ફરી આવ્યો, અને આ રીતે આપત્તિકાળમાં થએલ દોષનું તેણે નિવારણ કર્યું.

---

## (૨)

## મોડપીરનો જન્મ.

જામ અખડો પોતાના વિશાળ પશુધન સાથે નગરસમૈની હદમાંજ નિવાસ કરવા લાગ્યો આ વખતે કચ્છમાં દુષ્કાળ હોતા ત્યાં જઇ શકય તેમ ન હોવાથી, તેને સિંધમા રહેવા સિવાય છૂટકો ન હતો આ લોકો નગરસમૈની હદમા પોતાની આથો ચારતા હતા આથી જામ ઘાહા લાખાણીએ અમડાના માણસો ઉપર રોજ એક એક વચ્છ (પાડી) આપવાનો કાયદો બેસાડેલો હતો. અને આ લોકો અણૂટકે એ કાયદાનુ પાલન કરી રહ્યા હતા.

એક વખત એક વાણીઓ જામ અખડાની વાંઢમા બોરનો ખડીઓ લઇને તે વેચવા માટે આવ્યો. આ સમયે જામ અખડાની રાણી સોહાગદે ચાવડી ગર્ભવતી હોવાથી તેને બોર ખાવાની ઇચ્છા થઇ તેણે બોર વેચનાર વાણીઆને પોતાની પાસે બોલાવ્યો

દુહો—હલી વાણીઉં આયેઓ, બેરેં ફાંટ ભરે,
તે કે ચાવડી સોહાગદે, વિડી સદ કરે.

ભાવાર્થ—વાણીઓ બોરનો ખડીઓ લઇને આવ્યો, તેને સાદ કરીને સોહાગદે ચાવડીએ પોતાની પાસે બોલાવ્યો.

સોહાગદે ચાવડી વાણીઆના બોર જોવા લાગી તે ચાખી જોવા માટે તેમાથી બે-ચાર ઉપાડીને તેણે તે પોતાના મોઢામા નાખ્યા તેજ વખતે સોહાગદે ચાવડીને વાણીઆના બોર વગર કિંમતે ખાવાની મનાઇ કરનારો કોઇ ગેબી અવાજ આવ્યો આસપાસ બીજુ કોઇ ન હોવાથી બાઇને નવાઇ લાગી. તેને ખાતરી થઇ, કે એ અવાજ બીજે કયાથી નહિ, પરંતુ તેના પેટમાથીજ આવી રહ્યો હતો

દુહો—ખાઇ ખયા બેર, ચાવડી સોહાગદે,
ત મારકારો મોડેર, પીર પડદેમેં ચેઓ.

ભાવાર્થ—સોહાગદે ચાવડીએ બોર ઉપાડ્યા, કે તરતજ અંદરથી મોડપીરે તેમ ન કરવાનો અવાજ આપ્યો.

દુહો—બાઇ બોર મ ખા, કુરે ફકીરન જી,
અબડાણી અંદર વિડે, કુંવર કઇ ના.

ભાવાર્થ—અબડાણી કુંવરે અંદરથી ના કહી, કે માતા, ફકીરોની માફક દામ આપ્યા વગર બોર નહિ ખા.

દુહો—બાઇ જ ખાજે બેર, ત બેરેં ડીજે મટ,
માણુક મેલો ન થીએ, સોન ન ચડે કિટ.

ભાવાર્થ—હે માતા, જો બોર ખાવા હોય, તો બોરની કિંમત આપવી જોઇએ કારણ કે જે માણેક હોય, તે તો કદી પણ મેલું થાય નહિ અને સોના ઉપર કાટ ચડે નહિ.

આ રીતે મોડપીરે પોતાની માતાના ઉદરમાથીજ આ ચમત્કાર બતાવ્યો હતો. જામ અબડાના મોટા કુંવરનું નામ રાપડ હતુ. અને તેની પછવાડે આ મોડ કુવરનો જન્મ થયો મોડપીરને બાલ્યાવસ્થામાં સૌ કુઠધર કહીને બોલાવતા હતા

(૩)

## જામ ધાહો લાખાણી.

જામ ધાહા લાખાણીને તેના કરાર મુજબ અબડા જામની વાઢ માથી રોજ એક એક વચ્છ આપવામા આવતી હતી એમ કરતાં એક દિવસ ગુમાઆ નામના સગારનો વચ્છ આપવાનો વારો આવ્યો આ ગુમાઓ સંગાર સૌ સાગારોનો પાગારો (મુખી) હતો. તે સાડને વાઇયાગે× હતો આ ગુમાઆ સંગાર પાસે એક વચ્છ હતી તેના પર તેની સાત ભેસો દુઝની હતી આથી એ વચ્છ સાત ભેસોને ધાવી ધાવીને અત્યંત પુષ્ટ બનેલી હતી ધાહા જામના

× એ વખતે જામ અને તેના ભાઇઓના તાબામાં જુદા જુદા લોકો રહેતા, અને તેઓ પોતપોતાના સરદારને વાઇયગિ અર્થાત્ પોતાની પેદાશનો અમુક ભાગ આપતા.

માણસોને આ વચ્છ પસંદ પડવાથી તેઓ તેને લઈ જવા લાગ્યા. ગુમાઆ સંગારે તેમને બીજી વચ્છ લઈ જવા કેટલુંએ સમજાવ્યું, પરંતુ ઘાહાના માણસોએ તેની એક પણ વાત માની નહિ તેઓ વચ્છને ઉપાડીને ચાલતા થયા આ એક વચ્છ જતાં ગુમાઆ સંગારની સાતે ભેંસો વસુકી જાય એમ હોવાથી, તે ઘાહા જામ પાસે ગયો, અને એ વચ્છને બદલે બીજી લેવા તે તેને નમ્રતાપૂર્વક વીનવવા લાગ્યો અભિમાની ઘાહા જામે ગુમાઆ સંગારની વાત પર લેશ પણ લક્ષ આપ્યું નહિ. ઉલટું તેણે એ પુષ્ટ થએલી વચ્છને તરત કેત્લ કરી નાખવા પોતાના માણસોને ફરમાન કરી દીધું. જામ ઘાહાની આટલી બધી બેપરવાઇ જોઇને ગુમાઆ સંગારનું હૃદય ઉકળી ઊઠયું. તે તરતજ પાછો વાંઢમાં આવ્યો, અને સઘળી હકીકત જામ અબડાના ભાઇ સાડ પાસે રજુ કરી. ઘાહા જામનું આટલું ગુમાન જોઇને સાડ અતિ ક્રોધાયમાન થઈ ગયો. તેણે ઘાહા જામનો ઘાટ ઘડી નાખવાનો પોતાના મન સાથે નિશ્ચય કરી લીધો.

ઘાહો જામ રોજ સાંજના સમયે નગરસમૈની બહાર આવેલા પોતાના બાગમાં ફરવા જતો. આ વાત સાડને લક્ષમાં હોવાથી, તે તથા ગુમાઓ સંગાર બંને તક સાધીને ત્યાં પહોંચી ગયા. ઘાહો જામ એ વખતે પોતાના બગીચામાં આનંદથી ફરી રહ્યો હતો. સાડ અને ગુમાઓ સંગાર ઓચીંતા તેની પાસે ધસી આવ્યા, અને સાડે તેને તેજ વખતે પોતાની તલ્વારના એકજ ઝાટકાથી પૂરો કરી નાખ્યો.

દુહો—ઘાહે વચ્છ સે મારઈ, જે તેં ભેયું બિંદે સત,
તેં કે સાડ મારેઓ, સિરી ડઈ લત.

ભાવાર્થ—જેના પર સાત ભેંસો દુઝતી હતી, તે પાડીને જામ ઘાહાએ મારી નાખી. તેથી સાડે જામ ઘાહાની ગરદન પર લાત દઇને તેને ઠાર કર્યો.

## (૪)

## જામ સંજર.

ઘાહા જામના પુત્રનું નામ સંજર હતું. જ્યારે તેને તેના પિતાના મૃત્યુની ખબર પડી, ત્યારે તે તરત પોતાની ફોજ તૈયાર કરીને અબડા જામની વાંઢ પર ચડી ગયો

આ તરફ જ્યારે જામ અબડાને તેના ભાઇ સાડના કૃત્યની જાણ થઇ, ત્યારે તેને પણ બહુ ખોટું લાગ્યું. પરંતુ હવે તો સંજરના લશ્કરનો સામનો કરવા વગર ચાલે તેમ ન હોવાથી સૌથી પ્રથમ એ વિચાર કરવાનો હતો આ કારણથી તેણે પોતાની વાંઢના મુખ્ય પુરૂષોને બોલાવીને હવે શું કરવું, તેની મસલત ચલાવવા માંડી.

દુહો—બ જેહા ઑઢો ત્ર્યો, મૉડ ગાલાણી ચાર,
અબડો જામ સલા પુછે, કેડે અલણ સોનાર.

ભાવાર્થ—બે જેહા, ત્રીજો ઓઢો નોતીયાર, ચોથો મોડ ગાલાણી સંગાર અને પાંચમા અલણ સોનીને બોલાવીને જામ અબડાએ સલાહ કરવા માંડી.

સૌએ મળીને મરવું કે મારવું એવો નિશ્ચય કરી લીધો. ઉભય પક્ષના માણસો રણમયદાનમાં કૂદી પડ્યા બહાદુર સંગારો અને સમાવીરો મરણીયા બનીને સંજરની ફોજપર તૂટી પડ્યા. સંગારો અને સમાઓએ ખૂબ પરાક્રમ બતાવ્યું. ભલડ નામના એક સંગારે સંજર જામનાં નેજાનિશાન અને નગારાં ઝૂંટવી લઇને જામ અબડા પાસે રજુ કર્યાં.

દુહો—વચ્છ સંઘે વૅર, સાડ ઘાહો મારિઓ,
ભલડ ખડી ભૅર, ડિનેં અબડે જામકે.

ભાવાર્થ—વચ્છના વેર પરથી સાડે જામ ઘાહાને માર્યો. અને તેથી લડાઇ થતાં ભલડ સંગારે સંજરનાં નગારાં ઝૂંટવીને જામ અબડાને આપ્યાં.

સમા અને સંગાર વીરોએ સંજરના લશ્કરને જબરી છક્કડ આપેલી હોવાથી તે પોતાના બાકીના માણસોને લઇને પાછો ફરવા

લાગ્યો. સંજરને પાછો ફરતો જોઇ સાડ તેને પડકાર કરીને સામે આવવા આહ્વાન કર્યું. ત્યારે તે બોલ્યોઃ—

દુહો—ભગો મ ભાંઇજ, વિંઆંતો સે વરણ કે,
સુમી મ કજ નિંધરૂં, વૅર મ વિસારીજ.

ભાવાર્થ—મને ભાગી જતો સમજતો નહિ હું જાઉં છું તે પાછો વળવા માટેજ. માટે તુ ગફલતમા રહેતો નહિ, તેમજ વેરને વીસારતો પણ નહિં.

સંજર ત્યાંથી સીધો પાદશાહ પાસે દિલ્હી પહોંચી ગયો, અને તેની પાસે ધાં દેતાં બોલ્યોઃ—

દુહો—સુણ ફરિયાદી પાતશા, સાડ સમેંજો ડૅર,
વચ્છ સંધે વૅર, ભડ લાખાણી મારેઓ.

ભાવાર્થ—હે પાદશાહ સાડ સમાએ કરેલા જુ઼ંમની ફરિયાદ સાભળ. એણે વચ્ચના વેરને કારણે ભડ જામ ઘાહા લાખાણીને ઠાર કર્યો છે.

જામ અબડા અને સાડનો જુલ્મ જોઇને પાદશાહને ક્રોધ ચઢ્યો. તેણે તેમનો મદ ઉતારવા માટે સંજર સાથે એક મોટી ફોજ રવાના કરી.

જ્યારે જામ અબડાએ જાણ્યું, કે સંજર વિશાળ પાદશાહી ફોજ સાથે ચડી આવે છે, ત્યારે તેણે પણ પોતાની તૈયારી કરી લીધી. એક કાયરની માફક નાસી જવા કરતાં તેમણે સાચી છાતીએ લડી લેવાનોજ નિશ્ચય કરી લીધો.

પાદશાહી સૈન્ય આવી પહોંચતાં ઉભય પક્ષના સૈનિકો રણક્ષેત્રમાં ઉતરી પડ્યા લડાઇ જોસભેર ચાલવા લાગી સમા અને સંગારો મરવું કે મારવું એવો દૃઢ નિશ્ચય કરીનેજ રણમયદાનમાં કૂદી પડ્યા હતા. તેઓ અત્યત બહાદુરીથી લડતા હોવા છતાં પાદશાહી વિશાળ સૈન્ય પર જીત મેળવવાનું કાર્ય તેમને માટે અશક્યજ હતું. આ લડાઇમાં જામ અબડો તેનો ભાઇ સાડ તથા અનેક બહાદુર સમા અને સંગાર વીરો કામ આવી ગયા. આ વખતે અબડાના સૌથી નાના ભાઇ રાયધણને તેના કુટુંબના બાળ—બચ્ચાંઓની સલામતી જાળવવાની ખાસ આવશ્યકતા જણાતાં તેણે સિંધનો ત્યાગ કરી

જવાનો વિચાર કરી લીધો. તે પોતાના બાકી રહેલા માણસો તથા તમામ કુટુંબ-કબીલા તેમજ આથે સહિત ત્યાંથી પાછો ફરવા લાગ્યો. આ વખતે કચ્છમાં વહેણુ જામ તથા રાયધણુ જામ વચ્ચે તકરાર ચાલુ હોવાથી તેમજ ત્યાં દુષ્કાળ પણ હોવાથી તેમણે કચ્છમાં જવાને બદલે સીધા ગીર પ્રદેશ તરફ ચાલવા માંડયું.

---

## ( ૫ )

## ગીર પ્રદેશમાં.

આ સઘળી મંડળી જ્યારે રણુ ઓળંગીને પરલે કાંઠે આવી, ત્યારે મોડપીરના કાકા રાયધણુને માલમ પડયું, કે તેની કમર પરની તલવાર કયાંક નીકળી ગઇ છે. આ તલવાર અત્યંત ઉચ્ચ કારીગરીની હોવાને લીધે તે તેને ગુમાવવા માટે અત્યંત અફસોસ કરવા લાગ્યો. કાકાને તલવાર માટે ચિંતાતુર બનેલો જોઇને મોડપીર તરતજ રણુને કિનારે ગયા, અને પાણીમાં હાથ નાખી તલવાર કાઢી લાવીને તે પોતાના કાકાને આપી. મોડપીરના આ કાર્યથી સૌને અત્યંત નવાઇ લાગી, પરંતુ કોઇ એનો ભેદ કળી શકયું નહિ.

જ્યારે આ બધા ગીર પ્રદેશમાં આવી પહોંચ્યા, ત્યારે પોતાની આથે માટે એક સગવડવાળી જગ્યા પસંદ કરીને ત્યાં નિવાસ કરવા લાગ્યા.

મોડપીર બાલ્યાવસ્થાથીજ એક દૈવી અને નિસ્પૃહી જીવન જીવવા લાગ્યા હતા. તેમની નિસ્વાર્થ વૃત્તિ, અને એક ઉચ્ચ આત્માને છાજે તેવી નીતિ-રીતી જોઇને સૌ તેમની તરફ માનની દૃષ્ટિએ નિહાળતા.

દુહો—મોડપીર રય માનસેં, મૂં મા ન ખાય;
કૂડી કિનાં કડરે, જે કે સચી સુહાય.

ભાવાર્થ:—મોડપીરે માંસનો તદ્દન ત્યાગ કરેલો છે, અને તે માનપૂર્વક રહે છે. અસત્યથી ક્રૂરજી ભડે છે અને એને સત્યજ સારૂં લાગે છે.

જામ અબડાના સ્વર્ગવાસ વખતે તેની રાણી સોહાગદે ચાવડી

ગર્ભવતી હતી. તેને પ્રસૂતિના સમયે અત્યંત કષ્ટ થવા લાગ્યું. કેટલાએ ઇલાજો લેવા છતાં જ્યારે સોહાગદે ચાવડીને પુત્ર-પ્રસવ થયો નહિ, ત્યારે મોડપીર તેમની માતા સોહાગદે ચાવડી પાસે આવ્યા, અને તેને આશીર્વાદ આપ્યા. મોડપીરના આશીર્વાદ પછી થોડાજ સમયમાં તેની માતાને પુત્ર પ્રસવ થયો, મોડપીરે પોતાના પિતાના નામ પરથી એ બાળકનું નામ પણ અબડો અબડાણી રાખવા જણાવ્યું. તેમજ જામની પાઘડી પણ એનેજ આપવા તેમણે સૌને સૂચના કરી.

મોડપીરની ઉંમર નાની હોવા છતાં તેમનું ડહાપણ અગાધ હતું. આથી સૌને તેમની વાતનો સ્વીકાર કર્યા વિના ચાલતું નહિ. તે પોતાની રાવટી પણ આખી છાવણીથી જુદી રાખતા. અને ત્યાં બેસી એકાંતમાં પ્રભુ સ્મરણ કરતા.

એક વખત મોડપીરનો કાકો રાયધણ શિકારે જતો હતો, ત્યાં રસ્તામાં એક સસલું જોઇને રાયધણે તેના પર તીરનો ઘા કરવાનો વિચાર કર્યો. આ વખતે મોડપીર ત્યાં હાજર હોવાથી, તરતજ બોલી ઊઠ્યા, કે "કાકા ! એ તો ગર્ભવતી સસલી છે. અને તેના પેટમાં ત્રણ બચલાં છે. માટે તમે તેના પર તીરનો ઘા કરીને ચાર જીવની હત્યા શા માટે કરી રહ્યા છો? મોડપીરની આ વાત તેમના કાકાને સાચી જણાઇ નહિ. તેણે તેજ વખતે પેલી સસલી પર તીરનો ઘા કર્યો. તેનું પેટ ચીરી જોતાં જણાયું, કે મોડપીરની વાત અક્ષરશઃ સત્ય હતી મોડપીરની આવી ચમત્કારી શક્તિઓથી સૌ આશ્ચર્ય પામતાં. પરંતુ હજુ લગી એ દિવ્ય વિભૂતિની કોઈને ખરેખરી ઓળખ થવા પામી ન હતી.

સમા લોકો સાથે અલણ નામનો એક સોની હતો. આ અલણ સોનીને ત્યાં સંતતિની ખોટ હતી. તેણે દેવ-દેવસ્થાન, તથા પીર-ફકીરોને પૂજવામાં મણા રાખી ન હતી. પરંતુ તેને કોઈ ઉપાયે સંતતિની પ્રાપ્તિ થઇ નહિ એક વખત આ અલણ સોનીની સ્ત્રી અન્ય સ્ત્રીઓ સાથે બેઠી હતી. ત્યા તેના નિઃસંતાનપણાની વાત નીકળતા રાયધણની સ્ત્રી તેને મશ્કરીમાં કહેવા લાગી, કે "એક મોટો પીર તો આપણા ઘરમાજ છે, છતાં તું બહાર શામાટે ભટકયા કરે છે? આપણા મોડમાં પીરાઇનો પારજ નથી. માટે જો તેની પાસે જઇશ તો તને અવશ્ય પુત્ર-પ્રાપ્તિ થશે"

આ વાત અલણુ સોનીની સ્ત્રીએ સત્ય માની લીધી. એક વખતે તે મોડપીરની રાવટીમાં જઇને પોતાને સંતાન-પ્રાપ્તિ થાય તે માટે આશીર્વાદ આપવા વીનવવા લાગી બાઈની અત્યંત દુઃખદ સ્થિતિ જોઇને મોડપીરને તેના પર દયા આવી. મોડપીરે તેને આશીર્વાદ આપ્યા, અને તેને ત્યાં પુત્ર-પ્રાપ્તિ થશે એવું ભવિષ્ય ભાખ્યું.

મોડપીરના આશીર્વાદથી આનંદિત થતી અલણુ સોનીની સ્ત્રી તરત ત્યાંથી વિદાય થઇ. યોગ્ય સમયે તેને ત્યાં એક પુત્રનો જન્મ થયો. આ પતિ-પત્નીના આનંદનો હવે પાર રહ્યો નહિ. તેઓ મોડપીરને એક દૈવી વિભૂતિ માનવા લાગ્યાં

---

## (૬)

## ખીયરો ચારણ.

અલણુ સોનીને ત્યાં જે પુત્રનો જન્મ થયો હતો, તેના ચ્હેરાની અણુસાર બરાબર મોડપીરને મળતી આવતી હોવાથી, કેટલાક લોકો મોડપીરના ચારિત્ર્ય સંબંધી શંકા ઉઠાવવા લાગ્યા. મોડપીર આ વખતે ભર યુવાનીમાં આવેલા હતા આથી તેમના કાકા રાયધણુને પણ તેમના વર્તન વિષે કંઇક વહેમ પડ્યો મોડપીરના ચારિત્ર્ય વિષેની વાત કર્ણોપકર્ણ આગળ વધવા લાગી. અને કોઇ કોઇ સ્થળે મશ્કરીઓ પણ થવા લાગી.

એક વખત રાયધણુ અને એક ખીયરા નામના ચારણ વચ્ચે આ વાત નીકળી. રાયધણે ખીયરા ચારણને મોડપીરના અયોગ્ય વર્તન વિષે ભુંડા દુહા કહેવા તૈયાર કર્યો એ દુહા મોડપીરને પોતાને સંભળાવવા તેણે ખીયરા ચારણને તેમની પાસે મોકલાવ્યો.

ખીયરો ચારણ મોડપીરના ભુંડા દુહા કહેવા માટે બીજે દિવસે પ્રભાતમાંજ ત્યાં પહોચી ગયો. મોડપીર આ વખતે દાતણ કરી રહ્યા હતા. ચારણ પ્રથમ તેમની સાથે કસોટી માટે વાતે વળગ્યો. થોડાજ સમય દરમિઆન ચારણના બધા વિચારોમાં પરિવર્તન થઈ ગયું. મોડપીરની સાદાઇ, નમ્રતા અને એમના આત્માની ઉચ્ચ-

તા નિહાળીને એમના ભુંડા દુહા કહેવા આવેલો ચારણ ગળી ગયો. તરતજ તે પોતાના વિચારો ફેરવીને બોલી ઊઠ્યોઃ—

દુહો—સાંકડો કર સાગર સમું, મંધરો મેર પ્રમાણ,
સુરજ જી ઝંખો દિઠો, કાયર કૃષ્ણ સમાન.

ભાવાર્થ—સાકડો સાગર જેવો, ન્હાનપમા મેરુપર્વત સમાન, ઝાંખપમા સુરજ જેવો અને કાયરપણામાં કૃષ્ણ જેવો મોડપીર આજે જોયો.

દુહો—સમંધર જી છિલકે વિઠો, સોંઘો કર સોવન,
બલ-ખંડત હનુમંત જી, કુદાતાર કરન.

ભાવાર્થ—સમુદ્ર સમાન, ગાભીર્યહીન, સુવર્ણસમાન મૂલ્યહીન, હનુમાન જેવો બળ-ખંડિત અને કરણ જેવો કુદાતા મોડપીર આજે જોયો.

ચારણના દુહાઓની આવી વિચિત્ર પ્રકારની રચના જોઇને, મોડપીરને નવાઇ લાગી મોડપીરે તેને તેમ કરવાનું કારણ પૂછતાં ચારણે સઘળી સત્ય હકીકત તેમની સમક્ષ રજુ કરી દીધી ચારણની કળા જોઇને મોડપીર આનંદિત થયા. તેમણે પોતાની ભેંસોમાથી એક સારામાં સારી ભેંસ ચારણને ભેટ આપીને વિદાય કર્યો.

ખીયરા ચારણે મોડપીરના કેવા દુહા કહ્યા, તે જાણવાને ઉત્કંઠિત બનેલો રાયધણુ, ચારણની આતુર હૃદયે માર્ગ-પ્રતીક્ષા કરતો બેઠો હતો. એટલામાં દૂરથી ચારણને આવતો જોઇને તે ઉભો થઇ તેની સામે આવ્યો, અને તેણે કેવા દુહા કહ્યા તે પૂછવા લાગ્યો. ખીયરા ચારણે તરતજ મોડપીરની પ્રશંસાના દુહા જામ રાયધણુને સંભળાવવા માંડ્યા.

મોડપીરને હલકો પાડનારા દુહાને બદલે તેમની અતુલ પ્રશંસાયુક્ત દુહા સાભળીને જામ રાયધણુની ક્રોધનો પાર રહ્યો નહિ. મોડપીરની આવી કીર્તિ સહન કરવાને તે તૈયાર ન હતો.



## (૭)

## સોરઠને સીમાડે.

મોડપીરની ખ્યાતિની વાતો કર્ણોપકર્ણ અમદાવાદના પાદશાહને કાને આવતાં તેને મોડપીરને જોવાની ઈચ્છા થવાથી, તેણે તેમને પોતાને ત્યાં તેડાવ્યા અને ઘણા દિવસ તેમને મહેમાન તરીકે પોતાને ત્યાં રાખીને તેમની ખૂબ આગતાસ્વાગતા કરી પાદશાહનો નાકર નામમનો એક માનીતો મિસ્રી હતો નાકર મિસ્રીને સંતતિની ખોટ હોવાથી તે મોડપીરની પ્રશંસા સાંભળી તેમની પાસે આવ્યો, અને પોતાના મનની મુરાદ પૂર્ણ કરવા તે તેમને વીનવવા લાગ્યો.

દુહો—નાકરકે નિવાજેઓ, ડિની મૉડ મુરાદ,
અચે જે ઑલાદ, ત વેંઝો અચજ વંગઢ્ઢ.

ભાવાર્થ—મોડપીર નાકર મિસ્રી પર મહેરબાન થયા, અને તેની મુરાદ પૂર્ણ થશે એમ જણાવ્યું. અને તેને ત્યાં પુત્ર આવે, તો કચ્છમાં વંગઢ્ઢ ગામે આવવા કહ્યું.

ઘણા દિવસ પાદશાહની મહેમાનગીરી ચાખીને મોડપીર પાછા ફર્યા. હવે તેમને સોરઠમાં ફરવાની ઇચ્છા થતાં, તેઓ પોતાના કાકા જામ રાયધણ-તથા અન્ય સમા અને સંગાર વીરો સાથે ત્યાંથી કૂચ કરવા લાગ્યા. સૌથી પ્રથમ તેમણે ઓખા પર મીટ માંડી. તેમણે ઓખાના વાઢેરોને બહાર મેદાનમાં પડવા આહ્વાન કર્યું, મોડપીરની શક્તિ વાઢેરોના લક્ષ બહાર ન હોવાથી તેમણે સુલેહનું કહેણ મોકલાવ્યું, અને પોતાની શુભ નિષ્ઠાની નિશાની દાખલ તેમણે પોતાની કુંવરી કુંતાદે મોડપીરને પરણાવી.

ઓખાના વાઢેરો સાથે સંબંધ બાંધીને મોડપીર પોતાના માણસો સાથે જેઠવાઓના મુલક તરફ ફર્યા. જેઠવાઓમાં પણ તેમણે પોતાની ધાક સારી રીતે જમાવી દીધી. આમ થોડે થોડે આખી સોરઠમાં જાડેજા વીરોના પરાક્રમોનો યશ ડંકો ગર્જી રહ્યો.

દુહો—સોરઠજે મિર ચડી, જામ ઉખતો જોર,
હલે રાણા રાણ્યા, મલે મૉડ મુછાર,

ભાવાર્થ—સોરઠના શિરપર ચઢીને જાગે જાળ નાખી, અને અનેક રાજવીઓને તેમાં પકડી લઇને મોડે પોતાનું નામ દીપાવ્યું.

જેઠવાઓના બરડા ડુંગરમાંથી થઇને મોડપીર પીરાણુ પટ્ટણુ આવ્યા. અહીં પીરાણુ પટ્ટણુમાં પાદશાહી થાણું હોવાથી થાણાવાળાએ તેમને આથો ચારતા અટકાવવા માંડ્યા. આથી જાડેજા વીરો પીરાણુ પટ્ટણુ ઉપર તૂટી પડ્યા, અને પાદશાહી થાણું ત્યાંથી ઉઠાડી મૂક્યું. અહીં પાદશાહી થાણામાં એક ઉન્મત હાથી હતો. થાણાવાળાએ જતાં જતાં એ હાથીને મોડપીર પર છોડી દીધો. પરંતુ મોડપીર એ ઉન્મત્ત હાથી જોઇને ડરી જાય તેમ ન હતું. તેમણે તક જોઇને હાથી પર સાંધનો ઘા કર્યો હાથી એકજ ઘાથી ચકરી ખાઇને ભોંય પર ઢળી પડ્યો.

દુહો—હાથી હિકડે ઘાસેં, કુંજર રયો કિરી,
જબ્બર સિતારો જામજો, ઉભો આભ ચડી.

ભાવાર્થ—હાથી એકજ ઘાથી જમીનપર પટકાઈ પડ્યો, અને જામનો સિતારો આકાશમાં ચમકી રહ્યો.

સોરઠમાં શેહ જમાવીને મોડપીર પોતાના સઘળા કાફલા સાથે ચાલતા થયા જ્યારે તેઓ ભાદર નદીને કિનારે આવ્યા, ત્યારે વરસાદ પણ પૂર જોસથી પડવા લાગ્યો, અને ભાદર નદી પણ ઉછાળા મારતી બે કાંઠે ભરપૂર ધસી આવી. પૂર વેગથી વહેતી ભાદરને જોઇને મોડપીર તેને ઉદ્દેશીને બોલ્યા, "ભાદર માતા! તું એક પવિત્ર નદી છે, અને તારે કાંઠેજ મૃત્યુ પામવાની મારી અભિલાષા છે. પણ હમણાં તો તારે અમોને માર્ગ આપવોજ પડશે. જો મેં મારા જીવન ભરમાં કંઇ અયોગ્ય વર્તન ન ચલાવેલું હોય, તો તું તારા ધસતા પૂરને ખાળીને અમને પાર ઉતારવાને માર્ગ આપ."

મોડપીરના મુખમાંથી ઉપરોક્ત વચનો બહાર પડ્યાં, કે તરતજ ભાદરનાં પૂર હટવા લાગ્યાં. મોડપીરે પોતાની સઘળી ફોજને પ્રભુનું નામ દઈ ભાદરમાં ઝુકાવી દેવાની સૂચના આપી દીધી. આખું લશ્કર ભાદર વચ્ચેથી માર્ગ કાઢતું આગળ ચાલવા લાગ્યું.

દુહો—ભાદરજા કંધા બધે, પાણી બધેં પાર,
અબડાણી આધાર, લોક સંભઈ લંગઆ.

ભાવાર્થ—મોડ પીરે ભાદરના કિનારા અને પાણીને જાણે બાંધી મૂકયાં. એ અબડાના કુંવરને આધારે સઘળા લોકો ભાદર નદી ઓળંગી આવ્યા.

આ તરફ જ્યારે પીરાણુ પટ્ટણનું થાણું લૂંટાયાની વાત પાદશાહના જાણવામાં આવી, ત્યારે તેને જાડેજાઓના જુલ્મ પર અત્યંત ક્રોધ વછૂટ્યો. તેણે તરતજ એક મોટી ફોજ તૈયાર કરીને, તેને જાડેજા સૈન્યની પૂઠ પકડવા મોકલી દીધી. મોડપીરનુ સૈન્ય જ્યારે ભાદર નદી ઓળંગી રહ્યું હતું, તેજ વખતે પાદશાહી ફોજ ભાદરને કાંઠે આવી પહોંચી હતી. મોડપીરના માણસોમાંથી માત્ર એક ગાભારીઓજ હવે આ કાંઠે બાકી રહ્યો હતો. તેને નદીનાં ઉછળતાં મોજાં વચ્ચે ઉતરતો જોઇને શાહી સૈન્યના એક સરદારે પૂછયુ:—

દુહો—બી કધેં ભાદર વહેં, મથે વસેં મીં,
ગાભારીઆ તું સચ ચેં, હી નર હલેઆ કીં?

ભાવાર્થ—ભાદર નદી બે કાંઠે વહે છે અને ઉપર વરસાદ વરસે છે છતાં આ લોકો શી રીતે નદી ઓળંગે છે તેની તું વાત કર.

ઉપરોક્ત પ્રશ્નના પ્રત્યુત્તરમાં ગાભારીએ જણાવ્યુ, કે અમે મોડપીરના આશીર્વાદને લીધેજ પાણીના આ અપાર પૂરમાંથી સલામત પાર ઉતરી શકીએ છીએ. આમ કહેતાજ તેણે પણ નદીના વેગમાં જ પલાવી દીધું. ગાભારીઆની વાત પાદશાહી સરદારને હાસ્યજનક લાગી તેણે પોતાની તમામ ફોજને ભાદર નદીમાં ઉતરી પડવાની આજ્ઞા આપી દીધી. પાદશાહી સૈન્ય પાણીમાં થોડુંક ચાલ્યું કે તરતજ ભાદર નદીમાં ગોટેગોટ ઉછળવા લાગ્યા, અને તમામ શાહી સૈન્ય ભાદરના ભીષણ પૂર વચ્ચે કોણ જાણે કયાએ તણાઇ ગયું.

દુહો—આયા દળ અપાર, સભે ભાદર બોડેઆ;
જાણે સભ સંસાર, પરચમ પહજે પીરકે.

ભાવાર્થ—પાદશાહી દળ ભાદરના જળમા ડૂબી ગયા. અને એ રીતે કચ્છ ભૂમિનો પીર જગતમાં પ્રખ્યાત થયો.

દુહો—સચા પરચા પીરજા, સચો મોડ સુધાર;
પીર પવાડા સે કેઆ, જે જો અંત ન પાર.

ભાવાર્થ—મૂછાળા મોડપીરના પરચા ખરેખરા છે એમનાં પરાક્રમોનો પાર નથી.

---

## ( ૮ )

## સંત ત્રિપુટી.

ભાદર નદીને કાઠે એક જોગણી પોતાની નાનકડી મઢુલીમાં રહેતી હતી જ્યારે તેણે જાણ્યું કે ભરપૂર વહેતી ભાદર નદીમાથી તમામ લશ્કરને પોતાની દિવ્ય શક્તિથી પાર ઉતારનાર મોડપીર છે, ત્યારે તે પણ મોડપીરનાં દર્શન કરવાને તેમની પાસે આવી મોડપીરનું પવિત્ર હૃદય જોઇને તે પણ તેમની સાથેજ ચાલવા તૈયાર થઇ.

હવે કચ્છમાં દુષ્કાળનો સમય વ્યતીત થઇ ગએલો હોવાથી, મોડપીરે પોતાના સઘળા લશ્કર સાથે કચ્છ તરફ કુચ કરવા માંડી જ્યારે તેઓ રણને કાઠે આવ્યા ત્યારે મામૈદેવ જે સિંધથી ગિરનાર જતા હતા તેમનો ભેટો થયો મોડપીરે મામૈદેવને પણ પોતાની સાથેજ ચાલવા વિનંતિ કરી મોડપીર એક દિવ્ય વિભૂતિ છે એમ મામૈદેવ પ્રથમથીજ જાણતા હતા આથી મોડપીરની ઇચ્છાને માન આપીને મામૈદેવ પણ તેમની સાથેજ ચાલવા તૈયાર થયા મામૈદેવ, મોડપીર અને જોગણી દેવીની આ સંત ત્રિપુટિ સત્સગનો પરમ આનંદ અનુભવતી કચ્છ પ્રત્યે પ્રયાણ કરવા લાગી.

રણ ઓળગીને સૌ કચ્છમા દાખલ થયા, અને ત્યારપછી દરીઆને કાઠે કાઠે ચાલવા લાગ્યા આ સઘળો કાફલો જ્યારે હાલની જોગણીનાળ પાસે આવી પહોચ્યો. ત્યારે તે સ્થળ જોગણીદેવીને અત્યત ચમત્કારી અને રમણીય જણાતા તેણે મોડપીર અને મામૈદેવની અનુમતિ મેળવીને પોતાનુ નિવાસ સ્થાન ત્યાજ રાખ્યુ*

જોગણીદેવીને વિદાય આપીને બાકીનુ મડળ આગળ ચાલવા લાગ્યું ચાલતા ચાલતા જ્યારે તેઓ હાલના શુદ્ધિઆળી ગામ અને

---

* અજાર તાલુકામા વીરા ગામથી થોડે દૂર દરીઆ કિનારા પર આ જોગણીદેવીનુ સ્થાનક આવેલુ છે ભાદરવા વદ ૩૦ ના દિવસે તેનો મોટો મેળો ભરાય છે.

માંડવીની વચ્ચે આવ્યા, ત્યારે તાપ સખ્ત હોવાથી સૌને અત્યંત તૃષા લાગી. આજુબાજુ ક્યાંએ પાણી હોવાનાં ચિહ્નો જણાતાં ન હોવાથી, સઘળા અકળાવા લાગ્યા. નાનાં મોટાં સૌના કંઠ સૂકાવા લાગ્યા. ચોતરફ પાણીની બૂમો પડવા લાગી. આ વખતે જામ રાયધણે પોતાના માણસોને એક ખુઅર (વીરડો) ખોદવાની આજ્ઞા કરી. જામ રાયધણની આવી કવખતની આજ્ઞા સાંભળીને તૃષાતુર બનેલા લોકો તરતજ પોતાની સિંધી ભાષામાં બોલી ઉઠ્યા, કે "ખુઅર તાં ખોધાંધો મસ કોં" (વીરડો તો ખોદાશે માંડ કાં!) આ કારણથી અહીં જે ગામ વસાવવામાં આવ્યું, તેનું નામ મસ્કો રાખવામાં આવ્યું.

લોકોને પાણી વગર અત્યંત ત્રાસ પામતા જોઇને મોડપીરે તેમને નજદીકમાંજ આવેલા દરીઆ તરફ ચાલવાની આજ્ઞા કરી. આ જોઇને સૌ માંહોમાંહે કહેવા લાગ્યા, કે મોડપીર બધાને દરીઆમાં ડુબાડી દેવા માગે છે કે શું? મામૈદેવ પણ મોડપીર હવે શું કરે છે, તે જોતા સૌની સાથે ચાલવા લાગ્યા. દરીઓ આવતાં મોડપીર પાણીમાં ઉતર્યો, અને પોતાના ચોફાળના ચાર છેડા લાકડીઓ પર ગોઠવીને, એ ચોફાળનો પડછાયો જેટલા ભાગમાં પડે ત્યાંથી પાણી પીવાની સૌને આજ્ઞા કરી. મોડપીરની આ વાત પ્રથમ તો સઘળાને મશ્કરી રૂપ લાગી. પરંતુ પાણી પીતાંજ સૌને ખાતરી થઈ, કે દરીઆનું ખારૂં પાણી અમૃત સમાન મીઠું બની ગયું છે. સૌએ પોતપોતાને જોઇતો પાણીનો જથ્થો એકઠો કરી લીધો. દરીઆ કાંઠે રહેતા વાઘેર લોકોને જ્યારે આ વાતની જાણ થઇ, ત્યારે તેઓ પણ સઘળા દોડી આવ્યા, અને પાણી ભરવા લાગ્યા.

દુહો—ઉભો છેડે છાંઇ કરે, પુડ ઝલે પાણે,
તુરત મિઠો મેરાણ થ્યો, સાગર તિન ટાણે.

ભાવાર્થ—મોડપીર ચોફાળના છેડા વડે છાયો કરીને ઉભા, અને તેજ વખતે ખારૂં પાણી મીઠા પાણીમાં ફેરવાઈ ગયું.

દુહો—ખારો સમધ્વર પીર, કીઆ મિઠો મેરાણ કે,
ત્યાં ભરીંધ્યું નીર, પર્યો પાણીવારીઉં.

ભાવાર્થ—મોડપીરે ખારા સમુદ્રને મીઠો મહેરામણ બનાવી દીધો, ત્યાંથી પનિહારીઓ પાણી ભરે છે તે જુઓ.

મોડપીરના આ ચમત્કારથી સૌ આશ્ચર્યચકિત થઇ ગયા. વાઘેરો તો તેમને પગે પડવા લાગ્યા, અને તેમનું પૂજન કરવા લાગ્યા * વાઘેરોએ મોડપીરને તેમના સઘળા કાફલા સાથે પાંચ-સાત દિવસ ત્યાંજ રોકી રાખ્યા. અને ત્યાર પછી આ લોકો રાયણ થઇ, ત્યાંથી ચાલીને વીંઝાણની પાસે આવેલા કરોડીયા ગામે આવી પહોંચ્યા.

---

## ( ૯ )

## હોથી બાંહેરો.

વીંઝાણમાં આ વખતે મનાઇના વંશવાળો હોથી બાહેરો અમલ ચલાવી રહ્યો હતો. આ હોથી આજાનબાહુ× હોવાથી તેને સૌ હોથી બાંહેરાના નામથી ઓળખતા. હોથી બાંહેરો અત્યંત પરાક્રમી હતો તેણે પોતાની બહાદુરીથી વીંઝાણ તરફના મોટા ભાગ પર પોતાની સત્તા બેસાડી હતી.

દુહો—બાંહેરો વીંઝાણમેં, હોથી રાજ કરે,
મનાઇયાણી મહકે, કાછો હલ ભરે.

ભાવાર્થ—વીંઝાણમા હોથી બાહેરો રાજ્ય કરે છે. મનાઇના વંશના આ મલ્લ જેવા હોથીને કચ્છનો ઘણો ભાગ વાઇયાગો આપે છે.

દુહો—બાંહેરો વીંઝાણમેં, હોથી રાજ કરે,
જાડેજા કરોડીયે, આયા પેર ભરે.

ભાવાર્થ—જે સમયે હોથી બાહેરો વીંઝાણમા રાજ્ય ચલાવતો હતો, ત્યારે જાડેજા વીરો કરોડીયા ગામે આવી પહોચ્યા.

વીંઝાણ અને કરોડીયા વચ્ચે આવેલા એક તળાવ પર આ બન્ને ગામોની આથો પાણી પીવા આવતી હતી આ વખતે હોથી

* આજ પણ ગુદિયાળાની દક્ષિણે વાઘેરોના મોઢવા નામના સ્થળે મોડપીરનું સ્થાનક છે અને વાઘેરો તેમને પીર કરીને પૂજે છે. હાલનુ મોઢવા એ મોડ હુવાનું અપભ્રંશ જણાય છે.

× જેના હાથ ઢીંચણ સમાન લાંબા હોય તે.

બાંહેરાના માણસો તેમના માલીકની સત્તાના અભિમાનથી જાડેજાઓની અવારનવાર કંઇ ને કંઇ છેડતી કર્યા વગર રહેતા નહિ. જાડેજાઓની ગાયો સીમમાં બેધડક ચરતી જોઇને હોથી બાંહેરો તેમનું કાસળ કાઢી નાખવા માગતો હોવાથી તે પોતાના માણસોને ઉશ્કેરતો હતો. આથી તેઓ જાડેજાઓની ગાયોને અવારનવાર વિના કારણે સતાવી રહ્યા હતા. દરરોજની આ નિરર્થક કોચવણ સહન કરવી, આ લોકોને પણ ભારે પડવા લાગી. આગળ જતાં આ કાંકરીચાળાએ મોટું સ્વરૂપ પકડ્યું. હોથી બાંહેરાએ જાડેજાઓને પોતાની સીમમાંથી હાંકી કહાડવાને કમર કસી. વંગા વલાસામાં સંજર અને કાચો નામે નોતિયાર હોથી બાંહેરાના મસિઆઇ ભાઇ હતા. હોથીએ આ લોકોને પોતાની મદદ માટે બોલાવવા માણસ મોકલ્યો. અને પોતે પોતાના મોટા સૈન્ય સાથે જાડેજાઓની છાવણી પર ધસી આવ્યો.

હોથીને ચડી આવેલો જોઇને જાડેજાઓ પણ પોતાની તૈયારી કરવા લાગ્યા. હવે કઇ રીતે કામ લેવું, તે પૂછવા માટે જામ રાયધણ મામૈદેવ પાસે આવ્યો.

દુહો—પૅસા મામૈ માડ, અચી રાયધણ પુછેઓ,
તું તેં પાંઆ કચ્છ-ગુરૂ, જિન ઓપાઇ આડ.

ભાવાર્થ—જામ રાયધણે મામૈદેવને આવીને કહ્યું, કે તમે કચ્છના આદિગુરૂ માતંગદેવના વંશજ છો માટે હવે આપણે શું કરવું, તે કહો.

મામૈદેવે તરતજ આત્મધ્યાન ધરીને કહ્યુઃ—

દુહો—નીગિણું નિંગાર-તડ, ગુંત્રી ચિત્રાણું,
મિડે મોડ સુજાણજો, ડિઅજે જામાણું.

ભાવાર્થ—નીરોણ, નિંગાર-તડ, ગુંત્રી, ચિત્રાણું એમ સૌ અને મોડનીજ જામ પદવી મને જોવામાં આવે છે.

મામૈદેવના આ ભવિષ્ય-કથનથી રાયધણ જામ રાજી થયો. તેણે પોતાના માણસોને તરત તૈયારી કરી લેવાની આજ્ઞા આપી દીધી. બીજે દિવસે સવારથીજ લડાઇ ચાલુ કરવાનો ઉપાય પણ

નિશ્ચય કરી લીધો રણવીરોનાં હૃદય રણ-સંગ્રામના ઉલ્લાસથી નાચી ઊઠ્યાં

એજ રાત્રે હોથી બાંહેરાના મસિઆઇ ભાઈ મોતિયાર કારો અને સંજર જે હોથીની મદદ માટે વંગા વલાસેથી આવતા હતા, તેઓ આ જાડેજા સૈન્યને હોથીની ફોજ સમજીને અહીં ઉતરી પડ્યા. જામ રાયધણે જ્યારે તેમને રામરામ કરીને કસુંબો પાયો, ત્યારપછીજ તેમને ખબર પડી, કે આ લશ્કર તો હોથીના દુશ્મનોનું છે. હવે તેઓ વિચારમાં પડ્યા. જેમની સાથે કસુંબો લીધેલો હોય, તેમનીજ સામે લડવા તૈયાર થનારા આ લોકો ન હતા. આથી તેમણે જાડેજાઓ સાથે રણસંગ્રામમાં ન ઉતરવાનો તેજ વખતે નિશ્ચય કરી લીધો આ બંને ભાઇઓ ત્યાંથી હોથી બાંહેરા પાસે ગયા, અને રાયધણ જામ સાથે સમજુતી કરવા તેઓ તેને સમજાવવા લાગ્યા હોથીને આ લોકોની આવી વર્તણુકથી વહેમ પડ્યો. તેણે ક્રોધાવેશથી તેમને પણ જામ રાયધણ સાથે થઇ જવા ખુલ્લું આહ્વાન કર્યું આ અપમાનથી એ બંને ભાઇઓને પણ ગુસ્સો ચઢ્યો. તેઓ તરતજ ત્યાંથી પાછા ફર્યા, અને રાયધણ જામ પાસે આવી, તેને સઘળી વસ્તુસ્થિતિથી વાકેફ કરી, તેના સૈન્યમાં દાખલ થઇ ગયા.

બીજે દિવસે સવાર પડતાંજ આ બંને પક્ષ વચ્ચે ખૂનખાર લડાઇ ચાલુ થઈ, તે છેક સાંજ સુધી ચાલી.

દુહો—સત સૉ કેવરે મરે, નો સૉ જાડેજન,
જામ મામૈ પુછેઓ, કેવર કચ્છ ખડન.

ભાવાર્થ—સાતસો કહેર રાજપૂત અને નવસો જાડેજાઓના સૈનિકો માર્યા ગયા. જામ રાયધણે મામૈદેવને પૂછ્યું, કે કચ્છ કહેર લોકો જીતી જશે કે શું?

મામૈદેવે જરા વિચાર કરીને જામ રાયધણને તરત ત્યાંથી કૂચ કરવાની સલાહ આપી. આવા કટોકટીના સમયે મામૈદેવની આ વિચિત્ર આજ્ઞાનું કારણ જામ રાયધણના સમજવામાં આવ્યું નહિ. છતાં તેણે મામૈદેવની આજ્ઞાનો અમલ કરવા કૂચનું નગારું કરવાનો હુકમ આપી દીધો.

મામૈદેવ જામ રાયધણની ફોજ સાથે ચાલતા થયા નાંમેચા પાસે આવેલી મેહારભિટ્ટ પાસે આવીને તેમણે છાવણી નાખી. અહીં પહોંચતાંજ મામૈદેવે તમામ દેવ-દેવીઓ અને વીર-વૈતાળોને બળિદાન આપી, તેમને સંતુષ્ટ કરવાનો 'દા' માંડ્યો

દુહો—સૌ પેડા સૌ બકરા, સૌ મધ-પાત્ર ભરે,
જોગણ ઉભી જગકે, વીર વરાકા રે.

ભાવાર્થ—સો પેટાં, સો બકરાં અને સો મદ-પાત્ર તૈયાર રાખવામાં આવ્યાં, અને ત્યાં જોગણી તથા વીર પણ હાજર થઈ ગયાં.

આ વખતે જોગણીનાળ વાળી જોગણી પણ અહીં આવી પહોંચી હતી તેણે તેમજ તે દેવ-દેવીઓ અને વીર-વૈતાળોએ જામ રાયધણની ફત્તેહ માટે આશીર્વચનો ઉચ્ચાર્યાં. અને એ રીતે મામૈદેવે પોતાનો વિધિ પરિપૂર્ણ કર્યો.

હોથી બાંહેરા સાથેની લડાઈમાં મોડપીરે ભાગ લીધેલો ન હોવાથી મામૈદેવે મોડપીરને એમાં ભાગ લેતા કરવા માટે એક નવિન યુક્તિ રચી. તેણે એક સો કુંવારી કન્યાઓને માટીના ગાગર-ઘડા સાથે બોલાવી. પછી લશ્કરના તમામ મોટા મોટા સરદારોને લાકડીઓ વતી એ ગાગર-બેડાં ભાંગી નાખવાનું, અને "હણો રાયધણાં ઘડ ભંગી" એમ બોલતા આવવાનું ફરમાન કર્યું. આ કાર્યમાં મોડપીરે પણ મામૈદેવના કથન મુજબ સક્રિય ભાગ લીધો મોડપીર સદા યશનામી હોવાથી હવે જામ રાયધણનો સંપૂર્ણ વિજય થવાની મામૈદેવે તેને ખાતરી આપી.

આ તરફ જ્યારે હોથી બાંહેરાએ જાડેજા સૈન્યને કુચ કરતું જોયું, ત્યારે તેણે પોતાના લશ્કરને એ લોકોની પૂઠ પકડવાનો હુકમ આપી દીધો કૂચકદમ કરતું હોથીનુ લશ્કર થોડાજ સમયમા મેહારભિટ્ટ પાસે પડેલી જામ રાયધણની છાવણી નજદીક આવી પહોચ્યું. મામૈદેવનો સઘળો વિધિ હવે સંપૂર્ણ થઇ ગએલો હોવાથી, જામ રાયધણે પણ લડાઇનો વાવટો ચડાવી દીધો. આ વખતે જામ મૂળવોજી જે મામૈદેવનો પરમ ભક્ત હતો, તે પણ મામૈદેવનું નામ સાંભળીને પોતાના લશ્કર સહિત જામ રાયધણની મદદે આવી પહોચ્યો. આમ અણધારી મદદ મળી જવાથી જાડેજા સૈન્ય એકદમ

ખળમાં આવી ગયું. આ સઘળા એક સામટા હોથી ખાંહેરાની ફોજ પર તૂટી પડ્યા. મામૈદેવનાં વચનોમાં રહેલી અટૂટ શ્રદ્ધાને લીધે જામ રાયધણનું સૈન્ય અત્યંત ઉત્સાહમાં આવી ગયું હતું. આથી તેઓ કહેર રાજપૂતોને ભાજી-મૂળાનો માફક કાપવા મંડી પડ્યા. આ વખતે હોથી બાંહેરો પોતાના મસિઆઇ ભાઇ સંજર અને કારાને તેમની બેવફાઇનો બદલો આપવા શોધી રહ્યો હતો. એટલામાં સંજર પર તેની દૃષ્ટિ પડતાં હોથીએ તેને દ્વંદ્વયુદ્ધ માટે પડકાર કર્યો. સંજરે હોથીના પડકારને તરત ઝીલી લીધો. આ બંને રણવીરો વચ્ચે તુમુલ યુદ્ધ ચાલુ થયું. હોથીએ સંજર પર સઘળા બળથી સાંઘનો ઘા કર્યો. પણ ચાલાક સંજર ચપળતાથી હોથીનો ઘા ચૂકાવી ગયો. તરતજ તેણે તક જોઇને હોથીના બંને પગ પર તલ્વારનો એવો ઝાટકો માર્યો, કે તેના એકજ ઘાથી હોથીના બંને પગ ઢીંચણમાંથી કપાઇ પડ્યા. હોથી બાંહેરો હેઠે પડતાં, તેના તમામ લશ્કરના પગ છૂટી ગયા. કહેર રાજપૂતો પોતાના પ્રાણ બચાવવા મૂઠીઓ વાળીને નાસવા લાગ્યા. હોથીના અંગરક્ષકો તેને ઝોળીમાં લઇને પાછા ફર્યા.

જામ રાયધણના સૈન્ય સાથે એક આહેર હતો. તેના બાપને હોથી બાંહેરાએ ઠાર કરેલો હોવાથી તે હોથી પાસેથી બાપનું વેર લેવાની તક શોધી રહ્યો હતો. જ્યારે તેણે સાંભળ્યું, કે હોથીને તેના માણસો ઝોળીમાં નાખીને લઇ જાય છે, ત્યારે તે પણ તરત તેની પાછળ પડ્યો. બાપનું વેર વાળવાની આવી સુંદર તક એળે જવા ન દેવી, એવો તેણે પોતાના મનથી નિશ્ચય કરી લીધો. પાંચટીયા ગામ પાસે તે હોથી બાંહેરાને પહોંચી આવ્યો. બંને હાથે પોતાનું માથું કૂટતો, તથા રૂદન કરતો, હેથીનું મ્હોં દેખાડવાની તે તેના માણસોને વિનંતિ કરવા લાગ્યો. આહેરને લાગણીવશ થએલો જાણીને હોથીએ તેને પોતાની પાસે આવવા દેવાની પરવાનગી આપી. આહેર હોથી પાસે આવ્યો, કે તરતજ તેણે હોથી પર કટારીનો ઘા કરીને તેનાં આંતરડાં કાઢી નાખ્યાં. આમ હોથી બાંહેરાના પ્રાણ લઇને આ આહેરે પોતાના બાપના વેરનો બદલો લીધો.

દુહો—પાંચટીયે વટ સટ કૈં, આએર આપડેઓ,
મારે હોથી બાંયરો, કચ્છ જોડ ખટેઓ.

મામૈદેવ જામ રાયધણની ફોજ સાથે ચાલતા થયા નાંગ્રેચા પાસે આવેલી મેહારભિટ્ટ પાસે આવીને તેમણે છાવણી નાખી. અહીં પહોંચતાંજ મામૈદેવે તમામ દેવ-દેવીઓ અને વીર-વૈતાળોને બળિદાન આપી, તેમને સંતુષ્ઠ કરવાનો 'દા' માંડ્યો.

દુહો—સૉ ઘેટા સૉ બકરા, સૉ મધ-પાત્ર ભરે,
જોગણ ઉભી જસકે, વીર વરાકા ડે.

ભાવાર્થ—સો ઘેટાં, સો બકરા અને સો મદ્ય-પાત્ર તૈયાર રાખવામાં આવ્યાં, અને ત્યાં જોગણી તથા વીર પણ હાજર થઈ ગયાં.

આ વખતે જોગર્ણનાળ વાળી જોગણી પણ અહીં આવી પહોંચી હતી તેણે તેમજ તે દેવ-દેવીઓ અને વીર-વૈતાળોએ જામ રાયધણની ફત્તેહ માટે આશીર્વચનો ઉચ્ચાર્યાં. અને એ રીતે મામૈદેવે પોતાનો વિધિ પરિપૂર્ણ કર્યો.

હોથી બાંહેરા સાથેની લડાઈમાં મોડપીરે ભાગ લીધેલો ન હોવાથી મામૈદેવે મોડપીરને એમાં ભાગ લેતા કરવા માટે એક નવિન યુક્તિ રચી. તેણે એક સો કુંવારી કન્યાઓને માટીના ગાગર-ઘડા સાથે બોલાવી. પછી લશ્કરના તમામ મોટા મોટા સરદારોને લાકડીઓ વતી એ ગાગર-બેડાં ભાંગી નાખવાનું, અને "હણૌં રાયધણૉં ઘડ ભંગી" એમ બોલતા આવવાનું ફરમાન કર્યું. આ કાર્યમા મોડપીરે પણ મામૈદેવના કથન મુજબ સક્રિય ભાગ લીધો મોડપીર સદા યશનામી હોવાથી હવે જામ રાયધણનો સંપૂર્ણ વિજય થવાની મામૈદેવે તેને ખાતરી આપી.

આ તરફ જ્યારે હોથી બાંહેરાએ જાડેજા સૈન્યને કૂચ કરતું જોયું, ત્યારે તેણે પોતાના લશ્કરને એ લોકોની પૂઠ પકડવાનો હુકમ આપી દીધો. કૂચકદમ કરતુ હોથીનું લશ્કર થોડાજ સમયમા મેહારભિટ્ટ પાસે પડેલી જામ રાયધણની છાવણી નજદીક આવી પહોચ્યું. મામૈદેવનો સફળો સિદ્ધિ હવે સંપૂર્ણ થઇ ગએલો હોવાથી, જામ રાયધણે પણ લડાઇનો વાવટો ચડાવી દીધો. આ વખતે જામ મૂળવોજી જે મામૈદેવનો પરમ ભક્ત હતો, તે પણ મામૈદેવનું નામ સાંભળીને પોતાના લશ્કર સહિત જામ રાયધણની મદદે આવી પહોંચ્યો. આમ અણધારી મદદ મળી જવાથી જાડેજા સૈન્ય એક-

બળમાં આવી ગયું. આ સઘળા એક સામટા હોથી બાંહેરાની ફોજ પર તૂટી પડ્યા. મામૈદેવનાં વચનોમાં રહેલી અટૂટ શ્રદ્ધાને લીધે જામ રાયધણનું સૈન્ય અત્યંત ઉત્સાહમાં આવી ગયું હતુ. આથી તેઓ કહેર રાજપૂતોને ભાજી-મૂળાનો માફક કાપવા મંડી પડ્યા. આ વખતે હોથી બાંહેરો પોતાના મસિઆઇ ભાઇ સંજર અને કારાને તેમની બેવફાઇનો બદલો આપવા શોધી રહ્યો હતો. એટલામાં સંજર પર તેની દૃષ્ટિ પડતાં હોથીએ તેને દ્વંદ્વયુદ્ધ માટે પડકાર કર્યો. સંજરે હોથીના પડકારને તરત ઝીલી લીધો. આ બંને રણવીરો વચ્ચે તુમુલ યુદ્ધ ચાલુ થયું. હોથીએ સંજર પર સઘળા બળથી સાંધનો ઘા કર્યો. પણ ચાલાક સંજર ચપળતાથી હોથીનો ઘા ચૂકાવી ગયો. તરતજ તેણે તક જોઇને હોથીના બંને પગ પર તરવારનો એવો ઝાટકો માર્યો, કે તેના એકજ ઘાથી હોથીના બંને પગ ઢીંચણમાંથી કપાઇ પડ્યા. હોથી બાંહેરો હેઠે પડતાં, તેના તમામ લશ્કરના પગ છૂટી ગયા. કહેર રાજપૂતો પોતાના પ્રાણ બચાવવા મૂઠીઓ વાળીને નાસવા લાગ્યા. હોથીના અંગરક્ષકો તેને ઝોળીમાં લઇને પાછા ફર્યા.

જામ રાયધણના સૈન્ય સાથે એક આહેર હતો તેના બાપને હોથી બાંહેરાએ ઠાર કરેલો હોવાથી તે હોથી પાસેથી બાપનું વેર લેવાની તક શોધી રહ્યો હતો. જ્યારે તેણે સાંભળ્યું, કે હોથીને તેના માણસો ઝોળીમાં નાખીને લઇ જાય છે, ત્યારે તે પણ તરત તેની પાછળ પડ્યો. બાપનું વેર વાળવાની આવી સુંદર તક એળે જવા ન દેવી, એવો તેણે પોતાના મનથી નિશ્ચય કરી લીધો. પાંચટીયા ગામ પાસે તે હોથી બાંહેરાને પહોંચી આવ્યો. બને હાથે પોતાનું માથું ફૂટતો, તથા રૂદન કરતો, હોથીનું મ્હોં દેખાડવાની તે તેના માણસોને વિનતિ કરવા લાગ્યો આહેરને લાગણીવશ થએલો જાણીને હોથીએ તેને પોતાની પાસે આવવા દેવાની પરવાનગી આપી. આહેર હોથી પાસે આવ્યો, કે તરતજ તેણે હોથી પર કટારીનો ઘા કરીને તેનાં આંતરડાં કાઢી નાખ્યાં. આમ હોથી બાંહેરાના પ્રાણ લઇને આ આહેરે પોતાના બાપના વેરનો બદલો લીધો.

દુહો—પાંચટીયે વટ સઢ સૈં, આએર આપડેઓ,
મારેં હોથી બાંયરો, કચ્છ ચૅાડ ખડેઓ.

કરવામાં આવી. ઉપરોક્ત દરેક સ્થળે પીરનાં સ્થાનક છે. અને આજ પણ તેઓ પીર તરીકે પૂજાય છે. વંગધ્રોનો મોડપીરનો કુઓ અમદાવાદવાળા મિસ્ત્રી નાકરનો બંધાવેલો કહેવાય છે.

મોડપીરની પ્રશસ્તિના અનેક દુહાઓ આજ પણ કચ્છના લોકસાહિત્યે સંઘરી રાખ્યા છે.

૧

દુહા—ધન વાડી ધન વંગધ્રો, ધનધન મૉડ સુછાર;
ધન કૂબો કોટેસરી, ધન કચ્છડે આધાર.

૨

ધન ધામ ને ધન ધરા, ધન કચ્છડેજા નૂર,
પાણીડંજા પૂર, વૉવટ તેં વોંધા કેઆ.

૩

અંડા ફેરકેં જિત, મેવાસી મૉડેરજા,
દાદ્ધર ઓડી ન થીએ, પાપ ન પૂણે તિત.

૪

વડા પરતા પીરજા, જેંજા અંત ન પાર,
અબડાણી આધાર, ફરમી જાગ્યો કચ્છમેં.

મોડપીરનાં પરાક્રમોનાં અનેક ચારણી કાવ્યોમાંનું એક આ પ્રમાણે છે.

રૂપક.

પૂરણ ઘણ આશ પ્રવાડે, એકે ચોટે આપ ચડે,
પીર મોડર કાબલી પાધરો, ભંજેઆ સબલ ખાગભરે.
દલ બંગાલ કીયા દોય વાર, ખલ દલણ વહે રત ખાળ,
તુંગે તુંગ પહાણ ત્રોડે, ધીંગા મોટ ઝાટકા ધાર.
વળ ઉતારે વંકા કેરા, અસે. અબડાણી અણબિઆહ,
દેવ દાનાર મોડર દખેઓ, જિણ કીધી પાણીમેં વાટ.
કાછા માંહે કહરાં ફૂટે, ઝાટે લીધો દેશ જડે,
ભૂપાં ભંગન ભાલા અણીયેં, ભૂક કીયા પતગાહ ભટે.



ભાવાર્થ—એકજ ચોટમાં આહિર પાંચડીયા પાસે પહોંચી આવ્યો. તેણે હોથી બાહિરાને મારી લીધો, અને કચ્છનો એ પ્રદેશ મોડપીરના હાથમાં આવ્યો.

આ તરફ જામ રાયધણે પણ ભાગતા કહેરોની પૂંઠ પકડી. અને રાબડી નદી પાસે તેણે તેમને પકડી પાડ્યા. જામને આવી પહોંચેલો જોઇને કહેર રાજપૂતો પોતાનો જીવ બચાવવા તેને પગે પડ્યા, તેમજ પોતાની સઘળી સત્તા છોડી દેવાને પણ તૈયાર થયા. શરણાગત પર ઘા ન કરવાના રાજપૂત ધર્મને અનુસરીને જામ રાયધણે તેમને વીંઝાણનો ત્યાગ કરી જવાની શરતે છોડી દીધા.

દુહો—કચ્છ કેવરેં છડેઓ, છડીં ઊ છુટન,
કુડધર કેરે તન, જમ જીં જાડેજો ફિરે.

ભાવાર્થ—કહેર રાજપૂતોએ કચ્છનો ત્યાગ કર્યો. અને એ રીતે તેઓ છૂટા થયા. કુડધર અથવા મોડપીર તેમના પર જમની માફક ફરવા લાગ્યા હતા.

મોડપીરે પોતાના નાનાભાઇ અબડા અબડાણીને વીંઝાણની રાજ્યગાદી પર અભિષેક કર્યો. પરંતુ વીંઝાણ કરતાં વડસરની ભૂમિ તેમને વધારે યોગ્ય જણાવાથી પાછળથી તેમણે અબડા જામને વડસરમાં બીજીવાર ટીલે બેસાડ્યો. જામ અબડાના માર્ગમાંથી હવે સર્વ કંટકો ખસી જવાથી, તે સર્વ સત્તાધીશ થયો. તેના તરફનો સઘળો પ્રદેશ તેના નામ પરથી 'અબડાસા' ને નામે ઓળખાયો

(૧૦)

## દેહોત્સર્ગ.

અબડા જામને વીંઝાણની રાજ્યગાદી પર નિયુક્ત કરીને મોડપીર ત્યાંથી ચાલતા થયા. અને વંગઢો પાસે મોડ હુઆ પર આવીને ત્યાં તેમણે પોતાનું સ્થાન લીધું. એ તરફનો પ્રદેશ તેમણે પોતાને કબજે કર્યો. આથી તે વિભાગ 'મોડાસા' ના નામથી પ્રખ્યાત થયો. મોડપીરનું રાજ્યતંત્ર સુખ અને શાન્તિપૂર્વક ચાલવા લાગ્યું.

દુહો—વિરો વસંધીઉં કરે, મોડ હુએ તેં મોડ,
અબડાણી અભંગભડ, કરે ગજાઉં ઘોડ.

ભાવાર્થ—અઝડાણી અભંગ વીર મોડપીર મોડ દુઆ પર રાજ્ય ચલાવતા ગર્જવા લાગ્યા.

મોડપીરની કળા અને કુનેહથી ચોતરફ શાન્તિનું સામ્રાજ્ય છવાઇ ગયું. સૌ નિશ્ચિંતપણે રહેવા લાગ્યા. સંગારોની સ્ત્રીઓ આનંદ-મંગળ ગાવા લાગી.

દુહો—મિઠા પેરૂ માકજા, સુગંધી જારીં,
ઘેર ઘુમંધે તે કેઓ, સરલો સંગારીં.

ભાવાર્થ—માકપટના મીઠા પીલુનાં સુગંધી ઝાડો વચ્ચે સંગારોની સ્ત્રીઓ રાસ રમવા લાગી.

દુહો—ઝારેને મોડાસો, વિઠે મઈયું ચાર,
ખીર ત વટકા હથમેં, પીયે નિંઢડા બાર.

ભાવાર્થ—ઝારા અને મોડાસામા લોકો નિશ્ચિંતપણે ઢોરો ચારવા લાગ્યા. અને નાના બાળકો દૂધના કટોરા આનંદે પીવા લાગ્યા.

મોડપીરને કુબેર, હીંગોરો, અને ભોજદે નામના ત્રણ કુંવર થયા. તે પણ તેમના જેવાજ પરાક્રમી હતા.

દુહો—કુબ્બર હીંગોરો ભોજડે, સમા ચાર સુગાર,
પુતર ત્રેય પીરજા, મલે મોડ઼ મુછાર.

ભાવાર્થ—મોડપીરને કુબેર હીંગોરો ભોજદે નામના ત્રણ કુંવર થયા અને મૂછાળા મોડપીરના યશોગાન ગવાવા લાગ્યાં.

જ્યારે મોડપીરને પોતાનુ મૃત્યુ પાસે આવેલું જણાયું, ત્યારે તેમણે પોતાની રાજ્યસત્તા કુંવરોને સોંપી દીધી. તેમના અંતરની અભિલાષા ભાદર નદીને કાંઠે પ્રાણત્યાગ કરવાની હોતાં, તેમણે તે તરફ પ્રયાણ કરવા માંડ્યું. આ વખતે મામૈદેવ પણ તેમની સાથે ચાલવા લાગ્યા. ભાદર નદીને કિનારે આવેલા વાડાસાડા નામે ગામની પાસે એક રમણીય સ્થાન પીરે પસંદ કરી લીધું. અને ત્યાંજ તેમણે પોતાના દેહનો ત્યાગ કર્યો.

દંતકથા એવી ચાલે છે કે પીરની નનામી વાડાસાડાથી ઉડીને બાડાબાએઠ થઇ આખરે વંગધ્રો આવી. અને ત્યાં તેની છેલ્લી ક્રિયા

કરવામાં આવી. ઉપરોક્ત દરેક સ્થળે પીરનાં સ્થાનક છે. અને આજ પણ તેઓ પીર તરીકે પૂજાય છે. વંગપ્રોનો મોડપીરનો કુઓ અમદાવાદવાળા મિસ્રી નાકરનો બંધાવેલો કહેવાય છે.

મોડપીરની પ્રશસ્તિના અનેક દુહાઓ આજ પણ કચ્છના લોકસાહિત્યે સંઘરી રાખ્યા છે.

૧

દુહા—ધન વાડી ધન વગડો, ધનધન મોડ સુગાર,
ધન કુઓ કોટેસરી, ધન કચ્છડે આધાર.

૨

ધન ધામ ને ધન ધરા, ધન કચ્છડેજા નૂર,
પાણીડંજા પૂર, લૅાવટ તેં વોધા કેઆ.

૩

અંડા ફરકે જિત, મેવાસી મૉડેરજા,
દાધર ઓડી ન થીએ, પાપ ન પૂણે તિત.

૪

વડા પરતા પીરજા, જેંજા અંત ન પાર,
અબડાણી આધાર, કરમી જાગ્યો કચ્છમેં.

મોડપીરનાં પરાક્રમોનાં અનેક ચારણી કાવ્યોમાંનું એક આ પ્રમાણે છે.

રૂપક.

પૂરણ ઘણ આગ પ્રવાડે, એકે ચોટે આપ ચડે,
પીર મોડેર કાબલી પાંગે, ભંજેઆ મબલ ખાગ ભને.
દલ બંગાલ કીયા દોય વાટ, ખલ દલણ વાડે રત ખાટ,
તુંગે તુંગે પહાબુ ત્રોડે, ધીગા મોડ આટગ ધાર.
વળ ઉતારે વડા કેરા, અમે. અબડાણી અબુબિઆઠ,
દેવ દાનાર મોડેર દેખેઓ, જિણુ કીધી પાણીમેં વાટ,
કાછા માંહે કહરાં કૂટે. ઝોટે લીધો દેશ જટે,
ભૂપાં બંગન ભાલા અણીયે, ભૂક કીયો પતશાહ ભટે.



# પ્રકરણ ૧૪ મું.

## જામ અબડો અબડાણી.

### (૧)

### દેવનો શાપ.

જામ જખરો અથવા અબડો અબડાણી વડસરની રાજ્યગાદીએ આવતાંજ તેણે આસપાસના પ્રદેશપર પોતાના શૌર્ય અને વીર્યની સુંદર છાપ પાડી દીધી. તેની રાજ્યસત્તા દિન પ્રતિદિન વધુ અને વધુ જામતી ગઇ. તેની દક્ષતા અને દાનવીરતાનો ડંકો દશે દિશમાં ગર્જી રહ્યો. તેનાં અપૂર્વ પરાક્રમોથી તે 'અબડા અણભંગ' ના ઉપનામથી કચ્છમાં સર્વત્ર સુપ્રસિદ્ધ થયો.

મામૈદેવ જે મોડપીરની સાથે ભાદર સુધી ગયા હતા, તે ત્યાંથી ગિરનાર ગયા, અને ગિરનારથી પાછા વડસર જામ અબડા પાસે આવ્યા જામ અબડો મામૈદેવ પ્રત્યે અત્યંત પૂજ્ય ભાવ ધરાવતો હોવાથી, તેણે મામૈદેવનો અતિશય આદર-સત્કાર કર્યો. તે રાત્રિ-દિવસ તેમની સેવામાં તત્પર રહેવા લાગ્યો. જામ અબડાનો એક માનીતો લંગો હતો. જામ અબડાને મામૈદેવની આટલી બધી સેવા શુશ્રૂષા કરતો જોઇને, તેને અદેખાઈ આવવા લાગી. આ મેઘવાળોના દેવની પોલ પાધરી કરવા તેણે એક નવો તાગડો રચ્યો તેણે રસોયા સાથે મળી જઇને મામૈદેવને માટે બિલાડીનું શાક તૈયાર કરાવ્યું. જ્યારે સૌ જમવા બેઠા, ત્યારે દેવને માટે બિલાડીના માંસનું શાક આવ્યું. મામૈદેવ પોતાની દિવ્ય શક્તિથી તરતજ સઘળી હકીકત પામી ગયા. લંગાની દુષ્ટ બુદ્ધિ તેજ ક્ષણે તેમના લક્ષમાં આવી ગઇ. જામ અબડાએ આવા હલકા માણસને અત્યંત ચઢાવેલો જોઇને, તેમને ખોટું લાગ્યું. તેમણે હાથમાં સોટી લઇને તે શાકના કટોરા પર મારી, અને મ્હોંથી સિસકારો કર્યો, કે તરતજ કટોરામાંથી બિલાડી 'મિ-આંઉં મિઆંઉં' કરતી ઊઠીને ઉભી થઇ, અને દેવ તરફ આભાર

દૃષ્ટિએ નિહાળીને ત્યાંથી ચાલતી થઇ દેવનો આ અજબ ચમત્કાર જોઇને સૌ આશ્ચર્યચકિત થઇ ગયા લંગાનું મોઢું કાળુ ધબ ! પડી ગયું. દેવ તેજ વખતે પીરસાયલા ભાણા પરથી ઊઠીને ઉભા થઇ ગયા, અને અબડા જામ તરફ રોષ કરીને બોલ્યા—

દુહો—ન કો મેતો મેંધરો, ન જાચક માગણ જોય,
ઓટઈ તોજી અબડા, લંગો કન લગોય.

ભાવાર્થ—હે અબડા જામ ! તેં તારા પડખામા કોઇ મ્હેતા-મુત્સદ્દી કે શુભેચ્છક યાચકને રાખવા બદલે આ લંગાને રાખ્યો છે માટે હવે તારી પડતી થવાની છે.

દુહો—હિકડા વેંધા મસીત, બેં હથ કરા;
ધીંગી ધાર ધરા, તોજી ઓટઇ અબડા.

ભાવાર્થ—એક મસ્જિદમા જશે અને બીજા હાથમાં કરા ઉપાડશે હે અબડા જામ, તારી ધીંગી ધરા હવે પડતી દશામા આવવાની છે

આટલું બોલતાજ મામૈદેવ ત્યાંથી ચાલતા થયા. મામૈદેવના વચનો પર વિચાર ચલાવતો અને પોતાની ભૂલનો પશ્ચાતાપ કરતો જામ અબડો વ્યગ્રચિત્તે વિમાસી રહ્યો.

---

## ( ૨ )

## ઘોઘો સૂમરો.

આ વખતે સિંધ-ઉમરકોટમાં હમીર સૂમરાનો વંશજ ભુંગર સૂમરો રાજ્ય કરતો હતો. આ ભુગર સૂમરા પાસે એક અપૂર્વ તેજદાર તલ્વાર હતી એ તલ્વારમાં એક વખત એક તથ* પડ્યો આ તલ્વાર પર એવું પાણી ચડાવેલું હતું, કે તેમાં પડેલો તથ કોઇ પણ કારીગર કહાડી શક્યો નહિ. ભુગર સૂમરાને આ તલ્વાર તેના જીવ કરતાં પણ વહાલી હોવાથી તેણે તેનો તથ કાઢવા કેટલીએ તજવીજ કરી, પરંતુ દરેક સ્થાનેથી એજ પ્રત્યુત્તર મળ્યો, કે આ તલ્વાર કોઇથી પણ દુરસ્ત થાય તેમ નથી. છેવટે એક લુહાર કન્યાએ

* તલ્વારની ધારમાં નાનો ખાડો પડવો તે.

ભુંગળ સૂમરાને સદેશો મોકલ્યો, કે જો ભુંગળ સૂમરો તેને પરણવાની કબુલાત આપે, તો તે તલ્વારને તદ્દન દુરસ્ત કરી આપવા તૈયાર છે આ તલ્વાર ભુંગળ સુમરાના જીવન સમાન હતી. તેણે લુહાર-કન્યાની શરતનો સ્વીકાર કર્યો પેલી લુહાર કન્યાએ પોતાની અજબ કળાથી તલ્વારને દુરસ્ત કરી આપી આથી ભુંગળ સૂમરાએ તે કન્યા સાથે પોતાની કબુલાત મુજબ લગ્ન કર્યાં. આ લુહાર કન્યાથી તેને એક પુત્રની પ્રાપ્તિ થઇ. તેનું નામ ચન્દ્રેશ્વર કિંવા ચનેસર રાખવામાં આવ્યું. ત્યારપછી તેની બીજી રાણીને પેટે જે કુંવર જન્મ્યો તેનુ નામ ઘોઘો રાખ્યું ચનેસર મોટો કુંવર હોવાથી રિવાજ પ્રમાણે તે પાટવી ગણાયો

જ્યારે ભુંગળ સૂમરાનો સ્વર્ગવાસ થયો, ત્યારે યુવરાજકુમાર ચનેસરને રાજ્યાભિષેક કરવા માટે એક મોટો દરબાર ભરવામાં આવ્યો રાજ્યના સરદારો અને અમીરોએ ચનેસર કુમારને જામની પાઘડી પહેરાવવા માંડી. ચનેસર કુમારે વિચાર્યું, કે માતાની રજા વગર જામની પાઘડી પહેરવી એ ઠીક નહિ આ કારણથી તે ગાદીએ બેસવા પહેલાં તેની માતાની રજા લેવા માટે ગયો

ચનેસર કુમાર એક લુહારણના ઉદરે જન્મેલો હોવાથી કચેરીમાના કેટલાક લોકો તેને ગાદી આપવાની વિરૂદ્ધમાં હતા પરંતુ રાજ્યમાં કુસંપ પેસે નહિ, એ કારણથી તેઓ અત્યાર લગી પોતાના વિચારને મનમાં દબાવીને બેઠા હતા તેઓને ચનેસર કુમારની આવી માવડીયા રીતીથી બહુ લાગી આવ્યું. સઘળાએ મળીને તેજ વખતે નાના ઘોઘા કુમારને રાજ્યગાદી પર અભિષેક કરી દીધો જ્યારે આ વાતની ચનેસરને જાણ થઇ, ત્યારે તે અત્યત ક્રોધાયમાન થઇ ગયો હવે શો રસ્તો લેવો, તે તેની માતાને પૂછવા લાગ્યો. ચનેસર કુમારની ભૂલથી તેની માતા પણ ગુસ્સે થઇ ગઈ હતી. તે ચનેસર કુમારને પ્રત્યુત્તર આપતા વ્યગમા બોલી, કે "આટલા દિવસ ઘરમા હુ અને તારી સ્ત્રી એમ બે જણીઓ હતી અને આજથી આપણે ત્રણ થઇએ એટલે કશી હરકત નથી ચરખો ચલાવીશું અને આપણે ગુજરાન કરીશું "

માતાના ઉપરોક્ત વચનો ચનેસર કુમારના મનમા તીરની પેઠે પેસી ગયા તેણે તરતજ પ્રતિજ્ઞા લીધી, કે જો હું દિલ્હીના પાદ

શાહને તેડી લાવીને સિંધના સઘળા સૂમરાઓનો વિનાશ ન કરાવું, તો મારૂં નામ ચનેસર નહિ આટલું કહેતાંજ તે ત્યાંથી ઊઠીને ઉભો થયો, અને તરતજ સઘળી તૈયારી કરાવીને દિલ્હી તરફ ચાલતો થયો.

ચનેસરના પુત્રનું નામ નગર હતું. તે બહાદુર તેમજ ટેકીલો હતો. તેની પ્રીતિ તેના પિતા કરતાં તેના કાકા ઘોઘા ઉપર વધારે હતી, જ્યારે તેણે જાણ્યું. કે તેનો પિતા દિલ્હીના પાદશાહને તેડી લાવીને સૂમરા રાજ્યનો નાશ કરવા માગે છે, ત્યારે તે તેની પાછળ દોડ્યો. ચનેસરના ઘોડાની વાગ પકડીને તેને એ ભયંકર પગલું નહિ ભરવા તે વીનવવા લાગ્યો. હઠે ચડેલો ચનેસર હવે કોઈનું પણ સાંભળે તેમ ન હતો. નગર કુમારની સઘળી સમજાવટ તેની પાસે અરણ્ય-રૂદન સમાન નીવડી. નગરકુમાર તેના ઘોડાની લગામને છોડતો ન હોવાથી તે બોલ્યો:—

દુહો—નગર પુતર ની મુહીંજા, તું છડ ઘોડેજી વાગ,
સિંધ મારાઈયાં સૂમરા, તોં કે ઝિઝા કરાઈયાં ચાગ.

ભાવાર્થ—હે નગર કુમાર ! તું મારા ઘોડાની લગામ છોડી દે હું સિંધના સૂમરાઓનો નાશ કરાવીને તને ખૂબ લાડ લડાવીશ.

આટલું કહેતાંજ ચનેસરે પોતાના અશ્વને એડી લગાવી, અને તેજ વખતે તેનો પાણીપંથો ઘોડો વાયુ વેગે ઉપડી નીકળ્યો. દિલ્હી પહોંચતાંજ ચનેસર ત્યાંના પાદશાહ અલાઉદ્દીનને મળ્યો, અને પોતાને થએલા ગેરઈન્સાફની તમામ વીગત તેની પાસે રજુ કરી, તેને સિંધની અતૂલ સૌન્દર્યવતી સૂમરીઓ પરણાવવાનું વચન પણ આપ્યું. સિંધની અત્યંત સ્વરૂપવાન સુંદરીઓનુ સૌન્દર્ય લૂંટવાની પાદશાહને ઉત્કંઠા જાગી તે પોતાના વિશાળ સૈન્ય સાથે કૂચકદમ કરતો સિંધ પર ચડી ગયો.

સિંધ-ઉમરકોટની પાદરમાં આવી પહોંચતાં અલાઉદ્દીન પાદશાહે પોતાના દુશ્મનખાં નામના સરદાર સાથે ઘોઘા સૂમરાને સંદેશો મોકલાવ્યો, કે "જો તે ચનેસરને તેની અર્ધી પાંતિ આપીને પાદશાહને સૂમરી કન્યાઓ પરણાવવા કબુલાત આપે, તો પાદશાહ તેની સામે દોસ્તીનો હસ્ત લંબાવવા તૈયાર છે. અને જો તે તેમ

નહિ કરે, તો દિલ્હીશાહનું વિશાળ સૈન્ય તેને અલ્પ સમયમાં ચાંચડની માફક ચોળી નાખશે.”

પાદશાહનો આ ધમકી રૂપ સંદેશો સાંભળીને ડરી જાય, એવો ઘોઘો સૂમરો ન હતો. તેની આંખો લાલચોળ બની ગઈ. તેનું શરીર ક્રોધથી કંપવા લાગ્યું. ઘોઘા સૂમરાને ક્રોધાયમાન બની ગએલો જોઇને હુસેનખાં તેને શાન્ત પાડવા સમજાવવા લાગ્યો:—

દુહો—અધા મ થી આકરો, વેરી મ હી વસાય,
ધીયાં દે વડાંધરો, પાતસા પરણાય.

ભાવાર્થ—ભાઇ તું બહુ આકળો થા મા. અને આવો વેરી ઉભો કર મા. પાદશાહને લગ્ન આપીને તું તેને સંતુષ્ઠ કર.

આ સાંભળીને ઘોઘો સૂમરો બોલ્યો:—

દુહો—હસનખાં આવેં હલી, ત મ કુછ કંધ મિંજા,
આંઉં ઘોઘો સૂમરો, સોસે ગિનાં સા.

ભાવાર્થ—હુસેનખાં, તું અહીં ચલાવીને આવેલો છે તો હવે ગેરવાજબી વાતો ન કર. કારણ કે જીવ ખેંચી લઉં એવો ઘોઘો સૂમરો છું.

હુસેનખાં અલાઉદ્દીન પાદશાહ અને અબડા જામની સરખામણી કરતો વળી બોલ્યો:—

દુહો—ઘોઘા ધિલીશાહસેં, તું હલી મ કર હઠ,
તુ કાઠી કિરડજી, ઊ ભારી બરેતો ભઠ,
કાંરો થઇને કઠ, છાલ મ છણેં મચમેં.

ભાવાર્થ—હે ઘોઘા સૂમરા, તું દિલ્હીશાહથી હઠ કર નહિ. તુ કિરડના ઝાડની લાકડી છે અને એ સળગતા અગ્નિ સમાન છે. માટે તું એ આગમાં પડીને સળગી જાય નહિ તેની સંભાળ રાખજે.

હુસેનખાંની એક પણ વાત સાંભળવાને હવે ઘોઘો સૂમરો તૈયાર ન હતો કારણ કે તે પ્રાણાન્તે પણ પોતાની ટેક છોડી દે તેમ ન હતું. તેણે પાદશાહને મયદાનમાં પડવા ખુલ્લું આમંત્રણ આપી દીધું. હવે આ તલમાં તેલ નથી, એમ ધારી હુસેનખાં ત્યાંથી ચાલતો થયો. ઘોઘા સૂમરાએ યુદ્ધની તૈયારી કરવા માંડી.

શાહને તેડી લાવીને સિંધના સઘળા સૂમરાઓનો વિનાશ ન કરાવું, તો મારૂં નામ ચનેસર નહિ. આટલું કહેતાંજ તે ત્યાંથી ઊઠીને ઉભો થયો, અને તરતજ સઘળી તૈયારી કરાવીને દિલ્હી તરફ ચાલતો થયો.

ચનેસરના પુત્રનું નામ નગર હતું. તે બહાદુર તેમજ ટેકીલો હતો. તેની પ્રીતિ તેના પિતા કરતાં તેના કાકા ઘોઘા ઉપર વધારે હતી, જ્યારે તેણે જાણ્યું. કે તેનો પિતા દિલ્હીના પાદશાહને તેડી લાવીને સૂમરા રાજ્યનો નાશ કરવા માગે છે, ત્યારે તે તેની પાછળ દોડ્યો. ચનેસરના ઘોડાની વાગ પકડીને તેને એ ભયંકર પગલું નહિ ભરવા તે વીનવવા લાગ્યો. હઠે ચડેલો ચનેસર હવે કોઈનું પણ સાંભળે તેમ ન હતો. નગર કુમારની સઘળી સમજાવટ તેની પાસે અરણ્ય-રૂદન સમાન નીવડી. નગરકુમાર તેના ઘોડાની લગામને છોડતો ન હોવાથી તે બોલ્યો:—

દુહો—નગર પુતર ની મુર્હીંજા, તું છડ ઘોડેજી વાગ,
સિંધ મારાઈંદાં સૂમરા, તાં કે ડિજા કરાઈંદાં ચાગ.

ભાવાર્થ—હે નગર કુમાર! તું મારા ઘોડાની લગામ છોડી દે હું સિંધના સૂમરાઓનો નાશ કરાવીને તને ખૂબ લાડ લડાવીશ.

આટલું કહેતાંજ ચનેસરે પોતાના અશ્વને એડી લગાવી, અને તેજ વખતે તેનો પાણીપંથો ઘોડો વાયુ વેગે ઉપડી નીકળ્યો. દિલ્હી પહોંચતાંજ ચનેસર ત્યાંના પાદશાહ અલાઉદ્દીનને મળ્યો, અને પોતાને થએલા ગેરઈન્સાફની તમામ વીગત તેની પાસે રજુ કરી, તેને સિંધની અતુલ સૌન્દર્યવતી સૂમરીઓ પરણાવવાનું વચન પણ આપ્યું. સિંધની અત્યંત સ્વરૂપવાન સુંદરીઓનું સૌન્દર્ય લુંટવાની પાદશાહને ઉત્કંઠા જાગી તે પોતાના વિશાળ સૈન્ય સાથે કૂચકદમ કરતો સિંધ પર ચડી ગયો.

સિંધ-ઉમરકોટની પાદરમાં આવી પહોંચતાં અલાઉદ્દીન પાદશાહે પોતાના હુસેનખાં નામના સરદાર સાથે ઘોઘા સૂમરાને સંદેશો મોકલાવ્યો, કે "જો તે ચનેસરને તેની અર્ધી પાંતિ આપીને પાદશાહને સૂમરી કન્યાઓ પરણાવવા કબુલાત આપે, તો પાદશાહ તેની સામે દોસ્તીનો હસ્ત લંબાવવા તૈયાર છે. અને જો તે તેમ

હિ કરે, તો દિલ્હીશાહનું વિશાળ સૈન્ય તેને અલ્પ સમયમાં ચાંચ-ની માફક ચોળી નાખશે."

પાદશાહનો આ ધમકી રૂપ સંદેશો સાંભળીને ડરી જાય, એવો ઘોઘો સૂમરો ન હતો. તેની આંખો લાલચોળ બની ગઈ. તેનું શરીર ક્રોધથી કંપવા લાગ્યું. ઘોઘા સૂમરાને ક્રોધાયમાન બની ગએલો જોઇને હુસેનખાં તેને શાન્ત પાડવા સમજાવવા લાગ્યો:—

દુહો—અધા મ થી આકરો, વૅરી મ હી વસાય,
વીયાં ડે વડાંધરો, પાતસા પરણાય.

ભાવાર્થ—ભાઇ તું બહુ આકળો થા મા. અને આવો વેરી ઉભો કર મા. પાદશાહને લગ્ન આપીને તું તેને સંતુષ્ઠ કર.

આ સાંભળીને ઘોઘો સૂમરો બોલ્યો:—

દુહો—હુસનખાં આવેં હલી, ત મ કુછ કંધ મિંજા,
આઉં ઘોઘો સૂમરો, સોસેં ગિનાં સા.

ભાવાર્થ—હુસેનખાં, તું અહીં ચલાવીને આવેલો છે તો હવે ગેર-વાજબી વાતો ન કર. કારણ કે જીવ ખેંચી લઉં એવો ઘોઘો સૂમરો છું.

હુસેનખાં અલાઉદ્દીન પાદશાહ અને અબડા જામની સરખામણી કરતો વળી બોલ્યો:—

દુહો—ઘોઘા ઢિલીશાહસેં, તું હલી મ કર હઠ,
તું કાકી કિરડજી, ઊ ભારી બરેતો ભઠ,
કારો થઇને કઠ, છાલ મ છડેં મચમેં.

ભાવાર્થ—હે ઘોઘા સૂમરા, તું દિલ્હીશાહથી હઠ કર નહિ. તું કિરડના ઝાડની લાકડી છે અને એ સળગતા અગ્નિ સમાન છે. માટે તું એ આગમાં પડીને સળગી જાય નહિ તેની સંભાળ રાખજે.

હુસેનખાંની એક પણ વાત સાંભળવાને હવે ઘોઘો સૂમરો તૈયાર ન હતો. કારણ કે તે પ્રાણાન્તે પણ પોતાની ટેક છોડી દે તેમ ન હતું. તેણે પાદશાહને મયદાનમાં પડવા ખુલ્લું આમંત્રણ આપી દીધું. હવે આ તલમાં તેલ નથી, એમ ધારી હુસેનખાં ત્યાંથી ચાલતો થયો. ઘોઘા સૂમરાએ યુદ્ધની તૈયારી કરવા માંડી.

બંને ફોજ બહાર પડતાં દારૂણ યુદ્ધ ચાલવા લાગ્યું. ઘોધા સૂમરામાં બળનો પાર ન હતો. તે બંને હાથોમાં બેધારી તલવારો પકડીને તેમને એવી કુશળતાથી ફેરવતો, કે તેમની વચ્ચે આવનાર માણસો ગાજર-મૂળાની માફક કપાઇ પડ્યા વગર રહેતા નહિ. તેણે આ પોતાની અપૂર્વ પટ્ટાબાજીથી પાદશાહી લશ્કરમાં હાહાકાર વર્તાવી દીધો. ઘોધા સૂમરાનો સામનો કરી શકે એવો પાદશાહી સૈન્યમાં એક પણ વીર ન હોવાથી ઘોધા સૂમરાનું નામ સાંભળતાંજ શાહી સૈનિકો કંપવા માંડતા. ઘોધો સૂમરો એક અતુલ બળશાળી અને અપૂર્વ પરાક્રમી વીર હોવા છતા અલાઉદ્દીન પાદશાહના સાગર-વિશાળ સૈન્યની સરખામણીમાં તેની અતિ નાની ફોજથી તેને માટે વિજય મેળવવાનું કાર્ય બહુજ દુર્ઘટ હતું. જ્યારે તેને ખાતરી થઈ, કે હવે તેને માટે રણસંગ્રામમાં મરણીયા બની પડવા સિવાય બીજો એકે ઇલાજ નથી, ત્યારે તેણે પોતાના રાજ્ય-મહાલયની તેમજ અન્ય સૂમરી સુંદરીઓને કોઇ સુરક્ષિત સ્થાને મોકલવાનો વિચાર કર્યો.

કચ્છ-વડસરના જામ અબડા અબડાણીની પરાક્રમ-કથાઓથી ઘોધો સૂમરો અજ્ઞાત ન હતો તેને ખાતરી હતી કે સૂમરીઓને શરણું આપે એવો શૂરવીર એ અબડા અણભંગ સિવાય બીજો એકે નથી. આથી તેણે ભાગ સૂમરો અને પેથો ચોહાણ નામના પોતાના બે વિશ્વાસુ માણસો સાથે તમામ સૂમરી સુંદરીઓને કચ્છ તરફ વિદાય કરતાં કહ્યું—

દુહો—કુંવર સુઝે તો કચ્છમેં, ઊ અબડો અણભંગ,
માન કરે કો બગ, સરણ રખે સૂમરીઉં.

ભાવાર્થ—કોઈ ઇલાજ કરીને સૂમરીઓને શરણમા રાખે એવો તો કચ્છમા એક અબડો અણભંગ સૂઝે છે

આમ એકસોને ચાળીસ અતિ સૌન્દર્યવતી સૂમરીઓને કચ્છ તરફ મોકલાવીને ઘોધો સૂમરો તેના ભત્રિજા નગર સહિત કેસરીયાં કરીને રણમયદાનમા કૂદી પડ્યો. આજની લડાઇ અતિ ભયંકર બની ઘોધો સૂમરો પોતાના સઘળા બળથી શાહી સૈન્યનું કચ્ચરઘાણ વાળવા મંડ્યો. અને ચનેસરનો પુત્ર નગર પણ એવીજ રીતે બહાદુરીથી

ફરીથી લડવા લાગ્યો. નગર કુમારને અનેક શાહી સૈનિકો વચ્ચે ઘેરાયલો જોઇને ચનેસરે તેને પાદશાહની સલામ માટે પોતાની સાથે ચાલવા કહ્યુ. પરંતુ ટેકીલો નગર કુમાર પોતાના જીવનની રક્ષા માટે પાદશાહને સલામ કરે એવો ન હતો. તે સામી છાતીએ અનેક ઘા ઝીલતો, આખરે નિશ્ચેતન બનીને રણભૂમિના અંકમાં ઢળી પડ્યો.

આ તરફ ઘોઘો સૂમરો પણ આજે મરણીયો બન્યો હતો. તેનું મસ્તક કપાઈ પડવા છતા તેનું ધડ અનેકોનો સહાર કરતું શાહી સૈન્યમાં ઘૂમી રહીને ત્રાસ વર્તાવી રહ્યુ હતું. ઘોઘા સૂમરાના અવિશ્રાત ઝૂઝી રહેલા ધડ પર ગળીનું કપડું નાખવામાં આવ્યું ત્યારે જ તે પડ્યું. ઘોઘા સુમરાના ધડને જમીનપર ઢળી પડતું જોઇને અલાઉદ્દીનના લશ્કરનો એક સરદાર તેની તરફ દોડી આવ્યો, અને તેના પર જોરથી લાતનો પ્રહાર કર્યો. ઘોઘા સુમરાના નિશ્ચેતન બનેલા ધડ પર પેલા સરદારને લત્તા-પ્રહાર કરતો જોઇને ચનેસરનું લોહી ઉકળી આવ્યું. તેણે તરતજ તે સરદાર પર તલવારનો ઘા કરી ત્યાંજ તેને ઠાર કર્યો આ જોઇને પાદશાહી ફોજના બીજા સરદારો ઊઠી પડ્યા, અને ઝપાઝપી ચાલવા લાગી આ લડાઇમાં ચનેસર પોતે પણ મરાયો, અને અલાઉદ્દીનની ફોજનો સંપૂર્ણ વિજય થયો.

---

(૩)

## સૂમરી સતિઓ.

અલાઉદ્દીન પાદશાહે પોતાના સઘળા સૈન્ય સહિત રાજ્યધાનીમાં પ્રવેશ કર્યો રણવાસમાં જઇને તે સુમરીઓની શોધ ચલાવવા લાગ્યો પરંતુ ત્યા તો સર્વત્ર શૂન્યતા પ્રસરી રહી હતી એક કાળો કાગડો પણ જનાનખાનામા તે જોવા પામ્યો નહિ. સુમરીઓના સૌન્દર્ય પાછળ આટલી બધી ઝેહમત ઉઠાવનાર અલાઉદ્દીન પાદશાહની સઘળી આશા એકદમ ભાગી પડી તપાસ કરતા જ્યારે તેને માલુમ પડ્યુ, કે બ ંી સુમરીઓ કચ્છ તરફ ચાલી નીકળી છે, ત્યારે તેણે પોતાના તમામ સૈન્ય સાથે તેમની પૂઠ પકડી.

આ તરફ ભાગ સુમરો અને પેથો ચોહાણ એકસો ને ચાળીશ સુમરીઓ સાથે અબડા જામની તપાસ કરતા આગળ ચાલવા લાગ્યા

તેઓ પ્રથમ જામ આરી કહેરના પ્રદેશમાં આવ્યા. આરી કહેર એક પરાક્રમી વીર હતો. તેણે સુમરી સતિઓની સારી આગતાસ્વાગતા કરી, અને પાદશાહી ફોજને પોતાથી બની શકે તેટલો વખત રોકવાનું વચન આપ્યું.

દુહો—આરી અંટણુ આવયું, સૂમરીઉં સહી,
કેવર કૉલ ડઈ, ડિસ વતાઈ ડૂંગરેં.

ભાવાર્થ—સુમરીઓ આરી કહેરને આંગણે આવી, તેમને એ કહેર જામે બનતું કરવાનો કોલ આપીને જામ અબડા અણભંગ પાસે જવાની ડુંગરોની દિશા દેખાડી.

સૂમરીઓ અહીંથી આગળ ચાલી અને લુલેચા અબડાને ત્યાં આવી પહોંચી. એને જ જામ અબડો અણભંગ માની લઇને તેઓ તેને શરણુ આપવા વિનંતિ કરવા લાગી.

દુહો—સિંધા આવઇયું સૂમરીઉં, સુણ લુલેચા જામ,
કે સેણુ જસીને સાયબા, કે મેડે ડીનં ભામ?

ભાવાર્થ—સિંધથી સૂમરીઓ આવીને લુલેચા અબડાને કહેવા લાગી, કે હે જામ! તું અમોને શરણુ આપીશ કે દિંમતને છોડી દઇશ?

સૂમરીઓને શરણું માગતી જોઇને અબડો વિચારમાં પડ્યો. અલાઉદ્દીન જેવા પાદશાહના પંજામાંથી સૂમરીઓને બચાવી લેવાની શક્તિ તેનામાં ન હતી. આથી તે બોલ્યોઃ—

દુહો—જુગ જાકેજો કચ્છમેં, લુકો વડસર વીર ઘેઓ,
ઊ અબડો અણભંગ, ઊ ડુંગર ડે બેઓ,
હી લુલાચારી રેઓ, સે સેણી સોણ ન સહે.

ભાવાર્થ—તમોને શરણુ આપે એવો મહાન જોઇને વડસરનો વીર અબડો એ તો બીજો. એ દેશ અને એ ડુંગર પણ બીજા. હું તો અબડો લુલેચો છું અને તમોને શરણુ આપવાની મારામાં શક્તિ નથી.

દુહો—કુંવર સુજેતો કચ્છમેં, ઊ અબડાણી આય,
અનાથ કે આધાર ડે, વઢેંજા વર લાય.

ભાવાર્થ—એવો વીર અબડો અબડાણી તો કચ્છમાં છે. તે શરણાગતને શરણુ આપનાર અને અભિમાનીઓના ગર્વનું ખંડન કરનાર છે.

અહીંથી ચાલીને સઘળી સૂમરી રમણીઓ નોત ગામે આવી. આ વખતે નોતના સત્તાધીશ ઉદાર દિલા મોડ નોતિયારનાં લગ્ન હોવાથી, આખા ગામમાં આનંદ-મંગળ વર્તી રહ્યો હતો. મોડ નોતિયાર પણ એક વીર પુરૂષ હતો. જ્યારે તેણે સૂમરીઓની દુઃખદ હકીકત જાણી, ત્યારે તેનું વીર-હૃદય ઉકળી ઊઠયું તેણે સૂમરી સતિઓને જણાવ્યું, કે હું તમોને પુરેપુરૂં રક્ષણ તો આપી શકીશ નહિ. પરંતુ તમે જામ અબડા પાસે પહોંચી જાઓ ત્યાં લગી પાદશાહી ફોજને મારી શક્તિ અનુસાર અટકાવ કરીશ.

દુહો—આઉં અબડેજો અઈયાં, વાસુ મથે વાટ,
સીચાણું સૂદ રૂ, તેંજી જિરકલી ઝલે ન ઝપાટ;
ન જીરે વાટ ડીયાં જરા, મોય પુંઆંણાં માટ.

ભાવાર્થ—હું પણ અબડા જામનોજ ચાકર છું. પણ બાજ પક્ષીની ચોટ એક ચકલી શી રીતે સહન કરી શકે ? છતાં હું જીવતાં લગી શાહી ફોજને જરા પણ આગળ વધવા નહિ દઉં, પણ મરણ પછી તો લાચાર છુ.

મોડ નોતિયારને સૂમરીઓ માટે મરી ફીટવાનું વચન આપતો જોઇને તેની મા તેની પાસે આવી, અને લગ્ન પ્રસંગે લડાઇનાં નોતરાં ન ઝીલવા તેને સમજાવવા લાગી.

દુહો—મા પલેતી પુતરકે, મોડ મથો મ પાય,
ભુકકો થીંને ભૂંયમેં, કોન કરીંદો સાય.

ભાવાર્થ—મોડની માતા તેને કહે છે કે હે પુત્ર ! તું તારૂં મસ્તક મૃત્યુના મ્હોંમા નાખ નહિ. પાદશાહી ફોજનો સામનો કરતાં તારા ભૂકા થઇ જશે અને કોઇપણ તને સહાય કરશે નહિ.

માતાની સમજાવટ મોડ પર લેશ પણ અસર કરી શકે તેમ ન હતું. માતાનાં ઓસાણુ ભાંગનારાં વચનો સાંભળી તે બોલ્યો, "હે માતા ! હવે તો મારે પાદશાહી ફોજ સાથેજ પરણવાનું છે. મને હવે લગ્નનો લહાવો લેવાની લેશ પણ અભિલાષા નથી. તમે મને હવે લડાઇના નોતરાં ઝીલવાની ના કહો છો તો મારૂં નામ ઉદાર રાખવા વખતેજ વિચાર કરવો હતો."

દુહો—નાલો દિને ઉદાર સે, નાલા એઆ ખુદાય,
અસાં ઉદાર ડિ ચઉં, જે રૂકસેં રાંધ કરાય.

ભાવાર્થ—તમે મારૂં નામ ઉદાર રાખ્યું તે બીજાં નામો પૂરી ગયાં હતાં કે શું? ઉદાર તો તે કહેવાય જે રણસંગ્રામમાંજ રચ્યો-પચ્યો રહે.

મોડ નોતિયારે સૂમરીઓને માનપૂર્વક વિદાય આપી, અને પોતે લગ્નની તૈયારીઓને બદલે રણ-સંગ્રામની તૈયારીઓ કરવા લાગ્યો.

સૂમરીઓ ત્યાર પછી જુંભેર નામના એક જાગીરદાર કુંભારને ત્યાં આવીને ઉતરી. જુંભેર કુંભાર એક સાચો મર્દ બચ્ચો હતો. તેણે પણ પોતાથી બનતું કરવાનું સૂમરીઓને વચન આપ્યું.

જુંભેર કુંભારે સૂમરીઓને બન્નીનો માર્ગ બતાવ્યો. પણ બન્નીમાં ચાલતાં રસ્તાની તકલીફને લીધે સાત જણીઓ ત્યાંજ મરણને શરણ થઇ, અને બાકીની આગળ ચાલવા લાગી.

---

## ( ૪ )

## શરણ—સહાયક.

રોહાના ડુંગર પાસે આવતાં સઘળી સૂમરીઓ થાકીને લોથપોથ બની ગઇ. હવે તેમનાથી એક ડગલું પણ આગળ ચલાય તેમ ન હતું. આથી પેથો ચોહાણ સૂમરીઓ પાસે બેઠો. અને ભાગ સૂમરો જામ અબડા અબડાણીને આ હકીકતથી વાકેફ કરવા વડસર તરફ ચાલ્યો.

ભાગ સૂમરાએ વડસર આવી જામ અબડાને સઘળી હકીકતથી વાકેફ કરતાં કહ્યું:—

દુહો—સલામ છડેઆં સૂમરેં, અબડા તોકે અપાર,
અચેં નીયાણીઉં નેહસેં, વેલી કરજ વાર;
વર માર્યાં ઘર ફુર્યાં, કુછલ નિંઢડા બાર,
વિચારીયું વરનજા, પિર ખણેંદ્યું પાર;
લકીજ હું જૂંઝાર, તો ઘર આવધું અબડા.

ભાવાર્થ—હે અબડા જામ! તને સૂમરીઓએ ઘણા ઘણા સલામ આપીને કહાવ્યું છે કે આ નીયાણીઓ તારી પાસે આવે છે તેની તું ઝટ વહાર કરજે. એમના પતિઓ મરણ પામેલા છે. ઘરો લુટાઇ ગયાં છે. અને એમની કાખમાં નાનાં બાળકો છે. પોતાના પતિઓને માટે એઓ

રૂદન કરી રહી છે. માટે હે ઝૂંઝાર ! એ તારે શરણે આવેલી છે તેમનું તું રક્ષણ કરજે.

દુહો—ભલેં આવચું ભેનરૂં, અબડો ચયતો ઈંય,
અણુદિહી આડા ફિરાં, સે ડિઠે ડીયાં કીય ?
સરણુ સમેં સીંય, આવચું ત અખિયેં મથે.

ભાવાર્થ—અબડો જામ કહે છે, કે હે બ્હેનો ! તમે ભલે આવીઓ. હું અણદીઠીને પણ આડો ફરૂં તેમ છું. તો હવે દેખ્યા છતા શી રીતે જવા દઉં ? આ સિંહ સમાન સમા વીરના શરણમા તમે આવીઓ તો મારી આંખો ઉપર છો.

જામ અબડાએ ભાગ સૂમરાને હવે તદ્દન નિશ્ચિંત રહેવા જણાવ્યું. તેણે સૂમરીઓને તેડી લાવવા માટે ભાગ સૂમરા સાથે એકસોને સાઠ ગાડાં મોકલી દીધાં.

દુહો—અબડે ગડા મોકલ્યા, હિકડો સૌ ને સઠ,
ભલેં આવચું ભેનરૂં, પૅર મ ડીજા પટ.

ભાવાર્થ—જામ અબડાએ સમરીઓને એક સો ને સાઠ ગાડા મોકલ્યા અને કહાવ્યું કે હે બ્હેનો ! તમે ભલે આવીઓ હવે જમીન પર એક પગલુ પણ મૂકશો નહિ.

અબડા જામના ગાડાંની હેડ રોહાના ડુંગર તરફ ચાલવા લાગી. ગાડાંની આ મોટી હારને દૂરથી નિહાળીને કેટલીક સૂમરીઓ તે દુશ્મનોનાં ગાડાં ધારીને ભયથી કંપવા લાગી આ ધાસ્તીથી તરફડીને પાંચ જણીઓ ત્યાંજ સ્વધામ પામી અવસાન પામેલી સૂમરી સતિઓની મરણ ક્રિયા કરીને બાકી રહેલી એકસો અઠ્ઠાવીસ સૂમરીઓ જામ અબડાના ગાડામા બેસીને વડસર તરફ ચાલવા લાગી જ્યારે જામ અબડાની માતા સોહાગદે ચાવડીને આ વાતની ખબર પડી, ત્યારે તે તેના વીરપુત્રની અથાગ હિંમત નિહાળીને અત્યંત આનંદિત થઇ. તે જામ અબડાને ઉત્તેજન આપતી કહેવા લાગી:—

દુહો—સરણુ રખજ સૂમરીઉં, ધર મર પલટે પોય,
સમેં જામ સધોય, અઞો સારે આવચું.

ભાવાર્થ—તું સમરીઓને શરણુમા રાખજે, પછી ધરા પલટી જાય તો પણ ભલે. એ આપડીઓ તારામા આશા રાખીને આવેલી છે.

દુહો—પરલોમતું પંધ કરે, તંગ થઇને ત્રા,
ઈ અસર જે ક્રા આવયું, તોવર અખડા!

ભાવાર્થ—પરમુલકથી પંથ કરીને, દુ:ખથી ત્રાસી જઇને, એ અસુરના ડરથી તારી પાસે આવેલી છે.

જામ અખડાને તેની માતાનાં આવાં શૌર્યભર્યાં વચનો સાંભળીને આનંદ થયો તે બોલ્યો માતા, મ્હેરામણ માઝા મૂકે, અથવા મેરૂ ડોલવા લાગે, તો પણ આ અખડો શરણાગતનું રક્ષણ કરવામાં કદી પણ ચૂકવાનો નથી. પોતાના પુત્રના આવા વીરત્વયુક્ત વચનો સાંભળીને તેની માતાનું હૈયું આનંદથી નાચી ઊઠ્યું તે બોલી.—

દુહો—આસ રખીને આવયું, તંજી પૂરજ આસ,
સમા તોજી સુવાસ, અંબર વેંધી અખડા!

ભાવાર્થ—હે અખડા! તારી આશા રાખીને જે આવેલી છે, તેમની આશા તું પૂર્ણ કરજે તારી કીર્તિની સુવાસ આકાશમાં પહોંચશે

---

## (૫)

## અલાઉદ્દીન ખૂની.

આ તરફ અલાઉદ્દીન પાદશાહ પોતાની જંગી ફોજ સાથે ઉમરકોટથી ઉપડ્યો, અને સૂમરીઓની શોધમા તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. રસ્તામાં પાદશાહી ફોજ સામે અનુક્રમે જામ આરી કહેર, અખડો જુણેચો, મોઢ નોતિયાર તેમજ જુલેર કુંભારે મજબુત ટક્કરો ઝીલી સૂમરી સતિઓને સુરક્ષિત સ્થળે પહોંચાડવાના કાર્યમાં સૌએ પોતપોતાની શક્તિ અનુસાર ફાળો આપ્યો. પરંતુ આકાશના તારા જેટલી અનંત પાદશાહી ફોજ સામે લડતાં લડતા આખરે આ સઘળા પરોપકારી વીરો વીરગતિને પામ્યા જુલેર કુંભાર જેવા એક સાધારણ જાગીરદારે પણ પાદશાહી વિશાળ દળને બહાદુરીથી બે પ્રહર લગી ખેડીને પોતાનું નામ અમર કર્યું છે.

દુહો—પોર બ હુયો પેખણો, મચે જુદ્ધ જુબેગ,
આખર છેલ છોગ, માંજેહી પણ મારેઓ.

ભાવાર્થ—જુજોર કુભારે બે પ્રહર લગી પાદશાહી ફોજનો મજબુત સામનો કર્યો, અને આખરે એ છોગાળો વીર પણ સ્વર્ગે સિધાવ્યો.

હવે પાદશાહી ફોજને કોઈ રોકનાર ન હોવાથી તેણે વડસર તરફ નિશાન માંડયું. પાણીના પૂરની પેઠે પાદશાહી લશ્કર એક ચોટે ધસતું આગળ વધવા લાગ્યું.

જ્યારે જામ અબડાએ જાણ્યું, કે પાદશાહી ફોજ રણ ઓળંગીને વડસર તરફ ધસતી આવે છે, ત્યારે તેણે પણ પોતાની સર્વ તૈયારી કરી લીધી. રાત્રિના સમયે પાદશાહી સૈન્યને વડસરનો માર્ગ શોધવામા મુશ્કેલી ન નડે, એ કારણથી તેણે એક ઉંચી ટેકરી પર કપાસની મોટી મોટી મહીઓ (ગાસડીઓ) સળગાવીને, પોતાની અપૂર્વ હિંમતથી અલાઉદ્દીન જેવા એક ભયંકર દુશ્મનનો માર્ગ અત્યંત સરળ બનાવી દીધો.

દુહો—બારો ભાર કપા, ઑઇસ કેઆ અબડે,
રખે ધિલ્લી શા, વાટડીઉં વિસરી વિઞે.

ભાવાર્થ—જામ અબડાએ બાર ભાર અર્થાત્ એકસોને આઠ મણ કપાસ અલાઉદ્દીન રસ્તો ચૂકી જાય નહિ તે માટે સળગાવી દીધો.

જામ અબડાએ કપાસની મહીઓ સળગાવીને કરેલા ઉજાસથી અલાઉદ્દીનનો માર્ગ વધુ સરળ બન્યો તેની ફોજ વાયુવેગે વડસર તરફ ધસી આવી. અહીં આવીને દિલ્હીશાહની ફોજે વડસરથીથોડે દૂર છાવણી નાખી

---

(૬)

## ઓરસો મેઘવાળ.

જામ અબડાના ડાયરામા ઓરસો નામનો એક મેઘવાળ આવતો હતો. આ ઓરસો પોતાની મૂછને હમેશા ત્રણ વળ ચડાવતો આથી કેટલાક લોકોને ઓરસાની અદેખાઇ આવતી. તેમણે ઓરસાના આવા અભિમાની વર્તન વિષે અબડા જામને એકથી અનેક વખત કહેલુ હતું અબડો જામ મનુષ્ય પરીક્ષા કરવામા પ્રવીણ હતો તેણે

दुहो—परलोमनुं पंथ करे, तंग थइने त्रा,
ई असर जे म्रा आवयुं, तो वट अभडा!

भावार्थ—परमुलकथी पंथ करीने, दुःखथी त्रागी जइने, ए अ-सुरना डरथी तारी पासे आवेली छे.

जेम अभडाने तेनी माताना आवां शौर्यभर्यां वचनो सांभळीने आनंद थयो ते बोल्यो माता, म्हेरामण माझा मूके, अथवा मेरु डोलवा लागे, तो पण आ अभडो शरणागतनुं रक्षण करवामां कदी पण चूकवानो नथी. पोताना पुत्रनां आवां वीरत्वयुक्त वचनो सांभळीने तेनी मातानुं हैयुं आनंदथी नाची उठ्युं. ते बोली:—

दुहो—आस रखीने आवयुं, तेंजी पूरज आस,
सभा तोंजी सुवास, अंबर वेंधी अभडा!

भावार्थ—हे अभडा! तारी आशा राखीने जे आवेली छे, तेमनी आशा तुं पूर्ण करजे. तारी कीर्तिनी सुवास आकाशमां पहोंचशे.

---

(५)

## अलाउद्दीन खूनी.

आ तरफ अलाउद्दीन पादशाह पोतानी जंगी फोज साथे उमर-कोटथी उपड्यो, अने सूमरीओनी शोधमां तेमनी पाछळ पाछळ चालवा लाग्यो. रस्तामां पादशाही फोज सामे अनुक्रमे जाम आरी कहेर, अभडा जुणेचा, मोड नोतियार तेमज जुणेर कुंभारे मज-बुत टक्करो झीली. सूमरी सतिओने सुरक्षित स्थळे पहोंचाडवानां कार्यमां सौए पोतपोतानी शक्ति अनुसार फाळो आप्यो. परंतु आकाशना तारा जेटली अनंत पादशाही फोज सामे लडतां लडता आखरे आ सघळा परोपकारी वीरो वीरगतिने पाम्या. जुणेर कुंभार जेवा एक साधारण जागीरदारे पण पादशाही विशाळ दळने बहादुरीथी बे प्रहर लगी रोकीने पोतानुं नाम अमर कर्युं छे.

दुहो—पोर ब हुवो पेखणो, मथे जुद्ध जुणेर,
आखर छेल फुगेर, मांजीडी पण मारिओ.

ભાવાર્થ—જુંભેર કુંભારે બે પ્રહર લગી પાદશાહી ફોજનો મજબુત સામનો કર્યો, અને આખરે એ છોગાળો વીર પણ સ્વર્ગે સિધાવ્યો.

હવે પાદશાહી ફોજને કોઈ રોકનાર ન હોવાથી તેણે વડસર તરફ નિશાન માંડ્યું. પાણીના પૂરની પેઠે પાદશાહી લશ્કર એક ચોટે ધસતું આગળ વધવા લાગ્યું.

જ્યારે જામ અબડાએ જાણ્યું, કે પાદશાહી ફોજ રણ ઓળંગીને વડસર તરફ ધસતી આવે છે, ત્યારે તેણે પણ પોતાની સર્વ તૈયારી કરી લીધી. રાત્રિના સમયે પાદશાહી સૈન્યને વડસરનો માર્ગ શોધવામાં મુશ્કેલી ન નડે, એ કારણથી તેણે એક ઉંચી ટેકરી પર કપાસની મોટી મોટી મશીઓ (ગાંસડીઓ) સળગાવીને, પોતાની અપૂર્વ હિંમતથી અલાઉદ્દીન જેવા એક ભયંકર દુશ્મનનો માર્ગ અત્યંત સરળ બનાવી દીધો.

દુહો.—બારેં ભાર કપા, ઑઇસ કેઆ અબડે,
રખે ખિલ્રી શા, વાટડીઉં વિસરી વિંએ.

ભાવાર્થ—જામ અબડાએ બાર ભાર અર્થાત્ એકસોને આઠ મણ કપાસ અલાઉદ્દીન રસ્તો ચૂકી જાય નહિ તે માટે સળગાવી દીધો.

જામ અબડાએ કપાસની મશીઓ સળગાવીને કરેલા ઉજાસથી અલાઉદ્દીનનો માર્ગ વધુ સરળ બન્યો. તેની ફોજ વાયુવેગે વડસર તરફ ધસી આવી. અહીં આવીને દિલ્હીશાહની ફોજે વડસરથી થોડે દૂર છાવણી નાખી.

---

## (૬)

## ઓરસો મેઘવાળ.

જામ અબડાના ડાયરામાં ઓરસો નામનો એક મેઘવાળ આવતો હતો. આ ઓરસો પોતાની મૂછને હમેશાં ત્રણ વળ ચડાવતો. આથી કેટલાક લોકોને ઓરસાની અદેખાઇ આવતી. તેમણે ઓરસાના આવા અભિમાની વર્તન વિષે અબડા જામને એકથી અનેક વખત કહેલું હતું. અબડો જામ મનુષ્ય પરીક્ષા કરવામાં પ્રવીણ હતો. તેણે

ઓરસાના હૃદયમાં રહેલું ખમીર ક્યારનુંએ માપી લીધું હતું. આથી તે ઓરસાની વિરૂદ્ધ બોલનારને કહેતો, કે આ ઓરસો એક ખરેખરો વીરનર છે, અને તે પોતાની મૂછને સાત વળ ચડાવે તો પણ તેને રજા છે.

ઓરસા મેઘવાળે આ વખતે એક અજબ પરાક્રમ કરી બતાવ્યું. અલાઉદ્દીનના લશ્કરે વડસરની પાદરમાં ડેરાં દીધેલાં જોઇને ઓરસો અબડા જામ પાસે આવ્યો, અને કહેવા લાગ્યો, કે જો અબડો જામ તેને આજ્ઞા આપે તો તે યુક્તિથી અલાઉદ્દીનના તંબુમાં પેસી જઇને તેને ઠાર કરી નાખવાને તૈયાર છે ઓરસાનાં આ વીરત્વ ભર્યાં વચનો સાંભળીને અબડા જામને ઘણી નવાઈ લાગી. ઓરસાને શો જવાબ આપવો તેનો તે વિચાર કરવા લાગ્યો. તે ચોરીછુપીથી પોતાના શત્રુનો નાશ કરાવનાર એક કાયર નર ન હતો. તે તો શાહી સૈન્ય સાથે સામી છાતીએજ લડી લેવા માગતો હતો. આ કારણથી તેણે પાદશાહને ઠાર કરવાના કાર્યમાં ઓરસાને અનુમતિ આપી નહિ. પરંતુ પાદશાહના કાન ચમકી જાય એવો કોઇ નવો ચમત્કાર તેને બતાવવાની તેણે તેને પરવાનગી આપી.

ઓરસો મહાન્ યુક્તિબાજ હતો તેજ રાત્રે તેણે સિંધી કુતરાની ખાલ પોતાના આખા શરીર પર ધારણ કરી લીધી. આબેહૂબ એક કૂતરાની માફક ચાર પગે ચાલતો તે મધ્યરાત્રિ વીત્યા પછી લાગ જોઇને પાદશાહના તંબુમાં પેસી ગયો પાદશાહ આ વખતે ભર નિદ્રામાં ઘોરતો પડ્યો હતો. અલાઉદ્દીન જેવા એક અન્યાયી પાદશાહનો ઘાટ ઘડી નાખવાની આ સુંદર તક વારંવાર મળવી મુશ્કેલ હોવાથી તેને પાદશાહ પર પોતાની તલ્વાર ચલાવવાનો ક્ષણભર વિચાર આવ્યો. પરંતુ તેને પોતાના માલીક જામ અબડાની આજ્ઞા યાદ આવતાં તેણે પોતાના વિચારને મનમાંજ દબાવી દીધો. પાદશાહના પલંગની બાજુમાંજ તેની સુવર્ણની મૂઠવાળી એક કટારી પડી હતી. આ કટારી તેના મ્યાનમાંથી કહાડી લઇને તેને સ્થાને તેણે ચામડું સાફ કરવાની પોતાની રાંપડી ગોઠવી દીધી આટલું કરી તે પાદશાહના તંબુની બહાર આવ્યો, અને તંબુની બધી દોરીઓ કાપી નાખીને તે ચાલાકીથી કૂતરાને વેશેજ પાછો છાવણી બહાર નીકળી ગયો.

બીજે દિવસે પ્રભાતમાં જ્યારે તેણે જામ અબડા પાસે આવીને ઉપરોક્ત ઘટના જાહેર કરતાં પાદશાહની સુવર્ણજડિત કટારી રજુ કરી, ત્યારે જામ અબડો આશ્ચર્યમુગ્ધ થઈ ગયો. ઓરસાની આ અજબ કળા અને તેની અપૂર્વ હિંમત નિહાળી આખો ડાયરો દિંગ બની ગયો. તેના વિરોધીઓનાં મોઢાં જાણે સીવાઇ ગયાં. ઓરસો એક ખરેખરો મર્દ—બચ્ચો છે એવી સૌને ખાતરી થઇ.

અબડા જામે અલાઉદ્દીનને કહેવડાવ્યું, કે "અગણિત લશ્કરના અભિમાનમાં આરામથી નિદ્રા લેતા ઓ ગુમાની શાહ, જેટલી વાર તારી કટારીને ઉપડી જતાં લાગી, તેટલીજ વાર તારા મસ્તકને ઉડી જતાં લાગી હોત પણ અમે રાજપૂતો કદી અધર્મ યુદ્ધ કરતા નથી. માટે હજુ જો તને તારો જીવ વહાલો હોય, તો વેળાસર સમજી જઇને વિદાય થઇ જા."

અલાઉદ્દીન પાદશાહે સવારમાં ઊઠીને જ્યારે કટારીના મ્યાનમાં ચંપડી પડેલી જોઇ, અને તંબુની દોરીઓ કપાયેલી જોઈ, ત્યારે તેની હેરતનો પાર રહ્યો નહિ. તેણે પોતાના સઘળા ચોકીદારોને બોલાવીને તેમને ધમકાવવા માંડ્યા. પરંતુ એ કાર્ય શી રીતે બનવા પામ્યું, તેનો ભેદ કોઇ આપી શક્યું નહિ. જ્યારે અબડા જામનો ઉપરોક્ત સંદેશો આવ્યો, ત્યારેજ તેને એનો ભેદ સમજાયો. અબડા જામે એક વીરને છાજે એવી ઉદારતાથી પાદશાહનો જીવ બચાવેલો હોવાથી તેને અબડા પ્રત્યે અત્યંત માન ઉત્પન્ન થયું. તેણે પ્રત્યુત્તરમાં જામ અબડાને હજુ પણ વિનાશના મુખમાં પડતો બચી જવા માટે માની જવા કહ્યું. પરંતુ પાદશાહની એવી ધમકીઓથી ડરી જાય એ અબડો બીજો. જેનું નામ અબડો અણભંગ તે પ્રાણાન્તે પણ પોતાની ટેક છોડી દે તેમ ન હતું. તેણે બહાર મયદાનમાં પડવાનો નિશ્ચય કરી લીધો. લડાઇના ડંકાનો ગડગડાટ સૈનિકોને તૈયાર થઇ જવાનું સૂચન કરતો આકાશમાં ગર્જવા લાગ્યો.

## (૭)

## વીરગતિ.

ઉભય ફોજો તૈયાર થઇ. સામસામી વીરહાકો ગર્જવા લાગી. *જામ અબડાનો મોટોભાઇ સપડ કેસરી વસ્ત્રો પરિધાન કરીને રણસંગ્રામમાં આવી ઉભો* બંને પક્ષના સૈનિકો એક બીજાપર તૂટી પડ્યા. ભાલા, બરછીઓ અને તલવારોની રમઝટ ચાલવા લાગી. કોઇના હાથ, કોઇના પગ, કોઇનાં માથાં તેમનાં શરીરથી છૂટાં થઇને ઉડવા લાગ્યાં. લોહીની છોળો ઉછળવા લાગી. આ ખૂનખાર યુદ્ધ સાત દિવસ ચાલ્યું. અને ત્યાર પછી વીર સપડ અનેક જખ્મોમાં ઘેરાઇને આખરે વીર-મૃત્યુને ભેટ્યો.

સપડ રણસંગ્રામમાં કામ આવી જતાં હવે જામ અબડાએ પોતે ચડવાની તૈયારી કરી. અબડા જામને પોતાને સંગ્રામની તૈયારી કરતો જોઇને સઘળી સૂમરીઓ તેની પાસે આવી. તેને રણ સંગ્રામમાં મદદરૂપ થવાને તેમના શરીરનું સઘળું કીમતી ઝવેરાત ઉતારી તેમણે અબડા જામને આપવા માંડ્યું.

દુહો—હલો ડીયું અબડે, હીરા હેમ-સરા,
સરણ તોજે ભૂમરીઉં, ધણી કચ્છ ધરા.

ભાવાર્થ—ચાલો આપણે અબડાને હીરા અને સુવર્ણના આપણા અલંકારો આપી દઇએ અને કહીએ કે હે કચ્છ ધરાના ધણી, અમે તારે શરણે છીએ.

સૂમરી સતિઓને પોતાના કીમતી અલંકારો આપતી જોઇને જામ અબડાએ કહ્યું, બ્હેનો ખરી રીતે તો તમોને મારેજ વસ્ત્રાભૂષણો આપવાં જોઇએ તેને બદલે ઉલટું તમારી પાસેથી તે લઇ લઉં, તો પછી મારો છૂટકારોજ કેમ થાય? માટે તમારાં આ કીમતી અલંકારો તમે પાછાં લઇ જાઓ, અને તમારા આ ધર્મબન્ધુને રણસંગ્રામમાં યશપ્રાપ્તિ થાય, એવો આશીર્વાદ આપો.

દુહો—અજ ઉમાણુ ઝલીયાં, ગંધી સૂમરીયન,
ત મોય પુંનાણું મંગણું, કેડ્યું કીરતું કન?

ભાવાર્થ—જો હું આજે તમારી આ અમાનતો રાખી લઉં, તો મારા મરણ પશ્ચાત્ત માગણો મારી કેવા પ્રકારની કીર્તિ કહે?

જામ અબડાએ સૂમરી સતિઓનું તમામ ઝવેરાત પાછું આપ્યું. અને શરણાગતનું રક્ષણ કરવા માટે પ્રાણ પાથરનારા કચ્છના આ અવટંકી વીરલાએ રણસંગ્રામમાં ઝુકાવી દીધું.

દુહો—સેણીજે સુખ લા, સાંગ ખઈ સરદાર;
ઈ અબડે આધાર, સે ન ડીયાં સૂમરીઊ.

ભાવાર્થ—જામ અબડે શરણાગતના સુખ ગારે સાંગ ઉપાડી તૈયાર થયો. અને કહ્યું કે મારે આધારે આવેલી એ સૂમરી સતિઓને હું કદીપણ સોંપવાનો નથી.

જામ અબડાએ શાહી સૈન્ય સાથે યુદ્ધમાં ઝંપલાવી દીધું અને વળી પાછું ઉભય સૈન્ય વચ્ચે ઘોસણંધ યુદ્ધ ચાલુ થઇ ગયું. આ લડાઇ એકવીસ દિવસ લગી ચાલી છતાં જામ અબડાએ લેશ પણ મચક આપી નહિ. બને પક્ષોના અગણિત માણસોનો કચ્ચરઘાણ નીકળી ગયો.

આ વખતે પાદશાહે પોતાના સરદાર મહમ્મદશાહ જોડે જામ અબડાને કહેવડાવ્યું કે તે પારકી ઓરતોને વાસ્તે પોતાના વિનાશને નોતરવા શામાટે તૈયાર થયો છે? ઉપરાંત તેણે એમ પણ જણાવ્યું, કે જો જામ અબડો હજુપણ તેને સૂમરીઓ સોંપી આપતો હોય તો પાદશાહ તેના મુલકને લેશપણ નુકસાન કરનાર નથી.

પાદશાહના આ સંદેશાથી અણનમ જામ અબડો નમે તેમ નં હતું. તેણે પાદશાહના સંદેશાને તુચ્છકારી કાઢતાં જણાવ્યું કે:-

દુહો—અણદિઠી આડો ફિરાં, સે દિઠે ડીયાં કીય?
વાર વિલીયેંજી ચડાં, નેઢ મિંજા નીંય.

ભાવાર્થ—હું અણદીઠા અધર્મને પણ આડો ફરં તો આ દેખતા છતા કેમ આપું? હું દઢતાપૂર્વક એ અનાથ અબળાઓની વ્હાર કરીશ.

જામ અબડો સત્ય માર્ગ પર હતો તેનું સૈન્ય હવે નામનુંજ બાકી રહેલું હોવા છતાં તેને પોતાની ટેકમાં મેરૂ સમાન અડગ ઉ-

લેલો જોઇને અલાઉદ્દીન પાદશાહના સરદાર મહમ્મદશાહના મનમાં જામ અબડાને માટે અત્યંત લાગણી થઇ આવી. આથી તે પાદશાહની ફોજમાં પાછો ફરવાને બદલે જામ અબડાના સૈન્યમા ભળી ગયો. અને ફરી યુદ્ધની તૈયારી ચાલવા લાગી.

જામ અબડાએ હવે પાદશાહી સૈન્ય પર એક ભયંકર હલ્લો લઇ જવાનો વિચાર કર્યો. આજ " આ પાર કે પેલે પાર " એવો પાકો નિશ્ચય તેણે કરી લીધો. અબડા જામના આ આખરી પ્રયાસમા તેને આશીર્વાદ આપવા સૂમરી સતિઓ પણ તેની પાસે આવી પહોંચી અને તેને રણ-તિલક કરી ઓવારણા લેવા લાગી. અબડા જામે રણુસ ગામમાં વિદાય થતા પહેલા સૂમરી સતિઓને એક દૂધનો પ્યાલો આપ્યો, અને કહ્યું, કે " આ દૂધનો રંગ ફરી જઈને જ્યારે તે રક્તવર્ણું બની જાય, ત્યારે માની લેજો કે તમારો ધર્મબંધુ આ દુનિયામાથી સદાને માટે વિદાય થઈ ગયો છે " વિશેષમા તેણે સૂમરીઓને ખાતરી આપી કે આખરે જો આવું અનિષ્ટ પરિણામ આવશે, તોપણ વીર-જનુનિ કચ્છભૂમિ તેમને છેલ્લું શરણું અવશ્ય આપશે.

આમ કહી જામ અબડો આજે મરવું કે મારવુ, એવો છેલ્લો નિશ્ચય કરીને રણભૂમિમાં કૂદી પડ્યો વાદળ દળ વચ્ચે જેમ વીજળી પેસી જાય અને તેને ચીરવા માડે, તેમ જામ અબડો આજે મરણીયો બનીને શાહી સૈન્યની કત્લ ચલાવવા લાગ્યો ઘેટા-બકરાના ટોળામાં એક સિંહ જેમ સર્વત્ર ત્રાસ વર્તાવી મૂકે, તેમ તેણે દિલ્હી શાહના લશ્કરમાં એકાએક ત્રાસ ફેલાવી દીધો પરંતુ પાદશાહના અસંખ્ય સૈન્ય પાસે આખરે તે અને તેના મૂઠ્ઠીભર સૈનિકો કેટલો સમય ટકી શકે? આ છેલ્લા યુદ્ધમા તેનું લશ્કર ઘણુંખરૂં કપાઇ ગયું. પાદશાહી સરદાર મહમ્મદશાહે પણ જામ અબડાના પક્ષમા વફાદારીથી લડીને કામ આવ્યો.* રણભૂમિ ભયંકર સ્વરૂપ ધારણ કરવા લાગી, અને સર્વત્ર શૂન્યતા પ્રસરી રહી ત્રણ દિવસ અને ત્રણ રાત અવિશ્રાંત શ્રમ ઉઠાવીને કચ્છ ભૂમિનો એ અણભંગ વીર પોતાનું નામ 'યાવચ્ચન્દ્ર દિવાકરો' અમર કરી આખરે સ્વર્ગે સિ

* આ મહમ્મદશાહના માનમા જામ અબડા અબડાણીના વંશજ અબડા રાજપૂતો આજ પણ દાઢી રખાવે છે.

ધાવ્યો કચ્છના એક અતૂલ પરાક્રમી નરવીરનો આમ અંત આવ્યો. શૌર્ય અને વીર્ય વડે વિભૂષિત થએલો, ત્યાગ અને તેજસ્વિતાથી ઝળહળી ઉઠેલો એ પ્રકાશમાન સૂર્ય કચ્છની કમનસીબ ભૂમિપરથી સદાને માટે અસ્ત થયો.

અબડો જામ પડતાંજ તેણે સુમરીઓને આપેલા કટોરામાંના દૂધનો રંગ પલટીને લાલ બની ગયો. જે અનિષ્ટ સમયની આગાહી તેમના અંતરમાં ભડકા બાળી રહી હતી, તેજ અનિષ્ટ સમય આખરે આવી પહોંચેલો જોઇને તેમના હૃદયમાં ફાળ પડી. અલાઉદ્દીનના પંજામાંથી છટકવાને તેઓ તરતજ ત્યાંથી નાસવા લાગી

અલાઉદ્દીનને જ્યારે જાણ થઇ કે સુમરીઓ તો અહીંથી પણ છટકી જવા માગે છે, ત્યારે તે તરતજ તેમને પકડી પાડવા માટે તેમની પાછળ પડ્યો. અલાઉદ્દીનના લશ્કરને દૂરથી આવતું જોઇને સુમરીઓના હૃદયપર જાણે વજ્રપાત થયો. તેઓ પોતાના શિયળનું રક્ષણ કરવા પરમકૃપાળુ પ્રભુને ખરા અંતઃકરણથી વીનવવા લાગી. સુમરી સતિઓની સાચા હૃદયની પ્રાર્થના પ્રભુએ જાણે ખરેખર સાંભળી હોય તેમ તેજ વખતે તેમના પગ પાસેની જમીન ફાટી, અને સઘળી સુમરી સતિઓ તેજ ક્ષણે ધરણી માતાના ઉદરમાં સમાઇ ગઇ. તેમની સાથે એક લંગી હતી, તેની ઓઢણીનો એક છેડોજ માત્ર બહાર રહી ગયો. પોતાના શિયળના પરિપાલન અર્થે અનેક કષ્ટો વેઠીને આખરે ધરતી માતાને શરણે ગએલી એ પરમ સતિઓનાં આજે પણ કચ્છ પૂજન કરી રહ્યું છે! પોતાની ટેકને માટે મરી ફીટનાર કચ્છનો લાડીલો લાલ જામ અબડો કચ્છના ઇતિહાસપટ પર આજે પણ અમર છે અને સદા સર્વદા રહેશે

જામ અબડાનું સ્થાનક આજ પણ વડસર પાસે નદી કિનારે છે તેની ચારે તરફ મોટું કબ્રસ્તાન આવેલું છે અહીં હુતાશનીના પડવાને દિવસે દરસાલ મોટો મેળો ભરાય છે, અને દર ચાંદરાતે જાડેજાઓ તેના પવિત્ર સ્મરણની યાદગીરીમાં તેને કસુંબો ચડાવે છે.

કચ્છનું લોકસાહિત્ય અદ્યાપિ જામ અબડાને યાદ કરતાં પોકારે છે કેઃ—

દુહો—આઠ મુઠું જેંજ્યું મુછડીઉં, સોરાં હથ ઘડો,
સરણ રખંધલ સૂમરીઉં, અભંગ ભડ અબડો.

ભાવાર્થ—જેની મૂછો આઠ મુઠ લાંબી છે. અને સોળ હાથ જેનું શરીર છે, એ અણભંગ જામ અબડોજ સમરીઓને શરણુ આપી શકે.

દુહો—જખરા! તું જસ ખરો, બ્યા મિડે એં ખાન,
મિટ્ટી ઉન મકાન, અસલ હુઈ ઈતરી.

ભાવાર્થ—હે જામ જખરા, (અબડાનું બીજું નામ છે) ખરેખરો યશસ્વી તો તુંજ છે. બીજાઓ તો માત્ર કહેવાનાજ મોટા છે. જે માટીમાંથી તું ઘડાયો તે તો એટલીજ હતી.

દુહો—જખરા! તું જસ ખરો, બ્યા મિડે એં મીર,
જિડાં પડેઓ જખરો, તિડાં ન પડેઆ પીર,
મિટ્ટી ઉન ખમીર, અસલ હુઈ ઈતરી.

ભાવાર્થ—હે જખરા જામ, ખરેખરો યશ તો તારોજ છે, બીજા તો કહેવાનાજ મીર છે. જે ભણતર તું ભણ્યો, તે ભણતર દેવો પણ ભણી શકયા નથી. તારા ખમીરવાળી માટી તો એટલીજ હતી.

દુહો—જખરા! તું જિયેં, તોંજો મંધો કેની મ સુણાં,
અખિયેં ને હિયેં, નાલો તોંજો નેહજો.

ભાવાર્થ—હે જખરા જામ, તું સદા જીવતો રહેજે. તારું મારું કદી સંભળાશો નહિ. અમારી આંખોમાં અને અંતરમાં તારા નેહનું નામજ અંકિત થએલું છે.

દુહો—જખરે જેડો જુવાન, ડિસાં ન કો ડેહમેં,
મિટ્ટી ઉન મકાન, અસલ હુઈ ઈતરી.

ભાવાર્થ—જામ જખરા જેવો જુવાન દેશભરમાં એક પણ જોવામાં આવતો નથી. જામ જખરો જેમાંથી ઉત્પન્ન થયો તે માટી તો એટલીજ હતી.

જેમ કચ્છના લોક સાહિત્યમાં જામ જખરાનું નામ અમર છે, તેમ કચ્છના અતિ પુરાતન ચારણી સાહિત્યમાં તેનું નામ સુવર્ણાક્ષરે અંકિત છે. આ રહ્યું એવું એક પુરાણું ચારણી ગીતઃ—

રૂપક.

સેરણે વહે આવી સૂમરીઉં, નિરમલ નયણે ભીની,
આર્યો ભૂંગર વીર મહાદલ, કોય ન એસી કીની.
સુંદરીઉં સોરાં વરસાંરી,* રાજ સૂમરાં રાણી,
સિંધા+ આવી સરણ તિહારી, આલે તું અખડાણી.
હાથી ડુંગર જેમ હાલેઆ, જોધ મહાદલ જેતા,
અખડાણી રણથંભ રચાયા, કોંધ× નચાયા કેતા.



* સોળ વર્ષની સુંદરીઓ. + સિંધથી. × માથું ઉતર્યા પછી જેનું ધડ લડે તે.

# પ્રકરણ ૨૫ મું.

## જામ ઓઠો, ઘાહો અને વહેણ.

(૧)

### જામ ઓઠો. (૧૫૬)

જામ રાયધણ પછી લાખિયારવીયરાની ગાદીએ ઓઠો જામ આવ્યો, અને બારાની ગાદીપર જામ ગજણ આવ્યો. જામ ઓઠાને ત્યાં પુત્ર જન્મ્યો તેનું નામ ઘાહો રાખવામાં આવ્યું. જામ ગજણને ત્યાં બે પુત્રો થયા. તેમાં મોટાનું નામ હાલો, અને નાનાનું નામ જેહો. બારાની રાજ્ય લગામ હાલા જામના હાથમાં આવતાં તેની અને જેહાની વચ્ચે અણબનાવ ઉત્પન્ન થયો. આ કારણથી જેહો ત્યાંથી રીસાઇને લાખિયારવીયરામાં ઓઠા જામ પાસે આવ્યો, અને ત્યાંજ રહેવા લાગ્યો. બારામાં આ વખતે જામ હાલા અને કંઠ પ્રદેશના જતો વચ્ચે ઝગડો જાગતાં હાલા જામે લાખિયારવીયરાથી ઓઠા જામને પોતાની મદદે બોલાવ્યો. હાલા જામના આમંત્રણનો સ્વીકાર કરીને જામ ઓઠો તરતજ ત્યાં પહોંચી ગયો. જે જત લોકો હાલા જામને કનડગત કરી રહ્યા હતા, તેમને તેણે મારી હટાવ્યા, અને કંઠ પ્રદેશમાંથી હાંકી કહાડ્યા.

જામ ઓઠો ઘણો પરાક્રમી અને બળવાન હતો. એના શૌર્યનું વર્ણન કરતાં ચારણ કવિઓ ગાઇ ગયા છે કેઃ—

> અરિયણ[1] ઉઘ્રકે[2] ભયે[3] અબલ ઓક, વેરી ન મંડે વાગ;
> રાયધણ સુતન જાડેજ કંકે,[4] સમાં[5] કાઢે માગ[6].
> ઉવાખેઓ[7] પ્રગણા, શિરે આવે, વેદક લીયે વીત;
> સુકે મોટ ભડ માનો, ગુજરા દુધે ગુજરન.

1 શત્રુઓ. 2 સમકી ઉઠે. 3 ભયથી. 4 નરાડથી 5 શત્રુઓને. 6 રસ્તા 7 ઉજાડું વેણ કરેનાં

ફિવી લાખે પૂરાસ ફસોધર, સાંધે સેન સગાઓ;
અરિયણ ખલદલ સબલ ઓડે, રહે લેય જાદરાઓ[૧].
દ્હાઉ ગાહે પ્રસણ ડાટે, વેઢક રૂકકા માણ;
સામું દલ જોડ સબલ, જાડેજે જમરાણ[૨].

---

## ( ૨ )

## જામ ધાહો. ( ૧૫૭ )

જામ ઓઠા પછી લાખિયારવીયરાની રાજ્યસત્તા તેના પુત્ર જામ ધાહાના હાથમાં આવી. આ વખતે બારામાં હાલાનો દીકરો જામ રાયધણ થયો. જામ હાલાનો નાનો ભાઇ જેહો જે તેના ભાઈ હાલાથી રીસાઇને ઓઠા જામ પાસે લાખિયારવીયરે આવ્યો હતો, તેનો દીકરો અબડો આ વખતે જામ ધાહા પાસે ચાકરીમાં હતો. તેથી તેમજ લાખિયારવીયરામાં જામ ધાહાની ચઢતી દશા જોઇને જામ રાયધણના અંતરમાં આગ સળગવા લાગી આ કારણથી તે લાખિયારવીયરાના સેડા સંધાને અવાર નવાર નુકસાન કરવા લાગ્યો. આથી જામ ધાહા અને રાયધણ વચ્ચે અણબનાવ જાગ્યો. જાગેલો અણબનાવ ઉત્તરોત્તર ગંભીર સ્વરૂપ ધારણ કરતો ગયો. આખરે ઉભય પક્ષને સામસામા રણસંગ્રામ ખેડવાનો વખત આવી લાગ્યો. બંને પોતપોતાની ફોજ લઇને લડાઈમાં ઉતર્યા. આ લડાઇમાં જામ રાયધણે શિકસ્ત ખાધી, અને ધાહા જામની જીત થઇ. જામ ધાહાનાં પરાક્રમોની પ્રશંસા કરતું એક ચારણી ગીત આ પ્રમાણે છેઃ—

ગઢપત ગંજેઆ[૩] જોર વર ગાહે, રાયધણ જમરાણ,
હાથ દાખે સબલ હિંદુ, સિંધ ચે સુરતાણ.
ઓઠઉત[૪] અરિયણ સરમ અણભંગ, ગોડ[૫] દીધા ઘાસ,
સંક તિણ ભૂંમાંય[૬] સત્રહર,[૭] વસે ન મંઢે વાસ.
હેરવેઆ રાયધણ હરે હુંતલ, જૂ જૂ કીધા જોય,
લાગું ગાહે પાઓ લાગે, કસે ન મંઢે કોય.

---

૧ યદુરાય. ૨ જમ જેવો. ૩ નમાવ્યા. ૪ ઓઠાનો કુમાર. ૫ પરાક્રમી. ૬ ત્રણ ભુવનમાં. ૭ શત્રુઓને જીતનાર.

જામ ઘાહો જેવો પરાક્રમી હતો તેવો દાનવીર પણ હતો ભાટ ચારણોએ તેની દાનવીરતાનાં ગુણગાન ગાતાં ગાયું છે કેઃ—

દુહો—ઉનડમેં આસ ઘણી, ન કાં ઘાહે ઘટ,
કરમી ઓડે કુરમં, પારે પરીએં વટ.

## (૩)

## જગડુશાહ દાતાર.

આ સમય દરમિઆન કચ્છ પ્રદેશમાં જગડુશાહ નામે એક મહા દાનવીર પુરૂપ પેદા થયો જગડુશાહ જેવો બીજો દાતાર જગતે ભાગ્યેજ જોયો હશે.

જગડુશાહનાં પૂર્વજો કચ્છના ઇતિહાસ-પ્રસિદ્ધ પ્રદેશ કંથ કોટમાં રહેતા હતા. પરંતુ જગડુશાહનો પિતા સોળશાહ કંથકોટથી નીકળીને ભદ્રાવતી નગરીમાં રહેવા લાગ્યો. આ ભદ્રાવતી નગરી કચ્છના હાલના ભદ્રેશ્વરની નજદીકમાંજ પૂર્વ તરફ આવેલી હતી. મહાભારતમાં વર્ણવેલી યુવનાશ્વ રાજાની ભદ્રાવતી નગરી એજ હતી, અને પાંડવોએ અશ્વમેધ યજ્ઞનો ઘોડો અહીંજ બાંધ્યો હતો એમ કહેવાય છે. એ અસલી ભદ્રાવતી નગરી હાલ નષ્ટ થઇ ગઇ છે તેના ખંડેરોના પાયાના પત્થરો પણ લોકોએ ખોદી ખોદીને કહાડી લીધા છે ભદ્રેશ્વરમાં આજ પણ ડગલે ને પગલે દેખાતા પુરાણી નકશીના પત્થર એ પુરાતન સમયની યાદ આપી રહ્યા છે. એ ભૂતપૂર્વ નગરીની યાદી રૂપ દુદાશાના શિવાલયના થાંભલા, તેના ઘુમ્મટ-પરનો થોડો ભાગ, દુદાવાવ, આશાપુરી દેવીનું જર્જરિત દેવાલય, તથા બે પુરાતન મસ્જિદોના ખંડેરો* એ અનંત કાળને માપતા આજે પણ ઉભા છે.

વસઇ અથવા જગડુશાહનાં કહેવાતાં દહેરા જુની ભદ્રાવતીની પૂર્વ દિશાએ આવેલા છે. તેની બાંધણી આબુ પર્વત પર આવેલા દેલવાડાના જૈન મંદિરોના જેવીજ ઘણીખરી જણાય છે.

જગડુશાહના પિતા સોળશાહ શ્રીમાળી વણિક જ્ઞાતિના હતા

---

* આ બે મસ્જિદોમાંની એક જગડુશાહની બંધાવેલી છે.

સોળશાહને તેમની પત્ની લક્ષ્મીના ઉદરથી ઉત્તમ ગુણોથી વિભૂષિત એવા જગડુ, રાજ, અને પદ્મ નામના ત્રણ પુત્રો થયા. જગડુશાહની પત્નીનું નામ યશોમતી હતું. જગડુશાહ પર લક્ષ્મીદેવી અત્યંત પ્રસન્ન હતાં. આથી તેની સંપત્તિનો પાર ન હતો. તેની પાસે આટલી અતૂલ સંપત્તિ કેમ આવી તે સંબંધમાં વિધવિધ પ્રકારની દંતકથાઓ પ્રચલિત છે. કોઇ કહે છે, કે જગડુશાહ એક વખત પોતાનું ખેતર વાવી રહ્યો હતો. એટલામાં ત્યાંથી કેટલાક ભૂખ્યા સાધુઓ પસાર થતાં જગડુશાહને તેમના પર દયા આવી, અને ખેતર વાવવા માટે લાવેલું સઘળું બીજ તેણે પેલા સાધુઓને આપી દીધું. પોતે અનાજને બદલે કાંકરીની વાવણી કરી સાંજે ઘેર આવ્યો. પોતાના ખેતરમાં કંઇજ પાકવાનું નથી એવી તેને ખાતરી હોવાથી તે કદી પોતાના ખેતર પર આંટોફેરો કરવા પણ જતો નહિ. જ્યારે લોકો તેના ખેતરમાં ઉગેલા મોલની પ્રશંસા કરવા લાગ્યા, ત્યારે તે વાત તેને મશ્કરી રૂપ ભાસવા લાગી. પણ બધા લોકો મશ્કરી ન કરે, એમ વિચારી તે એક રાત્રે છાનોમાનો પોતાનું ખેતર જોવા ગયો. ખેતરમાં ઉગેલો મોલ જોઇને જગડુશાહનું અંતર હર્ષાવેશથી નાચી ઊઠયું. આગળ જતાં એ ખેતરમાં અનાજને બદલે સાચા મોતીના દાણા બંધાયા, અને પરિણામે જગડુશાહ એકદમ ધનવાન બની ગયો.

બીજી દંતકથા એવી છે, કે જગડુશાહે કોઇ ચાંચિયા પાસેથી મીણની ઇંટોનું આખું વહાણુ ખરીદ કર્યું. ખરીરીતે એ ઇંટો મીણની નહિ પણ મીણનો થર ચઢાવેલી સોનાની ઈંટો હોવાથી જગડુશાહના ભાગ્યનો સિતારો બુલંદ બની ગયો.

ત્રીજી વાત એમ ચાલે છે કે જગડુશાહનો મુનીમ જયંતસિંહ એક વખત ઇરાન ગએલો, અને ત્યાંથી તે એક ભારે પત્થર લઇ આવેલો એ પત્થરના પેટમાંથી અતૂલ દ્રવ્ય નીકળી પડવાથી જગડુશાહ એકદમ ધનાઢ્ય બની ગયો ગમે તેમ હો, પણ જગડુ-શાહ પર લક્ષ્મીની સંપૂર્ણ કૃપા હતી, એ વાત ચોક્કસ. જગડુશાહ જેવો સંપતિશાળી હતો, તેવોજ દાનવીર હતો. જગડુશાહ જેવો જગત-દાતાર પૃથ્વીના પટ પર બીજો પાકયો નથી.

એ અરસામાં ભદ્રેશ્વર અને એ સિવાયનો કચ્છનો બીજો પણ

કેટલોક પ્રદેશ અણહીલવાડ પાટણના ચાલુકય વંશના વીશળદેવ રાજાના તાબામાં હતો વીશળદેવ રાજાના રાજ્યાભિષેક વખતે જગડુશાહે અમૂલ્ય રત્નોનું નજરાણું કરીને તેની અત્યંત પ્રીતિ સંપાદન કરી હતી.

એક વખત પરમદેવસૂરિજી નામના એક પરમ જ્ઞાની મુનિ મહારાજે જગડુશાહ સમક્ષ ભવિષ્ય ભાખતાં જણાવ્યું, કે સંવત્ ૧૩૧૩ ની સાલથી ત્રણ ભયંકર દુષ્કાળ તૂટી પડવાના છે. આમ કહી તેણે જગડુશાહને દેશદેશાવરોમાં અન્નના મોટા મોટા ભંડારો ભરીને દુનિયાને દુષ્કાળના ત્રાસમાંથી ઉગારી લેવાની સૂચના આપી દીધી. જગડુશાહને તેની અથાગ સંપત્તિનો સદુપયોગ કરી લેવાની આવી ઉત્તમ તક આવી મળવાથી તેને અત્યંત આનંદ થયો. તેણે દેશભરમાં ઠેકઠેકાણે અનાજની અખૂટ ખાણો ભરાવી રાખી

મુનિશ્રીનું ભવિષ્ય-કથન તદ્દન સત્ય નીવડયું. ઉપરોક્ત ત્રણ વર્ષો દરમિઆન વરસાદનું એક બુંદ પણ પૃથ્વી પર પડયું નહિ લોકો અન્નને અભાવે ત્રાહે ત્રાહે પોકારવા લાગ્યા. આવા કારમા સમયે દાનવીર જગડુશાહે પોતાના અખૂટ અન્ન-ભંડારો ખુલ્લા મૂકીને લોકોને દુષ્કાળના મૃત્યુ-મુખમાંથી ઉગારી લીધા. એટલુંજ નહિ પરંતુ તેણે સિંધ, ઉજ્જન, દિલ્હી, કાશી, કંધાર આદિના અનેક રાજવીઓને હજારો મૂડા અનાજ આપીને ડૂબતી દુનિયાને તારી લીધી.

જગડુશાહ અને પનરોતેરા દુષ્કાળ સંબંધી લોકોક્તિ એમ છે, કે જગડુશાહે સંવત્ ૧૩૧૫ ના દુકાળ વખતે એક વિશાળ ભોજન-શાળા ખુલ્લી મૂકી હતી. ત્યાં જે કોઇ આવે તેને ભોજન લેવાની· છૂટ હતી અહીં દરરોજ હજારો માણસો ભોજન લેતા અને જગ-ડુશાહને આશીર્વાદ આપતા આ સમયે પનરોતેરો કાળ પોતે એક યોગીના વેશથી જગડુશાહની કસોટી કરવા માટે આવ્યો, અને ભૂખની રાડો દેતો "ખાંઉં ખાઉં" કરવા લાગ્યો તરતજ તેના ભોજન માટે થાળી મંગાવવામાં આવી પરંતુ એ થાળી તો આ ભૂખાળવા યોગીની એક દાઢમાં પણ પુરી થાય તેમ ન હતું. એક પછી એક થાળીઓ આવવા લાગી, અને આ સર્વભક્ષી યોગીના ઉદર પ્રદેશમાં અલોપ થવા લાગી. આમ છતાં તેની ભૂખ હજુ લેશ

પણ ઓછી થઇ હોય એવું દેખાતું ન હતું. આ ખાઉધરા પુરૂષને શી રીતે પરિતૃપ્ત કરવો તે કોઇને સૂઝતું ન હતું. જેમ જેમ તે વધુને વધુ ખાતો જતો હતો, તેમ તેમ તેની ભૂખ વધુ ને વધુ ઉઘડતી જતી હતી એને પીરસનારા અને ખવડાવનારા થાકી પડ્યા, પણ આ વિચિત્ર પુરૂષ ખાતા થાક્યો નહિ. તે તો "લાવ લાવ" એકજ અવાજ કરવા લાગ્યો. જ્યારે આ વાતની જગડુશાહને જાણ થઈ, ત્યારે તેને પણ ઘણી નવાઈ લાગી આ ભેદી વ્યક્તિનો દેખાવ જોતા જગડુશાહને ખાતરી થઇ, કે આ માણસ એમ ખવડાવવાથી કદી પણ ધરાય તેમ નથી. આથી તેણે એક નવો નુસ્ખો અજમાવ્યો. તેણે એ અતૂલ ક્ષુધાતુર માનવીને લોઢાની એક મોટી કોઠીમાં પૂરીને ઉપરથી નાળો વડે ઘી પાવા માંડયું. આ રીતે જગડુશાહે તે યોગીના મ્હોમા એટલુ બધું ઘી રેડાવ્યું કે આખરે તે ઘી પી પીને તદ્દન કંટાળી ગયો, અને પોતાને કોઠીમાંથી બહાર કાઢવા પોકારવા લાગ્યો કે "જગડુ! જીવતો મેલ, ફરી ન આવું આ મુલકમા."

જગડુશાહે જ્યારે જાણ્યુ, કે એ પનરોતેરો કાળ પોતે છે ત્યારે તે બોલ્યો, કે "હવે તો હું તને કદી પણ બહાર કાઢવાનો નથી." આ સાભળીને પનરોતેરો અકળાવા લાગ્યો આખરે જ્યારે તેણે પનરોતેરો કાળ ન પડવાનું જગડુશાહને વચન આપ્યુ ત્યારે જ તેણે તેને કોઠીમાંથી બહાર કાઢ્યો

જગડુશાહને સંતતિમાં પ્રતિમતિ નામની એક સદ્‌ગુણી કન્યા હતી કર્મસયોગે આ કન્યા વૈધવ્ય પામેલી હોવાથી જગડુશાહનું હૃદય શોકાતુર રહેતું. તેણે તેની કન્યાના કલ્યાણ અર્થે કેટલાક જૈન મંદિરો અને દહેરાઓ તૈયાર કરાવ્યા હતા આ ઉપરાત તેણે કચ્છ-કાઠિયાવાડમા અનેક સ્થળે મંદિરો, ધર્મશાળાઓ, કુવાઓ, વાવો આદિ અનેક લોકોપયોગી કાર્યો કરીને પોતાની સંપત્તિનો સદ્‌વ્યય કર્યો હતો ધન્ય હો! કચ્છડાના શણગાર જગત-દાતાર જગડુને!



## ( ૪ )

## જામ વહેણુ. (૧૫૮).

જામ ધાહાને બે કુંવર હતા. મોટાનું નામ વહેણુ અને નાનાનું નામ રાજડ. ધાહા જામના અવસાન બાદ લાખિયારવીયરાની રાજ્ય લગામ જામ વહેણુના હાથમાં આવી. બારામાં પોતાના ભાઈ સાથે રીસાઇને લાખિયારવીયરે જામ ઓઠા પાસે આવેલ જેહાના કુંવર અબડાને અને વહેણુ જામને એક બીજા વચ્ચે અણુરાગ ઉત્પન્ન થયો. અને વાતવાત પરથી બોલાચાલી થવા લાગી. આથી વહેણુ જામે અબડાને તેના બાપ દાદાઓની જાગીર બારામાં જવા જણાવ્યું. અબડો હવે શું કરવું તેના વિચારમાં પડ્યો આખરે તેણે નિશ્ચય કર્યો કે જે પ્રદેશનો તેના પિતાએ ત્યાગ કર્યો ત્યાં તો પ્રાણાન્તે પણ જવું નહિ. આથી તેણે પોતાના સઘળા માણસોને સાથે લઇને સિંધ પ્રતિ પ્રયાણ કરવા માંડયું. ત્યાંની તેની તમામ કારકીર્દિ આગલાં પ્રકરણોમાં અપાઈ ગએલી હોવાથી તે વાચકના લક્ષ બહાર નહિ હોય.

લાખિયારવીયરા અને બારાની રાજ્યગાદી વચ્ચે જાગેલો વિરોધ પાછો ન શમ્યો તે ન જ શમ્યો. આથી વહેણુ જામ અને રાયધણુ જામ વચ્ચે પાછી કંઇ કારણસર તકરારો ચાલવા લાગી. એટલામાં પેહોણીના× શેઢા પરથી જાગેલી નવી તકરારે તેમાં ઉમેરો કર્યો. તેથી બંને પક્ષો વચ્ચે અવારનવાર ઝપાઝપીઓ થવા લાગી, અને બનેનું બળ દિવસાનુદિવસ ઘસાતુ ચાલ્યું વહેણુ જામે વિચાર કર્યો કે આવા કટોકટીના સમયે લાખિયારવીયરા જેવા સ્થળે વસવાટ કરવા કરતા કોઇ ઉંચી ટેકરીવાળા સુરક્ષિત સ્થળે નિવાસ રાખેલો હોય તો વધારે સારૂં. આમ વિચારી તેણે લાખીયારવીયરાનો ત્યાગ કરીને પોતાનો વસવાટ હબા ડુંગર પર રાખ્યો. ત્યાંથી તે અવારનવાર તક જોઇને જામ રાયધણુની જમીનમાં લૂટફાટ ચલાવવા લાગ્યો. હબા ડુંગર પરના વસવાટથી વહેણુ જામનું બળ વધવા પામ્યુ હતુ. આથી રાયધણ જામ ફાવી શકતો નહિ અને દરેક વખતે તેનેજ નુકસાન સહન કરવું પડતું. આ કારણથી જામ રાયધણે વખત

× પેટોણી અબડાસા તાલુકા અને નખનાણા થાણાની સરહદ પર આવેલું છે.

વિચારીને વહેણુ જામ સાથે સલાહ કરી લીધી. અને ફરી પાછા બંને જણુ શાન્તિપૂર્વક પોતાનું રાજ્ય ચલાવવા લાગ્યા.

દુહો—અબડો કઢે સિંધ કું, રાયધણુ જામ નમાય,
હબે અચી અડાંય, સમેં સૂઅણાં ભુંગડા.

ભાવાર્થ—વહેણુ જામે અબડાને સિંધ તરફ કાઢી જામ રાયધણુને નમાવ્યો, અને પોતાનું રહેઠાણુ હબા ડુંગર પર કાયમ કર્યું.

વહેણુ જામથી રાયધણે દેખીતી રીતે તો સલાહ કરી, પણ તેના મનમાંથી વહેણુ જામ પ્રત્યેનો વેરનો કાંટો હજુ નીકળ્યો ન હતો. તે વહેણુ જામ પર ઘા કરવાનો લાગ શોધી રહ્યો હતો.

એ અરસામાં દિલ્હીના પાદશાહનો શાહજાદો મક્કે હજ કરવા જતાં જામ રાયધણુના બારા ગામેથી પસાર થયો. આવી તક ફરી હાથ ચડવી મુશ્કેલ છે એમ વિચારી તેણે પાદશાહના શાહજાદાને તેના તમામ રસાલા સાથે પોતાની પાસે રોકી લીધો, અને તેની ખૂબ આગતાસ્વાગતા કરીને વહેણુ જામની કનડગત વિષે તેની પાસે મીઠું-મરચું ભભરાવીને વર્ણન કર્યું. વહેણુ જામનું અત્યંત અભિમાનયુક્ત વર્તન સાંભળીને શાહજાદાને તેના પર અત્યંત ક્રોધ ચડ્યો. તે પોતાના તમામ લશ્કર સાથે વહેણુ જામનો વળ ઉતારવા હબા ડુંગર પર ચડી ગયો.

હબા ડુંગર પરનો કિલ્લો અત્યંત સુરક્ષિત હોવાથી તેના પર ચડી જનારની ભાગ્યેજ જીત થાય તેમ હતું. આ વખતે પણ એમજ બન્યું. વહેણુ જામનો વળ ઉતારવાની હોંસથી આવેલા શાહી સૈન્યને વહેણુ જામે ભારે શિકસ્ત આપી, અને તે સૌ વીલે મોઢે ત્યાંથી પાછા ફર્યા.

દુહો—ધાહેજે ઘર વેણુ થ્યો, જોડેજો જમરાણુ,
સુરકે ઉનજા માન, મણી જિનીજે મથેં.

ભાવાર્થ—જામ ધાહાને ત્યાં મહા બળવાન વહેણુ કુમાર થયો. તે મહા મણિધરોનાં માન મરડી નાખે એવો પ્રતાપી થયો.

વહેણુ જામ ઉપર શાહી લશ્કરની ચડાઇ મોકલનાર જામ રાય-

ખરૂં જ છે, એ સાંભળીને વહેણુ જામના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે ફરીથી રાયધણ જામના પ્રદેશમાં લૂંટફાટ ચલાવવા માંડી.

દુહો—લેણ ભડ વિજું કરે, ખનેંજો ખર ખાય,
પંકેંજ વર લાય ને, ધીંગે કે ધકાય.

ભાવાર્થ—ખાંડાના બળથી ખાનારો બહાદુર વહેણુ જામ ભારે પરાક્રમો કરે છે. તે વંશના વન ઉતારી નાખે છે અને ધીંગાને ધક્કા મારી આગળ આવે છે.

વહેણુ જામની ચાલુ લૂંટફાટથી જામ રાયધણની રૈયત દિનપ્રતિદિન અકળાવા લાગી. વહેણુ જામનું નિવાસસ્થાન હબા જેવા એક સુરક્ષિત ડુંગરી કિલ્લા પર હોવાથી તેને પહોંચી વળવાના રાયધણ જામના સઘળા પ્રયત્નો વ્યર્થ ગયા. આથી તેણે ફરીથી વહેણુ જામને નમતું દઈને તેની સાથે સલાહ કરી. આ રીતે બાપદાદાઓના વેર પર ફરી એકવાર તેણે થીંગડું માર્યું.



# પ્રકરણ ૧૬ મું.

## મૂળવો જામ (૧૫૯) અને મામૈદેવ.

મામૈદેવ મોડપીર સાથે ભાદર ગયા હતા એ વાત વાચકના લક્ષ બહાર નહિ હોય. મોડપીરના દેહત્યાગ પછી મામૈદેવ ત્યાંથી સીધા જુનાગઢ ગયા. જુનાગઢના તખ્ત પર આ વખતે રાહ નવગણ હતો. રાહ નવગણ મામૈદેવનો પરમ ભક્ત હતો. મામૈદેવનો પણ તેના પ્રત્યે ઘણો ભાવ હોવાથી, તે જુનાગઢમાં ઘણીવાર લાંબી મુદત્ત લગી રોકાઇ રહેતા. આ વખતે પણ તે રાહ નવગણની મહેમાનગીરી ચાખતા જુનાગઢમાંજ થોભી ગયા હતા

એક વખત મામૈદેવ રાહ નવગણ સાથે ચોપાટનો ખેલ ખેલી રહ્યા હતા. એટલામાં એકાએક દેવનું બદન ધ્રૂજી ઉઠયું. દેવનું શરીર કંપી ગએલું જોઇને, રાહ નવગણ તેમને તેનું કારણ પૂછવા લાગ્યો મામૈદેવે પ્રથમ તો કારણ જણાવવાની ના કહી, પણ રાહના અત્યાગ્રહથી દેવ બોલ્યા, કે "આજ મને મારનારનો જન્મ જગત પર થઈ ચૂકેલો હોવાથી મારૂં શરીર ધ્રૂજી ઉઠયું."

"આપના જેવા એક સિદ્ધિશાળી પુરૂષને મારનાર એવો કોણ જન્મ્યો છે?" દેવની વાતપરથી આશ્ચર્ય પામીને રાહ નવગણે પૂછયું.

"મારૂં મૃત્યુ લાવનાર બીજે કયાં નહિ, પરંતુ તમારા સમાવંશમાંજ જન્મેલો છે." દેવે કહ્યુ.

"પણ સમાવંશના તો આપ દેવ છો. અને એ લોકો તો આપનું પૂજન કરે છે, તો પછી તેઓ આપને મારવાને શી રીતે તૈયાર થાય?" નવગણે પ્રશ્ન કર્યો.

"ગરવાના ધણી! ભાવિ મહા પ્રબળ છે. તેને મિથ્યા કરી શકનાર માઇનો લાલ હજુ એક પણ આ જગતના પટ પર જન્મ્યો નથી. ભાવિના લેખ પર મેખ મારનાર કોણ છે? ભવિષ્યની ઘડતર

કોઇ ગહન શક્તિના હાથે એક સરખા નિશ્ચિત નિયમે ઘડાવીજ જાય છે. તેમાંથી બચી જવાનાં ફાંફાં મારવાં નિરર્થક છે. માટે મારે જાતેજ જઇને મારા વિનાશકનો માર્ગ સરળ કરી આપવો જોઇએ."

આમ કહેતાંજ મામૈદેવે ચોપાટનો ખેલ પડતો મૂક્યો, અને જુનાગઢથી ચાલવાની તૈયારી કરવા લાગ્યા. રાહ નવગણે દેવને થોડો વખત રોકાઇ જવા આગ્રહ કર્યો, પરંતુ મામૈદેવનો દૃઢ સંકલ્પ હવે ફરી શકે તેમ ન હતું. જુનાગઢથી ચાલતા થઇ તે પ્રથમ મોડપીરની ગૂફાવાળ માટે જામ અબડા પાસે વડસર આવ્યા. ત્યાં તેના લંગાની મશ્કરીથી અબડાને શાપ આપીને તે મૂળવા જામ પાસે હબા ડુંગર પર આવી પહોંચ્યા.

આ વખતે વહેણુ જામની ગાદીએ જામ મૂળવો હતો. મૂળવા જામના બંને હાથ શીળીની અસરથી તદ્દન અકડાઇ ગએલા હતા. તેણે તે માટે કેટલાએ ઉપચારો કર્યા, છતાં તેના હાથ કોઇ પણ ઉપાયે છૂટા થઇ શક્યા નહિ.

બારાની ગાદીએ રાયધણ જામનો પુત્ર કુબેર થયો, અને તેની પછવાડે તરતજ તેનો પુત્ર જામ હરધોળ ટીલે બેઠો. આ હરધોળ જામ ઘણો જોરાવર થયો. તેણે થોડાજ સમયમાં પોતાની રાજ્યસત્તા સારી પેઠે જમાવી દીધી. જે જત લોકોને ઓઢા જામે કંઠ પ્રદેશમાંથી કહાડી મૂક્યા હતા, તેમને તેણે પાછા બોલાવી લીધા. તેમજ બોરીચા તથા કાઠીઓને પણ તેણે પોતાની પાસે તેડાવી લીધા. આમ જામ હરધોળનું બળ ખૂબ વધી પડતાં તેણે જામ ઓઢાના વંશજો સાથેનું પોતાનું જુનું વેર પાછું તાજું કરવાની તજવીજ ચલાવવા માંડી.

જામ મૂળવાના બંને હાથ ઝલાઇ ગએલા હોવાથી, રાજ્યનું કેટલુંક કામકાજ તેનો નાનો ભાઈ હરભમજી ચલાવી રહ્યો હતો આ વખતે લાગ જોઇને જામ હરધોળ મૂળવા જામના પ્રદેશમાં આવીને ફેરા-ફાંટા કરી જતો. આ બે બાજુના કંટાળાથી મૂળવા જામનું મન રાત દિવસ ઊચાટમાં રહેતુ હતું.

આવા કટોકટીના પ્રસંગે જ્યારે મામૈદેવ મૂળવા જામ પાસે પાસે આવી પહોચ્યા, ત્યારે તેને અત્યંત આનંદ થયો. મૂળવો જામ

મામૈદેવ પ્રત્યે અત્યંત પૂજ્યભાવ ધરાવતો હોવાથી, અને મામૈદેવની સિદ્ધિમાં તેને સંપૂર્ણ શ્રદ્ધા હોવાથી, આ વખતનું દેવનું આગમન તેને માટે એક રાહત રૂપ નીવડયું. તેણે દેવની ખૂબ ખાતરબરદાસ કરી, અને પોતાની સઘળી મુશ્કેલી તેમની પાસે રજુ કરી. મામૈદેવ થોડો સમય આત્મધ્યાનમાં લીન બન્યા. પછી તેમણે જામ મૂળવાને ત્રંબાળ ઉપર પાડો ચડાવવા માટે પોતાની સાથે ચાલવા કહ્યું. મામૈદેવની આજ્ઞાનો તરત અમલ થયો સઘળો રસાલો પાડાને લઇને ત્રંબાળના સ્થાનક તરફ ચાલવા લાગ્યો. આ પાડા સાથે એક ખડેલો (નાનું પાડું) હતો. તે કેમે કરતાં પાડાનો કેડો મૂકતો ન હતો. તેને ત્યાંથી હાંકી કાઢવા માટે કેટલાએ પ્રયત્નો કરવામાં આવ્યા. પરંતુ ખડેલો તે પાડાનો ગાઢ સંગાથી હોવાથી, તેને છોડીને દૂર થતો નહોતો. આ વાત જ્યારે મૂળવા જામે મામૈદેવને જણાવી, ત્યારે દેવ બોલ્યા, કે કચ્છનું રાજ્ય તો તમારૂંજ છે, પણ આ ખડેલાના શુકન પરથી જણાય છે, કે તમારા વંશને થોડી ઘણી કનડગત અવશ્ય થશે

ત્રંબાળ પાસે આવી પહોંચતાં બલિદાનનો યોગ્ય વિધિ આટોપી લીધા બાદ, દેવે મૂળવા જામને પેલા બંને પાડાનો ભોગ આપવા તેમના પર તલ્વારનો ઘા કરવા જણાવ્યું. પરંતુ મૂળવા જામના બંને હાથ અકડાઇ ગએલા હોવાથી, તેણે તેમ કરવાની પોતાની અશક્તિ જાહેર કરી. આમ છતાં મામૈદેવે તેને તલ્વાર હાથમાં લેવાનો આગ્રહ કર્યો. દેવના આગ્રહને માન આપીને મૂળવા જામે પોતાના હાથમા તલ્વાર ઉપાડી તલ્વાર હાથમાં આવતાંજ મૂળવા જામના હાથોમાં અજબ જેવું ચૈતન્ય આવી ગયું. તેણે એક એક ઝાટકાથીજ બંને પાડાઓનાં મસ્તક ઉડાવી દીધાં. આ અજાયબ ઘટના જોઇને સૌને ઘણી નવાઇ લાગી. મૂળવો જામ ઉપકારવશ હૃદયે મામૈદેવને પગે પડ્યો. દેવે તેની પીઠ થાબડીને આશીર્વાદ આપ્યા. અને પહેલી ચડાઈ જત લોકો પર લઇ જવાની તેને સૂચના કરી

મૂળવો જામ ત્યાંથી પાછો હબા પર આવ્યો અને તરતજ ફોજ તૈયાર કરીને મામૈદેવને સાથે લઇ પ્રથમ જત લોકો પર ચડી ગયો જે જે જતો હાથમાં આવ્યા તેમને પકડી પકડીને તે તેમની કત્લ ચલાવવા લાગ્યો જોરાવર મૂળવા જામનો સામનો હવે જત

લોકો કરી શકે તેમ ન હતું. આથી તેઓ ત્યાંથી નાસભાગ કરવા લાગ્યા.

નાસી ગએલા જતોને પકડી પાડવા માટે જામ મૂળવો બરડીના કંડ પર ચડી બેઠો તે જત લોકોને પકડી-પકડાવી તેમનો નાશ કરવા લાગ્યો જતોએ વિચાર્યું, કે હવે મૂળવા જામ પાસે તેમનું કંઇ પણ ચાલી શકે તેમ નથી. આથી તેઓ સઘળા નમી પડ્યા, અને પોતાનાં હથિયાર હેઠાં મૂકી મૂળવા જામની સત્તાનો સ્વીકાર કરવા તૈયાર થયા

દુહો—સિરડે દઈ લત, બરડી ચડી ન્યારેઆં,
ત ઘેરેં ઘેરેં જત, અચેં સાણુ ઉલટેઆ.

ભાવાર્થ—જતોના મસ્તક પર પગ મૂકી જામ મૂળવો બરડી પર ચડી બેઠા છે. અને જુએ છે તો જતોના ટોળે ટોળા મોટા આખનાઓની માફક ઉલટી પડેલા જામની મલામે આવતા જણાયા.

જામ મૂળવાને જતોને તાબે કરવાના કાર્યમાં રોકાયલો જોઇને હરધોળ જામે વિચાર્યું, કે મૂળવા જામની આથો વગેરે ઉડાવી જવાનો આ સારો પ્રસંગ છે આથી પોતાના પ્રદેશના આહીરોની એક મોટી ફોજ લઇને હરધોળ જામ હબા ડુંગર તરફ ઉપડી નીકળ્યો. મૂળવા જામની મોટી આથો તથા જે કાછેલા ચારણો તેની વસ્તીમાં આવીને રહ્યા હતા તેમની પોઠોને વાળીને તે તેણે પેલા આહીરો સાથે સિંધ તરફ રવાના કરી દીધી.

જામ મૂળવાની રાણીને આ સમાચાર મળતાં તેણે ભીંયા મેરૈયા નામના એક વફાદાર માણસ સાથે આ હકીકત જામ મૂળવાને જણાવી. ભીંયા મેરૈયાએ આવીને મૂળવા જામને સંદેશો આપ્યો કે:—

દુહો—પોંચયેં દઈ પટાક, આઍર ગ્યુ ઉકર્યાં વિનેં,
કરમી કચ્છ કમાડ, માઠ ન ઘટે મૂળવા.

ભાવાર્થ—આથોને ઉપાડીને આહીર સોઢો રખુ ઉકરી જાય છે. માટે હે કચ્છના રક્ષક જામ મૂળવા! તને અહીં શાન્ત બેની રહેવુ ઘટતુ નથી.

આ ચોંકાવનારા સમાચાર સાંભળીને મળવો જામ અતિ ક્રોધાયમાન થઈ ગયો તેણે તેજ ક્ષણે પોતાની ફોજને બરડી ભિટ પરથી કૂચ કરવાનો હુકમ કરી દીધો

મૂળવા જામનું લશ્કર હરાઈ ગએલા માલની વ્હાર કરવા પૂરપાટ ધસવા લાગ્યું. દિવસો ગરમીના હોવાથી મધ્યાહ્નનો સમય થતાં મૂળવા જામના લશ્કરના માણસો તૃષાથી પીડાવા લાગ્યા. સૌના કંઠ સુકાઇ જતાં તેઓ પાણી શોધવાની તજવીજ કરવા લાગ્યા. એટલામાં કોઈકે કહ્યું, કે "આપણી સાથે મામૈદેવ છે પછી પાણીની શી ફીકર ?" ત્યાં બીજો મશ્કરીમાં બોલ્યો, કે "દેવ મૂતરે તો પાણી થાય ખરૂં." આ ખબર મામૈદેવને પડતાં તે પોતાના ઘોડા પરથી નીચે ઉતર્યા, અને ખરેખર પિશાબ કરવાને બેઠા. તેજ વખતે ત્યાંથી પાણીનો એક વ્હેળો ચાલતો થયો.

દુહો—કરે કરણી કચ્છ ગુરૂ, સહી સિદ્ધ ચારાંઈ,
મામૈ ઈંદ્રી મંઢે, પાણી પૂર હલાંઇ.

ભાવાર્થ—કચ્છના ગુરૂ મામૈદેવે પોતાની કરણીથી સિદ્ધિ મેળવી. તેમણે પોતાની ઇંદ્રી દ્વારા પાણીનાં પૂર વહાવી દીધાં.

સુકા વેરાન પ્રદેશમાં આમ અચાનક પાણી ચાલુ થએલું જોઇને, સૌને નવાઇ લાગી મામૈદેવની મશ્કરી કરનાર માણસ ક્ષમા યાચતો તેમને પગે પડ્યો. સઘળા પાણી પી શાન્ત થયા, અને આગળ ચાલવા લાગ્યા

મૂળવા જામની આથો અને પોઠો વાળી લઇને આહીરો જેવા રણને કિનારે આવ્યા, કે તરત મૂળવા જામના માણસોએ તેમને પકડી પાડ્યા અને સઘળા આહીરોને ઠાર કરી તેમણે પોતાની આથો અને પોઠો પાછી વાળી.

દુહો—મૂરવે મારેં કંધ, થ્યો કાછેલેં કમાડ,
વડી કરે વાર, હલી આયો હળે મથ.

ભાવાર્થ—જામ મૂળવો આહીરોનો નાશ કરીને ચારણોનો રક્ષક બન્યો. હરાયલી આથોની વ્હાર કરીને તે પાછો હવા ડુંગરપર આવી લાગ્યો.

મૂળવા જામની સત્તા જ્યારે ચારે બાજુ સારી પેઠે જામી ગઈ, ત્યારે મામૈદેવ ત્યાંથી સિંધ તરફ જવાની તૈયારી કરવા લાગ્યા.

* કંઠ પ્રગણામાં આજ પણ એ વહેળો છે અને તે ઇંદ્રીઓ કહેવાય છે. તેના પાણીમાથી પિશાબ જેવી વાસ આવે છે.

મૂળવો જામ તેમને હજુ થોડો વખત રોકવા લાગ્યો. પણ દેવ હવે રોકાય તેમ ન હતું. જતાં જતાં તેમણે જામ મૂળવાને આશીર્વાદ દઇને ઉપદેશ આપ્યો કે:—

દુહો—મામૈ મંગીંને મૂરવા, મંગણેં ડીને માન,
ગરીબનાથકે ગુરનેં, ત તું થેં જામમેં ખાન.

ભાવાર્થ—હે જામ મૂળવા! જ્યા સુધી તું મામૈને માનતો રહીશ, માગણલોકોને માન આપીશ, અને તારા વડીલોને કચ્છની ગાદી અપાવનાર ગરીબનાથ તરફ ભાવ રાખીશ, ત્યા સુધી તું જામ રાયધણના ચારે પુત્રોમા સૌથી શ્રેષ્ઠ રહીશ.

દુહો—મામૈ મોડે છડે, પરીયેં ન પરંધો,
તડેં અબડેજો દેવ ચય, પઇ રાજ રૂડંધો.

ભાવાર્થ—પૂર્વજોની રીત છોડી દઇને અબડાએ મામૈનું અપમાન કર્યું, તો તેથી તેનું રાજ્ય પાયમાલ થવાનો વખત આવી પડશે.

દુહો—માતંગ જે ન મારંધા, ન મારંધા મંગણહાર,
રોંધો કચ્છ રાયધણહરા, થીંધી આંજી વાર.

ભાવાર્થ—માતંગ અને માગણવર્ગને કદી મારશો નહિ, તો હે રાયધણ જામના વંશજો! આ કચ્છ તમારા હાથમાંજ રહેશે.

દુહો—અમા સુખેં વસનેં, જીન્યું પારીનેં જાડા,
રાજ કનેં રાયધણહરા, થીંધા પુત્રેં વાડા.

ભાવાર્થ—હે રાયધણના વંશજ જાડેજા! જો તું પૂર્વજોની ટેકને પાળીશ તો તને સુખની પ્રાપ્તિ થશે અને તારો પરિવાર પણ વધશે.

મામૈદેવ મૂળવા જામ પાસેથી હબા ડુંગર પરથી ચાલતા થઇને સિંધ નગરસમૈમા આવ્યા નગરસમૈની ગાદી ઉપર આ વખતે જામ નંદો હતો. નંદા જામની માતાને મામૈદેવે ધર્મની બ્હેન માનેલી હતી. આથી નંદો જામ દેવને મામા કહીને બોલાવતો

એક દિવસ કચેરીમાં જામ નંદાએ મામૈદેવને કહ્યું, કે "મામા! તમે સોરઠમા પડેલ સાત દુકાળ વખતે જુનાગઢ જઇને મેહ વરસાવ્યો, મૂળવા જામનું રાજ્ય જમાવ્યું અને એવા બીજા અનેક ચમત્કારો દખાડ્યા છે તો હવે એકાદ ચમત્કાર મને પણ બતાવો.

મારા મનમાં ઘણા દિવસથી તમારા ચમત્કાર જોવાની મોટી ઉમેદ રહે છે."

જામ નંદાને ચમત્કાર જોવા માટે અત્યંત ઉત્સુક બનેલો જોઇને, મામૈદેવે તેને પોતાની પાસે બોલાવ્યો. પોતાના બંને પગ પર ઉભો રાખીને દેવે તેને આંખો મીંચવા જણાવ્યું. આંખો મીંચતાંજ જામ નંદાને એક અજાયબી ભરેલું દશ્ય દેખાયું. એક વિશાળ હોજમાં નગ્નસ્વરૂપે નાહી રહેલી પાદશાહની ખૂબસુરત બેગમો પર નંદા જામની દૃષ્ટિ પડી એ અતિ સૌન્દર્યવતી રમણીઓની જળક્રીડા જોતાંજ નંદો જામ અત્યંત કામાતુર બની ગયો. એ મનોમુગ્ધ નવયુવતિઓ પાસે પહોચી જવા જેવો તે દોટ મૂકવાની ઇચ્છા કરે છે કે તરત મામૈદેવે તેને પોતાના પગો પરથી દૂર કર્યો. જામ નંદાની નજરે પડેલું પેલું અલૌકિક દશ્ય એક ક્ષણમાં અલોપ થઇ ગયું. નંદો જામ શરમથી ખસિયાણો પડી ગયો.

મામૈદેવની આ કરામાતે જામ નંદાના મનમાં ઉલટું સ્વરૂપ પકડી લીધું. તેને વિચાર થયો, કે આ જાદુગરે જેમ પાદશાહની બેગમો નગ્નસ્વરૂપે તેને બતાવી, તેમ તેની રાણીઓ કાલે ઊઠીને કોઇ અન્યને ન બતાવે તેની શી ખાતરી? આ કલ્પના જામ નંદાના મનમાં ઘર કરી બેઠી તેણે કોઇ પણ પ્રકારે મામૈદેવનો ઘાટ ઘડી નાખવાનો નિશ્ચય કરી લીધો.

એક દિવસ જામ નંદાએ પોતાની તલ્વારમાં વાંસલો વઢ× નખાવવાને તે શીકલીગર+ પાસે મોકલાવી હતી. આ શીકલીગર તલ્વાર તૈયાર કરીને જામ નંદા પાસે કચેરીમાં લઇ આવ્યો. જામ નંદાએ વિચાર્યું, કે મામૈદેવનો કાંટો કાઢી નાખવાની આ સારી તક છે. આથી તેણે પોતાની તલ્વારની ધાર મામૈદેવને બતાવવાના બહાનાથી તેને મ્યાનમાંથી એટલા જોસથી ખેંચી કહાડી, કે તે બહાર નીકળતાંજ મામૈદેવની ગરદન પર પડી, અને મામૈદેવનું મસ્તક તેના ધડ પરથી દૂર જઇને પડ્યું.

મસ્તક જમીન પર પડતાજ મામૈદેવે પોતાનો હાથ લાંબો કરીને મસ્તક લઈ લીધુ જામ નંદાની માતાને મામૈદેવે પોતાની

× તલ્વારની પાછળની ધાર. + તલ્વારની ધાર તૈયાર કરનાર.

બ્હેન માનેલી હોવાથી નંદા જામને શાપ આપતાં પોતાની બ્હેનને પણ સોસવું પડે એવા વિચારથી મામૈદેવનું મસ્તક ભાવિ-શાપનો ઉચ્ચાર કરતાં બોલી ઊઠયું:—

દુહો—જાં સમું તાં સામૈ, જાં નંદા તાં રાજ,
સમાં છડીંધા સિંધડી, થીંધા અંઉં અકાજ.

ભાવાર્થ—નગરસમૈનુ રાજ્ય જ્યાંસુધી જામ નંદો છે ત્યા સુધીજ ટકવાનું છે. ત્યારપછી સમાવંશના હાથમાથી સિંધ નીકળી જશે અને તે અગે અકાજ થશે.

મામૈદેવનુ ધડ તેજ ક્ષણે ઉભું થઇ ગયું. મસ્તક હાથમાં પકડી તે આગળ ચાલવા માંડયું. મસ્તકના મુખમાંથી ભવિષ્યની અમર વાણીનું અમૃત વહેવા લાગ્યું લોકો મામૈદેવની ભવિષ્યવાણીની નોંધ કરતા તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા દેવના મુખમાંથી અમર વચનો એક પછી એક બહાર આવવા લાગ્યાં:—

## મામૈદેવની આગમવાણી.

૧

જંધરિએ જંધર નિકરંધા, હુએ થીંધા અંગાર;
ત્રંજાર પાડો ન ચડંધો, તેની ફુટંધી કચ્છ તરાર.

૨

ઝૂંડો થીંધો ઝિકડી, તિત મિલંધા મે;
હુએ પાણી પતંગબો, સામકે લગંધી એ.

૩

હાલ પિનંધી તરાર પિનંધી, પિનંધી કટારી;
જાચક પિનણ છડીંધા, થીંધી હુરેંજી વારી.

૪

કાંધેંધું કુડધર મૂરવો, રાધુ થીધો રા;
જાડેજેં હથા, ખાંખડ થીધો કચ્છડો.

૫

રતું રિણ ગિડનીઉં, અરટ આયરેં કંધ;
મુંધ છડેને મીં વસંધા, ભઘે અગુ સંધ.

૬

બુર જાગધા લોકમેં, ખોટા મંઢભા ખત્ત;
મોં ન ડીંધા મંગણેં, લાયે પરીયેં પત્ત.

૭

ઘા વોંધો હિકડો, બુરંધો બંધ અરોડ;
બે મછી ને લોડ, સમેં ઇંધી સુખડી.

૮

ચડી ને વડ ડાર, શુડ વઢીંધા પિંઢજો;
જાડેજા જુડધાર, હુક ન શેંધો કિનજો.

૯

જામેં મૂરવો મલંધો, જાડેજેં મેં ધીર;
તેંજા થીંધા વીર, જે આમૈ કે મંએઓ.

૧૦

ઉકેડે તેં ડિયા બરંધા, મુંધ ન વસંધા મીં;
સામા થીંધા સામ કે, ઍડા ઇંધા ડીં.

૧૧

ખચરડા ખીર પીંધા, તગડંધા તાજી;
વડા મારુ વધ શેંધા, પુછાંધા પાજી.

૧૨

અન પુડેં ખીર ખજુરીયેં, મોંઘા થીંધા મીં;
જાડેજા જુરા ગોતીંધા, ઍડા ઇંધા ડીં.

૧૩

સભરીયા સભર કજા, ગોલા બેંધા ગે;
પાથારીયેં પુછાભા, જેંજા મા ન કાં પે.

૧૪

કુંવર વિકણંધા કાઠીયું, રા વકણંધા ઘા;
નાણેં નીયા વિકાંધા, ગદેંજ હુંધા વા.

૧૫

સા છડીંધા સા—પણું, સચ છડીંધા સેઠ;
બ્રામણ ભણણ છડીંધા, કંધા જાડેજા વેઠ.

૧૬

સા-પણું મેં સરમ અચીંધી, ભાઈ-પણું મેં ભડ;
કોસે પાણીજે કોડમેં, ન રોંધી કેંજી અડ.

૧૭

સોં ખણીને સચા થીંધા, હુંધા નીંયજા ભધ;
સારમાણસાઇ મેં સમૂરા વેંધા, રોંધી નિસરે હધ.

૧૮

ભુખ મારે સે ભડ થીંધા, સિયાડે ઉિજંધા સીં;
પે ઉિજંધા પુતરડે, ઍડા અચીંધા ડીં.

૧૯

ફીણુ મખીંધા પાસો ખેંધા, રતે મોંયમેં રાજી;
લિખાણુ-ધુખાણુમેં ધરમ ન રખંધા, ઍડા થીંધા પાજી.

૨૦

સને છવેંજી સરમ ન રોંધી. ન રોંધી મનમેં મેર;
ધન ખરચે ધરમી થીવાંધા, કંધા વરે સેં વેર.

૨૧

માડી થીંધો મુકામ, સાપર થીંધો સેર;
ગઢપતિ થીંધા ગરગરા, ફિરંધા ઉઘાડે પેર.

૨૨

કુંવરં વિકણુંધા કાઠીડે, બા ચુકીંધા વા.
ઘિકડા પેરજા પાંપરા, ભ્યો ડનીયો રા.

૨૩

જોગી થીંધા જમીનધાર, માલધાર મેગવાર;
ગરાસીયા નામેં ઘગી વેંધા, ડનાંભા સાઉકાર.

૨૪

રા થીંધા રંકાસ, વની મેં વિનોદ;
રાણીઉં છડીંધા રીગમેં, ફિરંધા પગઇયેં મોર.

૨૫

ડીં અચીંધા ડુખેજા, અનેં—ડંયેં જે વેર;
મેંજેરે સેં મેરા થીંધા, કંધા જાડેજા કેર.

૨૬

ત્રંજરે તેં સેરા થીંધા, જાડેજા જુવાન;
સભ વેંધો પણ કચ્છ કાઢોટી, રખી ડીંધો રામ.

૨૭

સવંત ક્રોડી ને સત્રોં, ૩ કુલણ જો લેં,
સીં—બકરી સરખા થીંધા, રાજ જાડેજેં રેં.

આમ આગમવાણીનો ઉચ્ચાર કરતા મામૈદેવ નગરસમૈયી ચાલતા થઇને નોત ગામે આવ્યા. અહીં ગામની પાદરે પાણી ભરતી પનિહારીઓ બોલતું માથું હાથમાં લઇને ચાલ્યા આવતા મામૈદેવના ધડને જોઇને અજબ થઈ ગઈ. તેઓ પાણી ભરવાનું ભૂલી જઇને આ વિચિત્ર દૃશ્ય જોવા લાગી બાજુમાંજ ગામના કેટલાક છોકરાઓ ખરખરીની રમત રમતા હતા. તેમને આ નવી નવાઇ જોવાને મળતાં તેઓ રમત છોડીને તેની પછવાડે ચાલવા લાગ્યા. એટલામાં એક તોફાની છોકરે મામૈદેવે પહેરેલી પોતડી* કાઢી લીધી. દેવનું ધડ નગ્ન બની ગયું તરતજ દેવનું માથું બોલી ઊઠયું.

દુહો—આયાસીં તિન ડેહડે, જિત લાય ગિડાં પોત;
બ્યા ત્યાંપો ફિટંધા, પેલી ફિટંધી નોત.

ભાવાર્થ—અમે એવા પ્રદેશમાં આવ્યા કે જ્યાં પહેરવાનું ધોતીયું પણ કાઢી લેવામાં આવ્યુ. માટે એ નોત પ્રદેશનો સૌથી પહેલાં નાશ થશે.

મામૈદેવનું ધડ નગ્ન થતાં ત્યાંજ પડયું. અને તેના હાથમાં રહેલું મસ્તક હવે બોલતું બંધ થયું. આ વાતની રાયમાબઝારના બંધરા રાજપૂતોને જાણ થતાં તેઓ મામૈદેવના ભકત હોવાથી અહીં પહોંચી આવ્યા, અને દેવના શબને ત્યાંથી રાયમાબઝાર લઇ જઇને સઘળી ક્રિયા ત્યાં પરિપૂર્ણ કરી.

જામ નંદાએ મામૈદેવ સમાન એક સિદ્ધ પુરૂષનો ઘાત કર્યો, તેથી તેને તેજ દિવસથી આંખોનું દર્દ ચાલુ થયું, અને આખરે મામૈદેવના શાપ અનુસાર નગરસમૈની રાજ્યલગામ તેના વંશજોના હાથમાંથી વછૂટી ગઇ.

---

* પોતડી=લાંગ વાળ્યા વગરનું ધોતીયુ.

આમૈદેવના વિદાય થવા પછી, મૂળવા જામની દિન પ્રતિદિન ચઢતી કળા થતી ચાલી. મૂળવા જામને વધતે જતે પ્રતાપ જામ હરધોળથી સહન થઇ શકતો નહિ. આથી તેને જ્યારે જ્યારે તક મળતી, ત્યારે જતે કે કાઠીઓને ઉશ્કેરીને હરધોળ જામના પ્રદેશમાં કંઇને કંઈ અડપલાં કરાવ્યા વિના રહેતો નહિ. આથી જામ હરધોળને ઘણો ક્રોધ ચઢ્યો, તેણે જત, ઓરીચા, કાઠીઓ આદિ જાતિઓ પર પોતાની શહે બેસાડવાનો નિશ્ચય કર્યો. સૌથી પ્રથમ તે જત લોકો પર ચડી ગયો, અને તેમને સઘળાને તાબે કરીને તેમના દરેક કુટુંબ પર જુદા જુદા કર બેસાડી દીધા.

દુહો—અચી ઉતરેઓ કંડમેં, સુર જામ અનમ;
ચાર પૉર ચક જી ફિરે, જતેં મથે જમ.

ભાવાર્થ—અણનમ મૂળવો જામ કંડ પ્રદેશમાં ઉતરી આવ્યો. તે જત્ત લોકો ઉપર ચાકડાની પેઠે ચારે પ્રહર જમ રૂપે ફરવા લાગ્યો.

જત લોકોને નમાવી તેમના પર પોતાની પૂરી સત્તા જમાવીને મૂળવો જામ ઓરીચા લોકો પર ધસી ગયો, અને તેમને પણ જેર કરીને પોતાના તાબેદાર બનાવી લીધા.

દુહો—મૂરવે ઓરીચા મારેઆ, જાડેજે જમરાણ;
મોયડે તેંજા માન, જુકે ખરીયા બાંયજા.

ભાવાર્થ—મહાબળવાન જાડેજા જામ મૂળવાએ ઓરીચાઓને પણ મારી લીધા. જેમના બાહુ જોરાવર હોય, તેમનું જ તે અભિમાન ઉતારે છે.

દુહો—જામ જામઇ કન, ઘણી ઘણી ઘરમેં વિડે;
ચોટેં ચાંપે તિન, સુરડે ગિને મૂરવો.

ભાવાર્થ—જે રાજવીઓ પોતાના મુલકમાં બેઠા બેઠા ઘણા દબદબાથી રાજ્ય ચલાવે છે, તેમના ગર્વ જામ મૂળવો એકજ ચોટમાં ગાળી નાખે છે.

મૂળવા જામે આસપાસના પ્રદેશના તમામ જામો ઉપર પણ પોતાની સત્તા જમાવી દીધી. આ સઘળા મળી એક વખત વાગડના ઉમી વાઘેલાની મોટી ગાયો હરી લાવ્યા, અને તે ચંદ્રોઆ ડુંગર પર પોત પોતામાં વહેંચી લીધી.

દુહો—વિહા ચારે જામ, સિર ચાડીકો ચંદ્રીએ;
મધ્ય અચ્યે મૂરવો, જ્યું ઉનીમેં ખાન.

ભાવાર્થ—ચંદ્રીઆ ડુંગર પર ચારે જામ આવીને બેઠા. તેમાં મૂળવો જામ આવતા તે મોના સરદાર સમાન જણાતો હતો.

દુહો—જામી વિડા જામ, જે કે મૂરવે મંએઆ;
કે ઉથાપે કે થાપે, કેંજા મુરડે માન.

ભાવાર્થ—મૂળવા જામે જેમનો જામ તરીકે સ્વીકાર કર્યો, તેઓ જામ બનીને જામી બેઠા. એમ કેટલાકને ઉથાપ્યા, કેટલાકને થાપ્યા, અને કેટલાકના અભિમાન ઉતારી દીધા.

મૂળવો જામ જેવો શૂરવીર હતો તેવોજ તે દાનવીર પણ હતો. ભાટ–ચારણાદિ યાચક લોકોને તેણે ખૂબ દાન–માન આપીને સંતુષ્ટ રાખ્યા હતા

દુહો—ડીં ઉગે ને ડાન કરે, ખિસી પીઆરે ખીર,
વેણ ઘર મૂરવો થેઓ, સમું વાગડ વીર.

ભાવાર્થ—દિવસ ઉગે અને દાન આપે, તેમજ પ્રેમથી પય–પાન કરાવે એવો, જામ વહેણને ત્યાં મહા પરાક્રમી કુમાર મૂળવો થયો.

દુહો—પાગ ન પરેંપે પાર, ન કાં ઓરેયાં એહડી,
ડિસે ન કો ડાતાર, જેં કે મથે મૂરવો.

ભાવાર્થ—જમાઈની પાઘડી જેવી મૂળવા જામે દીપાવી, તેવી નજીકના કે દૂરના સમયના કોઈ પણ જામે દીપાવી નહિ જેના ઉપર જામ મૂળવો દાતા છે તેને બીજો કોઈ પણ દાતાર દેખાતો નથી.

કેટલોક સમય શાન્તિમાં વ્યતીત થતા પછી આગળ જતાં કાઠીઓ અને ચાવડાઓ મળી ગયા અને તેમણે જામ મૂળવા સાથે વેર બાંધ્યું.

દુહો—કાઠીએં ને ચાવડેં સેં, વિધો મૂરવે વેર;
સમે જામ છુગેર, સત્રુ ઘણા સંઘારેઆ.

ભાવાર્થ—કાઠીઓ અને ચાવડાઓ સાથે જામ મૂળવાએ વેર બાંધ્યું અને એ છોગાળા જામે ઘણા શત્રુઓને સંહારી નાખ્યા.

એક વખત કાઠીઓ અને ચાવડાઓ એક મોટી ફોજ સાથે લાગ જોઇને હબા ડુંગર પર ચડી આવ્યા. અને મૂળવા જામની ઘણી આથી વાળી લઇને નાસવા લાગ્યા

દુહો—ચાવડા કાઠી ચડી ત્રગે, કરી સમે મે વેર;
હલી હકલી હબે મિંઆ, પાય ડુંગરમે પેર.

ભાવાર્થ—ચાવડા અને કાઠી ચડી આવીને મૂળવા જામથી વેર બાંધે છે. અને હબા ડુંગરમાંથી મોટી આથી હાંકી જાય છે

મૂળવા જામને પોતાની આથો હરાઇ જવાની ખબર પડતાજ તે પોતાના થોડા માણસો સાથેજ તેમની વહાર કરવાને ચડી નીકળ્યો. તેને પોતાના બાહુબળ ઉપર એટલો અનૂપ વિશ્વાસ હતો કે તે પોતાની સાથેના માણસોની સંખ્યા પર ભાગ્યેજ દૃષ્ટિપાત કરતો આથો લઇને નાસી જતા કાઠીઓ અને ચાવડાઓને પકડી પાડવા તે તેમની પાછળ પૂર જોસથી ધસવા લાગ્યો.

આ તરફ જ્યારે ચાવડા અને કાઠીઓએ જાણ્યું, કે મૂળવો જામ તેમની પાછળ ધસ્યો આવે છે ત્યારે તેમને ભય પેઠો. મૂળવો જામ જેની પાછળ પડે, તેને પ્રાણાંતે પણ ન છોડે એ વાત આ લોકો સારી રીતે જાણતા હોવાથી તેઓ ત્યાથી ઝપાટાબંધ નાસતા બેડી ગામના ઉમી વાઘેલાને આશરે ગયા ઉમી વાઘેલો એક શૂરવીર રાજપૂત હતો. મૂળવો જામ ઘણા સમયથી તેના મનમાં ખટકી રહેલો હોવાથી તે તેનો મદ ઉતારવાનો લાગ શોધી રહ્યો હતો આ વખતે અનાયાસે આવી મળેલી તક ઉમી વાઘેલો એજે ગુમાવે એવો ન હતો તરતજ તે કાઠીઓ અને ચાવડાઓની મદદ માટે પોતાની મોટી ફોજ સાથે તૈયાર થઇ ગયો અને સૌ સાથે મળીને મૂળવા જામનો સામનો કરવા ત્વરિત ગતિએ તેની સામે ચાલવા લાગ્યા

ઉભય સૈન્યોનો ભેટો થતા લડાઇ શરૂ થઇ ભયંકર ઝપાઝપી ચાલવા લાગી મૂળવા જામના જૂજ માણસોને, કાઠી, ચાવડા અને ઉમી વાઘેલાની મોટી ફોજે થોડીજવારમા કત્લ કરી નાખ્યા હવેજ મૂળવા જામને પોતાની ભયંકર ભૂલનું ભાન થયું. તેણે પોતાના સઘળા બળથી શત્રુ-સૈન્યનો સામનો કર્યો પરંતુ સેંકડો

દુશ્મનો વચ્ચે ઘેરાઇ જવાથી આખરે તે પણ રણભૂમિને ખોળે સદાને માટે પોઢી ગયો.

દુહો—અચ્રી સાયણ કંધીએં, રારો અંઢાણું,
ચાવડે ને કાઠીએ હથા, મૂરવો મારાણું.

ભાવાર્થ—સારણ નદીને કાંઠે ઝપાઝપી ચાલવા લાગી અને ચાવડા તથા કાઠીઓને હાથે મૂળવા જામનો અંત આવ્યો.

જામ મૂળવાને ચાર કુંવર થયા.

૧. કાંઇયો ટીલાત તે મૂળવા જામની ગાદીએ આવ્યો.
૨. રેલડીયો. તેના વંશવાળા રેલડીયા કહેવાયા.
૩. વસણ. તેના વંશવાળા વસણ કહેવાયા.
૪. તગૈયો. તેના વંશવાળા તગૈયા કહેવાયા.



# પ્રકરણ ૧૭ મું.

## જામ કાંઇયો તથા જામ આમર.

### ( ૧ )

### કાંઇયો જામ ( ૧૬૦ )

જામ મૂળવાના મૃત્યુ પછી તેની ગાદી કાંઇયા જામના હાથમાં આવી. જામ મૂળવાએ આસપાસના પ્રદેશના અનેક સત્તાધીશોને મારી હટાવેલા હોવાથી, તેના અવસાન પછી તેમણે મૂળવા જામના વેરનો બદલો તેના પુત્ર પાસેથી લેવાનો વિચાર કર્યો. આથી તેઓ જ્યારે જ્યારે લાગ ફાવતો, ત્યારે કાંઇયા જામની કંઇને કંઇ છેડતી કર્યા વિના રહેતા નહિ આ લોકોને આમ છુપી છુપીને 'ફૂછી' કરતા જોઇને જામ કાંઇયાને ઘણો ક્રોધ ચડ્યો અને તેણે એ સઘળાઓને પોતાની શક્તિથી વાકેફ કરવાનો નિશ્ચય કરી લીધો

દુહો—મુરવે કાંઇયો જનમેઓ, કાગે કાન જેડો,
વિલગાયો એંડા, કર મણધર પાતારમે.

ભાવાર્થ—જામ મૂળવાને ત્યાં કૃષ્ણ જેવા શ્યામ વર્ણવાળો કાંઇયો કુમાર જન્મ્યો. એને જ છેડવામા આવે, તો એ પાતાળના કાળા નાગ જેવો ક્રોધાયમાન બની જાય તેવો હતો.

આ વખતે બારાની ગાદી પર જામ હરપાલ હતો તે પણ એકાદ બેવાર કાંઇયા જામની આશોનુ હરણ કરી ગએલો હોવાથી કાંઇયો જામ પહેલી ચડાઇ તેના પર જ લઇ ગયો હરપાલ જામ તરત તેનો સામનો કરવાને તૈયાર થઇ ગયો બન્ને પક્ષો વચ્ચે પૂર જોસથી લડાઈ ચાલવા લાગી, અને આખરે હરપોલે જામ કાંઇયાના હાથે જબરી શિકસ્ત ખાધી

દુહો—બેરીં ભરહર કન, અભમેં કર આરંભેઓ,
મરકયા મડ મુટન, તેં કોંય નચાયા કાંઇયા.

ભાવાર્થ—આકાશમાં જાણે ગર્જના થતી હોય એવી ભેરો ગાજવા લાગી માથા વગરના ધડ નચાવનાર હે જામ કાંઇયા! અભિમાનીઓ તારી પાસેથી ભાગ્યેજ છૂટી શકે.

જામ હરપાલ હવે સમય ઓળખીને કાંઇયા જામ સાથે ભળી ગયો અને ત્યારપછી આ બને જણાએ સાથે મળીને કહેરો ઉપર ચડાઇ લઇ જવા માંડી. જામ કાઇયાએ હરપાળને હરાવેલો સાંભળીને કહેરો પ્રથમથીજ નમી દેવાને તૈયાર થઇ ગયા. તેમણે પણ કાંઇયા જામની સરદારીને સ્વીકાર કર્યો.

દુહો—જિનીં કરડી દેઠ, ડિને કારા કાંઇયા,
સે ભડ ભઠ્ઠી હેઠ, સેંપટ કર સિલગી વેઆ.

ભાવાર્થ—હે શ્યામવર્ણા જામ કાંઇયા, તેં જેના તરફ કરડી દૃષ્ટિ કરી તેઓ જાણે ભઠ્ઠીમાં સળગી જઇને ખાક બની ગયા.

કાંઇયા જામના મનમાં તેના પિતાને મારનાર કાઠી અને ચાવડા કાંટાની માફક ખટકી રહ્યા હતા. આથી તેણે તરતજ તેમના તરફ મીટ માંડી. તેણે કાઠીઓ અને ચાવડાઓની એવી કત્લ ચલાવી, કે તેમનામાંના જે ભાગી છૂટ્યા તેજ બચવા પામ્યા.

આ રીતે જામ કાંઇયાએ ચારે તરફ પોતાનો સિક્કો બેસાડીને પોતાની સત્તા કાયમ કરી દીધી.

દુહો—તપી તિડકે તા, પુડમેં છાંઇયું પથરેઓ,
પખો પાત્રર રા, થેઓ કચ્છ સિર કાંઇયું.

ભાવાર્થ—અશાન્તિના તડકામા તપેલી કચ્છભૂમિ પર શાન્તિનો છાંયડો પાથરનાર પાત્રરપતિ જામ કાંઇયો કચ્છના છત્રરૂપ થયો.

જામ કાંઇયાએ જે કાઠીઓ અને ચાવડાઓને કહાડી મૂક્યા હતા, તેમને વાગડના ગેડી પ્રદેશના ઉમી વાઘેલાએ આશરો આપ્યો હતો કાંઇયા જામના પિતા મૂળવા જામને મારવામાં પણ આ ઉમી વાઘેલાનો હાથ હતો આથી જામ કાંઇયાએ હવે ઉમી વાઘેલાની ખબર લેવાનો વિચાર કર્યો. તે પોતાની મોટી ફોજ સાથે ગેડી પર ચડી ગયો. ઉમી વાઘેલો પોતાના સઘળા સાથ સાથે તેની સામે

આવ્યો, અને ભયંકર કાપાકાપી ચાલવા લાગી આ ધીંગાણામાં ઉભી વાયેલાના ઘણા માણસોનો જામ કાંઇયાએ સંહાર કરી નાખ્યો. અને તેમાંથી બચી ગએલા કાઠીઓ અને ચાવડાઓ ઉભી પુછડીએ રણ તરફ નાસવા લાગ્યા.

દુહો—કાંઇયે કાઠી કઢેઆ, કચ્છ-વાગડનું બાર,
નિંગી રણજી કંધીએં, થેઆ પરસે પાર.

ભાવાર્થ—જામ કાંઇયાએ કાઠીઓને કચ્છ અને વાગડથી બહાર કાઢ્યા અને તેઓ રણમાં થઇને પરસે કાંઠે નીકળી ગયા.

દુહો—કાંઇયે કાઠી કઢેઆ, ચાવડા ચોધાર,
સમે સીમાડા કેઆ, જેંજો અંત ન પાર.

ભાવાર્થ—જામ કાંઇયાએ કાઠીઓ અને ચાવડાઓને કહાડી મૂક્યા. અને પોતાના રાજ્યની હદ ઘણીજ વધારી મૂકી.

કાંઇયો જામ ફતેહ કરીને પાછો પોતાના હળા પરના સ્થાનકે આવી પહોંચ્યો, અને તેણે યાચક વર્ગને છૂટે હાથે દાન આપીને સંતુષ્ઠ કર્યા

દુહો—હઇયું હળે ભિટમેં, પાક પાવર રા,
કચ્છ પાવરમેં કાંઇયું, મંગા તેં મુલા.

ભાવાર્થ—હળાની ભિટમા પાવરપતિ જામ કાંઇયાએ પોતાનાં મુળીઆં ઉંડાં ઉતાર્યાં. હે માગણ લોકો, કચ્છના પાવર પ્રદેશના જામ કાંઇયા પાસેથી જે માગવું હોય તે માગી લો.

કાંઇયા જામે અનેક બહાદુરી ભર્યાં કાર્યો કરીને ચારે તરફ પોતાની શેહ જમાવી દીધી તેનાં પરાક્રમોની પ્રશસ્તિમાં ચારણ કવિ કથી ગયા છે કેઃ—

રૂપક

થરહર ત્રંબક ભેર ઘન ઘરહર, ખાન ખડાખડ ઓંશે ખોંશ[1],
સુર રાઓ તણા સત્ર માકે, કાંઇયે ભલા નચવેઆ કોંધ[2].

૧-૨ મસ્તક પડવા છતા ધડ લડે તે.

હલહલ હાક હુઈ હલકારા, રાજડા થીઆ અરિતલ સોધ,
અશ્વવાર વડાંનો નાયક, જાડાં[3] નિપટ રમાડે જોધ.
વહેણહરો[4] ખરો દલ-વહો, ઐસે કાઢેઆ બિજલ કુલ ખેત્ર,
કૌરવ-પાંડવ આગે કલહા[5], વલે નચવેઆ ભાખે ગ્રેવ.

જામ કાંઇયાને ત્યાં આઠ પુત્રો થયા.

૧ આમર જામ. ટીલાત થયો.
૨ પાંચારીયો. તેનો પુત્ર જાડો થયો, તેથી તેના વંશજો જાડા કહેવાયા.
૩ વરમશીં. તેના વંશવાળા વરમશીં કહેવાયા.
૪ વેરાર. તેના વંશવાળા વેરાર કહેવાયા.
૫ ણુટો. તેના વંશવાળા ણુટા કહેવાયા
૬ બારાચ. તેના વંશવાળા બારાચ કહેવાયા.
૭ ઉસ્તીયો. તેના વંશવાળા ઉસ્તીયા કહેવાયા.
૮ નાંગીયો. તેના વંશવાળા નાંગીયા કહેવાયા.

---

## ( ૨ )

## આમર જામ ( ૧૬૧ ) અને ઉમી વાઘેલો.

દુહો—કાંઇયેં ઘર આમર થેઓ, ઓઢેહરો અડીયલ,
વિઢો હવે વિચમેં, મુછું મોઢે મલ્લ.

ભાવાર્થ—જામ ઓઢાના વંશમાં કાંઇયા જામનો કુમાર આમર થયો. તે મલ્લ જેવો હવા ડુંગરની વચમાં બેસીને મૂછો મરડે છે.

વાગડના ગેડી ગામમાં હજુ ઉમી વાઘેલો હયાત હતો. આ ઉમી વાઘેલાએ જામ આમરના દાદા મૂળવા જામની કત્લ કરવામાં અગ્ર ભાગ ભજવેલો હોવાથી આમર જામ પ્રથમ તેની પાસેથી વેર વાળવાની તક શોધી રહ્યો હતો.

દુહો—કાંઇયેં ઘર આમર થેઓ, અણભંગ અટારો,
સાંઝી સવારો, નિત આંકેતો ઉમીય તેં.

ભાવાર્થ—જામ કાંઇયાને ત્યાં અણભંગ અને અટીયલ કુમાર આમર થયો. તે હરરોજ ઉમી વાઘેલા પર ચડી જવાના વિચારો કરી રહ્યો છે.

---

૩ જાડેજો ૪ વહેણ જામના વંશનો. ૫ લઢ્યો.

આ તરફ ગેડીમાં ઉમી વાઘેલાની અવસ્થા હવે વૃદ્ધ થવા આવી હતી. જામ કાઇયાએ તેના કુટુંબના અનેક માણસોનો ઘાણ કાઢી નાખેલ હોવાથી તેના મનમાં પણ એ વેરનો ડંખ નિરંતર ખટકી રહ્યો હતો. તેણે પોતાના શરીરની સ્થિતિ જોઇને વિચાર કર્યો, કે હવે આ શરીર છ-ચાર-માસ ભાગ્યેજ ટકી શકે તેમ છે માટે દુશ્મનો પર ઘા કરીને હાથ ઠાર્યા હોય, તો શાન્તિપૂર્વક મરણને ભેટી શકાય આમ વિચાર કરી તેણે એક મોટી ફોજ તૈયાર કરવા માંડી.

ઉમી વાઘેલાને ઉંડા અવસ્થામાં પણ રણમ ગ્રામ ખેલવાના કોડ જાગેલા જોઇને તેની સ્ત્રી તેને તેમ ન કરવાને ઘણું સમજાવવા લાગી પણ દાભને સાથરે સૂઇને દેહ તજવામાં હીણપત માનતા ઉમી વાઘેલાને એ વાત રૂચી નહિ તે એક મોટા કટક સાથે હબા ડુંગર પ્રતિ પ્રયાણ કરવા લાગ્યો હબા ડુંગર પર ઓંચિંતી ચડી રહેલી આમર જામની ગાયોને વાળી લઇને ઉમી વાઘેલો પાછો ગેડી તરફ ચાલવા લાગ્યો. જ્યારે તે હોથલ નિગામરીના ભોંયરા પાસે આવ્યો ત્યારે આમર જામની વહાર પણ તેને પહોંચી આવી

દુહો—ચોટ કઈ આમર ચડ્યો, ઘોડે ગિની ઘમર,
અચી ભુઅરે વટ, આપડેઆ ઉમીયકે.

ભાવાર્થ—આમર જામ ઘોડાઓની હૂંફ સાથે એકજ ચોટ ચડ્યો. અને હોથલના ભોંયરા પાસે ઉમી વાઘેલાને તે પહોંચી આવ્યો.

ઉભય સૈન્યોનો ભેટો થતા ધીંગાણું શરૂ થયું, અને તરવારો ની ઝડીઓ ચાલવા માંડી. આ ધીંગાણામાં ઉમી વાઘેલાએ પેટ ભરીને પોતાના હાથ બતાવ્યા. પરંતુ તેની અવસ્થા ઉતરતી હોવાથી તે આખે શરીરે જખ્મોથી ઘેરાઇ જઇને આખરે ધરતી પર ઢળી પડ્યો

ઉમી વાઘેલાના અંગરક્ષકોએ તેને ઝોળીમાં લઈ લીધો, અને અનેક જખ્મોમાં ચકચૂર બનેલા વાઘેલા સરદારને તેમણે ગેડી પહોંચાડ્યો. જખ્મી ઉમી વાઘેલાને જોઇને તેની રાણી તેને કહેવા લાગી:—

દુહો—વારે વારે વારતી, કંથા કાછ મ જાઓ,
ભોંય પરાઈ મ ભમો, ઇ પચમુખ પાવર રાઓ.

ભાવાર્થ—હે કંથ, હું તમને વારંવાર કહેતી હતી, કે તમે કચ્છ જઓ મા, અને પરાઇ ભૂમિમા ભમો નહિ કારણ કે એ પાવરનો ધણી હનુમાન સમાન મહા બળવત છે.

ઉમી વાઘેલાના અગેઅંગ પર એવા ઘા લાગેલા હતા કે તે રૂઝાવા મુશ્કેલ હતા આખરે એ કારમા જખ્મોને પરિણામેજ આ રણઘેલા વાઘેલા રાજવીએ આત્મ-સંતોષ અનુભવતા પોતાના પ્રાણ તજ્યા

આમર જામને બે રાણીઓ હતી. જુની રાણીને પેટે એને ત્રણ કુવરો હતા. અને નવી રાણી ગર્ભવતી હતી. નવી રાણી પર આમર જામને અત્યત પ્યાર હતો એક દિવસ આ નવીરાણીએ આમર જામને આનદમાં બેઠેલા જોઇને વાત પરથી વાત કાઢતા કહ્યુ, કે "તમારે તો બીજા ત્રણ કુવરો બેઠા છે એટલે મારે ત્યાં કુવર આવશે તેને તો કોઇ ઉભો પણ રહેવા દેશે નહિ " આમ કહેતાજ રાણીની આંખોમાથી આંસુની ધારા ચાલવા લાગી. રાણીનુ હૃદય દુભાતું જોઈને આમર જામે તેને વચન આપતા કહ્યુ, કે " જો તારે ત્યા કુવરનો જન્મ થાય તો મારે જામની પાઘડી તેને આપવી "

આ ઘટના પછી થોડાજ સમયમા કાબુલના પાદશાહની ફોજ સિંધમા પોતાનો હક્ક ઉઘરાવવા માટે આવેલી, તે ત્યાથી કચ્છમા ઉતરી આવી ફોજના સરદારે આમર જામને કાબુલના પાદશાહની ખંડણી આપવા સદેશો મોકલ્યો પણ શૂરવીર આમર જામ એમ ડરી જઇને ખંડણી આપે તેવો ન હતો. આથી લડાઇની તૈયારી થઈ અને આમર જામ શસ્ત્રાસ્ત્ર-સજ્જ થઇને પાદશાહની ફોજ પર ચઢી ગયો. આ લડાઈમા આમર જામે સપૂર્ણ પરાક્રમ બતાવીને પાદશાહી ફોજને શિકસ્ત તો આપી, પણ તેની સાથે તે પોતે પણ અનેક જખ્મોથી ચકચૂર બની ગયો

દુહો—આમર જામ અઘોરી, બ્યા ખડેવા ખાન,
જટ્ઠ અલે જામ, પુઠસેં ઘણા પછાડેઆ.

ભાવાર્થ—આમર જામ મહા પરાક્રમી હતો. કાબુલી ફોજના સરદારો

એની પાસે બાળક સમાન હતા. તેણે અનેકોનાં જીવીત પાણી નમા સુવાડી દીધા.

આમર જામના અંગ પર પડેલા જખ્મો જીવલેણ જામની સ્થિતિ આથી દિવસાનુદિવસ બગડતી ગઈ છેવટે જખ્મોને પરિણામે તે છેલ્લા શ્વાસ લેવા લાગ્યો આમ સમય વ્યતીત થઈ જવા છતાં આમર જામનો જીવ ગત થતો હોવાથી તેનો મોટો કુંવર ભીમજી તેની પાસે આવ્યો, અને જીવ શામાટે અકળાય છે તે પૂછવા લાગ્યો ત્યારે જામે કહ્યું કે "મારી નવી રાણીને ગર્ભ છે અને જો તેને કુંવર અવતરે તો જામની પાઘડી તેને બંધાવવી એવી મારી આકાંક્ષા છે" આ સાંભળીને ભીમજીએ આમર જામને તેમ કરવાની કબુલાત આપી અને તેજ ક્ષણે આમર જામના પ્રાણ પરવારી ગયા

આમર જામને ચાર કુમાર થયા

૧ ભીમજી સૌથી મોટો તે ટીલાત થયો

૨ કાઇયો. તેના વંશવાળા કાઇયા કહેવાયા.

૩ મોકળશી તેના વંશવાળા મોકળશી કહેવાયા

૪ આમર આમરાણી. તેના વંશવાળા આમર કહેવાયા.



# પ્રકરણ ૧૮ મું.

## જામ ભીમજી તથા હમીરજી.

### (૧)

### જામ ભીમજી (૧૬૨)

આમર જામના સૌથી મોટા કુમાર ભીમજી હતા પણ ભીમજીએ જામાઇની પાઘડી તેના ઓરમાઇ ભાઇને આપવાની આમર જામને કબુલાત આપેલી હોવાથી પિતાના મૃત્યુ પછી તેણે જામની પદવી ધારણ કરી નહિ. થોડા દિવસ વીત્યા બાદ તેની ઓરમાન માતાને ત્યાં કુવરનો જન્મ થયો આ કુવર તેના પિતાના અવસાન પછી જન્મેલો હોવાથી તેનું નામ પણ આમર રાખવામાં આવ્યું. સૌ તેને આમર આમરાણીના નામથી ઓળખવા લાગ્યા. આમર જામનો આ બાલકુવર જરા મોટો થતા તેને જામની પાઘડી બધાવવામા આવી અને સૌ તેને જામની પેઠેજ માન આપીને તેની નોકરી બજાવવા લાગ્યા

થોડો વધુ વખત વ્યતીત થતાં જામ આમર આમરાણી મોટો થયો, અને રાજ્ય વહીવટનું થોડુ થોડુ કાર્ય પણ તે સભાળવા લાગ્યો આ વખતે ઓઠા જામના વશમા માણસોનુ જોર પણ વધી ગયુ હતુ આથી તેમના પર હુમલો લઈ આવવાની ભાગ્યેજ કોઇ હિંમત કરે તેમ હતુ એક વખત સ્વર્ગસ્થ આમર જામના સઘળા કુમારો અને અન્ય કુટુબીઓ ભેળા થઇને પોતાની સીમ જોવા માટે નીકળ્યા તેઓ હબા ડુગર પરથી ચાલતા થઇને લીલાછમ ઉભેલા મોલ જોતા જોતા છેક લાખિયાર વીયરે આવી પહોચ્યા.

અહીં એક જુવારના ખેતરમા ખાટલા પર ગાદી નાખીને તે ઉપર જામ આમર આમરાણીને બેસાડ્યો, અને બીજા બધા ભાઈઓ સીમ જોવાને આગળ ચાલ્યા આ ખેતરમા ઉભેલી કાળા નાગ જેવી જુવાર જોઇને સૌને પોક ખાવાની ઇચ્છા થતાં બે ચાર માણસોને

અહીં પોંક તૈયાર કરવા માટે રોકીને પોતે આગળ ચાલ્યા. આ માણસોએ થોડા સમયમાં પોંક પાડીને એક આખો ઘડો ભર્યો, અને ઘડો જામ આમર પાસે મૂકીને તેઓ પણ ચાલતા થયા. આ ઘડા પર પોંકના કણ ખાવા માટે વારંવાર ચકલીઓ આવતી હતી, તેને જામ આમર ઉડાડી રહ્યો હતો. થોડીવારમાં તેને પોતાને પણ ખેતરોમાં જરા ફરી આવવાની ઈચ્છા થઇ. પણ ઘડામાંના પોંક ચકલીઓ ખાઇ જવી હોવાથી તે પર કંઇક ઢાંકવાની ખાસ જરૂર હતી. આજુબાજુ જોતાં તેના પર ઢાંકવા જેવું કંઇ ન જણાવાથી આમર જામે પોતાના મસ્તક પરની પાઘડી ઉતારીને તે ઘડાના મ્હોં પર મૂકી, અને પોતે આસપાસના ખેતરો જોતો ફરવા લાગ્યો હવે આ સ્થાન નિર્જન થએલું હોવાથી ચકલીઓનું એક મોટું ટોળું પોંક ખાવાને આવી પહોંચ્યું. તેમણે ચાંચો મારીને ઘડા પરની જમાઇની પાઘડી જમીન પર પાડી દીધી, અને પોતે ઘડામાંથી આનંદે પોંક ખાવા મંડી પડી.

એટલામાં ભીમજી પોતાના સઘળા સંગાથ સાથે પાછો અહીં આવી પહોંચ્યો અને જુએ છે તો જમીન પર અવળી પડેલી જમાઇની પાઘડી પર ભીંટો મૂકતી ચકલીઓ ઘડામાંના પોંકની ઉજાણી કરી રહી હતી. પોતાના પરાક્રમી પૂર્વજ ઓઠા જામની પાઘડીને આમ રઝળતી જોઇને સૌને ઘણું ખોટું લાગ્યું આમર જામની આવી અક્ષમ્ય બેદરકારી પર સૌને તિરસ્કાર છૂટ્યો, અને બધાએ મળી તેજ વખતે એ પાઘડી ઉપાડી લઇને ખરેખરા પાટની કુમાર ભીમજીના મસ્તક પર મૂકી દીધી. ઇશ્વરે આપેલી આ તક ન ગુમાવવી એમ ધારીને ભીમજીએ જામાઇની પાઘડીનો સ્વીકાર કરી લીધો. સૌ ભાઇઓએ ભીમજીને સલામ કરીને તેને તેજ વખતે પોતાના જામ તરીકે સ્થાપી દીધો.

એટલામાં નજીકના ખેતરોમાં ફરી રહેલો આમર જામ પણ પોતાના ભાઇઓને આવી પહોંચેલા જોઇને ઉતાવળે માથે દોડતો આવ્યો. તેને પાઘડીની હકીકત પૂછતાં, ચકલીઓથી પોંકનું રક્ષણ કરવા માટે તેણે જામાઇની પાઘડીનો જે ઉપયોગ કરેલો તે કહી સંભળાવ્યો, અને તે પોતાની પાઘડી પાછી માગવા લાગ્યો. આ વખતે તેના અન્ય ભાઇઓએ તેને કહ્યું કે "અમે તો જામાઇની પાઘડી

તમનેજ આપી હતી. પણ તમે તો તેને એક સામુદ્રી વસ્તુની માફક જ્યાં ત્યાં રઝળાવવા લાગ્યા. એ પાઘડી આપણા વડીલ ઓઠા જામની છે, અને સમસ્ત કચ્છ તેની સલામ કરે છે. એ પાઘડીની કશી કિંમત કે કદર તમારી પાસે ન હોવાથી તમે તેને સાચવી શક્યા નહિ. હવે તો એ પાઘડી જે તેને બરાબર સાચવી શકે એવા એક લાયક પુરૂષના મસ્તક પર પહોંચી ગઇ છે, અને તે હવે તમને કદી પણ પાછી મળી શકે તેમ નથી." આ સાંભળી આમર આમરાણીને બહુ ખોટું લાગ્યું. તે પોતાના ભાઇઓથી રીસાઇને પાછો હબા પર ચાલતો થયો, અને પોતાની આથો વગેરે લઇને હબાથી દૂર જઈ જુદો થઇ બેઠો.

જામ ભીમજી પણ ત્યાંથી પોતાના ભાયાત વર્ગ સાથે હબા ડુંગર પર આવ્યો. ત્યાં તેણે વિધિપૂર્વક જામની પદવી ધારણ કરી. ભીમજી જામ અત્યંત કુશળ અને કાવાદાવા જાણનાર હોવાથી તેણે પોતાનું રાજ્ય બરાબર સંભાળીને આબાદ કરી લીધું.

દુહો—કાંઇયે ઘર આમર થેઓ, આમરૂ ઘરજો ભીમ,
સમેં સંધી સીમ, પસી કછ પિંઢજી.

ભાવાર્થ—જામ કાંઇયાને ત્યા આમર થયો. અને આમરનો ભીમજી થયો. તેણે મત્રળી હદ સંભાળીને તે પર પોતાની હુકમત બેસાડી.

આ વખતે બારાની ગાદી પર હરધોળ જામનો પુત્ર જામ લાખો હતો આ લાખો જામ અત્યંત પરાક્રમી તેમજ બળવાન્ હોવાથી તેણે પણ પોતાની રાજ્ય-સત્તા સારી રીતે જમાવવા માંડી હતી.

દુહો—બારેમેં હરધોળજો, લાખો ચાયે જામ,
રે ભીમકે હામ, લાખેજો લેઓ ગિનાં.

ભાવાર્થ—બારામા હરધોળ જામનો કુમાર લાખો જામ કહેવાય છે. તેની પાસેથી જુના વેરનો હિસાબ લેવાની ભીમજીના મનમા અભિલાષા છે.

જામ ઓઠા અને ગજણના વંશમાં શરૂઆતથીજ વૈમનસ્ય ચાલ્યું આવતું હોવાથી ભીમજીના મનમાં જામલાખા પાસેથી વંશ-પરંપરાના વેરનો બદલો વાળવાની અભિલાષા જાગી ઊઠી આથી તે પોતાના અંતરની આંકાક્ષા પરિપૂર્ણ કરવાની તક શોધી રહ્યો હતો.

જામ લાખો વાગડમા વાઘેલાઓમાથી પરણ્યો હતો એક વખત ત્યાથી પાછો ફરતા તે જામ ભીમજીને મળવા માટે હબા ડુગર પર આવ્યો હબાની આસપાસ આ વખતે સગાર લોકોની વાડો પડેલી હતી સગારોએ જામ લાખાને જોઇને તેને આગ્રહ કરીને પોતાની પાસે રોકી લીધો એક જણ જામ ભીમજીને તેની ખબર પહોચાડવાને ચાલતો થયો. જામ લાખાને આજે મ્હય આવી પહોચેલો જોઇને ભીમજીના આનદનો પાર રહ્યો નહિ તે પણ જામ લાખાને મળવાને બહાને ત્યા પહોચી આવ્યો. બને જણ એક બીજાને ભેટીને મળ્યા અને છેક મોડી રાત સુધી વાર્તાલાપ કરીને છૂટા પડ્યા

જામ ભીમજીએ સગારો સાથે કરી રાખેલી ગોઠવણ મુજબ તેમણે લાખા જામને તેજ રાત્રે કત્લ કરી નાખ્યો.

સવાર પડતા જામ લાખાના માણસોને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે તેમણે પણ તરવાર ઉપાડી પણ સગારોએ તેમનામાના ઘણાને ઠાર કર્યા, અને બાકીના ત્યાથી ભાગી છૂટ્યા

દુહો—સમે સે સઘારેઓ, જિકા જામતે ઝુક,
ભીમ લાખેકે મારેઓ, ચિત્તમે રખી ચુક.

ભાવાર્થ—જેનુ વેર પોતાની ઉપર ઝુકી રહ્યુ હતુ, તે લાખા જામને જામ ભીમજીએ પોતાના મનમા ચૂક રાખીને કત્લ કરાવી નાખ્યો

જ્યારે જામ લાખાના કુમાર રાવળને તેના પિતાના અકાળ મૃત્યુની ખબર પડી, ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ તેણે જામ ભીમજી પર ચડાઈ લઈ જઇને તેને તેની દગાખોરીનો બદલો આપવાનો નિશ્ચય કર્યો પરતુ તેના ભાયાત વર્ગે તેને જણાવ્યુ કે એ રીતે ભીમજીને પહોચી શકાશે નહિ માટે જે રીતે એણે દગો કર્યો તેજ રીતે આપણે પણ તેનાથી સલાહ કરીને પછી લાગ જોઇ તેનો ઘાટ ઘડી નાખવો આમ વિચારીને તેમણે જામ લાખાનુ મોટુ પરોજણ કર્યુ, અને તે પ્રસગે જામ ભીમજીને તેડાવવાનો પ્રબધ રચ્યો પરતુ ભીમજી લાખા જામના પરોજણ ઉપર ગયો નહિ, અને રાવળ જામના મનની હોમ તેના મનમાજ રહી ગઇ.

જામ ભીમજીના ચાર પુત્રો થયા

૧ હમીરજી. સૌથી મોટા તે ટીલાત થયા.
૨ અજોજી. તેના વંશવાળા ભીમાણી કહેવાયા.
૩ ભાણોજી. તેના વંશવાળા ભાણાણી કહેવાયા.
૪ છુગેર. તેના વંશવાળા છુગેર કહેવાયા.

---

## (૨)
## જામ હમીરજી (૧૬૩)

જામ ભીમજીના અવસાન પછી રાજ્યની સઘળી સત્તા પાટવી કુમાર હમીરજીના હસ્તમાં આવી. હમીરજીએ પોતાના પિતાનું પરોજણુ મોટા દબદબાથી કર્યું. આ પ્રસંગે તેણે પોતાના તમામ ભાયાતોને તેડાવી લીધેલા હોવાથી પરોજણુની ભવ્યતામાં ભારે વધારો થયો હતો.

દુહો—ભેરે થઇ ભીમ ઊજારેઓ, હમુ બધાયાં પાગ,
જિકા જામજો લાગ, સે સારે રખેઆ વિચમેં.

ભાવાર્થ—સૌએ ભેળા થઇને ભીમજી જામનું નામ અજવાળ્યું; હમીરજીને જામની પાઘડી બંધાણી, અને સૌ ભાયાતોએ રિવાજ મુજબ જામને નજરાણું કર્યું.

આ વખતે અન્ય ભાયાત વર્ગ સાથે બારાથી જામ રાવળ પણ આવી પહોંચ્યો હતો. તે હવે જામ હમીરજીથી મળી જઇને એ રીતે પોતાના પિતાનું વેર વાળવા માગતો હતો. તેણે સઘળા ભાયાતો વચ્ચે હમીરજીને પોતાના જામ કિંવા સરદાર તરીકે કબુલ રાખ્યો. તે જાણે આગળનું સઘળું વેર ભૂલી ગયો હોય તેમ જામ હમીરજી પ્રત્યે અત્યંત ભાવ અને આદર દેખાડવા લાગ્યો. ભૂતકાળના ઝેરવેર પર પડદો નાખવાનો જામ રાવળે એવો ડોળ કરી બતાવ્યો, કે સૌને ઘણી નવાઇ લાગી. વંશપરંપરાનું વેર આજ સંધાતું જોઇને બધાને આનંદ થયો.

દુહો—લાખે ઘર રાવર ચેઓ, ભીમ ઘર હમીર,
રામા વાંગડ વીર, બએ પરચેઆ પાણમેં,

ભાવાર્થ—જામ લાખાનો પુત્ર રાવળ થયો અને ભીમજીનો હમીરજી થયો. આ બંને પરાક્રમી વીરો આપસમાં સમજાવટ પર આવી ગયા.

આ બનાવ પછી જામ રાવળ હમીરજીથી જાણે એકમેક બની ગયો હોય એવો દેખાવ કરવા લાગ્યો. તે કંઇને કંઇ પ્રસંગ કાઢી હબા ડુંગર પર આવીને હમીરજીની મુલાકાતો લેવા લાગ્યો. પોતાના અંતરમાં રમી રહેલું રહસ્ય તેણે કોઇને પણ જણાવેલું ન હતું. જામ રાવળને તેના દુશ્મનો સાથે મળી જતો જોઇને તેનાં સગાં સંબંધીઓ પણ તેને મ્હેણાં મારવા લાગ્યાં.

દુહો—આ-ભાત્રીયા-ભેનરૂં, રાવર મેણાં ડીં,
વડા વેર વિસારે, કાયર થઇ વેં કીં ?

ભાવાર્થ—ભાઇઓ, ભત્રીજાઓ અને બ્હેનો જામ રાવળને મહેણાં આપે છે કે વંશપરંપરાના મોટા વેરને વીસરી જઇને તું કાયર કેમ બની ગયો છે?

જામ હમીરજીએ અત્યાર લગી પોતાનો નિવાસ હબા ડુંગર પર રાખેલો હતો. પરંતુ હવે ચારે તરફ શાન્તિનું વાતાવરણ પ્રસરી ગએલું જોઇને તેમણે પોતાનું નિવાસસ્થળ ફેરવીને લાખિયારવીયરામાં રાખ્યું.

થોડા સમય પછી રાજા જામ લાખિયાર વીયરે આવ્યો અને હમીરજીને એકવાર પોતાને ત્યાં આવવાનું આમંત્રણ આપતાં કહેવા લાગ્યો કે "અમે તો વખતોવખત આપની સલામે આવીએ છીએ તો હવે એક વખત આપ પણ અમારે ત્યાં પધારી અમારૂં આંગણું પાવન કરો."

જામ રાવળનો આટલો ભાવ જોઇને હમીરજીએ તેને નિખાલસ હૃદયે કહ્યું, કે "મને ત્યાં આવવામાં બીજી તો કંઇ પણ હરકત નથી. પણ તમારા પિતા જામ લાખાને માર્યાનો જુઠો આરોપ મારા પિતા ભીમજી પર હોવાથી ત્યા આવવામાં મારૂં મન જરા સંકોચ પામે છે."

આ સાંભળીને જામ રાવળ બોલ્યો, કે "મારા પિતાનું ખૂન કરનાર સંગારો હતા એ વાત જગ જાહેર છે છતાં આપણે તો સૌને એટલુંજ બતાવી દેવાનું છે કે બાપ માર્યાનાં વેર પણ આમ સાંધી શકાય છે."

જામ રાવળે પોતાની સત્યતા સાબીત કરવા પોતાની માતા આશાપુરાના સોગન ખાતાં કહ્યું, કે "હું તો એ ગઈ ગુજરી તમામ ભૂલી ગયો છું. અને મારા મનમાં જો તમારા માટે લેશ પણ ભેદ ભાવ હોય તો મને આશાપુરાજી પૂછે."

આ રીતે જામ રાવળે પોતાના હૃદયની શુદ્ધતા સિદ્ધ કરવા માટે એવો આબાદ ઢોંગ કરી બતાવ્યો, કે નિખાલસ હૃદયના હમીરજી તેની બિછાવેલી કપટ જાળમાં ફસાઈ પડ્યા. પોતાના કુંવરો સાથે તેમણે બારે આવવાની રાવળ જામને કબુલાત આપી દીધી.

દુહો—ખાણી સોં માતાજી, પરચી વિઠા પિંઢ,
લાખે સંધો ડંજ, સે રાવળ મનમેં રખ્યો.

ભાવાર્થ—જામ રાવળે માતાજીના સોગન ખાઈને હમીરજી સાથે સલાહ કરી; પણ તેણે પોતાના બાપના વેરનો કાંટો પોતાના મનમાં રાખ્યો.

જામ હમીરજીને ચાર કુંવર હતા. અલિયોજી, ખેંગારજી, સાહેબજી અને રાયબજી. ઉપરાંત કમાંબાઇ નામે એક પુત્રી હતી. અલિયોજી અને કમાંબાઇ જામ હમીરજીનાં અનૌરસ સંતાનો હતાં. આ કમાંબાઇને અમદાવાદના પાદશાહ મહમદ બેગડા જોડે પરણાવેલાં હોવાથી મોટા કુંવર અલિયોજી પોતાની બેન પાસે અમદાવાદ રહેતા હતા, અને નાના કુમાર રાયબજી પોતાને મોસાળ વીરવાવ ગએલા હતા. માત્ર ખેંગારજી તથા સાહેબજી આ વખતે લાખિયાર વીયરામાં હાજર હતા. હમીરજી આ બે કુંવરોને સાથે લઇને બારે જવાનો વિચાર કરી રહ્યા હતા.

આ વખતે વીંઝાણમાં જામ રાવળના ભાઇ અજાજીનો અમલ હતો. અજાજીની સ્રી તે ખેંગારજી અને સાહેબજીની સગી માસી થતી હતી. આ બાઇ અત્યંત કાર્યકુશળ અને બુદ્ધિશાળી હતી. જ્યારે તેણે જાણ્યું, કે હમીરજી પોતાના બંને કુમારો સહિત જામ રાવળ પાસે બારે જવાના છે, ત્યારે તેને કંઇક વહેમ પડવાથી તેણે ખેંગારજી તથા સાહેબજી એ બંને કુમારોને પોતાની પાસે બોલાવી લીધા,

આ તરફ હમીરજીએ બારા જવાની તૈયારી કરી લીધી. તેઓ પોતાના સાત અંગરક્ષકો સાથે જામ રાવળની મહેમાનગીરી

ચાખવા માટે બારા ગામે આવી પહોંચ્યા. હમીરજીને આવી પહોંચેલા જોઇને જામ રાવળે પોતાનો આનંદ દેખાડવામાં મણા રાખી નહિ. તે તેમનો અત્યંત આદર-સત્કાર કરવા લાગ્યો જામ રાવળનો અનહદ ભાવ જોઇને હમીરજી પોતાના મનમાં ને મનમાં તેની પ્રશંસા કરવા લાગ્યા

રાત્રિ પડતાં જામ હમીરજીના માનમાં એક ખાસ મેહફિલ ગોઠવવામાં આવી. ઉત્તમ પ્રકારના શરાબની પ્યાલીઓ છૂટથી ઉડવા લાગી. જામ રાવળે પોતાનો સ્નેહભાવ બતાવવાના બહાનાથી હમીરજીને હદ ઉપરાંત મદિરા પાઇને તેમને બેહોશ બનાવી દીધા, અને તેની સાથે તેમના સાતે સંગાથીઓને પણ દારૂના નિશામાં ચકચૂર બનાવી દઇને તે સઘળાઓને ત્યાંજ કાપી નાખ્યા

દુહો—છ બેલી બેરા સુઆ, સતેં લંગો સધ;
હમુ બારે મારેઓ, રાવર મંધે હધ.

ભાવાર્થ—જામ રાવળના હાથે જામ હમીરજી તથા તેના ૭ સાથીઓ અને એક લંગો કપાઇને મરણ પામ્યા.

જામ હમીરજી અને લંગો જખ્મોમાં ચકચૂર બનીને પાસે પાસે પડ્યા હતા બંને છેલ્લા શ્વાસો લઇ રહ્યા હતા તે વખતે લંગાના શરીરમાંથી નીકળેલું લોહી હમીરજીના લોહી તરફ વહી જતું જોઇને લંગાએ પોતાનું લોહી જામના લોહી સાથે ભળતું અટકાવવાને તેની આડે પાળ બાંધવા માંડી

આ જોઇને લંગાની મનોભાવના જામ હમીરજી સમજી ગયા, અને તેને પોતાના લોહી આડે પાળ બાંધતો અટકાવતાં કહ્યું કે "હવે તો આપણાં લોહી એકજ છે. માટે તેને જુદા રાખવાની કશી જરૂર નથી."

હમીરજીનાં આ માયાળુ વચનો સાંભળીને લંગાની આંખમાંથી આનંદ અને ઉપકારનાં આંસુ વહેવા લાગ્યાં. તેણે આત્મ-સંતોષ સાથે પોતાના દેહનો ત્યાગ કર્યો, અને તે પછી તરતજ જામ હમીરજીએ પણ રાવળ જામની કપટબાજીના ભોગ બનીને પ્રાણ વિસર્જન કર્યાં.

---

# પ્રકરણ ૧૯ મું.

## રાઓ ખેંગાર પહેલા. (૧૬૪)

### (૧)

### કક્કલની* કુરબાની.

દુહો—કડે કીં કડે કીં, કડે સુંધ ન વસેં મીં,
કડે ન સુરજ ચાંદકે, ડિઠા સરીખા ઠીં.

ભાવાર્થ—કોઈ વખત સારો હોય, કોઈ વખત ખરાબ હોય, કોઈ વખતે ઋતુ પ્રમાણે વરસાદ પણ ન વરસે. સુરજ અને ચંદ્ર માટે પણ સઘળા દિવસો એકસરખા દેખાતા નથી.

જામ રાવળે હમીરજીનું ખૂન કર્યાની વાત વાયુવેગે વીંઝાણમાં પહોંચી આવી. અજાજીની સ્રીને વિચાર થયો, કે હવે જામ રાવળ ખેંગારજી તથા સાહિબજીના પ્રાણ લીધા સિવાય જંપીને બેસવાનો નથી. ખેંગારજીની અવસ્થા આ વખતે માત્ર ચૌદ વર્ષની હતી. વળી મુશ્કેલીની વાત એ હતી, કે કુંવરોની સલામતી સચવાય એવું એક પણ સ્થળ આખા કચ્છમાં હતું નહિ. આથી બાઈ મુંઝવણમાં પડી એટલામાં તેને એક નવો વિચાર સૂઝી આવ્યો. સદ્‌ભાગ્યે

---

* કક્કલ મિયાણાઓ મૂળે મનાઇના વંશજ કહેર રાજપૂતો છે. એમને કક્કલની ઓળખ મળવાનું કારણ એ છે, કે ભિંયા કક્કલના દાદાને કંઈ સંતાન ન હોવાથી તેણે એવી માન્યતા માની હતી, કે જો તેને સંતાન-પ્રાપ્તિ થાય, તો તે બાળકને સંસારી બનાવવાને બદલે તેને યોગની દિક્ષા દેવી. દૈવયોગે તેને ત્યાં પુત્રનો જન્મ થયો. છોકરો મોટો થતાં તે તેને ધીણોધર લઇ ગયો, અને ત્યાંના ગાદીપતિ મહંતને સુપરત કર્યો. પરંતુ આ બાળકને તેની આવી કાચી અવસ્થામાં ત્યાગી બનાવવાનું ધીણોધરના મહંતને યોગ્ય ન જણાતાં, તેણે તેના કાનમાં કક્કલ પહેરાવી તેને યોગી બનાવવાને બદલે તેનું નામજ માત્ર કક્કલ રાખ્યું, અને રજા આપી. આ કારણથી એ કક્કલના વંશજો કક્કલની સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા.

છચ્છર બુટ્ટો નામનો એક અતિ નીમકહલાલ માણસ કુંવરોની સાથે હોવાથી બાઈએ બન્ને બાલકુમારોને તેની સાથે અમદાવાદ અલિયાજી પાસે રવાના કરી દીધા

દુહો—રાવર હમીર મારીઓ, ધિલમેં રખી ધગો,
ખેંગાર–સાહેબ ગિની કરે, છચ્છર તેઆં ભગો.

ભાવાર્થ—જામ રાવળે મનમા કપટ રાખીને જામ હમીરજીનો ઘાત કર્યો, અને છચ્છર બુટ્ટો કુંવર ખેંગારજી તથા સાહેબજીને લઈને ત્યાંથી નાસવા લાગ્યો.

છચ્છર બુટ્ટો કુંવરોને લઈને પ્રથમ લાખિયાર વીયરે આવ્યો ત્યા બારામા બનેલી ઘટનાની જાણ કરી ત્યાથી તે પોતાના પરમ મિત્ર મિયા કક્કલ પાસે રેલડી ગામે આવી પહોચ્યો, અને તેને સઘળી વિગતથી વાકેફ કર્યો મિયા કક્કલ એક મિયાણો હતો. એક ખરે ખરો મર્દબચ્ચો હતો તેણે આ ત્રણે જણને દિલાસો આપીને પોતાની પાસે આશ્રય આપ્યો

ખેંગારજી તથા સાહેબજીના અમદાવાદ તરફ જવાના ખબર તેમના મામા સોઢા સેસાજીને પડતા તે પણ કુંવરોના રક્ષણ માટે તપાસ કરતો કરતો મિયા કક્કલ પાસે આવી પહોચ્યો, અને આ સઘળાએ બીજેજ દિવસે અમદાવાદ તરફ ઉપડી જવાનો નિશ્ચય કરી લીધો

આ તરફ હમીરજીનું ખૂન કરીને પણ જામ રાવળની રક્ત-તૃષ્ણા શાન્ત પડી નહિ તેના મનને તો હમીરજીના વંશ-વારસનો સમૂળો નાશ કર્યા પછીજ પૂરી શાન્તિ વળે તેમ હતુ હમીરજીના કુંવર ખેંગારજી તથા સાહેબજી વીંઝાણમા અજાજીને ત્યા છે, એ વાત તેના લક્ષમા હોવાથી તે તરતજ પોતાના વફાદાર માણસોની એક ટોળી સાથે વીંઝાણ તરફ ચાલતો થયો

વીંઝાણમા આવીને તેણે કુંવરોની ખૂબ તપાસ કરી, પરંતુ ક્યાંએ તેમનો પત્તો લાગ્યો નહિ આ વખતે જામ રાવળના ભાઈ અજાજીની સ્રીએ રાવળ જામને અહીં જેમ બને તેમ વધારે વખત રોકત કરવાને એક નવી યુક્તિ રચી. તે રાવળ જામને વઉ

મમાં નાખવાને માટે પોતાના ઓરડાનું બારણું અંદરથી બરાબર બંધ કરીને બેસી રહી આ દરવાજો બંધ જોઇને જામ રાવળને ખરેખર વહેમ પડ્યો. તેણે તે ઉઘડાવવાને કેટલુંએ કર્યું, પણ બાઇ એક ટળી બે થઈ નહિ. આખરે જામ રાવળે લુહારોને તેડાવીને દરવાજો તોડી નંખાવ્યો પરંતુ જે બાલકુમારોને શોધવા માટે તે આકાશ-પાતાળ એક કરી રહ્યો હતો, તે કયાંએ તેના જોવામાં આવ્યા નહિ જ્યારે તેને ખાતરી થઇ, કે કુંવરો વીંઝાણમાં કયાંએ નથી, ત્યારે તેણે સારામાં સારા પગીઓને એકઠા કર્યા અને તેમની મદદથી પગ લેતો લેતો તે આગળ ચાલ્યો

ચાલતાં ચાલતાં તે છેક રેલડી ગામે પહોંચ્યો. અત્યાર લગી કાયમ ચાલ્યાં આવતાં પગલાં ભિંયા કક્કલના વાડા પાસે આવીને કયાંક ગુમ થતાં જણાયાં. આથી જામ રાવળે પગીઓને ઓવાડ* નાખવા જણાવ્યું. પગીઓએ ઓવાડ નાખી અને ચારે તરફ એકેક ગાઉમાં પગની તપાસ કરી, પણ ભિંયાના વાડા પાસે છુપાઇ ગએલો પગ આગળ ન ચાલ્યો તે ન જ ચાલ્યો. પગીઓને ખાતરી થઇ કે ચોર ભિંયાના વાડામાંજ હોવા જોઇએ ભિંયાના વાડામાંથી ચોર ન નીકળે તો તેમણે પોતાનું માથુ ડૂલ કરવાનું જામ રાવળને વચન આપ્યુ. આથી જામ રાવળ પોતાના સઘળા સંગાથ સાથે ભિંયા કક્કલના વાડા તરફ ધસવા લાગ્યો.

જામ રાવળને ધસારાબંધ રેલડીને રસ્તે આવતો સાંભળતાંજ ભિંયા કક્કલે આ ચારે જણને સંતાવા માટે પોતાની વિલક્ષણ બુદ્ધિથી એક નવું સ્થાન તૈયાર કરી લીધું. તેના વાડામાં કડબની એક જંગી કાલર ખડકેલી હતી આ કાલરને ઉખેડી, તેની અંદર ખાટલા ગોઠવીને તેણે ચાર માણસો બેસી શકે એટલી જગ્યા તૈયાર કરી રાખેલી હતી તેમજ હવાની આવજા માટે પણ તેણે ઉપલા ભાગમા થોડા થોડા માર્ગ મૂકીને એવી ગોઠવણ કરી લીધેલી હતી, કે ત્યાં રહેનારને જોઇએ તેટલી તાજી હવા અને અજવાળું મળી શકે જે દિવસે જામ રાવળે રેલડીમા પગ મૂકયો, તેજ દિવસે તેણે ખેંગારજી, સાહેબજી, છચ્છર બુટ્ટો, તથા સેસોજી સોઢા એ ચારે

---

* ઓવાડ=પગ અટકેલો જણાતા તેની ચારે તરફ ફરીને તપાસ કરવી તે.

જણુને કાલરની અંદર પાણી વગેરેની ખાસ જરૂરિઆત પુરતી સગ વડે સાથે બેસાડી દીધા

જામ રાવળને તેની મંડળી સાથે દૂરથી આવતો જોઇને ભિયા કક્કલની સ્રી મલ્લણી પોતાના પતિને ભૂલથી પણ એકનું બીજું ન કરી નાખવાની ભલામણ આપવા લાગી મલ્લણીની મનોભાવના જોઇને આ કક્કલ વીર આનંદ પામ્યો અને તેને નિશ્ચિંત રહેવા દિલાસો આપવા લાગ્યો

દુહો—ભિયું ચય ભુલન મર, જિની નક બ-ચાર,
અસાં નક હિકડો, ડિનું જે ડાતાર.

ભાવાર્થ—ભિયા કક્કલ કહે છે, કે એવી ભૂલ તે કરે કે જેના બે ચાર નાક હોય, પણ અમારે તો ઇશ્વરે આપેલું એકજ નાક છે

આ લોકો આમ વાતો કરે છે, ત્યાં તો ક્રૂરતાની આબેહૂબ પ્રતિમા સમો જામ રાવળ 'માર માર' કરતો આવી પહોચ્યો, અને આ ઉભય પતિ-પત્નીને પોતાના ચોર ઘડીના છઠ્ઠા ભાગમાં સોંપી આપવા ધમકાવવા લાગ્યો પરંતુ જમાનાનો ખાધેલો આ ભિયાણા-ખચ્ચો જામ રાવળના જુસ્સાથી દબાઈ જાય એવો પોચો ન હતો. તેણે એ વિષયમાં પોતાની અજ્ઞાનતા દર્શાવવા બેધડક બનીને કાન પર હાથ મૂકયા જામ રાવળે તેને અનેક પ્રકારે ફેરવી ફેરવીને પૂછી જોયું, અનેક લાલચો બતાવી, અને અનેક ધમકીઓ આપી, પરંતુ ભડવીર ભિયો પોતાની વાતમાં મેરૂ સમાન અડોલ અને અડગ રહ્યો આ તરફ જામ રાવળના પગીઓ પણ એટલાજ મક્કમ હતા. ભિયા કક્કલ પાસેથી ચોર ન નીકળે, તો તેઓ પોતાનું માથું દૂર કરવાને તૈયાર બન્યા હતા છતાં ભિયાને તો એકજ વાત પકડી બેઠેલો જોઇને જામ રાવળને ક્રોધ ચઢ્યો તેણે વિચાર્યું કે એ ભિયાણો ચમત્કાર વગર નમસ્કાર કરવાનો નથી ભિંયાએ જ્યારે ડગ્યે ડરતા ન માન્યું, ત્યારે જામ રાવળે તેના મોટા છોકરાને પકડી તેનું માથું તરવારના એકજ ઝાટકાથી ઉતારી નાખ્યું. ભિયાના નિર્દોષ બાળકનું તરફડતું ધડ તેના પિતાના પગ પાસે આવી પડ્યું પોતાના સુકોમળ બાળકની આવી ક્રૂર કત્લ જોઇને બહાદુર ભિયાના અંતરના સ્નેહને લીધે એક ધ્રૂજારી વછૂટી ગઈ તે આ ભયંકર દ્રશ્ય

જોતો પત્થરના પુતળાની પેઠે સ્થિર ઉભો રહ્યો. ભિંયાને હજુ અણુ નમ ઉભેલો જોઇને જામ રાવળ વધારે ક્રોધાયમાન બન્યો. તેણે તેના બીજા છોકરાને પકડીને તેનો પણ એજ રીતે ઘાત કર્યો એમ કરતાં કરતાં તેણે ભિંયાના છ છોકરાને ગાજર-મૂળાની માફક કાપી નાખ્યા. હવે માત્ર તેનો એકજ છોકરો બાકી રહ્યો હતો. જામ રાવળે તેને પણ ઝૂટવી લીધો, અને ભિંયાને કહ્યું કે જો તે હજુ પણ નહિ માને તો તેના સાતમા છોકરાનું મસ્તક પણ હમણાંજ ધૂળ ચાટતું થઇ જશે.

છ છ છોકરાનાં ધડ અને માથાં ભિંયાની નજર સમક્ષ લોહીના ખાબોચીઆમાં તરફડી રહ્યાં હતાં. ત્યાં સાતમો છોકરો પણ એ ક્રૂર માનવના હાથમાં સપડાયલો જોઇને તેની આંખમાંથી આંસુનું એક બિંદુ ખરી પડ્યું. ભિંયામાં થએલો ફેરફાર તેની ચતુર સ્ત્રી મહારાણી કળી ગઇ. આ મહારાણી પુરૂષોને પણ શરમાવે એવી એક વીરાંગના હતી. ભિંયાના હૃદયની આર્દ્રતા નિહાળી તેને વિચાર થયો, કે આટલું આટલું કરીને પણ જો હવે તેનો પતિ જરાકે ભૂલ કરશે, તો બધી બાજી બગડી જશે. આથી તેણે ભિંયાને સાનમાં સમજાવી દીધું, કે ગમે તેમ થઇ જાય તો પણ તું તારી વાતમાં જેવોને તેવો મક્કમ રહેજે.

જ્યાં કોઈ પણ માતાનું મન ડગી જાય, એવા અણીના સમયે મહારાણીની આવી અપૂર્વ હિંમત જોઇને ભિંયાના અંતરમાં સંતોષ થયો. તે તો પૃથ્વી રસાતાળ જાય તોપણ પોતાના નિશ્ચયમાંથી પાછો ફરે એમ ન હતું. તેણે જામ રાવળને નિડરતાથી પ્રત્યુત્તર આપતાં જણાવ્યું, કે "તારે અમારા સાતે બાળકોની સાથે અમને પણ રહેંસી નાખવા હોય તો બેલાશક રહેંસી નાખ. કારણ કે જે માણસો વિષે હું કશું જાણતોજ ન હોઉં તે તને ક્યાંથી લાવી આપું?"

આ વખતે જામ રાવળની મંડળીમાંના કેટલાક લોકોને દયા ઉત્પન્ન થઇ. તેમને ખાતરી થઈ, કે ભિંયાને કશી વાતની ખબર નથી. તેમણે વિચાર્યું કે કુંવરોને બચાવવા પોતાના સાત સાત પેટના પુત્રોની કુરબાની કરવા કોણ તૈયાર થાય? આ લોકોની વાત જામ રાવળને પણ યોગ્ય જણાઇ. તે તેનો સાતમો છોકરો જીવતો રાખીને ત્યાંથી ચાલી નીકળ્યો.

દુહો—રાવર કક્કલ મારિઆ, તાણે તેજ તરાર,
ભિંયે સંધા બાર, પછાડે પિથું કેઆ.

ભાવાર્થ—જામ રાવળે તેજસ્વી તરવાર ખેંચીને ભિંયા કક્કલના બાળકોના કટકે કટકા કરી નાખ્યા.

દુહો—કચ્છ કક્કલે રખેઓ, રખેઓ કાછે રા,
કાં વિયાણી મલ્લણી, કાં અકબર મા.

ભાવાર્થ—કક્કલોએ કચ્છ અને કચ્છના માલીકનું રક્ષણ કર્યું. દિલ્હીપતિ અકબરશાહને જન્મ આપવાને જેટલું માન તેની માતાને ઘટે છે, તેટલુંજ માન આ કક્કલ કુમારોને જન્મ આપનાર તેમની માતા મલ્લણીને પણ ઘટે છે.

---

## (૨)
## ગોરજી માણેકમેરજી.

જામ રાવળે રેલડીમાં ખેંગારજી તથા સાહેબજીની કેટલીએ તપાસ કરી, પરંતુ પરિણામમાં તેને નિષ્ફળતાનીજ પ્રાપ્તિ થઇ. આથી આખરે તે વીલે મોઢે ત્યાંથી પાછો ફર્યો જ્યારે જામ રાવળના ચાલ્યા જવાની ભિંયા કક્કલને પુરતી ખાતરી થઇ, ત્યારે તેણે ચારે જણને કાલરમાંથી બહાર કાઢ્યા. ભિંયા કક્કલનું અપૂર્વ બલિદાન જોઇને આ ચારે જણની આંખો ફાટી ગઈ. ખેંગારજીએ તેને તેની વફાદારીનો બદલો વાળી આપવાનું વચન આપ્યું. રાત્રિ પડતાં આ ચારે જણ રેલડીનો ત્યાગ કરીને આગળ ચાલવા લાગ્યા.

મજલ દર મજલ કરતા આ લોકો પરશે કાંઠે આવેલા ચરાડવા નામે ગામે આવી લાગ્યા. આ વખતે રાત્રિનો સમય થઇ ગએલો હોવાથી તેમણે ગામની પાદરે પોતાનું મેલાણ નાખ્યું. અહીં ચરાડવા ગામમાં માણેકમેરજી નામનો એક પ્રખ્યાત ગોરજી રહેતો હતો. તે અંબાજીનો પરમભક્ત હતો. અને અંબાજી તેના પર પ્રસન્ન હોવાનું કહેવાતું સવારે જ્યારે માણેકમેરજી દિશાએ જતો હતો, ત્યારે ચરાડવાની પાદરે સૂતેલા ખેંગારજીના પગ પર તેની દૃષ્ટિ પડી. ગોરજી સામુદ્રિક શાસ્ત્રનો સંપૂર્ણ જ્ઞાતા હોવાથી તેને

ખેગારજીના પગમાં રાજચિહ્ન જોવામાં આવ્યું. આ ભવિષ્યના રાજ્ય-કર્તાને આજ એક રખડુની હાલતમાં સૂતેલો જોઇને ગોરજીના મન-મા લાગણી થઇ આવતા તેણે પોતાનુ મસ્તક ધુણાવ્યુ આ બનાવ ચાલાક છચ્છર બુટ્ટાએ જોઇ લીધો ખેગારજીને જોઇને ગોરજીએ માથુ ધુણાવેલુ હોવાથી તેને વહેમ પડ્યો, કે આ માણુસ જો જામ રાવળનો જાસુસ હોય તો બધી બાજી ધૂળધાણી થઇ જાય તેમ છે આથી તેણે તરતજ ગોરજીની પુઠ પકડી અને તેણે માથુ શા માટે ધુણાવ્યુ, તે પૂછવા લાગ્યો ગોરજીએ તેને કારણ જાણવું હોય, તો પોતાને ઘેર આવવા જણાવ્યુ, અને ચાલતો થયો

છચ્છરના મનમા આ વાતની ખટક રહી ગએલી હોવાથી આ ત્રણે જણ નિત્યકર્મથી પરવારી ભોજનાદિ કાર્યથી નિવૃત્ત થઇને ગોરજીના ઘરની તપાસ કરતા ત્યા પહોંચી ગયા ગોરજીએ તેમને આદર આપીને બેસાડ્યા છચ્છરે તેને માથુ ધુણાવવાનું કારણ પૂછતા ગોરજીએ ખેગારજી તરફ અગુલિનિર્દેશ કરીને જણાવ્યુ, કે આ યુવકના પગમા રાજ્યરેખા હોવાથી તે ભવિષ્યમા રાજા થવાનો છે.

ગોરજી માણેકમેરજીની આ આનદજનક ભવિષ્યવાણી સાભ-ળીને છચ્છરના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે સઘળી હકીકત ગોર જીને કહી સભળાવી, અને તેનાથી બની શકે તો કંઇક મદદ કરવા અરજ કરી ગોરજીને આ માણુસો સુપાત્ર જણાવાથી તે પોતાની ઇષ્ટદેવી અબાજી પાસે આવ્યો, અને તેનુ ધ્યાન ધરવા લાગ્યો. ખેગારજીએ પણ માતાજીના ભાવપૂર્વક દર્શન કરતા કહ્યુ કે.—

દુહો—જ આંઉં કચ્છજો રાજિયો, ત માતા ડ઼ે સુ બોલ,
 ત માણક તોસેં કોલ, સમેજો સહી થેઓ.

ભાવાર્થ—જો કચ્છની રાજ્યગાદી મારા હાથમા આવવાની હોય, તો માતાજી મને વચન આપો અને તેમ થશે તો હે માણેકમેરજી! તારો બદલો વાળી આપવાનો મારો કોલ છે

માણેકમેરજી ધ્યાનમુક્ત થતા તેણે સૌને ખાતરી આપતા જણાવ્યુ, કે કચ્છની રાજ્ય-ગાદી ખેગારજીને માટેજ નિર્માણ થ એલી છે, એમા શક નથી ઉપરાત તેણે એક સાગ ખેગારજીને

આપતાં કહ્યું, કે એ સાંગ વડે તેમનો ભાવષ્યનો રસ્તો સરળ બનશે, અને તેની નિશાની તરીકે રસ્તામાં તેમને ધોળું શિરામણ અને કાળો ઘોડા મળશે.

માણેકમેરજીની આ ભવિષ્યવાણીથી સૌને ઘણો સંતોષ થયો. તેઓ ગોરજીની વિદાય લઇને ત્યાંથી ચાલતા થયા. દઇસરા ગામે આવીને તેમણે તળાવની પાળ પાસે પોતાનો મુકામ કર્યો, અને રાતવાસો ત્યાંજ રહ્યા.

સવાર પડતાં ગામની સ્ત્રીઓ તળાવ પર પાણી ભરવા આવવા લાગી આ વખતે એક લાખિયાર વીયરાની સુતારણ બાઇ જે અહીં પરણેલી હતી, તે પાણી ભરીને પોતાને ઘેર જતી હતી તેની નજર આ ચારે જણ પર પડતાં તેણે તેમને ઓળખી લીધા. તેના ગામના રાજકુમારોને જોતાં બાઇના હેતાળ હૈયામાં પોતાના વતન પ્રત્યેનો પ્રેમ ઉભરાઇ આવ્યો. તેણે ઘેર આવીને પોતાના સસરાને રાજકુમારોને તેડી લાવવા માટે મોકલાવ્યો. બાઇનો સસરો પણ એ બંને કુમારોને ઓળખતો હોવાથી તે તરતજ તેમની પાસે પહોંચી ગયો, અને તેમને ઘણો આગ્રહ કરીને માનપૂર્વક પોતાને ત્યાં તેડી લાવ્યો.

સુતારે આ ચારે જણને જુવારની ઘેંશ અને દહીંનું શિરામણ આપ્યું, અને તેમની ખૂબ આગતાસ્વાગતા કરી. બે ત્રણ દિવસ આ લોકોને પોતાને ત્યાં રોકીને તેણે તેમના વિદાય થવા વખતે પોતાનો એક કાળો વછેરો તેમને ભેટ આપ્યો.

આ બનાવથી ગોરજી માણેકમેરજીની ભવિષ્યવાણીમાં સૌને મજબુત શ્રદ્ધા બેસી ગઇ. તેઓ ઉત્સાહિત અંતરે આગળ ચાલવા લાગ્યા.

દુહો—કારો ઘોડો જુઆર, સમેકે સુકન થેઆ,
માતા કઇ વાર, ખુસી થઈ ખેંગતેં.

ભાવાર્થ—કાળો ઘોડો અને જુવારના શિરામણની પ્રાપ્તિથી આ લોકોને ગોરજીના કહેવા મુજબ શુભ શુકન થયા. માતા ખેંગારજી ઉપર ખુશી થઇને તેની વહારે ચડી.

———

## ( ૩ )

# છચ્છરની સ્વામિભક્તિ.

મજલ દર મજલ કરતા આ ચારે જણ ત્યાંથી આગળ ચાલવા લાગ્યા. તેઓ કચ્છથી એવા કપરા સંજોગે વચ્ચે નીકળેલા હતા, કે કોઇ પાસે રસ્તાખર્ચના પૈસા કે કોઈ કીમતી ચીજ પણ હતી નહિ તેમની પાસે જે બે–ચાર ચીજો હતી, તે વેચીને તેમણે અત્યાર લગીનું પોતાનું ખર્ચ ચલાવ્યું હતું. પરંતુ હવે તો એવી એક પણ ચીજ શિલકમાં રહેલી ન હોવાથી હવે શુ કરવું, તેનો વિચાર કરવામાં તેઓ મુંઝાઇ પડેલા હતા જ્યાં કોઇપણ ઓળખીતું નહિ, એવા પારકા પ્રદેશમાં પૈસા વગર કેમ ચલાવી શકાશે એ વિચાર તેમને રાતદિવસ સતાવી રહ્યો હતો. આવા કટોકટીના સમયમાંથી માર્ગ કહાડવાને બાલક છચ્છરે એક નવો ઇલાજ શોધી કાઢ્યો. રસ્તામાં જ્યાં જ્યાં તેમને ખર્ચીની તાણ પડતી, ત્યાં ત્યાં છચ્છર પોતે ગામના કોઇ શ્રીમંત શેઠ પાસે વેચાતો, અને એ રીતે તેમને તેમની આર્થિક મુસ્કેલીમાંથી ઉગારી લેતો. આવા પ્રસંગે રાજકુમાર ખેંગારજીને બહુ લાગી આવતું. પણ તેમની પાસે તેમ કર્યા સિવાય અન્ય એક પણ ઇલાજ ન હોવાથી આખરે છચ્છરના માલીક બનીને તેને વેચી નાખવો પડતો. અને છચ્છર પાછો સંકેત મુજબ પોતાના શેઠની પાસેથી ન્હાસીને તેમને આવી મળતો.

આ રીતે ખેંગારજીએ ત્રણ વાર છચ્છરને વેચ્યો અને ત્રણ વાર તે પાછો તેમની પાસે પહોંચી આવ્યો.

'દુહો—છચ્છર પિંડજો પિંઢ, વિકાણું ત્રૈ વાર,
કાકા તોજા બાર, સમે ચેઓ સાંઢિયાં.

ભાવાર્થ—છચ્છર એનો એ ત્રણ વખત વેચાયો તેથી ખેંગારજીએ કહ્યું કે હે કાકા ! તારા કુટુંબને હું મારાથી બનશે તેટલી મદદ કરીશ.



## ( ૪ )

## સાવજનો શિકાર.

આ ચારે જણુ ચાલતા ચાલતા અમદાવાદ આવી પહોચ્યા તપાસ કરતા કરતા તેઓ શહેરની બહાર આવેલા શાહીબાગમાં અલિયાજીને ઉતારે આવ્યા. પોતાના ભાઇઓને અચાનક આવી હાલતમાં આવી પહોચેલા જોઇને અલિયાજીને નવાઇ લાગી તેણે આ ચારે જણને માટે તરતજ યોગ્ય બંદોબસ્ત કરી દીધો. ભોજનાદિ કાર્યથી પરવારીને છચ્છર બુટ્ટાએ જામ રાવળની દગાખોરીનું સવિસ્તર વર્ણન અલિયાજી પાસે કર્યું. જામ રાવળના જુલ્મનું વર્ણન સાંભળીને અલિયાજીને અત્યંત ક્રોધ ચઢ્યો તેણે તેજ દિવસે ખેંગારજીને પાદશાહની મદદ મેળવવા માટે પોતાની સાથે આવવા જણાવ્યું. પરંતુ નિર્માલ્ય બનીને પાદશાહની સલામ કરી તેની મદદ માગવાની ખેંગારજીની ઇચ્છા ન હોવાથી તેમણે અલિયાજીને થોડો સમય થોભવા જણાવ્યું.

આ વખતે અમદાવાદમા જયચંદ્ર અને દેવચંદ્ર નામના જેસલમેરના બે ભટ્ટી ભાઇઓ પટ્ટાબાજી શીખવાનો એક મોટો અખાડો ચલાવી રહ્યા હતા. આ બંને ભાઇઓ પટ્ટાના પુરેપુરા ખેલાડી તથા કુસ્તીબાજ હોવાથી ખેંગારજી અને સાહેબજી પણ તેમની પાસે પટ્ટા અને કુસ્તીના દાવપેચ શીખવા માટે જવા લાગ્યા ત્યા નિશાનબાજી, પટ્ટાબાજી, અને કુસ્તીના ખેલમા કચ્છી રાજકુમાર ખેંગારજીની પ્રવીણતા જોઇને સૌ છક્ક બની જતા થોડીજ મુદત્તમાં આ બંને ભાઇઓ અખાડાની સઘળી વિદ્યાના સંપૂર્ણ જ્ઞાતા બની ગયા

એ અરસામાં અમદાવાદની આસપાસ એક વિકરાળ સિંહ ત્ર[illegible] ફેલાવી રહ્યો હતો આ સિંહને મારવા માટે અમદાવાદનો પાદ[illegible] મહુમદ બેગડો* પોતે પોતાના મોટા શિકારી મંડળ સાથે [illegible] પોતાનું પાણી બતાવવાનો આ ઉત્તમ પ્રસંગ આવેલ [illegible] રાજકુમાર ખેંગારજી પણ શસ્ત્રાસ્ત્ર સજ્જ થઇને તેની [illegible]

* ચાપાનેર અને પાવાગઢ નામના બે મજબૂત[illegible]ના [illegible] શાહે જીતેલા હોવાથી તે 'બેગડ'ના ઉપનામથી ઓ[illegible]

મંડળ સાથે સિંહની બોડ તરફ ચાલવા લાગ્યા. અહીં આવી પહોંચતાંજ સઘળા શિકારી મંડળે સિંહની બોડને ચારે તરફથી ઘેરી લીધી. સિંહ પોતાની બોડમાં નિર્ભયપણે બેઠો હતો. પાદશાહના શિકારીઓ તેને બહાર કાઢવા માટે છંછેડી રહ્યા હતા. સિંહની બોડને ધુમાડાથી ભરીને કેટલાક તેને ઘોંચપરોણો કરી ઉઠાડવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. સિંહ આથી ખીજાઇ ઊઠ્યો. અને તે એકદમ બોડમાંથી બહાર કૂદી આવ્યો. બહાર આવતાંજ તેણે એક ભયંકર ત્રાડ સાથે પાદશાહના હાથી પર નિશાન તાકીને તે તરફ દોટ મૂકી.

સિંહની ત્રાડ સાંભળતાંજ પાદશાહના શિકારીઓના સઘળા ઘોડાઓ પોતપોતાના સવારોને લઇને ઉંચી પુછડીએ નાસવા લાગ્યા. સિંહની ગગનભેદી ગર્જનાથી પાદશાહના હાથીના તો જાણે હોશકોશ ઉડી ગયા હોય તેમ તે માટીના ઢગલાની માફક જ્યાંનો ત્યાં ઉભો રહ્યો.

પાદશાહના હાથી પાસે આવતાંજ સિંહે તેજ ક્ષણે હાથીના હોદ્દા પર બેઠેલા મહમદ બેગડા ઉપર તરાપ મારી. સઘળાને છોડીને સિંહે પોતાપરજ તરાપ મારેલી જોઇને મહમદ બેગડાના પ્રાણ મૂઠીમાં આવી રહ્યા તે પોતાને બચાવવા ખુદાને યાદ કરવા લાગ્યો. પાદશાહ અને સિંહની વચ્ચે માત્ર થોડુંજ અંતર રહ્યું. ચાંપાનેર અને પાવાગઢના અજીત કિલ્લા જીતી લેનાર બેગડો પાદશાહ નવાણું ટકાના જોખમમાં આવી પડ્યો.

આવા કટોકટીના સમયે અત્યાર લગી શાન્ત ઉભા રહેલા એક ઉગતા નવજવાને પોતાના હાથમાંની સાંગ સાથે સિંહ તરફ દોટ મૂકી પાદશાહના હાથી પર કૂદી પડેલા સિંહ ઉપર તેણે પોતાની સાંગનો એક એવો જબ્બર પ્રહાર કર્યો, કે તેના એકજ ઘાની સાથે એ મદોન્મત્ત વનરાજ હતપ્રાણ થઇને પૃથ્વીપર તૂટી પડ્યો સિંહ જમીન પર પડતાંજ પાદશાહના જીવમાં જીવ આવ્યો. જેના મોઢા પર હજુ મૂછનો દોરો પણ ફૂટતો દેખાતો ન હતો, એવા એ બાલ જુવાનનું આ અતૂલ પરાક્રમ નિહાળીને પાદશાહની આંખો ફાટી ગઈ. પાદશાહ તેને ઓળખવા પ્રયત્ન કરવા લાગ્યો. પણ કમનસીબે તેને ઓળખી શક્યો નહિ. અને આ બેપરવાહ જુવાન તો તેજ વખતે ત્યાંથી નિર્ભયપણે પોતાને રસ્તે ચાલવા લાગ્યો.

એક ભયંકર વનરાજના એકજ સપાટે પ્રાણ હરનાર આ નવજવાન અન્ય કોઈ નહિ પરંતુ કચ્છનો વીર રાજકુમાર ખેંગારજી હતો. તેણે સિંહને મારીને પાદશાહ ઉપર કંઈ અજબ જાદુ કર્યું હતું. પાદશાહના સમગ્ર વિચારોનું સ્થાન આજે તેણે લઇ લીધું હતું. પાદશાહે શહેરમાં આવતાંજ સિંહને મારનાર એ વીર યુવકની તપાસ ચલાવવા માંડી પરંતુ તેને કોઇ રીતે તેની ભાળ લાગી નહિ

બીજે દિવસે કચેરીમાં આવીનેજ પાદશાહે સિંહને મારનારની શોધમાં શહેરમાં બીડું ફેરવવા મોકલ્યું હવે લાગ આવેલો જાણીને અલિયાજીએ તરત ઉભા થઇને એ બીડું ઉઠાવી લીધું, અને કહ્યું, કે નામદાર સિંહને મારનાર અન્ય કોઇ નહિ પરંતુ મારો ભાઇ ખેંગારજી છે. આ જાણી પાદશાહના આનંદનો પાર રહ્યો નહિ. આવા પરાક્રમી રાજકુમારને અલિયાજી આટલો વખત કચેરીમાં શા માટે તેડી આવ્યા નહિ એમ પાદશાહે અલિયાજીને પૂછતાં તેણે કહ્યું, કે "ખુદાવંદ, એ હજુ ઉગતો યુવક છે અને પાદશાહી કચેરીના કાનુનોથી તે પુરો વાકેફગાર ન હોવાથી તેને તેડી આવતાં મારૂં મન કંઇક સંકોચ પામતું હતું." પાદશાહે તેની કશી ફીકર નહિ એમ કહીને તેને બોલાવી લાવવા માટે અલિયાજીને મોકલાવ્યો.

થોડીજ વારમાં અલિયોજી, ખેંગારજી તથા સાહેબજીને લઇને પાદશાહની કચેરીમાં આવી પહોંચ્યો. સાહેબજીએ નમીને પાદશાહની સલામ કરી. પરંતુ કોઇને પણ પોતાનું મસ્તક ન નમાવવાના બિરદવાળા ખેંગારજીએ માથું નમાવ્યા વગરજ વિવેક બતાવ્યો. જીવતદાનના મહાન ઉપકારના ભાર તળે દબાયલું પાદશાહનું હૃદય ખેંગારજીના આ અવિવેકને જોઇ શક્યું નહિં. ખેંગારજી પર દૂરથી દૃષ્ટિ પડતાંજ પાદશાહે તેને ઓળખી લીધો. ઉપકારવશતાથી તેનું હૃદય આર્દ્ર બની ગયું હતું. ખેંગારજીનો પગ કચેરીમાં પડતાંજ પાદશાહના મ્હોંમાંથી અચાનક આશ્ચર્યપૂર્ણ ઉદ્‌ગારો નીકળી ગયા, કે "તુમ તો બડે રાવ હો!"

તે દિવસથી ખેંગારજીને અમદાવાદના પાદશાહ મહમદ બેગડા તરફથી 'રાઓ'ની પદવી પ્રાપ્ત થઇ.

**દુહો—સમે સાવજ મારીઓ, સધર ભાગ સંધાસ,**
**સંવત પનરો પાંસઠે, રાવે જુહૈયાસ.**

ભાવાર્થ—સમાવીર ખેંગારજીએ પોતાના ભાગ્યબળથી સાવજને માર્યો, અને સંવત પંદરસેં પાંસઠમાં તેને પાદશાહ તરફથી રાઓની પદવી પ્રાપ્ત થઇ.

રાજકુમાર ખેંગારજીએ આવડી નાની ઉંમરમાં એક વિકાળ વનરાજને સંહારી નાખવાનું મહાન્ પરાક્રમ કરેલું હોવાથી પાદશાહે તેને ખૂબ ધન્યવાદ આપ્યો. અને તેની જે કંઈ ઇચ્છા હોય તે વ્યક્ત કરવા જણાવ્યું. આ વખતે અલિયાજીએ કચ્છમાં બનેલી સઘળી ઘટનાથી પાદશાહને વાકેફ કર્યો અને કચ્છની રાજ્યગાદી પાછી મળે તેવો બંદોબસ્ત કરવા તેણે પાદશાહને વિનંતિ કરી.

અલિયાજીની ઉપરોક્ત માગણીનો પાદશાહે તરત સ્વીકાર કર્યો. તેણે ખેંગારજીની મદદ માટે બાર હજાર સવાર તથા તે માટેની સઘળી સાધન-સામગ્રી આપવાની કબુલાત સાથે મોરબી સ્વાધીન કરવાનો પરવાનો તેના થાણદાર નવાબખાન ગોરી પર લખી આપ્યો.

---

## ( ૫ )

## મોરબી તરફ.

પાદશાહ મહમદ બેગડાના બાર હજાર સૈનિકોની વિશાળ ફોજ લઇને ખેંગારજી પોતાના ભાઇ અલિયાજી અને સાહેબજી સાથે કૂચકદમ કરતા મોરબી તરફ ચાલવા લાગ્યા.

કચ્છમાં ઓઠા જામના વંશવાળા ભાયાત વર્ગને ખેંગારજી તથા સાહેબજીના અમદાવાદ જવાની ખબર પડતાં હોથી નોંઘણજી પાંચસો માણસની ફોજ સાથે ખેંગારજીની મદદ માટે આવવા લાગ્યા હતા. આ બંને ફોજો સામસામી મળી જતાં એકમેકની ઓળખાણ પડી, અને હોથી નોંઘણજી પણ ખેંગારજીના લશ્કર સાથે મળીને મોરબી તરફ ચાલવા લાગ્યા. રસ્તામાં એક ઠેકાણે આ ફોજે મેલાણ કર્યું. ભોજનનો સમય થતાં સૌ ભોજન લેવા બેઠા. આ વખતે ખેંગારજી પણ પોતાના સઘળા ભાયાત વર્ગ સાથે એકજ પંક્તિમાં જમવા બેઠા જ્યારે ખેંગારજીના ભાણામાં દૂધ આવ્યું,

ત્યારે તે જોઇને કચ્છી ફોજ સાથે આવેલો પંવારીઆ નામનો એક ચારણ પોતાના જાતિસ્વભાવને અનુસરીને બોલી ઊઠ્યો કેઃ—

દુહો—રાવર લાખો વારેઓ, તોં ન વારે હમીર,
ખેંગા! પીંધે ખીર, આડે કીં ઓઢેહરા?

ભાવાર્થ—જામ રાવળે પોતાના પિતા જામ લાખાના વેરનો બદલો વાળ્યો પણ તમે હમીરજીના વેરનો બદલો વાળ્યો નહિ. આમ છતાં ઓ ખેંગારજી! તમને દૂધ પીવું કેમ ભાવે છે?

ચારણનું આ મ્હેણું ખેંગારજીની છાતીમાં તીરની પેઠે ખૂંચી ગયું. તેનો હાથ તેના ભાણામાં જાણે ઠરી ગયો. ખેંગારજીનો હાથ અટકી ગએલો જોઇને સઘળા સ્થિર થઈ ગયા.

દુહો—ચારણ સમેકે ચોરેઓ, ત ખેંગ ચેઓ ખેંર,
વારે હમીર વૅર, ખેઆં ખીર ખુસીય મેં.

ભાવાર્થ—ચારણે ખેંગારજીને ઉશ્કેરવાથી ખેંગારજી બોલ્યા, કે વાહ, હવે તો હમીરજીનું વેર વાળીનેજ મારે દૂધ પીવું જોઇએ.

ચારણને આમ કવેળાની બાજી બગાડતો જોઇને ચાલાક છચ્છર તરતજ વચ્ચે પડ્યો, અને ખેંગારજીને કહેવા લાગ્યો.—

દુહો—ચારણજો ચેઓ કજે, ખેંગ ન તજજે ખીર,
અડાઢું અઢઇ ડીં, હાલે ઘર હમીર.

ભાવાર્થ—ચારણનું કહેવું સાંભળીને હે ખેંગારજી! તમારે દૂધનો ત્યાગ કરવો ન જોઇએ. કારણ કે દાદાઓને વેર હમીરજી હવે માત્ર અઢી દિવસજ છે. અર્થાત્ હવે હમીરજીનું વેર આપણે તરતજ વાળી શકીશું.

આમ ચારણની વાત છચ્છર બુટ્ટાએ ચાલાકીથી ફેરવી નાખી, અને સૌ ભોજનકાર્યથી નિવૃત્ત થઈ જરા આરામ લઇને પાછા મોરબીને માર્ગે ચાલવા લાગ્યા.

---

## ( ૬ )
## રૂધો જોશી.

રાઓશ્રી ખેંગારજી જ્યારે અમદાવાદ હતા, ત્યારથીજ તેમને રૂધા જોશીનો પરિચય થયો હતો રૂધો જોશી જ્ઞાતે સારસ્વત બ્રાહ્મણ હતો. લોકોક્તિ મુજબ તે સિંધ-બ્રાહ્મણાબાદના એક વખતના સત્તાધીશ ચંચ મહારાજના વંશમાંથી ઉતરી આવેલો હતો. તેની ઓળખ લખગીધર નામે હતી. આ રૂધો જોશી રાઓશ્રીની બેન કમાબાઇ તથા અલિયાજીનો આશ્રિત હતો. તેનો મામો કાળો જોશી મોરબીનો કારભારી હતો જ્યારે મહમદ બેગડાએ રાઓશ્રીને મોરબી સર કરવાનો પરવાનો આપ્યો, ત્યારે તેમણે મોરબીમા ક્ષેત્ર તૈયાર કરવાને આ રૂધા જોશીને પ્રથમથીજ ત્યાં મોકલાવ્યો હતો રૂધો જોશી મોરબી જઇ પોતાના મામા કાળા જોશીને ત્યાં રહીને મોરબીના થાણદાર નવાબખાન ગોરી વિરૂદ્ધ પ્રચારકાર્ય ચલાવવા લાગ્યો અધુરામા પુરૂં કાળા જોશીની એક ગાયને ગોરીના માણસોએ કત્લ કરી નાખેલી હોવાથી હિંદુ જનતામાં ગોરી રાજ્ય પ્રત્યે ઝેર ફેલાવવામાં રૂધા જોશીને સારી સહાય મળી ગઇ. તેનો મામો કાળો જોશી રાજ્ય-શક્ત હતો, છતાં તેની માનીતી ગાયની કત્લ પછી તે પણ ગોરી રાજ્ય પ્રત્યે કરડી નજરે નિહાળવા લાગ્યો હતો

જ્યારે રાઓશ્રી પોતાના સઘળા કાફલા સાથે મોરબી આવી પહોચ્યા, ત્યારે મોરબીને થાણે રહેલા નવાબખાન ગોરીને પાદશાહી પરવાનો બતાવવામા આવ્યો. પરંતુ આ ગોરી સરદાર પોતાની સત્તાના કેફમાં એટલો તો અભિમાની બની ગયો હતો, કે તેણે શાહી પરવાનાને જરા પણ ન ગણકારતા ચોકખું જણાવી દીધું, કે મોરબીની રાજ્યસત્તા તે કોઇને પણ સોપવા તૈયાર નથી.

નવાબખાન ગોરીને શાહી ફરમાનનો ખુલ્લો અનાદર કરતો જોઇને રાઓશ્રી વિચારમા પડ્યા. તેમણે રૂધા જોશીને બોલાવીને હવે કયો રસ્તો લેવો તે બાબત સલાહ માગી રૂધા જોશીએ પોતાના મામા કાળા જોશીને ગોરી કામદાર વિરૂદ્ધ ક્યારનોએ ફેરવી નાખેલો હતો, આથી તેમણે ગોરી કામદારનો ઘાટ ઘડવાનો પ્રબંધ રચી લીધો.

નિશ્ચિત કરેલા દિવસે મોરબીના કારભારી કાળા જોશીએ મોરબીના લશ્કરને જુદા જુદા સ્થાને કંઇને કંઇ આવશ્યકતા જણાવીને ત્યાં મોકલાવી આપ્યું. મોરબીમાં માત્ર જુજ લશ્કર બાકી રહ્યું. આ તકનો લાભ લઇને જોશી કાળા અને રૂધાએ પ્રથમથી કરી રાખેલા સંકેત મુજબ રાઓશ્રીના લશ્કરને દાખલ થવા માટે મોરબીના દરવાજા ઉઘાડી આપ્યા કચ્છી લશ્કર ખુલ્લી તલ્વારે શહેરમાં દાખલ થયું અને થોડીજ મહેનતે ગોરી કામદારને મારી લઇને મોરબી સર કરી લીધી.

દુહો—અચી મારઇ મોરબી, જીં તિત્તર તેં ભાજ,
ગોરી સંઘો રાજ, ઝટે ગિદ્ધો જોર સેં.

ભાવાર્થ—જેવી રીતે તેતર ઉપર બાજપક્ષી પડે તેવીજ રીતે રાઓશ્રીએ મોરબીની સત્તા ગોરી સરદાર પાસેથી ઝૂંટવી લીધી.

જોશી કાળો અને રૂધો બંને ત્યારપછી રાઓશ્રી સાથે કચ્છમાં ગયા. આગળ જતાં કચ્છમાં આ બંને જણ એટલા પ્રબળ બની ગયા, કે લોકોમાં કહેવત ચાલી કે "કારો તાં ભારો, ને રૂધો તાં રા." રૂધા જોશીને ભવાનજી નામે એક પુત્ર અને બે પુત્રીઓ હતી મોટી પુત્રીનું નામ રાજબાઇ અને નાનીનું નામ હરખબાઈ હતું. રાજબાઇને પરણાવેલી હતી અને હરખબાઇ હજુ કુમારી હતી.

રૂધા જોશીની મોટી પુત્રી રાજબાઇ ગર્ભવતી હતી, ત્યારે તેને તેના પતિ સાથે કંઇક બોલાચાલી થતાં તેના પતિએ ગુસ્સે થઇને તેને લાત મારી, તેથી તે બાઇના ગર્ભનો પાત થયો અને બાઇ પોતે પણ મરણને શરણ થઇ. આ જાણી ચારે તરફ હાહાકાર થઈ રહ્યો. રૂધો જોશી હવે પોતાના જમાઇને કેવી શિક્ષા કરશે તે વિષે લોકો અનેક કલ્પનાઓ કરવા લાગ્યા.

રાજબાઇ મરણ પામતાંજ રૂધા જોશીના જમાઇને કેદ કરી લેવામાં આવ્યો. મરનારને તેર દિવસ થતાં નાતરીત પ્રમાણે શોક ઉતારવા તથા સફેદ પાઘડીઓ બદલાવવા જ્યારે સઘળા સારસ્વતો એકઠા થયા, ત્યારે રૂધા જોશીના જમાઇને પણ ત્યાં બોલાવવામાં આવ્યો. શોક ઉતારવાનો વિધિ સમાપ્ત થતાં રૂધા જોશીએ પ્રથમથીજ ઘડી રાખેલી યોજના મુજબ તેની નાની દીકરી હરખબાઇના સગપણના કંકુ-ચોખા અને નાળિયેર

તેના જમાઇને આપવામાં આવ્યા. આ દૃશ્ય જોઇને લોકોની અજાયબીનો પાર રહ્યો નહિ. જે માણસને ફાંસીએ લટકાવવો જોઇએ તેનેજ ફરીથી પોતાની પુત્રીનું સગપણ આપતા રૂધા જોશીની ઉદારતા કેટલાક લોકોને યોગ્ય ન જણાતાં તેઓ રૂધા જોશીને તેમ ન કરવા સમજાવવા લાગ્યા. રૂધા જોશીએ તેમને પ્રત્યુત્તરમાં જણાવ્યું, કે એ માણસે ઈરાદાપૂર્વક તેની પુત્રીનું ખૂન કરેલું ન હોવા છતાં હવે તેને કોઈ પણ પોતાની કન્યા આપે એવો સંભવ નથી. આથી એક ગરીબ બ્રાહ્મણનું ઘર ભાંગતું બચાવવા તથા તેને નિર્વંશ જતો અટકાવવાના ઉદ્દેશથીજ તેણે આ રસ્તો લીધો છે. આ વાત તેણે સમસ્ત જ્ઞાતિ સમક્ષ જાહેર કરી દીધી. આ જાણી ઘેરઘેર રૂધા જોશીની ઉદારતા અને તેના હૃદયની વિશાળતાનાં ગુણગાન થવા લાગ્યાં.

રાઓશ્રી ખેંગારજીએ જ્યારે ભુજ વસાવ્યું, ત્યારે હાલના દરબારગઢથી ઉત્તરાદી તરફ પખુરાઇ નામે એક તળાવડી હતી. તે ઠેકાણે રૂધા જોશીના રહેઠાણ માટે તેને જમીન આપવામાં આવી, ત્યાં તેણે વિશાળ ઈમારતો ચણાવી લીધી. આ જગ્યાઓનો કેટલોક ભાગ આજ પણ રૂધા જોશીના વંશજો પાસે છે, અને કેટલોક ભાગ ગીરો તથા વેચાણ આપવામાં આવેલ છે. રૂધો જોશી પોતે ધાર્મિકવૃત્તિનો પુરૂષ હતો. તેણે પોતાના રહેઠાણની નજદીક શ્રી આશાપુરા માતાનું દરબારી મંદિર પોતાની દેખરેખ નીચે બંધાવ્યું, અને પોતા તરફથી શ્રી મોહનરાયજીનું મંદિર બંધાવ્યું.

રૂધા જોશીએ એક મોટો યજ્ઞ કર્યો હતો. તે પ્રસંગે તેણે પોતાની જ્ઞાતિના તમામ લોકોને તેડાવીને એક માસ લગી રોકયા હતા. આ લોકોની નાની મોટી તમામ સગવડો જળવાય તે માટે તેણે ઉત્તમ પ્રકારનો બંદોબસ્ત કરી રાખેલો હતો. આ વખતે રૂધા જોશીએ ઘણીજ ઉદારતા દર્શાવી હતી. તેણે અનાજ વગેરેના મોટા કોઠાર અને પાણીની માફક ઘીના અવાડા ભરાવી રાખ્યા હતા. જેને જેટલું જોઇએ તેટલું લઇ લેવાની દરેકને છૂટ આપવામાં આવી હતી. આ કાર્યથી રૂધા જોશીની કીર્તિ ઘણીજ વધી ગઇ. તેના જ્ઞાતિ-બંધુઓ તરફથી તેને સર્વોત્કૃષ્ટ માન અને મોટાઇ આપવામાં આવ્યાં, જે અદ્યાપ તેના વંશમાં ચાલ્યાં આવે છે. રૂધા જોશીના વંશજો હવે રૂધાણીની ઓળખથી ઓળખાય છે.

( ૭ )

## જામ અબડો.

મોરબી તાબે કરીને અલિયોજી તથા હોથી નોંઘણજી દેશ-વાતાવરણ જોવાને કચ્છ તરફ ઉતરી પડ્યા. આ વખતે સાપરમ જામ રાવળના પક્ષનો જામ અબડો હતો. અબડો જામ હોથી નોંઘણજીની માસીનો દીકરો થતો હોવાથી હોથી નોંઘણજી અવાર નવાર તેને ત્યાં આવવામાં સંકોચ રાખતો નહિ. આ કારણથી હમણાં પણ હોથી નોંઘણજી તથા અલિયોજી જ્યારે સાપર આવ્યા, ત્યારે તેઓ જામ અબડાને ત્યાં જ ઉતર્યા. અબડાએ આ બંને જણની સારી ખાતર કરી. પણ અલિયોજી ખેંગારજીનો ભાઈ થતો હોવાથી તેનો કાંટો કાઢી નાખવાની યોજના તે મનમાં ને મનમાં ઘડી રહ્યો હતો.

હોથી નોંઘણજીની વહેલી સવારે ઘોડા ફેરવવા જવાની ટેવ હતી. આથી અહીં પણ તે વહેલો ઊઠીને પોતાના નિત્ય-નિયમ અનુસાર ઘોડા ફેરવવા નીકળી ગયો. જામ અબડાએ આ સોનેરી તકનો લાભ લઇ લેવાનો વિચાર કર્યો. તેણે ભરનિદ્રામાં સૂતેલા અલિયાજીને નિદ્રાધીન અવસ્થામાંજ કાપી નાખ્યો અને તેનું શબ એક ગાંઠડીમાં બાંધીને ગઢના કોઠા પર ફેંકી દીધું.

હોથી નોંઘણજી પાછો ફરતાં અલિયાજીને ન જોવાથી તેને ફાળ પાડી. બારીક તપાસ કરતાં જ્યારે તેને અલિયાજીના ખૂનની ખબર પડી, ત્યારે તેના હૃદય પર સખ્ત આઘાત લાગ્યો. અલિયાજીને ગુમાવીને ખેંગારજીને મોઢું બતાવવાની તેની હિંમત મરી ગઇ હતી. તેણે અબડા જામ પાસેથી અલિયાજીનો ખૂનનો બદલો વાળ-વાની ત્યાંજ પ્રતિજ્ઞા લઇ લીધી. અને એ પ્રતિજ્ઞા પૂર્ણ કરવાની તે તક શોધવા લાગ્યો.

જ્યારે ખેંગારજીએ પોતાના ભાઇ અલિયાજી સાથે થએલ દગાના વર્તમાન સાંભળ્યા, ત્યારે તેમને રોમેરોમ ક્રોધ વ્યાપી ગયો. તરતજ તે અલિયાજીનું વેર લેવા માટે સાપર પર ચડી આવ્યા આ સાંભળી હોથી નોંઘણજી પણ રાઓશ્રી પાસે પહોંચી ગયો, અને અલિયાજીના ખુનની સઘળી વિગત તેમને સમજાવી, જામ અબડા

પાસેથી તેનું વેર લેવાની પોતાની પ્રતિજ્ઞા પણ તેણે રાઓશ્રી સમક્ષ વ્યક્ત કરી. આ કાર્ય પૂર્ણ કરવા માટે તેણે રાઓશ્રીને થોડો સમય શાન્ત રહેવા વિનંતિ કરી.

જ્યારે રાવળ જામે જાણ્યું, કે ખેંગારજી જામ અબડાની હદમાં છાવણી નાખીને પડેલા છે, ત્યારે તેણે ખેંગારજીને યુક્તિપૂર્વક ઠાર કરી નાખવાનો સંદેશો અબડા જામપર મોકલાવ્યો. આ સંદેશો લાવનાર કાસદ જ્યારે રાપરની સીમમાં આવ્યો, ત્યારે હોથી નોંઘણજી તેને સામો મળ્યો. કાસદે તેને જામ અબડા વિષે પૂછતાં હોથી નોંઘણજીએ પોતેજ અબડો હોવાનું જણાવીને કાસદ પાસેથી પેલો પત્ર લઇ લીધો, અને એ વાત અહીંજ દાટી દેવાના ઉદ્દેશથી તેણે કાસદને પણ ત્યાંજ ઠાર કરી નાખ્યો.

હોથી નોંઘણજીએ જામ રાવળનો પત્ર ખેંગારજીને વંચાવ્યો. પત્ર વાંચી સૌ એવા નિશ્ચય પર આવ્યા, કે હવે જામ અબડાને વધુ વખત જીવવા દેવો, એ સર્પને દૂધ પાઇને ઉછેરવા સમાન છે. આથી હોથી નોંઘણજીએ હવે પહેલીજ તકે જામ અબડાને ટુંકો કરી નાખવાનો નિશ્ચય કરી લીધો.

બીજે દિવસે જામ અબડો જ્યારે પોતાનો ડાયરો જમાવીને બેઠેલો હતો, ત્યારે હોથી નોંઘણજી પોતાની બરછી ઘસતો ઘસતો ત્યાં આવી પહોંચ્યો. હોથીને બરછી ઘસતો જોઇને અબડાએ તેને પૂછ્યું, કે "બરછીને આવી ચકચકતી બનાવી રહ્યા છો, તે કોના માટે?"

હોથીએ તરતજ જવાબ આપ્યો, કે "ખેંગારજીના દુશ્મન માટે"

હોથીના આવા પ્રત્યુત્તરથી અબડા જામના કાન ચમકી ગયા. તે બોલ્યો, કે "ખેંગારજીનો એવો દુશ્મન અહીં કોણ છે?"

"પહેલો તો તુંજ." એમ કહેતાંજ હોથી નોંઘણજીએ બરછીને પોતાના સઘળા બળથી અબડા જામની છાતીમાં ઘોંચી દીધી. અબડાના તેજ ક્ષણે રામ રમી ગયા, અને હોથીએ પોતાની પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરી.

દુહો—નોંઘણ નેજે ઘા, અબડો જામ ઉથાપેઓ,
રાપર મધે રા, ખનું કૂરે ખેંગારજો.

ભાવાર્થ—નોઘણજીએ ભાલાના ઘાથી અબડા જામના પ્રાણ લીધા. સાપર ઉપર રાઓશ્રી ખેંગારજીનું ખાંડું ફરવા માંડ્યું.

અબડા જામ મરતાંજ પ્રથમથી કરી રાખેલી ગોઠવણ મુજબ ખેંગારજીના હથિયારબંધ સૈનિકો ધસી આવ્યા, અને અબડા જામના માણસોને મારી લઈ સાપર સર કર્યું.

સાપરની સઘળી હકુમત હાથમાં આવી જતાં ખેંગારજીને સૌથી પ્રથમ પાદશાહ પાસેથી પ્રાપ્ત થએલા રાઓના ઈલ્કાબ સાથે ત્યાં વિધિપૂર્વક રાજ્યાભિષેક કરવામાં આવ્યા. તે દિવસથી સાપરનું નામ રાપર તરીકે પ્રખ્યાત થયું.



## (૮)

## રાવ અને રાવળ.

દુહો—મીં તો ખેંગા તાં તુઠી, રૂઠી રાવર જામ,
ડિનાં મોં તોંકે મિડે, કચ્છ ધરાજા ગામ.

ભાવાર્થ—માતા આશાપુરાજીએ ખેંગારજી ઉપર પ્રસન્ન થઈને વરદાન આપ્યું, કે હું તારા પર તુષ્ટમાન થઈ અને જામ રાવળ પર કોપાયમાન થઈ છું. કચ્છ-ભૂમિનાં સઘળાં ગામો મેં તને આપ્યાં

જ્યારે રાવળ જામને અબડાના મૃત્યુની અને ખેંગારજીના રાજ્યાભિષેકની જાણ થઈ, ત્યારે તેના અંતરમાં આગ સળગવા લાગી. તેને ભય પેઠો, કે ખેંગારજી હવે તેને સુખે બેસવા દેશે. નહિ રાવળ જામ માતા આશાપુરાજીનો પરમ ભક્ત હતો આથી તે માતાજીને પ્રસન્ન કરવા મૂર્તિ સમક્ષ ચીડાની પથારી પાથરી આહાર-પાણીનો ત્યાગ કરીને તપશ્ચર્યા કરવા બેઠો આમ ત્રણ દિવસ પસાર થઈ જવા છતાં જામ રાવળે પોતાનો નિશ્ચય લેશ પણ નિર્બળ કીધો નહિ ત્રીજા દિવસે મધ્યરાત્રિએ તેના કાને અવાજ આવ્યો, કે "રાવળ જામ! તેં મને વચ્ચમા ગણ્યા છતાં હમીરજીનો દગાથી ઘાત કર્યો, તો હવે કચ્છ-ભૂમિમા તારા પગ ટકી શકે તેમ નથી પણ જો પરલે કાંઠે જઈશ, તો હું તને હજુ પણ સહા

ય આપીશ અને તેની નિશાની તરીકે તારા ભાલા પર રૂપારેલ સ્વરૂપે તને દર્શન આપીશ."

આ દૈવી વાણીએ રાવળ જામની આંખો ખોલી દીધી. તેની ભયંકર ભૂલ તેને હવે દીવા જેવી સ્પષ્ટ દેખાઇ. માતાજીની વાણીમાં તેને અનન્ય શ્રદ્ધા હોવાથી તેણે કચ્છની રાજ્યગાદીની આશા ત્યાગી દીધી. તપશ્ચર્યા પડતી મૂકી તે કચ્છને છેલ્લી સલામ કરવાના વિચારો ચલાવવા લાગ્યો.

જામ રાવળનો લાલીયો નામનો ખવાસ દરરોજ વીડ*માં તેની ઘોડીઓ ચારવા માટે જતો. આ લાલીયાએ ઘોડીઓને એવી તાલીમ આપી હતી, કે જ્યારે તે તેમને હાંકી જવા માગતો ત્યારે પોતાના ઘોડાને સૌથી પહેલાં દોડાવી મૂકતો અને તરતજ સઘળી ઘોડીઓ તેની પાછળ પૂરપાટ ઉપડી નીકળતી. આ ઘોડીઓને હરી જવા માટે રાઓશ્રી ખેંગારજીના માણસોએ કેટલીએ વાર જબરા પ્રયત્નો કર્યા હતા. પરંતુ એ તાલીમબાજ ઘોડીઓ પાસે તેમના સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા હતા.

રાઓશ્રીની સાથે મૈયો બારાચ નામનો એક બહાદુર માણસ હતો. તેણે રાઓશ્રી પાસે અરજ કરતાં જણાવ્યું, કે જો એ બાજુની બધી જમીન તેને આપવામાં આવે, તો તે રાવળ જામની તમામ ઘોડીઓને હરી લાવવાને તૈયાર છે. મૈયા બારાચની આ વાતથી રાઓશ્રીને નવાઇ લાગી. તેમણે તેની માગણીનો સ્વીકાર કરીને તેને રાવળ જામની ઘોડીઓ હરી લાવવા માટે મોકલાવ્યો.

મૈયો બારાચ એક દિવસ લાગ જોઇને પોતાની પવનવેગી ઘોડીથી લાલીયા ખવાસને સામો ફરી આવ્યો. તેના પર તેણે બરછીનો એવો ઘા કર્યો, કે તે ગુડથલો (ગોથું) ખાઇને જમીન પર તૂટી પડ્યો અને તેના રામ રમી ગયા. મૈયા બારાચે જામ રાવળની સઘળી ઘોડીઓ વાળીને રાઓશ્રીને સ્વાધીન કરી દીધી. મૈયા બારાચના આ પરાક્રમની યાદગીરી માટે જ્યાં લાલીયા ખવાસે 'ગુડથલો' ખાધો હતો, ત્યાં એક ગામ વસાવવામાં આવ્યું અને તેનું નામ 'ગુડથર' રાખવામાં આવ્યું.

---

* ઘોડાઓ ચરવાની રખાવ, બીડ.

જ્યારે રાવળ જામને તેની સઘળી ઘોડીઓ હરાઇ જવાના માઠા વર્તમાન મળ્યા, ત્યારે તેના હૃદય પર સખ્ત આંચકો લાગ્યો. તેને ખાતરી થઇ, કે હવે તેના દિવસો ભરાઈ ચૂકયા છે. વળી આશાપુરાજીની પણ તેને કચ્છ છોડી જવાની આજ્ઞા હોવાથી તેણે તરતજ પોતાની બધી બાજી સંકેલવા માંડી. સાતસો સવારો સાથે તે પોતાની રાજ્યધાનીને છેલ્લી સલામ કરીને ચાલતો થયો.

રાઓશ્રી ખેંગારજી આ વખતે જામ રાવળ પર મોટી ચડાઇ લઇ જવાની તૈયારી કરી રહ્યા હતા. લશ્કર તમામ તૈયાર થઇ ચૂકયું હતું. માત્ર હલ્લો કયાંથી અને કેવી રીતે લઇ જવો, તેનું સ્થાનિક નિરીક્ષણ કરવા માટે રાઓશ્રી પોતાના સત્તાવીશ સવારો સાથે નીકળી પડ્યા હતા. અહીં રસ્તામાં જ્યારે તેમણે સાંભળ્યું કે જામ રાવળ તો પોતાના સઘળા રસાલા સાથે કચ્છ છોડીને ચાલ્યો જાય છે, ત્યારે તેમણે તરતજ તેની પૂઠ પકડી. પોતાના અશ્વોને એમણે જામ રાવળ પાછળ પૂરપાટ મારી મૂકયા.

આ તરફ આશાપુરાજીનાં વચનોમાં જામ રાવળને પળે પળે મજબુત શ્રદ્ધા જામતી જતી હતી. આથી તે આઘુંપાછું કયાંએ જોયા વગર પૂર વેગથી ચાલ્યો જતો હતો. રાઓશ્રી ખેંગારજી માત્ર થોડાજ સવારો સાથે પોતાની પાછળ પડેલા છે એ વાત જાણ્યા છતાં રાવળ જામે તેમનો સામનો કરવાનો પ્રયત્ન સરખોએ કર્યો નહિ. આમ આગળ સાતસો સવારોથી જામ રાવળ અને પાછળ માત્ર સત્તાવીસ સવારોથી રાઓશ્રી ખેંગારજી એક સરખી ગતિએ ધસ્યા જતા હતા.

આ વખતે રાવળ જામની સાથે રણમલ્લજી વિંજાણી નામનો એક બહાદુર જવાન હતો. તેને આમ કાયરની માફક નાસી જવું યોગ્ય ન જણાતાં તેણે રાઓશ્રી ખેંગારજીનો સામનો કરવા રાવળ જામને જણાવ્યું, પણ રાવળ જામ હવે માતાજીનું વચન ઉથાપવા તૈયાર ન હતો. તેણે રણમલ્લજીના શબ્દો પર કંઇપણ લક્ષ ન આપતાં આગળ ચાલવા માંડયું. આ તરફ એક બાયલાની માફક નાસી જતાં રણમલ્લજીને શરમ આવવા લાગી. કાયર બનીને જીવ બચાવવા કરતાં સામી છાતીએ લડી લેવું એ તેને વધારે યોગ્ય જણાયું. રણમલ્લજીનું વીર-હૃદય તેને પાછો ફરવા ઉશ્કેરવા લાગ્યું. આથી એ વીર

નર જામ રાવળના સંગાથનો ત્યાગ કરીને ત્યાંથી એકલો ઘોડો પાછો ફર્યો, અને રાઓશ્રી ખેંગારજીની સામે ચાલવા લાગ્યો. રણમલજી વિજાણીને પાછો ફરેલો જોઇને રાઓશ્રી ખેંગારજીએ તરત તેને ઓળખી લીધો. તેમણે વિચાર્યું, કે આ માણસ પોતાનું પાણી બતાવ્યા વગર રહેશે નહિ. તેમજ જેવો તેવો માણસ એની ચોટ પણ ઝાલી શકશે નહિ. આથી આ બાજુએ રાઓશ્રીએ પણ પોતાનો કાળો ઘોડો આગળ કર્યો. બંનેનો ભેટો થતાંજ દ્વંદ્વ યુદ્ધ ચાલુ થયું. બંને જણ પુરેપુરા બહાદુર હોવાથી કોઈ પણ કોઇને હઠી દે તેમ ન હતું. ઉભય યોદ્ધા એક બીજા પર ઘા કરવાની તક જોતા ઘૂમી રહ્યા હતા. એટલામાં રણમલજીએ વહેલો તે પહેલો એમ વિચારીને ખેંગારજી પર ભાલાનો ઘા કર્યો. પરંતુ ખેંગારજીએ તરતજ ઘોડાને ફેરવી લીધો, અને રણમલજીના ભાલાનો ઘા તેઓ કુશળતાપૂર્વક ચુકાવી ગયા. ભાલાનો ઘા ચૂકી જતાં રણમલજી ઉશ્કેરાઇ ગયો. તેણે પોતાની તલ્વાર તાણી લીધી અને તરતજ ખેંગારજીની બાજુ પર આવી જઇને તેણે પોતાના સઘળા બળથી તેમના પર તલ્વારનો પ્રહાર કર્યો. રણમલજીનો આ પ્રહાર એવા પ્રકારનો હતો કે તે ભાગ્યેજ ચુકાવી શકાય. આ વખતે ઘોડાને ફેરવી લેવા જેટલો સમય પણ ન હોવાથી ખેંગારજી અજબ ઝડપ અને અપૂર્વ ચાલાકી વાપરીને ઘોડાની ડાબી બાજુ પરથી નીચે ઉતરી ગયા. રણમલજીની કાતિલ તલ્વારનો કારમો ઘા ખેંગારજીના ઘોડાની પીઠ પર આવી પડતાં ઘોડો તેજ ક્ષણે એ શૂરવીર નરની સમશેરનો ભોગ બનીને ધરણી પર ઢળી પડ્યો. ખેંગારજી રણમલજીના આ ભયંકર ઘા માંથી ઉગરી શકશે કે કેમ, એ એક પ્રશ્ન હોવાથી સૌના જીવ આ વખતે મુઠ્ઠીમાં આવી રહેલા હતા. રણમલજી એ વખતે નીચો નમી ગએલો હોવાથી ખેંગારજીએ તરતજ એ તક સાધી લીધી. તેજ ક્ષણે તેમણે તેના પર તલ્વારનો એક એવો ઝાટકો લગાવ્યો કે રણમલજીનું મસ્તક તેના ધડ પરથી છુટું થઇને નીચે આવી પડયું. તેના પ્રાણ તેજ ક્ષણે પરવારી ગયા.

રણમલજી પડતાંજ ખેંગારજીના માણસોમાં આનંદના પોકારો થવા લાગ્યા. વિજયશ્રીને વરેલા રાઓશ્રી, રણમલજીનું મસ્તક પગથી હટાવી પોતાના માણસો તરફ વળ્યા.

આ વખતે ખેંગારજીની નાનકડી ટુકડીમાં એક ચારણ પણ હતો. ખેંગારજી રણમલજીનું માથું પગ વડે ખસેડતા જોઇને ચારણને ખોટું લાગ્યું. તરતજ તે રણમલજીના શૌર્યની પ્રશંસા કરતો બોલી ઊઠ્યો:—

દુહો—કારે મથે કાર, ઘો વિજાણી વિજળી;
છડે ખડગ ખેંગાર, વેં અવરિયા ઉતરી.

ભાવાર્થ—કાળા ઘોડા ઉપર રણમલજી વિજાળી કાળની માફક વીજળીની પેઠે પડ્યો. (વીજળી કાળી વસ્તુ પર ઝટ પડે એમ કહેવાય છે.) એ વખતે હે ખેંગારજી! ખડ્ગ છોડી દઇને અવળી બાજુએ ઉતરી જનાર તમેજ હતા.

દુહો—કારો રણમલ્લ રખેઓ, રણમલ્લ રખેઓ રાં;
ઉન ધીંગજે ધ્રા, વેં અવરિયા ઉતરી.

ભાવાર્થ—કાળા ઘોડાને રણમલ્લે માર્યો અને રણમલ્લને રાઓશ્રીએ માર્યો એ ખરું. પણ એજ રણમલ્લની બીકથી અવળી બાજુએ તમેજ ઉતરી ગયા હતા.

આ સત્યવક્તા ચારણનાં સાચાં વચનો સાંભળીને ખેંગારજી ઉલટા ખુશી થયા. તેમણે પોતાના ગળામાં પહેરેલો કીમતી હાર તેજ વખતે ચારણને તેની સત્યાર્થતાના ઈનામ તરીકે આપી દીધો.

રણમલજી જ્યારે રાવળ જામ પાસેથી પાછો ફર્યો, ત્યારે રાવળ જામ તેનો રણસંગ્રામ જોવા માટે બે-ચાર સવાર સાથે થોભી ગયો હતો. રણમલજી પડતાં તે જ્યારે ચાલવા લાગ્યો, ત્યારે સાહેબજી તથા છચ્છર બુટ્ટો જેઓ રાઓશ્રી સાથે હતા, તેમણે રાવળ જામને પણ કંઈક ચમત્કાર બતાવવાના ઉદ્દેશથી તેની પૂઠ પકડી. બન્નેના અશ્વો અત્યંત ઝડપી ગતિવાળા હોવાથી તેઓ તરતજ રાવળ જામને પહોંચી ગયા. છચ્છરે રાવળ જામ પર ઘા કરવાને પોતાની બરછી ફેરવી પણ તેજ વખતે બરછીનું ફળ નીકળી જવાથી તે બુઠ્ઠી બની ગઇ અને રાવળ જામના દાંતમાં એવી વાગી કે તેના આગલા દાંત તૂટી પડ્યા. અહીં થોડી વાર ઝપાઝપી ચાલી, પણ કંઈ ખાસ પરિણામ ન આવતાં છચ્છર બુટ્ટો અને સાહેબજી ત્યાંથી પાછા ફર્યો અને ખેંગારજીને આવીને મળ્યા.

રાવળ જામ જ્યારે સાત શેરડા પાસે આવ્યો, ત્યારે ચારણોનાં ટોળેટોળાં તેને યાચવા માટે આવી પહોંચ્યાં, અને તેને બિરદાવવા લાગ્યાં. રાવળ જામે વિચાર્યું, કે કચ્છ તો હવે હાથમાંથી ગયું તે ગયું. માટે કેટલાંક ગામો જો ચારણોને દાનમાં આપી દીધાં હોય તો તેની કીર્તિ પણ ગવાય અને દાન પણ કહેવાય. આમ વિચારીને તેણે સાઠ પાદર ચારણોને દાનમાં આપી દીધાં.

દુહો—સઠ પધર સોંપે ડિનં, કેં તુમેરેં તાર,
સંધા ચારણ બાર, જિયેં તાં જોતું કરીં.

ભાવાર્થ—સાઠ પાધરનું દાન કરીને રાવળ જામે તુમેરોને તૃપ્ત કર્યા. એ ચારણો ત્યાં દેવો પાસે દીવડા કરી વંશપરંપરાનો ભોગવટો કરી રહ્યા છે.

રાવળ જામ આમ ચારણોને ખૂબ દાન આપી કચ્છના કિનારાનો ત્યાગ કરીને સાત શેરડાને માર્ગે આગળ ચાલવા લાગ્યો.

દુહો—પાય પાગડે પેર, ખનું ખેંગ ઉપાડેઓ,
વારે હમીર વેર, કુટે રાવર કઢેઓ.

ભાવાર્થ—ખેંગારજીએ ઘોડાને પાગડે પગ મૂકીને જ્યારે તલવાર હાથમાં લીધી, ત્યારે હમીરજીનું વેર વાળીને તેણે રાવળ જામને મારીને કાઢી મૂક્યો.

દુહો—સતાઇયેં સેં સત્ત સેં, ભજાયા ખેંગાર;
તર જીત્યો ત્રૈયેં ધણી, હાલેં મંગઈ હાર.

ભાવાર્થ—રાઓશ્રી ખેંગારજીએ પોતાના સત્તાવીસ સવારોથી સાતસોને નસાડ્યા. ત્રૈંબાળના ધણીની ફતેહ થઇ અને હાલાઓએ હાર માની.

રાઓશ્રી ખેંગારજી પ્રથમ રાપરમાં ટીલે બેઠા. ત્યારપછી મોટા દબદબા સાથે બીજીવાર લાખિયાર વીયરામાં તેમને રાજ્યાભિષેક કરવામાં આવ્યા. અહીં રાજ્ય-સ્થાપન કરીને રાઓશ્રીએ પોતાની સત્તા જમાવવાની તજવીજ કરવા માંડી. તેમણે થોડાજ સમયમાં કુશળતાપૂર્વક તમામ કચ્છનો ઘણોખરો પ્રદેશ પોતાના કબજામાં લઇ લીધો. સમસ્ત કચ્છમાં તેમની એક ધારી આણ ફરવા લાગી.



## ( ૯ )
## ભુજિયાની સ્થાપના.

કચ્છ સ્વતંત્ર સ્વાધીન કરીને તેમાં અનેક સુંદર પરિવર્તનો કરવાના રાઓશ્રીના મનોરથો સફળ થવાનો સમય હવે આવી પહોંચ્યો હતો. સૌથી પ્રથમ રાઓશ્રીએ વિક્રમ સંવત્ ૧૬૦૨ ના માગસર વદ ૮ રવિવારના રોજે અંજારનું તોરણ બાંધ્યું. ઉપરાંત કચ્છમાં એક અજીત અને અજોડ ડુંગરી કિલ્લો ચણાવવાની અત્યંત આવશ્યકતા હોતાં રાઓશ્રી તેને માટે યોગ્ય સ્થાનની તપાસ અર્થે સ્થળે સ્થળે ફરી રહ્યા હતા. તેઓ ચાલતા ચાલતા ભુજિયા ડુંગર પાસે આવી પહોંચ્યા. આ ડુંગરમાં એક મોટો દેવાંશી ભુજંગ ( નાગ ) રહેતો હોવાથી સૌ તેને ભુજિયા ડુંગરના નામથી ઓળખતા હતા. ડુંગરથી થોડે દૂર હમીર નામનો એક રબારી પોતાની આથ સહિત રહેતો હતો. તેણે પોતાનાં ઢોરો માટે એક તળાવડી ખોદેલી હોવાથી એ તળાવડીને સૌ હમીરાઇ કહેતા × આ તળાવડીની નજદીક ઝિંદો નામનો એક ફકીર પોતાના રહેઠાણની આસપાસ કોટ ચણાવીને રહેતો. તે ઝિંદાનો કોટ કહેવાતો.* ત્યાંથી થોડે દૂર હાલના દરબારગઢની

---

× પાછળથી એ ઠેકાણે મોટું તળાવ બંધાવવામાં આવ્યું જે હમીરસરના નામથી પ્રખ્યાત છે.

* ઝિંદા ફકીરનું સ્થાન ભુજમાં અદ્યાપિ કાયમ છે. તેને માટે એવી દંતકથા ચાલે છે કે એક દિવસ તે વહેલી પરોઢે પોતાની ધૂણી ઉપર તાપી રહ્યો હતો. એટલામાં સોના મહોરોથી ભરેલાં ગધેડાંની એક પોઠ સિંધ તરફ જતી હતી, તેમાંથી એક ગધેડી છુટી થઇને જ્યાં ઝિંદો ફકીર પોતાની ધૂણી પર તાપતો હતો ત્યાં આવીને ઉભી રહી. તે જોતાં ઝિંદા ફકીરે ગધેડીની છાટમાંની બધી મહોરો પોતાની ધૂણીમાં ઠાલવી દીધી. અને ગધેડીને ત્યાંથી હાંકી કહાડી. આમ આ ઝિંદા ફકીરને અચાનક દ્રવ્ય પ્રાપ્ત થતાં તેણે કોટ, કુવો, તથા મસ્જિદ ચણાવ્યાં હતાં. તેમાંથી મસ્જિદ અને કુવો અદ્યાપિ ભુજમાં મોજુદ છે. આ ઘટનાથી કચ્છમાં કહેવત ચાલી છે કે:-

ડે ત વિઠે ડે, ઉથી કૅરા કરે;
અચી ઉભી ધુંઇ તેં, ભિક્ષા કન કરે.

ભાવાર્થ—ઇશ્વર આપે છે ત્યારે બેઠે બેઠે પણ આપે છે. ઉભા

ઉત્તરાદી તરફ પણુરાઇ નામે એક બીજી તળાવડી હતી. ભુજિયો ડુંગર કચ્છના મધ્યસ્થ પ્રદેશમાં આવેલો હોવાથી ત્યાં ડુંગરી કિલ્લો ચણાવવો કે કેમ, તેનો રાઓશ્રી વિચાર કરી રહ્યા હતા, તેવામાં એક સસલું કુતરા સામે થતું રાઓશ્રીના જોવામાં આવ્યું. આથી આ સ્થાન પ્રતાપી જણાતાં રાઓશ્રીએ અહીં એક કોટ બંધાવવાનો નિશ્ચય કરી લીધો. અને સંવત્ ૧૬૦૫ના માગસર સુદ ૬ ના રોજે એક શહેરની સ્થાપના કરીને તેનું નામ ભુજિયાવાળા ભુજંગના નામ પરથી ભુજંગનગર રાખવામાં આવ્યું. જે અપભ્રંશ થઇને હાલ ભુજનગરના નામથી ઓળખાય છે.* અહીં નવી રાજ્યધાની સ્થાપીને જુની રાજ્યધાની લાખિયાર વીયરો રાઓશ્રીએ ચારણોને દાનમાં આપી દીધો. ત્યારબાદ કેટલાંક વર્ષ પછી રાઓશ્રીએ સંવત ૧૬૩૬ ના માહ વદ ૧૧ ના રોજે ઠક્કર ટોપણ મારફત 'રાઓ' પદવીની યાદગીરીમાં રાયપરબંદર સ્થાપ્યું, જે હાલ માંડવીબંદરના નામથી સુપ્રસિદ્ધ છે.

---

## (૧૦)

## છચ્છરની રીસ.

રાઓશ્રી ખેંગારજીએ કચ્છની સ્વતંત્ર સત્તા પોતાના હસ્તમાં લઇને ચારે તરફ શાન્તિ સ્થાપી, અને ત્યારપછી પોતાને સંકટ વખતે મદદ કરનારાઓને બદલો આપવા માંડ્યો. છચ્છર બુટ્ટાને ત્રણ ગામ અને બિંયા કક્કલને બાર ગામ તથા જામનો ખિતાબ આપ્યો તેમજ તેના વંશજો કદી પણ કાઠમાં+ ન પડે એવો અબંધ

થવાની જરૂર નથી. જેમ ઝિંદા ફકીરની ધૂણી પાસે નીચા કાન નમાવીને સોના મહોરો ભરેલી ગધેડી આવી ઉભી તેમ.

* યુવરાજ કુમાર ભોજરાજજી રાયધર આમરને હાથે મરાયા તેની યાદગીરી તરીકે એ શહેરનું નામ પ્રથમ ભોજનગર રાખવામાં આવેલું હોય તોપણ સંભવિત છે. પાછળથી કચ્છી ભાષાના નિયમ પ્રમાણે ભોજ-નગરનું ભુજનગર થઈ ગયું હોવું જોઇએ.

+ અસલના સમયમા ચોરને જેલમા પૂરવાને બદલે તેનો પગ એક મોટા લાકડામાં નાખવામાં આવતો તે.

રચ્યો. ગોરજી માણેકમેરજીને ઉપાધ્યાયની પદવી, બાર ગામ તથા તેમના વણિક યજમાનો ઉપર લાગો કરી આપવા ઉપરાંત કચેરીમાં મિસલ આપી. પણ કચેરીમાં ઉઘાડે માથે ન બેસાય માટે માથે પહેરવાને સિંહ માર્યાની નિશાનીઓ-બે કાન અને પુછવાળી એક ટોપી બનાવવામા આવી અને તેના માટે રાજચિહ્ન-મુકુટ-જેવું જડાવ આભુષણ બનાવી આપવામાં આવ્યું. જે પ્રથા અદ્યાપિ ચાલી આવે છે. વળી માણેકમેરજીની જગ્યામાં અંબાજીની મૂર્તિની સ્થાપના કરવામાં આવી, ત્યાં રાઓશ્રી દર સવારે દર્શન કરવા જવા લાગ્યા, અને સાંજના સમયે માણેકમેરજી તેમના ખાંડાના ધૂપ માટે દરબારમાં જતા. તે દિવસથી તે ખાંડાના ધૂપનો રિવાજ અદ્યાપિ ચાલ્યો આવે છે. સિંહને મારેલી સાંગ માણેકમેરજીની પોશાળમાં આજ પણ છે અને દશેરાના દિવસે ગાદીના માલીક તેનું પૂજન કરે છે. જોશી રૂપાને મોરબી તાલુકે ગામ ખાખરડો તથા કાગાને કાળાસરી ઇત્યાદિ ગામો આપવામા આવ્યાં દઇસરાના સુનાર તથા છચ્છરને વેચાતો રાખનાર ત્રણે શખ્સોને પણ સારી ભેટો આપવામાં આવી.

આમ રાઓશ્રી ખેંગારજીએ સઘળા સહાયકોને પુરેપુરો બદલો આપીને સતુષ્ટ કર્યા માત્ર એક છચ્છરનું મન દુભાવા લાગ્યું. છચ્છરને માત્ર ત્રણજ ગામો મળેલાં હોવાથી તેને તેમાં પોતાનું અપમાન લાગ્યુ. અને એજ કારણથી તે રાત્રિ સમયે પોતાની ઘરડી મા અને સ્ત્રી સાથે છાનોમાનો ચાલી નીકળ્યો.

છચ્છર રણ ઓળગીને પરલે કાઠે નીકળી ગયો. રસ્તામાં આમરણ ગામના તળાવની પાળ પર તેણે એક દિવસ પોતાનું મેલાણ કર્યું. તે તળાવની પાળ પર એક ઝાડની છાયા નીચે સૂતો હતો અને તેની સ્ત્રી અને માતા બંને જણીઓ તળાવમા નાહવા ગઇ હતી

આ વખતે ત્યાંથી રાવળ જામ પોતાના થોડા સરદારો સાથે પસાર થયો. જ્યાં તેણે છચ્છરની માતાને તળાવમાં નાહતી દીઠી, ત્યારે તેની પેટ સુધી પહોચેલી લાબી ધાઈઓ (સ્તન) જોઇને જામ રાવળને હસવુ આવ્યુ. તે પોતાની સાથેના સવારોને કહેવા લાગ્યો કે આ સ્ત્રીના આચળ તો જુઓ, બરાબર બકરી જેટલાજ તે લાંબા છે

જામ રાવળની આ મશ્કરી છચ્છરની માતાના લક્ષ બહાર ન રહી તેણે જામ રાવળ તરફ દૃષ્ટિ કરતાંજ તેને ઓળખી લીધો. ક્રોધાયમાન બનેલી છચ્છરની માતા તરતજ બોલી ઊઠી, કે "રાવળ જામ! એ ધાઇઓનો ધાવનાર તેજ છે કે જેણે તારા દાંત તોડી પાડ્યા છે." આ સાંભળીને જામ રાવળની ભોઠપનો પાર રહ્યો નહિ એ બાઇ કોણ હતી તે હવે તે ઓળખી ગયો હતો. તે આગળ આવીને છચ્છરની માતાની માફી માગવા લાગ્યો. બાઇનો ગુસ્સો હજી શાન્ત થયો ન હતો. તે ફરીથી બોલી કેઃ—

દુહો—રાવર રાફ ન છેડજે, મણધર મુછારા,
જિન ફૂંકે ફોરા થીએં, એડા અટારા.

ભાવાર્થ—હે જામ રાવળ! જેની એક ફૂંક માત્રથી પણ માણસ મરણને શરણ થાય એવા અડીખમ, અને મૂછાળા મણિધરોને છંછેડતો નહિ.

જ્યારે જામ રાવળે જાણ્યું કે છચ્છર પણ અહીંજ છે ત્યારે તે તેની પાસે ગયો, અને તેને પોતાની પાસેજ રહેવા કહ્યું. પણ છચ્છરે તે માટે પોતાની માફી માગી અને રાવળ જામ ત્યાંથી પાછો પોતાને રસ્તે આગળ ચાલવા લાગ્યો

જ્યારે છચ્છરના ચાલ્યા જવાની રાઓશ્રી ખેંગારજીને ખબર પડી ત્યારે તેમણે તેની પાછળ માણસો દોડાવ્યા. એ લોકો પણ આ તળાવ પરજ છચ્છર પાસે પહોચી આવ્યા. છચ્છરને સમજાવીને તેઓ તેને રાઓશ્રી પાસે તેડી ગયા અને રાઓશ્રીએ તેને સાત ગામ આપીને સંતુષ્ટ કર્યો.

---

(૧૧)

## ઝારાની લડાઇ પહેલી.

આ વખતે સિંધ પર દિલ્હીના પાદશાહની હકુમત હોવાથી તેની વતી મિર્ઝા ઇસાખાન સિંધ પર અમલ ચલાવી રહ્યો હતો. પણ પાછળથી સિંધનો ધણી મિર્ઝા ઇસાખાન પોતેજ થઇ પડ્યો હતો મિર્ઝા ઇસાખાનને બે પુત્રો હતા મોટો મિર્ઝા સાલે અને

નાનો મિર્ઝાં બાકી. ઇસાખાનની પ્રીતિ મિર્ઝાં સાલે પર હોવાથી તેણે સિંધની સઘળી સત્તા તેને સોંપી હતી. મિર્ઝાં બાકીને માત્ર જુજ દરમાયો મળતો, અને ભવિષ્યમાં તેની પણ આશા હતી નહિ. આ કારણથી મિર્ઝાં બાકી હવે કયો રસ્તો લેવો તેનો વિચાર કરી રહ્યો હતો આખરે તેને જામ રાવળને મારી હઠાવનાર, હમીરજીના પરાક્રમી કુમાર, રાઓશ્રી ખેંગારજીની ભાળ લાગવાથી તે સિંધનો ત્યાગ કરીને રાઓશ્રી પાસે પહોંચી આવ્યો. કચેરીમાં આવીને તેણે રાઓશ્રી ખેંગારજી પાસે પોતાને થએલા અન્યાયની હકીકત દુઃખપૂર્ણ હૃદયે કહી બતાવી.

મિર્ઝાં બાકીની દુઃખદ કથા શ્રવણ કરીને રાઓશ્રી ખેંગારજીને તેના પર દયા આવી. તેમણે મિર્ઝાં બાકીનો હાથ સાહેબજીના હાથમાં સોંપ્યો, અને તેને થએલો અન્યાય દૂર કરાવવા માટે તથા તેની કર્મપાંતિ પ્રમાણેનો ભાગ તેને સિંધ જઇને અપાવવા માટે રાઓશ્રીએ સાહેબજીને આજ્ઞા કરી.

રાઓશ્રી ખેંગારજીએ મિર્ઝા બાકીને આશરો આપવાની વાત જ્યારે સિંધમાં મિર્ઝાં ઇસાએ સાંભળી ત્યારે તેને વિચાર થયો, કે હવે રાઓશ્રી તેમના પર કટક લઇ આવ્યા વિના રહેશે નહિ તેમણે વિચાર્યું, કે રાઓશ્રી સિંધ પર ચડાઇ લઈ આવે તે કરતાં આપણેજ કચ્છ પર ચડી જવું બહેતર છે આમ સમજી એક મોટી ફોજ લઇને મિર્ઝાં ઇસા તથા સાલે કચ્છ પર ચડાઇ લાવવાની તૈયારી કરવા લાગ્યા.

આ સમાચાર રાઓશ્રીને મળતાં તેમણે સિંધી સૈન્યને કચ્છની અંદર ન આવવા દેવાના ઇરાદાથી સાહેબજીને એક મોટી ફોજ સાથે, રણને કાંઠે આવેલા ઝારા ડુંગર પર પડાવ નાખીને સિંધી લશ્કરને અટકાવવા માટે મોકલ્યા.

સાહેબજીએ મોકળશી પબોજી તથા રવોજી આદિ વીર યોદ્ધાઓ સાથે મોટું લશ્કર લઇને ઝારા ડુંગર પર મેલાણ કર્યું.

રાત્રિ સમયે રણમાં દૂરથી સળગતી આવતી મશાલો જોઇને સાહેબજીને ખાતરી થઇ, કે સિંધી સૈન્ય કૂચકદમ કરતું રણના કિનારા તરફ ચાલ્યું આવે છે ફોજ નજદીક આવતાં મશાલોના

પ્રકાશમાં ઘોડા, ઊંટ, હાથી વગેરે પણ દેખાવા લાગ્યા. આ વખતે સાહેબજીએ વિચાર્યું, કે જો હમણાંજ એ સિંધી સૈન્યમાં પેસી જઈને તેના સરદારોને ઠાર કરી નાખ્યા હોય, તો સઘળી ઉપાધી ટળી જાય. સાહેબજીના આ વિચારને મોકળશી પબાજી તથા રવાએ પણ ટેકો આપ્યો અને આ ત્રણે જણ ઘોડેસ્વાર થઈને સિંધી સૈન્યની સામે ચડ્યા. રસ્તે ચાલતાં સાહેબજીએ જણાવ્યું, કે હું હાથી પર મારો ઘોડો કૂદાવીને મિર્ઝાં ઇસાના કપાળ પર બરછીનો એવો ઘા લગાવીશ, કે એકજ ઘાની સાથે મિર્ઝાં ઇસા પૂરો થઈ જશે. મોકળશી પબાજીએ કહ્યું, કે હું સાલેની પીઠમાં ઘા કરીશ, અને રવાજીએ જણાવ્યું, કે હું તેને પડખે ચડીને ભાલાનો પ્રહાર કરીશ આવી યોજના ઉતારીને આ ત્રણે જણ ચાલાકીથી સિંધી લશ્કરમાં ઘુસી ગયા. જ્યારે તેઓ મિર્ઝાં ઇસાખાનના હાથીની નજદીક આવ્યા, ત્યારે ગોઠવણ મુજબ સાહેબજી હાથીની આગળ રહ્યા. પબોજી પાછળ અને રવોજી પડખા પર આવી ચડ્યા. હાથી પર સિંધના અમીર મિર્ઝાં ઇસા અને મિર્ઝાં સાલે બંને બેઠા હતા. તેમના પર ત્રણે જણે પોતપોતાના ઘોડા કૂદાવીને એકી સાથે હુમલો કર્યો. આ વખતે સાહેબજીનો ઘોડો ચમકી જવાથી તેમની બરછી મિર્ઝાં ઇસાના કપાળમાં લાગવાને બદલે તેની સાથળમાં વાગી અને પબાજી તથા રવાજીના ઘા મિર્ઝાં સાલેની પીઠમાં તથા પડખામાં બરાબર વાગ્યા. આ બંને બાપ દીકરો જખ્મી થઈને હાથી પર ઢળી પડ્યા. સિંધી લશ્કરમાં હોકારો થઈ રહ્યો. ચારે બાજુ ઘોંઘાટ અને ગરબડાટ છવાઈ રહ્યાં. એ ગભરાટનો લાભ લઈને આ ત્રણે જણ ફોજમાંથી બહાર નીકળી ગયા અને ઝારા ડુંગરના મૂળમાં આવેલા વોકળાપરથી થઈને પોતાના મેલાણમાં પહોંચી આવ્યા.

મિર્ઝાં ઇસા તથા મિર્ઝાં સાલે સખ્ત રીતે ઘાયલ થએલા હોવાથી તેમણે પોતાની છાવણી ત્યાંજ નાખી. આ સ્થાન આજ પણ "હાથીવાળા આટણુ" ના નામથી ઓળખાય છે.

સવાર પડતાં મિર્ઝાં ઇસા તથા મિર્ઝાં સાલે હવે કયો રસ્તો લેવો તેનો વિચાર કરવા લાગ્યા. મિર્ઝાં સાલે લડાઈને માટે આતુર હતો. જ્યારે મિર્ઝાં ઇસાને હવે ભય પેઠો હતો, કે આ બહાદુર

રાજપૂત વીરો સાથે લડાઇમાં ઉતરવાથી કદાચ સિંધને પણ ગુમાવી બેસવાનો સમય આવી લાગશે.

દુહો—કન માંધાણુ મીર, સાલે ઇસા પાણુમેં,
હઠેઓ પુત્ર હમીર, સિંધડી જોરે સાહેબો.

ભાવાર્થ—મિર્ઝાં સાલે તથા ઇસા પોતપોતામાં સલાહ કરે છે કે જો હમીરજીનો કુમાર સાહેબજી હઠે ચડશે, તો તે સિંધને પણ ભાંગવા સિવાય રહેશે નહિ.

આ બંને પિતા પુત્ર વચ્ચે કેટલીક રકઝક થવા પછી છેવટે સલાહ પર વાત આવી અને મિર્ઝાં ઇસાએ સાહેબજી પર વિષ્ટિનું કહેણુ મોકલતાં જણાવ્યું, કે અમે તો માત્ર બાકીખાનને સમજાવવા માટેજ આવતા હતા. પણ રસ્તામાં તમેજ લડાઇનો પાયો નાખ્યો પણ હવે થયું, તે ન થયું થનાર નથી. આમ જણાવી તેણે મિર્ઝાં બાકીને અર્ધી પાંતિ આપવવાની કબુલાત આપી. આથી આ ઉભય ફોજ વચ્ચે સુલેહના કરાર થતાં એમ ઠર્યું, કે નગરઠઠ્ઠા અને અર્ધી સિંધ મિર્ઝાં સાલે સાચવે અને નસરપુર તથા અર્ધી સિંધ મિર્ઝાં બાકી સાચવે. આમ બંને પાંતિઓ સરખે સરખી નખચીર કરાવીને સાહેબજી મિર્ઝાં બાકી સાથે ગયા અને તેને તેનો પુરેપુરો હિસ્સો અપાવી નસરપુરની ગાદીએ બેસાડ્યો આ એહસાનના બદલામાં મિર્ઝાં બાકીએ સિંધમાં રાયમાબઝારથી કચ્છની હદ સુધીનો પ્રદેશ રાઓશ્રીને ભેટ આપ્યો. તેના દસ્તાવેજ લઇને સાહેબજી ત્યાંથી ચાલતા થઇને ફતેહના ડંકા સાથે પાછા રાઓશ્રી પાસે આવી પહોંચ્યા.

---

(૧૨)

## ખાંડાનો ખેલ.

રાઓશ્રી ખેંગારજીએ વિજયશ્રીને વરીને આવેલા સાહેબજી, પબાજી, તથા રવાજીને ત્યાંની હાલ હકીકત પૂછવા માંડી. આ લોકો સઘળી ઘટનાનું રાઓશ્રી પાસે વિગતવાર વર્ણન કરવા લાગ્યા. જ્યારે મિર્ઝાં ઇસા અને સાલેના હાથી પર આ ત્રણે જણે કરેલા હુમલાની વાત નીકળી, ત્યારે રાઓશ્રીએ મોકળાશીં પબાજી તથા

વાઘજીના ઘાની પ્રશંસા કરી, પણ સાહેબજીના ઘા પર ટીકા કરતાં તેમણે જણાવ્યું, કે સાહેબજીનો ઘા ચૂકી જવાનું કારણ એ, કે એ વખતે એમના મનમાં કંઇક ભ્રમ ઉત્પન્ન થએલો હોવો જોઇએ. આ વખતે મોકળશીં પબાજી તથા વાઘજીએ સાહેબજીનો ઘોડો ભડકી જવાનું ખરૂં કારણ રાઓશ્રી પાસે રજુ કરતાં તેમના મનનું સમાધાન થયું.

આ બનાવથી સાહેબજીના મનને માઠું લાગ્યું, કે ગમે તેટલું પરાક્રમ કરી બતાવવા છતાં ભાઈ તો કદીપણ જશની પાઘડી બંધાવે તેમ નથી. આ કારણથી સાહેબજીનું મન તે દિવસથી ઉદાસ રહેવા લાગ્યુ. સાહેબજીની ઉદાસીનતાનું કારણ રાઓશ્રીના લક્ષ બહાર ન હતું. તેઓ સાહેબજીના મનનું સમાધાન કરવાની કોઇક તક શોધવા લાગ્યા.

એક વખત ખેંગારજીનું માથું કાપી આવાવાનું જામ રાવળને વચન આપીને બાર 'પંજહથા' પહેલવાનો કચ્છમાં આવી પહોંચ્યા અને ખેગારજીનુ ખૂન કરવાનો લાગ શોધવા લાગ્યા. એક દિવસ વહેલી સવારે જ્યારે રાઓશ્રી જંગલ જતા હતા, ત્યારે આ બારે જણ તેમને ઘેરી વળ્યા. રાઓશ્રી રાત્રિ દિવસ પોતાની તલવાર જરાવાર પણ દૂર કરતા નહિ તેમણે તેજ ક્ષણે પોતાની તલવાર ખેંચી કહાડી અને આ બારે જણ પર તલવારના એકજ ઝપાટાથી એવો ઘા કર્યો, કે તે સઘળાની ખોપરીઓ તેમના કાનના ઉપરના ભાગ પરથી ઉતરી ગઇ. આ બારે પહેલવાનોના તેજ વખતે રામ રમી ગયા રાઓશ્રી તેમની લાશોને એક વોકળામા નાખી તેનના પર ઝાખરાં ઢાકીને જ્યારે પાછા ગામમા આવ્યા, ત્યારે તેમણે સાહેબજીને કહ્યુ, કે ફલાણા વોકળામા એક શિયાળ સુએલી પડેલી છે તે જઇને જોઇ આવો સાહેબજી ત્યાં ગયા, અને જ્યારે તેમણે આ બનાવ જોયો ત્યારે તેમના અચબાનો પાર રહ્યો નહિ આ દૃશ્ય જોતાજ તેમના મનનું સ્વયં સમાધાન થઇ ગયું. તેમણે વિચાર્યું કે જે માણસ આવો અતુલ પટ્ટાબાજ છે તે કોઇ વખત જરા અવઠોરે તોપણ માઠુ લગાડવુ નહિ

## (૧૩)
## મિર્ઝાં ગાઝીખાન.

મિર્ઝાં બાકીખાન નસરપુરની રાજ્યગાદી પર બેસીને પોતાનું રાજ્ય ચલાવી રહ્યો હતો. પરંતુ તેના ભાઇ મિર્ઝાં સાલેના મનમાં તે કાંટાની માફક ખટકી રહ્યો હતો. મિર્ઝાં બાકીને બરાબરા અર્ધી પાંતિ આપવી પડેલી હોવાથી મિર્ઝાં સાલેનો જીવ તાળવે આવ્યો હતો. આથી તે કોઇને કોઈ પ્રકારે મિર્ઝાં બાકીનો ઘાટ ઘડી નાખવા માગતો હતો. તેણે પોતાનો એ વિચાર પોતાના માનીતા હજામને દર્શાવ્યો. હજામે એ કાર્ય કરવાનું પોતા પર લીધું. તે મિર્ઝા સાલેથી રીસાવાનો ડોળ કરીને મિર્ઝા બાકી પાસે નસરપુર આવ્યો અને ત્યાંજ રહેવા લાગ્યો. મિર્ઝા બાકીએ તેને આશરો આપ્યો ખરો, પણ તે કદી તેની પાસે હજામત માટે બેસતો નહિ આમ કેટલોક સમય પસાર થઈ જવા પછી એક વખત મિર્ઝા બાકીનો હજામ ઘર-કાર્ય પ્રસંગે ક્યાંક બહાર ગએલો હોવાથી, મિર્ઝાં બાકી નગરઠઠ્ઠાથી આવેલા તેના ભાઈના હજામ પાસે હજામત માટે બેઠો. આ હજામે મિર્ઝાં સાલેની હજામત કરતાં કરતાં લાગ જોઇને અસ્રા વતી તેનું ગળું કાપી નાખ્યું અને પોતે તેજ વખતે ત્યાંથી નાસીને નગરઠઠ્ઠા તરફ ચાલતો થયો.

મિર્ઝાં બાકીખાનના અકાળ મૃત્યુની ખબર તેની સ્રીને પડતાં એ બાઇ ચાલાકી વાપરીને આ વાત કોઇને પણ જાહેર કર્યા વગર મિર્ઝાં બાકીની લાશને સંદૂકમાં નાખી, સંદૂકને મજબુત રીતે બધ કરી, રાજ્યની ભલામણ કારભારીને કરીને રાઓશ્રીને આશ્રયે કચ્છમાં આવી પહોંચી.

જ્યારે રાઓશ્રી ખેંગારજી તથા સાહેબજીને મિર્ઝાં સાલેના આ દગાખોરી ભર્યા કૃત્યની જાણ થઈ, ત્યારે તેમને ઘણો ક્રોધ ચડ્યો. પરંતુ એજ અરસામાં સાહેબજીએ રાયસંગજી જાડા પર ચડાઇ લઇ જવાનો નિશ્ચય કરેલો હોવાથી મિર્ઝાં સાલેને તેના દગાખોરી ભર્યા કૃત્યનો બદલો આપવાનું કાર્ય આગળ ઉપર મુલતવી રાખવામાં આવ્યું અને મિર્ઝા બાકીની લાશને કરોલપીરની દરગાહમાં દફન કરવામાં આવી.

થોડા દિવસ પછી બાઇને ત્યાં એક બાળકનો જન્મ થયો. તેનું નામ મિર્ઝા ગાઝી રાખવામાં આવ્યું. અને બાઇને હાથવરાના ખર્ચ માટે છારી ગામ અર્પણ કરવામાં આવ્યું.

પેલી તરફ સાહેબજી જે રાયસંગજી ઝાલા પર ચડી ગયા હતા તે ત્યાં કામ આવી ગયા. આથી રાઓશ્રીનું જીવન એકલવાયા જેવું બની રહ્યું. અધુરામાં પુરૂં કચ્છમાં પણ અવાર નવાર આમરેની ફોજ સાથે ઝપાઝપીમાં ઉતરવું પડતું હોવાથી મિર્ઝા સાલે પાસેથી બદલો લેવાનું કાર્ય લંબાણમાં પડતું આવ્યું.

ગાઝીખાન મોટો થતાં તેને પરણાવવામાં આવ્યો. એક વખત તે પોતાને સાસરે ગએલો હતો. ત્યાં જમતી વખતે કોઇએ તેની મશ્કરી કરવાથી મિર્ઝા ગાઝીખાનને બહુજ ખોટું લાગ્યું. તે તેજ વખતે ત્યાંથી ઊઠી ગયો અને એક ઓરડામાં જઇ ભરેલી બંદૂકને પોતાની છાતી પર રાખી પગ વડે તેનો વાંદરો દાબીને મરણને શરણ થયો. મિર્ઝા ગાઝીની લાશને પણ કરેલપીરની જગ્યામાં દફનાવવામાં આવી. આ બાપ દીકરા બંનેની કબરો આજ પણ કરેલ પીરની જગ્યામાં જોવામાં આવે છે. છારી ગામમાં મિર્ઝા ગાઝીની એક મેડી હતી. અને તેની આસપાસ ગોરાપાણાની વંડી હતી. આટલી નિશાનીઓ અદ્યાપિ પર્યંત ત્યાં જોવામાં આવતી.

---

## ( ૧૪ )

## સાહેબજી અને રાયસંગજી.

આ સમયે હળવદમાં રાયસંગજી ઝાલાનો અમલ હતો. રાયસંગજી ઝાલાએ પોતાની પુત્રી ધ્રોળમાં રાવળ જામના ભાઈ હરધોળજીના કુમાર જસાજી વેરે પરણાવી હતી. એક વખત રાયસંગજી ઝાલો દ્વારકાનાથની યાત્રા કરીને પાછા ફરતાં પોતાના જમાઇ જસાજી પાસે ધ્રોળ આવ્યો.

આ સસરો જમાઇ ચોપાટ ખેલી રહ્યા હતા. ત્યાં ધ્રોળની પાદરેથી યોગીઓની એક જમાત દ્વારકાનાથની યાત્રાએ ગએલી તે નગારાં વગાડતાં પાછી ફરી હતી. ગામની પાદરે નગારાં વાગતાં

સાંભળીને જસાજીએ અભિમાનમાં પોતાના માણસને પૂછયું, કે "આપણા ગામની પાદરે એવો નગારાંનો વગાડનાર કોણ છે ?" માણસે જ્યારે કહ્યું કે એ નગારાં યોગીઓની જમાતનાં છે, ત્યારે જ જસાજીનું મન શાન્ત થયું.

જસાજીનો આટલો બધો ગર્વ જોઇને ઝાલા રાયસંગજીથી ચુપ ન રહેવાયું. તેણે જસાજીને પૂછયું, કે એ નગારાં કોઇ બીજાનાં હોત તો ?

જસાજીએ તરતજ પ્રત્યુત્તરમાં જણાવ્યું, કે બીજા કોઇનાં નગારાં હોત, તો તે જોડા મારીને બંધ કરાવત.

જસાજીનો આ બોલ રાયસંગજીની છાતીમાં ખીલાની જેમ ખૂંચી ગયો. તે તરતજ ત્યાંથી ચાલતો થયો, અને હળવદ જઇ એક મોટું લશ્કર તૈયાર કરાવીને નગારાંના ગડગડાટ સાથે ધ્રોળની પાદરેથી પસાર થયો.

રાયસંગજી ઝાલાને નગારાં વગાડતો જતો જોઇને જસોજી ક્રોધાયમાન બન્યો. તે તરતજ પોતાની ફોજ તૈયાર કરીને રાયસંગજીનાં નગારાં બંધ કરાવવા ચડી આવ્યો. રાયસંગજી તો ખાસ નગારાં વગાડવાના ઉદ્દેશથીજ આવેલો હોવાથી તે નગારાં બંધ કરે તેમ ન હતું. આથી બંને ફોજનો મુકાબલો થતાં જોસબંધ લડાઇ ચાલવા લાગી બંને પક્ષના અનેક માણસો રણમાં પડ્યા અને જામ જસોજી પોતે પણ જખ્મોમાં ચકચૂર થઇને પૃથ્વી પર પટકાઇ પડ્યો. જ્યારે તે છેલ્લા શ્વાસો લઇ રહ્યો હતો, ત્યારે તેણે પાસે ઉભેલા એક ચારણને કહ્યું, કે "મહેરબાની કરીને મારો એક સંદેશો કચ્છમાં સાહેબજી હમીરાણીને પહોંચાડજે, કે જામ જસાજીએ તમને મરતી વખતના રામરામ મોકલ્યા છે." આટલું કહેતાંજ જામ જસાજીના પ્રાણ ઉડી ગયા.

જામ જસાજીનો સંદેશો સાહેબજીને પહોંચાડવા માટે ચારણ ત્યાંથી તેજ વખતે ચાલવા માંડ્યો અને ક્યાંયે થોભ્યા વગર સીધો કચ્છ-ભુજ આવી પહોંચ્યો. કચેરીમાં આવીને ચારણે જામ જસાજીના મરતી વેળાના રામરામ સાહેબજીને કહી સંભળાવ્યા.

જસાજીના રામરામનું તાત્પર્ય રાઓશ્રી ખેંગારજી તરત સ-

મજી ગયા. તેમણે સાહેબજીને જણાવ્યું, કે જસાજીને બીજો કોઈ પણ વીર મર્દ નજરે ન ચડતાં તેણે તમને રામરામ મોકલ્યા છે, માટે તેનું વેર વાળવાને તમારે તરત તૈયાર થઇ જવું જોઇએ. રાઓશ્રીના આ શબ્દો સાંભળીને સાહેબજીએ તરતજ પોતાના મસ્તક પરની પાઘડી ઉતારી દૂર મૂકી અને પ્રતિજ્ઞા લીધી, કે જ્યાં સુધી જસાજીના વેરનો પુરેપુરો બદલો ન લેવાય ત્યાંસુધી પાઘડી પહેરવી નહિ. આમ કહી સાહેબજીએ તેજ દિવસથી રાયસંગજી ઝાલા પર ચડી જવાની તજવીજ કરવા માંડી. આ તરફ રાઓશ્રીએ ભાયાત વર્ગને બોલાવવા માટે ઊટીસવાર ફેરવવા માંડ્યો. પરંતુ સાહેબજી ઝાલારાજા પાસેથી વેર વાળવા અત્યંત ઉત્કંઠિત હોવાથી જેટલા માણસો એકઠા થયા તે લઇને તેઓ મોકળશીં પબાજી અને આમર આમરાણીના પૌત્ર કુલ આમર સાથે હળવદ પર ચડી જવા તૈયાર થયા. સાહેબજીને ઉતાવળા જોઇને રાઓશ્રીએ તેમને જણાવ્યું, કે "તમે માળીએ જઇને થોભજો, અને દૈશરે માણસ મૂકીને ત્યાંથી દેદાઓનું લશ્કર મંગાવી લેજો. તે દરમિઆન બીજું કચ્છી લશ્કર પણ તમને માળીએ આવીને મળશે." આવી ગોઠવણ કરી, સાહેબજી માત્ર પાંચસો માણસના સૈન્ય સાથે હળવદ તરફ કૂચ કરવા લાગ્યા.

સાહેબજી હમીરાણીને જસાજીનું વેર વાળવા આવતો સાંભળીને આ તરફ રાયસંગજી ઝાલાએ પણ પોતાની ફોજ તૈયાર કરી. અને તે પણ સાહેબજીની સામે આવવા નીકળ્યો.

માળીએ આવી પહોંચતાં જ્યારે સાહેબજીએ રાયસંગજીને ચડી આવતો સાંભળ્યો, ત્યારે તે પણ હવે શું કરવું, તેના વિચારમાં પડ્યા. આ વખતે કુલ આમરે આગળ આવીને જણાવ્યું કે જો તેને ફરમાન કરવામાં આવે, તો તે દેદાઓની ફોજને એકજ ઝપાટામાં તેડી આવવાને તૈયાર છે કુલ આમરની આટલી તત્પરતા જોઇને સાહેબજીએ તેને ત્યાં જવા પરવાનગી આપી અને એકદમ પાછા પહોંચી આવવાની તાકીદ કરી કુલ આમર તેજ વખતે પોતાના પવનવેગી અશ્વને ઉછાળતો દેદાઓના લશ્કરને બોલાવવા દૈશરા તરફ ઉપડી નીકળ્યો. રસ્તામાં તે વિચાર કરવા લાગ્યો કે લાખિયાર વીયરાના જામ પાઘડી ખરી રીતે તેના દાદા આમર આમરાણીની

હવી, પણ ભીમજીએ તેની પાસેથી પરાણે છીનવી લીધી, તેનો બદલો એ લોકોને જરૂર આપવો જોઇએ. આવા વિચારથી દેદાઓને બોલાવી લાવવામાં જેમ બને તેમ વિલંબ કરવાનો તેણે નિશ્ચય કરી લીધો. તે રસ્તામાં વારંવાર રોકાતો દેશરા તરફ ચાલવા લાગ્યો.

આ તરફ રાયસંગજી ઝાલો તો સપાટાબંધ માળીએ પહોંચી આવ્યો. સાહિબજીને માટે હવે વિચાર કરવાને કે દેદાઓની વાટ જોવાનો વખત ન હતો તેમણે માળીઆના મોઅરોને પોતાની સાથે લઈ લીધા અને ઝાલા રાજનો સામનો કરવા તૈયાર થયા. ઉભય ફોજો રણમેદાનમાં સામસામે આવી ઉભી અને રણસંગ્રામ શરૂ થયો.

આ વખતે રાયસંગજી ઝાલા સાથે એક અદ્‌ભુત પટ્ટાબાજ પટ્ટાવત હતો આ પટ્ટાવત પોતાની પટ્ટાબાજીમાં એટલો પારંગત હતો, કે એ પોતાનો પટ્ટો ફેરવતો હજારોની ફોજમાંથી નીકળી જતો. ઝાલા રાયસંગજીએ તેને સાહિબજી પાસે પહોચી જઇને તેનું માથું કાપી આવવાની આજ્ઞા કરી પટ્ટાવત પોતાનો પટ્ટો ફેરવતો કચ્છી લશ્કરમાં પેસી ગયો પટ્ટાનો આ મહાન્ ખેલાડી પોતાના શરીર પર એક પણ ઘા લીધા સિવાય પોતાના પટ્ટાને બળે કચ્છી સૈન્યને ખસેડતો ખસેડતો છેક સાહિબજીની પાસે આવી પહોંચ્યો આ પટ્ટાવત પર જે હથિયારનો ઘા કરવામા આવતો તે હથિયાર તેની પાસે પહોચે, તે પહેલાંજ તે તેને કાપી નાખતો સાહિબજીએ તેને જોતાંજ તેના પર ભાલાનો ઘા કર્યો. પરંતુ ભાલો તો તેજ વખતે તેના પટ્ટા વડે કપાઇને નીચે પડ્યો સાહિબજીએ તરતજ પોતાની તલ્વાર ખેચી કહાડી અને પટ્ટાવત પર તેનો ઘા કર્યો. ચાલાક પટ્ટાવતે ચપળતા પૂર્વક સાહિબજીના હાથમાંની તલ્વાર તેમના હાથના પ્હોંચા સાથે ઉડાવી દીધી આ વખતે સાહિબજી પાસે ઉભેલા મોકળશી પંજાજીની આંખ ઉઘડી ગઈ. તે સમજી ગયો કે આ કોઇ સાધારણ લડવૈયો નહિ, પણ એક પટ્ટાવત હોવો જોઇએ. તેણે તરતજ સાહિબજીને આ વાતથી વાકેફ કરી દીધા સાહિબજી નીચો પટ્ટો ફેરવવામાં અત્યંત પ્રવીણ હોવાથી, તે ડાબે હાથે નીચો પટ્ટો ફેરવતા પેલા પટ્ટાવત પાસે પહોચી ગયા. પટ્ટાવતને બેઉ હાથે પકડીને તેમણે જમીન પર પટકી પાડ્યો આ વખતે સાહિબજીનો ડાબો હાથ જે સલામત હતો, તે પેલા પટ્ટાવતની નીચે આવી જવાથી તેમણે

પોતાના કપાયલા હાથના હાડકાની અણી પટ્ટાવતના પેટમા ખોસી-ને તેનાં આંતરડાં તેજ વખતે બહાર કાઢી નાખ્યાં.

સાહેબજી આટલો વખત વીરરસમાં મસ્ત હોવાથી તેમના પર તેમને હાથ કપાયાની લેશ પણ અસર થઈ ન હતી. પરંતુ પટ્ટાવત પડતાં તેમનો ઘા પણ ઠર્યો. અને જખમની વેદનાથી તેઓ પણ ધરાશાયી થયા. રાયસંગજી ઝાલાનું લશ્કર વિશાળ હોવાથી સાહે-બજીની નાની ફોજ હવે ચુંટાઇ જવા આવી હતી. આ જોઇને ઘાયલ થઇ પડેલા સાહેબજીએ મોકળશીં પંબાજીને પૂછયું, કે— "અમાં કુલ કીં ન આયો ?" (હજુ કુલ કેમ આવ્યો નહિ ?) કુલ આમરના વિલંબનું કારણ હવે પબાજીના લક્ષમાં આવી ગએલું હોવાથી તે બોલ્યો, "કુલ તાં કિતક વાડી તેં હુ ઘો" (કુલ તો કયાંક વાડી ઉપર હશે.) પબાજીના પ્રત્યુત્તરનું તાત્પર્ય સાહેબજી પણ સમજી ગયા પોતાની ભૂલ માટે વિમાસણમાં પડી તે પૃથ્વી પર પડી રહ્યા.

એટલામાં રાયસંગજીના લશ્કરે કચ્છી ફોજને વેર-વિખેર કરી નાખી મોકળશીં પબોજી પણ સામી છાતીએ લડતા આખરે કામ આવ્યા અને રણભૂમિ શ્મશાનવત્ શૂન્ય બની રહી.

આ વખતે માળીઆની મિયાણીઓ ઘાયલોને પાણી પાતી રણભૂમિમાં ફરી રહી હતી સાહેબજીએ એક બાઇને હાકલ કરી અને પોતાનું દૂર પડેલું ખાડું તેને લાવી આપવા જણાવ્યું. તે ખાંડું કેમ ઓળખવું, એમ પેલી બાઇએ પૂછતાં સાહેબજીએ જણાવ્યું કે જે ખાડામાં કપાયલો હાથ ચોટેલો હોય તે ખાંડું મારૂં. આ નિશાની પરથી પેલી બાઇએ ખાડુ શોધી તેમાં બાઝેલો હાથ દૂર કરી ખાડું સાહેબજીને આપ્યું. સાહેબજીએ ખાંડું પોતાની બાજુમાં રાખ્યુ અને ઘાની વેદનાથી આખ મીચીને પડી રહ્યા.

થોડીવારમાં રાયસંગજી ઝાલો પોતાના સરદારોની સાથે ઉભય લશ્કરોના ઘાયલ વીરોને જોતો જોતો રણભૂમિમા ચાલ્યો આવતો હતો. જ્યારે તે સાહેબજી અને પેલા પટ્ટાવત પાસે આવી પહોચ્યો, ત્યારે તે ત્યાં ઉભો રહ્યો અને આ ઉભય યોદ્ધાઓનું નિરીક્ષણ કરવા લાગ્યો સાહેબજીના શરીર પર પગની ઠોકર લગાવીને તે પોતાના સરદારોને

ઉદ્દેશીને બોલ્યો, કે "જોઇ લ્યો, આ રામરામને કારણે મરવા આવનાર મ્હારથી !"

રાયસંગજીની ઠોકર લાગતાંજ સાહેબજીની આંખ ઉઘડી ગઈ. તેમણે તરતજ પોતાની બાજુમાં પડેલી તલ્વાર ડાબા હાથમાં લઈ લીધી, અને સૂતાં સૂતાંજ રાયસંગજીના પગો પર તલ્વારનો એવો ઝાટકો લગાવ્યો, કે તેના બંને પગ કપાઇ પડતાં તે પણ ઘાયલ બની રણભૂમિમાં પડ્યો. આ જોઇ રાયસંગજીના સરદારો સાહેબજી પર તૂટી પડ્યા પણ સાહેબજીમાં નવો જુસ્સો આવી જવાથી તેમણે તેમને પણ રણભૂમિમાં સૂવાડી દીધા. અને પોતે પણ જખ્મોથી લેવાઇ જઈને પ્રાણ ત્યાગ કર્યા.

આ પ્રસંગનું વર્ણન કરતું આ રહ્યું એક સુંદર ચારણી કાવ્યઃ—

કસે કંચુઓ ચૂડ કર હાર કંઠે સજે,
ફેરફેર ઘૂમતી ઘણું ફાવી;
મદ ભરી અપછરા મલપતી મલપતી,
ઊઠ સાહેબ તુંઅ વરણ આવી.

હસંતી હાથમેં હાથ મેલાવતી,
સનમુખે આવતી તુજ સરસી;
કાજ તુજ ભોગવણ જામ હામુ[1] તણા;
વહે આવી[2] અપછર સોળ વરસી.

પબોધર અહર અણીઅલ ઓર પરઠવે,
મોડ બાંધે મહી વીદ ચડીઓ;
ચાપડે ઘાહો રાયસંગ મેરી ચડણુ[3],
ભાવ ગણ સહેઓ સેજ ભડીઓ.

સાહેબજી કામ આવ્યા. ઝાલો રાજા રાયસંગજી પડ્યો. એટલામાં દેદાઓની જંગી ફોજ રણડંકાના ગડગડાટ સાથે આવી પહોંચી. સાહેબજીને કામ આવી ગએલા જોઇને સૌને ઘણો ખેદ થયો. દેદાઓના લશ્કરે રાયસંગજીના સૈન્યને મારી હટાવ્યું અને તેમનાં નગારાં-નિશાન વગેરે સર્વે લૂટી લીધાં. આ લૂટમાં રણક્ષેત્રનાં નગા-

૧ જામ હમીરજી. ૨ દોડી આવી. ૩ રાયસંગ રૂપી ડુંગર પર ચડવા.

રાંની બે જોડ હતી તે ભુજ લઈ જવામાં આવી. અને નગારખાનામાં રાખવામાં આવી *

આ તરફ મહારાજ રાયસંગજી રણભૂમિમાં નિશ્ચેતનાવસ્થામાં પડી રહ્યો. જ્યારે તેની મૂર્છા ઉતરી, ત્યારે તે અસહ્ય વેદનાના દુઃખથી ચીસો પાડવા લાગ્યો. આ વખતે મુકુંદભારથી નામના એક અતીતની જમાત હીંગળાજ પીરસીને પાછી વળતી હતી. રણભૂમિમાં મરણ પામેલા યોદ્ધાઓની વચ્ચે પડેલા ઘાયલ રાયસંગજીની ચીસો સાંભળીને જમાતના મહંત મુકુંદભારથીએ તેને ઉંચકીને પોતાની જમાત સાથે લઇ લીધો. પાટા-પીંડી કરતાં રાયસંગજીનાં જખ્મો રૂઝાઇ ગયાં. તે દિવસથી રાયસંગજી એ જમાત સાથે મુકુંદભારથીનો ચેલો બનીને બાવાના વેશમાં રહેવા લાગ્યો.

રાયસંગજીના દેહની કોઇને પણ ભાળ ન લાગવા છતાં સૌએ તેને મૃત્યુ પામેલો ધારી લીધો. તેની રાણીઓએ ચૂડાકર્મ પણ કરી લીધું અને હળવદની રાજ્યગાદી રાયસંગજીના પુત્ર રાજ ચંદ્રસંગજીને સોંપવામાં આવી.

મુકુંદભારથીની જમાત ફરતાં ફરતાં દિલ્હીની પાડોશમાં અકબર પાદશાહની છાવણી પડી હતી ત્યાં આવી પહોંચી. આ વખતે બાવાના વેશમાં રહેલો રાયસંગજી પાદશાહની છાવણીમાં પાણીના તંબુએ ગયો, અને પાદશાહી મલ્લ પાસે પાણીની માગણી કરી. બાવાને શાહી છાવણીમાં પાણી માગવા આવેલો જોઇને પાદશાહી મલ્લે તેને તિરસ્કાર ભરેલો પ્રત્યુત્તર આપતાં રાયસંગજીને ક્રોધ ચડી ગયો. તેનું ક્ષાત્રતેજ એકાએક ઉછળી આવ્યું. આ વખતે તેની પાસે હથિયાર તો કંઇપણ હતું નહિ. પરંતુ તેણે પાદશાહી મલ્લના મસ્તક પર પોતાનો હાથ એટલા જોરથી લગાવ્યો, કે મલ્લના માથાનો ઘણો ભાગ તેની ગરદનની હાંસડીમાં પેસી ગયો અને તે તેજ ક્ષણે મરણને શરણ થયો.

---

* કહેવાય છે કે એ નગારાની બંને જોડ પાછી મળવા રાણીશ્રી બીજા દેશળજીના વખતમાં રાજરાણા રણમલ્લજીએ માગણી કરતાં તેમને જવાબ આપવામાં આવ્યો, કે "જેવી રીતે તે આવી છે તેવી રીતે લઇ જાઓ, તો દેવાની ના નથી."

આ ખબર પાદશાહને પડતા તેને ઘણી નવાઇ લાગી તેણે રાયસંગજીને પોતાની પાસે બોલાવીને તે કોણ છે તેની તપાસ કરવા માડી જ્યારે તેને જણાયુ, કે એ સાધુ નહિ પણ હળવદનો રાજ્યાધીશ ઝાલેરાજા રાયસંગજી પોતે છે, ત્યારે પાદશાહ તેના પર ઘણો પ્રસન્ન થયો અને તેને ફરીથી હળવદની ગાદી પર બેસાડવાનો પ્રબંધ કરી દીધો. રાયસંગજીની હથેલીના ઘાની પ્રશંસા કરતા આજ પણ ભાટ ચારણો કહે છે કે —

દુહો—કટારી અમરેશરી, તોગારી તરવાર,
હથારી રાયસંગરી, દિલ્લીરે દરબાર.

રાયસંગજી ઝાલાની સઘળી રાણીઓએ ચૂડાકર્મ કરી લીધેલુ હોવાથી કોઇએ તેને પોતાના મહેલમા આવવા દીધો નહિ માત્ર એક પરમાર રાણીએ તેને પોતાના મહેલમા આવવા દીધો અને ફરીથી સૌભાગ્ય ચિહ્નો ધારણ કરી લીધા. ઝાલો રાયસંગજી ચંદ્રસંગજીને ઉઠાડીને પોતે હળવદની ગાદી પર ફરીથી આવી બેઠો

---

## (૧૫)

## રણવીર રાયબજી.

આમર જામના સૌથી નાના કુમાર આમર આમરાણી પાસેથી જામની પાઘડી લઇ લેવામા આવતા તે પોતાના ભાઇઓથી જુદો જઇને બેઠો એ વાત વાચકના લક્ષ બહાર નહિ હોય આમર આમરાણીને બે પુત્ર થયા. મોટો આસોજી અને નાનો હરધોળજી જામ રાવળે હમીરજીનો ઘાત કર્યા પછી જ્યારે ખેગારજી તથા સાહેબજી અમદાવાદ હતા, ત્યારે આ બને ભાઇઓ જામ રાવળની મદદમા રહ્યા હતા. પાછળથી જ્યારે રાઓશ્રી ખેંગારજીએ રાવળ જામને નસાડીને કચ્છ સ્વાધીન કર્યું, ત્યારે આસોજી સ્વર્ગવાસી થતા તેના બને કુમાર લાખો તથા ફુલ પોતાના કાકા હરધોળજી સાથે રાઓશ્રી પાસે આવીને રહ્યા હતા. આ ત્રણે જણને રાઓશ્રીએ ઘણા માનથી પોતાની પાસે રાખેલા હતા હરધોળજી એક રાજ્યની જેટલા દબદબાથી રહેતા હતા

એક દિવસ હરધોળજીના મોચીએ તેના ઘોડા માટે એક સુંદર સજાઇ તૈયાર કરી રાખેલી હતી ત્યાંથી રાઓશ્રી ખેંગારજીનો ખવાસ પસાર થતાં તેણે તે સજાઇ કોની છે એમ મોચીને પૂછી જોયું. મોચી જરા ખાકડબોલો હોવાથી બોલ્યો, કે આ સજાઇ મોટા દાંતવાળાની છે અને તે તારાથી લઇ શકાય તેમ નથી. ખવાસે કહ્યું, એ મોટા દાંતવાળો કોણ? મોચી કહે, બીજો કોણ? જામ હરધોળજી મોચીનો આ જવાબ રાઓશ્રીના ખવાસને રૂચ્યો નહિ. તેણે એ જવાબમાં પોતાનું તથા રાઓશ્રીનું અપમાન થતું જોયું. આથી તે મોચીને માથામાં બે ચાર ધબ્બા લગાવી સજાઇ ઉઠાવી લઇને ત્યાંથી ચાલતો થયો અને રાઓશ્રી પાસે જઇ, તેણે મોચીની તુંડ મિજાજની વાત મીઠું-મરચું ભભરાવીને તેમને કહી સંભળાવી. ખવાસ રાઓશ્રીનો માનીતો હોવા છતાં તેમણે તેને ફરીથી એવું ન કરવાની સૂચના આપી પરંતુ ખવાસની આપખુદીથી જામ હરધોળજીને ખોટું લાગી જશે એ વાત તે વખતે તેમના લક્ષમાં આવી નહિ.

આ તરફ મોચી પોતાના માથા પરની પાઘડી બગલમાં લઇ, માથું પીટતો હરધોળજી પાસે પહોંચી ગયો અને તેની પાસે રાઓશ્રીના ખવાસની આપખુદીનું રોતાં રોતાં વર્ણન કર્યું. એક ખવાસની આટલી હદ સુધી જોહુકમી જોઇને હરધોળજીને ઘણો ક્રોધ ચડ્યો. તે આમ થવામાં રાઓશ્રીનો હાથ માનીને, પોતાના તમામ માણસો તથા બને ભત્રીજાઓ સાથે તેજ વખતે ત્યાંથી ચાલતો થયો અને લાગ જોઇને રાઓશ્રીના પ્રદેશમાં લૂંટફાટ ચલાવવા લાગ્યો.

જ્યારે રાઓશ્રીને આ વાતની ખબર પડી, ત્યારે તેમના મનને પણ દુઃખ થયું. એક તો સાહેબજીના અવસાનથી તેમના મનને સખત આઘાત લાગ્યો હતો. સાહેબજી વગર તેમને બધું સુનું સુનું લાગતું હતું રાજકાજમાં પણ તેમનું મન ચોંટતું ન હતું. એ અરસામાં હરધોળજીને પણ આમ જુદો પડી ગએલો જોઇને રાઓશ્રીના મનમા ખેદ થવા લાગ્યો. અધુરામાં પુરૂં તેમના ભાઈ રાયબજી પણ આ વખતે પોતાને મોસાળ વીરાવાવ હોવાથી રાઓશ્રીનું હૃદય વધારે અકળાવા લાગ્યું. તેમણે રાયબજીને બોલાવવા માટે માણસ મોકલાવ્યો અને સત્વર આવી જવાની આજ્ઞા કરી.

જ્યારે આ વાતની હરધોળજીને ખબર પડી, ત્યારે તે રાયબ-

જીનો માર્ગ રોકીને બેસી રહ્યા અને રાયબજી ત્યાંથી પસાર થતાંજ તે પોતાના માણસો સાથે તેમના પર તૂટી પડ્યો. ઉભય પક્ષના સૈનિકો વચ્ચે દારૂણ ઝપાઝપી ચાલવા લાગી. હરધોળજી તથા રાયબજી પણ એક બીજાને શિકસ્ત આપવાને રણમેદાનમાં ઘુમવા લાગ્યા. બંને યોદ્ધા બળવાન હતા. એકબીજાના ગાંજ્યા જાય એવા ન હતા. આ દંદ્વયુદ્ધમાં ખાસ ધ્યાન ખેંચનારી વસ્તુ એ હતી, કે હરધોળજી એક પંજહથ્થો અને પ્રચંડકાય પુરૂષ હતો, જ્યારે રાયબજીનું કદ નાનું હતું. આ ઉભય રણવીરોના અંગરક્ષકો દૂર ઉભા રહીને આ તુમુલયુદ્ધ જોઇ રહ્યા હતા. રાયબજી ઠીંગણા હતા, પરંતુ અત્યંત ચાલાક અને ચપળતાથી લડનાર હતા. આથી તેમણે તક જોઇને હરધોળજીના પગ પર તલ્વારનો એવો ઝાટકો લગાવ્યો, કે હરધોળજીના બંને ગુડા જમીન પર આવી ખૂતા. હરધોળજી જેવા એક પ્રચંડ પુરૂષના ગુડા જમીન પર ખૂતેલા જોઇને, રાયબજીના ખવાસે ઉંટને ઝુકાવવાનો "ઝ...ઝ..." એવો અવાજ કર્યો. ખવાસને આમ મશ્કરી કરતો જોઇને હાજરજવાબી હરધોળજીએ તેજ વખતે કહ્યું, કે "તો પણ તારા ઠાકરથી તો ઉંચોજ છું." આમ કહેતાંજ તેણે પોતાના સઘળા બળથી રાયબજી પર તલ્વારનો ઘા કર્યો. પરંતુ યુદ્ધકુશળ રાયબજી હરધોળજીનો ઘા ચાલાકીથી છટકાવી ગયા. અને તેજ વખતે તેમણે નીચા વળેલા હરધોળજી પર તલ્વારનો એવો સખ્ત પ્રહાર કર્યો, કે હરધોળજીનું મસ્તક તેના ધડ પરથી છુટું થઇને દૂર જઇ પડ્યું.

હરધોળજી પડતાંજ તેના સાથીઓનું બળ ભાંગી પડ્યું. સૌ નાસભાગ કરવા લાગ્યા. હરધોળજીને મારીને ફત્તેહના ડંકા સાથે રાયબજી રાઓશ્રીની સેવામાં આવી પહોંચ્યા.

આ વખતે કચ્છ ભદ્રેસરમાં જામ રાવળનું થાણું હતું. ભદ્રેસરના હાલાઓ રાઓશ્રીના પ્રદેશમાં લાગ ફાવતાં કંઇ ને કંઇ અડપલું કરતા વગર રહેતા નહિ. આ લોકોને પણ શિકસ્ત આપવાની ખાસ આવશ્યકતા હોવાથી રાઓશ્રીએ એક મોટા સૈન્ય સાથે રાયબજીને હાલાઓ પર ચડાઇ લઇ જવાને મોકલાવ્યા. રાયબજી ઓચીંતો હાલાઓ પર હલ્લો લઇ ગયા અને તેમને મારી હટાવીને સાત શેરડાને રસ્તે હાલાર તરફ હાંકી કહાડ્યા.

દુહો—સોરઠે હુકા સાણ, અજાણ ખાટુ ખેંગજા,
ઘોડેંજા ઘમસાણ, હાલે ભય હલેઆ.

ભાવાર્થ—ખેંગારજીનું ફતેહમંદ લશ્કર હાલાઓ પર ચડાઈ લઈ ગયું અને તેમને સાત શેરડાને માર્ગે નસાડી મૂક્યા.

---

## (૧૬)

## મહાત્મા ધોરમનાથ

અથવા

## રાવળપીર.

"પટ્ટણ સબ ડટ્ટણ" નો અલયમંત્ર ફૂંકનાર યોગીરાજ ધૂંધળીમલ્લ અથવા મહાત્મા ધોરમનાથ લોકોક્તિ અનુસાર એક વખત માંડવી તાલુકામાં આવેલા હાલના રાયણ ગામ પાસે આવેલી અસલની રિયાણ પટ્ટણની પાદરે ધૂણી લગાવીને બેઠા હતા. એમનો ચેલો ગામમાંથી ભિક્ષા માગી લાવે, અને ગુરૂને જમાડીને પોતે જમે. વખત જતાં ગામના લોકોનાં હૃદય કઠોર થતાં ગયાં, અને ચેલાને ભિક્ષા મળતી બંધ થવા લાગી. ચેલો વિચારમાં પડ્યો. આખરે તેણે એક નવો રસ્તો ગ્રહણ કર્યો. તે રોજ જંગલમાંથી લાકડાં કાપી લાવે, અને તે વેચી, તેનો લોટ લઈ, એક બાઈ પાસે રોટલા તૈયાર કરાવીને પોતાનું અને પોતાના ગુરૂનું પોષણ કરે. એક દિવસ લાકડાંનો ભારો ઉપડતાં ચેલાને માથામાં વાગ્યું, અને જખમ પાકતાં તેમાં કીડા પડ્યા. છતાં ચેલાએ પોતાનો એજ કાર્યક્રમ ચાલુ રાખ્યો. એક વખત ચેલો ઊંઘમાં સૂતો હતો, એટલામાં અજાણે તેના મસ્તક પરનું વસ્ત્ર સરી જતાં, જખમ પર ગુરૂની દૃષ્ટિ પડી. ગુરૂએ તેનું કારણ પૂછ્યું અને ચેલાએ સઘળી વસ્તુસ્થિતિ ગુરૂ પાસે વ્યક્ત કરી દીધી. ગામની નિર્દયતાની કથા સાંભળીને ગુરૂના હૃદયમાં ક્રોધનો કારમો જ્વાળામુખી જાગી ઊઠ્યો. તેણે રિઆણપટ્ટણને પોતાના શાપથી ભસ્મીભૂત બનાવી દેવાનો નિશ્ચય કરી લીધો. પેલી બાઈ જે આજ લગી આ ગુરૂ-ચેલાના રોટલા ઘડી આપતી, તેને તેજ વખતે ત્યાંથી

ચાલ્યા જવા અને પાછું વાળીને ન જોવાની ચેતવણી આપી* આ મહા ક્રોધાયમાન યેગીરાજે 'પટ્ટણ સબ દટ્ટણ' નો પ્રલયકારી મંત્ર ફૂંકી દીધો. મહાત્મા ધૂંધળીમલના કોપાગ્નિમાં એક રિઆણપટ્ટણને બદલે ચોર્યાસી પટ્ટણ હોમાઇ ગયાં.

આ અતિ ઘોર પાતકનું પ્રાયશ્ચિત કરવા ધોરમનાથજી ત્યાંથી ચાલતા થયા બે ચાર સ્થળ તપાસી આખરે તેમણે ધીણોધરનો ડુંગર પસંદ કરીને તેના પર તપ માટે ચડવા માંડયું. યોગીરાજના ભયાનક સ્વરૂપથી ધીણોધર ધ્રૂજવા લાગ્યો આ જોઇ યોગીના મુખમાંથી ઉદ્ગાર નીકળ્યા, કે "કોંઠીઆ ! ધીરો ધર ! ધીરો ધર !"× યોગીનાં આ વચનથી ધીણોધર સ્થિર થયો અને ધોરમનાથજીએ તેની ટોચે જઇને અવળે મસ્તકે ઉગ્ર તપશ્ચર્યા આદરી દીધી આ તપશ્ચર્યા તેમણે બાર વર્ષ લગી ચલાવી. આ સમય દરમિઆન અરલ ગામની દેવલબાઇ નામની એક ચારણી ધોરમનાથજીને દરરોજ સવારે દૂધનો એક કળશીયો પહોંચાડતી તપશ્ચર્યા સંપૂર્ણ થતાં ધોરમનાથજીએ એ બાઇને કંઇક માગી લેવાની આજ્ઞા કરી. બાઇને સંતતિની ખોટ હતી આથી તેણે શેર માટીની પોતાની અભિલાષા મહાત્મા પાસે વ્યક્ત કરી.

યોગીએ ધ્યાનસ્થ થઇને વિચાર કર્યો, તો તેને જોવામાં આવ્યું, કે એ બાઇના ભાગ્યમાં પુત્ર-પ્રાપ્તિનું સુખ લખેલું નથી. છતાં એ બાઇનું ચરેલું ઋણ કોઇ પણ પ્રકારે વાળી આપવું જોઇએ એમ વિચારી, એ યોગીએ પોતે પેલી બાઇને ત્યાં જન્મ લેવાનો નીરધાર કરી લીધો બાઇના મનનું દુઃખ દૂર કરવા યોગીએ તેને ત્યાં પુત્ર પ્રાપ્તિ થવાની ખાતરી આપી. અને સાથે સાથે એ પુત્રનાં લગ્ન ન કરવાની બાઇને ચેતવણી આપીને મહાત્મા ધોરમનાથજીએ ત્યારપછી તરતજ સમાધિ ધારણ કરી લીધી.

યોગ્ય સમયે ચારણી દેવલબાઇને ત્યાં દેવમૂર્તિ સમા એક બા

---

* કહેવાય છે કે આ બાઇએ જતા જતાં પાછળ નજર કરી, અને તે પોતાના પુત્ર સહીત ત્યાંજ પત્થરવત્ બની ગઇ.

× ધીણોધર નામ પડવાનું કારણ પણ એજ છે એમ કહેવાય છે. એ ડુંગર પર આજ પણ કોઢ જેવા સફેદ ડાઘા જોવામા આવે છે.

ળકનો જન્મ થયો. ચારણ પતિ-પત્નીના આનંદનો અવધિ થયો. આ બાળકને સૌ રાવળના નામથી ઓળખવા લાગ્યા.

વખત જતાં રાવળ બાળક મટી મોટો થયો અને દરરોજ પોતાના ઘરનાં ઢોર ચારવા જવા લાગ્યો. હવે રાવળનાં માતા-પિતાના હૃદયમાં તેને પરણાવવાના કોડ જાગવા લાગ્યા. પુત્ર-લગ્નનો લહાવો લેવાની હોંસમાં મહાત્માનું વચન ભૂલી જવાયું, અને રાવળનું સગપણ એજ ગામના એક ચારણની નવયૌવના કુમારી સાથે કરી નાખવામાં આવ્યું. આ વાતની જ્યારે રાવળને જાણ થઇ, ત્યારે તેના હૃદયને સખ્ત આઘાત લાગ્યો. સાંજે જ્યારે તે ઢોર ચારીને પાછો ફરતો હતો, ત્યારે ગામની પાદરે આવેલા કુવા પર એજ ચારણ-કન્યા પાણી ભરી રહી હતી. તે પોતાના ભાવિપતિને નિહાળીને શરમથી નીચું જોઇ રહી આ દશ્યે રાવળના હૃદયમાં વિશેષ દુઃખ ઉત્પન્ન કર્યું. ચારણ કુમારિકાના મનનો ભ્રમ ભાંગી નાખવા રાવળ એકદમ કુવાકાંઠે ગયો અને બોલી ઊઠ્યો, "બ્હેન! હેલ ઉપડાવું કે?"

રાવળનાં ઉપરોક્ત વચનો શ્રવણ કરીને ચારણ-બાળાનું હૃદય જાણે ઠરી ગયું. તેને જમીનની અંદર પેસી જવાનું મન થયું. તે ઉંચું જુએ ત્યાર પહેલાં તો રાવળ ત્યાંથી અલોપ થઇ ગયો હતો. તે પોતાનાં મા-બાપને ચેતવણી આપવાની પણ દરકાર ન કરતાં ત્યાંથી ત્વરિત ગતિએ માર્ગ કાપવા લાગ્યો અને હાલના ગુંદિયાળી ગામની દક્ષિણે આવેલા દેવરાજ ધલના* ગામે આવી પહોંચ્યો. અહીં આવી તે દેવરાજ ધલનાં ઘોડાં ચારવાની કામગીરી ઉપર રહ્યો. ઘોડાઓ ઉપર રાવળને અત્યંત પ્રેમ હોવાથી તેને આ કામગીરી ઘણી ગમી ગઇ. તે સવારથી સાંજ સુધી ઘોડાં ચારતો જંગલમાંજ આનંદ અનુભવવા લાગ્યો.

એક વખત દેવરાજ ધલને ત્યાં કંઇક અવસર જેવું હોવાથી રાવળ માટે ખાવાનું મોકલવાનું રહી ગયું. જ્યારે દેવરાજ ધલને આ વાતની જાણ થઇ, ત્યારે તેને ઘણી દીલગીરી થઇ. તે પોતે

---

* રાઠોડ રાજપૂતોની એક શાખા. ગુંદિયાળીની દક્ષિણે આજ પણ 'દેરાજ તરાઇ' નામની એક તળાવડી અને બીજી પણ કેટલીક દેવરાજ ધલના વખતની નિશાનીઓ જોવામાં આવે છે.

રાવળનો 'ભતાર' લઇ મારતે ઘોડે તેની પાસે પહોંચી ગયો. આ વખતે એક અદ્દભુત દૃશ્ય તેની દૃષ્ટિએ ચડયું. દિવસનો ત્રીજો પ્રહર વીતી જવા આવેલો હતો છતાં જે ઝાડ નીચે રાવળ સૂતેલો હતો તેનો પડછાયો જરા પણ ખસ્યા વગર રાવળ પર છાંયડો કરી રહ્યો હતો. આ અપૂર્વ ચમત્કાર જોઇને દેવરાજ ધલ;ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને રાવળના પગ દાબવા બેસી ગયો. રાવળે આંખ ઉઘાડી કે તરત જ પડછાયો પાછો પોતાના સ્થાનકે ચાલ્યો ગયો. દેવરાજ ધલ આજ દિવસ લગીની પોતાની અજ્ઞાનતા માટે ક્ષમા માગવા લાગ્યો. આ ચમત્કારી ચારણકુમાર તે દિવસથી રાવળપીરના માનવંતા નામથી પ્રખ્યાત થયો.

દેવરાજ ધલને બે રાણીઓ હતી. પરંતુ તેને ત્યાં પુત્રની ખોટ હતી. આથી દેવરાજ રાવળ પીર પાસે હાથ જોડીને પુત્ર-પ્રાપ્તિની યાચના કરવા લાગ્યો. રાવળ પીરે તેને તેની બંને રાણીઓ પાસેથી એકએક દૂધનો કળશીયો લઈ આવવાની આજ્ઞા કરી. પીરની આજ્ઞા મુજબ દેવરાજ બે કળશીયા દૂધના તેમની પાસે લઇ આવ્યો. મોટી રાણીએ કળશીયામાં ચોકખું દૂધ આપેલું હતું. પરંતુ નાની રાણીએ દૂધમાં થોડા પાણીનો ભેળ કર્યો હતો. રાવળ પીરે દેવરાજ ધલને તે બંને કળશીયા પાછા લઇ જઇ તેમાંનું દૂધ બંને રાણીઓને પીવડાવવાની આજ્ઞા કરી, અને તેથી તે બંને રાણીઓને ત્યાં એક એક પુત્રનો જન્મ થશે એમ પણ જણાવ્યું. વિશેષમાં તેમણે કહ્યું, કે નાની રાણીએ દૂધમાં પાણીનો ભેળ કરેલો હોવાથી તેનો કુંવર કપટી સ્વભાવનો થશે અને તેને લીધે તમારે આ ભૂમિનો ત્યાગ કરવો પડશે.

દેવરાજ ધલ રાવળપીરનું ફરમાન શિર પર ચડાવી ત્યાંથી ચાલતો થયો. યોગ્ય સમયે તેની બંને રાણીઓને ત્યાં એક એક કુંવરનો જન્મ થયો. આગળ જતાં રાવળ પીરનું વચન સત્યાર્થ નીવડયું. વીંઝાણના હાલા અજાજીના પીરકુમાર હાલા મહેરામણજીએ આ ધલ લોકોને અહીંથી હાંકી કાઢ્યા અને આ પ્રદેશનો કબજો તેણે પોતાના હસ્તમાં લીધો.

રાવળ પીરે લોકોપકારનું એક બીજું મહાન કાર્ય કરેલું કહેવાય છે. એ અરસામાં આ પ્રદેશમાં શેખ લોકોનું અતિ પરિબળ

હતું. શેખ લોકો પોતાની પંજડી* ઉઘરાવતા, અને એવા બીજા અનેક લાગાઓ તેમણે વસ્તી પર બેસાડેલા હતા. લોકો આ શેખોના જુલ્માટથી કાયર થઇ ગયા હતા. પરંતુ તેમને કોઇ પહોંચી વળે તેમ ન હોવાથી, સૌ કોઇ આ જુલ્મ મુગે મોઢે સહન કરતા જતા હતા. એ ઉપરાંત આ શેખો ઘર દીઠ વારા પ્રમાણે એક એક માણસ બળિદાન માટે લેતા હતા. એક વખત એક કુંભારણ ડોસીના દીકરાનો વારો આવ્યો. ડોસીનો એકનો એક દીકરો હતો. આજે તે શેખ લોકોના બળિદાન તરીકે હોમાઇ જવાનો હોવાથી ડોસીની હૃદય-વ્યથાનો પાર ન હતો. તે સવારથીજ રૂદન કરવા લાગી હતી. જ્યારે રાવળ પીરને આ વાતની ખબર પડી, ત્યારે તેમણે ડોસીને ત્યાં આવી તેને દિલાસો આપ્યો, અને તેના દીકરાને બદલે શેખોના બળિદાન તરીકે પોતે જવાની કબુલાત આપી.

મધરાત થતાં છોકરાને લઇ જવા શેખો આવી પહોંચ્યા. રાવળ પીર તેમની સાથે ચાલવા લાગ્યા. બધા દરિયા કિનારે આવતાં શેખોએ રાવળ પીરને ઇષ્ટદેવ સંભારી લેવાની સૂચના કરી.

શેખ લોકોના ત્રાસમાંથી વસ્તીને ઉગારી લેવાની રાવળ પીરની પ્રબળ ઇચ્છા હતી. તેમણે પોતાની આત્મશક્તિના અજબ ચમત્કારોથી શેખ લોકોને એવા સપડાવી લીધા, કે તેમને પોતાનો જીવ બચાવવો ભારે થઇ પડ્યો. તેઓ રાવળ પીરને પગે પડી તેમની ક્ષમા-યાચના કરવા લાગ્યા.

રાવળ પીરે તેમને કહ્યુ, કે તમે તો મરવાનેજ લાયક છો આજ દિવસ સુધીમાં તમે હજારો નિર્દોષ માનવીઓના જાન લીધા છે. માટે તમને બચાવવા એ ધર્મ વિરૂદ્ધ છે. માત્ર એકજ શરતે તમો બચી શકો, કે આજથી તમારે એક પણ માણસનો ભોગ લેવો નહિ.

શેખોએ રાવળ પીરની શરત તરતજ કબુલ કરી. તેની નિશાની તરીકે રાવળપીરે તેમને એક દાગો આપ્યો, જે હાલ તેઓ માથે બાંધે છે એક શેલી આપી, જે ગળામાં પહેરે છે. એકજ બાજુએ ચામડું મઢેલું ડફ નામનું વાજિંત્ર વગાડવાની તેમને આજ્ઞા કરી, જે વગાડતા વગાડતા તેમના વંશજો આજ પણ ફરે છે અને ભીખ

* પેદાશના પાંચ ભાગમાંથી એક ભાગ આપવો તે

માગી પોતાનું ગુજરાન ચલાવે છે. એ ઉપરાંત લોકોને તેઓ સ્પર્શ, પણ ન કરી શકે એ ઉદ્દેશથી રાવળપીરે તેમને ભીખ પણ હાથમાં ન લેતાં લુગડાના છેડા પર લેવાનુ ફરમાન કર્યું, જે આ શેખ લોકો આજ પણ પાળી રહ્યા છે ×

જે ચારણ-કન્યા સાથે રાવળપીરનું સગપણ થએલું હતું તેનું નામ શુંદલ હતું. શુંદલદેવી પણ સતિ હતી રાવળપીરના ચાલ્યા જવા પછી આ બાઈએ બીજા કોઇ સાથે પોતાનાં લગ્ન કરવાની પોતાના માવિત્રોને ચોકખી ના કહી દીધી તેણે પોતાનું જીવન કૌમાર્યવ્રતમાંજ પરિપૂર્ણ કરવાનો નિશ્ચય કરી લીધો. જ્યારે આ બાઇને રાવળપીરના રહેઠાણની જાણ થઈ, ત્યારે તે પોતાના ભાઈ નારાણ ચારણ સાથે પીર પાસે આવવા નીકળી.

રાવળપીરને આ વાતની ખબર પડતાં તેમના હૃદયને સંકોચ થવા લાગ્યો. એ બાઇ તેમની પાસે આવી પહોચે, ત્યાર પહેલાંજ તેમણે સંસાર સાથેનો પોતાનો સબધ ત્યાગીને સમાધિ લઈ લીધી.

રાવળપીરે સમાધિ લીધાની બાઇને ખબર પડતાં તેને પણ સત ચડ્યું, અને ચિત્તા ખડકાવી તેણે અગ્નિસ્નાન કર્યું.

સતિ શુંદલના નામ પરથી ત્યાં જે ગામ વસાવવામાં આવ્યું, તેનું નામ શુંદિયાળી રાખવામા આવ્યું. અને તેના ભાઈ નારાણના નામ પરથી ત્યાં એક વિશાળ તળાવ ખોદાવવામા આવ્યુ. તેનું નામ નારાણસર રાખવામાં આવ્યું.*

---

× શુંદિયાળીમાં આજ પણ એક જીર્ણ ખંડેર જેવું મોટા શેખનું સ્થાનક પડીભાંગેલી હાલતમાં જોવામાં આવે છે.

* શુંદિયાળીનું હાલનું તળાવ નાનું કરી લેવામાં આવેલ છે. શુંદલ દેવીનું દહેરૂં શુંદિયાળીની પૂર્વે નજદીકમાંજ આવેલ છે. વૈશાખ સુદ ૭ ના દિવસે ત્યાં મેળો ભરાય છે. રાવળપીરનું સ્થાનક શુંદિયાળીની નૈઋત્યે ત્રણેક માઇલ પર આવેલ છે. શ્રાવણ વદ અમાસના દિવસે ત્યાં મોટો મેળો ભરાય છે. રાવળપીર જ્યાં ઘોડા ચારતા, એ આખો વનપ્રદેશ દેવરાજ ધણી તરફથી પીરને આપવામાં આવેલ છે.

## ( ૧૭ )

# હાલા મહેરામણજી.

કચ્છ-વીંઝાણમાં આ સમયે જામ હરધોળના કુમાર તે જામ રાવળના કાકા અજાજીને અમલ હતો. વીંઝાણમાં અજાજીએ પોતાના નામ પરથી અજાસર+ નામે તળાવ હમણાંજ બંધાવીને તૈયાર કરાવેલું હતું. અજાજી પાસે સૂમરા અને હીંગોરાનું મોટું લશ્કર હતું. સૂમરાઓ આ વખતે અર્ધ હિંદુ અને અર્ધ મુસલમાન એવી અર્ધદગ્ધ અવસ્થામાં હતા જ્યારે હીંગોરાઓએ ઇસ્લામનો સ્વીકાર કરી લીધેલો હતો અજાસર તળાવ એ વખતે નવું તૈયાર થએલું હોવાથી ગામના ઘણા લોકો દરરોજ સવારે દાતણ-પાણીને માટે અહીંજ આવતા. !

એક વખત અજાજીના કુંવર રાયધરજી પણ સવારમાં પોતાના માણસો સાથે અજાસર તળાવ પર આવ્યા. હીંગોરા લોકો દાતણ કરીને તેને બીજા દિવસ માટે તળાવની પાળ પર ખોડી રાખતા. આથી કુમાર રાયધરજીએ તેમને તેમ કરવાનું કારણ પૂછયું. હીંગોરાઓએ પોતાનું ધાર્મિક કારણ જણાવતાં કહ્યું, કે જ્યારે કયામતનો દિવસ આવશે, ત્યારે એ દાતણોમાંથી વિષ્ઠા જેવી વાસ નીકળવા માંડશે. આ સાંભળીને કુમાર રાયધરજીને હીંગોરા લોકોની મશ્કરી કરવાની ઇચ્છા થઇ. તેણે બીજે દિવસે પોતાના ખવાસને કહીને ખૂંતેલા બધા દાતણોને વહેલી સવારે વિષ્ઠાનો સ્પર્શ કરાવીને પાછાં જેમનાં તેમ રખાવી દીધાં.

હીંગોરા લોકો જ્યારે દાતણ કરવા તળાવ પર આવ્યા, ત્યારે દાતણોને કોઇએ ઇરાદાપૂર્વક બગાડેલા જોઇને તેમની ધાર્મિક લાગણી એકદમ ઉશ્કેરાઇ ગઇ. તપાસ કરતાં જ્યારે તેમને માલમ પડયું, કે એ મશ્કરી કરનાર અજાજીનો કુમાર રાયધરજી છે, ત્યારે તેમને વધુ ગુસ્સો ચઢ્યો. ધાર્મિક ઝનૂનથી ઉશ્કેરાઇ ગએલા હીંગોરાઓએ આ મશ્કરીનો બદલો વાળવાનો નિશ્ચય કર્યો આ લોકો સઘળા એકઠા થઈ ગયા અને તેજ દિવસે વીંઝાણનો ત્યાગ કરીને સાહેબજીના કુંવર જસાજી પાસે ભુજ આવી પહોંચ્યા જસાજીને વીંઝાણ

+ અજાસર તળાવ વીંઝાણની ઉગમણી તરફ આવેલું છે.

અપાવવાની લાલચ આપીને તેમણે પોતાની સાથે ચાલવા તેમને તૈયાર કર્યા.

આ વખતે રાઓશ્રી ખેંગારજી મોરબી હોવાથી જસાજીને વીંઝાણુ પડાવી લેવાનો લોભ જાગ્યો. તે હંગિરાઓને સાથે લઇને પોતાની મોટી ફોજ સાથે વીંઝાણુ પર ચડી આવ્યા

હંગિરા જતાં અજાજીનું લશ્કરી બળ ઘટી ગએલું હોવાથી તેણે વિચાર્યું, કે જસાજીના વિશાળ સૈન્ય પર કોઇ પણ રીતે વિજય મેળવી શકાય તેમ નથી એક તરફ તેની રાણીના પેટમાં પૂરા માસનો ગર્ભ હતો, અને બીજી તરફ જમોટી મોટી ફોજ સાથે ચડી આવેલો હોવાથી હવે કયો રસ્તો ગ્રહણ કરવો તેને માટે અજાજીને વિચાર થઇ પડ્યો આખરે તેણે ખરૂં કારણ જણાવી જસાજી પાસે બે માસમાં વીંઝાણુ છોડી જવાની મહેતલ માગી.

આ વખતે જસાજીને એક જ્યોતિષીએ કહ્યુ, કે જો અજાજીની રાણીને અહીં વીંઝાણુમા પુત્ર-પ્રસવ થશે, તો વીંઝાણુમા તેનો પગ કોઈ પણ ઉપાયે કહાડી શકાશે નહિ જસાજીને આ જ્યોતિષી પર પુરેપુરો વિશ્વાસ હતો. તેણે અજાજીની બે માસની મહેતલનો અસ્વીકાર કરતાં તેજ વખતે વીંઝાણુ છોડી જવાનું સખ્ત ફરમાન કર્યું. અજાજીની સ્થિતિ હવે કફોડી બની ગએલી હોવાથી તે પોતાની આવશ્યક સાધન-સામગ્રી સાથે સૂમરા સૈનિકો સહિત વીંઝાણુનો ત્યાગ કરીને ચાલી નીકળ્યો

વીંઝાણુથી દૂર બે ત્રણ માઇલ પર આવીનેજ તેણે પોતાની છાવણી નાખી ત્યા અજાજીની રાણીને પેટે એક પ્રતાપી પુત્રનો જન્મ થયો. તેનું નામ મહેરામણજી રાખવામાં આવ્યું ×

થોડા દિવસ પછી અજોજી પોતાના સૈન્ય સાથે ત્યાંથી ચાલતા થયા અને કચ્છમાંડવી પાસે સભાયા ગામે આવીને મુકામ કર્યું. આ પ્રદેશમાં એ વખતે ધવ રાજપૂતોની સત્તા હતી અજાજીએ ધીમે ધીમે એ લોકોને મારી હટાવીને સભાયા, મન્કા, ગુંદિયાળી

× જે સ્થળે મહેરામણજીનો જન્મ થયો હતો, તે સ્થળ આજ પણ મહેરામણ મારી (ટેકરી) નામે ઓળખાય છે.

આદિ ગામો પોતાના કબજામાં લઇ લીધાં અને પોતાનું મુખ્ય સ્થાન ગુંદિયાળી રાખ્યું. આમ આ પ્રદેશ પર પોતાની સત્તા સારી પેઠે જમાવી લીધા બાદ થોડા સમયમાં અજાજીનો સ્વર્ગવાસ થયો.

અજાજીના અવસાન પછી સઘળી સત્તા તેમના કુંવરો રાયધરજી અને મહેરામણજીના હાથમાં આવી. મહેરામણજી પણ હવે યુવાનીમાં આવેલા હોવાથી તેઓ રાયધરજીને દરેક કાર્યમાં મદદ કરી રહ્યા હતા. એક દિવસ સૂર્યોદય થઇ જવા છતાં રાયધરજીને ઊંઘતા જોઇને તેમની માતાએ કહ્યું, કે "ભાઈ, જો અત્યાર લગી ઊંઘતા રહેશો, તો તમારા ભાઇ મહેરામણજી તમને ગુંદિયાળીનો ગ્રાસ ખાવા દેશે નહિ"

રાયધરજીની માતાના આ શબ્દો મહેરામણજીના કાન પર પડ્યા. તેમને માઠું લાગ્યું. તેઓ પોતાના માણસો સાથે ગુંદિયાળી છોડીને ચાલી નીકળ્યા.

કચ્છ-ભદ્રેસરમાં આ વખતે જામ રાવળનું થાણું માત્ર નામનુંજ હતું. અહીં આવીને મહેરામણજીએ પોતાની સત્તા જમાવી દીધી તેમણે ભદ્રેસર, લૂણી આદિ પ્રદેશો પોતાના કબજામાં લઇ લીધા. મહેરામણજી એક બુદ્ધિશાળી અને પરાક્રમી પુરૂષ હોવાથી તેમની દિન પ્રતિદિન ચડતી કળા થવા લાગી ચારે તરફ તેમની કીર્તિનાં ગુણગાન થવા લાગ્યાં. મહેરામણજીને ચૌદ કુંવરો થયા. તેમાં સૌથી મોટા ડુંગરજી અને તેથી નાના ભોજરાજજી હતા.

દુહો—ભદ્રેસર ભડાં, ખત્રીયાંરી ખાણ,
ડુંગર-ભોજ જનમિયા, મીઠે સર મહેરાણ.

ભાવાર્થ—ક્ષત્રિયોની ખાણ સમાન ભદ્રેસર એક મહાન્ નગરી છે. ત્યાં મીઠા સરોવર સમાન મહેરામણજીને ત્યાં ડુંગરજી અને ભોજરાજજી કુંવરો જન્મ્યા.

આ વખતે જાડેજા રાયસંગજીએ હળવદની ગાદી પરથી રાજ ચંદ્રસંગજીને ઉઠાડીને હળવદની રાજ્યસત્તા ફરી પોતાના હસ્તમાં લઇ લીધી હતી. આથી રાજ ચંદ્રસંગજી રાઓશ્રી ખેંગારજીની મદદ માટે ભુજ આવ્યા. હળવદની ગાદી પર રાયસંગજી પુનઃ સ્થાપિત થવાના સમાચાર મળતાંજ રાઓશ્રી ખેંગારજીના હૃદયમાં

સાહેબજીનું વેર ફરીથી જાગૃત થયું હતું. તેમણે રાયસંગજીને મારીને હળવદની ગાદી પર ચંદ્રસંગજીને બેસાડવાનો નિશ્ચય કરી લીધો. આ કાર્યને માટે હળવદ ચડી જવા તેમણે કચ્છના સઘળા જાગીરદારોને બોલાવવા માંડ્યા પરંતુ ઝાલા રાયસંગજી સામે બાથ ભીડવી એ સિંહના મ્હોંમાં માથું નાખવા જેવું મુશ્કેલ કાર્ય હોવાથી કોઈએ પણ હિંમત કરી નહિ. આમ જ્યારે કચ્છકાની ઉજ્વળ કીર્તિ પર કલંક લાગવાનો વખત આવી પહોંચ્યો, ત્યારે ભદ્રેસરના હાલા મહેરામણજી છાતી ઠોકીને આગળ આવ્યા અને રાયસંગજીનો નાશ કરી કચ્છનું પાણી રાખવાનું તેમણે રાઓશ્રી-ને વચન આપ્યું. મહેરામણજીની આ અતૂલ હિંમત જોઈને રાઓ-શ્રીના આનંદનો પાર રહ્યો નહિ. મહેરામણજીએ થોડાજ સમયમાં પોતાની સઘળી તૈયારી કરી લીધી અને ચંદ્રસંગજીને સાથે લઈને તે મોટી ફોજ સાથે હળવદ પર ચડી ગયા

મહેરામણજીને ચડી આવેલા જોઈને રાયસંગજી પણ પોતાના સૈન્ય સાથે રણમયદાનમાં આવી પહોંચ્યો ઉભય ફોજનો ભેટો થતાં જ રણસંગ્રામ શરૂ થયો. તલ્વારો ચમકવા લાગી બન્ને પક્ષના સૈનિકો વચ્ચે પૂર જોસથી કાપાકાપી ચાલવા લાગી મહેરામણજી અને રાયસંગજી પણ દ્વંદયુદ્ધ માટે તૈયાર થયા. બંને બહાદુર યોદ્ધાઓ એકબીજાને મ્હાત કરવાને રણભૂમિમા ઘૂમવા લાગ્યા. રાયસંગજીએ પોતાની સઘળી શક્તિ એકત્ર કરીને મહેરામણજી પર તલ્વારનો પ્ર-હાર કર્યો પરંતુ મહેરામણજી કંઈ અદ્‌ભુત ચાલાકીથી રાયસંગજીનો ઘા ચુકાવી ગયા અને તેના પર પોતાની સાંગનો એવો ઘા કર્યો, કે તે સાંગ રાયસંગજીને અને તેના ઘોડાને વીંધીને જમીનમાં ખુંચી ગઈ. આ અપૂર્વ દ્રશ્ય જોઈને કચ્છી સૈન્યમાં હર્ષના પોકારોની ગ-ર્જના થવા લાગી અને રાયસંગજીની ફોજમાં ભંગાણ પડયું. ઝાલા રાજનું સૈન્ય વેર-વિખેર થઈ ગયું. મહેરામણજી વિજયધ્વજ ફર-કાવતા ફત્તેહના ડંકા સાથે હળવદના દરવાજામા દાખલ થયા

દુહો—હોળી હળવદ માંય, હાલે શીરફ હોમિયા;
વિજય-નાદ વર્તાય, હાલા મહેરામણ તણો.

ભાવાર્થ—હળવદમાં હોળી હતી તેમા હાલા મહેરામણજીએ શીરફનો હોમ કર્યો. મહેરામણજીના વિજયનો નાદ ચારે તરફ ગર્જી રહ્યો.

હળવદના વિજય પછી મહેરામણજીની કીર્તિ દેશવિદેશમાં ગવાવા લાગી. મહેરામણજીની સત્તા દિન પ્રતિદિન વધુને વધુ જામતી જતી હતી. આમ કેટલોક સમય વ્યતીત થઈ જવા પછી કાઠિયાવાડમાં ભૂચરમોરીનું* ભયાનક યુદ્ધ જાગી ઊઠયું. જામનગરની ગાદી ઉપર આ વખતે જામ સત્તાજીનો અમલ હતો. જામ સત્તોજી એક વીરપુરૂષ હતા. તેમને નમાવવા આવેલી અકબર પાદશાહની ફોજની તોપો અને નેજાનિશાન લૂટી લઈને શાહી સૈન્યને તેમણે જબરી શિકસ્ત આપી હતી. આ પરાજયથી ઉશ્કેરાઈને અકબર પાદશાહે દક્ષિણ, ગુજરાત, અને બંગાળના સુબા આજમ, કોકા અને ખાળીને અઢી લાખની જંગી ફોજથી જામ સત્તાજીનું અભિમાન ઉતારવા અને જામનગર સર કરવા મોકલાવ્યા આ વખતે જામ સત્તાજીની મદદમાં ભદ્રેસરથી હાલા મહેરામણજી પોતાના ચૌદ કુંવરો સાથે ચડી નીકળ્યા શસ્ત્રાસ્ત્ર સજ્જ થઈને ભૂચરમોરીના યુદ્ધ માટે ચડી જતા વીર મહેરામણજીનું અદ્‌ભુત ક્ષાત્રતેજ નિહાળીને એક ચારણ બોલી ઊઠયોઃ—

દુહો—હાલો હલે મેર ડુલે, ધરા ન ઝલ્લે ભાર;
ધીરે ડગ દાતાર! રખે કુરંભ કચરિયું થિયે.

ભાવાર્થ—જાણે મેરૂ પર્વત ડોલતો હોય, એવા હાલા મહેરામણજીના ચાલવાથી ધરણી ભાર ઝીલી શકતી નથી. હે દાતાર! તું ધીરે ધીરે ડગલું મૂક. રખેને પૃથ્વીને ધારણ કરી રાખનાર કાચબો તારા ચાલવાથી કચરાઈ જાય!

ભૂચરમોરીના યુદ્ધમાં પહોંચી જઈને ત્યાં મહેરામણજીએ અદ્‌ભુત પરાક્રમ દાખવ્યું. તેઓ સામી છાતીએ લડતાં પોતાના ચૌદે કુંવરો સહિત એ મહાન રણયજ્ઞમાં હસતે મુખડે હોમાઈ ગયા. હાલા મહેરામણજી પોતાના અતૂલ બાહુબળથી પોતાનું નામ 'યાવચ્ચંદ્ર દિવાકરો' અમર કરી ગયા છે

જામ સત્તાજીના કુંવર અજોજી જેમનાં તરતમાં જ લગ્ન થવાનાં

* ધ્રોળની નજદીક ભૂચરા રબારીનું ધણુ જે ધાર પર બેસતું, તે ધાર ભૂચરમોરીના નામથી ઓળખાય છે. ભૂચરમોરીના યુદ્ધ પહેલાં આ સ્થળે રાત્રિના સમયે અનેક વિચિત્ર પ્રકારનાં પક્ષીઓ યુદ્ધની આગાહીની નિશાની તરીકે ભયંકર વાણીનો ઉચ્ચાર કરી રહ્યાં હતાં એમ કહેવાય છે.

રૂપક.

કાચ્છ-કુંવર રો વાદ કરો મત, ઝાલો નવ ઝૂંઝાર હુવો;
સાહેબ સોં સંગ્રામ ખેલતે, ખત્ર[1] તજે ને પત્ર[2] લિયો. ૧

સાહેબ-ઝાલો હોય ન સારખા, એક અમર[3] ને એક આસર[4];
સાહેબ સોં રણખેત્ર રમંતે, ખાંધે જોગી લિયો ખપ્પર. ૨

સૂરો હોય સરગ નાં પોતો, ગઢ લગ રાજ કરણ ગયો;
કાછ કુંવર સંગ કલહતે, ખપ્પર ચીમટો હાથ કિયો. ૩

સાચ સુખન કહે વડાં કવેશર, હેક પારખો જગત હુવો;
સાહેબ સરગ ગયો અપછરસું, માનાઉત[5] ભીખ માગતો મુઓ. ૪

કચ્છી કવિની આ કળાયુક્ત શીઘ્ર કવિતા સાંભળીને રાઓશ્રીના આનંદનો પાર રહ્યો નહિ. તેમણે આ ચારણ કવિને તેજ વખતે એક કીમતી પોશાક અને ઘોડાની નવાજેશ કરી અને પેલા ઝાલાવાડી કવિને પણ દાન-માનથી સંતુષ્ટ કરી વિદાય કર્યો.

---

## (૧૯)

## આમર લાખાનું બહારવટું.

આમર હરધોળજી અને રાયબજી વચ્ચેની લડાઈમાં હરધોળજીના મૃત્યુ પછી તેના ભત્રીજા લાખા તથા કુંડે રાઓશ્રી સામે બળ બાંધવામાં સાર નથી એમ વિચારીને પોતાનું વેર જતું કર્યું. તેમણે રાઓશ્રીને આશ્રયે આવીને તેમની ક્ષમા માગી. રાઓશ્રી ખેંગારજીએ પણ મોટા મનથી તેમનો વાંક માફ કર્યો અને તેમને ઉદર-નિર્વાહ માટે આસમાં ગળપાદર આદિ ચાર ગામો આપીને પોતાની પાસે રાખ્યા. કચ્છમાં વળી પાછી એકવાર શાન્તિની સ્થાપના થઈ ગઈ.

આમ કેટલોક સમય શાન્તિમાં પસાર થયા પછી એક વખત કચેરીમાં રણસંગ્રામની કંઇક વાત નીકળતાં રાઓશ્રી બોલ્યા, કે

1 ક્ષત્રીવટ. 2 ભિક્ષાપાત્ર. 3 દેવતા. 4 અસુર. 5 માનસિંહજીનો વંશજ.

"હાલમાં ઉતાવળે ભેઠા બંધાવનાર કોઇ ન હોવાથી, છોકરાઓ રણનો ખેલ પણ ભુલી જશે." રાઓશ્રીના આ શબ્દો સાંભળીને કચેરીમાં બેઠેલા એક ચારણનું હૃદય ઉશ્કેરાઇ ગયું. તેણે પાસે બેઠેલા લાખા આમરને પાનો ચડાવવા તેને મ્હેણું મારતાં કહ્યું, કેઃ—

દુહો—લાખા મરાયે હરધોળ, તું જિયો ન જિયો,
પાણે ઉજાય પિંઢજો, હથેંસે દીયો.

ભાવાર્થ—હે લાખા આમર! તું તારા કાકા હરધોળનો નાશ કરાવીને જીવ્યો તે ન જીવવા સમાન છે. તેં એ દીવડાને તારે હાથેજ જાણે હોલવી નાખ્યો.

ચારણનું મ્હેણું સહન કરી શકે એવો લાખો આમર ન હતો. ચારણનાં વચનો શ્રવણ કરતાંજ તેનું વીર-હૃદય એકદમ ઉછળી ઊઠ્યું. અત્યાર લગી તેના હૈયામાં છુપાઇ રહેલું તેના કાકાનું વેર આજે એકાએક ભડકો થઇને જાગી ઊઠ્યું. અગ્નિનો એક તણખો જેમ આખી ગંજીને સળગાવી દે, તેમ ચારણના મ્હેણાએ લાખા આમરના રોમેરોમમાં વેરનો અગ્નિ પ્રકટાવી દીધો તેજ ક્ષણે તે 'સડાપ!' દેતો ઉભો થઇ ગયો અને પોતાના ભાઈ કુલ આમર તરફ એક સૂચક દૃષ્ટિ ફેંકી, કચેરીને છેલ્લી સલામ કરીને ચાલતો થયો. પોતાના ભાઇને જતો જોઇને, કુલ આમર પણ તેજ વખતે તેની પાછળ ચાલ્યો. રાઓશ્રીએ તેમને તેમ કરવાનું કારણ પૂછતાં લાખો આમર જતાં જતાં બોલ્યો, કે તમોને ઉતાવળે ભેઠા બંધાવનાર જોઇએ છે, તો અમે પણ અમારાથી બની શકશે તે કરી દેખાડશું. અને તમે પણ હવે ભુજનું ઢાંકણું તૈયાર કરી રાખજો. આમ કહી આ બન્ને ભાઇઓ સડસડાટ કરતા કચેરી બહાર નીકળી ગયા અને પોતાના માણસોને સાથે લઇને બહારવટાને પંથે પડી ચૂક્યા.

કચ્છનું રણ ઉતરીને આમર લાખો તથા તેનો ભાઈ સિંધ તરફ નીકળી ગયા પોતાના કુટુંબને સિંધમાં સુરક્ષિત સ્થળે રાખીને, આ બન્ને ભાઇઓ પાછા પોતાના માણસો સાથે રણ ઉતરીને ઘુનેરી આવ્યા અને ત્યાંથી રાઓશ્રીના પ્રદેશમાં એકસામટી લૂટફાટ ચલાવવા લાગ્યા લાખા આમરે પોતાની અતૂલ બહાદુરી અને ચાલાકીથી થોડાજ સમયમાં આખા કચ્છમાં ત્રાહે ત્રાહે બોલાવી દીધી.

હતાં, તેમણે પીઠી ચોળેલે અંગે અતૂલ શૌર્ય દાખવીને, શત્રુ-સૈન્યનો ઘાણ કહાડી નાખ્યો અને આખરે વરમાળ ધારણ કરેલા વેશે જ તેમણે રણ-શૈયામાં સદાને માટે શયન કર્યું. તેમજ વઝીર જસો પણ સામી છાતીએ લડતાં આખરે રણસંગ્રામમાં કામ આવ્યો.

દુહો—ફિફ્ડ કારજ ફુડકેઆ, ધડ અસુર-સર ધાર,
તોજી ડેણ તરાર, જુદ્ધ ન ધ્રાણી જસા.

ભાવાર્થ—શત્રુઓનાં હૃદય, કાળજાં, ધડ અને માથાં છુટાં પડીને તરફડવા લાગ્યાં. તોપણ હે જસાજી! ડાકિની જેવી તારી તલ્વાર તૃપ્ત થઇ નહિ.

આ યુદ્ધમાં સેંકડો નાગાબાવાઓ તથા અનેક તુમેર ચારણો પણ પોતાની દેશભક્તિ બતાવતા અંતે કામ આવ્યા.

ભૂચરમોરીના યુદ્ધમાં કચ્છથી એક દયાનાથ નામે યોગી ગયો હતો. રક્તની છોળો ઉછાળતી ખુનખાર લડાઇ જોઇને દયાનાથના હોશકોશ ઉડી ગયા તેના પગ છૂટી જતાં તે મૂઠીઓ વાળીને નાસવા લાગ્યો. આ પ્રસંગે ચારણ કવિ કહે છે:—

દુહો—પતર પછાડે પટમેં, ડગેઓ દયાનાથ;
સામી ચેતા સાથ, કેર હલે તો કચ્છ કે?

ભાવાર્થ—પોતાનું પાત્ર પૃથ્વી પર પટકી દઇને દયાનાથ ડગી ગયો તે કહે છે કે હે બેલીઓ! હવે કચ્છમાં કોણ ચાલે છે?

દુહો—પિનીં એં પતરએં, સે કકલ કીં મરે?
સામીએં અરથ સરેં, ત રજપૂત કેર રખે?

ભાવાર્થ—કાનોમાં કકલ પહેરવાવાળા અને પાત્રમાં ભીખ માગીને ખાવાવાળાઓ રણમાં કેમ મરે? સાધુઓથી કાર્ય સરતા હોય તો રાજપૂત કોણ રાખે?

દયાનાથના નાસવાની વાત કર્ણોપકર્ણ વિકૃત થઇ જતાં કોઇકે કહ્યું, કે હાલા મહેરામણજી ભૂચરમોરીના યુદ્ધમાંથી ભાગી છૂટયા. આ અફવા કાને આવતાં મહાબાહુ મહેરામણજીમાં રહેલા વીરત્વના પાણીને પીછાણનાર એક ચારણ કવિ બોલી ઊઠયો:—

દુહો—પરૂ પરા ધાય, ન કરે નિમ સેં વાયરો;
હાલેં ભારથ હોય, ત મેરામણ સાબત મરે.

ભાવાર્થ—પગ અને પાટા ધોઈને લીંમડાથી વાપરે કરે, એ મહેરામણજી નહિ. હાલાઓ સુખે ચડે, તો મહેરામણજી ચોક્કસ તેમાં હોમાઈ જવા વગર રહે નહિ. અર્થાત્ તેઓ પાછો પગ ભરે નહિ.

---

## (૧૮)

## કોણ ચડે ?

ઝાલારાજ રાયસંગજીના મૃત્યુ પછી કેટલોક કાળ વ્યતીત થઇ જવા બાદ, એક વખત રાઓશ્રી ખેંગારજી ભુજમાં કચેરી ભરી ને બેઠા હતા. ત્યાં એક ઝાલાવાડી ચારણ ફરતો ફરતો આવી ચડ્યો. આ ચારણ ઝાલાવંશનો યાચક હતો. તેણે સાહેબજી અને રાયસંગજીની સરખામણીનું એક ચારણી છંદ રાઓશ્રી સમક્ષ સંભળાવવા માંડ્યું.

રૂપક.

ખડ્ગ હાથ લે ખત્રીવટસું,[૧] ઇંદ્રિ સભામેં આખડઆ;[૨]
દુજીવાર સરગમેં દોએ, સાહિબ-રાસો સાંકૂલેઆ.[૩] ૧
કહે ઓરાક એથ ઓથ કહે અપછર, સુર કરે શકેઆ ન સમાસ;
કાછ કુંવર ને રાસંગ રાણે, દુજો કિયો કલહ કવિલાસ. ૨
રણમલ્લ રણઝૂંઝાર ઝગડેઆ, જોધ કરે શકેઆ ન જુઆ;
હેકાં રાસો-વીકો હુબેઆ, હેકાં સાહેબ-પબ્બો હુવા. ૩
આધો આધ અપછર આવી, સુર-ગંધર્વ કિયા સમજાવ;
માનાઉત[૪] ને હામાઉત[૫], ઇંદ્રિસભામેં બેઠા આવ. ૪

ઝાલાવાડી ચારણનું આ કાવ્ય કચ્છી ખમીર ધરાવતા એક ચારણ કવિને રૂચ્યું નહિ. સાહિબજી અને રાયસંગજીની આવી સરખામણી તેના અંતરમાં ખટકવા લાગી. તેના હૃદયમાંથી એક નવું કાવ્ય ઉછળી આવ્યું. તરતજ તે બોલી ઊઠ્યો:—

---

૧ ક્ષત્રીવટથી. ૨ લડી પડ્યા. ૩ લડ્યા. ૪ માનસિંહજીનો વંશજ. ૫ હમીરજીનો વંશજ.

દુહો—ધુનેરીઆ ઘેડ કરે, ઉભો જે આયે,
હને મથા હથડા, લાખો ન લાયે,
અચૉ સે કાયે, જે એદે હેઠ ખેંગારજે.

ભાવાર્થ—લાખો આમર ધુનેરીથી ઉતરીને નિરંતર કચ્છમાંજ ઉભો છે. ઘોડાના કાઠા પરથી તે પોતાના હાથ જાણે નીચેજ ઉતારતો નથી. તે કહે છે, કે જેઓ રાઓશ્રી ખેંગારજીના તાબેદાર હોય, તે સઘળા મયદાનમાં આવી જાઓ!

આમર લાખાનો આવો અનહદ ત્રાસ જોઈને, રાઓશ્રી ખેંગારજીએ પોતાના માણસોને તૈયાર કરીને તેને શિકસ્ત આપવા રવાના કર્યા પણ આ ચાલાક વીર કોઇના હાથમાં આવતો નથી, તેમ કોઇને શ્વાસ વાળવા જેટલો સમય પણ આપતો નથી. રાઓશ્રીના પ્રદેશમાંથી મોટી મોટી આથો હાકી જઇને, તે તેમને સિંધ તરફ ઊકારવા લાગ્યો લાખા આમરે ચારે તરફ પોતાના નામની એવી શેહ બેસાડી દીધી, કે તેનું નામ માત્ર સાભળતાંજ લોકો ઊંઘમાંથી ઉઘ્રકી ઊઠતા. કોઇની આથોને જરા રેઢી જોતાં લોકો તરતજ તેને કહેતા, કે—

દુહો—વગ વેઆર મ વેસલા, જે ચારિયેં ચિત્રાણું,
લાખે લોડાઉ જો, પેલો પિયાણું,
સબર સિત્રાણું, વગ હણી વાડું કરે.

ભાવાર્થ—જો ચિત્રાણામાં આથો ચારતી હોય તો તેને જરા વાર પણ રેઢી રાખમા. કારણ કે લાખા લોડાઉ ( આથો હરી જનાર ) ની એ પહેલીજ મજલ છે એ બળવાન વીર આથોને ઉપાડીને તરત પંથે પડી જાય છે.

દુહો—હિન જોખાયતી જીઅમેં, તું રેઢા વગ મ વેઆર,
લાખો કિમને લોડસેં, પૉ કુટંધી પાર.

ભાવાર્થ—આ જોખમી સમયમા તુ આથોને રેઢી બેસાડ મા. કારણુ કે વહેલી પરોડેજ મોટી આથો હરી જતો લાખો આમર નજરે પડશે.

લાખાના ત્રાસથી લોકો ઘર બહાર નીકળતાં પણ ડરવા લાગ્યા.

દુહો—ઝુરે ડઈ ઓક, બનીયાં બાર મ નિકરેં,
લૂંટે મથા લોક, લાખે લખું લડાયા.

ભાવાર્થ—સુરા કુંઅર ઓળંગીને આગળ જાઓ નહિ અને અન્નીથી બહાર નીકળો નહિ, કારણ કે લુણાની ભૂશિર પાસે તો લાખાએ લાખો લોકોને યમદ્વાર પહોંચાડ્યા છે.

દુહો—જાગો જાડેજા, સમા સુખેં મ સુમો,
અચી આંવરા, લાખો તો લોડીં કરે.

ભાવાર્થ—હે જાડેજાઓ, તમે જાગી ઊઠો ! અને સમાઓ, તમે સુખે નીંદર કરો નહિ. કારણ કે લાખો આમર તમારી પાસેથીજ આથીનું હરણ કરી જાય છે.

કોઇને નવી જગ્યા તૈયાર કરતો જોઇને લોકો તેને કહેતા, કેઃ—

દુહો—હિન જોખાયતી જુગમેં, તું લાખો પુછી અડ,
ત ચોડો ચારે કચ્છમેં, કોય ન ચોંધો લડ.

ભાવાર્થ—આ જોખમી સમયમાં તું લાખાને પૂછીને પછી જગ્યા ચણાવીશ, તો તને ચૌદસોને ચાળીસ ગામના કચ્છમાં કોઇ પણ ત્યાંથી ચાલ્યા જવાનું કહેશે નહિ.

લાખો આમર જેવો પરાક્રમી હતો, તેવોજ દાનેશ્વરી પણ હતો. ભાટ-ચારણોનાં મોટાં ટોળાં તેનાં કીર્તિ-ગાન ગાતાં તેની પાછળ પાછળ ફરતાં હતાં.

દુહો—લાખા લખ સુજન, તું લોડાઉ હિકડો,
તો ભર રાણા રાજિયા, કોટ ધણી કંપન.

ભાવાર્થ—લાખા તો લાખો થઈ ગયા. પણ લોડાઉ અર્થાત્ આથીનો હરી જનારો તો તું એકજ છે. તારા નામથી રાણા, રાજિયા અને ગઢપતિઓ પણ કંપી રહ્યા છે.

એક વખત એક રબારી પોતાની વાંઢ બાંધીને બેસતો હતો, તે વખતે તેને કોઇએ લાખા આમરથી ચેતતા રહેવાની સૂચના આપી. આ સાંભળીને રબારીની સ્ત્રી લાખાને ગાળો આપવા લાગી. આ વાત લાખાને કાને આવતાં ને તેજ દિવસે પેલા રબારીની વાંઢ પર તૂટી પડ્યો અને તેની સઘળી આથો વાળીને સિંધ ઊતરી ગયો. આથી એ રબારીની સ્ત્રી બે હાથે માથું પીટતી ભુજ આવી અને રાઓશ્રી પાસે લાખા આમરના જુલ્મની ધાં દેવા લાગી.

દુહો—રાો માંધા રીડ કરે, ચેઆરણુ તી રોય,
સે કીં છયંધા જોય, જેંજો લાખો લોડાઉ થિઓ.

ભાવાર્થ—ચારણ રાઓથી પાસે રોતી રોતી પોકારવા લાગી, કે લાખો આમર જેની આથો હરી ગયો છે તે છવી કેમ શકશે ?

દુહો—ખરા વેણુ ખેંગાર કે, ચંચલ ઉભી ચય,
વાડે વચ્છ ન પય, જેંજો લાખો લોડાઉ થિઓ.

ભાવાર્થ—એ ચંચળ સ્ત્રી રાઓથી ખેંગારજીને સાચાં વચનો સંભળાવવા લાગી, કે જેની આથો લાખો હરી જાય, તેની એક વચ્છ પણ વાડામાં પૂરવાને શિલકમાં રહે નહિ.

લાખા આમરની આથો હરી જવાની અજાયબી ભરી કુશળતા જોઇને ચારણ કહે છે, કેઃ—

કેતા શેડર ટીપર રાખે, મૂક દીયે મેં ચારો,
સીંય તણે પર સાંઢી[1] માથે, આવે કુંવર આસારો[2]. ૧
ભાંયે કુમખ ભલી ભણાવે, વાંકડ દેવ વહાવે,
આભ થીઓ કોડીધ્વજ ઊપર, ઉંઆં ઓચીંતો આવે. ૨
ડાંઇયાંહરો કોડીધ્વજ માથે, મૂછ મછરેઆ મોડે,
ઊગે સૂર લહકતે[3] ભાલે, લાખો સાંઢીં લોડે[4]. ૩
વાહા વાહા તાં વાર મ ધાએ, લાખો સાંઢીં લીધે જાએ,
આમરહરો[5] કેડ મ થાએ, કામા બેલી કરે સોકાએ. ૪

લાખા આમરના બહારવટીઆ મંડળમાં નીંગાળીઆ જસો અને જસરાજ નામના બે બહાદુર ભાઇઓ હતા. આ બે ભાઇઓ પાતાળમાંથી પણ આથોને શોધી કાઢે એવા ચાલાક હતા. તેમજ આથોનું હરણ કરી જવામાં પણ તેવાજ પ્રવીણ હતા. જે આથ આ બે ભાઇઓની નજરે ચડી, તે તો ગઇજ સમજવી.

દુહો—જસે ને જસરાજને, વાંઢીં મથે વેર,
કચ્છ રાંયો કેર? જેંજો લાખો લોડાઉ થિઓ.

---

૧ સાંઢણીઓ. ૨ આમાંનો. ૩ ચમકતે ૪ લૂંટી જાય. ૫ આમરનો વંશજ.

ભાવાર્થ—વહિ સાથે જસા અને જસરાજનું તો જાણે વેરજ બં-ધાયું છે. જેની આથો લાખો આમર હરી જવા લાગ્યો છે, એવા કચ્છ-પ્ર-દેશમાં હવે કોણ રહી શકશે?

લાખા આમરના આવા અસહ્ય ત્રાસથી કચ્છની પ્રજા કાયર કાયર થઇ ગઈ. રાઓશ્રી ખેંગારજી પાસે લાખાની જુલમ-કથાઓ દિવસ ઉગે ને થોકબંધ આવવા લાગી. પોતાની રૈયતની આટલી હદ સુધી રંજાડ થતી જોઇને શાન્ત પ્રકૃતિના બની ગએલા રાઓ-શ્રીને પણ હાડોહાડ ક્રોધ વ્યાપી ગયો. આથી તેમણે પોતાનું લશ્કર તૈયાર કરી લીધું અને લાખા આમરનું અભિમાન ઉતારવા તેઓ મોટી ફોજ લઇ, પોતાના ભાઇ રાયબજી સાથે નિશાન-ડંકા સહિત બહાર નીકળી પડ્યા.

આ વખતે ભુજથી બહાર બુરાનશાહ પીર પોતાની ધૂણી ના-ખીને પડેલો હતો. જ્યારે રાઓશ્રી અહીંથી પસાર થયા, ત્યારે તેઓ પીરની સલામ માટે તેની પાસે આવ્યા. બુરાનશાહે રાઓશ્રીની ફતેહ ઇચ્છીને આશીર્વાદ આપ્યા.

દુહો—અગે હુઇ આમરેં, પણ હાણે તોજી વાર;
ચોડે ચારે કચ્છજો, ખેંદો થી ખેંગાર.

ભાવાર્થ—પ્રથમ આમરોનો પાસો ચડતો હતો, પણ હવે તારો વારો આવ્યો છે. હે ખેંગારજી! તું કચ્છના ચૌદસોને ચાળીસ ગામોનો સંચાલક થા.

રાઓશ્રી પોતાની ફોજ સાથે ત્યાંથી ચાલતા થઇને લાખા આમરની છાવણી પાસે 'કુલર્ધા' ઉપર આવી પહોંચ્યા. તેમને મોટા કટક સાથે ચડી આવેલા જોઇને, લાખા આમરે પણ પોતાના ભાઇ કુલ આમરની સરદારી તળે લશ્કર તૈયાર કરી, તેને રાઓ-શ્રીનો સામનો કરવા મોકલાવ્યો. આ તરફ સૈન્યની સરદારી લઇને રાયબજી ચડયા. બંને સૈન્યોનો મુકાબલો થયો. રાયબજી અને કુલ આમર પણ સામસામા આવી ગયા અને રણખેલ ખેલવા લાગ્યા. બંને જણ પૂરા ખેલાડી હોવાથી કોઇ કોઇના દાવમાં આવતો નથી. એટલામાં તક જોઇને રાયબજીએ કુલ આમરની છાતીમાં પોતાના સઘળા બળથી સાંગનો એવો પ્રહાર કર્યો, કે કુલ આમર તેજ ક્ષણે ઘોડા પરથી ઉથલીને પૃથ્વી પર આવી પડ્યો. પણ પડતાં પડતાં તેણે

પણ રાયબજી પર બરછીનો ભયંકર ઘા કર્યો. તેથી રાયબજી પણ એકજ ઘામાં ચકચૂર બનીને ભોંય પર પટકાઇ પડ્યા. ઉભય યોદ્ધાઓ એક બીજાના પ્રહારથી રણભૂમિના અંકમાં આવી પડ્યા.

બંને સૈન્યોના વડા પડતાં રણસંગ્રામ અટકી ગયો. ઉભય પક્ષના માણસો પોતપોતાના ઘાયલ થએલા સૈનિકોને પાટા-પીંડી કરવા લઇ જવા લાગ્યા.

રાયબજી કુલ આમરના ઘાથી સખ્ત રીતે ઘાયલ થએલા હોવાથી, તેમને ત્યાંથી ઢાલણી પર ખાપટાસર લઇ જવામાં આવ્યા. પરંતુ તેમના પર થએલો ઘા જીવલેણ હોવાથી તેમણે ત્યાંજ દેહ મૂક્યો. તેમની પાછળ તેમની સ્ત્રી સતિ થઇ. જેની દહેરી અદ્યાપિ ખાપટાસરમાં છે.

રાયબજીના દેહાંત પછી લાખા આમર પર રાઓશ્રી વધુ ક્રોધાયમાન થયા. ભાઇનું વેર વાળવા તેઓ ફરીથી તેના પર ચડી ગયા.

લાખો આમર આ વખતે આમરડીના નેસ પાસે પોતાની ફોજ સાથે પડેલો હતો. રાઓશ્રીનું સૈન્ય આવી પહોંચતાં તે પણ તરત તૈયાર થઇ ગયો. ઉભય ફોજોનો ફરી ભેટો થતાં ખૂનખાર લડાઇ ચાલુ થઇ. લાખો આમર એક મોટો પટ્ટાબાજ હતો. તેના ભાઈ કુલ આમરના વેરનો ડંખ તેના મનમાં પણ ખટકી રહેલો હોવાથી તે પણ હવે જીવ પર આવ્યો હતો. તે રાઓશ્રીનેજ ઠાર કરવાના ઇરદાથી લડતો લડતો છેક તેમની બાજુમાં આવી પહોંચ્યો અને તેમના પર તલ્વારનો પ્રહાર કરવા હાથ ઉંચક્યો. પરંતુ તેની તલ્વાર રાઓશ્રી પર પડે, તે પહેલાં રાઓશ્રીને પડખે ઉભેલો વેરાર મોકળશીં વિજાણીનો ભત્રીજો ચેતી ગયો. તેણે લાખા આમર પર પોતાની શક્તિ એકત્ર કરીને તલ્વારનો એવો ઝાટકો લગાવ્યો, કે તે તેજ વખતે ઉગામેલી તલ્વાર સહિત જમીન પર તૂટી પડ્યો.

લાખો આમર પડતાંજ તેની ફોજ વેર-વિખેર થવા લાગી આ મહાન્ બહારવટીઆનો અંત આણીને રાઓશ્રીની ફોજ ફતેહના ડંકા સાથે પાછી ફરી. લાખા આમરની ધાસ્તી નીકળી જતાં સૌનાં મન નિશ્ચિંત બન્યાં. સંગાર લોકો પણ પોતપોતાની વાંઢો સાથે ચિનાણુ ડુંગર પર આવીને રહેવા લાગ્યા.

દુહો—સચા ઊ સંગાર, જિની ભેરપો ભુજસેં;
આણે પરવા અડઇયું, ચિત્રાણું ચોધાર.

ભાવાર્થ—જેમનો ભુજના રાવ સાથે મેળાપ છે તેજ સાચા સંગાર છે. તેમણે રાવશ્રી પાસેથી બક્ષીસો લઇને ચિત્રાણામાં ચારે તરફ પોતાનાં રહેઠાણ કર્યાં.

દુહો—લાખો લોડાઉ વેઓ, વેઆ ડુખેંજા ડીં;
ચોડો ચારે કચ્છ તેં, વઠા મોતીએં મીં.

ભાવાર્થ—લાખો લોડાઉ જતાં કચ્છમાંથી દુખોના દિવસો પણ ગયા. ચૌદસો ને ચાળીસ ગામોના કચ્છદેશમાં મોતીના મેહ વરસી રહ્યા.

---

(૨૦)

## ઝારાની લડાઇ બીજી.

લાખા આમરના દેહાંત પછી કચ્છમાં કેટલોક સમય તો શાન્તિમાં પસાર થયો. પરંતુ થોડા સમય પછી કાબુલનો મિર્ઝાંહુસેન પોતાની મોટી ફોજ સાથે સિંધ થઇને કચ્છ ઉપર ચડી આવ્યો. મિર્ઝાંહુસેનને ચડી આવતો સાંભળીને, રાઓશ્રી ખેંગારજી પણ પોતાના સૈન્ય સાથે તેની સામે ચાલ્યા. ઝારા પાસે આવતાં ઉભય ફોજનો ભેટો થયો અને તલવારોની ઝડીઓ ચાલવા લાગી આ લડાઇમાં રાઓશ્રીના નેતૃત્વ નીચે કચ્છી લશ્કરે ઘણુંજ પરાક્રમ કરી બતાવ્યું. મિર્ઝાંહુસેનની ફોજને કચ્છી વીરોએ જબરી શિકસ્ત આપી.

મિર્ઝાં હુસેન પર વિજય પ્રાપ્ત કરીને, રાઓશ્રીની ફોજ ત્યાંથી પાછી ફરી અને ભુજ આવી. રાઓશ્રીએ પોતાની ઉત્તરાવસ્થામાં મેળવેલા એક પછી એક વિજયોથી લોકોમાં તેમની મુક્ત કંઠે પ્રશંસા થવા લાગી

રાઓશ્રીને ભોજરાજજી અને ભારમલજી નામે બે કુંવરો હતા. કુંવરો હવે ઉંમર લાયક થએલા હોવાથી, રાઓશ્રીએ પોતાના સમોવડીઆ કોઇ રાજવીને ત્યાં તેમનું વેશવાળ કરવા પોતાના કુળગોરને મોકલ્યો ગોર ફરતો-ફરતો, છેક પાવાગઢના રાણા પાસે પહોંચી

ગયો અને તેને ત્યાં રાજકુમારોનું માગું નાખ્યું. પાવાગઢના રાણાનું અભિમાની હૃદય આ માગાથી ઉશ્કેરાઇ ગયું. તેણે કચ્છના રાજ્ય ગોરને ગર્વથી કહ્યુ, કે "તમારા રાઓ એક સાવજને મારીને અ ણુનમ બન્યા છે તે અમે જાણીએ છીએ. એવા સાવજ તો અમારા છોકરાઓ પણ મારી આવે છે."

રાણાના આ અભિમાની શબ્દોથી ગોરને ઘણું માઠું લાગ્યું. તે તેજ વખતે ત્યાંથી પાછો ફર્યો અને ભુજ આવી સઘળી હકીકત રાઓશ્રી પાસે રજુ કરી.

રાણાના આ ઘમંડી બોલથી રાઓશ્રીને પણ અત્યંત ગુસ્સો ચઢ્યો. પાવાગઢના રાણાનો તોર ઉતારવા રાઓશ્રી મોટા સૈન્ય સાથે પાવાગઢ પર ચડી ગયા. રાઓશ્રીને આમ ખરેખર ચડી આવેલા જોઇને, તેમના અવટંકીપણા માટે રાણાના હૃદયમા ધન્યવાદ છૂટ્યો હવે તેને પોતાના અભિમાની શબ્દો માટે પસ્તાવો થવા લાગ્યો. રાણાનો હૃદય-પલટો થતાં વિષ્ટિની વાતો ચાલવા લાગી. આખરે ઉભય પક્ષના ડહાપણથી તેમના પર ઝઝુમી રહેલું આ ખૂનખાર યુદ્ધ આમ અટકી જવા પામ્યું. રાણાની મહેમાની ચાખીને રાઓશ્રી પોતાના સૈન્ય સાથે પાછા કચ્છ તરફ પ્રયાણ કરવા લાગ્યા.

રાઓશ્રીના સૈન્યમાં મોટો ભાગ મિયાણાઓનો હતો. મિઆણા લોકો મહા બહાદુર અને તેટલાજ બેપરવા હોવાથી, તેમણે રસ્તે ચાલતાં અકબર પાદશાહના શાહજાદા સલીમના એક બે ગામોમાં લૂટ ચલાવવા માંડી રાઓશ્રીને એ વાતની જાણ થતા તેમણે આ લોકોની લૂટફાટને તરતજ રોકી લીધી પરંતુ જ્યારે પાદશાહના સુબાને શાહજાદાના ગામો લૂટાયાની ખબર પડી, ત્યારે મોટા લશ્કર સાથે તેણે કચ્છી સૈન્યની પૂઠ પકડી.

જ્યારે રાઓશ્રી પોતાની ફોજ સાથે ઝારા ડુંગર પાસે આવ્યા, ત્યારે તેમને પાછળ આવતી પાદશાહી ફોજની ખબર પડી. પાદશાહી ફોજનો સામનો કરવા માટે ઝારો ડુંગર એક ઉત્તમ સ્થાન હોવાથી, તેમણે શાહી સૈન્યની માર્ગ-પ્રતીક્ષા કરતાં ઝારા ડુંગર ઉપરજ પોતાની છાવણી નાખી

પાદશાહી સૈન્ય આવી પહોંચતાં બંને પક્ષ વચ્ચે ભયંકર

લડાઇ ચાલુ થઇ. આ લડાઈમાં રાઓશ્રી ખેંગારજીએ અતૂલ પરાક્રમ દાખવીને પાદશાહી સૈન્યના બાર ખાન જે મોટા સરદારો હતા, તે બારે જણને કત્લ કરીને શાહી સૈન્યમાં ત્રાસ મચાવી દીધો.

દુહો—ઝારો ઉત્તમ ડુંગરે, કારો કેકાણું;
ખેલે ખેંગો વંકડો, નમે ન સુરતાણુ.

ભાવાર્થ—ઝારા સમાન શ્રેષ્ઠ ડુંગર પર પોતાના કાળા અશ્વ સાથે ખેંગારજી સુલતાનને તાબે ન થતાં રણ-ખેલ ખેલી રહ્યા છે.

રૂપક.

સંગ્રામ ચડે સબદલ સુરતાણુ, જોધન ઉમરા ખાન જુઆ;
રાઓ ખેંગાર તણે રણ રોહે, માંઝી બોંતેર ખાન મુઆ. ૧
વઢીઆ હેક ને હેક વીંધીઆ, સાથે ગજ દલ કાછ સરાક;
હાથે જે હામાઉત ચડેઆ, માસુદ તણે ન ચડેઆ બાપ. ૨
હેમર લશ્કર ઘણા હાથીઆ, ઘાએ રણ ઉતાર્યા ઘાણ.
પેલે તો ખેંગે પરવાર્યાં, સિત્તર નવાકર સે સુરતાણ. ૩
મદ છાક ઝંપે રણતાલ મંહાણી, સમે પ્યાલો ફેર્યો સાર;
ભડાં ભડાં ભડકીને ભાગે, ખારો લાગે રાઓ ખેંગાર. ૪
લાલરેઆ હેક ભિડેઆ લોહે, છૂટીયા ઘણા ઉતારે છાક;
રૂક ખેંગાર તણે રંગાયા, અસરે દલ પીઓ એરાક. ૫
મદ કિરમાલ ખેંગાર મુડસગુર, લાગી છાકજ લડથડેઆ;
તાં તો સાંગ લઇને તૂટો, પેલા બારે ખાન પડયા. ૬

આ લડાઇ વખતે જામ રાવળના કાકા હક્કાજી ઘણું પરાક્રમ દાખવી કામ આવ્યા તેના બદલામાં ભદ્રેસર પાસેનું હટડી ગામ રાઓશ્રીએ તેમના વંશજોને ગ્રાસમાં આપ્યું.

આ યુદ્ધ દરમિઆન ડગાળાના મિયાણા જખરાએ પણ ઘણીજ બહાદુરીથી રાઓશ્રીને મદદ કરેલી હોવાથી, રાઓશ્રીએ તેને સમસ્ત મિયાણાઓનો સરદાર બનાવીને જામની પાઘડી બંધાવી

દુહો—ડગારા ડંકો દિને, પખ ચાડું પાણી,
જામ મલપેઓ જખરો, મોવડ મિયાણી.

ભાવાર્થ—સમસ્ત મિયાણાઓના ગોવડી જામ જખરાએ ડગાળાનો ડંકા વગાડ્યો અને પોતાના પૂર્વજોનું નામ દીપાવ્યું.

રાઓશ્રીએ મોગલ ફોજને હરાવીને પાછી કાઢી અને પોતે વિજય-ધ્વજ સાથે ભુજ આવ્યા વૃદ્ધાવસ્થામાં પણ રાઓશ્રીએ દાખવેલા આ અદ્‌ભુત પરાક્રમથી કચ્છી જનતાએ તેમને અપૂર્વ માન આપ્યું. ચારણ કવિઓ તેમનાં પરાક્રમોની પ્રશંસા કરતા કહેવા લાગ્યા, કે—

દુહો—તોજે નાં એંગાર, બુઝી પાતો બાંભણેં,
તોજી, ડેણ-તરાર, આરે મુગલ ઝોરેઆ.

ભાવાર્થ—બ્રાહ્મણોએ બરાબર સમજીનેજ તારૂં નામ ખેંગાર પાડેલુ છે. ડાકિની જેવી તારી તલ્વારે ઝારા ડુંગર પર મોગલોનો વિનાશ કરી નાખ્યો છે.

દુહો—પાવરીયો પાવર ધણી, ભદે ઉતારે ભૂત;
જાગરીયે જમદૂત, ઘણાં ખિલાયા ખેંગડે.

ભાવાર્થ—પાવર પ્રદેશાધિપતિ ખેંગારજીએ મોગમોટાઓના અભિમાન ઉતારી નાખ્યા છે એ અદ્‌ભુત જાગરીઆએ (અભિમાન રૂપી ભૂતને કાઢી નાખનારાએ) ઘણા જમદૂતોને આનંદિત કર્યા છે અર્થાત્ રણમયદાનમા ઘણાઓને યમદ્વારે પહોંચાડયા છે

---

## (૨૧)

## રાયધર આમર અને રાયધર હાલો.

એક વખત પોતાના બાહુબળથી સમસ્ત કચ્છમાં ત્રાસ બોલાવી દેનાર આમર લાખાનો પુત્ર રાયધર આમર થયો તે જ્યારે ઉમર-લાયક થયો, ત્યારે તેણે કચ્છાધિપતિ રાઓશ્રી ખેંગારજી પાસેથી પોતાના વીર પિતાનું વેર વાળવાનો નિશ્ચય કર્યો રાયધર આમર પણ તેના પિતા લાખા આમર જેવોજ પરાક્રમી અને બુદ્ધિશાળી હોવાથી, તેણે થોડાજ સમયમા પોતાનો પક્ષ મજબુત બનાવી લીધો અને પોતાના પિતાની માફક દરબારી હદમાથી મોટી મોટી આથોનું હરણ કરીને તેને સિંધ તરફ ઉકારવા લાગ્યો

આ વખતે ગુંદિયાળીમાં રાવળ જામના કાકા અજાજીના કુમાર રાયધર હાલાનો અમલ હતો રાયધર હાલો દરરોજ કસુંબો પીવા વખતે રાયધર આમરને 'રંગ' આપીને કહેતો, કે "એ તો બોકડી-ઓમાં ચરનારો છે. પણ જ્યારે તે કોઇ શીંગાળાને પડખે ચડશે, ત્યારેજ એની બહાદુરીની ખબર પડશે "

રાયધર આમરના આ શબ્દો એક વખત એક ચારણને કાને પડ્યા આ ચારણ રાયધર આમરનો આશ્રિત હોવાથી, તેણે રાયધર હાલાના અભિમાની વચનોની રાયધર આમરને ખબર આપી આ સાંભળી રાયધર આમરનું હૃદય એકદમ ઉશ્કેરાઇ ગયું. તે તેજ દિવસે ગુંદિયાળીની સીમમાં ચઢી ગયો અને હાલાઓની મોટી મોટી આથોનું હરણ કરી ચાલવા લાગ્યો. આ વખતે એક આથનો ચારનાર રબારી રાયધર હાલાને ધાં આપવા દોડવા લાગ્યો. રાય-ધર આમરે આ રબારીને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું, કે તું રાયધર હાલાને ધાં આપવાનું ભૂલી જા નહિ, માટે મારા તરફથી પણ એક નિશાની લેતો જા આમ કહી, તેણે રબારીના બને કાન પોતાની છરી વડે કાપી લીધા અને રાયધર હાલાને કહી મોકલા-વ્યું, કે "હવે શીંગાળો હો, તો તારી આથોની વહાર કરવા વહેલો ચડજે."

બને કાનમાંથી વહેતા રક્તથી તરબોળ બનેલો રબારી મૂઠી-ઓ વાળી ગુંદિયાળી તરફ દોડવા લાગ્યો. રાયધર હાલા પાસે આવી, તેણે સઘળી હકીકત તેની આગળ જાહેર કરી.

રાયધર હાલાએ તરતજ પોતાના માણસો એકઠા કરી લઇને રાયધર આમરની પૂઠ પકડી. પાંચટીયા પાસે બને પક્ષનો ભેટો થઇ ગયો અને ધીંગાણું શરૂ થયું. તલવારો, બરછીઓ અને ભાલાઓના ઝપાટા ચાલવા લાગ્યા. બને પક્ષના ઘણા માણસો રણભૂમિમા પડ્યા. આ ઝપાઝપી દરમિઆન રાયધર આમરના માણસો ગુંદિયાળીની આથોને ઘણે દૂર લઇ ગએલા હોવાથી, રાયધર હાલાને નિષ્ફળતા પ્રાપ્ત કરી ત્યાંથી પાછા ફરવું પડ્યું. રાયધર હાલાને આમ પાછો ફરતો જેઇને, એજ ઉઢા રાગ નામનો પેલો ચારણ તેને મહેણું મારતા બોલ્યો, કેઃ—

દુહો—રાયધરીયા રાયધર કે, વિંઝણ ડીજે વીર,
અભંગ આમર હરો, ૩ તત્તા રત્તા તીર.

ભાવાર્થ—હે વીર રાયધર હાલા, તું રાયધર આમરને જવા દે. નહિ તો એ આમરનો વંશજ તને તાતા તીરો આપવા વિના રહેશે નહિ.

દુહો—રાયધરીયા રાયધર કે, વિંઝણ ડીજે વાઘ;
ઇં ચય ઉઢા રાગ, કેસર કેડો ન કજે.

ભાવાર્થ—હે વાઘ જેવા રાયધર હાલા, તુ રાયધર આમરને જવા દે. ચારણ ઉઢો રાગ એમ કહે છે, કે તું કેસરી સિંહનો કેડો પકડ મા.

---

(૨૨)

## ભોજરાજજીનું વીરમૃત્યુ.

ચારણનું આ મહેણું સાંભળીને રાયધર હાલાના ગુસ્સાના અગ્નિમાં જાણે ઘી હોમાયુ. તે ગુંદિયાળી પાછો જવાને બદલે તેજ વખતે પોતાના બાકી રહેલા માણસો સાથે ભુજની વાટે વળી ચૂકયો અને સઘળી હકીકત તેણે રાઓશ્રી ખેંગારજી સમક્ષ નિવેદન કરી

રાયધર આમરે મચાવેલો ઉત્પાત કેટલાએ દિવસથી રાઓશ્રીના હૃદયમાં ખટકી રહ્યો હતો. પરંતુ રાઓશ્રી હવે વૃદ્ધાવસ્થાને આરે ઉભેલા હોવાથી અને કુંવરો હજુ પુખ્ત વયમાં આવેલા ન હોવાથી, તેમણે આજ લગી રાયધર આમરના જુલ્મો તરફ કરડી આંખ કરી ન હતી પરંતુ હમણા તો રાયધર હાલો ધાં દેવા આવેલો હોવાથી, રાયધર આમર સામે ચડી જવા સિવાય છૂટકો ન હતો આથી રાઓશ્રીએ નાના કુમાર ભારમલજીને રાયધર આમર સામે ચડી જવાની આજ્ઞા કરી

રાયધર આમરના વીરત્વની વાતોથી ભારમલજી સંપૂર્ણ વાકેફ હતા તેમણે વિચાર્યું, કે પાટવી કુંવર તો ભોજરાજજી છે તો પછી મારે શામાટે મોતના ડાચામા જવા તૈયાર થવુ જોઇએ? આમ વિચાર કરીને, ભારમલજી આંખો દુખવાનુ બહાનું કરી, આંખે પાટા બાંધીને પલંગ પર પોઢી ગયા.

જ્યારે રાઓશ્રીએ જાણ્યું, કે ભારમલ્લજી રાયધર આમર સામે ચડી જવા તૈયાર નથી, ત્યારે તેમના હૃદયમાં જરા દુઃખ તો થયુ, પરંતુ તેમણે તરતજ પાટવી કુંવર ભોજરાજજીને તૈયાર કર્યો. ભોજરાજજી યુદ્ધનું નામ સાંભળીને પાછો પગ ભરે તેવા ન હતા. તેઓ તરતજ પોતાના માણસો સાથે તૈયાર થઇ ગયા ભોજરાજજીની મદદમાં રાયધર હાલો તથા રાઉ સમેજો પણ પોતપોતાના માણસો સાથે તૈયાર થયા. કુમાર ભોજરાજજીની ફોજ રાયધર આમરને પકડી પાડવા વાયુવેગે ધસવા લાગી ભુજથી દશ-બાર માઇલ પર આવેલા ઝાલુછેલા પાસે ભોજરાજજી રાયધર આમરને આપડ્યા.

દુહો—અચી રસૈ રાયધર કે, ઝાલુ છેલે વાર;
ખડ્ગ હથ ખેંગારજો, ભંજે ભડ ભૂપાર.

ભાવાર્થ—મોટા ભૂપાળોને ભાગી નાખે એવા, હાથમા ખડ્ગ ધારણ કરેલા ખેંગારજીના કુમારનું સૈન્ય ઝાલુ છેના પાસે રાયધર આમરને પહોંચી આવ્યું.

ભુજની ફોજ સાથે કુમાર ભારમલ્લજી હોવા જોઇએ, એમ રાયધર આમરની ધારણા હતી પરંતુ જ્યારે તેણે ફોજના સરદાર પર છત્ર ધરાયલુ જોયુ, ત્યારે તેને ખાતરી થઇ, કે સૈન્ય સાથે પાટવીકુમાર ભોજરાજજી પોતે આવેલા છે ભોજરાજજી કચ્છની રાજ્યગાદીના વારસદાર હોવાથી, તેમની સાથે યુદ્ધમાં ઉતરવુ અયોગ્ય જાણી, રાયધર આમરે સુલેહનો વાવટો ચડાવ્યો અને ભોજરાજજીને કહેવડાવ્યું, કે આપને જે જોઇએ તે સુખેથી લઇ જાઓ.

દુહો—આમર પાગ ભીમ તેં, વેર વસાયો;
રાયધર ભોજ અગિયા, ઓસરી આયો.

ભાવાર્થ—જામ આમરની જામની પાઘડી ભીમજીએ ધારણ કરવાથી તેના વંશજો અને આમરો વચ્ચે વેર જાગ્યુ પરંતુ આ વખતે રાયધર આમર વેર મૂકી ભોજરાજજી પાસે નમીને આવ્યો

કેટલીક વાટાઘાટ પછી દરબારી આથો અને હાલાઓની આથો પાછી વાળવાનો ઠરાવ થયો અને બન્ને પક્ષના માણસો પોત પોતાના ઢોરોને ચુટવા લાગ્યા આ વખતે એક નવિન ઘટના ઘટી,

રાયધર આમરના ભાગમાં આવેલી એક ગાયનો વાછરડો રાઓશ્રીની હદમાં રહેતા એક કણબીએ વેચાતો લીધેલો હોવાથી, તે ભોજરાજજીના ભાગે આવેલો હતો પરંતુ આ વાછરડો તેની માતા ઉપર એટલો તો હળી ગએલો હતો, કે તે તેનાથી વિખૂટો થતો ન હતો. કુમારશ્રી ભોજરાજજીના માણસોએ તેને બે ચાર વખત વાળી લીધેલો, છતાં તે પાછો પોતાની મા પાસે દોડી જતો હતો આમ આ માતા માટે ટળવળતા વાછરડાને દરબારી માણસો ખેંચી રહેલા હોવાથી, રાયધર આમરના સૈન્યનો એક માણસ તેમને કહેવા લાગ્યો, કે "આવા વલવલતા વાછરડાને ખેંચી જતાં તમોને કંઇ દયા નથી આવતી ? તમારા રાઓ એક વાછરડા માટે કયાં દુબળા પડી જાય તેમ છે ?"

"એવા દયાળુના દીકરા હો, તો ગાયને પણ વાછરડા સાથેજ મોકલી આપોને ! તમારે તો ચોરીનો માલ છે. કયાં કમાવા જવાને પરસેવો ઉતારવો પડ્યો હતો ?"

બસ ! બધી બાજી બગડી ગઇ. ઉપરોક્ત બોલાચાલીએ ઘાસની ગંજીમાં અગ્નિના તણખાનું કાર્ય કર્યું. શાન્ત સૂતેલી રણની દેવી જાગી ઊઠી. સામસામા તલ્વારની મૂઠ પર હાથ પડ્યા. રણભૂમિ ફરી એકવાર 'મારો કાપો 'ના ભયંકર પોકારોથી ગર્જી ઊઠી

રાયધર આમરના માણસોએ તેની પાસે દરબારી લશ્કરની ઉદ્ધતાઇ વિષે ઘણી અતિશયોક્તિ ભરી વાતો કરવાથી, તે પોતાની ભલમનસાઇનો ગેરઉપયોગ થતો જોઇ છંછેડાઇ ઊઠ્યો અને તલ્વાર તાણી તૂટ્યો. તલ્વારોની ઝીંકાઝીક ચાલવા લાગી કોઇના હાથ, કોઇના પગ કપાઇ કપાઇને ઉડવા લાગ્યા. ઝાલુ છેલાની જમીન લોહીથી તરબોળ બની ગઈ.

કુમારશ્રી ભોજરાજજી પણ બહાદુરીથી લડી રહ્યા હતા. ધીંગાણાનું જોર પળે પળે વધતું જતું હતું. એટલામાં રાયધર આમર વકરાયલા વાઘની પેઠે ભોજરાજજી પાસે આવી પહોંચ્યો અને આ ઉભય યોદ્ધા રણસંગામ ખેલવા લાગ્યા. બંને જણ બહાદુર હતા. કોઇપણ પાછો પગ ભરે એવો ન હતો. કેટલીક વાર આ દ્વંદ્વ-યુદ્ધ-ચાલ્યા પછી રાયધર-આમરે તક સાધીને ભોજરાજજી પર

જનોઇ વઢનો એવો ઝાટકો લગાવ્યો, કે તેજ ક્ષણે કચ્છના યુવરાજ કુમારશ્રી ભોજરાજજી હતપ્રાણ થઇને ધરણી પર ઢળી પડ્યા ભોજરાજજી પડતાં જ ચારે તરફ હાહાકાર મચી રહ્યો. ભોજરાજજીની ભેઠમાં રહેલી સુવર્ણજડિત મૂઠવાળી કટારી રાયધર આમરે ખેંચી લીધી.

દુહો—લોહું સભ વરઈયું, વાછડો ન વરેઓ,
રાયધર ભોજ ભૂટકયા; ઝગડો આડરેઓ.

ભાવાર્થ—લૂટનો સઘળો માલ વહ્યો. માત્ર એક વાછરડો ન વહ્યો, તેથી રાયધર આમર અને કુમાર ભોજરાજજી વચ્ચે ફરીથી ઝગડો શરૂ થયો.

રૂપક.

રાડેઆ[1] રણતૂર—રાવત, ફેર ચડી સંગ્રામે ફોજ,
અતૂલ બલિયા વીર ઉછટેઆ, ભૂટકેઆ રાજડ[2] ને ભોજ. १
રાજડ-ભોજ ઝગડેઆ રૂકે[3], અસમસ[4] અટકયા તિણ આગાર,[5]
લસે[6] નહિ જહાં પૂંઠે લાખો, ખરો નહિ જહાં પૂઠ ખેંગાર. २
ચાલે કટક કડે બે ચડિયા, તાણ કબાણા[7] ટબકયા તીર,
ભાજે ભીમ ન આમર ભાજે, હુએઆ આસો અને હમીર. ३
એકાહુત એકા અધકેરા[8], બાંધવ સમ વખાણાં બેય,
રણ જીત્યો આમરરો રાજડ, ભોજે જીત્યો સરગ ભિલેય[9]. ४

દુહો—ભડ ભોજલ મારેઓ, ઝાલુ ઝેલે જે;
સામેં મેં સંગરામમેં, સરગ પોતો સે.

ભાવાર્થ—ઝાલુ ઝેલામાં ભડવીર ભોજરાજજી રણસંગ્રામમા સામી છાતીએ લડતાં સ્વર્ગવાસી થયા.

પાટવી કુમાર ભોજરાજજી રણમેદાનમાં પડતાંજ લડાઇ બંધ થઇ. ભોજરાજજીનું મૃત્યુ એ કેવી ભયંકર વસ્તુ હતી, તે રાયધર આમરને પાછળથી જણાયું. તેણે વિચાર્યું, કે રાઓશ્રી ખેંગારજી હવે આમરોનો વશ કચ્છમા રહેવા દેશે નહિ. "ભોજરાજજીએ ટીલું મૂકયું, તો આપણે કચ્છ મૂકયું." એમ કહી, રાયધર આમર

१ ગાજવા લાગ્યા. २ રાયધર. ३ તલવારે. ४ જરૂર ५ સ્થળે. ६ પાછા હટે. ७ કમાનો ८ એકએકથી અધિક. ९ ધન્ય છે!

તેજ વખતે પોતાના તમામ માણસો સાથે કચ્છનો ત્યાગ કરી, રણ ઓળંગી બરડા તરફ નીકળી ગયો.

દુહો—ઝાલુ છેલે મારેઓ, રાયધણ હથ્થા રા,
આમર ઉતા ભગા, મે બખું પાતીઉં બરડે.

ભાવાર્થ—ઝાલુ છેના પાસે રાયધરના હાથે કચ્છના ભાવિ પતિનું મૃત્યુ થતાં, આમરો ત્યાથી નાઠા, તે બરડે આવીને ગેવા લાગ્યા.

જ્યારે રાઓશ્રી ખેંગારજીને કુમારશ્રી ભોજરાજજીના કામ આવવાની જાણ થઇ, ત્યારે તેમને ઘણો ખેદ થયો ઉતરતી અવસ્થામાં એક પછી એક આવતા આવા આઘાતોને લીધે, રાઓશ્રીનું અંતર વલોવાઈ રહ્યું હતું. રાયધર આમર પાસેથી ભોજરાજજીના વેરનો બદલો વાળવાની તક તે જોઇ રહ્યા હતા

રાઉ સમેજો જે રાયધર આમરનો સામનો કરવા કુમારશ્રી ભોજરાજજી સાથે ચડ્યો હતો, તે રાયધર આમર સામે લડતાં ઘણું પરાક્રમ કરીને આખરે રણમાં પડ્યો તેના બદલામા રાઓશ્રીએ રાઉ સમેજાના પુત્ર જેસર સમેજાને બનિયારના જામેતરની પાઘડી બંધાવીને તેની યોગ્ય કદર કરી

---

## ( ૨૩ )

## રાઓશ્રીની વચન-સિદ્ધિ.

રાઓશ્રી ખેંગારજીએ આશાની ટેકરી પર મોગલ સુબાને આપેલી શિકસ્ત અકબરશાહના અંતરમા ખટકી રહી હતી કચ્છરાજ્ય દિલ્હીના પેટામાં હોવાથી, તે ખુલી રીતે કચ્છ પર ચડી આવવાને બદલે આડકતરી રીતે રાઓશ્રી પાસેથી બદલો લેવા માગતો હતો

આ સમયે ધૂમલીના જેઠવાઓ અકબરશાહની સત્તાને ગણકારતા ન હતા. ઉપરાંત,તેઓ અવાર નવાર દિલ્હીના તાબાના પ્રદેશોમાથી લુંટફાટ કરી જતા હોવાથી, અકબર પાદશાહે રાઓશ્રીને ધૂમલી જઇને જેઠવાઓને દાબી દેવાનું ફરમાન કર્યું. દિલ્હીપતિના ફરમાનનું ઉલ્લંઘન કરી શકાય તેમ ન હતું. રાઓશ્રીને ધૂમલી પર

ચડી જવા સિવાય છૂટકો ન હતો. રાઓશ્રીની અવસ્થા હવે મોટી થએલી હોવા છતાં, તેમનામાં શૌર્ય અને પરાક્રમની લેશ પણ ઉણપ આવી ન હતી. એક મોટી ફોજ સાથે તેઓ ધૂમલી પર ચડી જવા તૈયાર થયા. વૃદ્ધ રાઓશ્રીને આજે એક યુવાન રણયોદ્ધાના સ્વાંગમાં ઝળકી ઊઠેલા જોઇને, લોકો અજબ થઇ ગયા. તેઓ આજના પ્રસંગ વિષે જુદી જુદી અટકળો કરવા લાગ્યા.

દુહો—ડોસે ઠાકર મંઢીઓ, ખરો થઈ ખેંગાર,
કાં જડ્ કઢંધો જેઠવેં, કાં આમરે સંઘાર.

ભાવાર્થ—વૃદ્ધ રાઓશ્રીએ ખરા ખેંગાર બનીને આજે રણની તૈયારી માંડીછે. કા તો એ જેઠવાઓની જડ કાઢશે અને કાં તો આમરોનો સંહાર કરશે.

આ પ્રસંગને અનુસરીને ચારણ કવિ કહેછે:—

રૂપક.

જીન જડાવે ખેગ જડાધર, ડગમગતા દિગપાળ દશે ઘર,
થરથરેઆ નર નરપતિ ઠાકર, ડોસે આજે માંડયા ડાકર. ૧
સમો પાવર સેન[1] સજાવે, ડરસું દેશ-વિદેશ ડકાવે[2],
અરિ સૂતાને નીંદ ન આવે, આમરહરે[3] તણે ઉદાવે[4]. ૨
રોસ ન છાંડે પાવા-રાણો, તિણ સામો રા'ખેંગ સિન્નાણો[5],
ધરા ગુજંરી નવલ ધીંગાણો, મચવે પાવર-રાઓ પ્રમાણો. ૩

આ વખતે રાયધર આમર કચ્છનો ત્યાગ કરીને બરડામાં આવી રહ્યો હતો જ્યારે તેણે જાણ્યુ, કે રાઓશ્રી મોટા કટક સાથે આ પ્રદેશ તરફ ચઢી આવે છે, ત્યારે તેને ભય પેઠો, કે હવે તે ભોજરાજજીનુ વેર વાળવા સિવાય રહેવાના નથી. આ ધાસ્તીને લીધે રાયધર, આમર બરડાનો ત્યાગ કરીને, પોતાના સઘળા રસાલા સાથે ગીર પ્રદેશ તરફ ચાલી નીકળ્યો

રાઓશ્રી ખેંગારજીને ધૂમલી પર ચઢી આવતા સાંભળીને, જેઠવાઓએ આવશ્યક વસ્તુઓનો કિલ્લાની અંદર સંગ્રહ કરીને ધૂમલીના દરવાજા બંધ કરી દીધા.

---

૧ સૈન્ય. ૨ ધ્રૂજાવે ૩ આમરનો વંશજ. ૪ ધારનીથી. ૫ બળવાન.

રાઓશ્રીએ અહીં આવીને ધૂમલીના ગઢને ચારે બાજુથી ઘેરી લીધો. પરંતુ જેઠવાઓ સઘળા સરંજામ સાથે કિલ્લાની અંદર ભરાઇ બેઠેલા હોવાથી તેઓ તરત બહાર આવે, એવો સંભવ ન હતો. તેમજ ધૂમલીનો કિલ્લો પણ ઘણો મજબુત હોવાથી, તેને ઝટ તોડી શકાય તેમ પણ ન હતું. આમ કેટલાક દિવસો ધૂમલીની પાદરે પડ્યા રહેવા છતાં સફળતાની પ્રાપ્તિ ન થવાથી, હવે કયો માર્ગ ગ્રહણ કરવો તે વિષે રાઓશ્રી વિચારમાં પડ્યા.

રાયધર આમર જેવો બહાદુર હતો, તેવોજ બુદ્ધિશાળી હતો. રાઓશ્રી ધૂમલી પર ચઢી આવેલા હોવા છતાં, જેઠવાઓ કિલ્લો બંધ કરીને બેઠેલા હોવાથી તેઓ ફાવતા નથી, એવા સમાચાર રાયધર આમરને કાને પડતાં તેણે વિચાર્યું, કે જો આ વખતે રાઓશ્રીની કંઇ સેવા બની શકે, તો તેના પરથી રાઓશ્રીનો રોષ અવશ્ય ઉતરી જાય. એમ વિચારીને રાયધર આમરે આ તક સાધી લેવાનો નિશ્ચય કરી લીધો. એક રાત્રે તે પોતાના માણસો સાથે ધૂમલી પહોંચી ગયો. અને ધૂમલીના ગઢના દરવાજા તોડી શકાય તેમ છે કે નહિ, તેની તપાસ કરવા લાગ્યો.

રાયધર આમરમાં બળનો પાર ન હતો. તેના જેવા બળવાન પુરૂષો ભાગ્યેજ જડે તેમ હતું. એક દરવાજા પાસે આવી તેણે પોતાના સઘળા બળથી ખભો ભરાવીને યુક્તિપૂર્વક દરવાજાનું બારણું તેના ચણિયારામાંથી છટકાવી દીધું. બારણું છટકી જતાં અંદર જવાનો માર્ગ થયો અને એ માર્ગ દ્વારા રાયધર આમર પોતાના માણસો સાથે મધ્યરાત્રિના સમયે ધૂમલીના ગઢમા દાખલ થઈ ગયો. નિશ્ચિંતપણે આરામ લેતા જેઠવાઓ પર રાયધર આમરના માણસોએ તલવાર ચલાવવા માંડી. થોડાજ સમયમાં તેમણે જેઠવાઓના નામાંકિત સરદારોને મારી નાખ્યા અને ધૂમલી સર કરી લીધી. રાયધર આમરના માણસોના "જિએરા" ના પોકારો વડે મધરાતનું વાતાવરણ ગાજવા લાગ્યું.

શાન્ત રાત્રિના સમયમાં ધૂમલીના ગઢમાં ગર્જતા 'જિએરા'ના પોકારો રાઓશ્રીની છાવણીમાં સ્પષ્ટ સંભળાવા લાગ્યા. રાઓશ્રીએ તરતજ આ પોકારોના કારણની તપાસ કરવા એક જાસુસને મોકલાવ્યો. જાસુસે તપાસ કરીને જ્યારે તેમને જણાવ્યું, કે રાયધર

આમરે રાઓશ્રીના નામથી ધૂમલી સર કરીને કચ્છના રાઓનો વાવટો ફરકાવી દીધો છે, ત્યારે તેમની નવાઇનો પાર રહ્યો નહિ. રાયધર આમર જેવા તેના એક ભયાનક દુશ્મને આવું પગલું કેમ લીધું, તેનું કારણ તે સમજી શક્યા નહિ.

સવાર પડતાંજ રાયધર આમર પોતાના માણસો સાથે રાઓશ્રીની સલામ માટે તેમની છાવણીમાં આવવા લાગ્યો. આ વખતે રાયધર આમરની કેઠમાં કુમારશ્રી ભોજરાજજીની સુવર્ણમુદ્રિત મૂઠ વાળી કટારી પડેલી હતી. આ વાત રાઓશ્રીના માણસોએ તેમના કાન પર મૂકી અને ભોજરાજજીના વેરનો બદલો વાળવાનો આ સુંદર પ્રસંગ હોવાથી, તેમણે રાયધર આમરને તેજ વખતે કત્લ કરી નાખવાની રાઓશ્રી પાસે આજ્ઞા માગી. પરંતુ ઘેર ચાલી આવેલા ગમે તેવા દુશ્મન ઉપર પણ ઘા ન કરવાનો રાઓશ્રીનો સિદ્ધાંત હોવાથી, તેમણે રાયધર આમર સામે આંગળી પણ ઉંચી ન કરવાની સૌને સખ્ત તાકીદ કરી.

"પણ અન્નદાતા! રાયધર આમરની કેઠમાં રહેલી કુમારશ્રી ભોજરાજજીની કટારી જોઇને અમારી આંખે લોહી આવે છે." એક જણે રાયધર આમર પ્રત્યે પોતાનો તિરસ્કાર દર્શાવતાં કહ્યું.

સાગર-દિલ રાઓશ્રીએ એ વાતને તોડી પાડવાના ઇરાદાથી ટુંકો જ જવાબ વાળ્યો, કે "કાઠી કાઠીજે ભારસેં ઝુરી પોંધી." અર્થાત સૌ કોઈ પોતપોતાને પાપેજ પોતાનો વિનાશ કરી લેશે "

રાઓશ્રીનો આ ઠંડો જવાબ સાંભળીને સૌ ચુપ બની ગયા. એટલામાં રાયધર આમર પણ રજા લઈ, રાઓશ્રીના તંબુમાં આવી પહોંચ્યો અને રાઓશ્રીને નમન કરીને પોતાના અક્ષમ્ય ગુન્હા માટે પશ્ચાત્તાપ કરતો ક્ષમાયાચના કરવા લાગ્યો.

રાયધર આમરનો ખરા હૃદયનો પશ્ચાત્તાપ જોઇને, રાઓશ્રીએ ઉદાર દિલથી તેના સઘળા ગુન્હા માફ કર્યા અને ધૂમલી સર કરવાના તેના અપૂર્વ પરાક્રમ માટે તેને ધન્યવાદ આપવા લાગ્યા.

આમ થોડા સમયના વાતાલાપ પછી રાયધર આમર રાઓશ્રીની રજા લઈને ઊઠ્યો અને પોતાના માણસો સાથે પાછો ફર્યો.

તંબુની બહાર નીકળીને રાયધર આમર જેવો તંબુની દોરી ઓળંગતો હતો, તેજ વખતે તે દોરીમાં અચાનક તેનો પગ અટવાઈ ગયો અને તે ધમ! દેતો પૃથ્વી પર પટકાઈ પડ્યો

એજ સુવર્ણમુદ્રિત મૂઠવાળી કટારી, જે આટલો વખત રાયધર આમરની ભેટને શોભાવી રહી હતી, તેનું ફળ તરતજ મ્યાનમાંથી બહાર નીકળી પડયું અને રાયધર આમરના પેટમાં પેસી ગયું. રાયધર આમરના પેટમાંથી આંતરડાંનો ઢગલો તેજ ક્ષણે બહાર આવીને પડ્યો અને આ શૂરવીર આમર સરદારના તરતજ રામ રમી ગયા.

"કાડી કાઢીજે ભારસેં ઝુરી પોંધી." એ વાક્ય, વેદ-વાક્યની માફક કચ્છી પ્રજા આજે પણ યાદ કરી રહી છે.

રાઓશ્રીની ફોજ ત્યાંથી ફત્તેહના ડંકા સાથે પાછી ફરી. અકબરશાહ પણ રાઓશ્રીના આ વિજયથી સંતુષ્ઠ થયો. રાઓશ્રીની કીર્તિ દેશ-વિદેશમાં ગવાવા લાગી. ભુજ આવીને રાઓશ્રીએ રાયધર આમરના પુત્રોને શુથલી, મોરાએ, ટોડીઆ, મથલ અને નાની ખોંભડી એ ગામો આસમાં આપી, રાયધર આમરની સેવાનો ઉદાર હૃદયે બદલો વાળી આપ્યો.

આ સમયે માણુ મેરૈયાના વંશવાળો શિહો મેરૈયો પણ ભુજ આવી પહોંચ્યો. જ્યારે રાવળ જામે હમીરજીનું ખૂન કર્યું, ત્યારે શિહા મેરૈયાનો બાપ કચ્છ છોડીને જેસલમેર ચાલ્યો ગયો હતો. તે ત્યાંજ મરણ પામ્યો. તેનો દીકરો શિહો થયો શિહાએ જ્યારે રાઓશ્રીએ કચ્છ કાયમ કર્યાની વાત સાંભળી, ત્યારે તે સમાવંશની ખ્યાતિના ચોપડા સાથે રાઓશ્રી પાસે ભુજ આવ્યો એ વખતે તુમેર ચારણના વંશમાંથી તારસુર તુમેર હતો. આ બન્ને જણ રાઓશ્રી પાસે આવતાં, રાઓશ્રીએ તેમનો આદરસત્કાર કર્યો અને તેમના મુખથી પોતાના વડીલોની તમામ ખ્યાતિ શ્રવણ કરી તેમને છૂટા હાથે દાન-માન આપીને સંતુષ્ઠ કર્યા. આ લોકો રાઓશ્રીને આશીર્વાદ આપતાં બોલ્યા:—

દુહો—માણુજા રોપે મંગણાં, તુમેર જા તારે,
વરં હથં હમીરહરા, જીનિયું જિયારે.

ભાવાર્થ—હે હમીરના વારસ! તેં માણુના વંશવાળાને ફરીથી કચ્છમાં રોપીને અને તુમેરના વંશવાળાનો ઉદ્ધાર કરીને તારા કુળની જુની રીત ચાલતી કરી છે.

દુહો—હિકડો અકબરશા, બ્યો ધરાજો ખેંગો ધણી,
પાગેં બીં પરેઆ, આલમ ઓભાયો થીએ.

ભાવાર્થ—એક અકબરશાહ અને બીજા રાઓશ્રી ખેંગારજી એ બે રાજ્યાધીશોથી સમસ્ત જગત મહિમાવાન બન્યું છે.

કચ્છના કીર્તિ-કળશ સમા, જાડેજાવંશના મુકુટમણિ રાઓશ્રી આદિ ખેંગારજી, છેક બાલ્યાવસ્થાથી તે છેક વૃદ્ધાવસ્થા પર્યંત, અનેક અતૂલ પરાક્રમો દાખવી, ચડતી-પડતીનાં અને સુખ-દુઃખનાં અનેક ચક્રોમાંથી પસાર થઈ, અવ્યવસ્થિત અને અશાન્ત કચ્છડામાં વ્યવસ્થા અને શાન્તિનું સ્થાપન કરી, નેવું વર્ષની લાંબી અવસ્થા ભોગવીને સ્વર્ગવાસી થયા. કચ્છના ઇતિહાસ-પટ પર એમનું અમર નામ સદાસર્વદા સુવર્ણાક્ષરે અંકિત રહેશે!



## પ્રકરણ ૨૦ મું.

### રાઓશ્રી ભારમલજી (૧૬૫)

(૧)

### વચનસિદ્ધ અલિયોજી.

દુહો—સમે સત્ર કહેઆ, સારે સંભારે,
ખટયો રા ખેંગાર, ભોગવેઓ ભારે.

રાવશ્રી ખેંગારજીના યુવરાજ કુમારશ્રી ભોજરાજજી આહુછેલામાં રાયધર આમર સાથે લડતા કામ આવ્યા. ભોજરાજજીના કુંવર અલિયોજી નાની ઉમરના હોવાથી, રાઓશ્રી ખેંગારજીના સ્વર્ગવાસ પછી રાજ્યલગામ બીજા કુમારશ્રી ભારમલજીના હાથમાં આવી ભારમલજીએ ઘણી ઉદારતા કરીને, દેશ-વિદેશમાં પોતાનું નામ એક મહાન્ દાનવીર તરીકે મશહૂર કર્યું. આથી જનસમાજમાં કહેવત ચાલી, કે "ખટયો ખેંગાર, ને ભોગવ્યો ભારે."

ભોજરાજજીના કુંવર અલિયાજીને કોરા પ્રગણુ આપવામાં આવ્યું. અલિયોજી ઉમરે આવતાં તેણે પોતાના હક્ક માટે દાવો ઉઠાવ્યો રાઓશ્રી ભારમલજી સામે તેણે બળવો પોકાર્યો અલિયાજીએ રાઓશ્રીના પ્રદેશમા વારવાર લૂંટફાટ ચલાવવા માંડી. પણ રાઓશ્રી ભારમલજી અલિયાજી પાછળ કદી વાર મોકલતા નહિ. તે મોટું મન રાખીને, હમેશાં આંખ આડા કાન કરતા આથી અલિયાજીનો માર્ગ વધુ સરળ બન્યો તેણે પોતાની હદ વીંઝાણુ સુધી વધારી મૂકી અને પોતાનું નામ અમર કરવા અલિયાસર નામે તળાવ બંધાવ્યું.

અલિયાજીની લૂંટફાટ સંબંધમા ચારણ કવિ કહેછે, કે—

ચારણી ગીત.

વાંગડ જાડેજો રણવંકો, ડંકો દેશ લગાવે,
ઊગે સુરજ કાછ અલેયો, ઓટક લેવા આવે. ૧

આથું કેક અનમ અલૈયે, લોહ તણે બલ લીધી,
ગાયું-ભેંસું-સાંઢણિયુંને, પરલે કાંઠે કીધી. ૨
સૂર ઊગે ને રાવ સુણાવે, રાણા રાજ રબારી,
આભરહરા અભંગ અલૈયા,તો હત્થાં બલિહારી. ૩

અલિયાજીએ કચ્છની માફક સિંધમાં પણ લૂટફાટ ચલાવવા માંડી હતી. એક વખત તે સિંધના એક રાયશીપોત્રા ખુરાનશાહની ભેંસો વાળી લાવ્યો. આ ખબર ખુરાનશાહને પડતાં તે અલિયાજી પાસે આવ્યો અને પોતાની ભેંસો પાછી આપવાની માગણી કરવા લાગ્યો. અલિયાજીએ તેને પ્રત્યુત્તર આપતાં જણાવ્યું, કે " મિયાં, મારી વાળેલી આથો કદીપણ કોઇને પાછી મળતી નથી. માટે જેમ આવ્યા છો, તેમ ચાલ્યા જાઓ." ખુરાનશાહ બોલ્યો, કે મારી ફકીરની ભેંસો રાખી મૂકવાથી તમારૂં સારૂં નહિ થાય. આમ કેટલોક વાદ-વિવાદ થતાં આખરે ફકીરે અલિયાજીને શ્રાપ આપ્યો, કે " તારી મેડીમાં ગધેડાં લોટશે અને તારો વંશ કે તારી હુહાઇ પણ રહેવા પામશે નહિ."

ફકીરના આ શબ્દો સાંભળતાં અલિયોજી બોલી ઊઠ્યા, કે "કોરીનો કાંઠો તો તું પણ ઓળંગીશ નહિ." આમ સામસામા વચનો નીકળવા માંડ્યાં. ખુરાનશાહ ફકીર કોરી નદીને કિનારે આવ્યો, કે તરતજ તેણે દમ મૂકયો. અને આ તરફ અલિયોજી પણ દેવલોક પામ્યા. પેલા ફકીરને કોરીથી દોઢ ગાઉ દૂર લઇ જઇ ત્યાં દફનાવવામાં આવ્યો. ત્યાં તે ઓલિયા તરીકે પૂજાય છે અને અલિયોજી કોરામાં પીર થઇને પૂજાય છે અલિયાજીના પાળીયાને લોકો આજ પણ કસુંબો ચડાવે છે.

---

(૨)

## ભગન ભાટ.

એક વખત ભગન ભાટ નામનો એક પાદશાહી ભાટ દેશ-વિદેશના રાજવીઓની દાનવીરતાની કસોટી કરતો, મુલક મુલકમાં ફરી રહ્યો હતો. ફરતો ફરતો તે કચ્છમાં આવી ચઢ્યો દાતારોની પ-રીક્ષા કરવા તેણે એક વિલક્ષણ રીત અખ્ત્યાર કરી હતી. તેણે લો-

ઢાનો એક જબરો મુતારો (ગદા) તૈયાર કરાવ્યો હતો અને એવો નિયમ લીધો હતો, કે જે કોઈ પોતાના મસ્તકમાં એ લોઢા-નો મુતારો મારવા આપે, તેની પાસેથીજ દાન લેવું. તે આજ લગીમાં અનેક રાજવીઓ પાસે ફરી વળ્યો હતો પણ અત્યાર સુધીમાં એકે રાજવી તેની આ કારમી કસોટીમાંથી પાર ઉતર્યો ન હતો. પોતે પાદશાહી ભાટ હોવાથી હાથી, ઘોડા, તંબુઓ, રાવટીઓ, અને નોકરચાકરોના પુરા દમામથી તે ઠેકઠેકાણે ફરતો રાઓશ્રી ભારમલજીની જશનામી સાંભળીને તે ભુજમાં આવ્યો શહેર બહાર પોતાની છાવણી નાખી, તે રાઓશ્રી પાસે રાજ કચેરીમાં આવ્યો રાઓશ્રીએ તેનો સારો સત્કાર કર્યો અને તેને જે જોઇએ તે માગી લેવા જણાવ્યું. ભગન ભાટે દાન લેવાની પોતાની મુશ્કેલી વ્યક્ત કરતાં, પેલી પ્રચંડ ગદા બતાવીને કહ્યું, કે "નામદાર, જે કોઇ આ લોઢાનો મુતારો મને મસ્તકમાં મારવા આપે, તેનુંજ દાન લેવાનું મારૂં બિરદ હોવાથી, મારી આ માગણી પુરી થયા વગર હું કોઇનું પણ દાન લઇ શકતો નથી." ભાટની આ વિચિત્ર વલણ જોઇને રાઓશ્રી વિસ્મિત થયા. પેલી લોઢાની ગદા પણ એકજ પ્રહારમાં પ્રાણ લે એવી ભયંકર હતી. પણ રાઓશ્રી ભારમલજી એ ભીષણ વસ્તુથી ભય પામીને પોતાની ટેક છોડી દે એવા ન હતા. તેમણે તરતજ પાઘડી ઉતારી પોતાનું મસ્તક આગળ ધર્યું અને ભાટને તેનું બિરદ પરિપૂર્ણ કરવાની આજ્ઞા કરી. ભગન ભાટે તરતજ આંખ લાલ કરીને ગદા ઉંચી કરી અને પોતાના સઘળા બળથી તે રાઓશ્રીના મસ્તક પર તેનો પ્રહાર કરવા તૈયાર થયો રાઓશ્રી તો કશી પણ ધાસ્તી વગર સંપૂર્ણ શાન્તિપૂર્વક અડગ અને અડોલ જેમના તેમ બેઠા હતા. ભગન ભાટે ઉગામેલી ગદા ઉંચેજ રહેવા દઇ, ફરી એકવાર રાઓશ્રીને વિચાર કરી લેવાનું કહેતાં જણાવ્યું, કે "આ ગદાનો એકજ ઘા મનુષ્યનું મસ્તક તોડી પાડી, તેની ખોપરીના કુરચેકુરચા ઉડાડી દેવાને બસ છે. માટે પુરો વિચાર કરીનેજ મારી માગણીનો સ્વીકાર કરજો."

રાઓશ્રીએ તેને વખત ન લગાડતાં તરતજ તેનું કાર્ય પૂર્ણ કરવાની શાન્ત ચિતે સૂચના કરી ભગન ભાટે ફરીથી પેલી ભયાનક ગદા વીંઝી, પરંતુ ગદા રાઓશ્રીના મસ્તક પાસે આવતાંજ તેણે વરત

તે અટકાવી દીધી. ગદાને જમીન પર પટકી, પોતાનું બિરદ પૂર્ણ કરવા માટે તે રાઓશ્રીની પેટ ભરી પ્રશંસા કરવા લાગ્યો. રાઓશ્રીએ પણ તેને ખૂબ દાનમાનાદિથી નિવાજી સંતુષ્ટ કર્યો અને હવે પછી કોઇ પણ દાતારની આવી ભયંકર કસોટી ન કરવાનું તેની પાસેથી વચન લીધું. ભગન ભાટ રાઓશ્રી ભારમલજીની દાનવીરતાનાં ગુણ-ગાન ગાતાં કહેછે, કેઃ—

છપ્પો.

જહાં નાંહિ જલ બિમલ, કમલ ફૂલે ન સરોવર,
અઠક શુમ્બર અપાર, એક પંખી નહિ બઠભર.
કઠન ભોમ ડુંગર અઘાત, સિંહ તેહિ ઠોર હી હૂકે,
પંથી ચલે ન પંથ, ચોર ઠીંગાણુ લૂંટે.
ભુખરી ભુરટ લગે ઘનાં, નર-તુરંગ થક્કે ગવન,
તું ન હોત ભારા નૃપત, કચ્છ દેશ આવત કવન ?

ત્યારપછી કચ્છની વિપરીત સ્થિતિનું વર્ણન કરતાં તે બોલ્યો:—

છપ્પો.

જહાં ગોલ ફુલ ફલી, તહાં કદલી બન હોઈ,
સિર ઢંકારે ફૂલ, ચપ બધે સબ કોઇ.
જહાં પેલુ તહાં દ્રાખ, જહાં ખજર તહાં ખટવર,
જહાં અક્ક તહાં અંબ, જહાં ચોર તહાં મુનિવર.
ભનેભગન જહાં જલ ખાર હૂ, ખીર-નીર સબ એક હુઅ,
વિપરીત રીત યહ કચ્છ મેં, કીઅ ભારા એંગાર તુઅ.

---

( ૩ )

## બાલદાતાર જીયલ ભારાણી.

રાઓશ્રી ભારમલજીના હૃદયમાં એક દુઃખ રાતદિવસ ખટકી રહ્યું હતું. એ દુઃખ એ હતું, કે તેમના કુમારો બાલ્યાવસ્થામાંજ મરણને શરણ થતા. રાઓશ્રીએ કેટલાએ ઈલાજ અજમાવ્યા, કેટલીએ મહેનત ઉઠાવી, પરંતુ તેમનાં સંતાનો જીવંત રહેવા પામતાં નહિ. આથી રાઓશ્રી સદા ચિંતામગ્ન રહેતા.

એક વખત એક યોગનિષ્ઠ બ્રહ્મચારી ફરતો ફરતો ભુજ નગરમાં આવી ચડ્યો. રાઓશ્રીએ આ બ્રહ્મચારીને માનપૂર્વક બોલાવીને પોતાની હૃદય-વ્યથા તેની પાસે વ્યક્ત કરી. બ્રહ્મચારીને ધ્યાન મગ્ન બની વિચાર કરતાં જણાયું, કે રાજાએ પૂર્વજન્મમાં એક ગરીબ બ્રાહ્મણની થાપણ ઓળવેલી હોવાથી, એ બ્રાહ્મણે આત્મહત્યા કરેલી, અને એ પાપકર્મને લીધે રાજાની સંતતિ જીવતી નથી બ્રહ્મચારીએ એ પાપની અસર દૂર કરવા કેટલીક વિધિ કરી અને રાઓશ્રીને દાન-પુણ્ય આદિ ખૂબ ધર્મકાર્યો કરવાની સલાહ આપી. તે દિવસથી રાઓશ્રીએ પોતાના હાથે પુણ્યની સરિતા વહાવવા માંડી. તેમણે પોતાના પ્રદેશમાં બાર ઝોળીઓ બાંધી આપી, સુવર્ણરાયનું મંદિર બંધાવ્યું અને એવાં અસંખ્ય ધર્મકાર્યોમાં છૂટે હાથે પૈસો વાપરવા માંડ્યો.

આવા અપરંપાર પુણ્ય-દાનના પ્રભાવે થોડાજ સમયમાં રાઓશ્રી ભારમલ્લજીને ત્યાં દેવના ચક્ર સમા એક બાલકુમારનો જન્મ થયો. આ કુમારનું નામ જેહાજી (જિયોજી) રાખવામાં આવ્યું. જેહા કુમાર જન્મથીજ દાતાર હતો. કચ્છના દાનવીરોમા અદ્વિતીય એવો એ બાલદાતાર હતો. જન્મતાં વેંતજ તેણે એકશ્વાસે રૂદન કરવા માંડયું. કુમારનું રડવું જ્યારે કોઈ પણ પ્રકારે બંધ કરી શકાયું નહિ, ત્યારે આ વાત પેલા બ્રહ્મચારીને જણાવવામાં આવી. બ્રહ્મચારીએ કહ્યું, કે એ કુમાર મહાન્ ઘોડાનો દાતાર થશે માટે જો તેને હાથે દરરોજ એકેક ઘોડાનું દાન કરવામાં આવશે, તો તેનું રોવું આપોઆપ બંધ પડી જશે. બ્રહ્મચારીના કથન મુજબ કુમારને હાથે ઘોડાનું દાન કરવામાં આવતાજ એ બાલકુમારનું રૂદન તરતજ બંધ પડ્યું અને તેણે ધાવવા માંડ્યું. તે દિવસથી દરરોજ એ બાલ-દાતારને હાથે ઘોડાનું દાન દેવાનો રિવાજ રાખવામાં આવ્યો

જેહા કુમાર જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ તેની દાનવીરતા વૃદ્ધિગત થતી ચાલી. તેની દાતારીની ખ્યાતિ ચારે તરફ પ્રસરવા લાગી. દેશદેશના ભાટ-ચારણો જીવલ ભારાણીની કીર્તિ સાંભળીને, તેને યાચવા આવવા લાગ્યા રાઓશ્રી ભારમલ્લજીએ પણ જેહાજીની દાનવીરતાને પોષણ આપવા માટે પોતાનો ખજાનો ખુલ્લો

મૂકી દીધો. જેહાજી પોતાને ફાવે તેમ યાચકો દાન આપતા અને એમાંજ આનંદ માનતા.

કચ્છના કુમાર જીયલ ભારાણીની કીર્તિકથા શ્રવણ કરીને, એક મારવાડી ચારણ તેને યાચવા માટે કચ્છ-ભુજમાં આવી ચડ્યો. જેહાજીની દાનવીરતા નજરોનજર નિહાળીને આ ચારણ આશ્ચર્ય ચક્તિ થઇ ગયો જેહાજી પાસે આવી તેણે વચન માગ્યું. કુમારે તરતજ તેને વચન આપ્યું અને જે કંઈ જોઇએ તે માગી લેવા જણાવ્યું. ચારણ તરત બોલી ઊઠ્યો:—

દુહો—જોયા દેશ વિદેશ, નર કોઇ નિરખ્યો નહિ,
પાત્રાં પિતા કર પેશ, જેહલિયા ભારે તણા.

ભાવાર્થ—મે દેશ વિદેશ જોયા, પણ કોઇ ખરેખરો નર દીઠો નહિ. માટે હે ભારમલ્લજીના જેહાજી ! તું તારો પિતા આ યાચકને સોપી દે.

ખુદ ભારમલ્લજીને દાનમાં માગનાર આવો વિચિત્ર માગણ આજ સુધી જેહાજીએ જોયો ન હતો. ચારણની આવી અવળી માગણીથી આ દાનવીર કુમાર ધર્મ-સંકટમાં આવી પડ્યો જો પિતા ધારે, તો તે પોતાના પુત્રનુ દાન કરી શકે. પણ પુત્ર ઊઠીને પિતાનું દાન શી રીતે કરી શકે, તે વાત જેહાજીની સમજમા ઉતરી શકી નહિ તેણે આ તમામ હકીકત પોતાના પિતા રાઓશ્રી ભારમલ્લજી પાસે વ્યક્ત કરી રાઓશ્રી જગત વ્યવહારના પૂર્ણ અનુભવી હતા તેમણે વિચાર્યું, કે આવી વિલક્ષણ માગણી કરવામાં ચારણનો અવશ્ય કંઈક ઉંડો ઉદ્દેશ હોવો જોઇએ. આથી તેમણે ચારણને પોતાની પાસે બોલાવીને આવી માગણી કરવાનું કારણ પૂછી જોયું. ચારણ બોલ્યો, "અન્નદાતા ! મારે આપનું બીજું કશું કામ નથી પણ હું આપને મારી સાથે મારવાડ તેડી જઇને, ત્યાં એક રૂપાળી રાજપૂતાણી પરણાવીશ અને ત્યા પણ આપના કુમાર જીયલ ભારાણી જેવા અદ્વિતીય દાતાર ઉપજાવીશ જેહાજીને યાચવા માટે અમારે છેક મારવાડથી કચ્છ સુધી આવવું પડે છે તેને બદલે જો ત્યાજ જેહાજી જેવા દાનવીરો પાકશે, તો કચ્છ સુધી આવવાની ઝંઝટ ઉઠાવ્યા વિનાજ અમારો બેડો પાર થઈ જશે "

ચારણની આ અજબ ચતુરાઈ જોઇને ભારમલ્લજીને અત્યંત

આનંદ થયો. તે બોલ્યા, "ચારણદેવ! એક વાર જેહાજીની માતા જેવી રાજપૂતાણી શોધી લાવો અને પછી ખુશીથી મને તમારી જોડે લઇ જાઓ."

"અને જેહાજીની માતા કેવાં હતાં અન્નદાતા!" ચારણે વાત છંછેડી.

'સાંભળો બારોટજી! જેહાજીની માતા વિવેક, વિનય અને મર્યાદાના સાક્ષાત્ અવતાર રૂપ હતાં. જેહોજી જ્યારે છેક છ માસની બાલ્યાવસ્થામાં હતા, ત્યારે પણ જેહાજીની માતા એની મર્યાદાનો ભંગ થાય, તે સહન કરી શકતાં નહિ એક વખત એ મર્યાદાનો સહજ ભંગ થતાંજ જેહાજીની માતાને જીવન ઝેર સમાન થઇ પડયુ. તેમણે તેજ ક્ષણે આ સંસારનો સદાને માટે ત્યાગ કર્યો, ચારણ દેવ! જ્યાં આવી પરમ પવિત્ર જમીન હોય, ત્યાંજ જેહાજી જેવાં રત્નો પાકી શકે. અન્યથા નહિ.

રાઓશ્રીનું કથન સાંભળી ચારણનો ભ્રમ ભાંગી ગયો તે પોતાની બેહૂદી માગણી માટે પસ્તાવા લાગ્યો અને ક્ષમા માગવા લાગ્યો. રાઓશ્રીએ તેને પુષ્કળ દ્રવ્ય આપી વિદાય કર્યો

જેહાજીની કીર્તિ મેડતાના જેમલજી રાઠોડના કાને આવતાં તેણે જેહાજીને પોતાની કન્યાનું સગપણ આપ્યું. જેહાજીની ઉંમર આ વખતે સોળ વર્ષની હતી. પણ જેમલજીની અવસ્થા મોટી હોવાથી, તેણે પોતાની પુત્રીનાં લગ્ન ઝટ કરી નાખવાનો વિચાર કર્યો. જેહાજીનાં લગ્ન નક્કી થયાં. મેડતાથી આણાની વેલ કચ્છ તરફ આવવા લાગી.

આ તરફ જેહાજીએ ગળામાં માળા નાખી, તેજ દિવસથી તેનાં શરીરમાં કોઇ ભયંકર માંદગીએ ઘર કર્યું. આ માંદગીએ એ બાલ દાતાર પર એવો ઘાતકી હુમલો કર્યો, કે આણાની વેલ જ્યારે પદ્ધર પાસે આવી, ત્યારે કચ્છના કોડીલા દાતાર જીવલ ભારાણીની દેહ છૂટી ગઈ.

આ ખબર તરતજ બાઇને પહોંચાડવામાં આવ્યા અને તેમને પાછાં જવાની સૂચના કરવામાં આવી પરંતુ આ રાઠોડ રાજપૂતાણી હવે પાછી ફરે તેમ ન હતું તેણે પોતાની વેલને સીધી છતરડી તરફ હંકાવી અને આ વીરબાળાએ જેહાજી સાથેજ સહગમન

કર્યું આ બાઈ સાથે મેડનાથી બે માનકારી અમીરો આવેલા, તેઓ પણ આ ઘટના જોઈને, જીવતે ધરતી દાખલ થયા.

જામ રાવળે જ્યારે પોતાની આખી જિંદગીમાં બાવન હજાર ઘોડાનુ દાન કર્યું, ત્યારે જેહાજીએ માત્ર સોળ વર્ષની નાની ઉંમરમાં ત્રીસહજાર ઘોડાનું દાન કર્યું માગણ લોકો જેહાજીની પ્રશંસા કરતાં કહેછે, કે —

દુહો—સોળ વરસેં સમરપેઆ, તુરંગ ત્રીસ હજાર,
જેહલિયા ભારે તણા, તો હત્થાં બલિહાર.*

## (૪)

## પાંત્રીસો દુકાળ.

સંવત્ ૧૯૩૫ મા કચ્છમાં એક મોટો દુકાળ પડ્યો એ વખતે રાઓશ્રી ભારમલજી કુંવરપદે હતા ભારમલજીએ આ દુષ્કાળ પ્રસંગે ખૂબ જહેમત ઉઠાવી, અખૂટ અન્નદાન કરીને, ભૂખે મરતા અનેક ગરીબોના જીવ ઉગાર્યા હતા. એ વખતે અખંડ ચરૂ ચડાવવામાં આવ્યા હતા અને જે કોઈ ભોજન લેવા માટે આવે, તે દરેકને છૂટથી જમાડવામા આવતા હતા. ચારણો ભારમલજીના કીર્તિકથન કરતા કહેછે, કે —

દુહો—પાંત્રીસો પડતે, ખંડો ખળભળેઆ,
માંગણ ડગમગેઆ, તે ખભે ચડાયા ખેંગઉત.

ભાવાર્થ—પાત્રીસો દુકાળ પડતા ખંડે ખંડ ખળભળવા લાગ્યા અને માગણ લોકો ડગમગવા લાગ્યા. તેમને હે ખેંગાર સુત! તેં ખભે ચડાવીને આશ્રય આપ્યો.

દુહો—નવ સોરઠ નવકોટ, જાણે નવલખ તારલા,
મઝયલ તુ મનમોટ, તોં ઓભરેઆ ખેંગઉત.

---

* ચોપાટની રમતમાં આજ પણ જ્યારે ઘોડો અર્થાત્ ત્રણ દાણાની જરૂર પડે છે, ત્યારે "અને ઘોડો જીયન ભારાણીજો." એ શબ્દોના ઉચ્ચાર સાથે કચ્છીઓ દાણા દે છે અને જીયલ ભારાણીની દાનવીરતાને યાદ કરે છે.

ભાવાર્થ—નવલખ તારા જેટલા દેશ દેશના માગણોને, હે મોટા મન વાળા ખેંગાર સુત, તેં તારી પાસે રોકીને આશરો આપ્યો.

દુહો—નાગણ પૂછે નાગને, આવે તાપ અપાર,
ચરૂ અખંડ ચડાવિયા, ભૂપત ભારામાલ.

ભાવાર્થ—પૃથ્વી ધારણ કરનાર નાગને નાગણ પુછેછે, કે આવો અનહદ તાપ ક્યાંથી આવેછે ? નાગ તેને પ્રત્યુત્તર આપેછે, કે એ તાપ તો ભારમલજીએ અનાજના અખંડ ચરૂ ચડાવેલા છે તેનો છે.

દુહો—ભારામલ ભેટે, ભૂપત કાંઉં ભેટિયેં ?
કલ્પતરૂ હેઠે, ધતુર કાં ધંધોડિયેં ?

ભાવાર્થ—ભારમલજીનો ભેટો થયા પછી, અન્ય ભૂપતિઓની મુલાકાત લેવાનું શું પ્રયોજન રહે ? કલ્પતરૂ હેઠે બેસીને ધતુરાના ઝાડને હુલાવવાથી શો ફાયદો થાય ?

દુહો—પાડ જિન પાતાર, અભ ડારૂં ઓઠેહરા,
કાયમ કેં કિરતાર, મેડી ભારામાલજી.

ભાવાર્થ—જેના મુળીઆં પાતાળમાં છે, અને ડાળો આભમાં પહોંચી છે, એવા જામ ઓઠાના વંશજ ભારમલજીનું સ્થાન કિરતારે કચ્છમા કાયમ કર્યું છે.

દુહો—તોં વિઠે ત્રેચેં ધણી, પાણી ચડેઓ પૂર,
આભ ઉગે જીં સૂર, તોં ઉગે અજવારો થેઓ.

ભાવાર્થ—હે ત્રેંજાગના ધણી, તેં તારા નામ પર ખૂબ પાણી ચડાવ્યું છે. તારા વડે સૂર્યની માફક કચ્છની ભૂમિ પ્રકાશમાન બની છે.

દુહો—ભુજ પચ્છમ ભાલેરો, હંમેશ ભારો હોય,
ત ચોડા ચારે કચ્છજો, કખ્ખ ન લોપે કોય.

ભાવાર્થ—કચ્છની પચ્છમ ભૂમિમાં સદાએ ભાલાને ધારણ કરનાર ભારમલજી હોય, તો ચૌદસેં ચાળીસ ગામોના કચ્છ દેશનું એક તણખલું પણ કોઈ લોપી શકે નહિ.

## ( ૫ )

## સુબો મુજફરખાન.

ગુજરાતની રાજ્યગાદી પર આ વખતે સુબો મુજફ્ફરખાન હતો. દિલ્હીના અકબર પાદશાહે તેને પદભ્રષ્ટ કરીને ગુજરાતની સત્તા પોતાના હાથમાં લીધી. આથી મુજફ્ફરે બળવો ઉઠાવ્યો. મુજફ્ફરને પકડવા માટે ગુજરાતનો નવો સુબો આજમ કોકલતાશ તેની પાછળ પડ્યો. મુજફ્ફર કાઠિયાવાડમાં કેટલાક સ્થળે ફરીને, આખરે જામનગરના જામ સત્તાજીને આશ્રયે આવ્યો. એટલામાં કોકલતાશ પણ ત્યાં આવી પહોંચ્યો તેણે મુજફ્ફરને સોંપી દેવા જામને કહાવ્યું. પણ જામ સત્તાજી શરણાગતને સોંપી દેવા માટે તૈયાર ન હોવાથી, તેમણે કચ્છ વગેરે સ્થળેથી મદદ મંગાવીને લડાઇ જાહેર કરી. અઢીલાખનું પાદશાહી સૈન્ય જામ સત્તાજી ઉપર ચઢી આવ્યું અને ભૂચરમોરીના મેદાનમાં મોટું યુદ્ધ થયું. આ યુદ્ધમાં સત્તાજીએ ચારે તરફથી મદદ મેળવીને પોતાના પક્ષને ખૂબ મજબુત બનાવી લીધો હતો. જીત પણ એનાજ પક્ષને મળે એવો સંભવ જણાતો હતો. પરંતુ લોમો ખુમાણ અને દોલતખાન કે જેમને સત્તાજીએ એકવાર જબરી હાર આપી હતી, તે ખૂટી જઇને સૌથી પ્રથમ જામના લશ્કરમાંથી નાઠા અને કોકલતાશને જઈ મળ્યા. એમના નાસવાથી જામના લશ્કરમાં ભંગાણ પડ્યું. જામ સત્તાજી પોતે હાથી પરથી નીચે ઉતરીને ઘોડા પર બેઠા અને રણમેદાનમાં શત્રુઓનો સંહાર કરવા લાગ્યા. સત્તાજીના કુમાર અજોજી જેમનાં તરતમાંજ લગ્ન થવાનાં હતાં અને જેમણે લગ્નની વરમાળા ગળામાં ધારણ કરેલી હતી તે મણે બહાદુરીથી લડીને આખરે સદાને માટે રણશય્યામાં શયન કર્યું જસા વજીરે પણ પૂર્ણ પરાક્રમ બતાવીને યુદ્ધ જારી રાખ્યું અને સાંજ સુધી અટકાવ કર્યો પણ આખરે જામની હાર થઇ અને અનેક બહાદુર વીરો ભૂચરમોરીના ભયંકર હત્યાકાંડમાં હોમાઇ ગયા. જામ અને મુજફ્ફર ડુંગરમાં છુપાઇ રહ્યા અને કોકલતાશે જામનગર સ્વાધીન કરીને તેને ઇસ્લામાબાદ નામ પણ આપી દીધું.

મુજફ્ફર ત્યાંથી નાસીને ઓખામંડળમાં ગયો. પણ કોકલતાશે ત્યાં પણ તેનો પીછો પકડવાથી ઓખાના વાઘેરોએ તેને કચ્છમાં

ઉતારી દીધો. કચ્છમાં તે રાઓશ્રી ભારમલજીને આશ્રયે આવી રહ્યો. કોકલતાશની ફોજ કચ્છમાં પણ આવી ચડી રાઓશ્રીને મુજફ્ફર સોંપી દેવાનું કહેણ મોકલવામાં આવ્યું. આ વખતે રાઓશ્રીને બીજે ક્યાંયથી મદદ મળી શકે તેમ ન હોવાથી તેમણે સંધિનું કહેણ મોકલ્યું.

એટલામાં જામનગરના જામ સત્તોજી જે પાછળથી કોકલતાશ જોડે ભળી ગયા હતા, તે એક તરફથી રાઓશ્રીને સંધિ કરવાની સલાહ આપવા લાગ્યા અને બીજી તરફથી તેમણે મુજફ્ફર પાસે જઇને તેને રાઓશ્રી બોલાવે છે એમ જણાવ્યું. આથી મુજફ્ફર બહાર નીકળ્યો તેવોજ તેને પકડીને પાદશાહી લશ્કરને સોંપી દેવામાં આવ્યો. પાદશાહી લશ્કર મુજફ્ફરને લઇને અમદાવાદ જતું હતું, ત્યાં રસ્તામાં ધ્રોળ પાસે મુજફ્ફર અસ્ત્રા વતી આત્મહત્યા કરીને મરણ પામ્યો *

---

## ( ૬ )

## જહાંગીરશાહની મુલાકાત

અકબર પાદશાહના મૃત્યુ પછી તેનો શાહજાદો સલીમ જહાંગીરશાહ નામ ધારણ કરીને દિલ્હીની રાજ્યગાદી પર તખ્તનશીન થયો. જહાંગીરશાહ ગુજરાતમાં ફરતો ફરતો જ્યારે અમદાવાદ આવ્યો, ત્યારે રાઓશ્રી ભારમલજી તેની મુલાકાતે ગયા અને બેહજાર રૂપિયા ન્યોચ્છાવર કરી, સો અશરફી અને સો કચ્છી ઘોડાનું પાદશાહને નજરાણું કર્યું. તેના બદલામાં પાદશાહે રાઓશ્રીને ઉત્તમ પ્રકારનો પોશાક, એક હાથી, એક હાથણુ, એક જડાઉ તલવાર, એક ખંજર, અને એક કટાર આપ્યાં ઉપરાંત કોરીની મહોર પણ આપી. + વળી, જે હાજીઓ મક્કે હજ કરવા જાય, તેમને પોતાના ખરચે ત્યાં પહોંચાડી આપવાના કરારથી કચ્છ પરની ખંડણી પણ જહાંગીરશાહે કહાડી નાખી. આમ પાદશાહની મુલાકાતમાં દરેક રીતે ફતેહમંદ થઇને રાઓશ્રી ભારમલજી ત્યાંથી પાછા ફર્યા.

---

* મુજફ્ફરના મરણમાં રાઓશ્રી ભારમલજીનો દોષ ન હોવા છતા કેટલાક તેમને દોષિત ગણી રહ્યા છે. પરંતુ તે વાતને ઐતિહાસિક આધાર મળતો નથી.

\+ કચ્છમાં કોરીનું ચલણ રાઓશ્રી ભારમલ્લજીના વખતથી ચાલુ થયું છે.

## ( ૭ )

## રાજકુમાર મેઘજી.

દુહો—આયો મેઘ અંજાર, સભ સીમાડા સંકેઆ;
હલે ચલે હેકલી, નાંગલિયારી નાર.

ભાવાર્થ—કુમાર મેઘજી અંજાર આવવાથી આજુબાજુના સઘળા પ્રદેશો તેનાથી શંકિત રહેવા લાગ્યા. સ્ત્રીઓ પણ નિર્ભયપણે એકલી વિચરવા લાગી.

કચ્છના દાનવીર રાજકુમાર જેહાજીના અવસાન પછી યુવરાજ પદ કુમાર ભોજરાજજીને પ્રાપ્ત થયું. ભોજરાજજીથી નાના કુમાર મેઘજી હતા. આ મેઘજીને અંજાર પ્રગણું આપવામાં આવ્યું હતું. મેઘજીનું સગપણ ઉમરકોટના સોઢા રાજપૂતોમાં કરવામાં આવ્યું હતું. મેઘજીના સસરા સોઢા સરદારને ત્રણ કુંવરીઓ હતી. આ ત્રણે કુંવરીઓનાં લગ્ન તેણે એકી સાથે હથેવાળે કરી નાખવાનો વિચાર કર્યો. ત્રણે કુંવરીઓનાં લગ્ન નક્કી થયાં. ત્રણે જાનો એકજ દિવસે આવી પહોંચી. કચ્છના કુમાર મેઘજીની જાન પણ મોટા દમામ સાથે સોઢરાજને આંગણે આવી લાગી. ત્યાં મશ્કરીના ચાલ્યા આવતા રિવાજ મુજબ ત્રણે વરરાજાની મોજડીઓ સોઢારાજના જનાનાની ચાલાક દાસીઓએ ચાલાકીથી ઉઠાવી લીધી. મોજડીઓ જોઇને રાજપૂતાણીઓ વાતો કરવા લાગી, કે બીજા બે વરરાજા તો પૈસાદાર દેખાય છે, પણ આ કચ્છના વરરાજા તો બિચારા ગરીબ જણાય છે. આ વાત રાજકુમાર મેઘજીને કાને આવી. તેણે તે વખતે તો એ વાત પોતાના મનમાંજ રાખી લીધી પણ જ્યારે યાચક વર્ગને પરવા આપવાનો વખત થયો, ત્યારે બીજા વરરાજાઓ તરફથી બધાને એકેક મહોર આપવામાં આવી. પણ રાજકુમાર મેઘજીની ગોઠવણથી કચ્છની જાનના તમામ માણસોએ પોતપોતાના ઘોડાઓ તેમના પરના તમામ સાજ અને પોશાક સહિત યાચકોને આપી દીધા. કચ્છની જાનની આ અજબ ઉદારતા જોઇને સૌને ઘણી નવાઈ લાગી. કચ્છી વરરાજાની મશ્કરી કરનાર પેલી રાજપૂતાણીઓ મનમાં ને મનમાં શરમાઇ ગઇ.

મેઘજી મહા પ્રતાપી હતા. તેમના કુંવરો પણ તેમના જેવા-

જ હતા. તેમને દશ કુંવરો થયા. [૧] ખેંગારજી. તે ભોજરાજજી પછી રાજ્યગાદીએ આવ્યા. [૨] અજોજી. તેમને ગ્રાસમાં માડી ગામ મળ્યું. એમના વંશના અજાણી કહેવાયા. [૩] તમાચીજી. તેમને ખંભરો મળ્યો, પાછળથી તે પણ રાજ્યગાદીએ આવ્યા. [૪] ઉન્નડજી તેમને વરસામેડી મળ્યું. [૫] અભેરાજજી. તેમને ચીરૈ મળ્યું. [૬] રાયસંગજી નેમને ભચાઉ મળ્યું. [૭] સુજોજી. તેમને સીકરો મળ્યું. [૮] કુભોજી. તેમને કુંભારડી મળ્યું. [૯] લખધીરજી અને [૧૦] રાયધણજી નાનપણમાંજ સ્વર્ગવાસી થયા

રાઓશ્રી ભારમલ્લજીના આઠ કુમારો થયા તેમાં આસોજી, ગોડજી અને લખધીરજી બાલ્યાવસ્થામાંજ દેવલોક પામ્યા જેહાજી મહાન્ દાનવીર હતા, તે પણ સોળ વર્ષની ઉંમરે સ્વર્ગવાસી થયા. ભોજરાજજી કચ્છની ગાદીએ આવ્યા. મેઘજીને અંજાર પ્રગણું મળ્યું. રાયધણજીને કોઠારો આપવામાં આવ્યો, પણ તેમનો વંશ ચાલ્યો નહિ પ્રાગજીને ધમકડું મળ્યું. તેમનો વંશ પણ આગળ ચાલ્યો નહિ.



# પ્રકરણ ૨૧ મું.

## રાઓશ્રી ભોજરાજજી, ખેંગારજી, અને તમાચીજી.

### (૧)

### રાઓશ્રી ભોજરાજજી (૧૬૬).

રાઓશ્રી ભારમલ્લજી પછી કચ્છની રાજ્યગાદી પર યુવરાજ કુમારશ્રી ભોજરાજજીનો અભિષેક થયો. ભોજરાજજીએ શાહ વર્ધમાન દ્વારા મુનરા બંદરની સ્થાપના કરી અહીં પ્રથમ મિયાણાનો વાસ હતો અને એક કુમરાનું ઝાડ હતું. તેથી લોકો તેને કુમરો કહેતા. પણ વર્દ્ધમાન શાહે ભોજરાજજીના નામ પરથી તેને ભોજપર બંદર નામ આપ્યું. પાછળથી રાઓશ્રીએ ત્યાં મનમોહનરાયજીનું મંદિર બંધાવ્યું તેના નામ પરથી એ શહેરનું નામ અપભ્રંશ. થઇને 'મુનરા' પડ્યું.

ભોજરાજજી ટીલે બેસતાં તેમણે પોતાના ભાયાતો પાસેથી વરડ માગી આ વખતે દેવાજી પચાણજી સાહેબાણી ભુજમાં દેશ ચોવ-ટિયા તરીકે પ્રખ્યાત હતો. આ દેવાજી એ વખતે એક સત્તાધારી પુરુષ ગણાતો આથી કચ્છના સર્વ ભાયાતો સાથે મળીને તેની પાસે આવ્યા અને રાઓશ્રીએ ભાયાત વર્ગ બેસાડવા ધારેલી નવી રસમ દાખલ ન થાય, તેમ કરવા તેઓ તેને આગ્રહ કરવા લાગ્યા. ભાયાતોની વાત દેવાજીને પણ યોગ્ય જણાઈ દેવાજી બુદ્ધિશાળી હતો તેણે રાઓશ્રીએ કરેલો નિશ્ચય ફેરવવા માટે એક નવો નુસ્ખો અજમાવ્યો. એક ચારણ દ્વારા તેણે રાઓશ્રીને નીચે મુજબ સંદેશો પાઠવ્યો.

ચારણી ગીત.

પૂછો ભીમ ને આમર પૂછો, નવું ઘટે નહિ કાછ નરેશ;
ભાઈયું માથે ભાર ન હોયે, દેવો કહે દાદાણો દેશ. ૧

કેહરાં-અખડાં જડ કાઢે ને, હાલાં-મુગલાં હારવેઆ;
દેવો કહે કે દાનવ દળેઆ, કેતું વારૂં કલહ કિયા ! ૨

બાહુ જો બલવંત રહે તો, દલ-દુશ્મન નહિ દેખ કરાં;
રાવ કહો તિમ સાહેબ-રાયબ, ભોજ કહે તિમ અમે કરાં. ૩

દેવાજીની આ યુક્તિએ રાઓશ્રી, ભોજરાજજી પર આબાદ અસર કરી. તેમણે પોતાના ભાયાતો પર નાખવા ધારેલા નવા બો જાનો વિચાર તેજ દિવસે દૂર કર્યો ભાયાત વર્ગમાં રાજ્ય પ્રત્યે જાગેલો અસંતોષ દેવાજીએ આમ કુશળતાપૂર્વક ખસેડી દીધો દેવાજીની સત્તા વિષે એ વખતે કહેવત ચાલતી કે.—

દુહો—દેવો જગે ડે, રૂક્ક મંવિયાણી રાયધણ,
સમું સંભાગે, ધીએં ધીબા લાય તો.

ભાવાર્થ—દેવાજી રાયધણ રૂપી પોલાદના રવૈયા વડે આખો દેશ વગોવે છે. અને સમો સરદાર માખણના ધીમે ધીમા ઉતારે છે.

રાઓશ્રી ભોજરાજજીને સંતતિ ન હોવાથી, તેમણે પોતાના ભાઇ મેઘજીના પુત્ર ખેંગારજીને દત્તક લીધા.

---

## (૨)

## રાઓશ્રી ખેંગારજી બીજા (૧૬૭).

રાઓશ્રી ખેંગારજી રાજ્યગાદી પર આવ્યા, ત્યારે દેવાજી પઆણુજી સાહેબાણીનો મોટો ભાઇ ખીમોજી તથા સરવૈયો કવાટ આ બંને માણસો પણ ચોવટિયા હતા એમના પર રાઓશ્રીની સારી મહેરબાની હતી આ અરસામાં એવી ઘટના ઘટી, કે એક ખૂબસુરત ખવાસણ પર રાજ્યના આ બંને માનીતા માણસો મોહિત બન્યા. પરંતુ એક મ્યાનમા બે તરવારોનો સમાવેશ તદ્દન અશક્ય હોવાથી, આ બંને એકબીજા પ્રત્યે ઝેરી નજરથી નિહાળતા તેઓ લાગ ફાવતાં એકબીજાનુ કાટલુ કાઢી નાખવા તૈયાર બન્યા હતા. એક રાત્રે સરવૈયા કવાટે તક જોઇને ટકશાળની અંદર ખીમાજીને કત્લ કરીનાખ્યો. આ વાતની જ્યારે ખીમાજીના ભાઇ દેવાજીને જાણ થઇ, ત્યારે તેને સરવૈયા કવાટ પર અચત ક્રોધ વછૂટ્યો તે કવાટનું ખૂન કરવાની તક શોધવા લાગ્યો. એક દિવસ દેવાજી સાહેબાણી અને સરવૈયા કવાટનો નાગર ચકલામાં એકાએક ભેટો થઇ

ગયો. કવાટને જોઇને દેવાજીનું લોહી ઉકળી આવ્યું તેણે તેજ વખતે કવાટના કટકે કટકા કરી નાખ્યા.

રાઓશ્રી ખેંગારજીએ મારવાડના એક વિદ્વાન ચારણને આશરો આપ્યો હતો. આ ચારણ અતિ વિદ્વાન હોવાથી, તેના પર રાઓશ્રીની ઘણી પ્રીતિ હતી. આ કારણથી લાખિયાર વીયરાના ચારણો એ મારવાડી ચારણ પ્રત્યે ઇર્ષાની દ્રષ્ટિએ જોતા. અધુરામાં પુરૂં રાઓશ્રીએ એ મારવાડી ચારણને સગપણ આપવા લાખિયાર વીયરાના ચારણોને સૂચના કરી. આથી લાખિયાર વીયરાના ચારણો ઉલટા વધારે ખીજાયા પણ તેઓ રાઓશ્રીની રૂબરૂ કશું બોલી શક્યા નહિ. તેઓ મનમાં કપટ રાખીને પેલા મારવાડી ચારણને પોતાને ગામ લાખિયાર વીયરે તેડી ગયા અને ત્યાં તેને કત્લ કરી નાખ્યો.

આ વખતે નવરાત્રિના દિવસો ચાલતા હોવાથી, રાઓશ્રી આશાપુરાજીનાં દર્શન માટે માતાજીને મઢ ગયા હતા. ત્યાં તેમને લાખિયાર વીયરાના ચારણોની આ ભયંકર દગાખોરીની ખબર પડતાં એ દગાબાઝ ચારણો પર તે અત્યંત ક્રોધાયમાન બની ગયા. એ ચારણોને ભયંકરમાં ભયંકર શિક્ષા કરવા તે એકદમ લાખિયાર વીયરા પર ચડી નીકળ્યા.

રસ્તામાં નેત્રા ગામ પાસે એક કાપડીએ તેમને ચારણો પર ચડી જતા અટકાવવાને સમજાવવા માંડ્યા પરંતુ રાઓશ્રીનો ક્રોધ એમ શમે તેમ ન હોવાથી, તેમણે પેલા કાપડીને તરછોડી કાઢ્યો. આથી કાપડીને પણ ગુસ્સો ચઢ્યો. અને તે તેલિયો જગ્સો પહેરીને રાઓશ્રીની સન્મુખ બળી મુઓ એમ કહેવાય છે.

રાઓશ્રી ત્યાંથી સીધા લાખિયાર વીયરે આવ્યા. ગામની પાદરે તેમણે તંબુ નાખ્યા. ચારણોના જણ-જણ્યાને પકડી પકડીને તોપને મોઢે બાંધી દેવાનો તેમણે નિરધાર કરી લીધો.

કચ્છના ધણીને કોપાયમાન થએલો જોઇને ચારણો ગભરાવા લાગ્યા. તેમણે બધાએ સાથે મળીને રાઓશ્રી પર ત્રાગું કરવાનો વિચાર કર્યો આ વખતે લાખિયાર વીયરામાં જીવાંબાઇ નામે એક સતિ ચારણિયાણી હતી સઘળા ચારણો એકઠા થઇને આ સતિ

માતા પાસે આવ્યા અને પોતાને રા'ના રોષની ભયંકર આફત-માંથી ઉગારી લેવા, તેઓ સતિ માતાને વીનવવા લાગ્યા. સતિએ ગભરાઇ ઉઠેલા ચારણોને શાન્ત કર્યા અને આજ્ઞા કરી, કે "હમ-ણાજ લાકડાં મંગાવીને ગામની પાદરે એક મોટી ચુપી ખડકાવો અને જુઓ, કે એ મદમાતા રા'નો મદ હું કેટલી વારમાં ઉતારી દઉં છું.

સતિમાતાની આજ્ઞા શિરોમાન્ય કરીને ચારણોએ લાખિયાર વીયરાની પાદરે રાઓશ્રીના તંબુથી થોડે દૂર એક મોટી ચિત્તા ખડકાવી. ઢોલ સરણાઇઓના સરોદ સાથે ' જે અંબે-જે અંબે ' કરતી સતિ જીવાંબાઈ એકદમ ત્યાં આવી પહોચી અને ચારણોએ ખડકેલી ચિત્તા પર ચડી બેઠી તરતજ ચિત્તાને ચેતવવામાં આવી. ચારણી સતિ જીવાંબાઇનું શરીર ભડ ભડ સળગતી ચિત્તા સાથે સળગવા લાગ્યું. થોડીજ વારમાં ચારણી સતિની ચિત્તામાંથી એક સમડી નીકળી હોય એવો દેખાવ જોવામાં આવ્યો. આ સમડી રા ઓશ્રીના તંબુ પર આવીને બેઠી અને તે બેસતાં વારજ રાઓ-શ્રીનો તંબુ પણ ભડભડાટ કરતો સળગવા લાગ્યો. સર્વભક્ષી અગ્નિ દેવ પોતાની ક્રારમી જિહ્વા ફેલાવતો એકજ ક્ષણમાં રાઓશ્રીની આસપાસ ફરી વળ્યો અને તેમનો ત્યાંજ દેહાંત થઈ ગયો રાઓ-શ્રીના શબને ત્યાંથી ભુજ લઇ જઇને, ત્યા તેમને અગ્નિદાહ દેવામાં આવ્યો. તે દિવસથી કચ્છના માલેક લાખિયાર વીયરાનું પાણી પીતા નથી. એટલુંજ નહિ પણ એ ગામની પાદરમાંથી પણ પસાર થતા નથી.

રાઓશ્રી ખેંગારજીને ત્યાં કોઇ રાણીજાયો કુંવર ન હતો. તેમને સૂમરી રખાતને પેટે હમીરજી નામે એક નાનો અનૌરસ કું-વર હતો. આ વખતે દેવાજી સાહેબાણીનો કુંવર સંગ્રામજી દેશ-વટિયો હતો. આ સંગ્રામજીએ સઘળી સત્તા પોતાના હાથમાં લઈ લેવાની ખાતર રાઓશ્રીના અનૌરસ પુત્ર હમીરજીને કચ્છની રાજ્યગાદી પર સ્થાપિત કરી દીધો હવે સઘળી સત્તા પોતાના હા થમાં આવી ગએલી હોવાથી, સંગ્રામજીનો આનંદ સમાતો ન હતો.

આ સમયે નળીઆમાં હોથીજી સાહેબાણી હતો તેની અને સંગ્રામજીની વચ્ચે આપસમાં અણરાગ હોવાથી, હવે હોથીજીને હેઠો પાડવાના વિચારે સંગ્રામજીનું હૈયું ગજગજ ઉછળી રહ્યું હતું.

તે રોજ સવારે જ્યારે ટંકશાળના લીમડા હેઠે દાતણ કરવા બેસતો, ત્યારે લીમડાની એક ડાળી પકડીને કહેતો, કે "તું માં હાથીને લટકાવ્યો હોય, તો તેનો ભાર તું ઝીલી શકે કે નહિ?" લીમડાની ડાળીને આ પ્રશ્ન કરવાનો સંગ્રામજીનો નિત્ય નિયમ થઈ પડ્યો.

આ વાત ચાલતાં ચાલતાં હોથીજીના કાને આવી. સૂમરીના દીકરાને રાજા બનાવીને અભિમાનમાં આવી ગએલા સંગ્રામજીની ખુમારી ઉતારી નાખવાનો તેણે નિશ્ચય કર્યો. તે પોતાના તમામ ભાયાતવર્ગ સાથે નળીઆથી ચડ્યો અને પાધરો અજાજીના માડી ગામે આવ્યો. અહીં આવીને તેણે અજાજીને કહ્યું, કે "ભુજની ગાદી જોઇતી હોય, તો હમણાંજ મારી સાથે ચાલો." પણ અજોજી શાન્ત પ્રકૃતિના હોવાથી તેમને એ ખટપટમાં પડવાનું ઉચિત જણાયું નહિ. અજાજીને આળસેલા જોઇને હોથીજી ત્યાંથી અજાજીના ભાઈ તમાચીજી પાસે ખંભરે જવા ચાલતા થયા.

અજાજીના ભાઈ તમાચીજી આ વખતે ખંભરે હતા. તમાચીજીને છ કુંવરો હતા. પણ ગ્રાસમાં માત્ર એક ખંભરોજ મળેલ હોવાથી, તેમની સ્થિતિ કફોડી બની ગઇ હતી. આ કારણથી તમાચીજીના પાટવીકુંવર રાયધણજીને અજાજીએ સુથરીમાં દશબાર પ્રાન્ત ધરતી આપી હતી. તે ઉપર રાયધણજી ત્યાંજ રહેવા લાગ્યા હતા.

આ વખતે રાયધણજી પાસે એક યોગનિષ્ઠ યોગી મહાત્મા આવી ચડ્યા. આ યોગી તેજસ્વી જણાવાથી, રાયધણજીએ તેને ચાતુર્માસ કરવા માટે પોતાને ત્યાંજ રોકી રાખ્યા. એ અરસામાંજ રાયધણજીને ત્યાં પ્રાગમલ્લજીનો જન્મ થયો. કુંવરના જન્મની વધામણી જ્યારે રાયધણજીને આપવામાં આવી, ત્યારે એ યોગી ત્યાં હાજર હતો. એ વખતનો યોગ નિહાળીને યોગી બોલ્યો, કે આ કુંવરનો જન્મ એવા સંયોગોમાં થએલો જણાય છે, કે તે આગળ જતાં સમસ્ત કચ્છનો માલીક બની બેસશે.

બરાબર આ સમયે નળીયાના હોથીજી તમાચીજી પાસે ખંભરે આવી પહોંચ્યા અને તેમને પોતાની સાથે ભુજ આવવા આગ્રહ કર્યો. હોથીજીના આગ્રહથી તમાચીજી તૈયાર થઈ ગયા, અને આ સઘળો કાફલો ભુજ પ્રતિ પ્રયાણ કરવા લાગ્યો. કાર્તિક માસના

ચંદ્રને દિવસે મિસલને વખતે આ મંડળી ભુજમાં રાજ-કચેરીમાં આવી પહોંચી.

આ વખતે હમીરજીનો સૂમરા મામો હમીરજીને પોતાના ખોળામાં લઇને રાજગાદી પર બેઠો હતો. હોથીજીએ તેની બાં ઝાલીને રાજગાદી પરથી ઊઠાડી મૂક્યો અને તેજ વખતે તમાચીજીને રાજ્યાભિષેક કર્યો. હોથીજીનો પ્રભાવ અને તેની સાથેના તેના ભાયાતોનું જોર જોઇને, આખી કચેરી ડઘાઈ ગઇ. કોઇ કશું પણ બોલી શક્યું નહિ. સઘળાએ ઉભા થઈ તમાચીજીને સલામ કરી, તેનો રાજા તરીકે સ્વીકાર કર્યો.

બરાબર ઓગણીસમે દિવસે હોથીજીએ હમીરજીને રાજતખ્ત ઉપરથી ઉઠાડી મૂકયો અને સંઘામજી તરફ કરડી નજર ફેંકીને કહ્યું, કે "હવે હું આવી પહોંચ્યો છું, ક્યાં છે તારો લીમડો?"

સંઘામજીમાં હવે હોથીજીને જવાબ આપવાની શક્તિ રહી ન હતી. તે તરતજ ત્યાંથી ચાલતો થયો અને ભુજનો ત્યાગ કરી રાયમાબઝાર રહેવા લાગ્યો.

આ તરફ હમીરજીને લઇને તેનો સૂમરો મામો અમદાવાદના પાદશાહની પાસે ગયો અને તેને સઘળી હકીકતથી વાકેફ કર્યો આ ખબર સંઘામજીને મળતાં તે પણ રાયમાબઝારથી ત્યાં પહોંચી ગયો અને બંને જણે મળીને પાદશાહને સમજાવવાને બન્યું તેટલું કર્યું. પરંતુ હવે હમીરજીને ફરીથી કચ્છની ગાદી કોઈ પણ અપાવી શકે, એ વાત સર્વથા અશક્ય હતી. આથી તેઓ બંને પાછા કચ્છમાં આવ્યા અને કેટલીક વાટાઘાટ પછી હમીરજીને ભોજાય ગામ અને સંઘામજીને રોહા આપવામાં આવ્યું.

---

## ( ૩ )

## રાઓશ્રી તમાચીજી ( ૧૬૭ ).*

રાઓશ્રી તમાચીજીને બે રાણીઓ હતી. આ બંને જણીઓના પેટમાં લગભગ એક સરખી મુદત્તના ગર્ભ હતા મોટી રાણી કરતાં

---

* રાઓશ્રી ખેંગારજી બીજા પછી એમના ભાઈ રાઓશ્રી તમાચીજી ગાદીએ આવવાથી એ બન્ને નામપર પેઢીનો એકજ નંબર આપવામાં આવેલ છે.

નાની રાણી વધારે કાવદાવાવાળી હતી મોટી રાણીને ત્યાં કુંવર જન્મવાનો વખત થયો છે એમ જ્યારે નાની રાણીને જાણવામાં આવ્યું, ત્યારે તેણે તેજ વખતે પોતાને ત્યાં કુંવરનો જન્મ થઈ ગએલો હોવાની બનાવટી વધામણી રાઓશ્રી તમાચીજીને મોકલી દીધી. થોડીવાર પછી મોટી રાણીને ત્યાં કુંવરનો જન્મ થવાની વધામણી આવી, ત્યારે રાઓશ્રી બોલ્યા, કે "ટીલાનો ધણી તો અવતરી ચૂક્યો, પણ હવે એ પણ ભલે આવ્યો."

નાની રાણીને ત્યાં ખરી રીતે તો ત્યાર પછી ત્રીજે દિવસે કુવરનો જન્મ થયો. આ કુંવરનું નામ રાયધણજી રાખવામાં આવ્યું. અને મોટી રાણીને ત્યાં કુંવર આવ્યો તેનું નામ હાલોજી નક્કી કરવામાં આવ્યું. આ રીતે હાલોજી ખરેખરો પાટવી કુંવર હોવા છતાં ફટાયો ગણાવા લાગ્યો.

આ ઘટના પછી કેટલીક મુદતે જ્યારે તમાચીજી ભુજની ગાદીએ આવ્યા, ત્યારે હાળાજીને એ વાત વધારે ખૂંચવા લાગી. પોતે પાટવી કુમાર હોવા છતાં રાજ્યનો ધણી રાયધણજી બની બેસે, એ વિચાર તેના હૃદયમાં રાત દિવસ કાંટાની પેઠે ખટકવા લાગ્યો

આ વખતે મુંદ્રામાં શાહમુરાદ નામનો એક સમર્થ ગણાતો ફકીર ધૂણી નાખીને પડ્યો હતો તેની પાસે જઇને હાળાજીએ પોતાના અંતરની વાત વ્યક્ત કરી. અને પોતાનો હક્ક પોતાને મળે એવી કોઇ યુક્તિ બતાવવા તેણે શાહમુરાદ પાસે અરજ કરી. શાહ મુરાદે જોયું, તો ગાદી રાયધણજીના નસીબમાં લખેલી જણાઈ. આથી તેણે કહ્યું, કેઃ—

દુહો—હાળા! બાજી હો રહી, હો રહા હરધોર,
કલ્યાણ બિચારા ક્યા કરે? ભયા રાધુ રા'કા જોર.

શાહમુરાદનાં ઉપરોક્ત વચનો શ્રવણ કરીને હાળોજી નિરાશ થઇને પાછો ફર્યો અને પોતાને મળેલ ધમડકું તેની ચોવીસી સહિત હાથ કરીને ત્યાં બેસી ગયો

રાઓશ્રી તમાચીજી જ્યારે ખંભરે હતા, ત્યારે એક બીજો બનાવ પણ બનવા પામ્યો હતો. ભારમલ નામના એક મારવાડી ચારણે રાઓશ્રીને રાજ્યગાદી મળવાનું અગાઉથીજ ભવિષ્ય ભાખતાં કહ્યું હતું, કેઃ—

દુહો—કાં હર આગળ હાથ, કાં તું આગળ તમા!
કરશે જો રઘુનાથ, તો જન બીજે જાચાં નહિ.

ભાવાર્થ—હે તમાચીજી! મારો હાથ કાં તો ઇશ્વર આગળ છે અને કાં તો તારી આગળ છે. જો પ્રભુ કરશે, તો મારે ભવિષ્યમાં તારા સિવાય કોઇ અન્ય વ્યકિતને યાચવાનો પ્રસંગ નહિ આવે.

આગળ જતાં જ્યારે ચારણના આ આશીવાદ ખરેખર ફળ્યા અને તમાચીજી કચ્છની રાજ્યગાદીના માલીક બન્યા, ત્યારે તેમણે એ બારમલ્લ બારોટને રાયધણપુર ગામ બક્ષીસમાં આપ્યું. આ બારમલ્લ બારોટના વંશજો અદ્યાપિ રાયધણપુરમાં છે.

દિલ્હીમાં જહાંગીરશાહના મરણ પછી તેનો શાહજાદો શાહજહાં ગાદી પર આવ્યો શાહજહાંને ચાર દીકરા હતા દારા સૌથી મોટો હતો. પણ ઔરંગઝેબ જે સૌથી નાનો હતો, તેણે કપટથી પોતાના ભાઇઓનો હક્ક દબાવી, કેટલાકનો નાશ કરી, પોતાના પિતાને કેદ કરી, દિલ્હીની ગાદી પચાવી પાડી. આથી દારા ત્યાંથી નાસીને મહારાવશ્રી તમાચીજીને આશ્રયે ભુજમાં આવ્યો. રાઓશ્રીએ તેને આદરમાન આપી, શહેર બહારની એક વાડીમાં* ઉતારો આપ્યો. દારાએ રાઓશ્રી પાસેથી તથા જામનગરના જામ પાસેથી ઔરંગઝેબ સામે લડવા માટે લશ્કરી મદદની માગણી કરી, પણ તેની માગણીનો સ્વીકાર ન થતાં તે પાછો ફર્યો.

રાઓશ્રી તમાચીજીને ૭ કુંવર હતા. અને તે નીચે મુજબઃ—

૧ હાલોજી મોટા. પણ તેમને ટીલું ન મળતાં ધમડકા પ્રગણું આપવામાં આવ્યું.
૨ રાયધણજી ભુજને ટીલે આવ્યા.
૩ મેઘજી. એમને સુગાળિયા વિગેરે ચાર ગામ મળ્યાં.
૪ હરધોળજી. એમને આસંબીઆ વગેરે પાંચ ગામ મળ્યાં.
૫ કલ્યાણજી એમને વડલી મળ્યું.
૬ તુગોજી. એમને લેરિયો મળ્યો, પણ એમનો વંશ ચાલ્યો નહિ.



* આ વાડીને આજ પણ લોકો દારાગઢથી વાડીના નામે ઓળખે છે. હાલ એ વાડી શરદ બાગ સાથે ભળી ગઇ છે.

# પ્રકરણ ૨૨ મું.

## રાઓશ્રી રાયધણજી, આગમલજી તથા ગોડજી.

### (૧)

### પીર શાહ બુખારી.

રાઓશ્રી રાયધણજી ગાદીએ બેઠા, ત્યારે કંથકોટના દેદાઓ ઘણા બળવાન થઇ પડ્યા હતા. આ લોકો વારંવાર દરબારી હક્કને હાનિ પહોંચાડતા હોવાથી, રાયધણજી પ્રથમ દેદાઓ પર કટક લઇ ગયા અને તેમને નમાવી, તેમના પર પોતાનો કાબુ બેસાડીને પાછા ફર્યા.

બરાબર આ સમયે કચ્છને કિનારે એક મહાન્ તેજસ્વી પુરૂષ ઉતર્યો એનું નામ હતું શાહમુરાદ શાહમુરાદ મૂળે બુખારાના વતની હતા. રશિયાનો ઝાર આઇવાન ચોથો "Iran le terrible" (આઇવાન ભયંકર)ના નામથી પ્રખ્યાત છે. તેણે મધ્ય એશિયામાં કીરગીસ તાયફાના મુલક પર ચઢાઇ કરી. આ વખતે બુખારાનો અમીર શાહમુરાદ નામે હતો તેણે કીરગીસ લોકોના દરેક ખાનને જુદો જુદો પત્ર લખીને જણાવ્યું, કે "તુર્કીનો સુલતાન જે આ દુનિયા પર ખુદા તઆલાનો નાયબ અથવા ખલીફા-ખિલાફતુલ્લાહી ફિલઆર્ઝિ છે, તે ફરમાવે છે, કે રશિયન લોકો સામે ખૂબ લડો" શાહ મુરાદના આ તમામ પત્રો રશિયાના ઝારના હાથમાં આવી ગયા આથી રશિયાના ઝાર ભયંકર આઇવાને કીરગીસ તાયફાવાળાને પડતા મૂકીને, બુખારા પર ચડાઈ કરવાની તૈયારી કરવા માંડી.

બુખારાવાળા એટલા જોરાવર ન હતા, કે એકલે હાથે આઇવાન ભયંકરની સામે ટક્કર ઝીલી શકે આથી તેમણે મસલત કરીને ત્યાંના અમીર શાહમુરાદને હજ કરવા જવાની સલાહ આપી અને રશિયનોને એમ સમજાવવામાં આવ્યું, કે તેમણે શાહમુરાદને બર તરફ કરીને કાઢી મૂક્યો છે. આ વાતની જાણ થતાં, આઇવાન ભયંકરે બુખારાપર ચડી આવવાનો પોતાનો વિચાર મોકુફ રાખ્યો.

બુખારાથી આ રીતે હજ કરવા માટે નીકળેલા શાહ બુખારી કચ્છમાં આવીને મુનરા× બંદરે ઉતર્યા અને ત્યાંથી ભુજ આવ્યા. તે થોડાજ સમયમાં પોતાની કુશળતાથી રાજ્યમાં માનીતા થઇ પડ્યા.

આ વખતે જહાંગીરશાહ પાદશાહે કચ્છ પરની માફ કરેલ ખંડણી વસુલ લેવા અમદાવાદના નવાબે પડાણુ મોઆઝીમ બેગને મોટા લશ્કરથી કચ્છ પર મોકલાવ્યો. મોઆઝીમ બેગે પદ્ધર પાસે આવીને ત્યાં પોતાની છાવણી નાખી.

રાઓશ્રી રાયધણજીએ મોઆઝીમબેગને ખંડણી માફ થવાનાં કારણો સમજાવવા માટે શાહમુરાદ પીરને અને અન્ય વકીલોને તેની પાસે મોકલ્યા. આ લોકોએ અને ખાસ કરીને શાહમુરાદ પીરે ઘણીજ તદબીરથી, કુનેહ અને કુશળતા પૂર્વક મોઆઝીમ બેગના મનમાં કચ્છની ખંડણી માફ થવાનાં સચોટ કારણો ઠસાવી દીધાં. મોઆઝીમ બેગના મનનું સમાધાન થતાં તે કચ્છની ખંડણી માફ થવાનો પરવાનો આપીને ત્યાંથી પાછો ફર્યો.

આ પ્રસંગ વિષે કચ્છમાં એવી કથા ચાલે છે, કે શાહમુરાદ પીરે પોતાની ચમત્કારી શક્તિથી, રાત્રિ સમયે મોઆઝીમ બેગનો પલંગ દરિયાની અધવચ્ચે મૂકી દીધો. મોઆઝીમ બેગની આંખ ઉઘડતાં તે આ દૃશ્ય જોઇને ગભરાવા લાગ્યો આ વખતે શાહમુરાદ પીરે પ્રકટ થઇને તેજ વખતે તેની પાસેથી કચ્છની ખંડણી માફ થવાનો પરવાનો લખાવી લીધો અને ત્યારપછી મોઆઝીમ બેગને પાછો તેના તંબુમાં પહોંચાડી દીધો. આ પ્રસંગનું વર્ણન કરતું એક જુનું કાવ્ય નીચે મુજબ છે.

રૂપક.

પરતા પીર તણા નિત પરગટ, ઓલિયા એસી કરામત આદ,<br>
શાહ બુખારી નર-નારીને, સમદર બીચ દિયે નિત સાદ. ૧

કટક કર આયો દિલ્લી-સૂબો, મોસમ બેગ બડો મેહુમંત,<br>
દેસ સકે ને સહે સિર ડૂલે, ભાગે કેમ વળે કિણ ભંત. ૨

× અરબી ભાષામાં મુનવ્હર એટલે સારી ખાડી એવો અર્થ થાય છે. આ કારણથી પણ શાહમુરાદ પીરના આવવા પછી મુનરા નામ પડેલું હોય તો સંભવિત છે.

એણી પરે સહે ઓમરેઆ, કાછ ન હોય કરામત હીણ,
મીર મુરાદ બુખારી પૂછે, જોગી મેઘનાથ માર્યો જીણ. ૩
આયા શાહ બુખારી આગલ, સાચે મન કરિયો સલામ,
રાઓ કમલ ચરણ બીચ રાખે, કીજે શાહ બુખારી કામ. ૪
શાહા પાંચ ફકીરાં સાથે, હાલે કટક સામો હેક,
તું બલિહારી શાહ બુખારી, ટાણે કચ્છરી રાખી ટેક. ૫
સાજો ઝાડ હતો જે સૂકો, છૂટો ડાળ-પાન કર છાંઈ,
દૂતો કટક તણો જે હાકમ, તુરત ખબર પોતી તિણ તાંઈ. ૬
વાત સુણી તોયે નત્ર વરેઓ, મનમાંહે રાખે બહુ મેલ,
પીર શાહ બુખારી પોતો, ખટ મેલી દરિયા સર ખેલ. ૭
આંખ ઉઘાડી સૂબો ઊઠયો, લાએક તુજ તણી છે લાજ,
મનમાં મોસમઓગ સુઝાણો, આપ કહો તિમ કરાં હું આજ. ૮
કાછે કટક ન આવે કોદી, એનો દેસ મેં કર્યો ઇનામ,
શાહ મુરાદ કહે સુણ સૂબા, કાગલ લેખ તણો કર કામ. ૯
સૂબે મોર સમેત દિયો ખત, જુગજુગ રાખી અવિચલ યાદ,
આધી રાતે સાદ સુણે તું, મુનરે ગાદી શાહ મુરાદ. ૧૦
શાહ મુરાદ વગાડે સંકો, ડંકો પીર તણો દશ દેશ,
'વીરો' કહે પતસાઇ દલ વરેઆ, અમુરેં નરેં કિયો આદેશ. ૧૧

---

( ૨ )

## ઔદાર્યમૂર્તિ રાઓશ્રી રાયધણજી. (૧૬૮)

રાઓશ્રી રાયધણજીની ઉદારતા પણ અજબ હતી એક વખત તેમણે અતિ ભારે રકમ ખરચીને એક ઉત્તમ પ્રકારનો અમૂલ્ય કાછુથી ઘોડો ખરીદ કર્યો આવો ઉમદા ઘોડો એ સમયે એ એકજ હતો આ ઘોડાની ખ્યાતિ દેશ-વિદેશમા પહોચી હતી એક ચારણ એ અશ્વની અત્યત પ્રશસા સાભળીને, રાઓશ્રી રાયધણજી પાસે આવ્યો અને તેણે એ ઘોડાની માગણી કરી. રાયધણજીને આ ઘોડો પોતાના જીવ કરતા પણ અધિક વહાલો હતો એમ છતા આ ઉદાર રાજવી, ચારણની માગણી પાછી ફેરવે એમ ન હતુ. તેણે તેજ વ.

અતે "તથાસ્તુ" ના ઉચ્ચાર સાથે પોતાનો માનીતો ઘોડો પેલા ચારણુને સમર્પણુ કરી દીધો. ચારણુના આનંદનો પાર રહ્યો નહિ. તે ઘોડાને લઇને ફરતો ફરતો દિલ્હીના પાદશાહ પાસે જઇ ચઢ્યો ઘોડાની ઉત્તમતા જોઇને પાદશાહનું મન આ ઘોડો લેવા લલચાયુ. તેણે પેલા ચારણુ પાસે ઘોડો ખરીદવાની માગણી કરી. ચારણુ મુઝાયો. હવે શુ કરવું? તેણે વિચાર્યું, કે પાદશાહ પાસે ઘોડાની એવી ભારે કિંમત રજુ કરવી, જે આપવાને પાદશાહ કદી તૈયાર જ થાય નહિ આવો વિચાર કરી તેણે એ ઘોડાને બદલે આઠ હાથી મળે, તોજ ઘોડો આપવાનો પોતાનો મક્કમ ઇરાદો જાહેર કરી દીધો.

પાદશાહ ઘોડાને જોઇને એવો તો મુગ્ધ બની ગયો હતો, કે તેણે તેજ વખતે ચારણુને આઠ હાથી આપી દેવાનો હુકમ કરી દીધો આથી તો ચારણુની મુઝવણુ ઉલટી વધી. આઠ આઠ હાથીઓને ખવડાવવું શું? તેમને બાધવા કયા? ચારણુ ગભરાયો. તેણે પોતાના હૃદયની વાત પાદશાહ પાસે નિખાલસપણે વ્યક્ત કરી દીધી પાદશાહે આઠ હાથીના બદલામા ચારણુને આઠ ગામ આપી, તેનું હૃદય રીઝાવીને આખરે તે ઘોડો ખરીદી લીધો. આ પ્રસગનું એક કાવ્ય નીચે પ્રમાણે છે:—

### ચારણી ગીત.

ગહેર દિલ્લીતણો શેર–દિલ[1] શાહેનશાહ,<br>
સાંભરે દાનરી વાત સાચી;<br>
રાયધણ જામરા એક ઘોડા સટે,<br>
દિલ્લીશાહે દિયા આઠ હાથી;<br>
દેશ–દેશાવરૂં કેક ચારણ ફરી,<br>
આવીયો એજ કચ્છ–ભુજ આને;<br>
મેઘહર[2] રીઝીઓ પવંગ[3] કે માગણાં,<br>
પવંગાન પાંચગણુ[4] ગયંદ[5] પાને.

---

૧ સિંહ જેવા ઉદાર દિલવાળો. ૨ મેઘજીનો વંશજ. ૩ ઘોડો. ૪ ચાર. ૫ હાથી.

## ( ૩ )
## મીર જબર.

રાઓશ્રી રાયધણજીની કીર્તિ સાંભળીને મીર અલી નામનો એક પાદશાહી માગણ કચ્છમાં આવ્યો. મીર અલી એક મોટો કવિ હતો. તેને કચ્છના કવિઓ જોવાની ઉત્કંઠા હોવાથીજ તે કચ્છમાં આવ્યો હતો. તેણે પોતાની ઈચ્છા રાઓશ્રી પાસે વ્યક્ત કરી. આ વખતે ભુજમાં મીર જાફર નામનો એક ઉત્તમ કોટિનો કવિ હતો. પરંતુ તે તદ્દન મનમોજી હતો. તે ભાંગના નિશામાં મસ્ત બનીને હંમેશાં પંજોર પીરની દરગાહમાંજ પડ્યો પાથર્યો રહેતો. રાઓશ્રીએ તેને બોલાવવા માટે વેલ મોકલી. મીર જાફર વેલમાં બેસી કચેરીમાં આવ્યો. તેના પોશાકના રંગઢંગ પણ અજબજ હતા. હાથમાં એક કુતકો, હેઠે પોત બાંધેલી, માથું ઉઘાડું, માથા પર ફરફરતા નાના બાબરિયા, આવા વેશે આ કચ્છી કવિ રાઓશ્રીની કચેરીમાં હાજર થયો. રાઓશ્રી આ મનતોરી કવિને બરાબર જાણતા હોવાથી, તેઓ તેનું આવું વર્તન નિભાવી લેતા. કચ્છી કવિ મીર જાફરના આવા ઢંગ જોઈને પાદશાહી મીરને પણ નવાઈ લાગી તેણે તેની પરીક્ષા કરવા માટે કહ્યું, કે કચેરીમાં જેટલાં હથિયાર દેખાય છે, તેની નિશાનીઓનું વર્ણન કરી બતાવો. આ સાંભળતાંજ કચ્છનો કવિ-બાદશાહ મીર જાફર તરતજ બોલી ઊઠ્યો:—

**નિશાની તીરની.**

બાણ-કબાણા હાથ કર, ખેલે બલવંતે,
પૂર કસીસા ભર કર,* ખેચે મદમંતે;
લગા તુરી તોખાર બંધ ફુલ લોહો સહતે,
જાણકે ગોરી કઢ્યા, હથ મહેંદી-રત્તે,

**નિશાની તરવારની.**

મિસરી કાઢ મિઆનાં, હથ કીતી નંગી,
જાણ કે બિજલી ચમકી, એસી જગમંગી;
રાઓ ચખાઇ રોસભર, બેરી સિર બંગી,
દાટ દેણંદા સો ગયા, લગી લોહ બંકી.—૧

* કસીમ ભરવી=કમાન પર તીર ચડાવી ખેંચવું તે.

તીન પોર તગ્ગાગી, ઓ તો ખગ ધાગ બુકી
બીજ પડે જયુ બાદલી, કોડ છપ્પન રૂઠી,×
માબક મેલ ઝબુગ, જયું ચૌવાનક છુટી,
મૂરાં ઘગ વધામણાં, મગ્નાં હય સુકી.—૨

નિશાની બરછીની.

આગર ધાગી ફેર, ઉલાગે બુકી,
આગેં પીછેં ઉજગી, નાગન જયુ લહકી,
જમકે રણ મયદાનમે, ઝગઝગઠગ! ઝમકી,
કાયર છાડે ખેત કો, સૂગ્ગાવે લપટી.

નિશાની છુરીની.

અણિયાળી ફિર વકડી, કાતી+ મદમાતી,
શૂરવીરેં કે સગમે, અંગ લિપ્ટ જાતી;
લોહ અણી ટપકી દીવે, જાણુ અધાગી ગાતી,
કહેવે 'મીર જગ્ગર' જિઓરા! એહી બતાઈ જાતી.

કચ્છી કવિની આ શીઘ્ર છતાં ઉત્તમ પ્રકારની કાવ્ય-કૃત્તિ જો ઇને પાદશાહી મીર આનંદિત થયો. તે બોલી ઊઠ્યો, "મેં તો એને એક ફકીર ધાર્યો હતો, પણ એ તો જબ્બર દેખાય છે" તે દિવસથી રાઓશ્રીએ મીર જાફરનું નામ "જબ્બર" ઠરાવ્યું. રાઓ શ્રીએ ખુશી થઇને તેને જે જોઇએ તે માગી લેવાની આજ્ઞા કરી આ કવિ તો ખરેખર એક મનમોજી બાદશાહ જ હતો રાઓશ્રીની આજ્ઞા સાભળી તેણે થોડી ભાગ માગી કવિની આટલી નિસ્પૃહતા જોઇને રાઓશ્રી અત્યંત પ્રસન્ન થયા. તેમણે આ કવિને બીકડી ગામમા આઠ સાંતીની ધરતી આપી, અને કહ્યું, કે "એમા થી તારી ભાગ થશે." હજુ પણ કંઇ માગવું હોય, તો તે માગી લેવા રાઓ શ્રીએ ફરી તેને આગ્રહ કર્યો

એ અરસામા કેટલાક મિયાણાઓએ મોટી ચોરી કરેલી હોવાથી, રાઓશ્રીએ તેમને પરહેજ કર્યા હતા. આ મિયાણાઓએ પોતાને છોડાવવા માટે જાફર મીર પાને ઘણીવાર અરજ કરી હતી. અને ભવિષ્યમા કદીપણ ચોરી ન કરવાની કબુલાત પણ આપી હતી. આ

× છપ્પન કોટિ યાદવોનો નાશ કરનાર. + છુરી.

વાત જાફર મીરને યાદ આવતાં, તેણે મિયાણાઓને છોડી મૂકવાની પોતાની માગણી રાઓશ્રી પાસે રજુ કરી. રાઓશ્રીએ મીરની આ માગણીનો પણ સ્વીકાર કર્યો અને મિયાણાઓને બંધન-મુક્ત કર્યા. આ મિયાણાઓએ મીર જાફરના ઉપકારનો બદલો વાળવા, પોતા પર તેનો વંશપરંપરાનો લાગો બાંધી આપ્યો. મીર જાફરે રાઓશ્રીને આશીર્વાદ આપતાં ઉચ્ચાર્યું, કેઃ—

દુહો—ધરતી ધાંઈ કરે, ઉગે તારા અભ,
રાજ તોજો રાયધણ, બેઆ સેવક સભ.

ભાવાર્થ—જ્યાંસુધી ધરતીમાં ધાન્ય પાકે અને આકાશમાં તારા ઉગે, ત્યાંસુધી હે રાયધણજી! રાજ તમારા વંશમાંજ રહેશે અને બીજા તમારા ચાકર થઇ રહેશે.

---

(૪)

## મહારાઓશ્રી પ્રાગમલજી (૧૬૯).

રાઓશ્રી રાયધણજીને અગિયાર કુંવરો હતા. રાઓશ્રીએ પોતાના હાથેજ કુંવરોને જુદા જુદા થાણા સોંપેલા હતા. સૌથી મોટા કુમાર નોંઘણજી રાઓશ્રીની હયાતીમાંજ દેવલોક પામ્યા હતા. નોંઘણજીના કુંવર હાલોજી હતા. તેને સુનરો, કાંઠી, અને કોઠારો સોંપવામાં આવેલ હતાં. બીજા કુંવર રવાજીને મોરબી થાણું અને કટારિયું આપવામાં આવ્યાં હતાં. ત્રીજા કુંવર પ્રાગમલજીને અંજાર થાણું અને પ્રાગમલજીના કુંવર ગોડજીને કોટવાલીનું કામ સોંપવામાં આવેલ હતું.

રવાજીનો ઉતારો ટંકશાળમાં રહેતો. રવાજીના માણસો એક વખત ખડીરના સોઢા ભોજરાજજીની ભેંસો વાળી લાવ્યા હતા. આથી સોઢા ભોજરાજજી પોતાની ભેંસો પાછી વાળવા માટે ત્યાંથી ભુજ આવ્યો, અને પોતાની ભેંસો પાછી આપવા તેણે રવાજીને કહ્યું. પણ રવાજી એ સોઢાને તેની ભેંસો પાછી આપે તેમ ન હોવાથી સોઢાને ક્રોધ ચડ્યો અને તેણે સંવત્ ૧૭૫૪ ના આસો શુદ ૯ ના દિવસે રવાજી પર તલ્વારનો ઘા કરીને તેના પ્રાણ લીધા.*

* રવાજીનો પાળીઓ આજ પણ દરબારગઢમાં જોવામાં આવે છે.

આ અરસામાં રાઓશ્રી રાયધણજીની તબીયત પણ લથડવા લાગી હતી. રવાજીના ખૂન પછી ત્રીજેજ દિવસે રાઓશ્રીએ દેહ મૂક્યો. આ વખતે તમામ કુંવરો તેમના અગ્નિસંસ્કાર માટે છતરડીએ ગયા. માત્ર એક પ્રાગમલજી આંખો દુખવાના બહાનાથી છતરડીએ ગયા નહિ કુંવરો છતરડીએ જતાં પ્રાગમલજી રાજ્યગાદી પર બેસી ગયા. ગડગડાટ કરતી રાજ્યાભિષેકની નોબતો ગડગડવા લાગી. આ સાંભળી છતરડીએ ગએલા કુંવરોને નવાઇ લાગી. આ વખતે ગોડજી બોલ્યા, કે એ મારા ભોળા પિતાનું કામ હશે, માટે હું હમણાંજ જઇને તેમને સમજાવું છું. આમ કહીને ગોડજી શહેરમાં ગયા અને પોતે કોટવાલ હોવાથી, કોઇને પણ અંદર દાખલ થવા ન દેવાનો પ્રબંધ કરી પિતાનું અધુરું કાર્ય પોતે પૂર્ણ કર્યું.

રાયધણજીને અગ્નિસંસ્કાર આપીને જ્યારે અન્ય કુંવરો પાછા ફર્યા, ત્યારે તેમને શહેરમાં દાખલ થવાની મનાઈ સુણાવવામાં આવતાં, સૌ ત્યાંથી પાછા ફર્યા અને પોતપોતાને હસ્તેના થાણા દબાવી બેઠા.

આ અરસામા જામનગરની રાજ્યસત્તા છિન્નભિન્ન થઇ ગએલી હતી. દરમિઆન જામ રાયસગજી દેવ થતાં તેમના કુવર તમાચીજીની ઉંમર નાની હોવાથી તે જામનગરનો ત્યાગ કરીને રાઓશ્રી પ્રાગમલજીને આશ્રયે આવ્યો. તમાચીજી ઉંમર લાયક થતાં રાઓશ્રી પ્રાગમલજીએ કુમાર ગોડજીને તેની સાથે મોકલાવીને જામનગર સ્વાધીન કરાવી દીધું. તેના બદલામા તમાચીજીએ બાળંભાનો કિલ્લો કચ્છ દરબારને ભેટ આપ્યો. તે દિવસથી પ્રાગમલજીએ મહારાવનું પદ ધારણ કર્યું.

રાયધણજીના અગિયાર કુંવરો નીચે મુજબ—

૧ નોઘણજી ટીલાત દેવ થયા. તેના કુવર હાલાજીએ મુનરો, કાંઠી અને કોઠારો દબાવ્યા.
૨ રવોજી. તેના કુવર કાંયાજીએ મોરબી અને કટારિયું કબજે કર્યા
૩ પ્રાગમલજી ભુજના ટીલે બેઠા
૪ સુબોજી તેને તેરા પ્રગણું મળ્યુ તેના વશજો અબડાસામાં છે
૫ ગોપાલજી તેને ફરાદી આદિ પાચ ગામો મળ્યા.
૬ આસોજી તેને બિદડા મળ્યુ.
૭ જુણોજી તેને ડેરો અને ભાચુડા મળ્યા.

૮ લખોજી. તેને કપુરાસી તથા હમનખુડી મળ્યાં.
૯ અજોજી. તેનો વંશ નથી.
૧૦ ભોજરાજજી. પ્રથમ તેરા એમને મળ્યું હતું. પણ એ નિર્વંશ જતાં સુજાજીને મળ્યું.
૧૧ મોડજી. નાનપણમાંજ સ્વર્ગવાસી થયા.

મહારાઓશ્રી પ્રાગમલજીને છ કુંવરો થયા:—

૧ ગોડજી ટીલાત. ભુજની ગાદીએ આવ્યા.
૨ નારાયણજી. તેને ગોધરો, વડાળા, ઠોઠા, પોલડિયો આદિ ગામો મળ્યાં,
૩ સંગ્રામજી. તેના ત્રણ કુંવરો થયા. તેમને સાંધાણ, લાયજો, નાનો લાયજો, ધુઆએ, છછી, ઉનડોઠ, રાવરેશ્વર, આંબડાઇ આદિ મળ્યાં.
૪ કરણજી. તેને માનકુવો, વાડાસર, સામંતરા, કોટકી અને મખણા મળ્યાં.
૫ હુજાજી. તેમને ગઢસીસા, સોમારેલ વગેરે મળ્યાં. હુજાજીનો કુંવર નાથોજી થયો તેનો વંશ ન રહ્યો.
૬ તેજમાલજી. તેનો વંશ પણ આગળ ચાલ્યો નહિ

(૫)

## કટારિયાના કાંયાજી.

રાઓશ્રી રાયધણજીના દેવ થવા વખતે કાંયોજી ભુજમાં ન હતા. તે કટારિયે હતા. રાઓશ્રીના સ્વર્ગવાસ પછી તરતજ કાંયાજીનાં માતુશ્રી કલુબા ભુજથી કટારિયે પહોંચી ગયા અને કાંયાજીને સઘળી વસ્તુસ્થિતિથી વાકેફ કર્યા. આથી કાંયાજીએ કટારિયું કબજે કરી લીધું અને ડીડિયાનગરવાળા પોતાના મામાઓની મદદ મેળવીને મોરબીમાંથી રાઓશ્રીના કામદારને દૂર કર્યો અને ત્યાં પણ પોતાની સત્તા સ્થાપી દીધી. ત્યારપછી તરતજ કાંયાજીએ કચ્છ રાજ્ય સામે બહારવટું ખેડવા માંડયું કાંયોજી શક્તિશાળી તેમજ બુદ્ધિશાળી હોવાથી, તે પોતાના કાર્યમાં ફાવતા ગયા. તેમણે વાગડમાં ઘણો પ્રદેશ પોતાના તાબે કરી લીધો અને ત્યારપછી કચ્છ તરફ વળવા લાગ્યા દરબારી હકોને તે અવારનવાર નુકસાન પહોંચાડવા લાગ્યા.

એક વખત કાંયોજી પોતાના બહારવટીયા મંડળ સાથે છેક બળદિયા સુધી આવી પહોંચેલા. પણ બળદિયું ધર્માદા જાગીરનું આએસ બાવાનું ગામ જાણી ત્યાં કંઇ પણ નુકસાન કર્યું નહિ. પરંતુ બહારવટીયા જે ગામમાં જાય, ત્યાં એમને એમ પાછા ન ફરે, એટલે માત્ર નામની ખાતર બે ઝુંપડાં સળગાવીને કાંયોજી ત્યાંથી ચાલતા થયા.

બળદિયામાં આ વખતે આએસબાવા તરફથી એક યોગી બનેલો ચારણ હતો. કાંયોજી બળદિયાથી વિદાય થતાંજ તે કહેવા લાગ્યો, કે "વડા કાંયાજીએ વંકજ વાર્યા, બળદિયા તણા બે ઝુંપડા બાર્યા."

આ વાત કાંયાજીને કાને આવતાં તે પાછા એકદમ બળદિયા પર ચડી આવ્યા અને બળદિયાનો બધો બદલો વાળીને પાછા ફર્યા. આ બનાવથી ચારણને યોગી ન બનાવવાનો રિવાજ પડ્યો.

. કાંયાજીનું બહારવટું દિન પ્રતિદિન મોટું સ્વરૂપ પકડતું ગયું. આથી રાઓશ્રી પ્રાગમલજીએ આખરે કુમાર ગોડજીને કચ્છી ભાયાતવર્ગની મોટી સંખ્યા સાથે કટારિયા પર ચડાઇ કરવા મોકલ્યા. લશ્કરની સરદારી બિદડાના જાડેજા ભીભાજીને સોંપવામાં આવી. ભીભોજી દેખાવે પહેલવાન અને મલ્લ જેવા શરીરવાળો હોવાથી, તે ગોડજીના ખાસ અંગરક્ષક તરીકે હાથી પર બેસીને તેમના પર ચમર ઢાળી રહ્યો હતો.

કચ્છી કટક આવતું સાંભળીને કાંયાજીએ પણ પોતાની તૈયારી કરી લીધી. તે પણ વાગડના બળવાન વીરોની એક મોટી ફોજ સાથે મયદાનમાં પડ્યા.

બંને ફોજો એકઠી થતાંજ બેસબંધ કાપાકાપી ચાલવા લાગી. તલ્વાર, ભાલા, અને કટારીયોની ઝડીઓ વરસવા લાગી. કાંયાજીની ફોજ કચ્છી સૈન્યને હટાવવા લાગી. લડાઇ પળેપળે ભયંકર સ્વરૂપ પકડવા લાગી.

ગોડજીના મુખ્ય અંગરક્ષક બનીને હાથી પર બેઠેલા ભીભાજીથી હવે વધારે વખત તાપ ઝીલાણો નહિ તેણે ગોડજીને એકલા છોડીને પોતાનો જીવ બચાવવા હાથી પરથી પડતું મૂક્યું અને મૂઠીઓ વાળી એવા ભાગવા લાગ્યા, કે વહેલું આવે બિદડા. ભીભાજીના ભાગી છૂટવા વિષે કચ્છમાં અનેક દુહાઓ આજપણ બોલાય છે.

કાંયાજીનું આક્રમણ વધતું જોઇને કચ્છી લશ્કરના પગ છૂટવા લાગ્યા. ઘણા રાજપૂતો, મલેકો અને અન્ય સૈનિકો કટારિયાના મયદાનમાંથી નાસી છૂટ્યા. આ વખતે ખુદ ગોડજીને પણ પોતાનો જીવ બચાવવો ભારે થઇ પડ્યો. પરંતુ કાંયાજીએ તેમના શરીરને લેશપણ નુકસાન થવા દીધું નહિ.

કચ્છી ફોજમાં બધા કંઈ ભાગી છૂટનારા પણ ન હતા. ગુંદિયાળીના હાલા ઓઢાજીએ અત્યંત બહાદુરીથી લડીને પોતાનું નામ અમર કર્યું છે. ઓઢાજીના અંને હાથ કપાઇ પડવા છતાં, હુંઠા હાથો વતી પણ અનેકોના પ્રાણ લઇને આખરે એ વીરગતિને પામ્યા.

દુહો—ત્રૈ અજાણી તર રેઆ, ચંચલ હાલા ચાર;
ઓઢે હથ આછટ્યા, સે ડિઠા ઉ-સંસાર.

ભાવાર્થ—ત્રણ અજાણી અને ચાર હાલા રજપૂતો બહાદુરીથી લડીને અંતે કામ આવ્યા. તેમાં પણ હાલા ઓઢાજીએ જે હાથ બતાવ્યા, તે આખા સંસારે જોઇ લીધા.

દુહો—ત્રૈ અજાણી તર રેઆ, ચંચલ હાલા ચાર;
ભોજાસરજી પાર તા, ભગા કૈક ભૂપાર.

કાંયાજીમાં એક મોટો ગુણ એ હતો, કે તેઓ સાદીસોળ હતા. અર્થાત્ એક પત્નીવ્રતધારી હતા. તેમણે પરનારી પ્રત્યે સ્વપ્ને પણ કુદૃષ્ટિ કરી ન હતી કાંયાજીની પ્રશંસા વિષે ચારણ કવિઓ અનેક કથનો કથી ગયા છે.

. દુહો—પરનારીને પરહરે, લાંછન નહિ લગાર.
ઓકે કાંઇયેં ઊજળા, કુળ છત્રીસે એંગાર.

છપ્પો.

એક સમે ઇંદ્ર ચૂકો, જઈ અહલ્યા ઘર આયો;
પત ચૂકો પારાસર, લેખ પુત્રી સું પાયો.
મત ચૂકો મહેશ, ભીલડી સું મન ભાયો;
સત ચૂકો સુરજ, કરણ કુંતા ઘર આયો.
ચેતવ્યા મોલ ચતુર્ભુજ તણા, અર્જુન એથે હી ચૂકો,
રાઘે સુત રવરાયરો, કાંઇયો કેથ ન ચૂકો.

દુહો—પાય જમનાં પેર, જાડે મણુધર ઝલેઓ;
છપ્પનમેં છુગેર, કાન ગારોડી કાંધ્યું.

ભાવાર્થ—શ્રી કૃષ્ણે જેમ યમુના નદીમાં ઉતરીને કાળીનાગને નાથ્યો, તેમ છપ્પન કોટિ યાદવોમાં શ્રેષ્ઠ એવા કાંયાજીએ કામ રૂપી કાળી નાગને નાથીને પોતાને કબ્જે કર્યો.

---

## ( ૬ )

## મહારાઓ શ્રી ગોડજી. (૧૭૦)

દુહો—સમેં સાંખું કઢઇયું, મંગણુ મથે મેર;
પાટ કુંવર પ્રાગજો, ગૂઠે રંગ ગોડેર.

ભાવાર્થ—માગણ વર્ગ પર જેની મહેર છે, એવા ગૂઢા રંગવાળા પ્રાગમલ્લજીના પાટવી કુંવર ગોડજીએ પોતાના પ્રતાપના કિરણો ફેલાવા માંડ્યાં.

સંવત્ ૧૭૭૨ ના પોષ વદ ૮ ના દિવસે મહારાઓ શ્રી ગોડજીનો રાજ્યાભિષેક થયો. ગોડજી મહા પ્રબળ હતા. તેમણે પોતાના પિતાની હયાતીમાંજ સુનરો અને કાંઠી દબાવી બેઠેલા હાલાજી પર ચડાઇ લઇ જઇને એકજ ઝપાટે બાવન ગામ પોતાને કબજે કરી લીધાં હતાં.

માત્ર ત્રણુ વર્ષ રાજ્યસત્તા ભોગવીને સંવત્ ૧૭૭૫ ના માગશર વદ ૧૦ ના રોજે મહારાઓશ્રી ગોડજી પરમધામ પામ્યા. એમને આઠ કુંવરો હતાઃ—

૧ ખાનજી તે બાલ્યાવસ્થામાંજ સ્વર્ગવાસી થયા.
૨ દેશળજી. ભુજના ટીલે આવ્યા.
૩ રાયબજી એમને આસમાં મોટીખાખર વગેરે મળ્યાં
૪ હાલોજી એમને પત્રી વગેરે મળ્યાં.
૫ જીવણુજી. એમને રતાડીઓ વગેરે મળ્યાં.
૬ ઉમરોજી. એમને બેરાજા વગેરે મળ્યાં.
૭ રાયધણુજી અને ૮ તમાચીજી એમનો વંશ ચાલ્યો નહિ



# પ્રકરણ ૨૩ મું.

## મહારાઓશ્રી મોટા દેશળજી (૧૭૧) અને લખપતજી.

### (૧)

### શેર બુલંદખાનની ચડાઇ.

રાઓશ્રી દેશળજી ગાદીએ આવ્યા, ત્યારે કચ્છમાં ચારે તરફ શાન્તિ પથરાયલી હતી રાઓશ્રી ભુજની આસપાસ કિલ્લો ચણાવવાની તૈયારી કરી રહ્યા હતા. એટલામાં એકાએક નવાબ કેસરખાન ચડી આવ્યો પરંતુ ભુજમાંથી નવાબનું કંઈ ન વળતાં તે અબડાસા તરફ નીકળી ગયો. ત્યાં પણ ન ફાવતાં તે આખરે વીલે મોઢે કચ્છનો ત્યાગ કરી ગયો.

આ વખતે ઇરાની શાહજાદો શેર બુલંદખાન પોતાના પિતાથી રીસાઇને, ગુજરાત આવી ત્યાંની સુબાગીરી કરી રહ્યો હતો. મોરબીના કાંયાજીનું મન હજુ સંપૂર્ણ શાન્ત થએલું ન હોવાથી, તે શેર બુલંદખાનને જઇ મળ્યો અને તેને કચ્છ અપાવવાની લાલચ બતાવીને પચાસ હજારના વિશાળ સૈન્ય સાથે કચ્છ પર લઇ આવ્યો.

શેર બુલંદખાન મોટા કટક સાથે કચ્છ પર ચડી આવતો હોવાના ખબર સાંભળીને, રાઓશ્રી દેશળજીએ યુદ્ધ માટે તાત્કાલિક તૈયારીઓ કરવા માંડી. રાતોરાત પવનવેગી કચ્છી સાંઢણીઓ ભાયાત વર્ગને ખબર આપવા ચારે તરફ ફરી વળી. કચ્છ પર આવી પડેલી આ નવી આફતનો સામનો કરવા, કચ્છને ખૂણેખૂણેથી જવાંમર્દ જાડેજાઓ અને સુડસ સિપાહીઓ ધસી આવવા લાગ્યા. ખુદ કાંયાજીના કુંવર અલિયોજી પણ માતૃભૂમિની મદદ માટે આવી પહોંચ્યા. શહેરના દરવાજાની ચોકીનું મહત્વનું કાર્ય તેમને સોંપવામાં આવ્યું.

એ અરસામાં હજુ ભુજિયા પરની કિલ્લેબંધીનું કાર્ય સંપૂર્ણ થયું ન હતું. તેમજ ભુજનો ગઢ પણ પુરેપુરો બંધાઇ રહ્યો ન હતો. વળી રાજ્યના ખજાનામાં પૈસાની પુરી જોગવાઈ પણ ન હતી. પરંતુ

આ છેલ્લી મુશ્કેલીને પહોંચી વળવાને મહારાણી માનકુંવરબા ઉર્ફે રાજબા વાઘેલીએ પોતાનો સમસ્ત ખજાનો સોંપી દીધો. એ વખતનો દીવાન મહેતા ચતુર્ભુજ રણસંગ્રામના કાર્યમાં રસ લેનાર ન હોવાથી દીવાનની પાઘડી કચ્છના એક પ્રખર મુત્સદ્દી દેવકર્ણ શેઠને સોંપવામાં આવી.

શેર બુલંદખાન પોતાના સૈન્ય સાથે આવી પહોંચતાં તેણે માધાપર પાસે પડાવ નાખ્યો. આ તરફ કચ્છના જાડેજા વીરો અને મિયાણાઓ પણ સુબાનો સામનો કરવા તત્પર થઇ રહ્યા

શેર બુલંદખાને પોતાના સરદારોને એકદમ ભુજિયા પર ધસી જવાનો હુકમ કરી દીધો. સુબાના માણસો ભુજિયા પર ધસવા લાગ્યા. ઉભય સૈન્યો વચ્ચે રણસંગ્રામની શરૂઆત થઈ. આખા દિવસના યુદ્ધ પછી સુબાના લશ્કરે ભુજિયાના ઉગમણા બુરજો, ભુંડાગરો કોઠો વગેરે એકએક કોઠા હાથ કર્યા.

બીજે દિવસે સવાર પડતાંજ પાછું બન્ને પક્ષ વચ્ચે ખૂનખાર યુદ્ધ ચાલુ થયું. બરાબર એજ દિવસે નાગાઓની એક મોટી જમાત ભુજમાં આવી પહોંચી. હીંગળાજ પીરસવા જનારા નાગાઓને રાઓશ્રી દેશળજી ખર્ચ આપીને ત્યાં પહોંચાડતા આ ઉપકારનો બદલો વાળવાની આ સારી તક છે, એમ જાણીને નાગાઓની આખી જમાત અણીને પ્રસંગે કચ્છીઓની મદદને માટે કૂદી પડી. પ્રચંડ કાયવાળા વજ્રાંગી નાગા બાવાઓ બુલંદખાનના સૈન્યમાં મહા સંહાર મચાવતા મદોન્મત હાથીઓની પેઠે ઘૂમવા લાગ્યા સુબાનો જુવાન ભત્રીજો આ નાગાઓના હાથે કપાઇ ગયો. આમ એક તરફથી નાગાઓનો ઝપાટો, બીજી બાજુથી જાડેજા વીરોનો મારો અને ત્રીજી તરફથી મિયાણા મર્દોની કારમી કત્લે સુબાના લશ્કરમાં હાહાકાર મચાવી દીધો

આ વખતે ગુંદાળાના વૃદ્ધ ઠાકોર મોડજી વૃદ્ધાવસ્થામાં હોવા છતાં મારતે ઘોડે છેક કાયાજી પાસે પહોંચી ગયા અને તેને તેના આ અવિચારી કૃત્ય માટે મીઠો ઠપકો આપી સમજાવવા લાગ્યા વૃદ્ધ કાકાને પડેલી તકલીફ જોઇને અને તેના વેણ સુણીને કાયાજીના હૃદયમાં દેશ-પ્રેમ અને કુટુંબ-પ્રેમની ભાવનાઓ જાગૃત થઇ આવી.

વૃદ્ધ વડીલની સલાહને શિરોમાન્ય કરી, કાંયોજી તેજ વખતે રણ-સંગ્રામનો ત્યાગ કરીને ચાલી નીકળ્યા.

શેર બુલંદખાનના સૈન્ય પર કચ્છી લશ્કરે ચારે તરફથી એવો સખ્ત મારો ચલાવી દીધો, કે ગુજરાતનો એ શેર બકરી બનીને ઉભી પુછડીએ નાસવા લાગ્યો. તેનું લશ્કર પણ બેલગામ ભાગવા લાગ્યું. આમ નાસતાં નાસતાં છેક લાખોંદ પાસે આવીને તેમણે પડાવ નાખ્યો અહીં પણ મિયાણાઓએ આક્રમણ કરીને સુબાને ઘેરી લીધો અને તેના બુરા હાલ કરી તેની છાવણી પણ લૂટી લીધી.

કાંયાજી વગર એકલો પડેલો શેર બુલંદખાન હવે ગભરાયો. તેણે કચ્છને છેલ્લી સલામ કરી સદાને માટે વિદાય લીધી કચ્છમાં સુબાની મિટ્ટી ખરાબ થઈ ગઇ. તેની રેવડી દાણાદાણ થઇ ગઇ. જ્યાં સુધી એ ઇરાની શાહજાદાને કચ્છમાં થએલી પોતાની હાલહવાલી સાભરતી હશે, ત્યાંસુધી તે કચ્છ તરફ ઓશીકું કરીને કદી સૂતો પણ નહિ હોય. આ યુદ્ધમાં કચ્છી વીરોએ અદ્‌ભુત શૌર્ય દાખવીને, કચ્છભૂમિનું નામ સદાને માટે ઉજ્વળ કર્યું છે. કવિઓએ આ પ્રસંગનું વર્ણન કરતાં કહ્યુ છે, કે —

દુહો—ભુજ એરણ દેસર ઘણ, ઘણથટ ભંજે ઘા,
સંધા દલ સુલતાનજા, વટ છડે વરેઆ.

ભાવાર્થ—ભુજ રૂપી એરણ અને રાઓશ્રી દેશળજી રૂપી ઘણ વચ્ચે ઘણા પ્રહારોથી ભાગી જઇને, સુલ્તાનનું, સઘળુ સૈન્ય વળ છોડી દઇને પાછું વળ્યું.

દુહો—આયા દલ અસપત તણા, ધ્રૂમલ રૂપ ધરે,
કાછો સમધર કરે, તેં દાખવેઓ દેસરા!

ભાવાર્થ—ભયંકર રૂપ ધારણ કરીને મોગલ લશ્કર ચડી આવ્યું તેને હે દેશળજી! તેં કચ્છ રણવીરોના મહાસાગર સરખું દેખાડી દીધું.

દુહો—દેસર વાઈ ડાક, માથે સિર મુગલાં તણે,
તુરકે વાઇ તલાક, ભુજનગર ભેટ્યા તણી.

ભાવાર્થ—રાઓશ્રી દેશળજીએ મોગલોના મસ્તક પર ડાક વગાડી દીધી અને મોગલોએ ફરીથી ભુજમા પગ દેવાની બાધા જ લઈ લીધી.

આ યુદ્ધ પ્રસંગનું વર્ણન કરતું, નીચેનું કાવ્ય પણ એ ઘટના પર ઠીક પ્રકાશ પાડે છે.

દુહા—બુલંદ ચેતા કાંઈયા, મુંદે કચ્છ વતાય,
કાંઈયું ચેતા બુલંદ કે, કચ્છમેં પેર જ પાય. ૧
કારા ડુંગર કચ્છજા, જોરિયા જાડેજા,
દાન ડીંધા તરારિયેંજા, કંધા ભાલેંજા ઘા. ૨
મુંજા ઉમરા એલચી, આઉં બુલંદ ખાં,
હુદેલ સુણી મુંજી કે, ઉ પણ ડુલી વેઆ. ૩
મહ મોરબિયા ઉપડી, આડીસર આયો,
આંડીસરતું ઉતરી, ધમરૂકે ડર્યો. ૪
ત્યાંનું કૂચ કરે ચડ્યો, પદ્ધર પટ પેઓ,
ભુજિયેજે કિલ્લેમેં જાલમ, જોડે જંગ ઉભો. ૫
ભુંડાગે કેઠે તેં મિયાં, બુલંદ કયો ચડ્ડ,
સાંજી ટાણે સેર મિંજ, મામી થ્યા ખડા. ૬
મામી ચેંતા પિંઢમેં, પાંજો ભેણુ ન કો ભા,
માતા પિરસણ પેય, પાંજા તીરથ હિત્તે થેઆ. ૭
પેલો ઝગડો પાંજો, મર ડિસે ડેમર રા,
સેર કરીંધી માતા, અજ આસાપુરા. ૮
સામીએં જે સંપાટે, મુગલ પટ પેઆ,
સુબે જે સરદારજો, મથો વડે વેઆ. ૯
મુગલેં કે મારે કરે, બાવેં બર કેઆ,
કુટ કટક ખાનજો, સામી તર ખટેઆ. ૧૦
સોનેરિયું સામીએં કે, તેર બંધાયું રા,
ડિને પટકા-પાંભડ્યું, પચ્છમ જે પાછા. ૧૧
× × × × × ×
હિડાં થઈ મિયાંણી, હિડાં થેઓ રા,
કુટે બુલંદખાન કે, કઢેઓ કચ્છ મિંજા. ૧૨
છડે મેલાણ માલસેં, મુગલ તે ભગા,
ઈંઢીયા જેંકે કચ્છજા, ચણા થઈ લગા. ૧૩

ભુલંદ થેતો ઓલિયા, કો ગુંકે કચ્છ લંગાય,
હિસાં ડુંગર કચ્છજા, તીં તી લુગે લાય. ૧૪
આયો કચ્છ ભરેલા, પણ ઓખી લગ્રી ધરાં
ભજીવ્યો ભુલંધ, જે કે આડો ડેસર રા. ૧૫
જાડેજે જે જોરસેં, ભુલંદ થ્યો લાચાર,
પિંઠ વેઓ તે મોરબી, ઘોડી વઈ હાલાર. ૧૬

---

## (૨)

## કચ્છનો કબીર-મહાત્મા મેંકણ,

મહારાઓશ્રી દેશળજીના વારામાં કચ્છમાં મહાત્મા મેંકણ નામે એક મહાપુરૂષ પેદા થયો. દાદા મેંકણનો જન્મ કચ્છ-નખત્રાણાના ખોંભડી નામના એક નાના સરખા ગામડામા થયો હતો તેમની માતાનું નામ પબાંબાઇ અને પિતાનું નામ હધોજી હતું. જ્ઞાતે તે ભટ્ટીકુળના રાજપૂત હતા.

મહાત્મા મેંકણના ચમત્કારો અને એમની સિદ્ધિઓ વિષે કચ્છમાં અનેક વાતો ચાલે છે એ સર્વે સત્ય હો કે નહિ, પણ મહાત્મા મેંકણ એક યોગનિષ્ઠ મહાપુરૂષ હતા, એ વસ્તુ સ્વયંસિદ્ધ છે. કચ્છમાં તે લક્ષ્મણજીના અવતાર ગણાય છે.

મહાત્મા મેંકણનું સમસ્ત જીવન યોગમય અને પરોપકારમય હતું. રાઓશ્રી દેશળજીનો પણ મેંકણ દાદા પ્રત્યે અત્યંત સદ્ભાવ હતો. સંવત્ ૧૭૮૯ ના આસો વદ ૧૪ ને શનિવારની વહેલી સવારે ભુજ તાલુકાના ધ્રંગ ગામ મધ્યે આ ભક્તાત્માએ પોતાના કેટલાક સાથીઓ સહિત સમાધિ લીધી.

મેંકણ દાદાએ કચ્છી ભાષામાં ઉત્તમ પ્રકારના તત્ત્વ-જ્ઞાનનો બોધ કર્યો છે એમની અને કબીરની વાણીનો ભાવાર્થ ઘણીવાર એક સરખોજ જોવામાં આવે છે. એટલે એમને કચ્છના કબીર કહીએ, તો કંઇજ ખોટું નથી.

મહાત્મા મેંકણની રસપૂર્ણ વાણીની થોડી વાનગી આ નીચે આપવામાં આવે છે.

૧

કોરિયું કોરિયું કુરો કર્યો, કોરિયેમેં આય કુડ,
મરી વેંધા માડુઆ, મોંમેં પોંધી ધૂડ.

૨

અજ અજાણી ગુજરઈ, સિભુ થીંધો ભ્યો,
રાંપ* ઝલીંધી કિતરો? જે મેં માપ રયો.

૩

જિઓ તાં ઝેર મ થિઓ, સક્કર થિઓ સેણ,
મરી વેંધા માડુઆ, રોંધા ભલેંજા વેણ.

૪

ભલો કરીંધે ભલો, ભુછો કરીંધે ભુછો,
આંઇ મિડે જાણો વિઠા, મુંકે કુલા પુછો.

૫

મું ભાંયો તડ× હિકડો, પણ તડ લખ્ખ હજાર,
જુકો જ્યાં લગેઓ, સે તરી થેઓ પાર.

૬

પિપ્પર મેં પણ પાણુ, નાંય બાવરમેં ભ્યો,
નિમમેં ઊ નારાણુ, પોય કંઢ મેં કયો?

૭

કેંકે વહ્યું કોરિયું, કેંકે વલા વેડ,
વલેં કનાં વલા, મુંકે ઢાઢી ને ભ્યા ઢેક.

૮

ખાધેં પણ ખારાંય ન, કેં કાયા તેં ભાર,
મરી વ્યો મેંકણ ચેં, કેં ન વિધી ઉછકાર.

૯

ખારાઇંવલ ખરેઆ, મેઠીંધલ મુઠા,
સરગાપુરીજી સેરિયેં, મું ડીંધલ ડિઠા.

૧૦

સવારથ તાં સૌ કરે, પરમારથ કરે ન કોય,
હથો છડે મસાણુમેં, પણ કુવાડો છડે ન કોય.÷

---

* રાંપ=અનાજનો ઢગલો. × તડ=ધર્મ. ÷ ઘણીવાર સૌને સારાં કર્મો કરવાની ઇચ્છા થાય છે, પણ તૃષ્ણા છોડી શકાતી નથી.

૧૧
હથેં કઈ હરિ કે ભજ્યોં, જીવ તા ટાર્યો જંજાલ,[1]
મોય પુઆ માડુઆ, કમ કીં અચે નેં ગાલ.

૧૨
જાં વિંઆં જીરાણમેં[2], ત ભાવરેં મથે ભાર,
ખિલી કેં ન ખીંકારિઓ, કેં ન કેઓ સત્કાર.

૧૩
જાં વિંઆં જીરાણમેં,[3] કરિયાં સેણુ કેં[4] સહુ,
મિટ્ટી ભેરા વ્યા મિલી, હૂંકારો ડિયેં ન હુઈ.

૧૪
જાં વિંઆં જીરાણમેં, ત કોરો ઘડો મસાણ,
જડેં તડેં માડુઆ, ધપલ થીંધી પાણ.

૧૫
હિકડા હલ્યા ખ્યા હલંધા, ખ્યા ભરે વિઠા ભાર,
મેંકણ ચેંતો માડુઆ, પાં પણ ઉનીંજી લાર.[5]

૧૬
પીર પેગંબર ઓલિયા, મિડે વ્યા મરી,
ચોણ ઉડાંજ્યું ગાલિયું, નાવ્યો કોય વરી.

૧૭
જિની જુવાણે જીરવઈ, ઓડે રખેઓ મન,
સરગાપુરીજી સેરિયેં, કલ્લોલું તા કન.

૧૮
ઊ ભુંગા ઊ ભેણિયું,[6] ઊ ભિતેં રંગ પેઆ,
મેંકણ ચેંતો માડુઆ, રંગીધલ વેઆ.

૧૯
કેરો કરિયાં કિત વિંઆં, કેં કે કરિયાં સહુ?
જમ જોરાણું થઇ, મુકે આડી કઇંચો અહુ.

૨૦
ન ખપે તોંજો માન મુર્તબો, ન ખપે તોંજો નાણું,
કાયા નગરી જમ ઘેરીંધા, તડેં સંભારજ ટાણું.

---

૧ જીવ ઉપરથી બોજો ઉતારી નાખો. ૨ કબ્રસ્તાન. ૩ સ્મશાન. ૪ વહાલાંઓને. ૫ પછવાડે. ૬ મકાનો.

૨૧

કેક વ્યા કે વેંધા, કુલા કર્યોતા કેર,
માંડુએં ધારાં મેંકણ ચેં, મું મુંઆં ડિઠા સૈર.

૨૨

સક્કર કે ન મુંઅણે, ગુડ કે વાખાણે,
*મોભતજી મિઠાઈયું, કુણમી કોજાણે?—

૨૩

ગુજરાત જ્યું ગાલિયું, વધી વદ થઈયું,
તાણે કે ન પુછઈયું, મું પણ ન ચઈયું.

૨૪

મોતી મંગેઆ ન ડીજે, મરની ચડે કિટ,
જડે ગડજે પારખુ, તડે ઉઘાડજે હટ.

૨૫

'પીર પીર' કુરો કર્યો, પીરેંજી નાંય ખાણ,
પંજ ઇંદ્રિયું વસ કર્યોં, ત પીર થિયોં પાણ.

૨૬

આંઝ કુરા પેર મુઠા, છિઝ્યું ડિયેં તા ધાંઉ,
અડે સાધુડે પુચ્યા, મુડા અઈયાં આંઉ.

૨૭

ભૂક્યું કુટિયેં કુજિયું, ડિયેં આંઝે કે જોર,
હિકડા ભુખ્યા ભસંજ, બ્યા રનેજા ચોર.

૨૮

તંભુરે સે તાંધું ચડાઈયેં, વડયું ડિયેંતા ધાંઉ,
ધણી તડે રાજી થિયે, જડે છડાજે 'આંઉ'†.—

૨૯

અધરાતજો ઉંઘા વારીં, ડીજે ભરીં ન પેર,
મેંકણ ચેતા આમરી, બ્યા ચેંતા બેર.

ભાવાર્થ—કુસાધુઓ અર્ધી રાતે અંધારા કર્મો કરે છે, અને દિવસે એક પગલું પણ ન ચાલવાનું વ્રત સેવે છે. મેંકણ એમને ખાટી આમલી જેવા કહે છે, પણ બીજા એમને બોર જેવા મીઠા માને છે.

* સંસારી જીવ ઈશ્વરની ભક્તિનું મહત્વ જાણતો નથી. † આંઉ=અભિમાન.

૩૦

જેરે જતી ન થિયેં, તાણે કર્યોં મ તાણ,
ન વે કીં નીસાન, ત વામેં વિઝે ન બાણ.

૩૧

ઠાકર તે ઠુકાયો, મુલાં હિનેં તે બાંગ,
ઉન માલક જે ઘરજો, છે ન કો તાંગ.

ભાવાર્થ—મંદિરમાં પૂજારી આરતિ વગાડે છે અને મસ્જિદમાં મુલ્લાં બાંગ પોકારે છે. પણ પ્રભુના ઘરની વાટ અગાધ છે. તેનો પાર ભાગ્યેજ કોઇ પામી શકે.

૩૨

વિઠે જિની વટ, સેંસો ઘટે સરીરજો,
મોંઘા ડઇને મટ, પરિયન રખજે પાસમેં.

---

## ( ૩ )

## આખર અવસ્થા.

શેરબુલંદખાનની ચઢાઇ પછી કચ્છની શાન્તિમાં ભંગાણ પડ્યું. કુમારશ્રી લખપતજીની ઉદારતા ઉડાઉપણામાં પરિવર્તન પામી. એ વિદ્વાન્ છતાં ખરચાળ કુમારે વારવાર પિતા પાસે પૈસાની મોટી રકમોની માગણીઓ કરવા માંડી. અને જો તેની માગણી નહિ સ્વીકારવામાં આવે, તો પોતે ઉદેપુરના રાણાની ચાકરી માટે ચાલ્યો જશે, એવી ધમકીઓ પણ આપવા માંડી. કચ્છનો યુવરાજ અન્ય રાજવીઓની ચાકરી કરવા જાય, એ રાઓશ્રીને યોગ્ય જણાયું નહિ. આથી તેમણે કુમારને સમજાવીને થોડા વખત માટે શાન્ત કર્યા. પણ લખપતજીનો દ્રવ્ય-લોભ લેશ પણ ન્યુન થયો નહિ. એક વખત તો તે રીસાઇને ભુજથી બહાર પણ ચાલ્યા ગએલા.

પોતાને દ્રવ્ય મળવામાં દેવકર્ણ શેઠને વિઘ્નકર્તા જાણીને, લખપતજીએ તેને મારવા માટે એક પરદેશી સિપાઇને ઉભો કર્યો. આ સિપાઇએ દેવકર્ણ શેઠના ઘર પાસે જઇને તોફાન મચાવવા માંડ્યું. કોલાહલ સાંભળીને દેવકર્ણ શેઠ પોતાના ઘરથી બહાર નીકળ્યો, અને તેજ વખતે પેલા સિપાઇએ તેને કત્લ કરી નાખ્યો.

દેવકર્ણ શેઠે કચ્છની ખેતી આબાદ કરવા અને વ્યાપાર વધારવા માટે ડહાપણ ભરેલી ઉત્તમ યોજનાઓ કરી હતી. તેણે રાજ્યની પેદાશ પણ ઘણી વધારી મૂકી હતી. એ ઉપરાંત તેણે ભુજિયાનો કિલ્લો, ભુજનો આલમપનાહ ગઢ, તેમજ અંજાર, મુદ્રા અને રાપરના ગઢો બંધાવ્યા અને ત્યાં ચોકીઓ રાખી પારકરના સોઢાઓ પર ચડી જઇને વીરાવાવમાં થાણું બેસાડ્યાં. ઓખાના વાઘેરઆઓથી વહાણોના રક્ષણ માટે કચ્છીગઢ નામે કિલ્લો કાઠિયાવાડમાં બંધાવ્યો અને રાયમાઓના રક્ષણ માટે સિંધમાં રાયમાણઝારનો કિલ્લો તૈયાર કર્યો

આવા એક કુશળ મુત્સદ્દી દેવકર્ણ શેઠનો અંત આવતાં કચ્છની સ્થિતિ ડામાડોળ થતી ચાલી. આ તરફ લખપતજીએ પોતાના પિતાને કેદ કરવા માટે પ્રપંચજાળ ગોઠવવા માંડી એક દિવસ તેણે રાઓશ્રીને પોતાને ત્યાં ભોજન લેવા માટે આમંત્ર્યા. રાઓશ્રી ત્યા ગયા લખપતજીએ પ્રથમથીજ પોતાના પિતાના માણસોને ખૂટવી નાખેલા હોવાથી, કંઇ પણ હરકત વગર તેણે રાઓશ્રીને પોતાના દરબારમાં કેદ કરી લીધા. કચ્છનો એક પ્રતાપી રાજવી પુત્રના હાથે પરાધીન બન્યો.

રાઓશ્રી દેશળજી અત્યંત કાર્યકુશળ અને પ્રજાના ખરેખરા પાળક હતા. એમના રાજ્ય દરમિઆન કચ્છે કદી ન જોએલી શાન્તિ અને મહત્તાનો અનુભવ કર્યો છે. પંડિત જગન્નાથે જેમ અકબર પાદશાહના પ્રસંગમાં કહ્યું હતું, કે "દિલ્હીશ્વરોવા જગદીશ્વરોવા" તેવીજ રીતે સમસ્ત કચ્છી પ્રજા રાઓશ્રીને "દેસરા પરમેસરા" ના ઉત્તમ નામથી આજ પણ ઓળખી રહી છે ×

---

× કહેવાય છે કે એક વખત ભુજમાં મોચીઓની નાતમાં એક મોટો ઝગડો ઉભો થયો. આથી સઘળા મોચીઓ એકત્ર થઇને રાઓશ્રી પાસે ઇન્સાફ માટે આવ્યા. રાઓશ્રી આ વખતે ભોજન માટે બેઠા હતા. છતાં તેમણે ઉઠીને મોચીઓના ઝગડાનો તેજ વખતે અત્યંત કાબેલિયત પૂર્વક ઇન્સાફ કરી આપ્યો. ત્યારથી 'દેસરા પરમેસરા' ની કહેવત ચાલુ થઇ કહેવાય છે.

## (૪)
## મહારાઓશ્રી લખપતજી. (૧૭૨)

પિતાને પરતંત્રતાના પિંજરમાં પૂરીને લખપતજી કચ્છના રાજ્યતખ્ત પર બિરાજમાન થયા. હવે તેઓ કચ્છના તમામ ખજાનાના એકના એક માલીક બની બેઠા. તેમની ઘણા સમયની મનોભાવનાઓ સંપૂર્ણ થવાનો સમય આવી લાગ્યો. તેઓ રાત્રિ-દિવસ ગાન-તાનમાં ગુલતાન રહેવા લાગ્યા. આ ચંદ્રવંશી રાજવી ચંદ્રનું જ અનુકરણ કરતા બરાબર રાત્રિ સમયેજ પ્રકાશવા લાગ્યા.

લખપતજીની આ વિલાસપ્રિયતા માટે તેરાના સૂમરાજીએ તેમને કેટલાંક કડવાં વચન સંભળાવી દીધાં. રાઓશ્રી દેશળજી હયાત હોવાથી લખપતજી એ વખતે તો સૂમરાજીનાં કડવાં વેણનો કડવો ઘુંટડો ગળી ગયા પણ દેશળજીના અવસાન પછી તેમણે તેરા પર કટક કરીને તોપોનો મારો ચલાવવા માંડ્યો. આ વખતે ભાયાતોએ યુક્તિપૂર્વક ગોલંદાજોને ખૂટવીને તેરાને બચાવી લીધો. ત્રણ મહીનાના ઘેરા પછી આખરે સમાધાની થતાં લખપતજી ત્યાંથી પાછા ફર્યા.

લખપતજીએ પ્રથમ દેવકર્ણ શેઠના દીકરા પૂંજાશેઠને દીવાન કીધો. પણ તે તેમનું ઉડાઉ ખર્ચ પુરૂં ન કરી શકવાથી દીવાનની પાઘડી રૂપજીશાહને સોંપવામાં આવી અને પૂંજાશેઠ પર વીસલાખ કોરી દંડ નાખવામાં આવ્યો. પૂંજાશેઠે આ દંડ આપવા ના પાડતાં ઝપાઝપી થઈ અને તેમાં બંને પક્ષના મળીને પાંસઠ માણસો મરણ પામ્યા

ચાર વર્ષ પછી રૂપજીશાહને ખસેડી, તેના કેટલાક માણસોને મરાવી નાખીને ફરી પૂંજાશેઠ દીવાન થયો. પરંતુ થોડાજ સમયમાં પૂંજાશેઠને દૂર કરીને દીવાનપદ ગોરધન મહેતાને આપવામાં આવ્યું. પૂંજાશેઠ હવે ઇર્ષા અને વેરના અગ્નિમાં સળગવા લાગ્યો. તે દીવાનપદના કારણે દેશનો દુશ્મન બની બેઠો. રાઓશ્રીની વિલાસપ્રિયતાએ તેનો માર્ગ સરળ બનાવ્યો. રાતદિવસ રંગરાગમાં રચ્યાપચ્યા રહેનાર રાઓએ સહધર્મચારિણી રાણીશ્રી રાજકુંવરબા પ્રત્યે પણ દુર્લક્ષ દાખવવા માંડ્યું. આલીરાણી આથી ક્રોધાયમાન થયાં અને કચ્છના રાજ્યકુટુંબમાં કુટુંબકલેશને સ્થાન મળ્યું.

આ તરફ યુવરાજ કુમાર ગોડજી પોતાના પિતાની માફક પિતાની હયાતીમાંજ રાજ્યગાદી મેળવી લેવાના ગુપ્ત પ્રયત્નો સેવવા લાગ્યો. આ વાત જાહેર પડી જતાં કુમારને તેના પ્રયત્નોમાં નિષ્ફળતા તો મળી, પણ કુટુંબકલેશમાં તેથી ઉલટો વધારો થયો. પૂંજાશેઠે આ તક સાધી લીધી. રાણી અને યુવરાજને અટંપટં સમજાવી તે સુનરે લઇ ગયો અને જતાં જતાં પણ ગોરધન મહેતાનું કાટલું કાઢતો ગયો

ગોરધન મહેતાને ત્યાં જઇ, બારી-બારણા બંધ કરી, ખાનગી વાતો કરવાનો ડોળ કરીને પૂંજાશેઠે બે-ત્રણ કલાક ગોરધન મહેતા સાથે નિરર્થક વાતો કરવામા વીતાવ્યા. આ વાતની રાઓશ્રીને ખબર પડતા તેમને ગોરધન મહેતા પર પણ શક પેદા થયો અને તેમણે તેને કત્લ કરાવી નાખ્યો.

ગોરધન મહેતાના ઘાત પછી ફરી રૂપજીશાહ દીવાનપદે આવ્યો અને તેને ખસેડીને જોશી તુલશીદાસ દીવાન બન્યો. આ તુલશીદાસ દ્વારા રાઓશ્રીએ કાબુલના પાદશાહ સાથે મૈત્રી બાંધી લીધી કાબુલના પાદશાહ મહમદશાહે રાઓશ્રીને "મહારાજાધિરાજ"નો ઇલકાબ આપ્યો તે ઉપરાત લખપતજીએ દિલ્હીના પાદશાહને પણ મદદ કરેલી હોવાથી, તેના તરફથી 'મિર્ઝા' નો ખિતાબ તથા માહી મરાતીબ* (સોનાની માછલી) બક્ષીસ મળ્યાં

કુમારશ્રી ગોડજી સુનરે ગયા ત્યાં પૈસાની ખેંચ પડતાં તેમણે પોતાના હલકા સલાહકાર અમીરબેગની સલાહથી ત્યાંના મદનજી શાહના ઉત્તરકાર્ય પર આવેલા શાહુકારો પાસેથી ઘણી મોટી રકમો પડાવી લીધી હતી.

આ બનાવની રાઓશ્રી લખપતજીને જાણ થતાં તેઓ ઘણા નારાજ થયા તેમણે અમીરબેગને દૂર કરવા ગોડજીને હુકમ કર્યો, પણ ગોડજીએ તે હુકમને માન્ય કરવાને બદલે મોરબીવી લશ્કર લાવીને કચ્છ પર ચડાઇ કરી. ગોડજીનો સામનો કરવામાં દીવાન તુલસીદાસની સુસ્તી જોઇને રાઓશ્રીએ એ કાર્ય પૂંજાશેઠના પુત્ર દેવજીને સોંપ્યું. દેવજી લશ્કર સાથે સામે ગયો અને થોડી કાપા

* આ સોનાની માછલી સવારી વખતે કહાડવામાં આવે છે.

કાપી ચાલ્યા પછી નિર્ણય થયો, કે કુમાર પૂંજાશેઠને દૂર કરીને સુનરો સાચવે. આથી પૂંજોશેઠ મોથાળે જઇ રહ્યો. ત્યાં તેને એક હજાર કોરી પેનશન આપવામાં આવતું. પાછળથી આ પેનશન મળતું પણ બંધ પડયું.

પૂંજોશેઠ અત્યંત આગ્રહી પુરૂષ હતો. એક વખત પૂંજાશેઠના હોકા ભરનાર કુંવરજી નામના શખ્સે શેઠના ભાઇને મારી નાખ્યો. આ વખતે પૂંજાશેઠે પોતાના ભાઇના મૃત્યુ પાછળ પોક મૂકી નહિ. તેણે મોથાળામાં પોતાની માતા પાસે પ્રતિજ્ઞા લીધી, કે "એ કુંવરજીના શબ ઉપર ઉભો રહીનેજ હું પોક મૂકીશ."

આ કુંવરજીએ આરાના યુદ્ધ વખતે નરાના ઠાકોર ભીમજીને મ્હેણું માર્યું, અને ભીમજીએ તેજ વખતે તેને ઠાર કરી નાખ્યો. કુંવરજીનું શબ પૂંજાશેઠના જોવામાં આવ્યું, ત્યારેજ તેણે તેના શબ પર ઉભીને પોતાના મૃત્યુ પામેલા ભાઈના નામની પોક મૂકી.

---

(૫)

## રામસિંહ માલમ.

કળા અને હુન્નરની મૂર્તિ સમા રામસિંહ માલમનો જન્મ બેટ દ્વારકામાં વિક્રમની અઢારમી સદીની આખરે થયો હતો. જાતે એ વાઘેર હતો. વહાણો હંકારવાનો એનો ધંધો હતો. એક વખત એનું વહાણ ભયંકર તોફાનના સપાટામાં સપડાઇ જતાં ચૂરેચૂરા થઇ ગયું. દરિયાની અધવચ્ચે પોતાનો જીવ બચાવવા ફાંફાં મારતા આ રામસિંહને ફિરંગી વહાણના એક નાખુદાએ પોતાના વહાણમાં ઉચકી લીધો. તેઓ સઘળા ચાંચીઆઓને ઝપાટે ચડી ગયા. ત્યાં અનેક કષ્ટો વેઠીને આખરે રામસિંહ હોલાંડ જઇ પહોંચ્યો. હોલાંડ આ વખતે મીનાકારીના હુન્નર માટે મશહૂર હતું. રામસિંહ મીનાના કારખાનામાં નોકર રહ્યો અને પોતાની બુદ્ધિના બળે તેણે મીનાનો તમામ હુન્નર પોતાને હાથ કરી લીધો. આ હુન્નરમાં પ્રવીણતા મેળવીને તે કાઠિયાવાડ પાછો ફર્યો. આશ્રય માટે તે કાઠિયાવાડના કેટલાએ રાજવીઓને ઉંબરે ઉંબરે ભટકયો. પરંતુ કળા અને હુન્નરથી દશ ગાઉ દૂર વસનારા, અને મારફાડગાંજ સ્થાપન્યા રહેનારા તે સમયના

કાઠિયાવાડી નરેન્દ્રોમાંથી કોઇને રામસિંહને આશ્રય આપવાનું સૂઝયું નહિ. રામસિંહ નિરાશ બની કાઠિયાવાડની બેકદરદાની પર આંસુ સારી બેસી રહ્યો.

આ વખતે કચ્છનો રંગીલો રાજવી લખપતજી પૂર બહારમાં હતો. હુન્નર અને કળાની કદર કરનાર એ કદરદાન ભૂપાળ હતો. રામસિંહની હુન્નર-કળાની વાત સાંભળીને તેણે તેને માનપૂર્વક પોતાની પાસે બોલાવી લીધો. ભુજના સોનીઓને એકઠા કરીને તેમને રામસિંહ પાસેથી મીનાનો હુન્નર શીખવાની ફરજ પાડી દરબારગઢની અંદરજ પ્રથમ આ હુન્નરશાળાની સ્થાપના થઈ. કચ્છી કારીગરો રામસિંહ પાસે જાત જાતના કસબ શીખવા લાગ્યા

રામસિંહના હુન્નર પર કચ્છી કારીગરોએ એવો કાબુ મેળવી લીધો, કે આજપણ ‘કચ્છવર્ક’ નું કામ હિંદ ભરમાં તો શું પણ યુરોપ અને અમેરિકામાં પણ પ્રશંસા પામી રહ્યું છે.

આ કળામાં કચ્છીઓએ પ્રાવીણ્ય મેળવી લીધા પછી રાઓશ્રીએ રામસિંહને ઓસ્ટ્રિયા મોકલાવ્યો ત્યાંથી તે કાચનો હુન્નર શીખીને પાંચ વર્ષે પાછો ફર્યો કચ્છમા આવીને રામસિંહે માધાપરમાં કાચનું કારખાનું કર્યું ને માંડવી પાસે પડેલી ઢગલાબંધ દરિયાની રેતીમાથી કાચ બનાવવા લાગ્યો પરંતુ કચ્છના કમનસીબે હાલમાં એ હુન્નર તદ્દન પડી ભાગ્યો છે.

રામસિંહ ત્યારપછી ત્રીજી મુસાફરીએ ગયો. આ વખતે તે ઘડિયાળ બનાવવાનું તથા તોપો અને બંદૂકો તૈયાર કરવાનું કામ શીખી લાવ્યો. એક વખત એવો હતો, કે જ્યારે કચ્છી ઘડિયાળો અને તોપો તથા બંદૂકોની કચ્છી કળા સારા હિંદમા પ્રખ્યાતિને પામી હતી.

અનેકાનેક દુઃખો સહન કરી, પરદેશથી અવનવી હુન્નર-કળા શીખી લાવીને રામસિંહે કચ્છની કારીગરીને દેશ-વિદેશમા વિખ્યાત કરી મૂકી કહેવાય છે, કે રામસિંહે પરદેશમા ઘણીવાર બહેરા-મુગા હોવાનો ઢોંગ કરીને, પોતાને જોઇતો હુન્નર હાથ કર્યો હતો. આ મહાન્ સાહસિક વીર નરે ઇ. સ. ૧૭૭૩ માં કચ્છ-મુંદ્રા મુકામે દેહ મૂકયો. ધન્ય છે, કચ્છડાને કળાનાં દર્શન કરાવનાર સોરઠના શણગાર સમા એ વાઘેર વીરને!

## ( ૬ )
## અવસાન.

મહારાઓ શ્રી રાયધણજીએ કળાની માફક વિદ્યાને પણ ખૂબ આશ્રય આપેલ છે. તેમણે પોતે ભટ્ટાર્ક્જી કનકકુશળજી પાસેથી વ્રજભાષાના ગ્રંથોનો સારો અભ્યાસ કર્યો હતો અને એમનીજ દેખરેખ નીચે તેમણે વ્રજભાષા શીખવાની હિંદભરમાં અજોડ એવી એક ઉત્તમ પ્રકારની સંસ્થાની સ્થાપના કરી છે. આ શાળા આજ પણ કચ્છ-ભુજમાં હસ્તિ ધરાવે છે અને દૂર દૂરથી ચારણ બાળકો પીંગળ આદિ શાસ્ત્રોનો અભ્યાસ કરવા અહીં આવે છે. તેમને ખોરાકી-પોશાકી સહિત વ્રજભાષાનું શિક્ષણ આપવામાં આવે છે.

મહારાઓશ્રી લખપતજી મહાન્ વિદ્વાન્ હોવા છતાં અત્યંત વિલાસી હતા. તેઓ આખી રાત રમતગમત અને મોજમજાહમાં વ્યતીત કરતા અને છેક પ્રભાતે સૂઇ જતા. આથી તેમને જળોદરાદિ રોગો લાગુ થયાં. વળી તેમના સમયમાં દીવાનોની ખૂબ ફેરબદલી થવાથી, રાજ્યમાં કેટલીક અવ્યવસ્થા ઉત્પન્ન થવા પામી હતી

કળા અને હુન્નરનો આશક, વિદ્યા અને વિદ્વતાનો ચાહક એ રઢિયાળો રાજવી સંવત્ ૧૮૧૭ માં પરમધામને પામ્યો. મહારાવ શ્રી લખપતજીની પાછળ એમની સોળે રખાતોએ અગ્નિસ્નાન કરી-ને એમના પ્રત્યેનો સ્નેહ સિદ્ધ કરી બતાવ્યો.

દુહો—સોરં સતિયું સતરઉં રાજા, ચડ્યા અગનજી ચી,
લાખે વારી લી, કરે હલ્યો કાછે-ધણી.

ભાવાર્થ—સોળ સતિઓ અને સત્તરમો રાજા સૌ ચિતા પર ચડ્યાં. કચ્છપતિ મહારાઓશ્રી લખપતજી આ ઉત્તમ પ્રકારનો નમુનો રજુ કરતા ગયા.

મહારાઓશ્રીને છ કુંવરો હતાઃ—

૧ ગોડજી. કચ્છની રાજ્યગાદીએ બિરાજ્યા.
૨ માનસંગજી. તેમને દુજાપર મળ્યું.
૩ મેઘજી. તેમને નથરખુઇ મળ્યું.
૪ કાનજી. તેમનો વંશ ચાલ્યો નહિ.
૫ કલોજી. તેમને દેશળપર મળ્યું. એમનો વંશ પણ આગળ ચાલ્યો નહિ.
૬ છગુભા. એ પણ નિર્વંશ ગયા.

# પ્રકરણ ૨૪ મું.

## મહારાઓ શ્રી ગોડજી. (૧૭૩)

અથવા

## ઝારાની છેલ્લી લડાઇ.

### (૧)

### જીવણ શેઠ.

દુહો—ઘોડું બિરાજે ગાદીએ, છત્ર બિરાજે શીશ,
ચમર બિરાજે ચૉમરા, કવિજન દે આશીશ.

મહારાઓ શ્રી લખપતજી દેવ થયા ત્યારે ગોડજી મુંદ્રામાં હતા. મહારાઓશ્રીની ઇચ્છા ગોડજીને ગાદી આપવાની ન હતી. તે પોતાના એક અનૌરસ પુત્રને કચ્છની ગાદીએ બેસાડવા માગતા હતા. પરંતુ દીવાન જીવણશેઠની કુનેહથી સર્વ સરદારોએ સંપ કરીને ગોડજીને મુંદ્રાથી તાબડતોબ તેડાવી લીધા અને કચ્છની રાજ્યગાદી પર તેમને નિયુક્ત કર્યા.

જીવણશેઠ એ દીવાન દેવકર્ણશેઠનો ભાણેજ થતો હતો તેની હાલત પ્રથમ બહુ સારી ન હતી કહેવાય છે કે એક વખતે જ્યારે પૂંજોશેઠ દીવાનપદે હતો અને જીવણ તેની ચંપી કરી રહ્યો હતો, ત્યારે પૂંજાશેઠે તેને મશ્કરીમાં પૂછ્યું, "જીવણ! જો તને કચ્છનો કામદાર બનાવવામાં આવે તો તું શું કરે?" પૂંજાશેઠના આ પ્રશ્નના જવાબમાં જીવણે જણાવ્યું, કે "જો મને કચ્છનો કામદાર બનાવવામાં આવે, તો સૌથી પ્રથમ તમારાં માલ-મિલ્કત લૂટીને તમારો આલ્લે હલકો કરી નાખું." પૂંજાશેઠે તે વખતે તો જીવણની આ વાતને હસી કાઢી પરંતુ આગળ જતાં એજ જીવણ એક વખતે જીવણશેઠ બન્યો અને કચ્છની કામદારી તેના હાથમાં આવી પડી.

ગોડજી રાજ્યગાદી પર આવ્યા, ત્યારે પૂંજોશેઠ જુનાગઢ હતો. તે દીવાન થવાની આશામાં હોંસભરેલો ભુજ આવવા નીકળ્યો. આ

સમાચાર સાંભળતાં જીવણશેઠે વિચાર્યું, કે જો પૂંજાશેઠ અને મહારાવશ્રીની મુલાકાત થશે, તો પૂંજાશેઠ કચ્છની દીવાનગીરી પોતાને હાથ કરી લીધા વિના રહેશે નહિ. આથી તેણે એવો પેચ ચલાવ્યો, કે પૂંજાશેઠ ભુજના નાકામાં પ્રવેશ કરવા પણ પામ્યો નહિ. પૂંજાશેઠના અંતરમાં આ અપમાનથી ઈર્ષાની જ્વાળા ભભૂકી ઊઠી. તે ત્યાંથી સીધો કંથકોટ અને જાટાવાડા ગયો. મહારાઓશ્રીની ધાક થી તેને ત્યાં પણ આશ્રય મળ્યો નહિ આથી તે વીરાવાવ ગયો. વીરાવાવમાં દેવકર્ણશેઠે પ્રથમ થાણું બેસાડેલું હતું, તે ઉઠાડીને પૂંજાશેઠે વીરાવાવ પાછું સોઢાઓને સ્વાધીન કરેલું હતું. પૂંજાશેઠના આ ઉપકારથી દબાએલા સોઢાઓએ તેને પોતાને ત્યાં આશરો આપ્યો વીરાવાવમાં રહીને પૂંજાશેઠે કચ્છના વિનાશની યોજનાઓ ઘડવા માંડી. સિંધપતિ ગુલામશાહ કલ્હોરાનો દીવાન ગિધુમલ્લ જે એક લોહાણો હતો, તેની સાથે તેણે પત્રવ્યવહાર ચલાવવા માંડ્યો. એ પત્રોમા તેણે થોડીજ મહેનતથી કલ્હોરા સરદારને કચ્છ અપાવવાની પોતાની યોજના રજુ કરી હતી



(૨)

## ગુલામશાહ કલ્હોરો.

સિંધમાં એક સમયે બલોચી સાંઇ અહમદશાહ અતિ સમર્થ પુરૂષ મનાતો આ અહમદશાહના વંશજો કલ્હોરાના નામથી ઓળખાયા. કલ્હોરા વંશની સત્તા સિંધમાં દિન-પ્રતિદિન પ્રબળ બનતી ગઇ અને છેવટે કલ્હોરા સરદાર શાહમિયાં નૂરમહમ્મદ નગરઠઠ્ઠા મુકામે સિંધના સુબા તરીકે નિયત થયો ત્યારપછી સિંધની સુબાગીરી મિયાં નૂરમહમ્મદના વડીલ પુત્ર મિયાં મહમ્મદ મુરાદયાબખાનના હાથમાં આવી પરંતુ તે પોતાની સત્તા લાંબો વખત ટકાવી શક્યો નહિ. કારણ કે તેના ભાઇઓ અને તેના પિતાની વચ્ચે અત્યંત ક્લેશ જાગી ઊઠ્યો હતો. અંતે મિયા નૂરમહમ્મદનો નાનો પુત્ર, કર્નલ ટોડના શબ્દોમાં કહીએ, તો એક સામાન્ય વેશ્યાના પેટે પ્રસવેલો પુત્ર મિયાં ગુલામશાહ સિંધની ગાદીનો માલીક થયો. ગુલામશાહની સત્તા દિવસાનુદિવસ વધતી ચાલી. જ્યારે તેણે જાણ્યું,

કે પૂંજેશેઠ તેને કચ્છ અપાવવામાં સહાયભૂત બની શકે તેમ છે, ત્યારે તેણે પૂંજાશેઠને ખાસ પાલખી અને બક્ષીસો મોકલાવીને પોતાની પાસે બોલાવી લીધો. ગુલામશાહ અને પૂંજેશેઠ બંને પોતપોતાનો સ્વાર્થ સાધવા મથી રહેલા હોવાથી, તેમણે કચ્છ પર એક મોટી ચડાઇ લઇ જવાની યોજના ઘડી લીધી. કલ્હોરા સરદારે થોડાજ સમયમાં મોટું લશ્કર એકઠું કરી લીધું અને સિત્તેર-હજારની એક વિશાળ ફોજ સાથે તે કચ્છ પ્રત્યે ધસવા લાગ્યો.

---

(૩)

## વીંઝાણનો વીર અને વીરાંગના.

પૂંજેશેઠ ગુલામશાહ કલ્હોરાના સાગર-વિશાળ સૈન્ય સાથે કચ્છ તરફ ધસતો આવે છે, એ વાત વાયુવેગે સમસ્ત કચ્છમાં પ્રસરી ગઈ. આ વખતે કચ્છની રાજ્યસત્તા મહારાઓશ્રી ગોડજીના હસ્તમાં હતી. ગોડજી એક ખરેખરા વીરનર હતા. તેમણે તરતજ પોતાના ભાયાતવર્ગ સાથે મસલત ચલાવવા માંડી. સૈન્યની સરદારી કોને આપવી, તેની પણ વાટાઘાટ ચાલવા માંડી. સિંધી લશ્કર, અસંખ્ય હોવાથી, કોઇએ પણ કચ્છી સૈન્યની સરદારી લેવા હિંમત બતાવી નહિ. આ વખતે કોઇકે કહ્યું, કે વીંઝાણ વાળા પોતાના મસ્તક પર કલગી ચડાવે છે, તો પછી સૈન્યની સરદારી તેમણેજ લેવી જોઇએ.* આ શબ્દો વીંઝાણના વીર ઠાકોર લખાજીને કાને પડતાં તેણે તેજ વખતે ઉભા થઇ, મહારાઓશ્રીને નમન કરીને કચેરીની વચ્ચે પડેલી સેનાધ્યક્ષની તલ્વાર ઉપાડી લીધી. સમસ્ત ભાયાતવર્ગના અંતરમાં આનંદનું એક મોજું ફરી વળ્યું

દુહો—પઈ હુઈ પટતેં, તેગ ડીં તરાર,
કચ્છમેં કેંજો ભાર, લિખઈ સાહેબ લખે કે.

ભાવાર્થ—કચ્છી સૈન્યની સરદારીની તલ્વાર ઘણો વખત જમીન પર પડી રહેલી છતાં કચ્છમાં કોઇની મગદૂર ન હતી, કે તે ઉપાડી શકે. તે તો સાહેબ લખાજીનેજ લખેલી હતી.

---

* રાઓશ્રી ખેંગારજી બીજા જે ચારણિયાણીના શાપથી લાખિયારવીયરામાં દેવ થયા, તેની કલગી વીંઝાણવાળા લઇ ગએલા એમ કહેવાય છે.

મહારાઓશ્રી ગોડજીએ કચ્છને ગામડે ગામડે, ઊંડીસવાર ફેર-વીને યુદ્ધનાં આમંત્રણ મોકલી દીધાં. ચારે તરફથી રણ-રઢિયાળા કચ્છી રાજપૂતો પાણીના પૂરની પેઠે ભુજ પ્રત્યે ધસવા લાગ્યા. થોડાજ સમયમાં કચ્છી લશ્કર એક છત્ર નીચે એકઠું થઇ ગયું. ખેંગાર, સાહેબ, રાયણ, હાલા, હોથી, મોકળશી, ખુઢ્ઢા, ખરાચ, દેદા, અબડા, આમર આદિ વીર રાજપૂતો તથા નોડે, નોતિયાર, સમા, સૂમરા, સૈયદ, જત, મિયાણા આદિ કચ્છની લડાયક જાતિ-ઓના નવજવાન રણયોદ્ધાઓ કચ્છડાની ટેક સાચવવા અને માતૃ-ભૂમિનું મુખ ઉજ્જવળ રાખવા, ચારે તરફથી ઝારાના રણમયદાનમાં ઝુકાવી દેવાને ધસવા લાગ્યા. ઉપરાંત દેશના જુદા જુદા ભાગોમાંથી જાડેજા ભાયાતો તેમજ અન્ય રણવીરો પણ પોતપોતાના લશ્કરી માણસોને લઇને પરબારા ઝારા ડુંગર તરફ ધસવા લાગ્યા.

વીંઝાણના ઠાકોર વીર લખાજી તાજાજ પરણેલા હોવાથી, હજુ તેમના હાથમાંથી મીંઢળ છૂટ્યા ન હતા. આથી ઝારાના રણસંગ્રા-મમાં જવા પહેલાં તેમણે એકવાર વીંઝાણ જઇ આવવાનો વિચાર કર્યો એ સમયનાં રાજપૂત ખમીર કંઇ જૂદાંજ હતાં. રાજપૂત હૃદ-યમાં ફરતાં લોહી પણ જૂદાં હતાં. એ આંખોના નૂર પણ જુદાં હતાં. જેવા રણઝુંઝાર રાજપૂતો હતા, તેવીજ વીરશ્રીની પ્રતિમૂર્તિ સમી રાજપૂતાણીઓ હતી ઠાકોર લખાજીની નવપરિણિત રાજપૂ-તાણી પણ એવીજ હતી. વીંઝાણ-ધણી લખાજી તેના આકર્ષણથી આકર્ષાઇનેજ વીંઝાણ આવેલા છે, એ વાત આ ચતુર રાજપૂતાણી જાણી ગઇ. તેને શંકા થઈ, કે તેના પતિનું હૃદય રણસંગ્રામમાં નવલ સ્નેહની યાદમાં ડોલાયમાન થઈ જાય તો! તેને વિચાર થયો, કે તેનો પતિ તેના પ્રત્યે આકર્ષાઇને રણક્ષેત્રમાં તેની વીર માતાની કૂખને લજવી નાખવાને લલચાઈ જાય તો! આવા પ્રકારની શંકા-કુશંકાઓએ વીર લખાજીની રાજપૂતાણીના હૃદયને ઘેરી લીધું.

વીંઝાણમાંથી રણભૂમિમાં વિદાય થતી વખતે લખાજી જ્યારે તેમની નવવધુ રાજપૂતાણીની રજા લેવા આવ્યા, ત્યારે એ શૂરી વી-રાંગનાએ પોતાનું મસ્તક સ્વહસ્તે વધેરીને પોતાના વીરપતિને ભેટ ધર્યું. આ હૃદયભેદક દૃશ્ય જોઇને રણે ચડેલો રાજપૂત વીર ચકિત થયો. રણચંડી સમી એ યોગમાયાને તેનું હૃદય પ્રણિપાત કરવા

લાગ્યું. રાજપૂતાણીની હૃદય-ભાવના તે તેજ ક્ષણે સમજી ગયો. ઝારાના જંગમાં મરવું કે મારવું, એવો કારમો નિશ્ચય વીર લખાજીએ તેજ વખતે કરી લીધો.

વીર લખાજી વીંઝાણને છેલ્લા પ્રણામ કરી વિદાય થવા લાગ્યો. કુમારી કન્યાઓએ એને કંકુ-ચોખાથી વધાવી છેલ્લું તિલક કર્યું. મ્હેંદી-રંગ્યા હાથવાળો લટિયર લાડડા સમો રણઘેલડો રણવીર લખાજી ઝારાના સમર ક્ષેત્રમાં પોતાનું વીર્ય દાખવવા વીંઝાણમાંથી વિદાય થયો-સદાને માટે વિદાય થયો.



## (૪)

## ભીમજી અને વીસોજી.

ઝારાના ડુંગરથી થોડે દૂર કચ્છના રણને કાંઠે આવેલા નરા ગામમાં એક વખત ઠાકોર મહેરામણજી નામે અત્યંત શૂરવીર અને પરાક્રમી પુરૂષ થઈ ગયા. મહેરામણજીની ધાક આજુબાજુની ધરણીને ધ્રૂજાવતી. એમની સામે આંગળી ચીંધવા કોઈ હિંમત કરી શકતું નહિ મહેરામણજી પોતાના પીતરાઇ ભાઇઓ સાથે બહારવટું ખેડતા અને ઝારાના ડુંગરમાંજ રહેતા એમને ત્યાં એમની પરણેતર સોઢીરાણીને પેટે કુંવર આમરજીનો જન્મ થયો હતો

એક દિવસ સવારમાં મહેરામણજી જ્યારે દાતણ કરી રહ્યા હતા, ત્યારે દૂધની તાંબડીઓ લઇને ગામમાં આવતી એક મનોહર મુગ્ધા પર એમની દૃષ્ટિ પડી. આ વખતે રસ્તા વચ્ચે બે બળવાન પાડા લડી રહેલા હોવાથી, આવવા-જવાનો માર્ગ તદ્દન બંધ થયો હતો રસ્તાની બન્ને બાજુએ લોકોની ઠઠ જામી ગઇ હતી રસ્તા વચ્ચે લડતા પાડાઓ પાસેથી પસાર થવાની કોઇમાં પણ હિંમત ન હતી પેલી વીરબાળા તો આડુંઅવળું ક્યાંએ જોયા વગર એક જ ગતિએ ચાલી આવતી હતી પાડાઓ પાસે આવી પહોચતાંજ તેણે બન્ને પાડાઓનાં શીંગડાં પકડીને એકને એક બાજુ અને બીજાને બીજી બાજુ હડસેલી મૂક્યા આ બહાદુર યુવતિની અદ્‌ભુત હિંમત અને શક્તિ જોઇને મહેરામણજી ચકિત થયા તેમણે વિ

ચાર્યું, કે આ વીર રમણીને પેટે જે ફરજંદ થાય, તે ખરેખર, પોતાની જન્મભૂમિનું પાણી રાખનાર એક વીર પુરુષ થાય. આવા વિચારથી મહેરામણજીએ એ નોતિયાર કન્યા સાથે પોતાનાં લગ્ન કર્યાં અને એ વીરાંગનાને ઉદરે ઝારાના રણઝુંઝાર ભીમજીનો જન્મ થયો. ઉપરાંત બીજી નોટે રાણીને પેટે કુમાર વીસોજી જન્મ્યા. આ ભીમજી અને વીસોજી બંને કચ્છના શણગાર સમા મહા પ્રતાપી અને પરાક્રમી થયા. મહેરામણજીના મરણ પછી આ બંને ભાઈઓએ એમના પીતરાઈઓ પાસેથી પોતાનો હક્ક વસુલ કરીને પોતાનું નરા ગામ પાછું હાથ કરી લીધું.

જ્યારે ગુલામશાહ કલ્હોરો સિંધથી ચડી આવ્યો, ત્યારે આ બંને ભાઈઓ સિંધપતિની છાવણી જોવા માટે ત્યાં પહોંચી ગયા. ગુલામશાહે એમને માનપૂર્વક બોલાવી પોતાની પાસે બેસાડ્યા અને કચ્છની હાલ–હકીકત પૂછવા માંડી. બને જણના 'પંજહથા' કદાવર શરીર, તાલીમબાજ બાંધો અને તેજસ્વી મુખમુદ્રા જોઇને ગુલામશાહ તો છક્ક થઈ ગયો. આ બને ભાઈઓને ખૂટવીને પોતાના પક્ષમાં લાવવા ગુલામશાહે ઘણા પ્રયત્નો કરી જોયા, પરંતુ માતૃભૂમિના કાજે મરી ફીટવા તૈયાર રહેલા આ દેશભક્ત ભડવીરો ઇંદ્રાસનના લોભે પણ પોતાની જન્મભૂમિને દગો દે તેવા ન હતા પોતાના પ્રયત્નમાં નિષ્ફળ જતાં ગુલામશાહે તેમને પૂછ્યું, કે "તમારા જેવા જાડેજા કચ્છમાં કેટલાક છે?" આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં વીસાજીએ જણાવ્યું, કે "કલ્હોરા વંશમાં જેવો તું છે, તેવા જાડેજા વંશમાં અમે છીએ ખરા જાડેજા તો હજુ બીજા છે."

ગુલામશાહ પોતે રખાતના પેટનો હતો, એ વાત તેને વીસાજીના જવાબથી યાદ આવી ગઇ તે ઝાંખો પડી ગયો તેનું મોઢું કાળું ધમ! પડી ગયું આજ સુધીમાં તેને આવાં સાચાં વેણ સંભળાવનાર વીસાજી જેવો બીજો કોઈ મળ્યો ન હતો. તે કંઇ પણ બોલ્યા વગર પત્થરના પુતળાની પેઠે સ્થિર થઈ ગયો. થોડીવાર પછી ભીમજી અને વીસોજી બને ત્યાંથી ઊઠી ચાલતા થયા.

બહાર નીકળતાંજ આ બને ભાઈઓને વિચાર આવ્યો, કે ગુલામશાહને ત્યાંજ ઠાર કરી નાખ્યો હોત, તો બધી બાજી સુધરી

ગઇ હોત. 'એક કાગડો મરતાં સો ગાયોનાં શીંગડાં ઠરે,' એમ વિચારી, તેઓ પોતાના મનની મુરાદ પુરી કરવા પાછા ફર્યા અને એક મહત્વનું કાર્ય જણાવી ગુલામશાહની ફરી મુલાકાત માગી. પરંતુ હવે તો ગુલામશાહના મનમાં પણ ચોર પેસી ગયો હતો. તે આ બંને પહેલવાન ભાઇઓથી ડરવા લાગ્યો હતો તેણે જવાબમાં જણાવ્યું, કે "હવે અન્ય કાર્યો હાથમાં લીધેલાં હોવાથી ફરી મુલાકાત આપી શકાય તેમ નથી." બાજી હાથમાથી નીકળી ગએલી હોવાથી બંને જણ તે માટે પસ્તાવો કરતા પાછા ફર્યા.

---

## (૫)

## ઝારાનું રણક્ષેત્ર.

દુહો—હલ થઈ હકલ જિત ઉસજી, ભાવર હલી ભેરા થેઆ,
ગડજી અચાં ઝારે મથે, રણ-જોગીએં મેડા કેઆ.

ઝારો ડુંગર કચ્છના રણને કિનારે નરા અને ગુમારાની નજદીકમાં આવેલો છે ઝારા ડુંગરનો ઉપરનો પ્રદેશ કંઇક સપાટ છે. તેના પર ચડવાનો મુખ્ય એકજ રસ્તો વાયવ્ય તરફ આવેલો છે એ તરફ એક ટેકરી જેવું છે, ત્યાં એક મોટી તોપ ગોઠવવામાં આવી હતી* આ તોપનો મોરચો એવી રીતે માંડવામાં આવ્યો હતો, કે ડુંગર પર ચડતા લશ્કરનો ઘાણ કાઢી નાખવાને એ તોપનો એકજ ગોળો બસ થઇ પડે કચ્છી લશ્કરે પોતાની છાવણી અહીં ઝારા ડુંગર પર રાખી હતી કચ્છી સૈન્યની સરદારી વીંઝાણના વીર ઠાકોર લખાજી અને દીવાન દેવકર્ણ શેઠના હાથમાં હતી ઉપરાંત નરાના ઠાકોર ભીમજી તથા વીસોજી, નગીઆના ધણી લખધીરજી, અકરીનાં ઠાકોર સગ્રામજી તથા ઉમરોજી, ગુનેરીના હોથી શિવરાજજી, ગુદિયાળીના જોશી મૂળજી લખાણી, સમાઘોઘાના વાઢેર હમ્મીરજી આદિ સમસ્ત કચ્છના રણઘેલા રાજપૂતો ઉપરાત મિયાણા જાતિના આગેવાનો પુના કકલ અને ઉમર મોવર વગેરે હતા. પૂંજાશેઠના પક્ષના એક મોથાળા ઠાકોર અને તેના પેટા ભાયાતો સિવાય, તમામ કચ્છના ભાયાતો અને ભડવીરો ઝારાના યુદ્ધની દુર્લભ લ્હાણ લેવા માટે

---

* આજ પણ આ સ્થાન નાળવાળી મોરીના નામે ઓળખાય છે.

હાજર થઇ ચૂક્યા હતા. રણ-સંગ્રામના આમંત્રણથી શૂરવીરોનાં હૈયાં હર્ષ-પ્રફુલ્લ બન્યાં હતાં.

દુહો—સૂરે ઘરે વધામણાં, કાયર પઇ ભંગાણ,
રોજ વજે સરણાઇયું, પખરજે કેકાણ.

ભાવાર્થ—શૂરાઓને ઘેર વધામણીઓ આવવા લાગી અને કાયરોમાં ભંગાણ પડવા માંડ્યું. રોજ શરણાઇયો વાગવા માંડી અને ઘોડાઓ ઉપર બખ્તરો ચડવા લાગ્યાં.

દુહો—સૂરે કે સડ થેઆ, આરે ચડયા જૂંઝાર,
ડે ભલાયો પાણજો, અમર થઈ તલ્વાર.

ભાવાર્થ—શૂરાઓને હાકલ પાડી અને રણઝૂંઝારો આરા ડુંગર પર ચડવા લાગ્યા. તેમણે પોતાના દેશને દીપાવીને કચ્છની તલ્વાર અમર કરી.

આરા ડુંગરથી એકાદ ગાઉને અંતરે ઉત્તર તરફ આવેલી જોડા ભિટ્ટ નામની ટેકરીપર મીર ગુલામશાહે પોતાની છાવણી નાખી હતી. સિંધી સૈન્યની આ છાવણી ઘણા મોટા વિસ્તારમાં આવેલી હતી. સિંધી લશ્કર સાંજ સમયે જ્યારે અહીં આવ્યું, ત્યારે આજુ બાજુના તમામ કુવાઓ પુરી નાખવામાં આવેલા હતા. લાંબી મુસાફરીના થાકથી લોથપોથ બની ગએલું સિંધી લશ્કર પાણી વગર અતિ દયાજનક સ્થિતિમાં આવી પડ્યું. જીવણશેઠે જો એજ ટાંકણે સિંધી સૈન્ય પર હુમલો કર્યો હોત, તો કચ્છી લશ્કરને નિઃશંક ફત્તેહની પ્રાપ્તિ થઇ હોત. પણ જીવણશેઠ દીવાન હતો-વ્યાપારી હતો. સિપાઇ ન હતો. આથી એ અમૂલ્ય તક સાધી લેવાનું એની વ્યાપારી બુદ્ધિને સૂઝ્યું નહિ. તેણે પોતાના સૈન્ય સાથે આખી રાત આરાની ટેકરી પર સુખની નિદ્રામાં વીતાવી.

ભૂખ અને દુઃખથી હિંમત-ભંગ થએલ સિંધી લશ્કરને આરામની આવશ્યકતા હોવાથી, ગુલામશાહે પૂંજાશેઠની સલાહથી જીવણ શેઠ સાથે સંધિની કૃત્રિમ વાતો ચલાવવા માંડી. જીવણશેઠનું હૃદય આ દગાખોરીને ઓળખી શક્યું નહિ તે સલાહનાં સ્વપ્નાં સેવવા લાગ્યો. આમ એ આખો દિવસ નિરર્થક વાતોમાં વીતી ગયો. ગુલામશાહ ચડાઇનું ખર્ચ લઇને પાછો ફરવાનો છે એ ભ્રમમાં જીવણ શેઠ બીજા દિવસની રાત્રે પણ શાન્તિથી નિદ્રાધીન થયો.

આ તરફ સિંધી લશ્કરે તાજા થઇને પોતાની તમામ તૈયારી કરી લીધી. વ્હેલી પ્રભાતે સિંધી સૈન્ય ચુપચુપ ઝારાની ટેકરી પર ચડવા માંડયું. કચ્છી રાજપૂતો પર હુમલો લઇ જવાને પૂંજા શેઠે પ્રભાતનો સમય પસંદ કર્યો, તેનાં બે કારણ હતાં. એક તો તે કચ્છીઓની ગફલતનો લાભ લઇ લેવા માગતો હતો અને બીજું તેને ખાતરી હતી, કે કચ્છી રાજપૂતો મોટે ભાગે અફીણના બંધાણી હોવાથી સવારે જ્યાંસુધી તેમને અફીણ ચડે નહિ, ત્યાંસુધી તેમનાં શરીરમાં સાચું હૈવત જાગે તેમ નથી. પૂંજા શેઠની આ યોજના ખરેખર સફળ નીવડી.

સિંધી સૈન્યે ખુલ્લી તલ્વારો સાથે નિદ્રાવશ કચ્છી લશ્કર પર એકાએક છાપો માર્યો આરામથી નિશ્ચિતપણે સૂતેલા કચ્છીઓ એકાએક ચોંકી ઊઠ્યા ચારે તરફ 'દગો દગો' એવા કારમા પોકારો ગાજી ઊઠ્યા કચ્છી સૈન્ય તરતજ સાવધાન થઇ ગયું, પણ વ્હેલી પ્રભાતના ઝાકળના અંધકારમાં પોતાનું કોણ અને પારકું કોણ, તે ઓળખવાનું કાર્ય મુશ્કેલ થઇ પડયું. અધુરામાં પુરૂં ઝારા ઉપર પ્રબળ મોરચે માંડેલી તોપ ઝાકળથી હવાઈ ગએલા દારૂને લીધે પહેલે ભડાકેજ ફાટી, અને અણીને પ્રસંગે એણે પણ ભયંકર દગો દીધો. કચ્છી સૈન્યમાં ભારે કોલાહલ થઇ રહ્યો ચારે તરફ 'મારો-કાપો' ના પોકારો થવા લાગ્યા દોસ્ત કે દુશ્મન કોઇ ન પરખાતાં ચોતરફ એકસરખી તલ્વાર ચાલવા લાગી ઝાકળનો આ કારમો અંધકાર સવારના પ્રથમ પ્રહર લગી રહ્યો અને ત્યાંસુધીમાં બન્ને પક્ષના અગણિત સૈનિકો કપાઇ ગયા. ઝાકળ ઉડતાં ઉભય પક્ષના યોદ્ધાઓ સામસામા ગોઠવાઇ ગયા અને ફરીથી એ દારૂણ યુદ્ધ ચાલુ થયું. શૂરવીરો ઉત્સાહમાં આવી ગયા, કાયરો ધ્રૂજવા લાગ્યા, લોહીની છોળો ઉછળવા લાગી રક્તની નીકો વહેવા લાગી અને એ રક્તસરિતામાં ઝારા ડુંગરના જડ પત્થરો પણ તણાવા લાગ્યા. 'અલ્લાહો અકબર' અને 'હરહર મહાદેવ' ના પ્રચંડ પોકારોથી ઝારો ડુંગર ગર્જી ઊઠયો. વચ્ચે વચ્ચે 'જિઓરા' અને 'જય આશાપુરી' ના બુલંદ અવાજો વાતાવરણને વીંધતા તેને અધિક ઉગ્ર બનાવવા લાગ્યા ખણખણતી તલ્વારો, ઝગઝગતા ભાલા અને ચમકતી કટારીઓ એક બીજામાં અથડાવા લાગ્યાં. અનેક સૈનિકોનાં અંગ-પ્રત્યાંગો કપાઇ

કપાઇને ઉડવા લાગ્યાં. વચમાં વચમાં કાનના પડદા ચીરી નાખે; એવી આકાશને વીંધતી કારમી કીકીયારીઓ સંભળાવા લાગી.

આ વખતે નરાના નરવીર ભીમજી અને વીસાજીએ ભારે પરાક્રમ દાખવ્યું. એ ઉભય ભડવીર ભાઇઓ મદોન્મત વનરાજોની માફક શત્રુ–સૈન્યનો સંહાર કરવા લાગ્યા. લડતાં લડતાં એ બંને ભાઇઓનાં શરીર જીવલેણ જખ્મોથી ચકચૂર બની ગયાં. આખરે એમનાં મસ્તકો ધડ પરથી ઉડી જવા છતાં કચ્છધરાના એ બહાદુર બેટાઓના હાથમાંની તલવાર એક સરખી ગતિએ ચાલવા લાગી. મસ્તક વિહોણાં એમનાં ધડ ઝારાના મયદાને જંગમાં ઝૂંઝવા લાગ્યાં–ઝઝૂમવા લાગ્યાં. આ ઉભય બંધુઓએ છેક પાછલા પ્રહર લગી એક સરખી તલવાર ચલાવીને દુશ્મન દળનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો. માતૃભૂમિનું મસ્તક ઉંચું રાખવા, નિજ દેશનું નાક જાળવવા, પોતાના પૂર્વજોના નામને પાણી ચડાવવા, અત્યંત વીરતાથી લડીને આ ઉભય બંધુઓ સંવત્ ૧૮૧૯ ના માગશર શુદ ૧૦ શુક્રવારના રોજે ત્રીજા પ્રહરના અંતે વીરગતિને પામ્યા. તેમણે પોતાનું નામ કચ્છના ઇતિહાસ–પટ પર સુવર્ણાક્ષરે કોતરાવીને સદાને માટે અમર કર્યું છે.

દુહો—તોપે ટુકર ઉથડે, ફિકડ ધડ ફાટે,
ઘડ્યો મિજ ઘાટે, ભાલે અણિયે ભીમજી.

ભાવાર્થ—તોપોથી અંગેઅંગ ઉડવા લાગ્યાં, કાળજાં ફાટવા લાગ્યાં, પણ ભીમજી તો જાણે ભાલાની અણિયોથી ઘડાયલો હોય એમ ઘૂમવા લાગ્યો.

દુહો—ઝારે મથે થાણ, સૂરે સત્તાણીં જો,
ડુંગર ડાડાણું, રંગે ડિને રત્તસેં.

ભાવાર્થ—ઝારા ડુંગર પર શરવીર ભીમજી સત્તાણીએ થાણું જમાવ્યું. એણે પોતાના બાપદાદાઓના ઝારા ડુંગરને રક્ત વડે રંગી નાખ્યો.

દુહો—ભેરપો ભાલે જો, સાંગજી સરા,
કુંવર ઠિલે કચ્છજા, જેજા ડુંગા ડાણિકા.

ભાવાર્થ—જ્યાં ભાલાઓનો જોરો છે, અને માગોનો સ્વાદ છે ત્યાં શસ્ત્રોના ઝપાટાનો ડુંગો કરતા કચ્છના વીરકુમારો ટહેલી રહ્યા છે.

ભડવીર ભીમજીની બહાદુરીનું કચ્છી શૌર્યગીત "ભીમજીય ઝારો મલાયો" એ કચ્છી પ્રજા કલ્પાંતે પણ ભૂલવાની નથી.

આ ભયંકર યુદ્ધ છેક અંધારૂં થતાં લગી ચાલ્યું. રાત્રિ પડતાં યુદ્ધ બંધ પડયું અને બંને પક્ષના સૈનિકો પોતપોતાના પક્ષના ઘાયલોને ઉચકીને પાટાપીંડી કરવાના કાર્યમાં ગુંથાયા. એ આખી રાત ઉભય પક્ષવાળાઓએ બીજા દિવસના કાર્યક્રમની યોજના ઘડવામાં વીતાવી. બીજે દિવસે સૂર્ય ઉગતાંજ રણભેરીઓ ગડગડવા લાગી. રણવીરોના રક્તને ઉછળાવતો સિંધૂડો ગાજવા લાગ્યો. સરણાઇઓના ગગનભેદી તીણા સ્વરો આકાશને વીંધવા લાગ્યા. ઉભય પક્ષના યોદ્ધાઓ તૈયાર થઇ ગયા. અગ્નિ વર્ષાવતી તોપોના ગોળાઓ ધણધણાટ કરતા ઝારાની ટેકરીને ધ્રૂજાવવા લાગ્યા. સણસણાટ કરતી બંદૂકો અને જંઝાલો છૂટવા લાગી ધૂમ્રગોટ વડે આકાશ આચ્છાદિત થવા લાગ્યું.

ઉભય સૈન્યોનો ભેટો થતાં પાછી તલ્વારોની ઝડીઓ ચાલવા લાગી. રક્ત-તરબોળ રણજોગીડા સમસ્ત જગતનું ભાન ભુલીને ઝારાના રણમયદાનમાં ઝઝૂમવા લાગ્યા આજનું યુદ્ધ પળેપળે વધુ ને વધુ ભયંકરતા ધારણ કરતું ગયું. સૈનિકો ગાજર-મૂળાની માફક કપાઇ કપાઇને રણભૂમિમાં સદાની શાન્તિમાં સુવા લાગ્યા. આ દિવસે ઉભય પક્ષના માણસોનો પ્રચંડ સંહાર થઇ ગયો. કેસરીયાધારી કોડીલા રાજપૂતો સ્વદેશની રક્ષા અર્થે પોતાની ફરજ બજાવતાં પ્રાણ ન્યોચ્છાવર કરવા લાગ્યા. વીંઝાણના રણવીર લખાજી કેસરીસિંહની માફક રણભૂમિમાં ઘૂમતા શત્રુ-સૈન્યનો પ્રચંડ સંહાર મચાવવા લાગ્યા એ રણઘેલો રાજવી પોતાની વીર રાજપૂતાણીને વહેલો વહેલો ભેટવા માટે જાણે ગાંડાતૂર બન્યો હોય, તેમ એકસરખી તલ્વાર ચલાવતો દુશ્મન-દળને દળવા લાગ્યો. જેમજેમ વખત વ્યતીત થતો હતો, તેમતેમ તેનું અધીરૂં હૃદય તેની હૃદયદેવી પાસે પહોંચી જવાને જાણે 'ઉડું ઉડું' થઇ રહ્યું હતું. સામી છાતીએ લડતા લડતા તેનું આખું શરીર અનેક જખ્મોથી ઘેરાઇ ગયું. આખરે 'કચ્છભૂમિનો એ લાડીલો લાલ, વીર-જનની વીંઝાણનો એ રણરઢિયાળો રાજવી, ઝારાના રણસંગ્રામની રણશૈયામાં સદાને માટે પરમ શાન્તિમા પોઢી ગયો. લખાજીએ પોતાના અતુલ પરાક્રમથી કચ્છના ઇતિહાસ-પટ

પર પોતાનું નામ સુવર્ણાક્ષરે અંકિત કરેલું છે. કચ્છનું કંઠસ્થ સાહિત્ય આજ પણ એ રણકોડીલા રણવીરની કીર્તિ જુગો જુગને માટે અમર રાખી રહ્યું છે.

દુહો—વિસર સુર તે વગિયું, ભેરીં ભીં ભરા,
સાયભ મુછ ફેરાઈ, તઉં ધુબણ લગી ધરા.

ભાવાર્થ—બંને બાજુએ વિકાળ સ્વરથી રણભેરીઓ વાગવા લાગી. પરંતુ જ્યારે સાહેબ લખાજીની મૂછ ફરકી, ત્યારે ધરણી ધ્રૂજવા લાગી.

દુહો—ઝણણ ઝણણ ઝાલરૂં વજેં, વજેં રૂક વિકરાર,
સાયભ સેંપટ પાર, વાઇયું ધણી વીંઝાણજે.

ભાવાર્થ—ઝણણ ઝણણ કરતી ઝાલરો વાગવા લાગી અને તલવારોના ભીષણ ખણખણાટ થવા લાગ્યા. વીંઝાણના ધણી સાહેબ લખાજીએ એક સળંગ તલવાર ચલાવવા માંડી.

દુહો—વૈકુંઠપુરી વીંઝાણ, જિત સિંહ લખો સપનું,
કુંવર જસાણી કાન, સૂરોપૂરો સાહેબો.

ભાવાર્થ—લખાજી જેવો સિંહ જ્યાં જન્મ પામ્યો, એ વીંઝાણ વૈકુંઠપુરી સમાન પવિત્ર ગણાવા લાગ્યું. સાહેબવંશનો એ શૂરોપૂરો લખાજી જસાણી કહાન કુંવર સમાન સૌંદર્યવાન હતો.

દુહો—લખે ઝારો ઝલેઓ, કાંઇયું થેઓ મિંજ કોટ,
ઘણાં નચાએં ગોટ, વીર ધણી વીંઝાણજે.

ભાવાર્થ—લખાજીએ ઝારાનું બીડું ઝાલ્યું. કાંઇયાનો એ વંશજ ઝારાના યુદ્ધમાં કોટ સમાન થયો. વીંઝાણના એ વીર સરદારે રણમેદાનમાં અનેક નવજવાનોને નચાવ્યા.

દુહો—મ ભી ડુંગર મા઼ઠ, મ રખ ધિલમેં ધ્રા,
એડ઼યું લખું લહેરૂં, સમેં લંગાઇયું સિર મથા.

ભાવાર્થ—હે ડુંગર! તું ડર નહિ, શાન્ત થા. આ સમા સરદારે એવી અનેક લ્હેરો પોતાના મસ્તક પરથી પસાર કરેલી છે.

ઝારાની રણભૂમિમાં અનેકાનેક કચ્છી જવાનો માતૃભૂમિનું

મસ્તક ઉચું રાખવાને બહાદુરીથી લડતાં આખરે કામ આવી ગયા કચ્છીઓની માફક સિંધીઓનો પણ પ્રચંડ સંહાર થઇ ગયો. ગુલામશાહ કલ્હોરાને આ કારમા હત્યાકાંડના સમાચાર પહોંચાડવાને ભાગ્યેજ કોઈ જીવતુ રહ્યું હશે. ચારે તરફ ઘોર ભયંકર શાન્તિ છવાઇ ગઇ રક્તપિપાસુ ઝારો ડુંગર પણ આ ભયાનક માનવકાંડ જોઈને જાણે ધ્રૂજવા લાગ્યો કચ્છને ખૂણે ખૂણેથી આવી પહોંચેલા જાડેજા જોદ્ધાઓ, મહારથી મિયાણાઓ અને જીવણશેઠ પોતે પણ આ અઘોર હત્યાકાંડમાં હોમાઈ ગયા

ઝારાના પ્રચંડ સંહારથી અનેક માતાઓ પુત્રવિહોણી બની ગઇ, અનેક પ્રેમદાઓ પતિવિહોણી બની ગઇ, અનેક ઘરોને દ્વારે સદાને માટે તાળાં ચડી ગયાં ઝારાના યુદ્ધ પછી કચ્છની વીરશ્રી નો કરૂણ અંત આવ્યો શૌર્ય અને વીર્ય કચ્છમાંથી જાણે સદાને માટે પરવારી ચૂકયાં. કચ્છ ધરા નિર્વીય-નિસ્તેજ બની ગઇ.

દુહો—જુદ્ધ જરાસંઘજો, અબડે પણ કયો ઈંવ,
લખેં લેખે ચાડેઆ, ઝારે ભૂચર જીંય.

ઝારાના રણસંગ્રામનુ વર્ણન કરતુ, એક પુરાણુ કચ્છી કાવ્ય આ નીચે આપવામાં આવે છે—

ઝારેજો જંગ.

મિયાં કટક કોઠેઓ, સિંધ-નવલખી સાથ,
અચી ખમેઆ ઓતરે, રણ મંડે ગત.—૧
ઉત્તર મિજા ઉતરઇ, જોરાતી જમાત,
સુઝે ન સરદારેં જો, વારે પર્યો વાત.[૧]—૨
મંઢયો ભારી માસલો, ભાણે જુસેં જો જાગ,
ધાર છુટા ધીંસ થયા, સુઝયા ન કી માગ.—૩
હોથીએં પાણ હથેં સે, સાંથેઓ સુહાગ,
ઘોડા ગુડેઆં સુડમે, પદમણિયું પણ પાસ.[૨]—૪

---

૧ સિંધીઓના મોઢા પર એટના બધા વાળ ઉગેના હતા, કે તેમાથી તેમનાં મ્હો પણ દેખાતા ન હતા. ૨ કેટનાક જાડેજાઓ પોતાના કુટુંબની રાજપૂતાણીઓને કતલ કરીને કેસરિયા કરી ચઆ હતા.

ગોટા, સાયબ, સૂમરા, હોથી ખેંગાર હમીર,
ગુનેરીજા ગોટ થ્યા, પુનરે જેડા પીર.[૧]—૫

હયાં તરારૂં તકડિયું, તકડા હયાં તીર,
વેરી વઢ કઢેઆં, કાંઢે મિંજા ખીર.—૬

હિકડા હુટા છપરનું, ખ્યા મુરૂ મિયાં કે પાગ,
લખે જેડા લાડડા, રણમેં રૈઆ રાત.—૭

ઝારે મથે ઝુંઝેઆ, જાડેજા જુવાન,
મૂબા ડક્ક: ભિરટજા, કુડાંઈ કર કેકાણ.[૨]—૮

નરો સત્તાણીઓ સુજે, વટ ઝારો ઝુમારા,
મયણ ડાપે મીવદ્દી, ભડ સત્તાણી ભા.[૩]—૯

સિર લઈ ધડ ઝૂઝેઆ, મિયાં પુછે તો કેર?
આસરિયાણી[૪] અભંગ ભડ, સમાં આલીગેર.—૧૦

નારી[૫] ડઠ્યાં નયમે, ગડ ડેઆં ઓટા,
અજી નિંઢા ભુજમેં, ભારેજીજા કોટા.—૧૧

ગડ ગડેં ન ઉપડેં, કોઠા ન પેં ખાણી,[૬]
નોંય પુત્રેં નિપજ્યો,[૭] ભારો હાલાણી.—૧૨

× × × ×

મીં વઠો વડેં ફુરેં, નીચાં બધી નાડ,
બપુડી ચોટી બાજર, ઝિઝી થઈ જુઆર.—૧૩

વોપુ વધી વડ થેઆ, ડેડા ટિરેંતા ડાર,
કપા થઇચ્યો કચ્છમેં, મર કતે કતણહાર.—૧૪

ધરા ઉપાયો ધાંઈ ને, સારો થ્યો સુગાર,
રત્તેં ગૂડ બારિયુ, મેડી લાલ લિયાર.—૧૫

× × × ×

---

૧ ગુનેરીના પુનરોજી ઝારાની લડાઈમાં કામ આવ્યા તે પાછળથી પીર થઈને પૂજાયા ૨ ઢક્ક ભિટના બહાદુર યક્ષો પોતાના ઘોડાઓને કુદાવતા હોય તેમ ૩ ભીમજી અને વીમોજી ૪ આસાજીના વંશજો ૫ તોપો ૬ ખાણોમાં ૭ નિર્વંશ.

જંગ લગો ઝારે મધે, જિત ચડ્યા જૂંઝાર,
જાડું જાડેજા કરીં, સેવા કરીં સંગાર.—૧૬
કેક ખપીવ્યા ખાન, કે જાડેજા જુડધાર,
ચડી ઝારે જે ચંગ તેં, ચંગ કયેં ચંગાર.—૧૭

( ૯ )

## આખરી અંજામ.

ઝારાનું કારમું યુદ્ધ ચાલુ હતું તે દરમિઆન જ ગુલામશાહ અર્ધા સૈન્યને લઇને અબડાસા તરફ વળી ચૂકયો હતો. ત્યાં તેણે કેટલાંક ગામો લૂટ્યાં, બાળ્યાં, કેટલાક ઠાકોરો પાસેથી દંડ લીધા અને રાપર ગઢવાળી તથા સાંધાણના ઠાકોરે તેના લશ્કરને જબરી શિકસ્ત પણ આપી. આમ અબડાસામાં કયાંકથી ફતેહમંદી અને કયાંકથી નાસીપાસી મેળવીને ગુલામશાહ ત્યાંથી પાછો ફર્યો અને ભુજ તરફ આવવા લાગ્યો.

ગુલામશાહને ભુજ તરફ આવતો સાંભળીને લોકોમાં વળી ચકચાર ચાલવા લાગી. આ બલા ટાળવા માટે જનાનખાનામાંથી રાજમાતાએ પોતાના મસ્તક પરનો એક સફેદ બાલ દાબડીમાં મૂકી, તે દાબડી પૂંજાશેઠને મોકલાવી. રાજમાતાનો ધોળો વાળ જોઇને પૂંજાશેઠનું ક્રૂર હૃદય આર્દ્ર બન્યું. તેનું કઠોર હૈયું નરમ બન્યું. તેણે ગુલામશાહને આડું-અવળું સમજાવીને ભુજ તરફ જવાને બદલે પાછા સિંધ જવાની સલાહ આપી પરંતુ ગુલામશાહને તો રાજકન્યા લગ્નમાં મળે તોજ પાછા ફરવું હતુ. પૂંજાશેઠે તેને તેમ કરવાનું પણ વચન આપ્યું અને તેની જામીનગીરી તરીકે પોતાના પુત્ર દેવજીને ઓળમાં આપ્યો આમ ગુલામશાહને સિંધ તરફ રવાના કરી પૂંજાશેઠ પોતે ભુજ આવ્યો.

ભુજ આવતાં પૂંજાશેઠને દીવાનગીરી તો પ્રાપ્ત થઇ, પણ હવે તેનું જોર ઘણુંજ વધી જવા પામ્યું. તેની સામે થવા કોઇની પણ હિંમત ચાલતી નહિ તે પોતાનુંજ મનધાર્યું કરવા લાગ્યો. તેણે દેદાઓના કંથકોટ પર ચડાઇ લઇ જઇને તે લૂટ્યું, અને ત્યારપછી

મોથાળાના ઠાકોરના કહેવાથી નળીઆ પર ચડી જઇને નળીઆ લુટ્યું. આમ પૂંજેશેઠ ફાવે તેમ વર્તતો હોવા છતાં તેને કોઇ કંઇ કહી શકતું નહિ. અધુરામાં પુરૂં તે રાઓશ્રીને ગુલામશાહની માગણી પુરી કરવા, તેને રાજકન્યા પરણાવવા માટે પણ અવારનવાર કનડગત કરી રહ્યો હતો. આથી કંટાળી રાઓશ્રીએ છેવટે તેને કેદ કર્યો અને થોડા દિવસો પછી તેને ઝેર પાઇ મારી નાખ્યો

આ વાતની ગુલામશાહને ખબર પડતાં તે પાછો કચ્છ પર ચડી આવ્યો. રસ્તામાં સુણુની ગઢડી સિવાય એને કયાં પણ અટકાવ કરવામાં આવ્યો નહિ એને કચ્છમાં આવતો અટકાવવા માટે સુણુના માત્ર એંશી રાજપૂતો એના અસંખ્ય દળની સામે થયા અને દેશને માટે પોતાની ફરજ બજાવતાં આત્મ-બળિદાન આપ્યાં. ગુલામશાહ ત્યાંથી સીધો રૂદ્રમાતા પાસે આવી પહોંચ્યો. અહીંથી તેણે પોતાના દીવાન ગિધુમલને કરાર તોડવાનું કારણ પૂછવા ભુજ મોકલ્યો. આ વખતે પ્રથમથી કરી રાખેલા સંકેત મુજબ ભુજના ગઢ આલમપનાહ પરથી તથા ભુજિયા પરથી તોપોના બહાર કરવામાં આવ્યા. આથી તથા લશ્કરની અન્ય તૈયારીથી ગિધુમલ વિચારમાં પડ્યો અને આગળ પગલું ભરવાનું માંડી વાળી, ખાખરના જાડેજાની કન્યાનો ગુલામશાહ માટે સ્વીકાર કરીને પાછો ફર્યો.

ગુલામશાહે સિંધ જઇને સિંધુ નદીનું મીઠું પાણી કચ્છમાં આવતું હતું તે એક બંધ બાંધીને અટકાવી દીધું. આથી બન્નીની જમીનમાં થતો ચોખાનો પાક નાબુદ થયો અને કચ્છ-દરબારને દર વર્ષે આઠ લાખ કોરીનું નુકસાન થયું.

ગુલામશાહ સિંધ જઇને થોડાજ સમયમાં મરણ પામ્યો. તેની પાછળ તેનો પુત્ર સિર્ફરાજ ગાદીએ આવ્યો. આ સિર્ફરાજ નિર્બળ નીવડ્યો. એ અરસામાં પૂંજાશેઠનો પુત્ર દેવજી સિંધમાંથી કચ્છમાં આવ્યો. મહારાવશ્રીએ તેને લખપત મોકલ્યો. ત્યાં તેણે થોડા જ સમયમાં લખપતને આબાદ કરેલું જોઇને મહારાવશ્રીએ તેને દીવાનની પાઘડી આપવા ભુજ બોલાવ્યો. પણ રસ્તાની અધવચમાં જ તેનો દગાથી નાશ કરવામાં આવ્યો.

આ વખતે જામનગરમાં મેરૂ ખવાસનું જોર ઘણું વધી ગયું

હતું. એના પિતાનું નામ અજો ખવાસ હતું. જામનગરના પ્રેમા ખવાસની પુત્રી લેડે એનાં લગ્ન થયાં હતાં. હળવદના રાજાની કુંવરી જામનગરના જામ લાખા સાથે પરણાવેલી હોવાથી, તે એ બાઈની સાથે જામનગર આવ્યો. મેરૂનો સસરો જામનો ખવાસ હતો. તે પોતે વૃદ્ધ થવાથી તેણે પોતાની જગ્યાએ મેરૂની નીમણુક કરાવી. આગળ જતાં મેરૂ પોતાની વિલક્ષણ શક્તિથી ખૂબ વધી ગયો. જામ લાખો દેવ થતાં, જ્યારે જામનગરની ગાદી જામ જસાજીના હાથમાં આવી, ત્યારે મેરૂ જામનગરનો કર્તાહર્તા બની બેઠો. તેણે એ સમયની કચ્છની અવ્યવસ્થાનો લાભ લઇને બાળંભાનો કિલ્લો ઘસી લીધો.

રાઓશ્રી ગોડજીના વખતમાં કચ્છમાં સીદીઓ ઘુસી જવા પામ્યા હતા. રાઓશ્રીનો સ્વભાવ વહેમી થઈ ગએલો હોવાથી, તેમણે પોતાના અંગરક્ષકો તરીકે ખાસ સીદીઓને પસંદ કર્યા હતા. આ સીદીઓ એ સમયે ઘણા પ્રબળ થઇ પડ્યા અને રાજ્યકારભારમાં પણ તેઓ માથું મારવા લાગ્યા. સીદી લોકો મોટે ભાગે અક્કલહીણ હોવાથી* રાજ્યમાં અવ્યવસ્થા વધી પડી. આથી રાજ્યના સરદારોએ એક વખત રાઓશ્રીને બંધ કરીને ચારસો સીદીઓને કચ્છની બહાર કહાડી મૂક્યા. આ ઘટનાથી રાઓશ્રીને ખોટું લાગતાં તે ભુજ છોડીને માંડવી રહેવા લાગ્યા.

* આ સીદીઓની મૂર્ખાઇની ઘણી વાતો આજ પણ કચ્છમાં પ્રચલિત છે. એક સીદી અમલદારે કોઇ શખ્સ ઉપર લાખ કોરી દંડ કર્યો. આથી પેલા માણસે દંડ ઓછો કરવા અરજ કરી. સીદીએ વધારે ગુસ્સે થઇને કહ્યું, કે "ટકે ટકે વિયું પુડયું ગિનદાસાં." એક શખ્સે એક સીદીને પોતાના ઘરમાં આવેલ ચોરનો પગ દેખાડ્યો. ત્યારે સીદી બોલ્યો, "હી ટાં મારૂજા પગ એં, ચોર્જા નં." એક સીદી જમાદારને રાઓશ્રીએ લોકોને સમજાવવા મોકલ્યો અને કહ્યું, કે "લોકો સમજે નહિ, તો જરા આંખ દેખાડજે." તે લોકો સમજ્યા નહિ, એટલે સીદીએ તેમને પોતાની આંખ બે હાથે ઉઘાડીને દેખાડી. એક સીદીને ઉકરડા પરથી એક અરીસો જડ્યો. સીદીએ અરીસામાં પોતાનું કાળું શાહી જેવું મોઢું જોઇને કહ્યું, કે "હેરા અયો, તડેં ઉકરેટે પ્યા અયોન!" એક સીદી જમાદારને બોલાવવા માટે તેને ઘેર કોઇએ બૂમ મારી, એટલે અંદરથી જવાબ મળ્યો, કે "જમાદાર દૂંણુ વ્યા એં, ને અસીં દરફીજા પોટિયા ક્યા એં."

ગુલામશાહની માફક તેના દીકરા મીર સિર્ફરાજને પણ કચ્છ પર ચડી આવવાની ઇચ્છા થઈ. આથી તે પણ લશ્કર સાથે ચડી આવ્યો. પણ ભુજ આવવાને બદલે વાગડના ગરાસીઆઓને કેટલીક કનડગત કરીને પાછો ફર્યો.

સિર્ફરાજ પછી સિંધનો ધણી તેનો પુત્ર અબ્દુલનબી થયો. આ વખતે સિંધમાં કલ્હોરા અને તાલપુરા એ બે પક્ષોમાં તકરાર જાગી દીવાન મીર બીજરનો બાપ જે તાલપુરા પક્ષનો હતો, તેને કલ્હોરા પક્ષના અબ્બાનીહુસેન તથા લાખા બલોચે ઠાર કર્યો, અને એ બને જણ સિંધ છોડી રાઓશ્રી ગોડજીને આશ્રયે ભુજ આવી રહ્યા. આ બને જણને સોંપી આપવા મીર બીજરે રાઓશ્રી પર સદેશો મોકલ્યો પરંતુ શરણાગતને સોંપી આપવાની રાઓશ્રીની ઇચ્છા ન હોવાથી મીર બીજર કચ્છ પર ચઢી આવ્યો. પણ તેમાં ન ફાવતાં તે અબડાસા તરફ વળ્યો. રાઓશ્રીએ ત્યાં પણ તેની સામે મિરઝાં કુરપાબેગની સરદારી તળે લશ્કર મોકલ્યું. મિરઝાં કુરપાબેગે બિટ્ટા પાસે મીર બીજરના સૈન્યને જબરી શિકસ્ત આપી.

આ જીતથી મિરઝાં કુરપાબેગ અતિ ફુલાઈ ગયો. તે રાઓશ્રીને પણ ન ગણકારતાં ઘણો જુલ્મ કરવા લાગ્યો એક વખત અબ્બાનીહુસેન તથા લાખા બલોચ સાથે વાતમાં ને વાતમાં તેને કંઇ તકરાર થતાં તેમણે તેને ત્યાંજ કત્લ કરી નાખ્યો. આથી રાઓશ્રીએ આ બને જણ પર ખુશી થઇને તેમને બાઠા અને બાએડમાં કેટલોક ગ્રાસ આપ્યો.

રાઓશ્રી ગોડજીના શરીરમાં કેટલાક સમયથી ભગંદરના ભયંકર રોગે ઘર કર્યું હતું સંવત્ ૧૮૩૫ ની નાગપંચમીની સવારીમાથી પાછા ફરતાં રાઓશ્રીનો ચહેરો એકદમ બદલાઇ ગયો ભગંદરના દર્દે તેમના પર જીવલેણ હુમલો કર્યો ત્યારપછી થોડાજ દિન સમા તેઓ દેવ થયા. રાઓશ્રીને રાયધણજી અને પૃથ્વીરાજજી નામના બે કુંવરો હતા.



# પ્રકરણ ૨૫ મું.

## મહારાઓશ્રી રાયધણજી (૧૭૪)

અથવા

## અંધકાર, આંધી અને અંધાધુંધી.

### (૧)

### દીવાન દેવચંદશેઠ.

કચ્છની રાજ્ય-લગામ રાઓશ્રી રાયધણજીના હાથમાં આવી, ત્યારે તેમની ચૌદ વર્ષની સગીર અવસ્થા હતી. પરંતુ કાર્યકુશળ રાજ્યમાતાનો તેમના પર કડપ સારો હતો. રાજ્ય-માતા અને દેવચંદશેઠની કુનેહ અને કુશળતાને લીધે રાજ્યમાં સારો બંદોબસ્ત જળવાઈ રહ્યો હતો. પરંતુ એ શાન્તિ કેટલાક અશાન્તિમાં આનંદ લેનારા લડાયકવર્ગના લોકોને અને મૂર્ખ સીદીઓને રૂચતી આવી નહિ. સીદીઓનું પ્રાબલ્ય હજુ જેવું ને તેવું જામેલું હતું. જમાલમિયાં નામના સીદીઓના જમાદારને દીવાન દેવચંદશેઠની કાર્યકુશળતા પર ઇર્ષા ઉત્પન્ન થઇ. તેણે દેવચંદશેઠના એક નીમકહલાલ નોકરને મારી નાખ્યો અને તેજ સાંજે દેવચંદશેઠનો પણ દગાથી ઘાત કર્યો. એટલુંજ નહિ પણ શેઠના ત્રણ ભાઇઓ જે અંજાર, મુંદ્રા અને માંડવીમાં રહેતા હતા, તેમને પણ કપટથી બોલાવીને કત્લ કરી નાખ્યા.

કચ્છ-રાજ્યના કાર્યદક્ષ કર્મચારીઓ, રણશૂરા રણયોદ્ધાઓ અને મહા બુદ્ધિમાન મુત્સદ્દીઓ જ્યારે મરી પરવાર્યા હતા, એવા અણીના સમયમાં દેવચંદશેઠના મૃત્યુથી સૌને ભારે દુઃખ થયું. અધુરામાં પુરૂં ત્યારપછી થોડાજ સમયમાં રાજ્ય-માતા પણ ગંભીર માંદગીમાં સપડાયા રાજ્ય-માતાની માંદગીને દૂર કરવા માટે મોટા વૈદ્યો, હકીમો અને ડાક્ટરો એકઠા થયા. પણ 'તૂટીની બૂટી નહિં' એટલે રાજ્ય-માતાનું પણ મૃત્યુ થયું સદ અને સુકાન વગ-

રનું બનેલું કચ્છનું નાવડું તોફાની સાગરમાં ડોલમડોલ થવા લાગ્યું. કચ્છ પર આવી પડેલી આ મહાન આફત વિચારશીલ પુરૂષોને મુંઝવી નાખવાને બસ હતી.

---

## (૨)
## વાઘો પારેખ.

દેવચંદશેઠના અકાળ મૃત્યુ પછી કચ્છ–રાજ્યનો કર્તાહર્તા સીદી મરીચ બની બેઠો. તેણે કચ્છની દીવાનગીરી વાઘા પારેખ નામના એક વણિકને અપાવી. વાઘો પારેખ દીવાનપદ પર આવતાંજ દેવચંદ શેઠના લાગતા–વળગતાઓ પર અને તેમને આશ્રય આપનારાઓ પર જોહુકમી ચલાવવા મંડી પડ્યો. પત્રીના ઠાકોર ભારાજી અને જિયાજીએ દેવચંદશેઠના સંબંધીઓને આશ્રય આપેલો હોવાથી, વાઘોપારેખ પ્રથમ તેમના પર ચડી ગયો. ત્યાં ધીંગાણું થતાં ભારાજી કામ આવી ગયા. આ બનાવથી કચ્છના ભાયાતવર્ગના હૃદયમાં કડવાશનાં બી વવાયાં. પણ ચાલાક વાઘો એ કાર્યનો સઘળો દોષ સીદીઓ પર ઢોળી દઇને પોતે ભાયાતવર્ગ સાથે ભળી ગયો અને સઘળા સીદીઓને દેશનિકાલ કરાવ્યા. રાઓશ્રીનો માનીતો મસુદ અને બીજા એક બે સીદીઓજ માત્ર ભુજમાં રહ્યા.

કચ્છમાં આ વખતે અંધાધુંધીની આંધી ચડવાની શરૂઆત થઇ ચૂકી હતી. દૂરદૂરથી આવતાં પખેરાજનાં પગલાં સાફ સાફ સંભળાઇ રહ્યાં હતાં.

રાયધણજીની ઉમ્મર આ વખતે ઓગણીશ વર્ષની થઈ હતી. તેમના પર જેવો રંગ ચઢાવવો હોય તેવો ચઢી શકે એવું એમનું માનસ હતું. મહમ્મદપનાહ નામના એક સૈયદે તેમના પર ઇસ્લામનો રંગ ચઢાવવા માંડ્યો. તે રાત–દિવસ રાયધણજીની સાથે રાજમહેલમાંજ રહેવા લાગ્યો. મહમ્મદપનાહના પ્રબોધથી હિંદુધર્મ ઉપરથી રાયધણજીની આસ્થા ઊઠી ગઇ. અને તે એટલે સુધી, કે કલમો ન પડે તેને કાપી નાખવો, મૂર્તિઓનો નાશ કરવો અને શહેરમાં ઉઘાડી તલ્વારે ફરી, જેના મસ્તક પર ટીલું દેખાય તેને કત્લ કરી નાખવો, એ તેમનો દરરોજનો કાર્યક્રમ થઇ પડ્યો, રાયધણજીની

સવારીનું નગારૂં યમઘંટ સમાન ગણાવા લાગ્યું. સવારીનું નગારૂં સાંભળતાંજ લોકો ઝટોઝટ બારણાં બંધ કરીને અંદર ભરાઇ બેસતા. રસ્તામાં ભોગજોગે જો કોઇ હિંદુ તેમને ભેટી ગયો, તો તેનું આવી બન્યુંજ સમજવું.

રાયધણજીએ મહમ્મદપનાહના લાભ માટે પ્રજા પર નવા કરો અને નવા લાગા લાદવા માંડ્યા. ઓધવજી નામના એક પ્રતિષ્ઠિત રાજગોર બ્રાહ્મણને પકડીને તેમણે તેને કેદ કર્યો. ઓધવજીને છોડાવવા તેના અનેક જ્ઞાતિ-બંધુઓ એકઠા થઇને દરબારગઢમાં આવ્યા, અને ત્રાગાં કરી લાંઘવા બેઠા. પરંતુ એવાં ત્રાગાંથી રાયધણજીનું એક રૂંવાડુંએ ફરકે તેમ ન હતું. ઉલટું તેમણે પોતાના સીદીઓ અને અને લડાયક માણસોને એ શાન્ત ટોળા પર બે અખત્યાર છોડી દીધા અને અનેક જણને જખ્મી કરી અનેકોનાં માલમત્તા લૂંટી લેવા તૈયાર થયા.

રાયધણજીએ પોતે ખુલ્લી રીતે ઇસ્લામી મઝહબનો સ્વીકાર કર્યો, અને લોકોને પણ પરાણે ઇસ્લામમાં લાવવાનો એમણે નિશ્ચય કરી લીધો. આ કાર્યને માટે તેઓ મહમ્મદપનાહ સાથે પ્રથમ માંડવી ગયા. માંડવીમાં જાહેર રસ્તા પર જાનવરો કપાવવાની તેમણે શરૂઆત કરાવી દીધી. માંડવીમાં હિંદુ-મંદિરોનો નાશ કરવાની ઇચ્છાથી તેમણે પ્રથમ રામેશ્વરના મંદિરની મૂર્તિનું ખંડન કર્યું. ત્યાંથી તેઓ પોતાની મંડળી સાથે સુંદરવરના મંદિરની મૂર્તિઓ તોડવા આગળ ચાલ્યા. આટલો વખત શાન્તિથી સહન કરી રહેલી માંડવીની પ્રજા હવે છંછેડાઇ ઊઠી. શૌર્યે ચડેલી પ્રજાએ રાયધણજીની આખી મંડળીને ઘેરી લીધી. લોકો હવે તોફાને ચડ્યા રાયધણજી ગભરાવા લાગ્યા. તેઓ જીવ બચાવવાને પોતાના પક્ષના માણસો સાથે મંદિર ઉપર ચઢી ગયા ત્યાં પણ તેમના પર ચારે તરફથી નળીઆં અને ઇટોનો વરસાદ છૂટવા લાગ્યો. આથી તેમનામાંના એક બે જણ માર્યા ગયા અને અનેક ઘાયલ થયા. ઉશ્કેરાઇ ઊઠેલી પ્રજાકીય શક્તિ કાબુમાં લેવાનું કાર્ય મુશ્કેલ થઇ પડયું. રાયધણજી માંડ માંડ જીવ બચાવીને નાઠા તો ખરા, પરંતુ તેની સાથે તેઓ માંડવીને લૂંટવાનો નાદીરશાહી હુકમ પણ છોડતા ગયા જન-શક્તિની દબાઇ રહેલી કમાને હવે અનેકગણા વેગથી ઉછાળો

માયો. માંડવીમાં લૂટ ચલાવવા લાગેલા લૂટારાઓનું પણ ઉશ્કેરાયલી લોક-લાગણીએ કાસળ કાઢી નાખ્યું.

રાયધણજી ભુજમાં આવ્યા. પરંતુ ત્યાં પણ વળી પાછો એનો એ કાર્યક્રમ ચલાવવા લાગ્યા. એમને સામો મળનાર કલમાનો ઉચ્ચાર ન કરે, તો તેના ત્યાંજ બાર વાગી જાય. લોકોના જાન-માલ નવાણું ટકાના જોખમમાં આવી પડ્યા. આવી અંધકારમય પરિસ્થિતિ ટાળવા માટે જનાનખાનાની બાઈઓની સલાહથી રાયધણજીને કેદ કરી લેવાનું નક્કી થયું. રાયધણજીને કાબુમાં લેવા માટે, વાઘા પારેખે પોતાના ભાઇ કોરા પારેખને ચારસો માણસોની ટુકડી સાથે અંજારથી બોલાવી લીધો. આ બંને ભાઈઓ રાયધણજીને કેદ કરવાને પોતાના માણસો સાથે દરબારગઢમાં:રાજમહેલની અંદર દાખલ થયા.

રાયધણજી આ વખતે જમાદાર ડોસલવેણુ સાથે મહેલમાં બેઠા હતા. તેમને આ ખબર પડતાં તે એકદમ ચાલાકી વાપરીને બીજે રસ્તેથી નીચે ઉતરી ગયા અને વાઘો પારેખ તથા તેની ટોળી નીચે ન ઉતરી શકે, માટે સીડીઓ કઢાવી નાખીને તેમના પર એક પછી એક બંદૂકોના બ્હાર કરાવવા માંડ્યા. વાઘા પારેખને કુદરત પ્રતિકુળ થઈ. તે પોતાના આખા પક્ષ સાથે અત્યંત સંકડામણમાં આવી ગયો. તેના માણસો કોઇ શસ્ત્રથી અને કોઇ અત્યંત ધુમાડાથી ગુંગળાઇને મરણ પામ્યા. વાઘો અને કોરો એ બંને ભાઈઓ પણ પોતાના તમામ માણસો સાથે મરણને શરણ થયા તેમનામાં હિંદુ મુસલમાનો ઓળખવાની તજવીજ કરવાનું પણ રહેવા દઇને સૌને એકી સાથે ભડના નાકા બહાર એક મોટો ખાડો ખોદાવીને તેમાં દટાવી દીધા અને તેમના પર એક ઓટલો ચણાવી દીધો. આ સ્થાન આજ પણ વાઘાસર-કોરાસરના નામે ઓળખાય છે.

---

(૩)

## મહારથી મેઘજી શેઠ.

રાયધણજી હવે વકરાયલા વાઘની માફક નિરંકુશ બન્યા. તેમણે મહમ્મદપનાહ અને પઠાણ સરદારો સાથે મળીને એકજ રાતમાં સઘળા હિંદુ મંદિરોને જમીનદોસ્ત કરી નાખવાની એક પ્રબળ યો-

જના ઘડી. એ કાર્યને માટે ચોક્કસ તારીખ પણ નક્કી કરવામાં આવી. એ રાત્રે તમામ હિંદુ મંદિરો ખંડેર બની જવાનાં હતાં-તમામ મૂર્તિઓના ઠકડે ઠકડા થઇ જવાના હતા.

આખરે એ દિવસ પણ આવી પહોંચ્યો. આજની મધરાતે ભુજનગરમાં એક મોટી ઉથલપાથલ થઈ પડવાની હતી. લોકો નિરાધાર હતા. કાલે શું થશે તે કહી શકાતું ન હતું. દિવસ ઉગે ને અવનવા બનાવો બન્યે જતા હતા વાડ જ જ્યાં ચીભડાંને ગળવા લાગે, ત્યાં ધાં કોને દેવી? સુરજ પોતેજ જો અંધકાર વરસાવે, તો ફરિયાદ કયાં કરવી?

રાયધણજીની આ ભયંકર યોજના એક નાગર ગૃહસ્થને કાને આવી કયાં જવું? શું કરવું? એ વિચારે થોડીવાર એ આસામી વિમાસી રહ્યો. પરંતુ તેજ વખતે એ નાગર બચ્ચાને એક નવિન માર્ગ જડ્યો. તેણે ભુજોડીના વંકા રબારીને તેની પવનવેગી સાંઢ ણીથી મેઘજીશેઠ પાસે અંજાર મોકલાવ્યો, અને ભુજનગરમાં મધ રાતે થનારા ભયાનક ધરતીકંપની સઘળી વીગતની તેને જાણ કરી.

રાત્રિ પડી. રાજમહેલમાં મંદિરો તોડવાની તડામાર તૈયારીઓ ચાલવા લાગી. તીકમ, કોદાળી, હીંસ, પાવડા, આદિ સાધન સામગ્રીની ભરતી થવા લાગી. પહેલો મોરચો ભુજનગરના જગતમંદિર પર માંડવાનો નિર્ણય થઇ ગયો હતો લોકો ધાસ્તીમાંને ધાસ્તીમાં પોતપોતાના ઘરનાં બારણાં બંધ કરીને જાન-માલના રક્ષણના વિચાર કરતા પડ્યા હતા

બરાબર મધરાત થતાં ઇશ્વરી ફિરસ્તાની માફક એક કચ્છી જવાંમર્દ ચારસેં પહેલવાનોની ટુકડી સાથે ભુજના દરવાજા પર આવી પહોંચ્યો. આ મર્દ બચ્ચો બીજો કોઇ નહિ, પણ અંજારનો મહારથી મેઘજીશેઠ હતો. તે આવ્યો ત્યારે સઘળા દરવાજા બંધ હતા. કોઇને પણ ઉઘાડવાનો સખ્ત પ્રતિબંધ હતો એટલામાં થોડાક માણસો ગઢ ઉપરથી વાઘની છલંગથી નીચે પડ્યા. દરવાનોને મારી લીધા અને દરવાજા ફડાક! કરતા ઉઘાડી નાખ્યા તમામ માણસો કડેડાટ કરતા ભુજના દરવાજામાં દાખલ થયા

જગતમંદિર તોડવા આવી પહોચેલા રાયધણજી અને તેમના

પઠાણ પહેલવાનો પર મેઘજીશેઠના માણસો ભૂખ્યા વાઘની માફક તૂટી પડ્યા. એકજ ક્ષણમાં બધી બાજી પલટાઇ ગઇ. મેઘજીશેઠના માણસોનો સામનો કરવો મુશ્કેલ થઇ પડ્યો. રાયધણજી પોતાના ભાડુતી ભડવીરો(?) સાથે ત્યાંથી નાઠા અને રાજમહેલમાં ભરાઇ ગયા. મેઘજીશેઠે તેમનો પીછો પકડ્યો અને રાજમહેલને ઘેરી લીધો. આ ઘેરો ત્રણ દિવસ લંબાયો. આખરે પઠાણો તાબે થયા મેઘજીશેઠે રાયધણજીને કેદ કરી લીધા. કચ્છ પર ઝઝૂમી રહેલી એક મહાન આફત મહાવીર મેઘજીશેઠના સવેળાના પ્રયત્નથી દૂર થઈ. મેઘજી-શેઠના આ કાર્ય માટે કવિ કહે છે, કેઃ—

કવિત.

દેવલ ગીર જાત, ઔર દેશમેં મસીત હોત,<br>
દેવહુ કી મૂર્તિયાં ઉખાડ લોક ધરતે;<br>
પડતે કલમા સબ અલ્લાહુ મહમ્મુદ કે,<br>
હિંદુ મુસલમાં હોકર ટારે હુ ન ટરતે;<br>
રાઓ કો બુલાય કર દારૂમેં દીવાના કર,<br>
લાખા ઔર દેસલ કે ખજાના ખૂબ હરતે;<br>
કહા કચ્છવાલે રાજપૂત ગુમરાહી કરો !<br>
મેઘજી ન હોત તો મ્લેચ્છ રાજ કરતે.

મેઘજીશેઠે હવે કચ્છમાં શાન્તિ સ્થાપવાનો વિચાર કર્યો. તેણે રાઓશ્રીના ભાઈ પૃથુરાજજી ઉર્ફે ભાઈજી બાવાને નામે એક મોટું લશ્કર ઉભું કરવા માંડ્યું. આ વખતે બીજા પણ કેટલાક મેઘજી શેઠની મદદમાં હતા. તેથી એ સમયનું રાજ્ય બાર ભાઇનું રાજ્ય કહેવાવા લાગ્યું. સૌથી પ્રથમ તેમણે માંડવી દબાવી બેઠેલા રામજી ખવાસ પર ચડાઇ કરી અને તેના પર દરરોજની સાતસેં કોરી ખંડણી નાખી.

આ વખતે રોહાના ઠાકોર કેસરજીએ પોતાની એક પરણેતર સ્રીને તજી દઇને બીજી સાથે લગ્ન કર્યાં હતાં. તજાયલી બાઇ ભાઇજી બાવાની મા આઈમાબાઇની કંઇક સગી થતી હતી. રોહાના ઠાકોર આ બાઇને કંઇ ખોરાકી–પોશાકી આપતા ન હોવાથી ભાઇજી બાવાની માએ મેઘજીશેઠને રોહાપર ચડી જવા માટે મોકલ્યો. આથી

રોહા–ઠાકોર ભાઇને ખોરાકી–પોશાકી આપવા કબુલ થવાથી મેઘજી શેઠ ત્યાંથી પાછો ફર્યો. પરંતુ આ બનાવથી ભાયાતવર્ગમાં અસંતોષ ફેલાયો. એટલામાં મેઘજીશેઠે પોતાની સાથેના બાર ભાઇઓને મીજમાની આપી. તેમાં તેણે ઝેર નાખેલું એવી વાત જાહેર થતાં, મેઘજીશેઠને ભુજથી ખાવડા નાસી જવું પડયું. ત્યાંથી પાછો અંજાર આવી અંજાર દબાવીને તે ત્યાંજ રહેવા લાગ્યો.

પાછળથી કચ્છનું સુકાન જમાદાર ફતેમહમ્મદના હાથમાં આવવા વખતે જ્યારે ભાઇજીબાવો દેવ થયા, ત્યારે મેઘજીશેઠ તેમની લૌકિક માટે ભુજ આવ્યો. વાણિયાવાડના નાકામાં દાખલ થઇને જેવો તે લૌકિક માટે માથા પર ફાળીયું નાખવા જાય છે, તેવીજ પાછળથી એક તલ્વાર તેની ગરદન પર આવી પડી અને મેઘજીશેઠનો અંત આવ્યો મેઘજીશેઠની દહેરી આજ પણ વાણિયાવાડના નાકા બહાર જોવામાં આવે છે.

(૪)

## જમાદાર ફતેહમહમ્મદ.

આંધી અને ઉત્કાપાતના ભયાનક વાવાઝોડા વચ્ચે તોફાને ચડેલા મહાસાગરમાં કચ્છનું તુબડું જ્યારે હાલક–ડોલક થઇ રહ્યુ હતુ, ત્યારે કચ્છડાને સદ્દભાગ્યે વળી એક મહાપુરૂષનો કચ્છમા ઉદય થયો. આ મહાપુરૂષ તે જમાદાર ફતેહમહમ્મદ એક વખતનો ઘેટાં–બકરાનો ચારનાર એ ફતિયો.

સિંધપતિ જામ રાયધણના આઠ કુંવરોમાંથી સૌથી નાના નોતિયારના વંશજો પાછળથી ઇસ્લામમાં આવ્યા અને એ વંશમાં જમાદાર ફતેહમહમ્મદનો જન્મ થયો ફતેહમહમ્મદનું કાર્ય પ્રથમ ઘેટા–બકરા ચારનાર ગોવાળિયાનું હતું એના શરીરની સુદૃઢતા અને એની વાણીની વાક્પટુતા નિહાળી, કોઇકે એને લશ્કરી દળમા જોડાવાની સલાહ આપી એ સમયમાં લશ્કરની ભરતીમાં આવા પુરૂષોની અતિ અગત્ય હોવાથી જમાદાર ડોસલવેણે તેને જોતાંજ વીસ પાળાની જમાદારીના પદ પર નિયુક્ત કર્યો.

મેઘજીશેઠના ચાલ્યા જવા પછી બાર ભાઈઓમાં કુસંપ પેઠો. આથી એ બાર ભાઈમાંના ભટ્ટી હમીર તથા તુર્ક વાયદિનાએ રાયધણજીને મુક્ત કર્યા. રાયધણજી છુટા થતાંજ ફરીથી ચારે તરફ ગભરાટ પેદા થયો. ડાસલવેણુ પોતાને પણ મુંદ્રા તરફ નાસી જવું પડયું. ફતેહમહમ્મદ આ વખતે એક નાનો જમાદાર હતો. તોપણ તેણે મેઘજીશેઠના માણસોને ચતુરાઇથી પોતાના પક્ષમાં મેળવી લીધા. આ રીતે તે દિવસાનુદિવસ પોતાનું બળ વધારતો ગયો.

ફતેહમહમ્મદની હીલચાલ રાયધણજીને ખૂંચવા લાગી. એક વખત તે રાયધણજીની સલામે ગએલો. તે વખતે રાયધણજીએ તેના પર ખુલ્લા ખંજરનો ઘા કર્યો. ફતેહમહમ્મદ ઘા ચુકાવી ગયો અને ત્યાંથી નાસવા લાગ્યો. રાયધણજી તેની પાછળ પડ્યા. ફતેહમહમ્મદ પોતાના માણસો સાથે ગામગઢના કોઠા ઉપર ભરાઇ રહ્યો અને બે દિવસ સુધી તેણે ત્યાં પોતાનો બચાવ કર્યો. પાછળથી તેણે મુંદ્રાથી ડાસલવેણુની મદદ મંગાવી લીધી અને ચાલાકીથી રાયધણજીને ફરીથી કેદ કરી લીધા.

આ ફતેહમંદીથી ડાસલવેણુ તેને ૨૦૦ ઘોડાની જમાદારી આપી. ત્યારપછી એકાદ વર્ષ કચ્છમાં શાન્તિથી કાર્ય ચાલ્યું. એ સમય દરમિઆન ફતેહમહમ્મદે ભાયાતોનાં મન મનાવીને તેમને પણ પોતાના પક્ષમાં લઇ લીધા. આ તરફ ડાસલવેણુ અને ભાઇજી બાવા વચ્ચે અણુરાગ જાગતાં ડાસલવેણુ મુંદ્રામાંજ રહેતો. એ તકનો લાભ લઇને ફતેહમહમ્મદે જાડેજા ભાયાતોને મોટાં પેનશનો કરી આપ્યાં અને સિરબંધીઓનો પણ સારી પેઠે વધારો કરી લીધો. એક ડાસલવેણુ સિવાય બધા બાર ભાઇઓને તેણે પોતાના કાણુમાં લઈ લીધા.

હવે જમાદાર ફતેહમહમ્મદે દેશ-સુધારા પ્રત્યે લક્ષ આપવા માંડયું. પ્રથમ સણવાનો ઠાકોર હાલોજી જે જમાબંધી આપતો ન હતો, તેનું ગામ લૂટીને તેણે વાગડના અન્ય ભાયાતોને જમાબંધી આપતા કર્યા. કેટલેક વખત વાગડમાંજ રહીને તેણે વાગડના લૂટારાઓને કચ્છ-વાગડ બહાર હાંકી કાઢ્યા. આ તરફ ડાસલવેણે પણ પોતાની અશક્તિને લીધે મુંદ્રા દરબાર-સ્વાધીન કરી દીધું અને પોતે પેન્શન કબુલ કરીને ભિદ્દામાં જઇ રહ્યો.

જમાદારે હવે લખપતનો કિલ્લો ચણાવવા માંડ્યો. એ નમુનેદાર કિલ્લાનું કાર્ય સાત વર્ષે સંપૂર્ણ કરીને જમાદારે લખપતને સિંધીઓથી સુરક્ષિત કર્યું અને બંદરની પેદાશ પણ અનેકગણી વધારી મૂકી.

ફતેહમહમ્મદે મુંદ્રા હંસરાજ શાહને સ્વાધીન કર્યું. પણ માંડવી જેવું ધનાઢ્ય બંદર તો હજુ રામજી ખવાસ દબાવીને બેઠો હતો. રામજી ખવાસને માંડવીમાંથી દૂર કરવાને જમાદારે એક નવિન યુક્તિ રચી. હંસરાજશાહને મોકલીને જંગબાર આદિ બંદરેથી આવતાં વ્યાપારીઓનાં વહાણોને તેણે લૂંટાવવા માંડ્યાં. આ લૂંટમાંથી વ્યાપારીઓનું રક્ષણ કરવાને રામજી ખવાસ અશક્ત નીવડ્યો. આથી તમામ વ્યાપારીઓ એકઠા થઇને જમાદાર પાસે આવ્યા. જમાદાર આ વખતે ગુંદિયાળી હતા. તે તરતજ વ્યાપારીઓની મદદ માટે તૈયાર થયા અને તેમનો સઘળો લૂંટાયલો માલ તેણે પાછો અપાવી દીધો. આથી સંતોષ પામી વ્યાપારીઓએ એકસંપ થઇને માંડવીની કૂંચી જમાદારને સોંપી દીધી.

કચ્છમાં દિન પ્રતિદિન જમાદારની એવી ચઢતી કળા થતી ચાલી હતી, કે થોડાજ સમયમાં સમસ્ત કચ્છ એકહથ્થુ સત્તા નીચે આવી જવાનો સંભવ જણાતો હતો. પરંતુ તેમ થવાનું કુદરતનું નિર્માણ ન હોવાથી, જમાદારની ચઢતી કળા કેટલાકને ખૂંચવા લાગી. જમાદાર ફતેહમહમ્મદ અને ભાઇજી બાવા વચ્ચે મોડજીએ અસંતોષ પેદા કરવાના પ્રયત્ન કરવા માંડ્યા. ભાઇજી બાવાએ એકવખત નિશામાં જમાદાર સામે તલ્વાર પણ કાઢી. પાછી માફી પણ માંગી. છતાં બંનેના હૃદયમાં અસંતોષનું કારણ રહી જવા પામ્યું.

થોડા દિવસ પછી ફતેહમહમ્મદ લખપત ગયો, ત્યારે પાછળથી મોડજીએ હંસરાજશાહને ખૂટવ્યો અને મહમ્મદમિયાંની મદદ લઇને માંડવી ભાઇજી બાવાને સ્વાધીન કરાવ્યું. આ વાતની જમાદારને જાણ થતાં તે ચોવીસ કલાકમાં ભુજ આવ્યો અને રસ્તામાં દશહજારનું લશ્કર એકઠું પણ કરતો આવ્યો. એવામાં ભાઇજી બાવાને મોરબીની મદદ આવવાની છે, એવા ખબર મળતાં તેણે આધકરણશાહને મચ્છુકાંઠા તરફ મોકલીને ત્યાં કેટલાંક ગામો લૂંટાવી-બાળાવી દીધાં અને તોફાન જમાવી દીધું. ત્યાં તો રાયધણપુરના નવા-

બનું લશ્કર કચ્છ તરફ આવતું સાંભળી તેને પણ શીકરા પાસે તેણે જબરી શિકસ્ત આપી.

ફતેહમહમ્મદના જીવનમાં અનેકાનેક ઊથલપાથલો થવા પામી હતી. ઘડીમાં વિજય, ઘડીમાં પરાજય, ઘડીમાં ચડતી, ઘડીમાં પડતી એમ અનેક અવનવા પડદા એક પછી એક અણધારી રીતે પડયે જતા હતા.

એ અરસામાં ઝડપથી આવજા કરવાનાં સાધનોનો અભાવ છતાં, જમાદાર એક જગાએથી બીજી જગાએ ગરૂડની ગતિએ પહોંચી આવતા. કચ્છને છેડે આવેલા લખપતથી છેક ભુજ સુધી તે એકજ દિવસમાં આવી શકે. અને તે પણ રસ્તામાં હજારોનું લશ્કર એકઠું કરીને. જમાદાર એકલે હાથે 'ઝંઝનાર' હોવા છતાં આખા કચ્છ પર અને કચ્છની બહાર પણ એની ચકોર દૃષ્ટિ અજબ ચપળતાથી ફર્યા કરતી.

હાલાર પર અનેક ચડાઇઓ લઇ જઇને ઓખા, બરડા વગેરે પ્રદેશોને એક સામટા ધ્રુજવી નાખનાર જમાદાર ફતેહમહમ્મદ. જેનું નામ સાંભળતાં જ લોકો ઝબકીને જાગી ઊઠતા તે એજ ફતેહમહમ્મદ. ગોંડળના જાડેજા દાજીભા, ધ્રોળના મોડજી, રાજકોટના મહેરામણજી, ખીરસરાના રણમલજી એમની બધાની વ્હારે ધાનાર પણ એજ ફતિયો. મેરૂખવાસ પાસેથી લાખોનાં દંડ વસુલ કરી, તેને તોબા પોકરાવનાર, ભાણવડમાં કચ્છી થાણું બેસાડનાર, ખીરસરા અને ધ્રોળમાં કિલ્લેદારો બેસાડનાર, ઓખાના ચાંચીઆઓને ચોળી નાખી, 'કચ્છી ગઢમાં થાણું' બેસાડી, કચ્છી વહાણોને સુરક્ષિત કરનાર એજ 'કચ્છનો કેસરી ફતેહમહમ્મદ. સમસ્ત કચ્છ-વાગડના ઠાકોરો પર જમની માફક ઘૂમનાર, બહાદરગઢ અને ફતેહગઢ વસાવી પોતાનું નામ અમર કરનાર તેમજ તુણાબંદરને પ્રખ્યાત કરનાર પણ એજ કચ્છનો કર્મવીર. ટીપુ સુલતાન જેવા પ્રબળ પુરૂષ સાથે દોસ્તી બાંધી તેની પાસેથી તોપો જેવી ભેટો મેળવનાર એજ કચ્છનો ગોવાળિયો.

અંગ્રેજોનો પગ કઢાડીને કાઠિયાવાડ અને ગુજરાતમાં કચ્છનો ડંકો વગાડવાના જમાદારને ભારે કોડ હતા. ઠેકઠેકાણે કચ્છનો નેજો અણનમ ફરકતો રાખવાની એને અંતરે અનેક અભિલાષાઓ હતી.

પણ અફસોસ ! એના બાહુ જ ખોટા નીવડ્યા. એની આજુબાજુના સંગાથીઓજ એની પ્રગતિને હણવા લાગ્યા. જે હંસરાજશાહને તેણે વધાર્યો, તેજ હંસરાજશાહ એને દગો દેવા તૈયાર થયો. જે મહમ્મદમિયાંને એણે મોટો બનાવ્યો, તેજ મહમ્મદમિયાં એનાથી આડો બની બેઠો એની જમણી બાં જેવો તુરક મોડ પણ ફરી બેઠો કચ્છના રાજવીઓ રા' રાયધણ અને ભાઇજી બાવો એનાથી વિરૂદ્ધ જ રહ્યા હતા આટઆટલો વિરોધ છતાં જમાદારે કચ્છમાં પોતાની જે છાપ પાડી છે, તે કદી પણ ભૂસાય તેમ નથી.

કચ્છનો એ મહાન મુત્સદ્દી, અણનમ રણયોદ્ધો, પોતાની પાઘડીમાં માતાના જવારા રાખીને હિંદુ-મુસ્લિમ ઐક્યતાને સિદ્ધ કરી બતાવનાર ઐક્યનો સ્તંભ, છેક નીચામાં નીચી કોટિમાંથી ઉંચામાં ઉંચી કોટિએ પહોંચેલો એ મહાપુરૂષ કચ્છમાં અનેક વિધ પરિવર્તનો કરીને, આખરે સંવત્ ૧૮૭૦ ના આસો માસમાં એકસઠ વર્ષની અવસ્થા ભોગવીને આ ફાની દુનિયા ત્યાગી ગયો.

ફતેહમહમ્મદની ફતેહમંદી વિષે કવિ કેશવરામે ફતેહસાગર નામે એક મોટો ગ્રંથ રચેલો કહેવાય છે પરંતુ તે હજુ પ્રકાશમાં આવેલો જણાતો નથી. છતાં ફતેહમહમ્મદની પ્રશસ્તિનું થોડું પ્રચલિત સાહિત્ય આ નીચે આપવામાં આવે છે.

દુહા.

ફતિયા ! તારી ફોજરો, ભય-ડંકો ભારી,<br>
સૂતી થડકે રાતમાં, નગરરી નારી.<br>
ઓઓ તુંથી ઉથડકે, બરડો તું બીએ,<br>
ગઢ ધ્રૂજે ધોરાજી રો, નાતિયાર નગર લીએ.<br>
હાલા-ઝાલા ને જેઠવા, તેં હટાડ્યા હમીર,<br>
વળ ઉતારી મૂછના, કર્યા પાંસરા તીર.

છપ્પો.

ચઢત દલ્લ ફતમલ્લ, બજત નોબત રણ-ડંકા,<br>
ચહુદિશ ધરા ધમક્ક, પૃથ્વિપત માનત શંકા;<br>
સોરઠ ગયો મુઝાણ, લતીપુર ડેરા દીનો,<br>
આયો મેરૂ ખવાસ, વાહીકો લૂટહિ લીનો;

સમશેર તબર બંદૂક શર, મારેમારી આકરો,
રણધીર વીર ફતમંલ્લ નર, પાણી રાખ્યો કાછરો.

ક્રુંડળિયા-૧

ફેત્તા મર ગયા ફુટકમેં, ઠઠ કર છોડત ઠામ,
જગજીવન એક ઝટકમેં, કટક ન આયા કામ;
કટક ન આયા કામ, માલ જિન લૂટ ખિલાયા,
અયસા લૂણ હરામ, કામ જિનુ કછૂ ન આયા;
કહે કવિ કેશવરામ, તમડસુત* નામે છત્તા;
સર્વ લે ગયા સાથ, કચ્છકી શોભા ફેત્તા.

૨

ફેત્તે કે પરતાપમેં, કેતે કર ગયે રાજ,
મહમદ મુંદરે હો ગયા, મડઈ શેઠ હંસરાજ;
મડઈ શેઠ હંસરાજ, સરવિયા સામત સાયર,
જ્યોં લખપતમે મોડ, મોડજી ગઢસીસા પર;
કહે કવિ કેશવરામ, તમડસુત નામે છત્તા,
સર્વ લે ગયા સાથ, કચ્છકી શોભા ફેત્તા.

૩

ફેત્તા ફિર નહિ હોત હે, કચ્છ ધરા કે બીચ,
પાનીયા સો બહ ગયા, રહા છાર અરૂ કીચ;
રહા છાર અરૂ કીચ, ગયા સબ પલટ જમાના,
તૂટ પડી તલવાર, છૂટ ગઇ કચ્છ-કમાના;
કહે કવિ કેશવરામ, તમડસુત નામે છત્તા,
સર્વ લે ગયા સાથ, કચ્છ કી શોભા ફેત્તા.

૪

સિંધ શક્ક દિલ ધરે, ઉપર સોઢા નવ ઝલ્લે,
વાઘેલા ને જત્ત, ધમક્ક પારકર ધ્રૂજે;
હાલા ધરે જ શંક, ઝીક આલા નવ ઝલ્લે,
કાઠી ઓર નવાબ, જેઠવા જોર જમિલ્લે;
સો પ્રતાપ ફતમલ્લકો, ઓખાપતિ પાયે પડે,
મર્દ-મર્દાં મહમ્મદફત્તા, ઇતની ધરતી તો ડરે.

* ફતેહમહમ્મદના પિતાનું નામ તમાચી હતું.

ફતેહમહમ્મદના જીવનના સંધ્યાકાળમાં જગજીવન નામનો એક પ્રપંચી વીસનગરો બ્રાહ્મણ તેનો સલાહકાર હતો. ફતેહમહમ્મદે પોતાના બે દીકરાને તેની સલાહ પ્રમાણે ચાલવાની વસિયત કરી હતી

રા'રાયધણુના છેલ્લા અમલ દરમિઆન સંવત્ ૧૮૬૯ ની સાલે કચ્છમા એક મોટો દુકાળ પડ્યો. આ દુકાળે વસ્તીનો કચ્ચરઘાણ વાળી નાખ્યો. અગણિત મનુષ્યો અને પશુઓ, અનાજ અને ઘાસના અભાવે ચૂલા પર ધાણી ફૂટે તેમ ટપોટપ પડવા લાગ્યાં અધુરામાં પુરૂં એજ અરસામાં મરકીએ પણ દેખાવ દીધો અને તેને પરિણામે કચ્છની વસ્તી બરાબર અર્ધી થઈ ગઇ.

જમાદાર ફતેહમહમ્મદના મરણ પછી તરતજ હંસરાજશાહ પણ ગુજરી ગયા અને થોડા દિવસોમાં રા' રાયધણુ પણ પરલોકવાસી થયા. તેમણે પોતાના શબને દાટવા ફરમાવેલું, પણ પાંચસેં રાજપૂતોએ મહેલમાં દાખલ થઇને શબને હાથ કીધું અને વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કર્યો. કચ્છ આ વખતે ચારે તરફથી ઉભરાતા અંધકારનાં ઘોર વાદળાં વચ્ચે ઘેરાયલુ હતુ.

---

( ૫ )

## સોતો મહમ્મદમિયાં

મહમ્મદમિયાં મૂળે લુહેરા જાતિના એક ગરીબ કુટુંબમા જન્મ્યો હતો. એનાં માતા-પિતા એને નાનપણમાંજ મૂકીને મરી ગયાં, આથી એ અને એનો ભાઇ જાફર બંને નીરાધાર બનીને રખડી પડયા કુદરત જે,બાળકોના માત-પિતા નાનપણમાંજ હરી લે છે, તે બાળકોને એ મહાન ખોટનો બદલો વાળી આપવાને તે તેમનામાં કોઇ એવી તેજસ્વી શક્તિ ભરી મૂકે છે, કે જેને લઇને એવા બાળકો ઘણે ભાગે જગતમાં બહુજ આગળ વધી જાય છે માતા-પિતાહીન થએલા અનેક બાળકોએ આગળ જતાં અતિ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરેલી હોવાના અગણિત દાખલાઓ ઇતિહાસના પટ્ટ પર મોજુદ છે. આ મહમ્મદ ઉપર પણ એવીજ રીતે કુદરતની કૃપા ઉતરી.

મહમ્મદમિયાં શરૂઆતમાં તો આમતેમ ભટકીને પોતાનું ગુજરાન ચલાવતો. કેટલોક વખત તેણે મસ્જિદનું કામકાજ કરીને ઉદર-નિર્વાહ કર્યો. કોઈકોઇ વખતે તે મૂલ-મજુરી કે એવાં કામ પણ કરતો.

એક વખત તે ચેરિયાંનાં ફળો વીણવા માટે પોતાના અન્ય સંગાથીઓ સાથે મુંદ્રાની ખાડીમાં ગએલો. ચેરિયાંનાં ઝાડ દરિયામાં આઘે હોવાથી, તે વીણવા જનારને પાણીમાં થઇને દૂર જવું પડે. તેમાં જો ભરતીનાં પાણી ચડી આવે, તો ઘણે દૂર સુધી તરીનેજ કિનારે પહોંચી શકાય. મહમ્મદમિયાંએ આખો દિવસ ચેરિયાંનાં ફળો વીણીને તેની મોટી પોટલી બાંધી. આ પોટલીને તરતી રાખવા માટે તેની સાથે તુંબડું બાંધ્યું અને તેને પોતાની આગળ હડસેલતો તે પણ કિનારે પહોંચવા માટે દરિયાની ભરતીના પાણીમાં તરવા લાગ્યો. એ દિવસ મોટી ભરતીનો હોવાથી તરતાં તરતાં તે થાકયો અને ડૂબી જવાની અણી પર આવી લાગ્યો. તેના એક સંગાથીએ આ દૃશ્ય જોયું અને તેણે તેને પોતાનું તુંબડું આપીને ઉગારી લીધો. મહમ્મદમિયાં મરતાં મરતાં બચી ગયો. તે દિવસથી તેણે દરિયામાંથી ચેરિયાંનાં ફળો લાવવાનું કામ છોડી દીધું.

ત્યારપછી તે ભુજપરના એક વણિક ગૃહસ્થને ત્યાં નોકરી રહ્યો. ત્યાં પણ તેણે કેટલોક વખત ગાળ્યો. પરંતુ એ જમાનો "મારે તેની તલવાર" નો હતો. એક તેજસ્વી પુરૂષ હજારોની વચ્ચેથી પોતાનો માર્ગ કાઢી જાય, એવો એ સમય હતો. આથી મહમ્મદમિયાં પણ નોકરી છોડી દઇને એક ધાડપાડુની ટોળીમાં ભળી ગયો. આગળ જતાં એ ટોળીનો તે મુખી બની બેઠો અને થોડા વખતમાં પોતાના બાહુબળે મુંદ્રા દબાવીને બેસી રહ્યો. જમાદાર ફતેહમહમ્મદે તેને સાથ આપી ઉંચે ચડાવ્યો અને તે દિન પ્રતિદિન આગળ ને આગળ વધતો ગયો. છેવટે કચ્છની દીવાનગીરીનું પદ પ્રાપ્ત કરવાને પણ તેણે પોતાથી બનતી કોશીશ કીધી. પણ તેની એ મુરાદ બર આવી નહિ.

મહમ્મદમિયાં આગળ જતાં ઘણો જુલમી નીવડ્યો. મુંદ્રામાં બારોઇવાળા નાકા બહાર આવેલો મોટો ઓટલો, એ એની બેઠક. ધનવાનોને લૂટી લેવા અને આજુબાજુના ગામોમાં ધાડો પાડવી,

એ એનો ધંધો. મહુમ્મદમિયાંએ એ રીતે ખૂબ પૈસો એકઠો કરેલો એમ કહેવાય છે. સુંદ્રામાં તેણે એક મોટી મસ્જિદ બંધાવી છે. તે મહમમ્મદમિયાંની મસ્જિદના નામે ઓળખાય છે. ઉપરાંત તેણે મોટી રકમ ખરચીને એક મોટો દરબારગઢ બંધાવેલ છે. તે પણ મહુમ્મદમિયાંના દરબારને નામે પ્રસિદ્ધ છે. એ દરબારગઢ પર તેણે પોતાના નામની કાયમની મહોર મારવા તેના દરવાજાનાં લોઢાનાં કડાં પર પણ પોતાનું નામ કોતરાવેલ છે. પરંતુ આ વસુંધરા કોની થઇ છે કે એની થાય!

મહુમ્મદમિયાંના જુલ્મી સ્વભાવની એક વાત એવી છે, કે તે એક વખત ખળાં ભરવા માટે ખળાંવાડમાં બેઠો હતો. પાસે કેટલાક જૈન ગૃહસ્થો પણ બેઠા હતા. વાત પરથી વાત નીકળતાં મહુમ્મદમિયાંની પૈસા કઢાવવાની કળા વિષે કંઇક વાત ચાલી. મહુમ્મદમિયાં એ વખતે બાજુના દરમાંથી બહાર નીકળેલી અસંખ્ય કીડીઓ તરફ હાથ લંબાવીને બોલ્યો, કે "હું તો આ કીડીઓ પાસેથી પણ મને જોઇએ તેટલી રકમ મેળવી શકું." મહુમ્મદમિયાંની આ નવાઇ જેવી વાતથી સૌને અજાયબી લાગી. ત્યાં બેઠેલા સૌ બોલી ઊઠ્યા, કે એ વાત માની શકાય તેવી નથી. મહુમ્મદમિયાંએ જણાવ્યું, કે "*ન માની શકાય તો હમણાંજ હું તમારી સૌની રૂબરૂ એ પ્રયોગ* કરીને તમારી ખાતરી કરી આપવાને તૈયાર છું." મહુમ્મદમિયાંનો આ અજબ પ્રયોગ જોવાને સૌએ પોતાની ઇચ્છા બતાવી. મહુમ્મદમિયાં તરતજ ત્યાંથી ઊઠ્યો અને પોતાના પગમાંથી જોડા કાઢીને, પેલી કીડીઓના નાંગરા પર એક પછી એક ધમોધમ મારવા મંડ્યો, નિર્દોષ કીડીઓ કચડાવા લાગી—છૂંદાવી લાગી.

આ દશ્ય જીવ-દયાના હિમાયતી પેલા જૈન-ગૃહસ્થો માટે ઘણું અસહ્ય નીવડ્યું. તેમણે તરતજ ઊઠીને મહુમ્મદમિયાંનો હાથ પકડી લીધો અને તેના બદલામાં તેને જે જોઇએ તે આપવાની કબુલાત આપી, કીડીઓને કચડાતી બચાવી લીધી. મહુમ્મદમિયાંએ આ રીતે કીડીઓ પાસેથી પણ જોઇએ તેટલો પૈસો કઢાવવાની પોતાની શક્તિ સિદ્ધ કરી બતાવી.

મહુમ્મદમિયાંના આવા જુલ્મો અનહદ હતા. એ જુલ્મોને લીધેજ તેને સુંદ્રાનો ત્યાગ કરીને એક દિવસ નાસી જવાનો વખત

આવ્યો. તે ત્યારપછી તરતજ મરણ પામ્યા. ગ્રામની ઉગમણી તરફ આવેલા કબ્રસ્તાનમાં એને દફનાવવામાં આવ્યો. કહેવાય છે કે એના જુલ્મથી જમીને પણ એને બે વાર બહાર કહાડી નાખ્યો હતો. એનો ભાઈ જાફરબિયાં પણ આખરે ગાંડો થઇ ગયો અને તેણે ભીખ માગીને પોતાનું આખરી જીવન પૂર્ણ કર્યું.

---

## ( ૬ )

## સુંદરજી સોદાગર.

દેશમાં જે સમયે ઘણી અંધાધુંધી વ્યાપે, તે સમયે મહાન પુરૂષો પણ પાકે એવો એક કુદરતનો અચૂક નિયમ છે. રા'રાયધણના અવ્યવસ્થિત અને અંધકારમય રાજ્યઅમલ દરમિઆન કચ્છમાં પણ એક પછી એક મહાપુરૂષો પાકતા આવ્યા. તેમાં સુંદરજીશેઠ તો હદવાળી. અવનતિની અંધારી ખીણમાંથી આપ બળે ઉન્નતિના શિખર પર પહોંચનાર સુંદરજીશેઠ હતા. એમનો જન્મ કચ્છ-માંડવી તાલુકે ગુંદિયાળી ગામમા બ્રહ્મક્ષત્રીય જ્ઞાતિમાં શિવજી હીરજી નામે એક સાધારણ જાગીરદારને ત્યાં થયો હતો. સુંદરજીશેઠનું બાલ્યજીવન જુગાર અને તોફાનમાંજ પસાર થયું હતું. અધુરામાં પુરૂં એમને નાનપણમાંજ ઘોડાઓનો કંઈ અજબ છંદ લાગેલો. ગમે તેવો તોફાની ઘોડો હોય, છતાં સુંદરજી તેના પર બેધડકપણે ચડી બેસે, અને તેને અલ્પ સમયમાં સીધો દોર કરી મૂકે.

સુંદરજી શેઠને નાનપણમાં સો સુધો કહીને બોલાવતા. જ્યાં જ્યાં જુગારીઓ કે તોફાનીઓની મંડળીઓ હોય, ત્યાં ત્યાં એનાં પગલાં તો હોયજ. સુંદરજી મોટો થતાં એનામાં જુગારની બદી પણ વધવા લાગી. તે રાત દિવસ જુગારીઓના અખાડામાંજ પડ્યોપાથર્યો રહે. જે કઇ હાથમાં આવે, તે જુગારમાં અથવા સાધુ-સંતોને દાન કરવામાં ઉડાવી નાખે. સાધુ-સંતો પ્રત્યે એને પ્રથમથીજ અનુરાગ હતો. પૈસા તો એને મન કાંકરા હતા. કોઇનો પણ અંકુશ એને ફાવે નહિ. સ્વચ્છંદે ફરવું અને ફાવે તેમ કરવું, એજ એનો કાર્યક્રમ સુંદરજીને સુધારવા એના પિતાએ અનેક ઈલાજો લીધા, પણ રેતીમાથી તેલ નીકળે, તો સુંદરજી સુધરે. આખરે એના પિતા પણ

કંટાળ્યા. સંવત્ ૧૮૪૬ માં એના પિતા શિવજીએ એના ભાગની બે હજાર કોરી આપી દઇને એને જુદો કર્યો. પરંતુ "જર જુગારી ગુંજલે ટકે કેટલી વાર?" એ નિયમ અનુસાર સુંદરજી પાસે આવેલી આ બે હજાર કોરીની રકમ અલ્પ સમયમાં 'છૂ' થઇ ગઇ.

હવે તેણે પોતાની સ્ત્રીનાં ઘરેણાં પર મીટ માંડી. તેણે એ ઘરેણાં પડાવી લેવાનો ખૂબ પ્રયત્ન કર્યો. પણ બાઈએ જુગારી પતિને પોતાનાં ઘરેણાં આપવાની સાફ ના સુણાવી દીધી. આથી ઘરમાં કલેશ પેઠો. પરિણામે ઘરમાં મોટો ઝગડો મચાવીને સુંદરજીએ શુંદિયાળીથી બે ગાઉ પર આવેલા નાગનાથ મહાદેવ પર ઉગ્ર તપશ્ચર્યા આદરી દીધી. કહેવાય છે, કે સુંદરજીના ભારે તપથી શંકર પ્રસન્ન થયા, અને ઘોડાના વેપારથી એનું સારૂં થશે એવું વરદાન આપ્યું.

આ ઘટના પછી સુંદરજીમાં એકાએક અજબ જેવો પલટો થઈ ગયો. પોતાનું ભાગ્યબળ અજમાવવા તે કમર કસીને તૈયાર થયો. સુંદરજીને પ્રથમથીજ અશ્વ-શાસ્ત્રનો અથાગ શોખ હતો. તેણે એ વિષયમાં અત્યાર અગાઉ સારૂં જ્ઞાન સંપાદન કરી લીધું હતું. સૌથી પ્રથમ તે માંડવીના નગરશેઠ પાસે ગયો અને ઘોડાઓનો વ્યાપાર કરવાની પોતાની ઇચ્છા તેની પાસે વ્યક્ત કરી. સુંદરજીની ખાનદાની, મધુર વાણી અને અશ્વ-પરીક્ષાની શક્તિ જોઇને નગરશેઠે તેને સાત હજાર કોરીની સહાય આપી. સુંદરજીએ તેના ચૌદ ઘોડા ખરીદ્યા અને તે કોચીનબંદરે લઇ જઇને તેમાંથી સારો નફો મેળવ્યો.

હવે તેણે પોતાની કુસંગત અને કુટેવોનો સદાને માટે ત્યાગ કર્યો હતો. તેની કળા શુકલપક્ષના ચંદ્રની પેઠે દિન પ્રતિદિન વધતી ચાલી. એ અરસામાં બે અંગ્રેજો હથિયારો વેચવા માટે કચ્છમાં આવેલા. હથિયારો વેચતા આ બંને પરદેશીઓમાં વહેમ પડવાથી કચ્છ દરબારે તેમને કેદ કીધા. સુંદરજીએ આ લોકોના જામીન પડીને એમને છોડાવ્યા અને પોતાને ખરચે મુંબઇ પહોંચાડી દીધા.

સુંદરજી આખા કચ્છમાં ભટકી ભટકીને, ખોડખાંપણ વિનાના ઉંચામાં ઉંચા ઘોડા ખરીદ કરવા લાગ્યો અને મુંબઇ જઇને તે વેચવા લાગ્યો. મુંબઇમાં પેલા બે અંગ્રેજ ગૃહસ્થોએ સુંદરજીને દીઠો અને તેના તમામ ઘોડાઓ તેમણે સારા નફાથી સરકારી લશ્કરી

ખાતામાં વેચાવી દીધા. ત્યાંથી સુંદરજીને બીજા સારામાં સારા ઘોડા લાવવાનું કહેવામાં આવ્યું. અને તગદપેટે અર્ધી રકમ પણ આપવામા આવી. આથી તેનામાં નવો ઉત્સાહ આવ્યો અને તેણે લશ્કરી ખાતાને ઉંચામાં ઉંચા ઘોડા ખરીદીને બેવડે નફે વેચ્યા.

આ વખતે ટીપુ સુલ્તાન અને અંગ્રેજો વચ્ચે લડાઇ ચાલતી હોવાથી, ત્યાં ઘોડાઓની કિંમત ઘણી સારી ઉપજે છે એમ જાણી, સુંદરજી પોતાના ઘોડા મલબારમાં કાનામાંગરોળ ખાતે લઇ ગયો અને તમામ ઘોડા કર્નલ મોંટેગોમરીને આપ્યા. ઘોડાઓની ઉંચી જાત જોઇને કર્નલ ખુશી થયો. તેણે દરેક ઘોડાના ૫૩૫) રૂપિયાનો ભાવ ગણી આપ્યો. કર્નલે બીજા ચારસેં ઘોડાની માગણી કીધી અને તે પેટે એક લાખ રૂપિયા પ્રથમથી આપ્યા.

સુંદરજીએ મદ્રાસની બજારમાંથી લાખ રૂપિયાનાં મોતી લીધાં અને બમણે નફે તે સુરતમાં વેચ્યાં. ત્યારપછી કચ્છ-કાઠિયાવાડ અને સિંધમાં ફરી, દરેક ઘોડાની જાતે પરીક્ષા કરી, ચારસેં ઘોડા ખરીદીને સરકારને સોંપ્યા. સુંદરજી સોદાગર, સરકાર અને ટીપુ સુલ્તાન બંનેને વહાણોનાં વહાણો ભરીને પુષ્કળ નફાથી ઘોડા વેચવા લાગ્યો.

સુંદરજીનું અક્ષર જ્ઞાન ઝાઝું ન હતું. પણ તેનામાં ભણતર કરતાં ગણતર વધારે હતું. તેણે સરકારી અમલદારોમાં ખૂબ પ્રતિષ્ઠા મેળવી લીધી. તેનો ઘોડાનો વ્યાપાર હવે વ્યાપક બની ગયો. તેની સાથે તેણે બીજો વ્યાપાર પણ ચાલુ કરી દીધો મુંબઇ, અમદાવાદ, મહીસુર, માંગરોળ, પુના, કુમઠા, કાલીકટ, મલબાર, વડોદરા, રાજકોટ, ધોરાજી, નોડિયા, નવાનગર તેમજ કચ્છ અને સિંધમાં મોટા મોટા સ્થળે સુંદરજીએ પોતાની પેઢીઓ ખોલવા માંડી અને વ્યાપાર ધમધોકાર ચલાવવા માંડ્યો. સુંદરજીનો સિતારો હવે દિવસે દિવસે બુલંદ થતો ગયો. એક વખતનો જુગારી સુંધો હવે સુંદરજી સોદાગરના માનવંતા નામથી દેશ-વિદેશમાં વિખ્યાત થયો.

અંગ્રેજ સરકાર અને લખનૌના નવાબ વચ્ચે વિગ્રહ ચાલતો હતો. આખરે સલાહ થતાં સંધિના કરારો માટે ચાર અંગ્રેજ અમલદારો અને એક દેશી અમલદારની નીમણુક થઈ. દેશી અમલદાર તરીકે બંને પક્ષની પસંદગી સુંદરજી સોદાગર ઉપર ઉતરી.

આ સંધિમાં ૭૪ કલમોનું લખત થયું. બંને પક્ષોની સહીઓ લેવાઇ અને ઉભય પક્ષો સુંદરજી શેઠની કુશળતાથી સંતુષ્ટ થયા. નવાબે સુંદરજીશેઠને ખૂબ માન આપ્યું, અને સરકારે માસિક બસેં રૂપિયાનું પેન્શન કરી આપ્યું.

સુંદરજીશેઠ હવે રાજામહારાજાઓમાં પણ પૂજાવા લાગ્યા સયાજીરાવ પહેલા ગાયકવાડના ભાઈ મલ્હારરાવ કડી પ્રાંત દબાવી બેઠા હતા, તે મેળવી આપવા ગાયકવાડે સુંદરજીશેઠને જણાવ્યું. સુંદરજીશેઠે સરકાર મારફત કડી પ્રાંત ગાયકવાડને અપાવ્યું. તેમાં શેઠ તેમજ સરકાર ઉભયને ગાયકવાડ તરફથી સારો લાભ મળ્યો.

સંવત્ ૧૮૭૨ માં કમ્પની સરકારે પેશ્વા બાજીરાવ બીજા પર ચડાઇ કરી, ત્યારે સુંદરજીશેઠ પણ ત્યાં હતા પેશ્વની હાર થતાં કાઠિયાવાડની જમાબંધી સરકારને મળી. તે ઉઘરાવવાનું કામ પણ સરકારે સુંદરજીશેઠને સોંપ્યું.

સરકારે હવે સુંદરજીશેઠને નેટિવ એજંટની સનદ આપી. છડી, સવારી, પાલખી, મશાલ અને નેકીનો પરવાનો પણ આપવામાં આવ્યો. ખર્ચ માટે માસિક એક સો રૂપિયા પણ આપવાનું ઠર્યું સુંદરજીશેઠ હવે રજવાડી ઠાઠથી રહેવા લાગ્યા.

માળીઆના મિયાણા મોરબી ઠાકોરનાં ગામો લૂંટતા હોવાથી, ઠાકોરે સુંદરજીશેઠને બોલાવ્યા. શેઠે ત્રણ લાખના ખર્ચે સરકારી પલટણ બોલાવી, મિયાણાઓને મ્હાત કરી માળીઆ મોરબી ઠાકોરને સ્વાધીન કરાવ્યું. મોરબી ઠાકોરે આ ખર્ચની રકમ સુંદરજીશેઠ પાસેથી લીધી અને ટંકારિયા પરગણું તેમની પાસે ગીરવી મૂક્યું. ઉપરાંત પાંચ ગામો સુંદરજીશેઠને બક્ષીસ આપ્યાં •.

પોરબંદરના રાણાનો મુલક તેના પ્રધાન ઠક્કર પરમાનંદે મિયાણાઓની મદદથી પચાવી પાડેલો હોવાથી, રાણાએ સુંદરજી શેઠની મદદ માગી સુંદરજીશેઠે કર્નલ વાકરની સહાયથી પોરબંદરનો મુલક રાણાને અપાવ્યો. પણ તે અંગે થએલ ખર્ચની રકમ રાણા પાસે ન હોવાથી, તેણે તે રકમ શેઠ પાસેથી લીધી અને તેના બદલામાં પોરબંદરનો વહીવટ આઠ વર્ષની બંધીથી શેઠને સોંપ્યો. શેઠે બાર મહીના ત્યાં રહીને રાજ્યનું કામ ચાળે પાડ્યું. પછી પોતાના ભત્રીજાને ત્યાં રાખીને પોતે અન્ય કાર્યોમાં પરોવાયા.

જામનગરના જસાજીએ સુંદરજીશેઠના સાત ઘોડા બળજબરીથી ઝૂટવી લીધેલા હોવાથી, શેઠે ગાયકવાડી ફોજ લાવીને જામનગર પર ચડાઇ કરી. જસોજી કહેતા હતા, કે "લુગડાંનો રંગનાર એ ખત્રી તે શું કરવાનો હતો ?" તેને સુંદરજીશેઠે જણાવ્યું, કે "આ ખત્રીના રંગની છાપ એવી તો મજબુત બેસી જશે, કે જીવન પર્યંત પણ નીકળવાની નથી." આખરે મોટી લડાઇ થઇ, જસોજી હાર્યા અને દશ લાખ રૂપિયા દંડ ભરવાની શરતે સુલેહના કરાર થયા આ રકમ જસાજી પાસે ન હોવાથી, જોડીઆ અને બાળંભા એ બે પ્રગણાં તેણે સુંદરજીશેઠ પાસે ગીરવી મૂકીને રૂપિયા લીધા અને બીજાં ચાર ગામ શેઠને બક્ષીસમાં આપ્યાં.

સુંદરજીશેઠ પુરૂષાર્થની પ્રતિમૂર્તિ સમા હતા. તે સઘળા ગુન્હા માફ કરતા પણ એક આળસ માફ કરતા નહિ. પોતે પણ સતત્ પુરૂષાર્થને પરિણામે હવે કરોડાધિપતિ બની ચૂકયા હતા. તેમણે અનેક ધર્મશાળાઓ, મંદિરો અને સદાવ્રતો સ્થાપી તેમાં લાખો રૂપિયા ખર્ચ્યા હતા.

બેટ દ્વારકામાં એમણે મોટો યજ્ઞ કરીને હજારો બ્રાહ્મણો વરણીમાં બેસાડ્યા, ૧૨૫ મણ ઘી યજ્ઞમાં હોમ્યું અને લાખો રૂપિયા ખર્ચ્યા.

કચ્છના મહારાઓશ્રી ભારમલ્લજીએ પોતાની મદદ માટે સુંદરજીશેઠને લખ્યું અને સુંદરજીશેઠે બ્રિટિશ લશ્કરની મદદથી માંડવી, મુંદ્રા, લખપત, ગઢસીસા વગેરે હાથમાંથી નીકળી ગએલા શહેરો રાઓશ્રીને સ્વાધીન કરાવી દીધાં.

સુંદરજીશેઠે સેંકડો માણસોના સંઘ સાથે બદ્રિનારાયણ, કેદારનાથ, હરદ્વાર વગેરેની યાત્રાઓ કરી, હજારો સાધુ-સંતોને જમાડ્યા, અને લાખો રૂપિયા છૂટે હાથે વાપર્યા

યાત્રા પુરી કરીને સુંદરજીશેઠ જોડીએ આવ્યા, ત્યારે તેમને અભિનંદન આપવા જામનગરથી રણમલ જામ, રાજકોટથી ઠાકોર નબાભાજી, મોરબીના ધણી ભૂપતસંગજી, ગોંડળના ઠાકોર સાહેબ, ભાવનગરના વજેસંગજી અને બીજા નાના મોટા મળીને કુલ ૭૨ રાજા અને તાલુકદારો આવ્યા હતા

સંવત્ ૧૮૬૯ માં કચ્છમાં મોટો દુકાળ પડ્યો. આ સમયે સુંદરજીશેઠે પોતાની અથાગ ઉદારતાથી અનેક ગરીબોને મૃત્યુ-મુખમાંથી ઉગારી લીધા હતા. દરેક યાચકને દરરોજના સીધા ઉપરાંત એકેક ધાબળો અને એકેક લોટો તેમની ડેલીમાંથી મળતો

હરદ્વાર પાસે કુંભનો મોટો મેળો દર બાર વર્ષે ભરાય છે. ત્યાં લાખો યાત્રાળુઓ એકઠા થાય છે તે તમામને શેઠે ચાર દિવસ સુધી ઉત્તમ પ્રકારનાં ભોજનો જમાડ્યાં કહેવાય છે કે પાંચ હજાર વર્ષ પર કાંતો ત્યાં પાંડવોએ આવો ભંડારો કર્યો હતો અને કાંતો કચ્છી દાનવીર શેઠ સુંદરજીએ કર્યો.

સુંદરજીશેઠે ગીરનારના ડુંગર પર છેક ગુરૂ દત્તાત્રયના શિખર સુધી પાકાં પગથીઆં બાંધાવ્યાં અને દામોદરકુંડની પાળ બંધાવી. ઉપરાંત નારાયણસરોવર, કોટેશ્વર, આસારમાતા, રાણેશ્વર, નાગનીનાથ વગેરે મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો તેમજ રાવળપીર, ધીણોધર પર ધોરમનાથ, કલ્યાણેશ્વર, નીલકંઠમહાદેવ તથા વોંધમાં જડેશ્વર મહાદેવ વગેરે અનેક મંદિરો બંધાવ્યાં.

એ ધર્મપરાયણ, રાજનીતિજ્ઞ અને વ્યાપારકુશળ શેઠ સુંદરજી સોદાગરે સં. ૧૮૭૮ ના ફાગણ વદ ૧૨ ના રોજે બપોરના અગિયાર વાગે દેહ મૂકયો. એમના મરણ પછી કાઠિયાવાડનાં જે જે ગામો એમની પાસે ગીરવી હતાં તે, અને એમને મળેલાં ઇનામી ગામો, તે તે ગામોના માલીકોએ પાછાં ખેંચી લીધાં અનેક રાજા રજવાડાઓ પરનું લાખો રૂપિયાનું એમનું દેવું આમ ડૂબી ગયું.

સુંદરજીશેઠ એક મહાપુરૂષ હતા-ભાગ્યશાળી પુરૂષ હતા. કમ્પની-સરકારના જમણા હાથ જેવા હતા કચ્છડાના ઝગઝગતા કીર્તિ-કળશ સમા હતા. એમનાં કીર્તિ-ધામો. એમનું ઉજ્વળ નામ સદાસર્વદા અખંડ અને અમર રાખશે. એમના વંશજો આજપણ કચ્છ-ગુંદિયાળીમાં સારી સ્થિતિમાં છે.





મહા રાઓશ્રી દેશળજી બીજા



મહારાઓશ્રી લખપતજી

# પ્રકરણ ૨૬ મું.

## મહારાઓશ્રી ભારમલજી (૧૭૫) દેશળજી અને પ્રાગમલ્લજી.

### ( ૧ )
### જગજીવન મહેતો.

રાઓશ્રી રાયધણજીના સ્વર્ગવાસ પછી તેમના પંદર વર્ષના કુમાર માનસિંહજી ભારમલજી નામ ધારણ કરીને ગાદી પર બેઠા. રાજ્યની સત્તા જમાદાર ફતેહમહમ્મદના મોટા પુત્ર હુસેનમિયાંના હાથમાં હતી.

આ વખતે સરકાર સાથેના કરારોનું પાલન થતું ન હોવાથી, કપ્તાન મેકમર્ડો મોરબીથી ભુજ આવ્યો. તેની પાસે હુસેનમિયાંએ દીલગીરી દર્શાવીને વાગડના લૂટારાઓનો નાશ કરવાનું વચન આપ્યું. પણ એજ અરસામાં એનો નાનો ભાઇ ઇબ્રાહીમમિયાં એનાથી વિરૂદ્ધ પડ્યો. હુસેનમિયાં લૂટારાના નાશ માટે વાગડમાં ગયો. કેટલાકને પકડીને સરકારને સ્વાધીન કર્યા અને કેટલાકને નસાડી પણ મૂકયા.

આગળ જતાં હુસેનમિયાં અને ઇબ્રાહીમમિયાં વચ્ચે એમની માતાની સમજાવટથી સમજુતી થઇ અને સુંદ્રાવાળો મહમ્મદમિયાં પણ એમની સાથે આવીને ભળ્યો. સરકાર સાથે સુલેહથી કામ લેવાની જગજીવન મહેતાની વલણ ઇબ્રાહીમમિયાંને પસંદ ન હોવાથી, તેમની વચ્ચે કેટલાક સમયથી ખટરાગ ચાલુ હતો. આ અણબનાવ વધતો જવાથી, આખરે ઇબ્રાહીમમિયાંએ જગજીવન મહેતાનું ખૂન કરવાની કોશીશ કરવા માંડી. પણ મહેતાની આસપાસ અરબ પહેરેગીરો રાતદિવસ કિલ્લાની માફક ખડા રહેતા હોવાથી, તે ફાવે તેમ ન હતું. ઇબ્રાહીમમિયાંએ આખરે અરબ પહેરગીરોને પણ મોટી મોટી લાલચો આપીને ફોડ્યા. જગજીવન મહેતાના ઘરની

આસપાસ ઘેરો ઘાલીને ત્યાં તોપો ગોઠવવામાં આવી. મહેતા મીઠી ઇબ્રાહીમની મદદથી ત્યાંથી છટકી જઇને જમાદારનાં ખોરડાં તરફ ચાલવા માંડ્યો. પરંતુ પંચહટડી પાસે મહમ્મદ સોતાના ભાઇ જાફરમિયાં અને તેના સાથીઓની તલવારો મહેતા પર તૂટી પડી અને જગજીવન મહેતાનો પણ કરૂણ અંત આવ્યો. એજ દિવસે પ્રભાતમાં મહેતાના ભાઈ રામચંદ્રને દરબારમાં સલામે જતી વખતે શુંગાળાવીને મારી નાખવામાં આવ્યો હતો. મહેતા-કુટુંબની આવી દુર્દશા થતાં તેના ઘરની સ્ત્રીઓએ પણ પોતાના હાથેજ પોતાના જીવનનો અંત આણ્યો. મહેતાના ત્રીજા ભાઇ કુબેરજીએ પણ મહેતા-કુટુંબની આવી પાયમાલી કરનાર નરપિશાચો પર ઈશ્વરી કોપ ઉતારવા જીવતે સમાધિ લીધી.

---

## (૨)
## ઇબ્રાહીમમિયાંનો અંત.

જગજીવન મહેતાના ખૂનની ખુશાલીમાં ઇબ્રાહીમમિયાંએ એક મોટી મીજબાની ગોઠવી હતી. તેમાં મહેતાના ખૂનીઓમાંના દરેકને તેના કાર્યના પ્રમાણમાં શાલ-દુશાલા આદિ ઇનામો આપવામાં આવ્યાં. આ વખતે રાઓશ્રીના અંગરક્ષક મારવાડી સિબંધીઓનો એક મુખી માલમસિંહ પણ ઇનામ લેવા માટે આવ્યો. પરંતુ ઇબ્રાહીમમિયાંએ તેનો તિરસ્કાર કર્યો અને અપશબ્દો કહીને તેને ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી. પેલા મારવાડી સૈન્યના સરદારે તેજ વખતે પોતાની કેડમાંનું ખંજર કાઢી ઇબ્રાહીમમિયાંના પેટમાં પહોંચાડી દીધું. ભવ્ય પ્રસંગમાં આ ભયાનક ઘટનાએ હાહાકાર મચાવી દીધો. "ઇસ હાથ દે ઉસ હાથ લે" એ સિદ્ધાંત અનુસાર ઇબ્રાહીમમિયાંને તેના કાર્યનો બદલો તુરતાતુરત મળી ગયો. આ ઘટનાથી હુસેનમિયાંનું મગજ પણ વહેમના ચકડોળે ચડી ગયું. તેણે ત્રણસો મારવાડીઓને પકડાવીને મારી નાખ્યા અને રાઓશ્રીના અંગરક્ષકો તરીકે આરબોને નીમ્યા.

---

## ( ૩ )

## અવ્યવસ્થા.

આ અરસામાં કચ્છમાં વળી પાછી અવ્યવસ્થા ઉત્પન્ન થઇ. એક તરફથી હુસેનમિયાં ભુજથી છુટો થઇ અંજાર દબાવીને બેસી રહ્યો અને બીજી તરફથી સરકારનો પગપેસારો પણ અવારનવાર ચાલુ રહ્યો. અધુરામાં પુરૂં વાગડના લુટારાઓએ કપ્તાન મેકમર્ડોની જ છાવણી લૂટી. આથી રાઓશ્રી ભારમલજી વાગડ ઉપર ચડી ગયા અને કમ્પની સરકારને તોબા પોકરાવનાર ચાંદો અને સરમાણ નામના મોટા લુટારાઓનો તેમણે નાશ કીધો. આથી કહેવાયું, કેઃ—

દુહો—ભારા ભૂપ ન મારિયે, ચાંદો ને સરમાણ,
જીવત જો જમરાણ, ફિરંગી ફરકત નહિ.

રાઓશ્રી ભારમલજીએ લૂટારાઓનો નાશ કરેલ, છતાં તેમનો ઉપદ્રવ હજુ તદ્દન નાબુદ થયો ન હતો. આથી કર્નલ ઇસ્ટ ૪૦૦૦ ની ફોજથી કચ્છ પર ચડી આવ્યો. ભુજ સાથે વાટાઘાટ ચલાવવા તેણે અંજારના કારભારી હુસેનમિયાંને અંજારમાં પોતાનું લશ્કરી થાણું રાખવા દેવાનું જણાવ્યું. પણ હુસેનમિયાંએ તે વાત કબુલ ન કરતાં કર્નલ ઇસ્ટે અંજારનો કિલ્લો તોડવા તોપોના મોરચા માંડ્યા. આખર હુસેનમિયાં તાબે થયો તેણે દરવાજા ખોલી આપ્યા અને અંજાર સરકારને સ્વાધીન કરીને પોતે ભુજ નાસી ગયો. બીજેજ દિવસે કર્નલ ઇસ્ટે તુણાબંદરનો કબજો પણ લઇ લીધો. પાછળથી કોરી એંશી લાખ સરકારને આપવાનું ઠરતાં તાત્કાળિક સમાધાની થઇ.

આ મોટી રકમ એકઠી કરવા માટે દીવાનની જરૂર હોતાં રાઓશ્રીએ મેતા કુશળચંદને દીવાનની પાઘડી આપવાનું જણાવ્યું. પરંતુ તે દિવસ યમઘંટ તથા વ્યતિપાતનો હોવાથી જોષી મહારાજોએ તેને બીજે દિવસે દિવાનની પાઘડી પહેરવાની સલાહ આપી. આ તકનો લાભ લઇને દીવાન થવા માટે લક્ષ્મીદાસ તૈયાર થયો. ઉપલી રકમ એકઠી કરી આપવાની શરતે દિવાનની પાઘડી તેને આપવામાં આવી. લક્ષ્મીદાસે પોતાની કાર્યકુશળતાથી થોડાજ સમયમાં લગભગ તમામ રકમ એકઠી કરી લીધી અને કપ્તાન મેકમર્ડોને પચાસ લાખ રોકડી, વીસ લાખના દસ્તાવેજ અને દશ લાખ મૂકાણ કરાવી, તેણે દેશના જાડેજા ભાયાતોને એકઠા કરીને રાજ્યને અનુકુળ એવા કોલ-

કરારો કરાવી લીધા, કે બ્રિટિશ સરકારે કચ્છરાજ્ય સાથે મિત્રાચારીનો સંબંધ રાખવો અને રાજ્યની આંતરિક વ્યવસ્થા ( Internal affairs ) માં બીલકુલ હસ્તક્ષેપ કરવો નહિ.

આ અરસામાં રાઓશ્રી એશઆરામમાં પડીને હલકા સોબતીઓની સલાહ પ્રમાણે રાજકાજ ચલાવવા લાગ્યા. ગરાસીઆઓ પાસેથી જાગીરો છીનવી લેવાની યોજના તેઓ ઘડવા લાગ્યા. સાંધાણ અને આડેસર પર ચડાઇ કરીને તેમણે પોતાની યોજના અમલમાં લાવવાની શરૂઆત પણ કરી દીધી. આથી ભાયાતો ગુસ્સે થયા અને તેમણે સાઠ સહીઓવાળી એક અરજી કરીને કમ્પની સરકાર પાસેથી રક્ષણ માગ્યું.

અધુરામાં પુરું એજ અરસામાં રાઓશ્રીના પીતરાઇ ભાઇ લધુભાનું અબ્દુલકરીમ નામના રાઓશ્રીના એક અરબ અંગરક્ષકે ખૂન કર્યું. આ ખૂનમાં સરકારને રાઓશ્રીનો હાથ જણાતાં તે વિષે તેમને લખવામાં આવ્યું. રાઓશ્રી આથી ગુસ્સે થયા અને તેમણે કમ્પની સરકારના નેટિવ એજન્ટને ભુજમાંથી હાંકી કહાડીને લશ્કરી તૈયારી કરવા માંડી.

આથી કપ્તાન મેકમર્ડો એકદમ લશ્કર લઇને ભુજ પર ચઢી આવ્યો અને રાઓશ્રીને શરણે આવવાનું તેણે ફરમાન કર્યું. રાઓશ્રીએ આ ફરમાનને ગણકાર્યું નહિ તેથી કપ્તાન મેકમર્ડોએ ભુજિયા પર હલ્લો કરીને તેનો કબજો લઇ લીધો. આમ થતાં રાઓશ્રી શરણે થયા. તેમને ચોકીમાં રાખવામાં આવ્યા અને કચ્છની રાજ્યગાદી પર કોને બેસાડવો તેની વાટાઘાટ ચાલવા લાગી. આ વખતે લક્ષ્મીદાસ કામદારે પોતાની ચાલાકીથી સૌને સમજાવીને ત્રણ વર્ષના કુમાર દેશળજીને રાજ્યગાદી સોંપવાનો ઠરાવ કરાવ્યો.

---

( ૪ )

## લક્ષ્મીદાસ કામદાર.

લક્ષ્મીદાસ કામદારનો જન્મ સંવત્ ૧૮૩૬ ના કાર્તક વદ ૧૩ ને મંગળવારે લખપતમાં થએલો હતો એમના પિતા પ્રથમ કાસદનું કામ કરતા. પણ પાછળથી જમાદાર ફતેહમહમ્મદે તેમને લશ્કરમાં મુત્સદ્દી સૈનિક તરીકે રાખી લીધા. આગળ જતાં લક્ષ્મીદાસ પોતે

પણ જમાદાર ફતેહમહમ્મદ પાસે લશ્કરમાં જોડાયા. લશ્કરમાં પગાર ચુકાવવા વગેરેનું કામ તેમને સોંપવામાં આવ્યું. જમાદારના મરણ પર્યંત બંને પિતા-પુત્ર એજ લશ્કરી નોકરીમાં રહ્યા હતા.

ત્યારપછી લક્ષ્મીદાસે રાજકાજની બાબતોમાં ધ્યાન દેવા માંડ્યું. એક સાધારણ સ્થાન પરથી તેમણે દીવાનગીરી શી રીતે પ્રાપ્ત કરી લીધી એ વાત આગળ કહેવાઇ ગઈ છે. લક્ષ્મીદાસ કામદાર ધર્મપરાયણ હતા. સંવત્ ૧૮૭૫ માં જ્યારે કચ્છમાં ભયંકર ભૂકંપ થયો અને હજારો જગ્યાઓ જમીનદોસ્ત થઇ ગઇ તેમજ હજારો માણસો નિરાધાર બની ગયા ત્યારે લક્ષ્મીદાસ કામદારે ચાર માસ લગી ગરીબોનું પાલન કર્યું હતું.

સંવત ૧૮૮૯ માં મોરબીના જુમાનસિંહે લક્ષ્મીદાસ કામદારને ઠાર કરવાની યુક્તિ રચી. કામદારના ઘરની આસપાસ સખ્ત ચોકીપહેરો રહેતો હોવાથી, તે કાળો કામળો ઓઢી અંદર ખુલ્લી તલ્વાર છુપાવી હાથમાં કાગળીઆ લઇ મોરબી રાજ્યનો ખરીતો આપવાને બહાને કામદાર પાસે પહોંચી ગયો અને કામદારને કાગળો આપ્યા. કામદાર કાગળો વાંચવાને નીચા નમ્યા, કે તરતજ પેલાએ કામદારના મસ્તક પર તલ્વારનો ઘા કર્યો. કામદારના માથામાં ત્રણ ઈંચ ઉંડો જખમ પડ્યો. આ વખતે રૂપો કોઠારી ત્યાં હાજર હોતાં તેણે ખૂનીને પકડી લીધો અને એજન્સીમાં મોકલાવ્યો. આ ખૂનીને તોપને મોઢે બાંધીને ઉડાવી દેવામાં આવ્યો કામદાર આ જીવલેણ જખમમાંથી ત્રણ મહીને સારા થયા. તે વખતે પણ તેમણે સારૂં દાન-પુણ્ય કરેલું.

ભુજમાં જ્યાં પૂંજોશેઠ રહેતો હતો તે મકાન ખોદી જોતાં તેમને સિત્તેર લાખ કોરીનો એક દાટેલો ચરૂ જડ્યો. તે તેમણે ધર્મનાં કાર્યોમાં વાપરેલો કહેવાય છે

એક વખત રાજ્યનો એક હાથી તેમના ઘર પાસેથી પસાર થતાં ત્યાંજ પડ્યો અને મરી ગયો. હાથી જ્યાં મરે ત્યાંજ દટાય, એવો નિયમ હોવાથી રાજ્યના માણસો હાથીને દાટવા માટે ખાડો ખોદવાની તજવીજ કરતા હતા. એટલામાં કામદારે હાથીને કપાવી ગાડાંમાં ઉપડાવીને ગામ બહાર દટાવી દીધો. આથી રાઓશ્રીને એટલું તો માઠું લાગ્યું, કે પોતાનો કોઇ પણ વંશજ કામદારના ઘર પાસેથી પસાર થાય નહિ એવો નિશ્ચય કર્યો. જે અદ્યાપિ ચાલુ છે.

લક્ષ્મીદાસ કામદારના જીવનમાં પણ અનેક પલટા આવી ગએલા. સરકાર સાથે મળીને ભુજિયા પર હુમલો લાવનાર પણ મહેતા લક્ષ્મીદાસ. એક વખત જેને રાઓશ્રી તરફથી લૂંટી લેવામાં આવેલો તે પણ એજ લક્ષ્મીદાસ કામદાર. અને છેવટે જેણે રાજ્યભક્તિ સિદ્ધ કરી બતાવીને રાઓશ્રી ભારમલજીના બાળકુમાર દેશળજીને ગાદી અપાવી એ પણ એજ નાગરવીર લક્ષ્મીદાસ. એકંદરે લક્ષ્મીદાસ કામદાર કચ્છના મહાન મુત્સદ્દીઓમાંનો એક નીડર, પ્રભાવશાળી અને પ્રખર મુત્સદ્દી હતો.

---

## ( ૫ )
## મહારાઓશ્રી દેશળજી બીજા (૧૭૬)
### અથવા
## સુધારાનો પાયો.

મહારાઓશ્રી દેશળજી રાજ્યગાદીએ આવ્યા ત્યારે તેમની ઉંમર માત્ર અઢી વર્ષની હતી. આથી રાજ્ય-કારભાર ચલાવવા માટે રીજન્સીની નીમણુંક કરવામાં આવી. રીજન્સીમાં છ મેમ્બરો હતા. (૧) સુમરીરોહાના જાડેજા વિજયરાજજી (૨) નાંગ્રેચાના જાડેજા પૃથ્વીરાજજી (૩) રાજગોર ઓધવજી હરભાઈ (૪) મહેતા લક્ષ્મીદાસ વલ્લભજી (૫) ખત્રી રતનજી જેઠાણી (૬) અંગ્રેજ રેસીડન્ટ.

સંવત્ ૧૮૭૯ ના આસુ સુદ ૨ ના રોજે સરકારે રૂપિયા ૮૮૦૦૦ લઈને અંજાર પ્રગણું મહારાઓશ્રીને સ્વતંત્ર સ્વાધીન કર્યું. તેમજ ભુજિયો કિલ્લો પણ દરબારશ્રીને સોંપવામાં આવ્યો.

મહારાઓશ્રી દેશળજીના અમલ દરમિઆન અવારનવાર મિયાણા આદિ કેટલાક લુટારાઓનો ઉપદ્રવ હતો. પરંતુ એ ઉપદ્રવ શમાવી દેવા માટે દર વખતે તાબડતોબ પગલાં લેવાતાં હોવાથી, દેશને કંઇ ખાસ નુકસાન પહોંચ્યું નહિ.

રાઓશ્રી ભારમલજી પર સરકાર તરફથી જે સખ્તી રાખવામાં આવતી હતી, તે પણ આ અરસામાં ધીમેધીમે દૂર થવા પામી હતી. જ્યારે મુંબઇના ગવર્નર જોન માલ્કમ ભુજમાં આવ્યા, ત્યારે

તેમણે મહારાઓશ્રીને તદ્દન મુક્ત કર્યા. મહારાઓશ્રી દેશળજીનાં લગ્ન વખતે તેમના પર કશો અંકુશ હતો નહિ.

રાઓશ્રી દેશળજી ઉંમરે પહોંચતાં તેમણે સાધારણ અંગ્રેજીનું અને ગણિત તથા ભૂગોળ-ખગોળનું જ્ઞાન પણ મેળવી લીધું. રાઓશ્રીની કુશળતા જોઇને તેમને વીસ વર્ષ પુરાં થવાને બદલે સંવત ૧૮૯૧ ના અશાડ સુદ ૨ ના રોજે સ્વતંત્ર અખ્ત્યાર સોંપવામાં આવ્યો.

રાજ્યસત્તા હાથમાં લેતાંજ મહારાઓશ્રી દેશળજીએ કચ્છમાં સુધારા દાખલ કરવાની શરૂઆત કરવા માંડી. કચ્છમાં જાડેજાઓ, અન્ય રાજપૂતો, લેઉઆ કણબીઓ વગેરેમાં દીકરીઓને જન્મતાં વેંતજ દૂધની કડાઇમાં ડુબાવીને દૂધપીતી કરવાનો અર્થાત્ મારી નાખવાનો રિવાજ બહુ લાંબા સમયથી ચાલ્યો આવતો હતો. આ દુષ્ટ ચાલ એમના વખતમાં દૂર કરવામાં આવ્યો. આ વખતે કેટલાક જાડેજાઓએ એવી દલીલ કરી, કે તેમની પાસે કુંવરીઓને પરણાવવાની રકમ ન હોવાથી આમ કરવું પડે છે. આ કારણ ધ્યાનમાં લઇને નબળી સ્થિતિના જાડેજાઓને દીકરી પરણાવતી વખતે કોરી ૪૦૦ ની મદદ આપવાનો ઠરાવ કરવામાં આવ્યો. જાડેજાઓમાં સંતાનોનાં જન્મ-મરણની નોંધ રાખવા માટે ખાસ મહેતા નીમવામાં આવ્યા. તે બાઈઓના મહેતાને નામે આળખાય છે.

મહારાઓશ્રીના સમયમાં એક ઇસ્પિતાલ અને એક સ્કૂલની સ્થાપના કરવાની શરૂઆત થઈ. ઉપરાંત ગુલામોનો વેપાર અટકાવવામાં આવ્યો પતિના મરણ પછી કેટલીક વાર તેની સ્ત્રીને બળાત્કારે સતિ બનાવીને ચિત્તા પર ચડાવી જીવતે સળગાવી દેવામાં આવતી હતી, તે ચાલ પણ સદંતર કાઢી નાખવામાં આવ્યો. તે સિવાય ત્રાગાં તથા જીવતે સમાધિ લેવાનો રિવાજ પણ તદ્દન નાબુદ કરવામાં આવ્યો.

સને ૧૮૫૭ નો બળવો ફાટી નીકળ્યો, ત્યારે તેનો ચેપ કચ્છને પણ લાગ્યો હતો. કચ્છની સરકારી પલટણે પણ કચ્છમાં સરકાર વિરૂદ્ધ બળવો જગાડી દીધો હતો. આ વખતે કચ્છમાં પોલીટિકલ એજન્ટ તરીકે એચ ડબલ્યુ ટ્રિવેલિયન હતો. બળવાએ આખા હિંદુસ્તાનમાં ત્રાસ મચાવી દીધેલો હોવાથી, પોલીટિકલ એજન્ટ પણ ગભરાયો અને પોતાનો જીવ બચાવવા દરબારગઢમાં મહારાઓશ્રીને

આશ્રયે આવી રહ્યો એ દિવસે ભુજનાં નાકાં પણ બંધ રાખવામાં આવ્યાં હતાં પરંતુ થોડાજ સમયમાં પાછી શાન્તિ થઇ જવાથી સૌ નિશ્ચિંત થયા.

મહારાઓશ્રી દેશળજીને બે કુંવર અને એક કુંવરી હતાં. પાટવી કુમાર રવાજી ઉર્ફે બાલુભા હતા. અને ન્હાના હમીરજી હતા. મહારાઓશ્રીની પ્રીતિ હમીરજી ઉપર વધારે હોવાથી, તેઓ રાજ્યગાદી હમીરજીને આપવા ઇચ્છતા હતા આ વાતની પાટવી કુમાર રવાજી ઉર્ફે પ્રાગમલજીને જાણ થતાં તે રીસાઇને મુંદ્રા જતા રહ્યા

મહારાઓશ્રીએ નાના કુમાર હમીરજીને રાજ્યગાદી આપવાની પોતાની ઇચ્છા સરકારમાં જાહેર કરતાં ત્યાંથી જવાબ મળ્યો, કે જો વસ્તી એ વાતનો સ્વીકાર કરવાને તૈયાર હોય, તો બીજી કશી હરકત નથી. આ ઉપરથી મહારાવશ્રીએ કચ્છના મહાજનને બોલાવીને તેમની પાસે પોતાની ઇચ્છા જાહેર કરી પરંતુ દરબારની શેહમાં તણાઇને ખરા હક્કદારનો હક્ક ડુબાવી દેવાનું મહાજનને યોગ્ય ન જણાતાં મહાજને આ કાર્યમા પોતાની સંમતિ આપી નહિ આથી મહારાઓશ્રી પ્રથમ તો ક્રોધે ભરાયા, પણ પાછળથી દિવાન બિહારીલાલને મોકલીને પાટવીકુમાર પ્રાગમલજીને મુંદ્રાથી મનાવીને બોલાવી લીધા.

મહારાવશ્રી પ્રથમ કોડાય અને તેની આસપાસનાં ગામો કુમારશ્રી હમીરજીને આપવા ઇચ્છતા હતા આ કારણથી તેમણે કોડાયને ફરતો ગઢ બંધાવવાની શરૂઆત પણ કરી દીધી હતી × પણ પાછળથી રાજ્યના અન્ય કર્મચારીઓ વિરૂદ્ધ પડવાથી, તેમણે એ વિચાર પણ માંડી વાળ્યો અને કુમારશ્રી હમીરજીને તેરા પ્રગણું આપ્યું. કહેવાય છે, કે મહારાઓશ્રીએ હમીરજીને ખાનગી રીતે પુષ્કળ દ્રવ્ય આપેલું હતુ.

છેલ્લા કેટલાક સમયથી મહારાઓશ્રીની ગરદનમાં દુષ્ટ રોગે દેખાવ દીધો હતો. આ રોગ એકાએક ઉથલો કરી આવતાં સંવત ૧૯૧૭ ના શ્રાવણ શુદ ૯ ને ગુરૂવારે મહારાઓશ્રી દેવલોક પામ્યા.

---

× કોડાયમા જ્યાં ગઢ બંધાવવામા આવેલો તે ફળિયું આજ પણ ગઢવાળું ફળિયું કહેવાય છે.

(૬)

## મહારાઓશ્રી પ્રાગમલજી. (૧૭૭)

અથવા

## શાન્તિ અને સમાધાની.

મહારાઓશ્રી દેશળજીના સ્વર્ગવાસ પછી પાટવીકુમાર રવાજી ઉર્ફે બાલુભા, પ્રાગમલજી નામ ધારણ કરીને સંવત્ ૧૯૧૭ ના શ્રાવણ શુદ ૧૧ ને શનિવારે બાવીસ વર્ષની ઉંમરે તખ્તનશીન થયા.

રાજ્યની લગામ હાથમાં આવતાંજ મહારાઓશ્રી પ્રાગમલજીએ પ્રજાને સુખ અને શાન્તિ પ્રાપ્ત થાય, એવા ઇલાજ લેવા માંડ્યા. એમના સતત્ પ્રયત્નોથી ચારે તરફ અશાન્તિ અને અવ્યવસ્થાનો અંત આવ્યો અને સર્વત્ર શાન્તિ અને સમાધાનીનું સ્થાપન થયું.

મહારાઓશ્રીએ ઇન્સાફ ખાતામાં તેમજ રેવીન્યુ ખાતામાં અનેક સુધારાઓ કરવા માંડ્યા. મોટાં મોટાં શહેરોમાં અદાલતોની સ્થાપના કરવામાં આવી. સ્વામી આનંદાશ્રમ નામના એક મહા મુત્સદ્દી અને અનુભવી બંગાળી સંન્યાસી મારફત કાયદાઓ બંધાવવામાં આવ્યા. વહીવટદારો નીમવામાં આવ્યા. પોલીસખાતું નવા ધોરણ પ્રમાણે સ્થાપવામાં આવ્યું. તેમજ કેળવણી અને આરોગ્યખાતાને પણ સારૂં ઉત્તેજન આપવામાં આવ્યું.

મહારાઓશ્રીને જાહેર બાંધકામોનો અત્યંત શોખ હતો. એમણે પ્રથમ ચાડવા ડુંગરમાં પોતાના નામપરથી પ્રાગસર તળાવ બાંધ્યું. ઉપરાંત શરદબાગ, અશ્વશાળા, ગજશાળા, નવી જેલ, મહાદેવના નાકાની બાંધણી ઇત્યાદિ બાંધકામો સુધરેલી ઢબ પ્રમાણે કરવામાં આવ્યા. એ ઉપરાંત પ્રાગમહેલ નામક સુંદર રાજમહેલ છેક ઇટાલીથી કારીગરો બોલાવીને વીસલાખ રૂપિયાના ખર્ચે તૈયાર કર્યું.

સરકારે મહારાવશ્રીને "નાઇટ ગ્રાન્ડ કમાન્ડર ઓવ ધ સ્ટાર ઑવ ઇન્ડિયા" નો માનવંતો ખિતાબ ઇનાયત કર્યો.

સંવત્ ૧૯૨૭ માં મહારાણી વિક્ટોરિઆના શાહજાદા ડ્યુક ઓવ એડિન્બરોની મુંબઇ ખાતે મુલાકાત લીધા પછી એ પ્રસંગની યાદગીરીમાં મહારાવશ્રીએ દોઢલાખ રૂપિયાના મોટા ખર્ચે ઑલ્ફ્રેડ

હાઈસ્કૂલની સ્થાપના કરી અને શાહજાદા પ્રિન્સ ઑફ્ વેલ્સની મુલાકાતના સ્મરણમાં માંડવીનો કુરદો મોટા ખર્ચે બંધાવવાની શરૂઆત કરી.

મહારાઓશ્રીએ સાદાઇ, વિદ્વત્તા, શાન્તિપ્રિયતા આદિ અનેક સદ્‌ગુણોને લઇને પ્રજાની અથાગ પ્રીતિ પ્રાપ્ત કરી લીધી હતી. પ્રાતઃસ્મરણીય પ્રજાવત્સલ મહારાઓશ્રી પ્રાગમલજી સંવત્ ૧૯૩૨ ના પોષ શુદ ૫ ને શનિવારે સવારે આઠ વાગે પરમધામ પામ્યા. મહારાઓશ્રીના સ્વર્ગવાસથી તેમની તમામ રૈયત કકળી ઉઠી.



કચ્છની રાજ્યગાદી પર હાલમાં વિદ્યમાન મહારાજા ધિરાજ
મિર્ઝાં મહારાઓશ્રી ૭ ખેંગારજી (૧૭૮) સવાઇ
બહાદુર જી. સી. આઇ. ઈ., જી. સી.
એસ. આઇ. બિરાજમાન
છે.

નામદાર મહારાઓશ્રીને બે કુમાર છે. યુવરાજ કુમારશ્રી મધુભા
સાહેબ, ઉર્ફે વિજયરાજજી સાહેબ બહાદુર છે. કુંવર
કુમારશ્રી મનુભા સાહેબ, ઉર્ફે ગોડજી સાહેબ છે.
નામદાર મધુભા સાહેબના યુવરાજ કુમારશ્રી
મેઘરાજજી સાહેબ ઉર્ફે મદનસિંહજી
સાહેબ બહાદુર છે.



# કચ્છના રાજવંશની વંશાવલી ( પુરાણ અને ભાટ લોકોના મત પ્રમાણે ).

૧ શ્રી આદિનારાયણ

૨ નારાયણના નાભિકમલથી બ્રહ્મા

મરીચિ, ૩ અત્રિ, અંગિરા, પુલસ્ત, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, પુલહ, દક્ષ, નારદ

૪ ચન્દ્રમા—૫ બુધ—૬— પુરૂરવા—૭ આયુ—૮ નહુષ —૯ જયધૃતિ–૧૦ યદુ–૧૧ ક્રોષ્ટા–૧૨ અજિતવાન

૨૨વિદર્ભ–૨૧પુરૂજિત–૨૦ઋચક–૧૯ઉશના–૧૮ધર્મ–૧૭પૃથુશ્રવા–૧૬મહાભોજ–૧૫ચિત્રરથ–૧૪–દુગંકુ–૧૩ખ્યાતિ

૨૩ કથ–૨૪ કુંભી–૨૫ ધૃતિ–૨૬ નિર્ધૃતિ–૨૭ દાસારક–૨૮ વ્યોમ–૨૯ જીમૂત–૩૦ પ્રકૃતિ–૩૧ ભીમરથ–૩૨ નવરથ

૪૨ આયુ–૪૧ પુરૂહુત–૪૦ અનુ–૩૯ કુરૂવશ–૩૮ મધુ–૩૭ દેવક્ષત્ર–૩૬ દેવરથ–૩૫ કુરંભ–૩૪ શકુની–૩૩ દશરથ

૪૩સાત્વત-૪૪અધક-૪૫ભજમાન-૪૬વિદુરથ-૪૭સૂરસેન-૪૮શિની ૪૯સ્વયંભોજ-૫૦રૂદિક-૫૧દેવ્યમીઢ–૫૨સૂરસેન

૫૭ સતાનીક–૫૬ ઉગ્રનીક (શોણિતપુર અથવા મિશ્રદેશનો રાજા) ૫૫ સાંબ–૫૪ શ્રીકૃષ્ણચંદ્ર (અંશાવતાર) ૫૩ વસુદેવ

૫૭ સતાનીક—૫૮ સતવીર્ય—૫૯ સૂરસેન—૬૦ સૂર્યમુદ—૬૧ મહીપાલ—૬૨ ગંગાદાસ—૬૩ ગાવિંદમુદ

૭૦ સોમ—૬૯ હરિરાજ—૬૮ ખેંગાર—૬૭ વિંધ્યવરાહ—૬૬ સતવિજય—૬૫ શાલિવાહન—૬૪ સૂર્યમુદ

૭૧ ભીમ—૭૨ ભોજ—૭૩ રાજમાણિક—૭૪ મહીપાળ—૭૫ મેઘળ—૭૬ મૂળરાય—૭૭ મહીપાળ

૮૪ મૂલરાજ— ૮૩ વિંધ્યવરાહ— ૮૨ દુર્ગાખ્ય— ૮૧ ચૂડચન્દ્ર— ૮૦ દેવેન્દ્ર— ૭૯ જુંજ— ૭૮ સલાહ્ણત

૮૫ કાયો— ૮૬ ગોવિંદમુદ— ૮૭ આનન્દ— ૮૮ ચામુંડ— ૮૯ સાર્વલહ— ૯૦ દુર્ગાખ્ય— ૯૧ શાલિવાહન

૯૮ વિક્રમાત — ૯૭ જગદેવ — ૯૬ દયાપાળ— ૯૫ દેવરથ— ૯૪ ખેંગાર— ૯૩ મહીપાળ—૯૨ વિક્રમભોજ

૯૯ અજપાળ—૧૦૦ ભોજરાજ—૧૦૧ ધર્મદેવ—૧૦૨ અંબરીપ—૧૦૩ અિગ્રવર્ણ—૧૦૪ ઉગ્રસેન—૧૦૫ બલકર્ણ

૧૧૨ પ્રતાપજી—૧૧૧ રક્ષરાયજી—૧૧૦ જેઠીજી-૧૦૯ સાંબજી-૧૦૮ જયસિંહ-૧૦૭ અનિરૂદ્ધ-૧૦૬ સહસ્રપાલ

૧૧૩ ગર્વગાડ—૧૧૪ ભાણજી—૧૧૫ મૂલરાજ—૧૧૬ દેવરાજ-૧૧૭ કલ્યાણજી-૧૧૮ જગમાલજી-૧૧૯ ભીમજી

૧૨૬માનસિંહ-૧૨૫ભગવતસિંહ-૧૨૪સરદારસિંહ-૧૨૩ચંદસેનજી-૧૨૨અર્જુનજી-૧૨૧પ્રાથિરાજજી-૧૨૦સિગ્રામજી

૧૨૭ રાયસિંહ— ૧૨૮ આસકર્ણ— ૧૨૯ સામળસિંહ— ૧૩૦ ગજસિંહ— ૧૩૧ સેરસિંહ— ૧૩૨ દેવીસિંહ

( જુઓ મિશ્રપુતિ દેવેન્દ્ર, પૃષ્ટ ૬ ) ૧૩૫ દેવન્દ્ર—૧૩૪ વિક્રમસેન—૧૩૩ સૂરસેન

## નવાનગર તથા ઓખામંડળની શાખા.

જામ ગજણજી ( વં. નાં. ૧૫૬ )



( ૪ )

## મોરબીની શાખા.

૧૭૦ કાંયોજી ( વં. નં. ૧૬૯ રવાજીના કુંવર )



# કારાણી કાવ્ય–કુંજ

## માંની

## એક કાવ્ય-પ્રસાદી.

### ભુજિયો.

કચ્છી સંગર.

---

કવિ—

ભુજિયા ડિલ્લા ભુજજા! કાછેજા સણગાર!
ઉભો ઐંયેં આકાસમેં, સૂરેંજા સરદાર!
જેગીડા! તોં તેં ઉગા, જુગેં–જુગેંજા ઝાડ,
કચ્છજો કીર્તિ–થંભ તું, તોં તેં મિડે મધાર,
અય જોધા જુદ્ધધાર!
અજ ઝાંખો ભાંઇયેં કીં ભલા? .. ... ૧

ભુજિયો—

ઝાંખો ભાંઇયાં ન ત ભલા, જોર ઝમૂકાં કીં?
ચિત્તડેમેં ચુણકેં વિઠા, ધીંગાણેંજા ડીં,
કુડધાંત્ના હિન કોટમેં, સૂરા કેસર–સીં,
અજ રેંડૈતિયું રિઢડિયું, ને બકરિયું બુઆડીં,
ઉભો ન્યારિયાં ઇં,
રણ–કોડીલા કિત્ત વેઆ? .. ... ... ૨

રણ–કોડીલા કિત્ત વેઆ, જોરાતા જુઆણ,
તરારિયેં જે તેજજા અખિયેં મિંજ એંધાણ,
મિડે વતનતા મરી ફિટણજી, અખંડ જેંજી આણ,
રમખાણેંજી રમંઝણ, પલપલમેં પરિયાણ,
ધીંગા ધનૂસ–બાણ,
ધણજીંવ્યા અજ ધૂડમેં... ... ... ... ૩

ધબજીંગ્યા અજ ધૂડમેં, રણ-સૂરેંજા સ્વાગ,
સિંધૂડા સૉણાઇયું, રણ-ડંકેંજા રાગ,
અખિયેં આંસુડા અચેં, અંગ ઝલેતી આગ,
સૂરા સાવજડા જિડાં, મુઢ્યા ડિયેં ન માગ,
ઉડાં ઉડામેં કાગ,
કારા ને 'કા-કા' કંધા... ... ... ... ૪

કારા ને 'કા-કા' કંધા, કાગ કરીં કરરાટ,
ગજેં ભેઆ 'ઘૂ-ઘૂ' કંધા, ઘુવડેંજા ઘૂઘાટ,
ભેરવડું ભેંકાર ને, હોલેંજા હૂંકાટ,
સટ્ઠું કઢેંતા સિયાડિયા, વનરાજેંજી વાટ,
અંતરમેં ઊચાટ,
કેક અચેં ન કૈ વિંજેં... ... ... ... ૫

કેક અચેં ઊચાટ હી, કેંડા ઘર નિકરેઆ,
કૈ કૈ ડિન ધરતી મથે, ધાડૂ ધોંસ થેઆ,
ઝંઝાલું જૉરાતિયું, નારીં નાદ કેઆ,
ઘાર ગજેલા રાત-ડીં, ઘારેં ગજી વેઆ,
ખાંડેં ખેલ કેઆ,
ઝુડિયેં ખ્યા તે ઝાટકા... ... ... ... ૬

ઝુડિયેં ખ્યા તે ઝાટકા, પણ અટ્યા ન રેં ઝૂંઝાર,
ખડ્કેં જે ખણણાટ જા, રણકેં જિત્ત રણકાર,
કાતિલ ઉડેં કટારિયું, ભ્યા ભાલા ભેંકાર,
કનેં મિંજારા ખ્યા કુટેં, અજ પણ ઊ ભણકાર,
જામધંતે ઝમકાર,
રણ-જોગીડેંજી ડિડાં... ... ... ... ... ૭

રણ-જોગીડેંજા ડિડાં, જંગી જાગ્યા જંગ,
કેસર-રંગયું કફનિયું, કેસર-રંગેઆ અંગ,
કેસરિયા રણ-કેસરી, કેસર-વરણે રંગ,
રણ-રતડેંજે રંગસેં, રંગજે જેંજા અંગ,
અડિખલંવા આણભંગ,
ડંક વગાને દેસમેં... ... ... ... ... ૮

ડંકા દેસ-વિદેસમેં, વંકા વગા હુંમેસ,
વંકા થનગન ઘોડુલા, વંકા જેંજા વેસ,
કનતેં વંકા કાતરા, કંધતેં વંકા કેસ,
કેડ્ કટારિયું વંકડ્યું, વંકા વીર વિસેસ,
ઉર વંકા આદેસ,
રણ–ખેલણ જે રંગજા... ... ... ... ૯

રણ–ખેલણ જે રંગજા, જેંજે તનમેં તાન,
સિંધૂડે જો સડ સુણી, મુડ્સ થિયેં મસ્તાન,
રત્તજી રેલમછેલમેં, જોગીડા ગુલ્તાન,
મીંઢળ–બંધે હથ્થડેં, કૈક કનૈયા કાન,
ઝૂંઝયાતે જુવાન,
મથા મંઢે મેધાનમેં... ... ... ... ...૧૦

મથા મંઢે મેધાનમેં, ધડ્ તે ઠેંકયા ધાર,
કૉજાણાં ઊ કિત્તવેઆ, જાડેજા ઝૂંઝાર!
હોથી–હાલા હેંમથુ, પાંડ સમા પડેઆર,
મેંધાનેંજા મોંવડી, મુડ્સ મિયાણાં સાર,
તિન ડીંજી તલ્વાર,
તનમેં તી તાજી થિયે... ... ... ...૧૧

તનમેં તા તાજા થિયેં, ઊ અસલી અનવર,
ધીંગાણેંજી ધાં સુણી, ઉડંધા અચેં અધર,
ઘૉડી ધીંગસેં બઝેં, કોડેં કસે કમર,
સંસલા પણ હિત ચ્યાનસેં, લડંધે ખણેં ન લર,
સનાંય ભનેં સબર,
હિન ધીંગી ધરતી મથે... ... ... ...૧૨

હિન ધીંગી ધરતી સંઘો, ઍડ્રા પસી પ્રતાપ,
કોટ કેઆં હી કોડરેં, અછૂત આપોઆપ,
અજ પિરી ખંઢેર થ્યો, કુંગરેં તેં ર્યો કાપ,
હિકડ્યું હિયેમેં હૉરિયું, ઍડ્યું લગ્યું અમાપ,
ભઈયું વરાકૂં બાપ,
કેક પઇયું ઍં પેટમેં... ... ... ... ...૧૩

કેક પધ્યું ઐં પેટમેં, કટણું ડિઠાં ખણી !
મુડસેંજી મુડસાઇ વધ, મૂરેં સૅાત તણી,
નિકરી વ્યા ઊ નાંગડા, જેકે મથે મણી,
અજ સુરેંત્યું સીંધરિયું, વડા વર ખણી,
　　ધીંગાણેંજા ધણી,
　　ઉગી ઉલીવ્યા ઑાચંધા... ... ... ...૧૪

ઉગી ઉલીવ્યા ઑાચંધા, અભજા નખતર ઇં,
કચ્છમેં કારી રાતડી અઘોર ઘેરાણી,
રણ-ઝૂંઝાર રમીવેઆ, કચ્છજા કેસર-સીં,
સૂર-ભક્તા-દાતાર પણ, મેંપટ રેઆ સુમીં,
　　કારણ ' કારાણી ! '
　　ઝાંખપ આવઇ જાનમેં . ... ... ...૧૫



## અગાઉથી ગ્રાહક થઇ આ ગ્રંથને આશ્રય આપનાર ગૃહસ્થોની શુભ નામાવલી.

| પ્રત. | નામ. | સ્થાન. |
|---|---|---|
| ૫૧ | શ્રીમાન્ શેઠ કોરશી વિજપાળ | મોટા આસંબિયા. |
| ૫૦ | એક સદ્ગૃહસ્થ | કચ્છ—માંડવી. |
| ૨૦ | શ્રીમાન્ શેઠ પુરૂષોત્તમ લાલજીની કું૦ | મુંબઇ. |
| ૨૦ | શ્રીમાન્ ડૉકટર જાદવજી હંસરાજ | ,, |
| ૨૦ | શ્રીમાન્ શેઠ સુરજી વલ્લભદાસ | ,, |
| ૨૦ | ,, વેલજી લખમશી નપુ | ,, |
| ૨૦ | ,, પ્રાગજી દયાળ હરિયાણી | ,, |
| ૨૦ | ,, જેઠાભાઈ ભુલચંદ એન્ડ સન્સ | ,, |
| ૨૦ | ,, વલ્લભદાસ કરશનદાસ નાથા | ,, |
| ૨૦ | ,, લાલજી ડુંગરશી ગાંગજી હસ્તે ગોરધનદાસ જાદવજી | ,, |
| ૧૧ | ,, વી. વી. શેઠીયા અને એસ. ડી. શેઠીયા | ,, |
| ૧૦ | શ્રી સાધનાશ્રમ | કચ્છ—બિદડા. |
| ૧૦ | શ્રીમાન્ શેઠ કેશવજી દામજી | મુંબઇ. |
| ૧૦ | ,, મિઠુભાઇ દેવજી | ,, |
| ૧૦ | ,, લાલજી ઠાકરશીની કું૦ | ,, |
| ૧૦ | ,, શા. ટોકરશી મુળજી | ,, |
| ૧૦ | ,, ઠા. વીરજી રતનશી | ,, |
| ૧૦ | ,, એ. બી. ગૈધર દાર-એ-સલામ | આફ્રિકા. |
| ૮ | ,, ઠા. દામોદર આણંદજી | મુંબઇ. |
| ૫ | ,, શા. ખીમજી માંડણ ભુજપરિયા | ,, |
| ૫ | ,, અમૃતલાલભાઈ ઓઝા | ,, |
| ૫ | ,, ઠા. વલ્લભજી રામજી | ,, |
| ૫ | ,, માધવલાલ મદનજી ભટ્ટ | ,, |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૨ | શ્રીમાન્ હસન ઇબ્રાહીમ | સુથરી. |
| ૨ | શ્રીમાન્ વકીલ પ્રેમજી રાઘવજી | ભુજ. |
| ૨ | „ ગોપાલજી ઉમરશી | „ |
| ૨ | „ ઇશ્વરલાલ રતનલાલ | „ |
| ૨ | „ નોતમલાલ અમૃતલાલ | „ |
| ૨ | „ વૃજલાલ હરિલાલ | „ |
| ૨ | „ તુલશીદાસ મુળજી શેઠ | „ |
| ૨ | રા. બ. જગમાલ રાજાભાઈ | નાગોર. |
| ૨ | રા. રા. હેતુભા સ્વાજી ફોજદાર સાહેબ | અંજાર. |
| ૨ | શ્રીમાન્ શેઠ નથુ મનજી | કુંભારિયા. |
| ૨ | „ પ્રેમજી મેઘજી | „ |
| ૨ | શ્રીમાન્ ઠાકોર સાહેબ ચાંદાજી | કોટડી. |
| ૧ | બા માથી સુંદરબા સાહેબ | વઢવાણ. |
| ૧ | અ૦ સૌ૦ બાશ્રી આનંદકુંવરબા સાહેબ ગણાદવાળા | „ |
| ૧ | અ૦ સૌ૦ બાશ્રી હસેન્દ્રકુંવરબા સાહેબ છોટા ઉદેપુરવાળા | „ |
| ૧ | શ્રીમાન્ કૃષ્ણદાસ હીરજી મુંજુઆણી | મુંબઇ. |
| ૧ | „ રતનશી ખેરાજ | „ |
| ૧ | „ ઠાકરશી નરશી | „ |
| ૧ | „ ભીમજી રતનશી રૂપારેલ | „ |
| ૧ | „ દેવજી રતનશી | „ |
| ૧ | „ શિવજી કુંવરજી | „ |
| ૧ | „ ગંગારામ વલ્લભજી | „ |
| ૧ | „ ઓધવજી વીરજી | „ |
| ૧ | „ વલ્લભદાસ ભીમજી | „ |
| ૧ | „ પ્રધાન માગજી ઠક્કર | „ |
| ૧ | „ દયારામ વાઘજી | |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | શ્રીમાન્ નારાણજી પારખ્યા | મુંબઈ. |
| ૧ | ,, કેશવજી જેરામ | ,, |
| ૧ | ,, પુરૂષોત્તમ ચતુર્ભુજ | ,, |
| ૧ | ,, શિવદાસ ચાંપસિંહ ઠક્કર | ,, |
| ૧ | ,, ગોવિંદજી હરિદાસ | ,, |
| ૧ | ,, વલ્લભદાસ રામદાસ | ,, |
| ૧ | ,, કેશવજી નથુ સેલર જે. પી. | ,, |
| ૧ | ,, શિવજી થાર્યો | ,, |
| ૧ | ,, મથુરાદાસ વીરજી | ,, |
| ૧ | ,, જોશી નરભેરામ ખીમજી કચ્છ તેરાવાળા | ,, |
| ૧ | ,, ધરમશી ભવાનજી | ,, |
| ૧ | ,, કલ્યાણજી માવજી | ,, |
| ૧ | ,, જાદવજી પ્રેમજી ચંદે | ,, |
| ૧ | ,, મુળજી રાઘવજી | ,, |
| ૧ | ,, કારાભાઈ રામજી | ,, |
| ૧ | ,, ચતુર્ભુજ જાદવજી | ચાલીસગામ. |
| ૧ | ,, કરસનદાસ જેઠાભાઇ વેલજી | મુંબઈ. |
| ૧ | ,, વિસનજી કાનજી શરાફ | ,, |
| ૧ | ,, ગાંગજી કાનજી ચદન | ,, |
| ૧ | ભાટિયા બાળરક્ષક વિદ્યાલય | ,, |
| ૧ | શ્રીમાન્ ડૉકટર હરિલાલ દામોદર મહેતા | કચ્છ—માંડવી. |
| ૧ | ,, ,, વિશનજી શિવજી શાહ | ,, |
| ૧ | ,, ,, ઇશ્વરલાલ વૈજનાથ ઓઝા | ,, |
| ૧ | શ્રી દરબાર લાયબ્રેરી | ,, |
| ૧ | શ્રીમાન્ શેઠ કેશવજી ડુંગરશી | ,, |
| ૧ | ,, જેઠાભાઈ નાનજી | ,, |
| ૧ | ,, હંસરાજ લાલજી | ,, |
| ૧ | ,, નેણશી ખીમજી | ,, |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૫ | શ્રીમાન્ શેઠ ઠા. નેણશી તેજપાળ | મુંબઈ. |
| ૫ | ” ઠા. વીરજી પેરાજ | ” |
| ૫ | ” ઠા. ડોસા હરજી | ” |
| ૫ | ” ઠા. ત્રીકમદાસ રતનશી પુંજા | ” |
| ૫ | ” શા. રવજી નેણશી | ” |
| ૫ | ” શા. ખીમજી તેજુ કાંઈયાં | ” |
| ૫ | ” ઠા. લક્ષ્મીદાસ રવજી તેરશી | ” |
| ૫ | ” શા. દેવજી ધારશી | ” |
| ૫ | ” ઠા. ખેરાજ ઓધવજી | ” |
| ૫ | ” ઠા. મૂળરાજ કરસનદાસ | ” |
| ૫ | ” ગુલામહુસેન સોનાવાલા | ” |
| ૫ | શ્રીમાન્ ઠાકોર સાહેબ ગજસિંહજી | લાકડિયા. |
| ૫ | ” કલ્યાણજી ધનજીની કું૦ | માંડવી |
| ૫ | ” શા. રામજી રણશી | રામાણી. |
| ૫ | રા. રા. પ્રભાશંકર માવજી ફોજદાર સાહેબ | મુંદ્રા. |
| ૫ | શ્રીમાન્ શેઠ ઠા. ઇબજી શિવજી | ” |
| ૫ | ” ખોજા સુરાજભાઇ દાતુ | ” |
| ૫ | ” શા. લધાભાઈ ગુણપત | નાનીખાખર. |
| ૫ | ” શા. રવજી સોજપાળ કું૦ | લાયજા મોટા. |
| ૫ | ” સ્વામિ શુકરાજદાસજી | ભુજ. |
| ૫ | ” વકીલ કુંવરજી વિ. હરિરામ | ” |
| ૫ | ” મીસ્રી ગજાભાઈ નારાણ ” કુંભારિયાવાળા | અંજાર. |
| ૫ | ” મીસ્રી હરજી ગંગદાસ | કુંભારિયા. |
| ૫ | ” મીસ્રી જીવરામ માંડણ | અંજાર. |
| ૪ | ” ઠા. ભવાનજી નારાણજી | ભુજ. |
| ૪ | ” શા. મોનજી ધારશી | નવીનાળ. |
| ૪ | ” ઠા. કાનજી દ્વારકાદાસ ” મટાણી | મુંબઈ. |
| ૩ | ” ઠા. ખીમજી શામજી પોપટ | ” |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૩ | શ્રીમાન્ ઠા. પુરૂષોત્તમ ધનજી | માંડવી-કચ્છ. |
| ૩ | " કુંવરજીભાઈ આણંદા | સીંનુગ્રા. |
| ૩ | " કરસનજી જેઠાભાઈ | " |
| ૨ | " ઠા. રણછોડદાસ જેરામ | મુંબઈ. |
| ૨ | " ઠા. ગોરધનદાસ ખેતશી | " |
| ૨ | " ઠા. કરસનદાસ રણછોડદાસ | " |
| ૨ | " ઠા. ભીમજી રામદાસ | " |
| ૨ | " ઠા. રણછોડદાસ શામજી કોટક | " |
| ૨ | " ઠા. રણછોડદાસ વેલજી | " |
| ૨ | " ઠા. જમનાદાસ મેઘજી વલ્લભદાસ | " |
| ૨ | " રાઘવજી રામજી | મુલુંડ. |
| ૨ | " દામજી શિવજી | મુંબઈ. |
| ૨ | " શા. નાગજી અમરશી | કચ્છ-માંડવી. |
| ૨ | " શા. પ્રાણલાલ ખેતશી | " |
| ૨ | " ઠા. હરિરામ કરશન | " |
| ૨ | શેઠ ગો. તે. હાઈસ્કુલ | " |
| ૨ | " ગોકળદાસ ખીમજી | કચ્છ-માંડવી. |
| ૨ | રા.રા. સવાઈલાલભાઈ ડી. રાણા ન્યાયાધીશસા. | મુંદ્રા. |
| ૨ | શ્રીમાન્ રતનસિંહ લાલજી વકીલ | " |
| ૨ | " રામદાસ જેઠાભાઇ વેદાંત | લાયજા મોટા. |
| ૨ | " જેઠા કુરપાળ | " |
| ૨ | " કલ્યાણજી માવજી | બિદડા. |
| ૨ | " ડૉકટર જાદવજી ખીમજી ચોથાણી | " |
| ૨ | " કરસનદાસ લક્ષ્મીદાસ ભીમાણી | કચ્છ-માંડવી. |
| ૨ | " લાલજી માલશી પટેલ | નાના ભાડિયા. |
| ૨ | " શિવજી જેઠા હરિયાણી | ગુંદિયાળી. |
| ૨ | " ભાણજી કરશનદાસ સોદાગર | " |
| ૨ | " ઓસમાણ હાજી અબ્દુલા | કોડારા. |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૨ | શ્રીમાન્ હસન ઇબ્રાહીમ | સુથરી. |
| ૨ | શ્રીમાન્ વકીલ પ્રેમજી રાઘવજી | ભુજ. |
| ૨ | ,, ગોપાલજી ઉમરશી | ,, |
| ૨ | ,, ઇશ્વરલાલ રતનલાલ | ,, |
| ૨ | ,, નોતમલાલ અમૃતલાલ | ,, |
| ૨ | ,, વૃજલાલ હરિલાલ | ,, |
| ૨ | ,, તુલશીદાસ ગુળજી શેઠ | ,, |
| ૨ | રા. બ. જગમાલ રાજાભાઈ | નાગોર. |
| ૨ | રા. રા. હેતુભા રવાજી ફોજદાર સાહેબ | અંજાર. |
| ૨ | શ્રીમાન્ શેઠ નથુ મનજી | કુંભારિયા. |
| ૨ | ,, પ્રેમજી મેઘજી | ,, |
| ૨ | શ્રીમાન્ ઠાકોર સાહેબ ચાંદાજી | કોટડી. |
| ૧ | બા માશ્રી સુંદરબા સાહેબ | વઢવાણ. |
| ૧ | અ૦ સૌ૦ બાશ્રી આનંદકુંવરબા સાહેબ ગણાદવાળાં | ,, |
| ૧ | અ૦ સૌ૦ બાશ્રી હસેન્દ્રકુંવરબા સાહેબ છોટા ઉદેપુરવાળાં | ,, |
| ૧ | શ્રીમાન્ કરશનદાસ હીરજી પુંજુઆણી | મુંબઇ. |
| ૧ | ,, રતનશી ખેરાજ | ,, |
| ૧ | ,, ઠાકરશી નરશી | ,, |
| ૧ | ,, ભીમજી રતનશી રૂપારેલ | ,, |
| ૧ | ,, દેવજી રતનશી | ,, |
| ૧ | ,, શિવજી કુંવરજી | ,, |
| ૧ | ,, ગંગારામ વલ્લભજી | ,, |
| ૧ | ,, ઓધવજી વીરજી | ,, |
| ૧ | ,, વલ્લભદાસ ભીમજી | ,, |
| ૧ | ,, પ્રધાન આગજી ઠક્કર | ,, |
| ૧ | ,, દયારામ વાઘજી | ,, |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | શ્રીમાન્ નારાણજી પારપ્યા | મુંબઇ. |
| ૧ | „ કેશવજી જેરામ | „ |
| ૧ | „ પુરૂષોત્તમ ચતુર્ભુજ | „ |
| ૧ | „ શિવદાસ ચાંપસિંહ ઠક્કર | „ |
| ૧ | „ ગોવિંદજી હરિદાસ | „ |
| ૧ | „ વલ્લભદાસ રામદાસ | „ |
| ૧ | „ કેશવજી નથુ સેલર જે. પી. | „ |
| ૧ | „ શિવજી થાર્યા | „ |
| ૧ | „ મથુરાદાસ વીરજી | „ |
| ૧ | „ જોશી નરભેરામ ખીમજી કચ્છ તેરાવાળા | „ |
| ૧ | „ ધરમશી ભવાનજી | „ |
| ૧ | „ કલ્યાણજી માવજી | „ |
| ૧ | „ જાદવજી પ્રેમજી ચંદે | „ |
| ૧ | „ મુળજી રાઘવજી | „ |
| ૧ | „ કારાભાઇ રામજી | „ |
| ૧ | „ ચતુર્ભુજ જાદવજી | ચાલીસગામ. |
| ૧ | „ કરસનદાસ જેઠાભાઇ વેલજી | મુંબઇ. |
| ૧ | „ વિસનજી કાનજી શરાફ | „ |
| ૧ | „ ગાંગજી કાનજી ચંદન | „ |
| ૧ | ભાટિયા બાળરક્ષક વિદ્યાલય | „ |
| ૧ | શ્રીમાન્ ડૉકટર હરિલાલ દામોદર મહેતા | કચ્છ–માંડવી. |
| ૧ | „ „ વિશનજી શિવજી શાહ | „ |
| ૧ | „ „ ઇશ્વરલાલ વૈજનાથ ઓઝા | „ |
| ૧ | શ્રી દરબાર લાયબ્રેરી | „ |
| ૧ | શ્રીમાન્ શેઠ કેશવજી ડુંગરશી | „ |
| ૧ | „ જેઠાભાઈ નાનજી | „ |
| ૧ | „ હંસરાજ લાલજી | „ |
| ૧ | „ નેણશી ખીમજી | „ |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | શ્રીમાન્ વકીલ ચુનીલાલ રાઘવજી | કચ્છ–માંડવી. |
| ૧ | ,, વીરજી કેશવજી | ,, |
| ૧ | ,, શંકરલાલ વેલજી | ,, |
| ૧ | ,, ખોજા હાજી અલારખ્યા વલી | ,, |
| ૧ | ,, મોતીલાલ વીરજી | ,, |
| ૧ | ,, જમનાદાસ ગોવર્ધનદાસ | ,, |
| ૧ | ,, રવજી ધરમશી રૂખા | ,, |
| ૧ | ,, નારાણજી પુરૂષોત્તમ | ,, |
| ૧ | ,, હુસેનઅલી નાનજી | ,, |
| ૧ | ,, જગશી ટોકરશી | ,, |
| ૧ | ,, રામસિંગજી સુજીભા પરમાર | ,, |
| ૧ | ,, હુસેનભાઇ મુસા ઘીવાળા | ,, |
| ૧ | ,, ખટાભાઈ મુરારજી | ,, |
| ૧ | ,, માધવજી નારાણજી એડનવાલા | ,, |
| ૧ | ,, જીવણદાસ લીલાધર | ,, |
| ૧ | હિંદુ પ્રાથમિકશાળા | ,, |
| ૧ | ભાટિયા મિત્ર મંડળ | ,, |
| ૧ | ભાટિયા સ્ત્રી મંડળ | ,, |
| ૧ | શ્રીમાન્ શેઠ ચાંપસિંહ વિજપાળ | નાના ભાડિયા. |
| ૧ | ,, રામજી લખધીર | ,, |
| ૧ | ,, નથુ ગોશર | ,, |
| ૧ | ,, નરશી લીલાધર | ,, |
| ૧ | ,, પોપટ હરજી | ,, |
| ૧ | ,, પ્રેમજી હરસીં | ,, |
| ૧ | ,, આણંદ અરજણ | ,, |
| ૧ | ,, રતનશી લાલજી | ,, |
| ૧ | ,, ભાણજી ઠાકરશી | ,, |
| ૧ | ,, હીરજી મોણશી | ,, |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | શ્રીમાન્ શેઠ નથુભાઈ શિવજી | નવાવાસ. |
| ૧ | ,, ઝવેર રવજી | ,, |
| ૧ | ,, ખીમરાજ દેવશી | ,, |
| ૧ | કચ્છ–દુર્ગાપુર લાયબ્રેરી | ,, |
| ૧ | શ્રીમાન્ શેઠ કુંવરજી રામજી | રાયણ મોટી. |
| ૧ | ,, વેલજી ખીમજી | ,, |
| ૧ | ,, સુરારજી શામજી | ,, |
| ૧ | કચ્છ–રાયણ પાઠશાળા | ,, |
| ૧ | શ્રીમાન્ શેઠ લાલજી ઓભાઈયા | કોડાય. |
| ૧ | ,, વીરજી હંસરાજ | ,, |
| ૧ | સદાગમ પ્રવૃત્તિ | ,, |
| ૧ | કચ્છ–કોડાય લાયબ્રેરી | ,, |
| ૧ | શ્રીમાન્ ડૉકટર ચુનીલાલ ડી. પાટડીઆ | મોટા લાયજા. |
| ૧ | ,, શેઠ રામજી આણંદ જેવત | ,, |
| ૧ | ,, ડૉકટર દામજી વીરજી હરિયા | બિદડા. |
| ૧ | ,, શેઠ ઘેલાભાઈ માંડણ | ,, |
| ૧ | ,, ઘેલાભાઈ દેવજી વેદાંત | ,, |
| ૧ | ,, પ્રેમજી ભાણજી | ,, |
| ૧ | ,, શિવજી રાજપાળ | ,, |
| ૧ | ,, માણેકભાઈ જેઠુ | ,, |
| ૧ | ,, હંસરાજ કુંવરજી | ,, |
| ૧ | ,, વીરજી રતનશી | ,, |
| ૧ | ,, જાડેજા દયાળજી કેસરજી | ગુંદિયાળી. |
| ૧ | ,, નથુજી થરાજી | ,, |
| ૧ | ,, શેઠ પ્રાણશંકર કરશનદાસ સોદાગર | ,, |
| ૧ | ,, શામજી લાલજી હરિયાણી | ,, |
| ૧ | ,, મોનજી ડુંગરશી | ,, |
| ૧ | નાખવા મહમદ ઇસા | સલાયા. |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | ,, શામજી નેણશી | મોટી ખાખર. |
| ૧ | ,, કેશવજી વીરજી | ,, |
| ૧ | મે. રા. રા. છબીલદાસભાઇ સ્ટેટ એન્જિનીયર સાહેબ | ભુજ. |
| ૧ | ,, વિઠ્ઠલજી કેશવજી દવે | ,, |
| ૧ | શ્રીમાન્ વકીલ છોટાલાલ ભવાનજી | ,, |
| ૧ | ,, મનહરરાય માવજી | ,, |
| ૧ | ,, જમિયતરાય ગુલાબશંકર વૈદ્ય | ,, |
| ૧ | ,, ઉમાશંકર ભગવાનલાલ | ,, |
| ૧ | ,, કંદોઇ વેલજી કાળા | ,, |
| ૧ | ,, જોશી જગન્નાથ દલપતરામ | ,, |
| ૧ | ,, દવે જગન્નાથ ભવાનીશંકર | ,, |
| ૧ | ,, વોરા જદુરામ નારાણજી | ,, |
| ૧ | ,, કેશવજી પ્રેમજી એન્ડ કું૦ | ,, |
| ૧ | હાલે પોત્રા ગુલામમહમદ હુસેન | બન્ની–હોડકા. |
| ૧ | શ્રીમાન્ ઠાકર દુર્ગાશંકર શામજી | અંજાર. |
| ૧ | ,, શેઠ નથુભાઇ મેઘજી દલાલ | ,, |
| ૧ | ,, કરશનદાસ ખીમજી | ,, |
| ૧ | ,, વકીલ અલીમહમ્મદ બુશબ | ,, |
| ૧ | ,, ધરમશી શિવરાજ નગરશેઠ | ,, |
| ૧ | ,, ઓધવજી પાનાચંદ સંઘવી | ,, |
| ૧ | ,, કાન્તિપ્રસાદ ચંદ્રશંકર અંતાણી | ,, |
| ૧ | ,, જમનાદાસ ત્રીકમદાસ ગાંધી | ,, |
| ૧ | ,, ડૉક્ટર લતીફભાઈ પી. એચ ડી. (લંડન) | ,, |
| ૧ | ,, શામજી ગોવિંદ વેગડ | ,, |
| ૧ | ,, વચ્છરાજ પોપટલાલ | ,, |
| ૧ | ,, શાહ શભુભાઇ પુરૂષોત્તમ | ,, |
| ૧ | શ્રી વરસામેડી લોહાણા વાચનાલય | વરસામેડી. |

| પ્રત, | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | શ્રીમાન્ મીસ્રી લાલજી કચરાણી હા. પુરૂષોત્તમ રામજી | કચ્છ-અંજાર. |
| ૧ | ,, ઠા. ધરમશી વલ્લભદાસ સંપટ | ,, |
| ૧ | મહારાઓશ્રી ખેંગારજી લાયબ્રેરી | ,, |
| ૧ | મહંત શ્રી રામદાસજી રામાચાર્યજી | ,, |
| ૧ | શ્રીમાન્ રાનતભાઇ નોંધા | કુંભારિયા. |
| ૧ | ,, .ડાહ્યાભાઇ ધનજી | ,, |
| ૧ | ,, ધનજી કુંવરજી પંડયા | ,, |
| ૧ | ,, મનજી તથા અમરસિંહ ગોવામલ | ,, |
| ૧ | ,, વરજાંગ વિશ્રામ ચોહાણ | ,, |
| ૧ | ,, હેમરાજ કાનજી ચાવડા | સીનુંગ્રા. |
| ૧ | ,, જીવરાજ જેરામ ચાવડા | ,, |
| ૧ | ,, ગોકળદાસ નરશી | મુંદ્રા. |
| ૧ | ,, દામજી દેવશી શાહ | ,, |
| ૧ | મહારાઓશ્રી ખેંગારજી લાયબ્રેરી | ,, |
| ૧ | શ્રી આઠ કોટિ મોટી પક્ષ જૈન સ્થાનક | ,, |
| ૧ | શ્રીમાન્ શેઠ રામજી ભારમલ્લ | શાડાઉ. |
| ૧ | ,, કાનજી શિવજી | આરોઇ. |
| ૧ | ,, જેઠાભાઇ ખેતશી | રામાણી. |
| ૧ | ,, જાડેજા ભગવતસિંહજી પ્રતાપસિંહજી | પત્રી. |
| ૧ | ,, જમાલભાઇ મોલેદિના | સુથરી. |
| ૧ | ,, ગો. તે. અંગ્રેજી-ગુજરાતીશાળા | નળીઆ. |
| ૧ | ,, ,, ,, | જખૌ. |
| ૧ | ,, ડૉકટર અલીમહમદ એસ. હકીમ | કોઠારા. |
| ૧ | ,, મેઘજી ઘેલાભાઇ | વાળાપધર. |
| ૧ | ,, વેલજી ડુંગરશી | ,, |
| ૧ | શ્રી કચ્છ નારાણપુર જૈન પાઠશાળા | નારાણપુર. |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | ધી શિઆ ઇમામી ઇસ્માઈલીયા લાયબ્રેરી | દારેસલામ. |
| ૧ | શ્રીમાન્ શેઠ માવજી વરજાંગ | રંગુન. |
| ૧ | ,, આસુભાઇ પુનશી | ,, |
| ૧ | ,, લીલાધર દેવશી | ,, |
| ૧ | ,, કાનજી શામજી | ,, |
| ૧ | ,, વેલજી કાનજી | ,, |
| ૧ | ,, તલકશી કરમશી | ,, |
| ૧ | ,, દાગજી લાલજી | ,, |
| ૧ | ,, જેઠાભાઇ ધનજી | ,, |
| ૧ | ,, લખમર્શી પુંજા | ,, |
| ૧ | ,, શામજી મોરારજી | ,, |
| ૧ | ,, દેવરાજ વેલજી | ,, |
| ૧ | ,, ધનજી લધાભાઇ | ,, |
| ૧ | ,, કુંવરજી રામજી | ,, |
| ૧ | ,, જીવરાજ રતનશી | ,, |
| ૧ | ,, રવજી રઘવજી | ,, |
| ૧ | ,, દેવશી વરજાંગ | ,, |
| ૧ | ,, છગનલાલ વસનજી | ,, |
| ૧ | શ્રીમાન્ જાડેજા જીતુભા રતનજી | ,, |
| ૧ | ,, શેઠ વિજપાળ ખીંયશીં | ,, |
| ૧ | ,, ગાંગજી દેવજી | ,, |
| ૧ | ,, મેઘજી વેલજી | ,, |
| ૧ | ,, નાનાલાલ રાયચંદ | ,, |
| ૧ | ,, ખીમરાજ પેથા | ,, |
| ૧ | ,, નરસિંહ શિવજી | ,, |
| ૧ | ,, ચુનીલાલ પ્રેમજી | ,, |
| ૧૬ | ,, હીરજી વેલજી | ,, |

| નં. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | શ્રીમાન્ હીરજી મણશીં | રંગુન. |
| ૧ | ,, મેઘજી માલશીં | ,, |
| ૧ | ,, ચુનીલાલ સાંઘાણી | ,, |
| ૧ | ,, પ્રેમજી સુજીજી | ,, |
| ૧ | ,, નાગજી ખેરાજ | ,, |
| ૧ | ,, નાનજી રણશીં | ,, |
| ૧ | ,, શામજી ઉમરશીં | ,, |
| ૧ | ,, જગમોહનદાસ રામચંદ્ર | ,, |
| ૧ | ,, ભોજરાજ ઘેલાભાઇ | ,, |
| ૧ | ,, પચ્છમના સમા ચૂરાજી પંચાણજી રણમલાણી ગામ કુમાણાના રહીશ | પાલીતાણા. |

# ⇝ નવું સાહસ. ⇜

આપ
ની
મુશ્કે-
લી-
ઓનો
હવે
અંત
આ-
વી
ગયો
છે.




મન-
લૉસ
(સી-
વવા-
ના
સાં-
ચા.)

આપ કચ્છની અંદર જે વસ્તુ માટે મુંઝાઓ છો, તે મન્ડલોઝ સોઈંગ મશીન (મનલોસ સીવવાના સાંચા) ની હમોએ કચ્છ ખાતે સોલ એજંસી મેળવી છે તમો રોકડથી યા હપ્તેથી મેળવવાને ઇચ્છતા હશો તો અમારૂં ખાતું તેની મેનેજમેંટ સંતોષકારક રીતે કરી આપશે. દરજી કામ; કે મોચી કામ; ગમે તે ઉપયોગમાં લાંબા સમય સુધી સંતોષકારક કામ આપનાર તરીકે દુનિયા ભરમાં મન્ડલોઝ (ઉત્તમ) સોઈંગ મશીનો પુરવાર થયાં છે. કચ્છની અંદર કોઈપણ ગામે વ્યાજબી ભાવે અમે ડીલીવરી આપી શકીશું.

સબ એજન્ટો અને સેલ્સ મેનો જોઈએ છીએ.

લખો અથવા ,મળો:—

વીમાના દાવા ક્યાંથી મેળવશો? કેશવજી પ્રેમજી એન્ડ કુાંવ

વોકળા ફળીયા—કચ્છ-ભુજ.

---